# સ્ત્રીબોધ.

કહે નેપોલ્યન દેશને, કરવા આબાદાન; સરસ રીતછે એજકે, દો માતાને ગ્નાન.

## પુસતક ૧૫ મું.

### જાનેવારીથી ડીસેમબર ૧૮૭૧ સુધી.



મુંબઈના

દફતર આશકારા છાપખાંનામાં છાપીઉંછે.

સને ૧૮૭૨.

# સાકલીઉં સીબોધનો પુંસતક ૧૫ માનું.

## વારતા, કાંહાંની, કીસા ઈતીઆદી.



## સંસાર તથા વેહેવાર ઊપયોગી ગ્નાન.



### ઘરનો ગવરનર.



## જનમ ચરીતરો.



## સનસાર ચીતરો.



## ઊદીઓગોના વરણન.



## માણશ જાતીનું વરનણ.



## ભુગોલ વીદીઆ સંબંધી બાબતો.



### લંડન શેહેરના ચીતરો.



## તબીબ વીદીઆ સંબંધી બાબતો.

## સાંકલીઉં.



### શરીર વીદીયા સંબંધી બાબતો.



### ખગોલ વીદીયા સંબંધી બાબતો.

ચંદર વીશે ચરચા.



### જાંનવરી વીદીયા સંબંધી બાબતો.



### નશીએત અને શીખામણ.

શેકસપીરીઅન જવાહેરો.



લગન ઉપર નશીએત.



પયાર ઉપર નશીએત.



### ઘરઘતુ નુસકા.

પકવાનો—



મીઠાઈઓ—



પીવાના પદારથો—



પરચુરણ—



### કવીતાઓ.



ઇરાંનીઓ ઉપરનો ગજબ.



———→•••←———

# સ્ત્રીબોધ.

પુસ્તક ૧૫ મું. ફેબરવારી ૧૮૭૧ આંક ૨ જો.

## ધીરજનું ધન

અથવા

### છુપાં શંકટપર છુપી ફતેહ.

એક વારતા.

### પરકરણ ૪ થું.

### આરજુની આરજુ.

બગદાદના હાકમ રાસામે પોતાના નવા નોકર ખોદાદાદને પેહેલ વેહેલું જે કામ સોંપયું તે પોતાની માશુક આરજુ પાસ પેગામ લઈ જવાનું હતું.

પેઆરી વાંચનારી બાનુઓને યાદ હશે કે એ ખોદાદાદ કાંઈ મરદ નહી હતો. તેતો બુશાયરવાલા સોદાગર સલીમની શુંદર બેટી ગુરવારીદ હતી, જે પોતાના ભાઈ અકબર સાથે રોજીની શોધમાં નીકલેલી સફર મધેથી હીંઆં ધસડાઈ આવેલી હતી અને જેણીએ પોતાના ભાઈ અકબરના લેબાશમાં રાસામના પેઆરને ખાતર તેની નોકરીમાં પોતાનું નામ લખાવયું હતું.

બાંનુ આરજુની આરજુમા રાસામ રાત દીન ગલાપો જતો હતો, પણ તે બાંનુ પોતાના ભાઈના ગમમાં પડેલી હતી અને રાસામને મચક નહી આપતી હતી. તેના સઘલા કાસદોને આરજુ પાછી વાલતી હતી, પણ ખોદાદાદ (ગુરવારીદ) જેવા કાસદનેબી શું તે પાછો વાલશે?

નહી—ખોદાદાદની સુરતજ એટલી મનમોવન હતી કે તેને આખો દાહાડો જોયા કરતાંબી ખુબસુરતીને વખાનનારાઓનો જીવ ધરાય નહી. તેનો ચેહેરો એવો નીરદોશ મધુરતાવાલો હતો કે તેને નાઉમેદ કરવાની એક નેઆએધીશનીબી છાતી ચાલે નહી. તેનો આવાજ એવો નાજુક અને કોમળ હતો કે તેની સાથ વાત કરવાને ગુંગો પણ ફાંફાં મારવા વના રેહ નહી.

વાસતે રાસામે પોતાના આ નેજવાંન નોકરને પોતાની પાસે એકાંત બોલાવી આરજુ ઉપરનો પોતાનો સઘલો પેઆર તેને જાહેર કીધો અને પછે તેને અરજ કીધી કે "આ મારો પેગામ લઈ તું તે દીલબરને ઘેર જા."

આ વખતે ગુરવારીદના દીલમા પેદા થતા જુસાનુ બેઆંન કેમ કરી શકાશે? તે પોતે રાસામને ચાહતી હતી અને તોપણ રાસામનું એક બીજી સ્ત્રીસે કારજ કરવાનું કામ તેને મળયું. અલબતાં પોતાના જોસા ધીરજથી તામેસ કરવાની તેની ફરજ હતી. માટે તેણે પોતાનાં જાહેર શેક પણ બાતેન દીલદારને એટલોજ સવાલ પુછયો કે "અગરજો તે બાઈ મને પણ જવાબ નહી દેશે તારે કેમ?"

રાસામે બેજરખાહીથી અરજ કીધી કે "તે પાછો વાલેતો તું પાછો આવતો નાં. તુને દાખલ નહી કરે એમતો તું બનવા દેતોજનાં. તેના દરવાજામાં એક થાંભલાની મીશાલે મજબુત ઉભો રેહેજે અને કેહેજે કે તુને આરજુ સાથ મુલાકાત થાય નહી તાંહાંસુધી તારો પગ એક જાડની મીશાલે તાંહ ઉગીયા કરશે. જવાબ વગર પાછો ફરે તેના કરતાં ઉભો રહી તોફાંન મચાવજે અને સભીઅતાની સઘલી હદની બાહાર જઈ ધમકી, ધાંધલ ઈઆ ધરપજથી તેની પાસે પોંહોંચી આવજે."

આ હુકમ સીરપર ચહડાવી ગુરવારીદ આરજુના મેહેલ તરફ ગઈ.

આ મેહેલમાં ખુશાલી જેવું થોડુંજ હતું. મેહેલની માલેક આરજુ પોતાના ભાઈના શોગમાં એટલી ગરકાવ હતી કે પોતે ખુશ ખુશાલીને તજી બેઠી એટલુંજ નહી પણ મેહેલની અંદરનાં કોઈ પણ માંણસો જાજાં ખુશ ખુશાલ રેહ તે તેને પસંદ નહી હતું.

તોપણ માણસજાતીના સવભાવ અને ખવાસ તરફ નજર કરી આરજુએ પોતાના ઘરનાં માંણસોમાં કાંઈ ઘણી શખત બંદી કીધી નહી હતી. આરજુ જાંણતી હતી કે તેવી કોઈ મનાઈ ઈઆ બંદી પાસે એવાં તેનાં ઘરનાં માંણસો નહી હતાં.

પેહેલાંતો ઉમરાજાદી આરજુના મેહેલમાં જકર નામનો મશખેરો લઉવો છેક આગલા વખતનો નોકરીએ રહેલો હતો. તેનું કામજ સરવેને ખુશ મશખરીથી હસાવાનું હતું અને રમુજ તથા ગમત ભરેલા ટીકાઓથી દલગીરી તથા બલાપાને હાંકી કાહાડવાનું હતું. તેની બટકબોલી અને લવલવને બંધ પાડવી મુશકેલ હતી.

વળી આરજુની ફરંગ નામની જવાંન દાસી હતી. તે જેટલી જવાંન તેટલી મસતીખોર અને હસમુખી હતી. લઉવા જકર સાથ તેને દોસતી હતી અને હસવા બોલવાનો તેનો સવભાવ હતો.

તે સાથે ઉમરાજાદી આરજુનો બેહેરામ નામનો કાકો હતો. તે મોજીલો ઉદાઉ અને ખાનાર પીનાર હતો. તે મજ તેનો તેમુર નામનો એક દોસત હતો, તે હીમકારો, બેવકુફ અને ચીબાવલો હતો. આ બે દોસતો વચે મીતરાચારીનું નાતું ઘણું મજબુત હતું. તેઓ આરજુના મેહેલમાં આખી આખી રાત સાથે રેહેતા હતા અને દારૂ પીને ટોલ ટપા તથા કોઈવારતો મારામારીમા વખત કાહાડતા હતા.

પણ સઉથી હસવા સરખું એ છે કે ઉપલો બેવકુફ અને છાકટો તેમુર શુંદર આરજુના હાથની ઉમેદ રાખતો હતો. આરજુની આરજુ રાસામશાહના દીલમાં હતી તે વાત તેને છુપી નહી હતી, પણ તે છતાં તેહેમુર પણ આરજુસે પરણવાની આરજુ રાખતો હતો.

તેમુર પોતાને રાસામનો હરીફ સમજતો હતો તો જો કે રાસામશાહની અને તેની પદવીમાં તેમજ આબરૂમા અને અકલમાં આસમાન જમીનનો ફેર હતો અને એવા પોતાથી ઉતરતા હરીફની રાસામને કશી દરકાર પણ નહી હતી. રાસામ પોતાના મનમાં હસીને રેહતો હતો કે હરીફ તેને ગણવે કે જે લાએકાતમાં આપણી બરોબરીઓ હોય, પણ જે ઘણી હલકો, છાલકો ઇઆ નહારો હોય તે પોતાને મોહોડે ગમે એવી પતરાજી કરે તોપણ તે કાંઈ હરીફ ગણાય નહી.

રાસામ જારે પોતાની મોબતમાં ફાવવા મારે પોતાના દાવાની મજબુતી અને પોતાની લાએકાત ઉપર ઈતબાર રાખતો હતો તારે બેવકુફ તેમુર આરજુનો હાથ મેળવવાને પોતાના દોસત બેહેરામ ઉપર આધાર રાખતો હતો. બેહેરામે પોતાની ભતરીજી સાથ પરણાવાની તેમુરને ધીરજ આપી હતી.

પણ રાસામ અને તેહેમુરની મોહોબત વચેબી તફાવત હતો. રાસામની મોહોબત ખરાં દીલની અને જોસ ભરી હતી. તેમુરની મોબત માતર વેહેવારસર અને બાહેરની હતી. રાસામ આવી એક નારીસે દીલ બાંધવામાં જીંદગી સુધીનું ખરું સુખ સમજતો હતો તારે તેમુર તેનો હાથ મેળવવા મારે માતર હવશની મોજ સીવાએ વધુ વીચારતો નહી હતો. રાસામ આરજુને રાંણી બનાવા ચાહાતો હતો, તેમુર તેને ગોલામડી અને બાંદી કરવાના ખેઆલમાં હતો. મારે રાસામ પોતાનો દાવો રજુ કરવામા જારે અથાગ અને અચુક હતો, તારે તેમુરને બેહેરામે છાતી પર જે હાથ દેવાડયો હતો તેપર સબુરી પાંખો આજે નહી ને થોડાં વરસ રહીને આરજુસે નેકા કરવાને મલકાતો હતો.

જોકે તે બેવકુફ હતો, તોપણ એટલુંતો સમજતો હતો કે રાસામના કાસદો આરજુને આવી મળવા નહી જોઈએ. એટલા મારે તે કાસદોને મળવા વગર આરજુ પાછા વાળતી તેથી તેમુર ખુશી હતો અને તેમને પાછા વાલવામાં બેહેરામનો થોડોક છુપો હાથ પણ હતો. તેમુર પઈસાદાર હતો અને આરજુની લાલચપર બેહેરામ તેને જેમ નીચવતો તેમ તે નીચવાતો હતો. તે પઈસાની ભેટ સોગાદ આરજુના નોકરો સુધી પોંહોંચી હતી તોપણ સઘલાઓ તેનાથી કમાતા અને તેનેજ હસતા હતા.

એ રીતે આરજુના મેહેલમાં તરેહવાર કીસમના આદમીઓ વસતાં હતાં અને તેઓ વચે જારે આવા જુદા જુદા જુસાઓ અને હવસો અઠડા અઠડી કરતા તારે મેહેલમાં મસતી, ઢીંગાનું અને ગડબડ ચાલુ રેહ એમા નવાઇ નહી હતી.

આ લોકોની ગડબડથી કોઈવાર ગંભીર આરજુ કંટાલી જતી હતી. તે લોકોને સમજાવા તથા ગડબડ બંધ કરવાનું કામ તેણીએ બાધરખાન નામના પોતાના એક વીસવાસુ કારબારીને સોંપયું હતું. એ બાધરખાંન ગમે એટલો વીસવાસુ તોપણ કાચી સમજનો હતો. વળી તેને પણ આરજુની એક આરજુ હતી. તે પોતાની શેઠાણીનું ઉચું મત અને ચાહા મેળવવાનો ભુખો હતો અને તેથી શેઠાંણીને રાજી રાખવા સારૂં તેણીના હુકમોને ઘણા સહરાવેલા આકારમાં બજાવા જતો હતો. જોકે મેહેલમાં નાચ રંગ ઇઆ મસતી તોફાંન આરજુને પસંદ નહી હતું, તોપણ અંદાજસર રમત ગમત ઇઆ મજાખ મશખરીનો તેણીએ બંદી કીધેલી નહી હતી. તોપણ બાધરખાંન દાહાયો થવા મારે શેઠાંણીના હુકમોને અમસથા વધારી મેળતો હતો. બાઇના હુકમને બોંહાંને જકર લઉવાને તથા ફરંગ દાસીને તથા બેહેરામને અને તેમુર વગેરેને ચુપચાપ રાખવાને ઘણો ખંતી હતો. જરા ગડબડ થતાં તેઓને ધમકાવી કાહાડતો. જો તેઓ મોડા ઘરમા આવે અથવા મોડે વખત સુધી ઘરમા મસતી કરેતો બાઈની આગળ તેઓની ફરીઆદ લઈ જતો અને તેઓને આરજુની કડવી શીખામણો સાંભળવી પડતી હતી.

એટલા મારે આ સઘલા જણમાં બાધરખાન અકારો થયો હતો. તેઓ તેની સાથ ખાનગી દુશમની ધરાવતા હતા. તેઓ સાથે તે ઘણીવાર તે લડી ચુકયો હતો અને તેઓ હજીબી તેનાં " આંથરાંમાં ફરતા હતા."

---

## પરકરણ ૫ મું.

## ફતેહનું બીઊં.

હવે જારે શુંદર ખોદાદાદ (ખુરવારીદ) રાસામની દીલ ભરીનો પેલો પેગામ લઈ આરજુના મેહેલ તરફ આવયો તારે આરજુ એવાજ પોતાના ઘરનાં માંણસોનાં કંટાલા ભરેલા સુંથારામાં પડેલી હતી.

મેહેલનો લઉવો જકર તે દીને ઘરમાં મોડો આવયો હતો. તેને પોતાની નજદીક આવતાંનેવાર આરજુએ પોતાનાં માંણસોને હુકમ કીધો કે "આ લઉવાને હંઈથી બાહાર કાહાડો".

મશખેરો જકર હાજરજવાબીમાં પુરો હતો અને તેનો ધંધોજ બોલવા ચાલવાનો હતો તથા તેને મશખરી કરવાની છુટ હતી મારે તે આદમીઓ તરફ જોઈ બોલી ઉઠયો કે "અપરો હુકમ સાંભળતા નથી ? આ બાઈને હીંઆંથી બાહાર કાહાડો."

આરજુ આ મશખરી સાંભળવાના સવભાવમાં નહી હતી. તે બોલી કે "બેવકુફ, હવે તુને મારે નથી રાખવો. તું આસતે આસતે લુખો લઉવો થતો જાયછે અને તારી બેઈમાની વધેછે."

લઉવાએ ઘણો અછો ઉતર વાલયો. "મારા એ બેહુ વાંક એવાછે કે જે દારૂ અને રૂડી સલાહથી સુધરશે. હું મા લઉવાને પીવાનું આપો અને પછે તે ભુખો નહી પણ બીણુાયલો રેહશે. બેઈમાંનને ઈમાનદાર થવા કહો અને પછે તે બેઈમાંન નહી રેહશે, પણ સુધરશે. હરએક ચીજ ને સુધારવી તે તેના ઉપર ઠીગડું મારવા બરાબર છે. પાપ ની ઉપર નેકી ફાવેતો તે નેકીનું માતર ઠીગડુંછે, નેકી ની ઉપર પાપ ફાવેતો તે પાપનું ઠીગડુંછે. દીહાપાં માણસ ગાંડાંને બાહાર કાહાડવા કહીને ગાંડાં બનેછે, ગાંડાં માણસ દાહયાને બાહાર કાહાડવા કહીને દાહયા બનેછે, વાસતે પારો આ બાઈને હીંયાંથી કાહાડો."

આરજુએ લગાર ટણકાથી કહયું કે "મુરખ મેં તુને કાહાડી મેળવા કહયુંછે."

પણ ફરીથી જફરે પોતાને જીભને હીલતી કીધી કે "હું બેવકુફ છઉં તેથી તમે મને કાહાડી મેળોછો, અને તમો પણ વકુફ વગરના છો માટે તમોને હું કાહાડી મેલું છઉં. નેકબાંનુ હું સાબેત કરી આપશ કે તમો બેવકુફ છો."

આરજુ—તારીથી એમ બનશે ?

જફર—ઘણી ચાલાકીથી.

આરજુ—તારે સાબેત કર જોઉં.

જફર—પણ તેની આગમચ એ નેકીની ચેન મારે તમુને સવાલો પુછવા પડશે.

આરજુ—ને હાલ કાંઈ બીજું કામકાજ નથી તેટલાં હું જવાબો આપશ.

જફર—ભલી બાનું, તમે શોક શા માટે કરોછો !

આરજુ—ભલા લઉવા, મારા ભાઈના મોતને માટે.

જફર—તારે હું મારૂં છઉં કે તેનું રવાન દોજખમા ગયું હશે.

આરજુ—હું જાંણું છઉં કે તેનું રવાન બેહેશતમાં ગયુંછે.

જફર—જારે તમારા ભાઈનો જીવ બેહેસતમાં જવા ઉપર તમે શોક કરોછો તારે તમે ખરાં બેવકુફ છો. ચાલો હવે તમે બાહાર જાઓ.

આ મશખરીથી આરજુને કાંઈ ગમત પડી નહી, પણ તેના લઉવાની હીકમત વીશે તે ખુશી થઈ. તેની ચાલચલણ વીશે તેનો કારભારી બાધરખાંન પાસે ઉભેલો હતો તેને પુછયું અને બાધરખાંનેતો બાઈ તરફનો જરા અણસારો થતાંજ એકદમ ફાટી ફુટીને જફરખાન લઉવાની સઘલી રાવ કીધી. તે શેવટે બોલયો કે "બુરાઈ દાહયા લોકોને નરસ કરેછે, પણ બેવકુફોને વધારે સરસ બેવકુફ બનાવેછે."

આ ટીકા જફરે તેનાજ મોહોમા મારયા તે બોલયો કે "ખોદા તારાંમા હજી વધારે બુરાઈ મોકલે કે જેથી તારી મુરખાઈ વધારે સરસ થાય."

બાધરખાનના ઈતરાટને માટે આ ઘણો શખત તાંણો હતો. તે જફર ઉપર ખફા થયો એટલુંજ નહી પણ પોતાની સેઠાંણી ઉપરબી ખફા થયો કે "તમે આ મુરખની મશખરીઓ ઉપર હસીને તેને બેહેકાવી મેળોછો."

આરજુંએ તેને જે જવાબ દીધો તે આપણમાં ઘણી વાર ઘણી જણને કામ લાગે એવો હતો. તે બોલી કે "બાધર તું તુને પોતાને ચાહાવાના પેઆરના દરદથી માંદો પડેલોછે અને અરધી ભુખે તુને બીજાઓનું કસવાદ લાગેછે. પણ સખી, સુખી અને સવતંતર રેહેવું એટલેજ કે જે તોપના ગોળા જેવું લાગે તેને મંનમા નાહની ગોળી સમજવી. જેનો ધંધોજ કડવું કેહેવાનો હોય તેના કવડા શુખનોમાં નીનદા કાંઈ નથી અને જે સમજુ માણસ હોય તે ધપકો આપે તોપણ તેમા મશખરી કાંઈ નથી."

આ પરમાણે આરજુ પોતાંનો વખત ગુજારેછે તેવામાં તેણીનો કાકો બેહેરામ ધુમ છાકટપણાની હાલતમા દાખલ થયો. તે દારૂથી બેહેક બેહેક થતો હતો. તેના ગુડા લથરતા હતા અને બોલવા ચાલવાનો તેનામા સકાર કે સુધ નહી હતી. તેની આ હાલત જોઈ ઉમરાજાદી આરજુને ખેદ થયો, અને બાધરની ચહડતી થઈ, કેમકે મેહેલના આદમીઓ ઉપર શખત રેહેવાનું કેટલું કારણ છે તે બાધર હવે પોતાની બાઈને બતાવી શકયો.

પણ વળી બેહેરામની વાતચીત ઉપરથી માલમ પડયું કે મેહેલના દરવાજા ઉપર તે કાંઈ મસતીમાં ધુમ મચાવી આવયો હતો. તેણે ખબર કીધી કે બસરાના હાકમ રાસામ તરફથી એક છોકરો પેગામ લાવયો હતો, તેને આરજુના આ છાકટા કાકાએ અટકાવી રાખેલો હતો.

જોકે રાસામના હલકારાઓને જોવાને શુંદર આરજુ નાખુશ હતી તોપણ તેઓને અને તેઓની મારફતે રાસામને અપમાન મળેલું જોવાને તે ખુશી નહી હતી. તેને દાખલ કરવા કે નહી કરવાનું બેહેરામનું કામ નહી હતું, તે છતાં દરવાજા ઉપર બેહેરામે ગડબડ કરવાથી આરજુ દલગીર થઈ, પણ તેને ખબર નહી હતી કે રાસામના આ કાસદને આરજુ સામે અટકાવામાં મોજીલા બેહેરામની પોતાના મુરખ દોસત તેમુરની તરફેણની મતલબ હતી.

પેહેલાંતો આરજુએ બેહેરામને ધપકાના બે ચાર શબદો કહી તેને તેની જગા ઉપર મોકલયો અને તેની સંભાલને માટે તેની પછવાડે મશખેરા જફરને મોકલયો. જતાં જતાં જફર જે રમુજી શુખનો બોલી ગયો તે નશીહતથી પુર છે અને તે એછે કે "છાકટો માણસ ડુબેલા જેવો, બેવકુફ જેવો અને ઘેલા જેવો છે. એક કટોરો વધારે અને તે બેવકુફ બનેછે, બીજો કટોરો વધારે અને તે ઘેલો બનેછે તથા તરીજો કટોરો વધારે અને તે ડુબી જાયછે. બેહેરામ ઘેલાના દરજાનો છે અને ઘેલાની સંભાલને માટે તમો મારા જેવા મુરખને મોકલોછો."

તેમજ વળી આરજુએ દરવાજા ઉપર પોતાના કારભારી બાધરખાનને મોકલયો કે "રાસામનો પેગામ કોણ લાવયોછે તેને જઈને મળ. જો તેને અપમાન થયું હોય તો મારી તરફથી દરગુજર માહ. જો તે અંદર આવવા માગે તો મારી તરફથી સમજાવીને તેને ના કેહ. જો તે બોહોસ કરેતો કેહેજે કે હું આજારી છઉં અથવા કેહજે કે હું ઘરમા નથી. ગમે તેમ કહી તેને પાછો વાળ."

શેઠાંણીના હુકમ મુજબ બાધર દરવાજા ઉપર ગયો અને જોયુંતો રાસામના હંમેશના કાસદોથી આ એક જુદોજ કાસદ હતો. આજ સુધી રાસામે બુજરગ, જબાંદરાજ એલચીઓને મોકલયા હતા, પણ આજે કોઈ નાદાન, કોમળ છોકરો પેગામ લાવયો હતો. આજ સુધી કાસદોને પાછા વાલતાં જરા આંનાકાંની કરી તેઓ પાછા જતા હતા.

પણ આ શુંદર કાસદતો હટ લઈને દેવરીની ઉપર બેઠો હતો અને ખીસવાને ના પાડતો હતો.

આ છોકરાની ખુબસુરતીથી તેમજ મમતથી વીસમય થતો બાધર પાછો પોતાની બાઈ પાસે ગયો અને બોલવા લાગો કે "બાઈ રાસામનો કાસદ આજેતો કાંઇ ઓર તરેહનો છે. તે સોગંદ ખાયછે કે તમોને મળવા વગર તે પાછો જનાર નથી. મેં કહયું કે બાઈ આજારી છે, તારે તે કેહે જે તેટલુંતો તે જાણેછે અને તેટલા વાસતેજ તે તમોને મળવા માંગેછે. મેં કહયું કે બાઈ ઉંઘાયલાંછે, તારે કેહેજે તે વાત પણ જાંણેછે અને તેટલાજ વાસતે તે મળવા માંગે છે. તેતો એક હટીલા કીલલા જેવો છે."

આ ખબરથી આરજુ લગાર અચરત થઈ. પણ તેણીએ સાફ ફરમાવયું કે "તેને કેહે હું મળનાર નથી."

પણ બાધરને એ હુકમ બેજા લાગો. તે બોલયો કે "એમતો હું તેને કહી ચુકો, પણ તે જતો નથી તેનો કાંઇ રંસતો ! તેતો બાનટના પઇયાની મીશાલે અડયોછે."

રાસામનો આ કાસદ એવો તે કોણછે તે જારે આરજુએ જાણવા માંગયું તારે બાધરે જવાબ દીધો કે "તે માટીડાના જેટલો ઉમરે નથી કે છોકરાના જેટલો નાહાનો નથી. તે ઓરતબી લાગેછે અને મરદબી લાગેછે. તે નાજુકબીછે અને ખડતલબી છે. મનેતો તેની કાંઇ સમજ પડતી નથી."

અંતે આવા એક કાસદને જોવા વગર પાછો વાલવાનું આરજુએ દરૂસત ધારયું નહી. તેણીએ તેને બાધર ખાન પાસે બોલાવી મંગાવયો, પણ પોતાની પડોશમાં પોતાની દાસી ફરંગને બોલાવી રાખી તથા આ અનજાના આદમીથી પોતાનો ચેહેરો છુપાવવા સારૂં તે ઉપર બુરખો નાખયો.

બેહેરામ કાસદને તેડી લાવયો. વાંચનારી બાંનુઓ જાંણેછે કે તેતો આપણી મુરવારીદ મરદના લેબાશમા રાસામના ખોદાદાદ નોકર તરીકે આવી હતી.

રાસામના આ કાસદને આરજુએ પોતાની સામે આવવા દીધો એજ તેની ફતેહનું ગોયા બીઉં હતું.

---

પરકરણ ૬ ઠું.

## પારકાની શેવા કરવામાં પોતાની સેવા થાયછે.

આરજુ મુરવારીદની ગોયા શોખ હતી. રાસામની પરીતની મુરવારીદ ઉમેદવાર હતી, પણ રાસામેતો પોતાનો પેઆર આરજુને આપેલો હતો, માટે એઓને આપણ એકેકની શોખ ગણી શકયું.

એવી એક શોખના ઘરમાં, તેના ઓરડામાં તેની હજુરમા દાખલતો થઈ, પણ હવે ઉપાય શું કરવો ?

શું પોતાના કારજને બદલે પોતાની શોખનુ કારજ કરી આપવું ? જે સુખ પોતે ચાહાતી હતી તે સુખ આ શોખને આપવામાં પોતેજ મદદ કરવી ?

પણ વળી એજ કામ સોંપીને રાસામે તેને મોકલીછે તારે શું તે નહી બજાવવું ? રાસામ જેવા શેઠ અને મુરબીનો શું વીસવાસ તોડવો અને તેના હુકમથી ઉલટી ચાલવું ?

રાસામનું આરજુ સાથ કરી આપવામાં પોતાના જીવ તરફ નીમખહરામી કીધા બરાબર હતું. તે કારજ કરવામાં ફાંચડ મેળવી એ રાસામ તરફ નીમખહરામી હતી.

આ સઘલા સવાલો મુરવારીદના દીલમાં પેહેલેથીજ પેદા થયા હતા, પણ આરજુની હજુરમાં પોંહોંચવા આગમચ તે એ સવાલોનો ફડચો કરી આવી હતી. તેણીએ એક પકો ઠરાવ કરયો હતો અને તેથી હવે તેને ઘબરાટ નહી હતો.

ધીરજ—ધીરજ—ધીરજ—એ તેનો ઠરાવ હતો. આ ટલોવાર ધીરજ રાખી તો હજી થોડો વધારેવાર રાખવી હતી અને શું થાયછે તે જોવું હતું. જારે મરદનો પોશાકજ લીધો, જારે રાસામનો ચાકરજ થઈ તારેતો તેનું કામ બજાવવું જોઈએ.

માટે રાસામનુ આરજુ સાથનું કારજ તે ગોયા પોતાનું કારજ હોય તેટલી બધી ઉલટથી તે આ કામમા મંડી હતી.

આવાં કારજમાં મુખીઅ જરૂર સહરાગાતની હતી. પણ મુરવારીદ બાગો અને મીઠાસવાલાં ઈરાંન દેશમા જનમેલી હતી એટલે તેની સહરાગાતને પુછવું નહી પડે. તેણીએ ઠરાવ કરયો હતો કે આરજુ પાસે જતાંનેવાર ધુમ ફસાહત અને બલાગાતથી બલબલ કરવી. પોતાનાં કામની તારીફ કરવી, આરજુના ચેહેરાની તારીફ કરવી અને રાસામની ઉમેદની તારીફ કરવી.

ઓરડામાં આરજુ અને તેની દાસી ફરંગ બે જણ હતાં, માટે ખોદાદાદ (મુરવારીદે) આવતાંનેવાર પેહેલો સવાલ એ પુછયો કે "આ મકાંનની માનવંત માલેક આ બેમાંથી કહી છે ?"

આરજુએ ફરમાવયું કે "તે બાઈને જે કાંઈ કેહેવું હોય તે મને કેહ હું તેની તરફથી જવાબ દેવશ."

ખોદાદાદ ભાશણ ચલાવતો હોય તેમ બોલવા માડયું, "માહપરતાપી, બેમીશાલ અને અતી ઉતકરૂશટ શુંદરી," આટલા બોલોમા વળી તે જરા અટકી ઉભી, ને વચે બોલી ઉઠી કે "હું અરજ કરૂં છઉં કે આ ઘરનાં ધનીઆંણી એવણજ છે કે કોઈ બીજાં. જો તમે કોઈ બીજાં હોયતો હું જે ભાશણ કરનાર છઉં તે અમસથું ગુમાવી દેવા મને ગમતું નથી, કેમકે એ ભાશણ ચાલાકીથી લખેલું છે, તે યાદ રાખતાં મને ઘણી મેહેનત પડી છે."

આ સઘલી જબાંદરાજીની આરજુને કાંઈ સમજ પડી નહી, અને તેથી તેણીએ એટલુંજ પુછયું કે "ભાઈ તું કાંહથી આવયોછે ?"

ખોદાદાદે જરા તેણીને ટવલાવા ચાહાયું. "હું જેટલું બોલતાં શીખી આવયો છઉં તેથી વધારે બોલવા ચાહાતો નથી, અને હું કાંહાંથી આવયો છઉં તે મેં મોહાડે કરેલા મારા ભાગમાં લખેલું નથી. મને માતર એટલોજ સધીઆરો આપો કે બાંનું આરજુ તમોજછો, અને પછે હું મારૂં ભાશણ આગળ ચલાવશ."

આરજુએ અચરતીથી પુછયું કે "ભાઈ તું તારો ભાગ મોહાડે કરી આવયોછે તારે કોઈ નાટકી છે કે શું, અને કાંઈ આ જગાને નાટકશાળા સમજેછે કે શું ?"

ખોદાદાદે ખાતરીથી ના પાડયું, પણ જારે તે બોલયો કે "હું જેવો દેખાઉં છઉં તેવો ખરેખર નથી". તારે તે બોલેબોલ બરાબર હતું. તે ખરેખરો મરદ નહીં હતો.

આ જવાબની ખરી મતલબ અલબતાં આરજુ સમજી નહીં, તેણીએ અંતે ખોદાદાદની ખાતરી કરી કે "ઘર ધનીઆંણી હુંજ છઉં." એ ઉપરથી ખોદાદાદે એક બીજો નવાઈ જેવો ઉતર વાલયો કે "મારાં ભાશણના બે ભાગ છે—પેહેલો તમારી તારીફનો છે અને બીજો મારી અરજનો છે, માટે હવે હું પેહેલો ભાગ શરૂ કરૂં છઉં."

આરજુએ તરત અટકાવીયો કે "ભાઈ તે ભાશણમાં અગતનું શું છે તે ઉપરજ આવ. હું તારીફનો ભાગ તુને માફ કરૂં છઉં."

ખોદાદાદે સહરાગાત ચલાવા માંગી પણ આરજુએ સાફ જવાબ બાલયો કે "સહરાગાત હંમેશ ખોટી હોયછે વાસતે તું તે બંધ કર. મારા દરવાજા ઉપર તુંએ ઘણી ગડબડ કીધીછે, માટે એવો તું કોણ છે તે જોવા સારૂં મેં તુને હીઆં બોલાવયોછે, તુને સાંભળવા સારૂં બોલાવયો નથી. હવે જો તું દેવાનો નહી હોયતો હીઆંથી રસતો લે, અને જો તારામાં અકલ હોયતો ટુકમા બોલ."

દાસી ફરંગ આ હુકમમા સાંમેલ થઈ. તે બોલી કે "પોરયા તારો રસતો આણીગમ છે, ચાલો સડ ચહડાવો."

પણ ખોદાદાદેતો હીઆં વધારેવાર લંગડ નાખવા માડયું અને આરજુએ કહયું કે "ભાઈ જારે તારા પેગામનો દીબાચો આટલો લાંબો થયો તારે ખુદ પેગામ કેટલો લાંબો હશે."

ખોદાદાદે માંગી લીધું કે "હું જે પેગામ લાવયો છઉં તે ફકત તમારે વાસતે છે. હું કાંઈ લડાઈનો પેગામ લાવયો નથી, હું કાંઇ માનનો કર લેવા આવયો નથી, મારા હાથમાંતો સુલેહની નીશાણ છે."

આરજુએ તેને યાદ આપી કે "તું સુલેહનો પેગામ લાવયોછે, તારે તેની શરૂઆતમાંજ તું લડતો આવયોછે."

રાસામના કાસદે ખોલાસો કીધો કે "પેહેલાં હું તોફાંની દેખાયો તે જાંણી બુજીને દેખાયો, કેમકે તોફાંન કરવું એ મેં કરેલા પાઠનો એક ભાગ હતો."

હવે આરજુએ વધારે વાત ચલાવી. તેણીએ આ નોજવાન છોકરાને પુછવા ઉપરથી તે બોલયો કે—"હું કોણ છઉં અને શું માંગું છઉં તે મારી છાતીના જેટલું છુપું છે; તમારા કાનને તે ખોદાઇ છે, પારકા કાંનને તે પાપછે."

અંતે આ બટક બોલ છોકરાથી આરજુનું દીલ પીગલયું, તેણે પોતાની દાસીને બાહેર મોકલાવી અને પોતે એકલી કાસદનો પેગામ સાંભલવા બેઠી.

ખોદાદાદ હજીતો બોલેછે કે "મનમોવન બાંનુ"—

આરજુ તેટલામાંજ વચે પડી—"એ બીનાતો જાણું છઉં. પણ તારા પેગામનો મુખીઅ ભાગ કોહાં છે ?"

ખોદાદાદ—રાસામ શાહની છાતીમાં.

આરજુ—છાતીના કીઆ ભાગ ઉપર.

ખોદાદાદ—જીગરના ભાગમાં.

આરજુ—અરે, તે ભાગતો મેં આગમચનો વાંચેલો છે. તારે કાંઈ વધારે કેહેવુંછે ?

ખોદાદાદ—નેક બાંનુ મને તારો ચેહેરો જોવા દે.

આરજુ—તારા શેઠે શું મારા ચેહેરા સાથ વાતચીત કરવા તુને ફરમાવયુંછે ? હવે તું વળી જેટલું શીખી આવયોછે તેથી આગળ ચાલેછે.

આટલું કેહેવા ઉપરથી આરજુએ આ શુંદર કાસદને પોતાનો ચેહેરો નહીજ દેખાડયો એમ વાંચનારાઓએ વીચારવું નહી. નહી—આ વાત કેવી અજાએબ જેવી છે કે આરજુએ પોતાના ભાઈના મરણ પછે જે ચેહેરાને કોઈ પણ બેગાના મરદ આગળ ખોલયો નહી હતો તે આ અનજાના છોકરા આગળ પેહેલીજ વાર ખોલલો કીધો !

આ નહી માનવા જેવો બનાંવ શી રીતે બનયો ? કીઓ છુપો વગ આરજુના શખત દીલને તાબે કરી શકયો ? કીઆ બેમાલુમ આતશે આરજુને પીગલાવી તેનો આ કોળ તોડાવયો ?

પણ એ બાબે વીચાર કરવાનો વખત હજી આવેછે.

આરજુએ ચેહેરો ખોલવાથી ખોદાદાદને ઘણી નવાઈ લાગી. તે ઘણો અચરત થયો હોય તેમ આ ચેહેરાની શીફત ગાવા બાદ છેલે પોતાના પેગામ ઉપર પાછો આવવા સારૂં બોલયો કે "સઉથી ઘાટકી બાંનું તમો છો, કે આટલી સોભા અને ખુબસુરતીની માણસ જાતમા નકલ મેળવા વગર ઘોરને તે સોભા ભેટ આપવા માંગોછો."

આરજુએ એટલોજ સવાલ કીધો કે "છોકરા, તુંને શું મારી તારીફ કરવા હીંયાં મોકલયોછે ?"

ખોદાદાદે પાછી પોતાની જબાંદરાજી ચલાવી. "તમે કોણછો તે હવે હું પીછાંણી ચુકયો છઉં. તમો અતીશય મગરૂર છો, કેમકે તમો ઘણા ખુબસુરત છો, પણ મારો શેઠ તમોને એટલાં ચાહેછે કે ઘડીભર તમારી બરોબર બીજું કોઈ નહી હોય તોપણ તેવા પેઆરનો બદલો નેકાથી વાલી આપવો જોઈએ."

આ સઘલા શબદોમાં ખોદાદાદ (સુરવારીદ) રાસામ તરફના પોતાના જુસા ગોયા ભરમમા જણાવતો હતો.

"તમારી બરોબર કોઇ બીજુ નહી હોય" એમ કેહેતાં સુરવારીદ ગોયા ભરમમાં કેહેછે કે હું કાંઇ તારા કરતાં ઓછી નથી. અને "ખરા પેઆરનો બદલો નેકાથી વાલવો જોઈએ" એ શબદોમાં સુરવારીદ પોતાને રાસામ તરફથી તે બદલો મળવાની ગોયા આશા જણાવેછે.

પણ પોતાની સઘલી મોબત છતાં પોતાના દીલદારના કાસદ તરીકે તેનાં દીલનો જુસો બીજી આગળ ખરેખરા આકારમાં જાહેર કરવાની ફરજ ઈમાનદારીથી બજાવા ઉપરજ ખોદાદાદ મંડયોહતો. રાસામ કેવી રીતથી દીલરૂબા આરજુને ચાહેછે તેનું સહરાગાત ભરેલું પેઆન તેણે જાહેર કરવામાંડયું. તે બોલયો કે "મારો શેઠ મરી મરી જઈને, ફલવંત આંજુઓ પાડીને, મોહોબતના ગગડાત ભરેલી બુમો પાડીને અને આતશના જેવાં ગરમ દસકાં ખાઈને તમોને ચાહેછે."

આ સઘલી સહરાગાત ફોકટ હતી. "તારો શેઠ" આરજુ બોલી તેમ, "જાંણેછે કે હું તેને મારો પેઆર આપી શકતી નથી. હું જાંણું છઉં કે તે નેક દીલનો, અમીરી ખવાશનો, મોટી દોલતનો અને તાજી તથા દાઘ વગરની જોબનવાલો છે. પણ તોબી હું તેને ચાહી શકતી નથી, એવો જવાબ તે ઘણું આગમચનો મેલવી શકયો હોત."

હજી તેને પીગલાવાની ખોદાદાદે એક કોશેશ કરી જોઇ. "ખુશતરબાનું, મારા શેઠનાં સરીખું મોબતનું બલતું જો મારાં દીલમાં હોત, આવું ભારી દુખ, આવી મોત

સરખી જીંદગી મારાંમાં હોતતો તમારી આ નાંથી હું કાંઈ માંનતે ઈઆ સમજતે નહી."

આરજુના સવાલના જવાબમાં તે બોલયો કે "હું ત મારા દરવાજાપર રડતો કાગડો થઈને બેસતે અને ધરતી અંદરના મારા જીવને હાંક મારયા કરતે અથવા ધીકારેલી મોબતનાં પાદશાહી હુકમનામાઓ કાહાડયા કરતે તથા મધરાતેબી બુલંદ આવાજે બાંગ મારીને તે વાંચતે તથા ટેકડીએ ટેકડી તમારાં નામને ગજાવતે અને હવામાં ઉડતી બલતી વાતોમાં આરજુ આરજુ કરી મેળતે. તારે તમને હવા અને ધરતીની વચે મારાં જીગર સીવાએ બીજે કેથે આરામ નહી મળતે અને એ પરમાણે મારા હાલ પર દયા કરવાની તમને હું ફરજ પાડતે."

મરદના લેબાશમાં આવેલા આ ઓરત કાસદની ભારી જબાંદરાજીમાં આરજુ હસતે મુખરે અને અચરતીથી દંગ થયલાં દીલે તેની સોહામની સીકલ નીરખીને જોતી બેઠી રહી. અને હજીબી તેને પાછો રવાંને કરવાની તેણીની ખાએશ થાઈ નહી.

આરજુ ઓર વધારે છુટથી ગોયા પરોટાઈને વાત કરવા લાગી. હવે તેણીએ આ છોકરાની ઓલખ પુછી કે "તું કોણ છે અને તારા મા બાપ કોણ છે ?" મુરવારીદે જવાબ આપયો કે "જોકે હું એક ચાકર છઉં, તોપણ મારૂં ખાનદાન ઘણું ચહડતુંછે અને હું એક ગરહસથ છઉં."

એમ કરતાં વખત વધારે જવાથી હવે આ નહી ધારેલી મુલાકાત લંબાવી શકાય એમ નહી હતું. આરજુએ ખોદાદાદને પાછો વાલતાં જોકે સાફ કહયું કે "હું તારા શેઠપર દીલ લગાડી શકતી નથી, વાસતે કોઈ હલકારાઓને ફરી મોકલતી ના" તોપણ એ જવાબ સાથ તેણીએ આ નવાઈ જેવો હુકમ હુમેરયો કે—"તારો શેઠ આ મારા જવાબ વીશે શું ધારેછે, તે મને જણાવવા તારે ગમેતો તું પાછો આવજે."

છુટાં પડતી વખતે આરજુએ આ શોહામના છોકરાને થોડુંક નાણું વટીક ભેટ આપયું, પણ મુરવારીદે તે ના પાડયું અને બોલી કે "મને કાંઈ બદલાની જરૂર નથી. બદલો તો મારા શેઠને જોઈએછે."

એમ કહી તે રવાને થયો.

પણ આરજુના દીલમા આ કેવો અચબુચ ફેરફાર થઈ ગયો. રાસામના કોઈબી હલકારા આગળ તેણીએ જાંહાં મોહોડુંબી નહી ઉંઘાડયું હતું, તાંહાં આ છોકરવન જવાન સાથ મોહોડું ઉંઘાડીને વાતો કીધી એટલુંજ નહી પણ વળી છુપી વાતો કીધી, તથા બુરખો ઉંઘાડી તેને પોતાનો ચેહેરો વટીક દેખાડયો. આ શોહામના કાસદને પોતાની આગળથી તેણીને ખસેડવા પણ ગમયો નહી અને જારે તેને જવાનો વખત થયો તારે તેને પાછો જોવાની ખાએશ બતાવી.

આરજુ આ જવાંન ઉપર મોહીત થઈ કે શું ?

તેના એકર્જ વધતાં કામથી એ વાત નકી ઠરી. તેણીએ પોતાના વીસવાસુ કારભારી બેહેરામને એક વીટી આપી મુરવારીદની પુઠે દોડાવયો અને કેહેવાડયું કે "તું તારા શેઠની આ વીટી મેળી ગયોછે, મેં લેવાને ના પાડી તારે તું છુપી રીતે મેળી ગયોછે, પણ તે પાછી લે."

આમ કહી આરજુએ તે કાસદ ઉપર એક વીટી મોકલાવી. હવે મુરવારીદ કાંઈ વીટી મેળી આવી નહી હતી. તે વીટીતો આરજુની પોતાની હતી અને તે ખાતર તેણીએ પોતાની તરફથીજ મોકલાવી હતી. પોતાના નોકર બેહેરામને કાંઈ સઘલી ખરીવાત કેહેવાઈ સકાય નહી, મારે "તે વીટી રાસામની છે અને આ છોકરો હટીલાઈથી મેલી ગયોછે." એમ તેની આગલ જોડી કાહાડયું.

બેહેરામે દોડતો જઈ વલી રાસામના કાસદને રસતામા પકડી કાહાડતાં વાર લગાડયો નહી. તે બોલયો કે "ભાઈ તું મુગો મુગો વીટી પાછી લઈ ગયો હતેતો મને આટલી મેહેનત પડતે નહી, લે યાર, મારાં બાઈ કેહેછે કે તેવણથી એ વીટી રખાતી નથી."

એટલું બોલી તથા વીટી આપીને બેહેરામ ચાલતો થયો. આરજુએ તેને શીખવી મેળયું હતું કે "તું એ છોકરાની કાંઈ વાત સાંભલતો ના અથવા તે વીટી પાછી આપવાનો તેને વખત પણ આપતો ના, પણ તરત તું પાછો નાહાસી આવજે."

હવે મુરવારીદ આ નીશાંણનો શું અરથ કાહાડે! વીટી શું ને વાત શું ? અલબતાં આ નીશાણ મોહબતની હતી. મુરવારીદે પોતાના મરદના લેબાશમાં પોતા ઉપર આરજુની મોબતને ઉસકેરી !

આ નાજનીન આરજુનાં દીલને પોતાના શેઠપર ફેરવવા ગઈ અને પોતાપર ફેરવીને આવી!

અલબતાં એમાં તેની કસી નીમખેહરામી કે ઠગાઈ નહી હતી. તેણે તો રાસામનો દાવો રજુ કરવાને પોતાની બનતી કોશેશ કીધી. તેથી આરજુનું દીલ પીગલયું, ખરૂં પણ રાસામને બદલે તેના કાસદપર પીગલયું.

પણ એ કાસદ તો ઓરત હતી અને બીચારી આરજુ મરદને બદલે ઓરતપર મોહીત અને ફીદા થઈ !

પારકાની સેવા કરતાં પોતાની શેવા થાયછે એ કેહેવત આ ઠેકાંણે ખરી પડી. ખોદાદાદે પોતાના શેઠની બનતી સેવા બજાવી. પણ તેમાં કુદરતે તેની પોતાની સેવા કીધી. જો તે મરદ હોતતો આરજુસે નેકા તેના બની શકત. પણ તેતો ઓરત હતી એટલે આરજુને પોતાની ઓરત કરવા જેવું તો હતું નહી, તોપણ આરજુનું દીલ તેના પોતાના તરફ ખેંચાયું એટલે જેવું જોઈતું તેવુંજ થયું. રાસામને તો આ મરદ રૂપી ઓરત પોતે ખરાં દીલથી ચાહાતી હતી અને જોકે આરજુનો પેયાર તેનાપર લગાડવાને તે બંધાયલી હતી, તોપણ તેમ થાયતો તે ખુશી નહી હતી. માટે રાસામને ચાહાનારી તો તે મુરવારીદજ રહી અને આરજુ તો રાસામને બદલે શુંદર મુરવારીદની મોબતમાં બલવા લાગી !

આ એક નવાઈ જેવો અને હસવા સરખો ગુચવારો થયો !!

# ખેતીવાડી.



દુનીયાંનો ઘણો આધાર ખેતીવાડી ઉપર છે. માણસનું પાલણ પોશણ ખેતીવાડીછે. વેપાર વણજ ખેતીવાડીથી છે. આબાદી અને દોલત પણ ખેતીવાંડીથીછે. જાંનવરી દુનીયાંથી ઉતરતી જાહાડ પાંનની દુનીયાં છે, અને જાહાડ પાંણની દુનીયાંનો ઘણો આધાર ખેતીવાડી ઉપર છે. જાંનવરના ખોરાક ઉપર સઘળો ગુજારો કરવો મુશકેલ છે, પણ ઘડીભર તેમ બને તોપણ ખુદ જાંનવરનાં ગુજરાનને માટે પણ જાહાડ પાંણ જરૂરના છે અને તેથીબી ખેતીવાડી જરૂરની થઈ પડેછે. ખેતીવાડીની ખોહોલી વીદીયા છે, અને ખેતીવાડીનો ઉમદા હોનર પણ છે. હીંદુ લોકમા ચાલતી કેહેવંત મુજબ "ઉતમ ખેતી, મધમ વેપાર, કનેશટ નોકરી અને અધમ ભીખ" છે. એ રીતે પારસીઓના ધરમમા પણ ખેતીવાડીને સઉથી ચહડતો દરજજો આપયોછે તથા ખેતી કરવાનું પવીતર અને માન ભરેલું વીચારવામા આવયુંછે.

માણસને આ દુનીઆમા નાગો અને નાચાર પેદા કીધોછે. પણ દુનીઆંની કુલે જોગવાઈઓને પોતાના ઉપયોગમા લઈ પોતાની હાજતોને પુરી પાડવાનું તેનામાં બળ અને શકતી છે. તે શકતીનો ઉપયોગ કરવાનો સઉથી મુખીઅ રસતો ખેતીવાડી છે. તેના અન પાણીથી પેટ ભરવા માટે જોઈતો અનાજ, કઠોળ, તરકારી અને મેવો સઘળો ખેતીવાડીથીજ ઉગેછે. તેમજ કપડાં અપડાંથી બદન ઢાંકવાના વસતરો પણ ઘણાંખરાં રૂ, સન, વગેરે ખેતીવાડીની પેદાસમાંથી બનેછે. પોતાના હોનરથી સુકી જમીનને લીલોતરી ભરેલી અને ફળવંત કરવી તથા તેમાથી ભાત ભાતની પેદાસ બનાવી આલમની આગળ ધરવી એ જેવું ઉમદા બીજું શું છે ? એટલો બધો ખેતીવાડીનો ઉપયોગ છે, અને એટલા ઉપયોગનો જારે તે ઉદયોગ છે, તારે દુનીઆંમા સરવેથી ચહડતો, સરવેથી પવીતર અને સરવેથી બુલંદ દરજો એ હોનરને આપવામા આવયોછે તે કેટલો ઘટતો તથા દરૂસત છે !

એક ખેડુતનો ધંધો કેવો ઉતમ છે, તે બાબે ઈંગલંડવાળા નામવર લારડ જાન રસલે કેટલાક નાદર વીચારો આપયાછે. તે નામદાર લખેછે કે—"સઘળા વરગના માણસોમા ખેડુતની જીંદગી સઉથી પાક, પવીતર અને અશોઇ ભરેલી છે. પવીતર એટલા માટે કે તે સઉથી તનદરોસતી ભરેલી છે, અને તેને સહો લગાડવાને બદીને કસો વખત મળતો નથી; તથા અશોઇ ભરેલી એટલા માટેછે કે ખોદાઇ ખુદરત પોતે તેની નજર આગળ સદાકાળ રેહેછે અને તેથી કીરતારની અપરમ પાર શકતીના ઘણા બુલંદ ખેઆલો તેના મગજમા ઉતરેછે અને નીતી સંબંધી મોટાઇના ઘણાંજ દીલ લલચાવનારા તથા પરીતી વધારનારા વીચારોને તે શીખેછે. ખેડુત ખુદ ખોદાને તેના કામોમાં જોયછે; મોસમ તથા રૂતની ગોઠવણમાં તે સાહેબની રચનાં સમજે છે. જેબી ચીજપર તેની આંખ પડેછે, તે દરએક ચીજમાં ખુદરતને તે મુબારકબાદી આપેછે; તે ખુદરતની ઘણીક માહાબારત કીરીયાઓને તથા પેદાશ કરવાની શકતીને નજરે જુવેછે; તરેહવાર વસતુઓ જે દરએક પોતાની શકતીથી બનેછે, તેમની બારીક પીછાનથી તેનું દીલ મોટું થાયછે; અને છેલે માણસ જાતના ગડબડીયા રેહેવાસથી જે એકાંત જગામા તે વસેછે તેથી તેની છાતીમા તેના ખુદરતી ખવાશો ટકી રેહછે તથા મંડળીની વધારે મોટી પણ વધારે પાપી હાલતના વેહેવારથી બગડવા વગર રેહછે."

આ કીમતી સુખનો બોલેબોલ ખરા છે, અને એક ખેડુત ઉપર કેવા લાગુ પડેછે, તે તેની હાલત તપાસતાં માલમ પડી આવેછે. ખેડુતો મેહેનતુ, ઉદયોગી અને ચંચલ હોયછે. તેઓના બદનના બાંધા મજબુત, તેઓની કાઠી કુવતમંદ, તેઓના કદ કદાવર અને તેઓના આકાર શોહામના તથા બધી બાજુએથી એકસરખાં પરમાણના હોયછે. તેઓ હાથ પગે આખા હોયછે. તેઓ આળશ, દુખ કે માંદગીથી ઘણા વેગલા હોયછે. જોડાની ખરે મારી કે ગાઉના ગાઉ મંજલ કરી આવેછે, કાંઈ કામ નીકલયુંતો હરધી રાતે નીકલી પડેછે, કેહે બાહાર જવા કહયું હોયતો કમર બાંધેલીજ છે. રસતામા કીચલ નડેતો જોડા હાથમા ધરવા અને કપડાંના કછોટા કરવાની તેમને શરમ નથી. મારગમાં નદી કે નાળું નડયુંતો કપડાં ઉતારીને તરી જવા અથવા ચાલીને નદી પાર કરવાની તેમને બીહીક નથી. હીસટીરીયા કે સનેપાત વગેરે મરજોના નામ પણ તેઓએ સાંભળેલાં નથી. ભુખ લગાડવા માટે તેઓને બરાંડી કે બીર દારૂ જોઈતા નથી. ઉંઘ નહી આવવાની તેઓ કદી ફરીઆદ કરતા નથી. તેઓથી બેઠાં કે ખવાઈ જાયછે અને સુતા કે ઉંઘાઈ જવાયછે.

ખવાશ અને ચાલ ચલનમાં પણ તેઓ સદા અને સવછ છે. તેઓનો ધંધો સવંતતર છે. તેઓ કોઇની ચાકરી કે ગોલામગીરી કરતા નથી. પોતાનું પોતે કમાયછે અને ખાયછે. તેઓ સાચું બોલવાને શકતીવાન છે. જે હોય તે ભોલાં દીલથી મોહપર કહી દીએછે. તેઓ બીજાઓને જેટલા ઠગી શકતા નથી, તેટલા બીજાઓથી જલદી ઠગાયછે. ચેહેરનાં પોંગાટ અને દોલદમામથી અનજાંનાં છે.

નવી નવી ફ્રાશીનો અને મોટા મોટા ખરચોની તેમને દરકાર નથી. ઈનકમ ટાકસ કે જમનો ઉપરના કરના સુંથારામા તેઓ પડતા નથી. તેઓ નચીંત અને નીરાંત છે. તેઓનું ઘર ભલું, ધંધો ભલો કે સુખ ભલું છે. સહવારના પોહોરથી ખેતરમાં જાયછે. ગાતા ગાતા કાંમ કરે છે, અને રાતના પીડાઓં તાડીનું એકેક કોપટું ચહડાવી ઘર આવેછે.

આ ચીતર એકલા ખેડુતનું નથી, પણ તેના આખા કબીલાનું છે. તેની સ્ત્રી અને તેના બચાં પણ તેને મદદ આપવા જાયછે અને તેઓ સરવે જણ એટલાં સુખી અને ખુશી રેહછે. આપણામા ઘણા જણ આ લોકો કરતાં વધારે શંકટ ભોગવેછે અને ઘણા કુટુંબો ઉતમ ખેતીનાં સુખ પાંમી શકે એવી હાલતમા છે, તેઓ ગામડાંઓમાં જઈ ખેતીવાડી ઉપર ધેઆન આપેતો કેવું સારૂં. હીંદુસતાનની વસતીનો મુખીઅ ભાગ ખેતીવાડી કરનારાઓનો છે, પણ પારસીઓ તેથી મુદલ બેનસીબ છે. થોડાંક ગામડાંઓ તરફ થોડાક પારસીઓ ખેતી ચલાવેછે, પણ તે ઘણી થોડી અને તેમની શંખ્યા નાહાની છે. હીંદુઓમાં ખેતીવાડી અસલી જમાનાથી જેમ થતી આવીછે તેમ આજે થાયછે. એક હજાર વરસ ઉપર તેઓ જે હથીઆર વાપરતા હતા તેજ હથીઆરો આજે પણ કસા સુધારા વગર વાપરેછે.

ખેતીવાડીની વીદીઆ ઘણી ખીલીછે અને તેના હોનરમા મોટો સુધારો થયોછે. જમીનને સુધારવા તથા ફળવંત કરવાના રસાએણ અને બીજી વીદીઆથી તરેહવાર નવા ઉપાયો શોધી કાહાડવામા આવયાછે. તેમજ ખેતીના કામમા તરેહવાર સાંચાઓની મદદ લેવાયછે. એ સઘલી જોગવાઈઓથી ઉજડ મુલુકો બેહેસત સરીખાં ફળવંત થયાં છે. પણ હીંદુસતાન દેશ ખુદરતથી ઘણો રસાલ અને ફળવંત છે, તથા તેમાં જો આ સઘલી સુધરેલી કળાઓ લાગુ પાડવામા આવેતો કેટલી વધારે આબાદીથી ખેતી ચાલે તે વાચારવું મુશકેલ નથી.

---

## ભેજાંની તાપ.

આ ભુંડા અને દરામના દરદની કડવી અજમાશ લગભગ દરએક કુટુંબે મેળવી હશે. કોઈના બાપ, કોઈના ભાઈ, કોઈનો બેટો ઈઆ કોઈનો બીજો ખેશાવંદ આ બીહામના રોગને કોઈવાર ભોગ થયો હશે. જોકે આ મરજ કાંઈ ખચીતજ જીવલેણ નથી, જોકે પેહેલેથીજ ચાંપતા ઉપાયો કરવાથી તે દફે થાયછે અને જોકે એ મરજવાલા ઘણા દરદીઓને આરામ થયલોછે, તોપણ એ મરજ તેની ચાલતી હાલતમા એવો દુખદાએક આકાર પકડેછે, દરદીને તેથી એટલી હેરાનગતી થાયછે અને જરા વધવા દીધો હોયતો પછે તે પરાંણની એવી ઘાત કરેછે કે એ મરજ જારે પણ ગલબો કરેછે તારે ઘણી ધાસતી પેદા કરેછે. એવાં એક દરદનાં સાધારણ સબબો અને સાધારણ એલાજોથી વાકેફ થવું એ દરએક કુટુંબની માતાને જરૂરતું છે.

ભેજાંપર જોઈએ તે કરતાં વધારે લોહી ચહડી જવાથી થતાં દરદોમાંનું આ પણ એક દરદ છે. હરએક જગોએ લોહીને જમા થવા પછે જે "ઈનફલેમેશન" ઈઆને આગ બળતું દરદ થાયછે, તેવું દરદ આ "ભેજાંની તાપ" માછે. તેથી ભેજાંમાં અથવા એ નાજુક યંતરની બાહેરના પડોમાં સોજો ચહડેછે અને તે પછે એ દરદના સઘલાં દુખો તથા પીડાકારીને પેદા કરેછે. પણ પરથમતો આ ભેજાંપર લોહી સા સબબથી ચઢી જાયછે કે તેથી સોજો આવેછે, તે સબબ જાંણવા ઘટેછે. ભેજાંપર લોહી ચઢવાથી જે દરદો થાયછે તે ઘણુંકરી પતલા તથા લાંબી દોકીવાળાના કરતાં લોહીઆર, માતેલા, ભારી અંગવાળા અને ટુકી ગરદન વાળા માણસોને વધારે થાયછે, જેઓ આ મરજને આધીન ગણાયછે અને જેઓએ અગત કરીને એ બાબે સંભાલ અને જતન રાખવી ઘટેછે.

એવા લોહીઆર મીજાજવાળાં માણસના બદનમા લાંબો વખત સુધી કોઈ રસતે લોહી જતું હોય, જેમકે હરસના મરજમા થતું હોય અથવા કોઈ રસી વેહયા કરતી હોય જેમ કે આંખના નાસુર ઈઆ બીજા કોઈ મરજમા હોય, અને પછે જો તે લોહી અથવા રસી બંધ થઈ જાયતો મગજ ઉપર આ લોહીનો ધસારો થવાની ધાસતી રેહછે. કોઈ પણ રીત જેથી મગજ ગરમ અને ઉસકેરાયલું રેહતું હોય, તેવું કામ લોહીઆર મીજાજના માણસમા આ મરજ પેદા કરેછે. જેમકે ઘણો દારૂ પીવાથી અથવા ઘણી કેફ કીધાથી અથવા અતીઘણો ગરમ ખોરાક લેવાથી આ મરજ થાયછે. ઘણો ગુસો કરવાથી મગજ તપી આવયું હોય તારે અથવા તડકાંની લુ લાગાથી મગજ ગરમ થયું હોય તારે એ મરજની ધાસતી હોયછે. લોહીઆર આદમીને અતીઘણો અભીઆસ કરી મગજને થાકવી નાખવાથી પણ આ દુખ પેદા થાયછે. અને છેલે કેટલીક હરકતો અને દરદોમાથી આ મરજ પેદા થાયછે, જેમકે કોહી ગયલા કાનના હાડકાંમાં સડો લાગાથી, અથવા પીસાબના મરજોથી, અથવા બચાનાં દાંટ ફુટવા ઈઆ કરમના જોરથી ઈઆ માંથાંની ઉપર જોસમા વાગવાથી આ મરજ થાયછે.

ગયા અંકમા જેમ ખહી વીશે કહયું હતું તેમ આ મરજમાં પણ વઈદક શાસ્ત્રે તરણ તબકા કીધાછે. ઈઆને એ મરજ થવા પછે કેટલો વધતો જાયછે તેના વધારા મુજબ તેની હાલત પારખવાને તેની નીશાંણોનાં તરણ ભાગ કીધાછે. જારે એ મરજ પેહેલા તબકકાંમા હોયછે તારે માંથામાં અતીશય દુખારો થાયછે, દીલમા જોરાવર તાવ આવેછે, કપાલ આગલ ઘણો ભાર અને ખેંચાવો લાગેછે, માથા ઉપર હાથ મેળયો હોયતો તેપર ધકધકતો તાપ માલમ પડેછે, ચેહેરા ઉપર ઘણો રતાસ ચહડેછે. આંખોમાં લોહીની જાલી જેવું દેખાયછે, દરદીથી ઉજરડું દેખી શકાતું નથી, દરદી ઘડી ઘડી ચોંકી ઉઠેછે, અને તેને વાતચીત કરવા ગમતી નથી. એ પછે જરા દરદ વધયું કે દરદીને મોહોડે બકારો અથવા પટપટારો લાગેછે, તે સવાલના પાધરા જવાબ આપતો નથી, કોઈવાર બીછાના ઉપર મસતી તોફાન કરેછે, સુતેલો હોયતો ઉઠીને નાહાસવા જાયછે, તથા દાહાડો અને રાત બેચેન અને ઉંઘ ઈઆ આસાએસ વના ગુજારેછે. આ મરજ બચાંમાં હોયછે તારે બકબકારી જાગો હો

તો નથી, પણ તે બચું બીહી અને ચીસ પાડી ઉઠેછે તથા તેના નેણ ચહડેલાં હોયછે. આ પેહેલા તબકામાં દરદીની જીભ લાલ, નાડી ઉતાવલી અને પેટની કબજીઆત હોયછે.

એ પછે જારે દરદ વધીને બીજા તબકાની હાલતમા આવેછે તારે દરદીનું ઉપલું જોસ વધતું નથી, પણ ઓર નરમ પડેછે અને તે દરદના વધારાની નીશાંણ છે. એ વખતથી દરદી સુસત અને મુરદાલ થતો જાયછે. માથું આગળના જેટલુંજ ગરમ રેહછે, પણ હાથ પગ કોઈવાર ગરમ અને કોઈવાર ઠંડા રેહછે. લવારો બકારો થોડોવાર થાયછે અને થોડોવાર દરદી સુસત પડેછે. મસતી તોફાંન બંધ પડી ધીમો ધીમો બકબકારો ચાલયા કરેછે. દરદી જાણે કેફની જુમમા પડયો હોય તેમ મોટે સાદે હાંક મારવાથી જવાબ આપેછે અને પાછો જુમમા પડેછે. દરદીની આ બીજા તબકકાની હાલત ઘણી ધાસતી ભરેલી ગણાયછે. પણ તાર પછે તરીજા તબકકામાં મુખીઅ નીશાંણ એકે બે સુધી અતીઘણી વધી પડેછે, તેની ખુદરતી હાજતોની તેને ખબર રેહતી નથી, જીભ સુકાયછે, દાંત અને હોટ ઉપર થરો બંધાયછે અને આ હાલતમાંથી દરદીને કદાચજ આરામ થાયછે.

આ દરદના ઉપાયો ઘણાં અને દરદીની જુદી જુદી હાલત મુજબના હોયછે, પણ તે ઉપાયો કરવાનું કામ ડાકટરનું છે. અતરે સાધારણ સમજને માટે એટલુંજ કહેવું બસ થશે કે આ મરજમાં લોહી કાઢવું, ઠંડક આપવી અને જોલાબ આપવો એ સઉથી પેહેલા અને સઉથી ગુણગારા એલાજો છે. જો દરદની પેહેલીજ શરૂઆત હોયતો માથાં આગળ સંધરા મેળીને લોહી કાઢવામા આવેછે અથવા જો દરદ ચાર પાંચ દીવસનું જુનું થયું હોયતો જળો મેલવાનો ઉપાયે સાધારણ છે. તેમજ વળી જોલાબ આપવાનો ઉપાય પણ દરદની શરૂઆતમાંજ વાપરવામા આવે છે, જારે દરદી નબળો અથવા બેસુધ હાલતમાં હોતો નથી. પેટ સાફ રાખવાથી આવાં દરદોમાં ઘણું દુખ ઓછું થાય છે. દરદ આગળ પછે લોહીને દરદ ઉપરથી ખેંચી કાઢવા સારૂં સંગરાહ ઈઆ જળો મેલાતી નથી, પણ બલીસટર મારીને ચામડી તરફ લોહીને ખેંચી લેવામાં આવેછે.

આ સઘલા ઉપાયો જેટલા અગતના અને ગુણગારા છે, તેટલા બારીક અને જોખમ ભરેલા છે અને તેટલા માટે શીખેલા ડાકટરની સલાહ વગર અનજાના આદમીઓએ તેમા હાથ ઘાલવો નહી જોઈએ.

ઠંડક આપવાનો ઉપાય આ દરદમાં સઉથી અગતનો બલકે અકસીર ઉપાય છે. એ ઉપાય દરદના સઘલા તબકકામા જારી રાખવો પડેછે. એ ઉપાયની મતલબ લેજાંની ગરમીને ઠંડકથી ઓછી કરવાની છે. એ ઠંડક કાંઈ બદનની અંદરથી નહી, બાહેરથી માંથા ઉપરજ આપવામાં આવેછે. એ ઠંડક આપવા માટે માંથાને આખું બોરાવવું પડેછે, જે પછે ઠંડાં પાંણીમાં અથવા કોલાંનવાટર અને પાંણીમા અથવા ઠંડક આપનારાં લોશનોમાં એક મોટો કકડો ભીંજવીને આખાં માંથાની ઉપર લપેટવો જોઈએછે અને પછે આખો દાહાડો અને આખી રાત તે કટકાને ભીંગેલોને ભીગેલોજ રાખવો જોઈએ. તે ઉપર બરફ ફેરવયા કરવું જોઈએ તથા કોલાંનવાટર ઈઆ લોશન બરફમાં ઠંડું કરીને નીચવયા કરવું જોઈએ. આ ઉપાયથી દરદીને ઘણો આરામ થાયછે પણ આસપાસનાં માણસોને તેથી ઘણી મેહેનત પડેછે અને તેઓ કોઈવાર કનટાલી જાયછે. આ ઠંડકથી દરદીના બીછાંનામા પાંણી પચેછે, માટે તકીઓ બદલવાની તથા બીજી સંભાલ લીધી હોયતો આ ઉપાય વગર દેહેસતે ચાલુ રાખી શકાયછે.

આ જુંહો મરજ વધી પડવાનું ઘણીવાર એકજ કારણ હોયછે અને તે આપણાં બઈરાંનાં વેહેમ અને ભુલથી થાયછે. મેજાંની તાપના ઉપલા ઉપાયો, જેવા કે બલીસટર, ઠંડક વગેરેને આપણાં ઘણા લોકો સુંધનાં કેહેછે અને ઘણીવાર પોતે થાકી તથા કંટાલીને એ ઉપાયોને પડતા મેલેછે. રાત દાહાડો દરદીનું માંથું ભીનવયા કીધાથી અથવા વખતે વખત બલીસટર મારવાથી ઘણી બાઈઓને દયા લાગી આવેછે અને કેહેછે કે "બસરે કેટલાં બધાં સુંધના પાહોછો, જરા હાથ ખાંચો, જરા દરદીને નીરાંતે સુવા દેઓ" ઈતીઆદી. પણ આવો વીચાર આપનારાંઓ દરદીનાં ખરાં દુશમન અને વેરીની મીશાળે છે.

---

## લો કો.


૧


૨


૩


૪


૫

### જુદી જુદી જાતો.

દુનીયામાં વસનારાં લોકોની વસતીને લગતી થોડીક જાંણુવાજોગ હકીકતો ગયા અંકમાં પરગટ કીધાબાદ ચાલો હવે આપણે દુનીઆના લોકોની મુખીઅ વરણો ઉપર થોડીક તપાસ લઈએ. વાંચનારી બાંનુઓ કેહેશે કે દુનીયાંમાં તરેહવાર જાતના લોકો વસેછે. હીંદુ, પારસી, મુસલમાન, અંગરેજ, અને બીજી કોમના લોકોને સાધારણ રી

તે તેઓ જુદી જુદી જાત કેહેછે. વળી એકજ જાતના લોકો જેવાકે હીંદુઓમાં આપણા લોકો સેંકડો જાત વીચારે છે; જેમકે બંગાલી, મથરાજી, તઈલંગી, વાંણીયા, ભાટીયા, લેવા, વગેરે; અને વળી એ સેંકડો જાતોની હજારો જાત નાંતો થઈછે, જેમકે વાંણીયાની એકજ જાતમાં હેંસી નાતો છે. પણ આ સઘલી વાંચનારી બાઈઓને મનસે જે જુદી જુદી જાત ગણાતી હશે, તે પરચુટણ જાત વીશે અતરે આપણ તપાસ કરવા બેઠાં નથી. એ જુદી જુદી જાતોતો માતર માંણસોએ પોતપોતામાં કરેલી છે. તેમજ વળી ઈંગરેજ કે મુસલમાન જેવી પણ જુદી જાત આપણ ગણતા થી કેમકે તે તફાવતતો દેશ, આબોહવા અને બીજી હાલતોથી પડેલોછે.

આપણેતો માંણસની ખુદરતે કરેલી જુદી જુદી જાતોની સમજ લેવા માંગીએ છઈએ. ખોદાની નજરમાં માંણસ સઘલાં એકસરખાં છે ખરાં, તોપણ દુનીયાંના લોકોના બારીક તપાસ કરતાં તેઓની ખુદરતી બનાવટમાંજ થોડીક મુખીઅ જાત માલમ પડેછે. આ દુનીયાંની ૭૦ કરોર માણસની વસતી એવી મુખીઅ પાંચ જાતમાં પેદા થયલી છે, એવું વીદીઆની શોધે નકી કરયુંછે. એ પાંચ મુખીઅ જાતોમાં આદમીની સુરત, ચેહેરાના કલલા, માંથાના આકાર તથા નાંક અને આંખ તથા નાકની ગોઠવણમાં એટલો તફાવત ખુદરતે રાખેલો છે, કે કોઈ પણ સાધારણ જોનાર તે તફાવત જોઈને તરત જ એક જાતથી બીજી જાતને પીછાંણી શકે એમ છે. દુનીયાંના લોકોની એ પાંચ મુખીઅ જાતોની તસવીરો આ બાબતને મથાલે મેળીછે અને તેથી એકેક જાત વચે કેટલો મોટો તફાવત છે તેતો વાંચનારી બાઈઓ તરત પીછાંણી શકશે. ઈંગરેજ, પારસી અને મુસલમાન જુદી જુદી જાત ગણાયછે, પણ તેઓના ચેહેરા મળતા આવેછે અને તેઓ કેટલીકવાર ઓળખાવા મુશકેલ છે. પણ આ ખુદરતે કરેલી મોટી જાત તેજ આદમીની ખરી જાતો છે.

હવે આદમી જાતના જુદા જુદા વરગો કરવાને માણસે તરેહવાર યુકતીઓ કરેલી છે. કેટલીકવાર ધરમ પરમાણે જાત ગણવામા આવેછે; જેમકે જરતોશતનો ધરમ પાલનારાઓની એક જાત, મહુમદના સાગરીદોની બીજી જાત, ઇસુ ખરીસટને માનનારાઓની તરીજી જાત ઈતીઆદી ગણાયછે. પણ માણસની ખુદરતી જાત એ ધરમ પરમાણે ગણવી મુશકેલછે. કોઈ ઈંગરેજ મહુમદીઆન થાય અથવા હીંદુ જરતોશતી થાયતો ઉપલી ગણતરી મુજબ એવા દર એક વખતે જાત બદલાઈ જવી જોઈએ. તેમજ વળી દેશ અને વેશ મુજબ જાતની ગણતરી કરતાં પણ પાલવતું નથી; તેના કારણો આપણે ઉપર તપાસયાંછે. બીજા હાથ ઉપર વળી ચામડીના, બાલના તથા આંખના રંગના તફાવત ઉપરથી લોકોની જાતના વરગો કરવાની કોશેશ થઈછે અને હીઆં ખુદરતી જાત ગણી કાહાડવા સરખી પેહેલવેહેલી નીશાણ માલમ પડેછે.

એ રંગ પરમાણે માણસજાતના તરણ ભાગ કરવામા આવયાછે, જેમા પેહેલો "ઝીલાંનીક," બીજો "જાનથાઉસ" અને તરીજો ભાગ "આલબાઈનો" ને નામે ઓળખાયછે. પેહેલા ભાગમા સઘળા કાળા બાલના માણસો, બીજા ભાગમા સઘળાં ખોલા અથવા ભુરા, કોલા, વગેરે બાલના માણસો અને તરીજા ભાગમા સઘળા સફેદ બાલના માણસો ગણવામા આવયાંછે. કાળા બાલના માણસોની વસતી સઉથી મોટી માલમ પડેછે અને એ વરગમા ચામડીનો રંગ સુદ સફેદથી ઘારા કાળા રંગ સુધી તરેહવાર હોયછે. કોઈ વખત કાળો અને રાતો રંગ ભેલાયલો હોયછે, જેમકે અમેરીકાના ઇનડીઅનોમાં જોઈએ છઈએ અને કોઈ વખત પીલો તથા ખોલલો રંગ મળી ગયલો હોયછે, કે જેમ એશીયાખંડના ટારટારોમાં જણાયછે. બીજા વરગના બાલવાળી જાતમાં ઘણુંકરીને ચામડીનો રંગ ખોલલો હોયછે અને સુરજનો તાપ લાગાથી કાળો થતો નથી પણ રતાસ પકડેછે. આ વરગમાં પણ રંગોની ઘણી ભેલશેલ થાયછે અને એક આદમીને કીઆ વરગમાં મેળવો તે પીછાંણવું મુશકેલ પડેછે. તરીજા ઇસ્માને સફેદ બાલવાલા વરગમાં તે લોકોને મેળવામાં આવયાંછે કે જેઓની જાતમા સઘલાની ચામડી અને બાલ સફેદ રંગનાં છે. આવી જાતો આફરીકાના હબસીઓ વચે મળી આવેછે અને તેમનાં બચાં પણ ચામડી અને બાલમા સફેદ રંગનાહોયછે.

પણ આ રંગ પરમાંણે માણસની ખુદરતી જાતની વેંહેંચણી તથા ગણતરી કરતાં ઘણો ગુચવારો થાયછે અને ભુલાવો ખાવો પડેછે. એટલા માટે બીજી વધારે સારી ગણતરી સોધી કાહાડવામાં આવીછે અને તે આજ સુધી બાહાલ રહીછે. તપાસ કરતાં એવું માલમ પડયુંછે કે દુનીયાનાં ચોકસ ભાગોમાં ચોકસ જાતનાંજ ખુદરતી બાંધાના લોકોની અસલ અને મુખીઅ વસતી હોયછે. યુરોપખંડથી તે એશીયાખંડના પશચીમ ભાગ અને હીંદુસતાંન સુધી જે એક જાતના ચેહેરા, ઘાટ અને સીકલના માંણસો વસેછે તેથી જુદીજ પણ એકસરખી સીકલના માણસો એશીયાખંડના બાકીના મોટા ભાગમાં વસેછે. વળી એશીયાખંડની દખણ તથા પુરવ તરફના ટાપુઓમાં ઓરજ ચેહેરાના લોકોની વસતી છે, જે વસતીથી વળી આફરીકાના હબસીઓની વસતી તદન જુદીજ છે અને અમેરીકાના ઇનડીઅનોનોબી એક નવો અને જુદોજ ખુદરતી ટોળો માલમ પડેછે. આ તપાસ ઉપરથી આ બાબતને મથાલે મેળેલી દુનીયાંના લોકોની પાંચ મુખીઅ અને ખુદરતી જાતોની શોધ થઈછે, જેઓ "કાકેસીઅન," "મોંગોલીઅન," "મલાઈ," "આફરીકન" અને "અમેરીકન" ના નામથી જણાયછે.

ઉપલાં ચીતરોમાંનું પેહેલ વેહેલું કાકેશીઅનની જાતનો ચેહેરો દેખાડેછે. એ જાત ઈરાંનીઅનને નામે પણ ઓળખાયછે અને એ જાતની પેહેલવેહેલી વસતી ઇરાંનવેજમા કાકેસસ પરવત આગળ થયલી માનવામા આવેછે. આ ચીતરમા ઈંગરેજની તસવીર છે, પણ વીદીઆની શોધ પરમાણે ઈંગરેજ અને બીજા યુરોપીઅન આપણીજ મીશાલે અસલ ઈરાંનના વતની હતા, એટલુંજ નહી પણ છેક યુરોપથી તે આરબસતાંન, ઈરાંન અને હીંદુસતાન સુધી જે લોકો વસેછે તે સઘળાં એજ જાતના છે એવું નકી થયું છે. એ જાતને લોકોના બીજા મોટા વીભાગથી પીછાંણવાની નીશા



લાહોર શેહેરમાં રણજીતસીંહનું દેહરૂં.

ન એ છે કે માથાંની ખોપરી ગોળ આકારની, ચેહેરો ઈંડાં
રોકો, કપાલ મધીઅમ ઉંચાઈનું, બાલ નરમ અને લાંબા
પણુવળી શકે એવા, ચેહેરો માંથાના કદ કરતાં લગાર નાહનો,
બેજું મોટું, આગલા દાંત સીધાં, તથા દાહાડી ભરેલી ગોળ,
અને આગળથી બાહાર નીકલી આવેલી છે. આ મોટી જા
તમા ચામડીના રંગનો તફાવત કાંઈ ગણુતરીમા નથી, કેમકે
એજ જાતના કેટલાક લોકો ગોરા હાંઈલાંડર જેવા તો બીજા
કાળા હબસી જેવા હોયછે.

બીજું ચીતર તે જાતનું છે કે જે એશીયાખંડના ઉત
ર અને પુરવ ભાગમાં વસેછે, તથા જેઓની યુરોપની દખ
ણ તરફના ટાપુઓમા તથા અમેરીકામા થોડીક વસતી છે.
એ લોકો ચેહેરાથી અને માથાંની ખોપરીથી ઓળખાયછે,
કે જે ગોપા આગળથી હાથ મારીને આખી સીકલ ચપટી
કરી નાખી હોય તેમ છે. ચપટું નાખ, ચપટું કપાલ, ચપ
ટી દાહાડી, હોટ જરા જાડા, ગાળના હાડકાં બાહાર નીકલી
આવેલાં, આંખો વધારે કાલી તથા કલમતરાસ મુકેલી, અ
ને બાલ કાળા, સીધા અને શખત પણુ પાતલા છે. એ લો
કો કદે જરા બટકા હોયછે. તેઓ "મોંગોલીઅન" અથ
વા તુરાનીઅન કેહવાએછે, અને બરમીસ, ચીના વગેરે લો
કો એ જાતના છે. તરીજી જાતના લોકો આફરીકન છે, જે
ના ચેહેરાના અણીદાર હાડકાં, વાંદરાને જરા મળતી આવે
એવી સીકલ અને ઉનના સરખા બાલ ઉપરથી પીછાંણી
લેવો મુશકેલ નથી. ચોથી જાત મલાઈની છે, જેનું ચીતર
ઉપલી હારમાં ચોથું છે, અને એ મલાઈ લોકોની અતરે
જે વસતી છે, તેજ તેમની પીછાંણને માટે બસ છે, એ લો
કોના લાંમબા ચેહેરા, મેહેરાબદાર કપાલ વગેરેથી તે તરત
પીછાંણી શકાયછે. બાકી વધેલુ ચીતર અમેરીકાના ઈનડી
અનનું છે, કે જેની સીકલ વચેનો તફાવત સમજણ પ
ડે એવો છે.



## લાહોર શેહેર.

(લખનાર એક પારસી મુસાફર.)

પંજાબ અથવા પાંચ પાંણીનો મુલક પાંચ નદીઓની
વચે વેહેચાઈ ગએલુંછે. એ પંજાબનું મુખીઅ શેહેર જેમ
મુંબઈ ઈલાકામાં મુંબઈ શેહેર, મધરાજ ઈલાકામાં મધરાજ
શેહેર, બેંગાલ ઈલાકામાં કલકતા શેહેર અને વાવીઅખુણા
નાં પરાંતોમાં આશરે ૧૨) વરશની વાત ઉપર આગરા શે
હેર અને હાલ હલાહબાદ શેહેરછે, તેમ પંજાબનું મુખીઅ
શેહેર લાહોરછે. લાહોરનું શેહેર તરણ ભાગમાં વેહેંચાઈ
ગયુંછે. પેહેલું મીઆંનમીર જેને બરોબર બોલીએતો મી
આં અમીરછે, બીજું કેઆમપ અને તરીજું શેહેર. મી
આંનમીરમાં લશકરી છાવણી રાખવામાં આવીછે જાંહાં બ
રાખો તથા લશકરી અમલદારોનાં રેહેવાનાં મકાંનો, કેટલી
એક તેઓના ખપને શારૂં ઈંગરેજોની દુકાંનો અને માતરે
એકજ પારશીની દુકાંનછે. છાવણીમાં ગાંમખાતાંના અમ
લદારો, કેટલાએક સટાફ આફીશરો અને વેપારીઓ વશેછે
તથા એ જગો ઉપર સઘલી કોરટો અને કચેરીઓછે. ચી
ફ કોરટમાં પંજાબના શરવે ઈઉરોપીઅન તકશીરવારોની ત
પાશ થાએછે તથા દેશીઓના ચુકાદાની આપીલો શાંભલ
વામાં આવેછે. આ જગો ઉપર પારશીઓની ૪) દુકાંનોછે
જેને પંજાબનાં લોકો "કોઠી" કરીને કેહેછે. મીઆંનમી
ર અને સદર બજારની વચે ૬) માઈલનો તફાવતછે.

સદર બજારથી શેહેરમાં જતાં નજદીક ૨) માઈલનો
તફાવતછે, શેહેરમાં દાખલ થતાં માલુમ પડેછે કે તે
ના મોહોલાઓ ઘણા લાંમબા પણ ઘણાજ સાંકરાછે.
શેહેરમા લોકોની વશતી ઘણી મોહોટી છે અને મો
હોલાના રશતાઓની પોહોલાઈ ૧૦ ફીટની અંદરની
હોવાને લીધે શરવે કોઈ પગે ચાલીને અથવા ઘોડા ઉપર
સવાર થાઈને આવજાવ કરેછે, ભોગ ચોઘડીએ જો કોઈ બ
ગી અથવા શીગરાંમમાં ગઉતો ઘોડાની ચાલ ઘણીજ આશ
તે કરવી પડેછે અને સાઈસ ઇઆને ઘોડાવાલાને લોકોને
ખીસી જવાને શારૂ આખે રશતે પોકાર કરવો પડેછે. શે
હેરની આશપાશ મોહોટી દેવાલ બાંધી લીધેલીછે અને તે
માં દાખેલ થવાને ૧૨ દરવાજા અથવા ભાગલછે. શેહેરની
દેવાલની બોરફુએથી બાહેરની બાજુએ ફરતો બગીચો બના
વેલોછે અને તે બગીચાની અંદર ગારીઓ ફરી શકે હેવા
શુંદર રશતાઓ બનાવેલાછે, જાંહાં લોકો શાંહાંજની વેલા
ફરવાને જાએછે, આ બગીચાની જગો ઘણી ખુશાનુમા કર
વામાં આવીછે, શેહેરની આશપાશ કેટલાએક માઈલ શુધી
બગીચામાં ફરવું અને ભાત ભાતનાં ફુલ તથા ફુલોની લં
પટ લેવી એ કાંઈ થોડું ખુશાલી ભરેલું નથી. શેહેરની
અંદર રંજીતશીંગના વખતનો જબરદશત કીલલોછે. એ
કીલલાની બાંધણી ઘણી મજબુતછે, હાલ તે કીલલામાં લશ
કરની એક ટુકડીની બરાખ કરવામાં આવીછે, અને તેની
એક બાજુએ કાબુલના હાલના અમીર શેરઅલીખાંનના ત
રણ ભતરીજાઓને નજર કેદ રાખવામાં આવેઆછે. એ
તરણ ભાઈઓ મધેથી વડો આશરે ૩૫ વરશની ઉમરનો,
બીજો આશરે ૨૦ વરશની ઉમરનો અને તરીજો આશરે
૧૫ વરશની ઉમરનો એ પરમાંણે જુવાંન સરદારોછે, ખો
દા માલુમ શું શબબને લીધે તેઓ ઘણા દુબલા માલુમ પ
ડીઆ હતા, જેઓ તેઓને મળવા જાએછે તેઓની શંગા
થે હલી મલીને ફારશી ભાશામાં વાતો કરેછે અને તેઓ વા
રેવાર પોતાની હાલત વાશે અફશોશ કરેછે.

કીલલાની પડોસમાં મુશલમાંન લોકોની એક મોહોટી
મશજીદછે જેનો ઘેરાવો આશરે એક માઈલનો હશે, અને
તેની ચારે બાજુએ ૪ ઉનચા મીનારાઓછે અને દરએક
મીનારો પથરનો બાંધેલો અને આશરે ૩૦૦ ફુટ ઉનચાઈ
માંછે. એ મશજીદની પડોશમાં શીખ લોકોનું એક મોહોટું
દેહેરુંછે જેમાં એક ઠેકાંણે શંગેમરમરના પથરનાં બે પુતલાં
છે જે હીંદુઓની મુરતી જેહેવાંછે. તે દેહેડાંની વચોવચ
શંગેમરમરનું એક મોહોટું મકાંન બનાવેલુંછે જેમાં એક
ઘોર બનાવીને રંજીતશીંગનાં બદનની ખાક રાખવામાં આ
વીછે. એ ઘોરની ઉપર અને તેની ચારે બાજુએ મથાલે
રંગીન બેરંગીન આએનાઓ જડી લેઈને તેનો ગુમબજ
બનાવેઓછે. એ જગોની સાંમણે તેનાજ જેહેવી એક બીજી
જગો બનાવેલીછે જેમા એક બાજુએ કરકશીંગની ઘોર અને

બીજી બાજુએ નવનેહાલશીંગની ઘોરછે. આ કીલલાની બા હેરની બાજુએ શંગેમરમરના પથરોથી બાંધી લીધેલી રંજીત શીંગના વખતની એક કચેરીછે જાંહાં તે રાજા અને બીજા દરબારીઓ બેશીને ઈનશાફ કરતા હતા. આ સઘળી ઈ મારતો વચે ઉપર કહેલું રનજીતસીંહનુ દેહડું જે મધે એ નામીચા સીખ પાદશાહની ખાખ રાખીછે તે ઘણું શુંદર અને રોણકદાર છે. તેમાં બાંધેલા મોટા અને ઉંડા તલાવ ની અંદર ગોયા તે ખુદેલું હોય તેમ બાંધયુંછે તથા તમામ સંગેમરમરનું હોવાથી પાંણીની આસપાસ એટલી ઝમક મારેછે કે તે દેખાવ ઘણો રલીઆમનો અને ખુશનુમા લાગેછે. એ દેહેડાંનું ચીતર પડોશના સફા ઉપર આપયુ છે.

લાહોર મધે શરવે મલીને ૨૯ પારસીઓ છે જેમાં ૨) અસતરીઓ અને ૩) છોકરાંછે. એકાદ માસમા તાંહાંના એક બે રેહેવાશીઓની ફેમેલીઓ આવનાર હતી. મીઆં નમીરમા ૩) જરથોશતીઓછે—એ પરમાણે શરવે મલીને ૩૨ જનની શંખીઆછે. એ શરવે દુકાંનદાર તથા તેમના માણશોજ નથી. તેઓ મધેથી એક પારસી ગરહસથને એક સટરા આસીસટંટ કમીશનરનો સરકારી ઓધો મલેઓછે. એક જણ લાહોરની પોસટ આફીસનો ઈનસપેકટરછે, અને એક તરીજો ગરહસથ લાહોરના લા કલાશમા હાજરી આપે છે અને તે જલદીથી પલીડરની પરીખશા આપનારછે. કી લાની બાહેર આસરે તરણ માઈલને છીટે જરથોસતીઓના વપરાશને સારૂં એક બગીચો તથા બંગલો રાખવામા આ વેઓછે. એ મકાંન એદલજી એનડ સનસ વાલાઓનું છે અને તે બાગનું નામ "ગુલબાગ" આપેઆમા આવેઉંછે. લાહોરના જરથોશતીઓને અવલમંજલ લેઈ જવાને સારૂં એજ બાગમા જગો કરવામા આવીછે.

લાહોરથી આશરે ૬) માઈલને અંતરે શાદરા નાંમ નું એક ગાંમ આવેલુંછે. એ ગાંમ આગલ ઘણું ઉજડ માલમ પડતું હતું પણ હાલ તે તરફ રેલની શડક બાંધવા માં આવેછે તેથી રેલવે ખાતાંના અને કનટરાકટરોના ઈ ગરેજો તથા દેશી નોકરો તાંહાં હાલ ઘણા થાઈ ગયાછે. શાદરે જતાં રાવી નદી વચમાં આવેછે જેથી ચોમાશામાં બોટની મારફતે તે નદી પશાર થાઈ શકેછે અને બીજી રૂ તુમાં હારેદાર મછવાઓ ગોઠવી અને તેમની ઉપર જાડાં લાકડાંઓ મેલીને બોટોનો પુલ બનાવેઆમાં આવેછે અને તેની ઉપરથી રાહાદારીઓ, શવારો અને ગાડી વીગેરે પશા ર થાઈ જાએછે. એ પુલ પાઆ માઈલથી વધારે લાંમબોછે અને તે ઉપરથી પશાર થાઈ જતાં દીલમાં ધાશતી પેદા થા એછે. એ પુલ આગલ શરકારની તરફથી "તોલ" લીધા માં આવેછે. શાદરા દીલલીના નાંમીચા પાદશાહ જાંગીર શાની કબરને શારૂ વખનાઈ ગએલુંછે. એ કબરની આ શપાશ એક મોહોટો બગીચો બનાવેલોછે અને જે જગો ઉ પર કબર બાંધવામાં આવીછે તેની આશપાશની જગો શં ગેમરમરના પથરોથી ઘેરી લેવામાં આવીછે અને તેની ચારે બાજુ ઘણા નકશીદાર શંગેમરમરથી બનાવેલા ચાર દરવાજા છે, તેની જમીન એજ પથરનીછે અને કબર તથા તેની પગ તીઓ. એ શરવે શફાઈદાર શંગેમરમરનાછે. એ જગો ઉપ ર જે ચીજ જોશો તે એજ પથરનુંછે. ઉપરનો ગુમબજબી એજ પથરનોછે જેથી જાણે શંગેમરમરના પાહાડમાંથી એ કબર કોતરી કાહાડવામાં આવી હોએ હેવું નજરે પડેછે. કબરની ઉપર ફારશી અરફે કાંઈ લખેલું જોવામાં આવેછે પણ તે શું છે તે કોઈ શમજાવનાર તાંહાં મલે નહી. દર વાજાની બાહેરથી લાલ મોહોટા પથરોથી બાંધેલી શીરી જો વામાં આવેછે અને તેને મથાલે એક ચોખુનદ અગાશી બ નાવેઆમાં આવીછે, એ અગાશી જમીનથી આશરે ૧૦૦ ફીટ ઉનચીછે. એ અગાશીબી શંગેમરમરના લાલ અને શફેદ પથરોથી બનાવેલીછે. એ અગાશીનો ઘેરાવો હમો બીહીતાં બીહીતાં કેહીએછે કે તે ૩૦૦) ફીટ લાંમબો અને ૩૦૦) ફીટ પોહોલોછે. એ અગાશીની વચોવચ નીચલી કબર નો ગુમબજ આવેલોછે અને તેબી શફેદ શંગેમરમરનોછે. એ અગાશી ઉપરથી રાવી નદીનાં પાંણી પોતાનો ખુદરતી જહ રો મલાવતી જોવાને અને ભાત ભાતનાં મેવાથી લટકેલાં જાહાડપાંણો પવનની લેહેકીથી હાલતાં અને તેમની ઉપર રંગાન બેરંગીન પખશીઓ મધુર રાગથી બોલતાં જોવાને ઘણું રલીઆંમનું લાગેછે. એ અગાશીની ચાહારે બાજુ એ ચાર મીનારાઓ બનાવેઆમાં આવેઆછે જેમની બાંધ ણીબી શંગેમરમરના પથરનીજછે. દરએક મીનારો પેલી અગાશીથી આશરે ૨૦૦ ફુટ ઉનચા બાંધેલાછે. એ મીનારા ઓનાં છેક મથાલાં ઉપર ગઆ પછે ખુદરતનો દેખાવ અ તીશે રલીઆંમનો થાઈ પડેછે અને તાંહાં જનારાઓને પા છું નીચે ઉતરવું નાંખુશ જેહેવું લાગેછે. એ મીનારાઓ ને મથાલેની અગાશી ઉપરબી નકશીદાર શંગેમરમરની બા રીઓ બનાવેલીછે. એ બારીઓનું કાંમ જાલીદાર બનાવે લુંછે અને તેજ કાંમ જોતાં આગલા વખતના દેશીઓની કારીગરીની મોહોટાઈ બતલાવી આપેછે. જાંહાંગીરશાહા ની આ કબર અને તેની શાથની બાંધણી આજ ૩૦૦ વ રશની કેહેવામાં આવેછે પણ તે બાંધણી હજુર એટલીતો સફાઈદાર રહેલીછે કે જાંને પાંચ વરશની એ ઈમારત હો એ. એ મકાંન પછવાડે દીલલીના પાહાદશાને લખો રૂપી આનો ખરચ થાઓ હશે એમાં કશો શક નથી.

લાહોરથી આશરે ૫) માઈલ દુર શાલેમાર નામનો એક મોહોટો બગીચોછે. એ બાગ દીલલીના પાદશાહા શાં હાજાંને બનાવેઓ હતો. એ બાગની લંબાઈ ૧) માઈલની અને તેની પોહોલાઈ અરધા માઈલની અંદરની અટકલેઆ મા આવેછે. એ બાગના તરણ ભાગ કીધાછે અને તે દર એક ૬૦૦) વારની લંબાઈનાછે. પેહેલો ટબકો બીજાથી ૧૦ ફીટ ઉંચોછે, અને બીજો ટબકો તરીજાથી ૧૦ ફીટ ઉં ચોછે. દરએક ટબક ઉપર ભાત ભાતના મેવા તથા ફુલોના જાહાડોછે અને તેમની ગોઠવણ વીકટોરીઆ ગારડનની મુ આફક ઈઆ તેનેથીબી શરશ રીતે કરવામા આવીછે. દરએક તબકમાં વચેથી નેહેર બાંધી લીધામાં આવીછે અને તેમાં પાંચ ફીટને અંતરે ફુવારાઓ બનાવેલાછે. એ ફુવારાઓ ચારે બાજુએછે અને તેમની આશપાશ લાલ ઈટરડીથી બાં ધી લીધેલા શફાઈદાર રશતાઓ બનાવેલાછે. જારે એ તરણકે તબકો ઉપરના શરવે ફુવારાઓ ઉડેછે તારે તે બાગ ખરેખર ઘણો રલીઆંમનો થાઈ પડેછે. બીજા તબક ઉપર ફુવારા ના પાંણીનો એક ચોખુન તલાવ બનાવેઆમા આવેઓછે.

એ તલાવની લંબાઈ ૧૦૦) ફીટ અને પોહોલાઈ ૮૦ ફીટ છે. એ તલાવને મથાલે અને પેહેલા તબકને નાકે એક શુંદર બેઠક બનાવેલીછે. તે બેઠકની શાંમણે અને તલાવની અરોઅર શંગેમરમરના પથરનું એક તખ્ત બનાવેલુંછે. તેની જમીનનો પથર ૮) ફીટ લાંમબો અને ૫) ફીટ પોહોલો એક પથરછે. એ તલાવની આજુબાજુ તથા મધીઅ લીટીમાં ચાલવાની પગતીઓ બનાવેલી અને મધીઅ લીટીની વચે એક બીજી બેઠક કીધેલીછે જે જાંણે પાણીની અંદર તરતી હોએ હેવી દુરથી દેખાએછે. એ તલાવને ખુણે ખુણે લોકોને આરાંમથી બેશવાનાં મકાંનો બનાવેલાંછે. વલી એ તરફ લોકોના ઉતારાને શારૂ બે બંગલા બનાવેલાછે. પાદશાહી મેહેલ અને પાદશાહી બાગ વીશે આપણ વાંચીએછે તેની પુરતી શમજન આ શાલેમારનો બાગ બતલાવી આપેછે. જેમ પેહેલા અને બીજા તબકમાં ફુવારાઓછે, તેમ તરીજા તબકમાંબીછે. એ બગીચો ગરમીની રૂતુમાં ઘણો ખીલી નીકલેછે તોપણ બશંત રૂતુમાં તેનો દેખાવ ઘણો રલીઆંમનો થાઈ પડેછે. જાંહાં જુઓ તાંહાં ફુલોના કેઆરા અને ખરેખર બોલીએતો લાલ, લીલાં, પીલાં, શફેદ અને આશમાંની રંગનાં ફુલોના એકશાંત બીછાંનાંઓ બનાવેલાંછે, અને તેમની આશપાશનાં મોહોટાં જાહાડો ઉપર નારંગી, કમલા અને તરેહવાર જાતનાં લીબુઓ તેમના ખુદરતી રંગ શાથે જુલતાં માલુમ પડેછે. લાહોરમાં મેએ તથા જુન મહીનાંમાં ઘણી શખત ગરમી પડેછે અને તેહેવા વખતમાં શાલેમારનો બાગ એક આશાએશની જગો થાઈ પડેછે, જાંહાં દરરોજ શેંહેંકડો લોક એકઠું થાએછે, કોઈ પોતાની શાથે ખાનું લાવીને દોશતોની સાથે મજાહ કરેછે અને કોઈ ગવઈઆઓ તથા રાગશગરોને લાવી તાંહાં નાચ રંગમાં પોતાનો વખત કાહાડેછે. કેહેછે કે આખાં પંજાબ વચે આ શાલેમારના બગીચા જેહેવો ખુશનુમા બગીચો કેથે નથી.

શાલેમારથી લાહોર તરફ આવતાં આશરે ૧॥ માઈલને છીટે આગલ જાંગીરની કંપની અને હાલ જમશેદજી સનસનો એક બગીચો અને તેને લગતો બંગલોછે જેમાં લાહોરના પારશીઓ ઘણીવાર શેહેલ કરવાને જાએછે. એ બાગનું નાંમ હાલ "જમશેદ બાગ" પાડવામાં આવેઉંછે. એ બાગની આબોહવાબી ઘણી શારીછે.

---

## "હોશીયારી કોઈના બાપનીછે?"

એક દોલતમંદ આદમી પોતાની ખુબસુરત અને જવાંન ઓરત સાથ ઘણા સુખથી રેહતો હતો. તેણે પોતાની બાયડીને હીરા મોતી વગેરે ઘરેણાં ભેટ કરી ઘણી ખુશી રાખી હતી, પણ તે એક અછો તીરનદાજ હોવાથી દરરોજ પોતાની બાયડીને એકેક નથ પેહેરાવી તે નથમાંના મોતીને પોતાનાં તીરે કરી વીધી નાંખતો અને તોપણ તે શુંદરીના નાકને કસી ઈજા થતી નહી હતી. એક દાહાડે તે સ્ત્રીનો ભાઈ પોતાની બેહેનને મળવા આવયો, તારે તેણે તે બાઈને ઘણી તવાયલી તથા ઉદાસ જોઈને પુછવાથી તેણીએ ખોલાસો કીધો કે "મારો ભરતાર મારા ઉપર ઘણો પેઆર અને મેહેરબાંની રાખેછે, પણ તોએ દરરોજ મારાં નાકમાના મોતીને તીરે કરી વીંધેછે, તેથી મારો જીવ સદા ધાસતીમાં રેહછે કે કોઈ દાહાડે અકસમાત તીર મારાં નાકમાં વાગશે. હું તેને એ કાંમ કરવાથી અટકાવી શકતી નથી, કેમકે તેમ કીધામાં તે ઘણો ખુશી થાયછે, પણ જો પોતાની મેળે તે એ કાંમને છોડી દીએતો હું ઘણી ખુશી થાઉં." આ ઉપરથી તે સ્ત્રીના ભાઈએ તેણીને સવાલ કીધો કે "દરરોજ મોતી વીધવા પછે તારો વર શું કેહેછે ?" સ્ત્રીએ જવાબ દીધો કે "તે મને પુછેછે કે જો મારા કરતાં હોશીયાર બીજો કોઈછે ? તારે હું જવાબ દઉં છઉં કે એવો હોશીયાર બીજો કોઈ નથી." આવી રીતનો જવાબ દેવો તે સ્ત્રીના ભાઈને ગમયો નહી, મારે તેણે સલાહ આપી કે ફરીથી જારે તારો ખાવંદ તુને પુછવા આવે તારે તું એમ જવાબ દેજે કે "તમારા કરતાં હોશીયારતો ઘણા પડેલા છે. આમ કેહેવાથી તે દરરોજ તને ધાસતીમાં નાખતો અટકશે."

આ સલાહ મોતીવાલાની બાયડીએ કબુલ રાખી અને બીજે દીને તેના નાકમાં મોતી વીધયા પછે જારે તેનો માટી સરેસતા મુજબ તેને મગરૂરીથી પુછવા આવયો તારે સ્ત્રીએ જવાબ દીધો કે "અરે તમારા જેવાતો દુનીયામાં કંઈએક પહેલા હશે." આ જવાબથી તે મોતીવાલો વીસમય થયો અને ઠરાવ કરયો કે "મારા કરતાં હોશીઆર કોણ છે, તેની શોધ કરવી અને તે મળી આવે તાંહાંસુધી આ ઘરમાં મારે પગ મેળવો નહી." એમ કહી તે ઘરની બાહેર મુસાફરીએ નીકલી પડયો. ચાલયો, ચાલયો, મંજલ દર મંજલ કાપતો એક નદી કીનારે તે આવી પોંહોંતો જાંહાં એક મુસાફર બેસીને ખાનું ખાતો હતો. મોતીવાલો તેની પાસે વાતચીત કરવા લાગો, તારે તે મુસાફરે કહયું કે "હું એક જોરાવર મલ છઉં અને ઘણી અછી કુસતીની લડત કરી જાંણું છઉં, પણ મેં એવું સાંભળયુંછે કે એક જણ મારા કરતાં એટલો હોશીયાર છે કે તે પોતાની બાયડીનાં નાકમાં નથ પેહેરાવી તેજ નથનું મોતી નાકને કસી અલવલ લાગવા વનાં વીંધેછે, તે શખસની શોધમાં હું નીકલયો છઉં." "અરે, તારેતો તને વધારે મંજલ કરવાની અગત નથી" આમ કહી તે મોતીવાળાએ પોતાને જાહેર કરયો અને તેઓ બંને જણ એકેકને ભેટયા કાંએકે તે બંને એકેકની શોધમાં નીકલેલા હતા.

એ પછે મોતીવાલાએ કહયું કે "ભાઈ, આપણ બંને સરખા છઈએ અને બંને એકજ મતલબ ધરાવીએ છઈએ, મારે એકેકને ભાઈ સમજીએ, પણ હવે આપણા કરતાંબી કોઈ વધારે હોશીઆર હોયતો તેની શોધ કરવી જોઈએ." આ વાત બાહાલ રાખીને તેઓ સાથે મુસાફરીપર નીકલયા. તેઓ ઘણા દુર ગયા નહી તેવામા એક બીજો અનજાંનો મુસાફર મળી આવયો. તેણે આ બંને જણાઓને તેમની ઓળખાંણ તથા મુસાફરીની મતલબ પુછવાથી તેઓએ તેને સઘલી બીના જાહેર કીધી, જે ઉપરથી આ નવો મુસાફર બોલી ઉઠયો કે "યારો હું તમારીજ શોધમાં નીકલયો છઉં. હું એક પંડીત છઉં અને મારા એલમમા પુરવીણ છઉં, પણ તમો બેહુ જણની હોશીયારીની હકીકત સાંભળી તે ખરી છે કે ખોટી, તે જાંણવા સારૂં હું પણ નીકલયો છઉં." તે હોશીયાર આદમીઓ મળી આ

વવાથી પંડીત ઘણો ખુશી થયો અને બોલયો કે "ચાલો
હવે આપણે એકેકને ભાઈ ગણીશું. તમો બંને ભાઇઓ
ના ઘર દુર છે, માટે તરત વેળાતો મારૂં ઘર જે નજદીક
છે, તાંહાં ચાલો. તાંહાં આપણ આસાએસ લઇશું અને
એકેકની હોશીયારી તપાસી જોશું." આ વાત ઉપલા બં
ને મુસાફરોએ કબુલ કીધી અને તેઓ પંડીતની સાથે તે
ને ઘર ગયા.

ખાંનું ખાધા પછે ટાહેલાંમાં વખત નીકલી જવાથી
સુવાનો વખત થયો અને પંડીતે પોતાનાં પહરાંણાંઓને
માટે પોતાના ઘરના ઓટલા ઉપર ખાટલી તથા બીછાંણાં
કાહાડી આપયાં. આ પંડીતના બબરચીખાનાંમાં એક
એવી મોટી અને ભારી દેગ હતી કે પચીસ માંણસ મળે
તોબી તે ઉંચકાતી નહી હતી. પણ આ તરણ જણાઓ
માંનો પેલો મળ જે બદનના કુવતમા સઉથી સરસ હતો
તેતો મધરાતનાં સઘલુ ચુપચાંપ હતું તેવામાં હલુસે ઉઠીને
તે દેગને ઉંચકી લઈ ગયો અને નદીમાં ગરદનપુર પાંણી મ
ધે લઈ જઈ છેક તલીએ દાટી આવયો તથા પછે જાંણે કાં
ઈ જાંણતો નહી હોય તેમ આવીને મુગો મુગો હોઢી પો
ટીને સુઈ ગયો. તેની સઘલી ચોકાસી છતાં જરા જરા ખ
ડબડાટ થવાથી પંડીતની બાયડી જાગી ઉઠી તથા તેણીએ
પોતાના માટીને જગાડયો અને કોઈ ચોર આવેલા ધારીને
એ માંટી બઇએર દીવા બતી લઈને જોવા નીકલયાં. સ
ઘલું જોઇ વળયાં તે બરાબર હતું, પણ માતર રાંધણી માંહે
લી મોટી દેગ જેને ચોરાવાની કદી ધાસતી નહી હતી, તે
જ માતર ચોરાઇ ગયલી તેઓએ જોઈ.

આ ઉપરથી પંડીતે તપાસ ચલાવી. તેણે બબરચી
ખાંનાંથી તે નદીના કીનારા સુધી રેતીમાં કોઈ ભાર ઉંચ
કી જનારાં માંણસનાં પગલાં શોધી કાહાડયાં. વળી આ
પગલી એકજ માંણસની હોવાથી પંડીતે અટકલ બાંધી કે
આ ચોરી એકજ જણે કીધીછે, તારે તે ઘણો જોરાવર હોવો
જોઇએ. તે સાથે ઉપલી પગતીઓ નદીની પેલી બાજુએ
દીસતી નહી હતી, તે ઉપરથી પંડીતની ખાતરી થઈ કે દે
ગને નદીમાંજ દાટીછે. એ પછે પંડીતને શક ગયો કે તે
નો પહરાંણો મળ સઉથી જોરાવર છે, માટે તેણે પોતાનું બ
ળ અજમાવા સારૂં આ દેગ નદીમાં દાટી હશે. એ વીશે
પોતાની વધારે ખાતરી કરવા સારૂં પોતાના પહરાંણાઓ
ની ખાતલી આગળ ગયો. મોતીવાલાએ આ ચોરી કીધી
હોય એવું તેને લાગું નહી, પણ મળના ખાટલા આગળ
જતાંજ તેનો શક મજબુત થયો અને તેની ચામડીને જરા
ચાટી જોવા પછે તેણે પોતાની બાયડીને કહયું કે "આજ
શખસ ચોર છે. એની ચાંમડીપર ખારો સવાદ મુદલ લા
ગતો નથી, તે ઉપરથી જણાયછે કે એ હમણાંજ તાજા પાં
ણીમાં જઈ આવયોછે. પણ વારૂં કાંઇ નહી સહવારે વાત."

સહવારે પોતાના પહરાંણાઓને ઉઠાડી પંડીતે કહયું
કે "ભાઇઓ મારી દેગ ચોરાઇ ગઇછે, માટે ચાલો આજે
તો આપણે નદીપર જઈને સનાન કરીએ" એ ઉપરથી દે
ગ કાંહાં ગઈ હશે તે બાબે અચરતી દેખાડવાની આ પહ
રાંણાઓની ફરજ હતી. પણ પંડીતે કહયું કે "તે કાંહાં
ગઇછે તે જોવું હોયતો ચાલો આવો મારી સાથે." એમ ક
હીને તે પોતાના પહરોણાંઓને નદી કીનારે લઇ ગયો અ
ને તેના તલીઆમાં દાટેલી દેગ કાહાડી આપી. તે દેગ
સંતાડનાર મલ પંડીતની હોશીઆરીથી હેરત રહયો અને
જાંણે કાંઈ જાંણતો નહી હોય તેમ પુછવા લાગો, આ દેગ
કોણ ચોરી ગયું હશે ? પંડીતે તરતજ જવાબ આપયો કે
"તેતો તમારા જીવને પુછો." અંતે મલે દેગ સંતાડી એ
વાત પંડીતે કેમ શોધી કાહાડી તે સઘલું તેણે કહી સંભ
ળાવયું, અને પેલા મોતીવાલાએ પોતાના મનથી ખાતરી
કરી લીધી કે તેના કરતાં આ બે જણ કેટલા વંધારે હોશી
યાર હતા.

હવે પંડીત પોતાના પહરાણાઓ સાથ ઘર તરફ પા
છો ફરયો અને બોલયો કે "આજ રાતે આપણે દાલ ભાટ
નહી પણ ઉંચાં પકવાનોની મેજબાની કરીએ." એટલા
માટે તેણે મલને હુકમ કીધો કે ખેતરમાં જઈને જે ઢોરો
ચરતાં હોય તેમાંથી એક સઉથી ફરબે અને ચરબદાર મેંઢું
પકડી લાવવું. આ કાંમ મલથીજ બને એવું હતું માટે
તે તરત ઢોરોના ગોવાલાં તરફ રવાને થયો. તે ઠેકાંણે એક
ધાટકી અને બીહામનો જીન તરતનો આવેલો હતો, તેણે
મનસે વીચાર કરયો કે "જો આ મલ મેંઢાં તરીકે મને પો
તાને ઘર લઈ જાયતો પછે તાંહાં જઈને હું તેને અછો સ
વાદ દેખાડું." એટલા માટે તે જીન પોતાનો આકાર બ
દલી તરત એક ફરબે મેંઢો બની ગયો અને મલ તેને પકડ
વા આવયો. આ મેંઢાએ એટલી મસતી કરી મલને લાતો
જાહાડી કે તે મલ અચરત થયો, તોપણ આ મેંઢા રૂપી જી
નને પકડીને તે પંડીતને ઘર ગયો. તેણે આ મેંઢાને ગ
રદનમાથી એવો દાબીને પકડયો હતો કે તેની આંખો લગ
ભગ નીકલી પડી હતી અને આતસી તથા બુરી નજરની
લાગતી હતી. પંડીતે તરતજ તરક બાંધી કે "આ કાંઈ
મેંઢો નથી, પણ કોઇ જીન છે, મગર જો હું બીહીક બતાવ
શતો મારા ઘરમાં જઈ સરવેને ખાઇ જશે, માટે એની સા
થ તાલ કરવી જોઇએ."

એ ઉપરથી તે જીન સાંભળે તેમ પંડીતે મલને કહયું
કે "અરે ઘેલા ભાઇ તેં શું કીધુંછે ? મેં તમોને કહયું કે
એક જબરદસત જીનને પકડી લાવવો, તારે તું એક કંગા
લ અને નાતવાન જીનને લાવયોછે. જારે આવા મુરદાલ
જીનોજ તને મળયા તારેતો થોડા વધારે લાવતે, કેમકે મારૂ
દરએક બચું દરરોજ એકેક જીન ખાયછે, મારી બાયડી ત
રણ ખાયછે અને હું દરરોજ બાર ખાઉં છઉં, તે છતાં તું
તો માતર એકજ જણને લાવયોછે." આ શબદો સાંભળી
ને જીન ઘભરાયો, માટે તરત ગુઠણ પર પડી તે પંડીતના
કાલાવાલા કરતો બોલયો કે "હું માફ માગીને કહું છઉં કે
મને તમો લોકો ખાઇ જતા ના. જો તમો મને જીવતો
રાખી જવા દેવોતો હું મારાં ગામમાથી તમારે સારૂ બેહદ
ખજાંનો લાવી આપું." પેહેલાંતો પંડીતે જરા ભપકી આ
પવા પછે તેને જવા દીધો, પણ ખુબ દમ ભરાવયો કે
"જો તું તારી કબુલાત મુજબ ખજાંનો લઈને પાછો નહી
આવશેતો દુનીયાના છેક ખુણામાં તું ભરાઇ બેસવા છતાં તું
ને પકડી કાહાડી અમે કાચોને કાચો ગલી જશું."

પંડીતના પંજામાથી છુટો તેવો જીન જીવ લેતો કે

દેવો તથા રાખશશોના દેશમા ગયો અને ધણોક ખજાનો પંડીતને સારૂ એકઠો કરવા લાગો. તેને બીજા ભાઈબંધ જીનોએ પુછ્યું, તારે તેણે પોતા પર વીતેલી હકીકત સઘલી કહી સંભળાવી, જે ઉપરથી તે જીનને તેઓ પોતાના રાજા સોડે લઈ ગયા. રાજે બોલયો કે "એવાં આદમી મેં કોઈ દીઠાં નથી કે જે જીનોને ખાઈ જાય." તોપણ તેણે પેલા જીનને ખજાના સાથ જવા દીધો અને બીજે દાહાડે તેની વધારે તલાસ કરવા કહયું. જીન ખજાનો લઈ પંડીતને ઘર પાછો ફરયો તારે મોડું કરવા મારે પંડીત તેને ધમકી આપવા લાગો. જીને કહયું કે "હું શું કરૂં ! મારા ભાઈબંધ જીનોએ મને અટકાવી રાખ્યો. મેં તમારા ઇલમ અને શક્તીની વાતો કહી તે તેઓએ માંની નહી, પણ ઓર હું પાછો જાઉં તેવી તેઓ અમારા રાજા સોડે મારી તપાસ ચલાવાના છે." એ ઉપરથી પંડીતે જીનોના મુલકમાં જઈ છુપી રીતે રાજાની દરબાર જોવા ચાહાયું, જેથી આ જીન પંડીતને તથા મલને તથા મોતીવાલાને પોતાની પીથ ઉપર બેસાડી ઉડી ગયો અને જે જંગલમાં જીનોના રાજાની દરબાર ભરવાની હતી, તાંહાં રાજાનાં તખતને મથાલે એક જાહાડની ઉપર તેઓને છુપા બેસાડી તે જીન દરબારમાં આવી બેઠો.

થોડા વખતમાં આખી દરબાર હજારો રાખશશો અને દેવોથી ભરાઈ ગઈ. તેઓ આવીને બેઠા પછે તેઓના રાજાએ હુકમ કીધો કે "જે જીન આદમીજાતને આપણો ખજાનો આપી આવયોછે, તેને ઉભો કરો." જીને ઉભો થઈ તથા નમશકાર કરી જણાવયું કે "જાંહાંપનાહ, જે આદમીને હું ખજાનો આપી આવયો છઉં, તે જેવો તેવો આદમી નથી. તે પોતે દરરોજ બાર જીનોને ખાયછે, તેની બાયડી તરણુને ખાયછે અને તેનું દરએક બચું એકેકને ખાયછે." રાજાએ જવાબ દીધો કે "તે આદમીઓને જોવા વગર હું એ વાત માનશ નહી." એવામાં તેના તખતની ઉપરનું જાહાડ ભાગી ગયું અને તે ઉપર બેઠેલા તરણેજ જણાઓ એક પછે એક રાજાના માંથાની ઉપર આવીને પડયા. જીનના રાજાએ જેવા તેમને જોવા માગયા, તેવાજ તેઓ આસમાનપરથી પડયાછે એવું સઘલા જીનો સમજયા. મલે અને મોતીવાલાએ નીચે પડતાંનેવારજ સઘલા જીનોને લાત મુકીઓ મારીને પોકાર તથા ધાંધલથી આખું જંગલ ગજાવી મેળયું, તથા પંડીત બોલવા લાગો કે "પકડો,-પકડો, પેહેલાં આપણ રાજાને ખાઈશું અને પછે બાકીના જીનોને ખાઈશું."

આવું જાંણીને સઘલા જીનો નાહાસભાગમાં પડયા. તેઓનો રાજા પોતે ગુડણપર પડી કાલાવાલા કરવા લાગો, પણ પંડીતે ધાંધલને તથા મલે મારફારને એક કલાકવેર જારી રાખ્યો. અંતે પંડીત બોલયો કે "તારો ખજાનો હીઆં જંગલમાં અમોને નકામો છે, પણ જો સઘલો ખજાનો તમો સોકો મારે ઘર પોંહોંચાડી જશો તોજ તમો જીવતા રેહશો, નહીતો અતરઘડી તમોને ખાઈ જશું." આ વાત સઘલા દેવોએ બાહાલ રાખી. તેઓ મોટા ખજાંના સહીત આ પંડીતને તેના બે સોબતીઓ સાથે તેને ઘર મેલી આવયા, જે પછે તરણુંડે જણે સરખે ભાગે ખજાનો વેહેંચી લીધો તથા મોતીવાલો પોતાને ઘર જઈ પોતાની બાયડીને કેહેવા લાગો કે "તેં કહયું તેમ મારા કરતાં હોશીયાર આદમીઓ દુનીઆંમાં વસેછે, માટે હવે પછે હું તારાં નાકમાં નથનું મોતી વીંધશ નહી."

(મીસ ફરીઅરની દખણ દેશની વારતાઓ.)

---

## બદનના સાંધા.



હાડકાંઓનો માંચરો બનાવી માણસની કાઠી ઉભી કીધા પછે તે હાડકાંઓને એકેક સાથ જોડીને હીલચાલ કરતાં તથા ટકાઉ બનાવયાંછે. તે હાડકાંઓની ગોઠવણ આપણ તપાસી ચુકયા છઈએ અને હવે આ સાંધાઓનું થોડુંક સાંમાનીય ગ્યાન મેળવવાની કોશેશ કરીશું. આપણા શરીરના સાંધા તરણ જાતના છે. કેટલાક જેવા કે માંથાની ખોપરીના તથા ચેહેરાના હાડકાંનાં સાંધાઓને મજબુત જડી લીધા છે તે હીલચાલ કરી શકતા નથી. બીજા સાંધા થોડા ઘણા હીલતા અને થોડા ઘણા જડાઈ ગયલાછે. એવા સાંધા બરડાના કાંડાના ગણાયછે. તરીજી જાતના સાંધા સઘલા હીલતા છે.

ખભાં, કુલાં વગેરે ભાગનાં સાંધા ચોમેર ફેરવી શકાયછે, પોંહોંચી, ગુડણ વગેરે ભાગના સાંધા મીજાકરાંની મીશાવે એકજ બાજુ તરફ વલેછે. જે સાંધાઓ તદન જડ થઈ ગયલાછે, તેમાં હાડકાંને એકેક સાથ મજબુત જોડી લીધાંછે. બીજા ઇઆને અડધા હીલતા સાંધામા હાડકાં એકેક સાથ મળી જતાં નથી, પણ તેમની વચે એક કુમલા પદારથનું પડ આવેછે. તરીજી જાતના ઇઆને સઘલા હીલતા સાંધાઓમાં જે બે હાડકાં જોડાયલાં હોયછે, તેમાના એકનો છેડો ગોલ હોયછે અને બીજાનાં છેડામાં તેટલોજ ખાંચો હોયછે. એક હાડકાંનાં ખાંચામાં બીજાં હાડકાંનો ગોળ છેડો ભેરવી રાખેલો હોયછે, જેથી તે હાડકું તેમા ફરયા કરેછે. એ પરમાણેની ગોઠવણથી આપણા બદનના હાથ પગ અને બીજા ભાગો સઘલા હીલેછે. એ સાંધાઓ જોકે એકેકમાં રમતા અને ફરતાછે, તોપણ તે એવી બારીકીથી ગોઠવેલાછે કે તેમાથી હાડકાંને ઘડીભર ભાગવાની વધારે આશા પણ સાંધા મધેથી તેમને ખીસી જવાની કવચીતજ ધાસતી હોયછે.

ઘણી વખત આપણાં લોકો હાથ પગ ઉતરી ગયલા વીચારે
છે, તેની મતલબ કે તે સાંધામાંથી ઉતરી જાયછે, પણ તપાસ
કરતાં હાડકાં ખરેખરાં ઉતરી ગયલાં કદાચજ માલમ પડેછે.

પણ આ સાંધાઓને જોડવાની ઉપલીજ ગોઠવણ બ
સ નથી. પેદાના કરનાર ખોદાએ સાંધાઓને મજબુતીથી
બાંધવા માટે બીજી પણ એક ગોઠવણ કીધીછે. સાંધાઓની
વચે તથા આસપાસ એક ચીકણી પદારથનું પડ કરી લી
ધેલુંછે. તેમાં સાકા ઘણા હોયછે, તે ચીવટ હોયછે તથા
રંગની સફેદ હોયછે. એ પદારથ સાંધાની આસપાસ ગો
થા કોથલી હોય તેમ લાગેછે તથા હાડકાંને તેની જગામાં
બાંધી રાખેછે. બરડાના કાંઠામાં દર બે હાડકાંની વચે ન
રમ અને ચીકણો પદારથ છે, જેથી બરડાનાં હાડકાં થોડાં
હીલવા છતાં તેમને આચકો લાગતો નથી. કેટલાક સાંધા
ની વચે ઉપલા શાખાથી બનેલાં બંધણ ઉપરાંત કુમલાં હા
ડકાંની ગાદી આવેછે. કેટલાક સાંધાઓમાં હાડકાં એટલાં
લીસાં હોયછે કે તેમના વચે જરા પણ હવા રહી શકે નહી.
વળી એ હીલતા સાંધાઓની અંદરનાં બારીક પડમાં તેલ
સરખો એક ચીકણી પદારથ રેહેવાથી જેમ સાંચો ચલાવા
ને તેલ મદદ આપેછે તેમ આ ચીકણી ચીજ સાંધામાંના
હાડકાં હીલવવામાં મદદ આપેછે.

આ બાબતને મથાલે મુકેલું ચીતર હાથના કોપરીયાં,
કાંડી, પોંહોંચી, હથેલી અને આંગલાંના સાંધાના બાંધો દે
ખાડેછે. કોણી અથવા કોપરીયાંના સાંધો મીજાકરાંની મી
શાલે એકજ બાજુએ હીલી શકેછે. પણ કાંડીનાં બે હાડ
કાંમાંના આગળના હાડકાંની ઉપર એક સાકાનું બંધણ છે,
જે પછવાડેના હાડકાં સાથ જોડાયલું છે અને તેની મદદ
થી આગળનું હાડકું પોતે ગોલ ફરી શકેછે તથા પોંહોંચી
ના હાડકાંને પણ ફેરવી શકેછે. કાંડીના બે હાડકાંઓની
વચે પણ એક ચાંમડી જેવું સાકાનું બંધણછે, તે આ બે
હાડકાંઓ વચેના ખાંચાની જગા પુરેછે, પણ ઉપરથી એક
ખાંચો રહપોછે જાંહાં બેહુ હાડકાંઓની આસપાસ એક કો
થલીની મીશાલે આ પડ ફરી વલયુંછે. પોંહોંચી તથા હ
થેલીના સાંધાઓની આસપાસ ફરી વલેલું પડ તથા આંગ
લાંનાં સાંધાઓને જોડનારૂં નાહાનું પડ સંધું ઉપલાં ચીત
ર ઉપરથી પેઆરાં વાંચનારાઓના જોવામાં આવશે.

## દાહાયો દીકરો.

"મારો દાહાપો દીકરોરે મરૂ; મારો કેવો દાહાપો
દીકરો !"

... તે ઉપર ... ડાંવાળાના ડોસીબાઇ પોતાના દીકરા
... જઈ આવયોછે.

સહવારે પોતાના પ... ખુબસુરત છોકરા હતો,
કે "લાઈઓ મારી દેગ ચોરા... પલો હતો, તે આ વખ
તે આપણે નદીપર જઈને સનાન ... તેના બીછાંણા પર બે
ગ કાંહાં ગઈ હશે તે બાબે અચરતી ... આગળ તેની ઉપલી
રાંણાઓની ફરજ હતી. પણ પંડીત ક...
ગઈછે તે જોવું હોયતો ચાલો આવો મારી ... ઉપર હીસા
બ લખતો હતો તથા ઘડીએ ઘડી પોતાની ઈસકુલના દાહા
ડા ભાગા માટે અંદેશા કરતો હતો. તે બોલતો કે "અરે,
મારી પરીખશા નજદીક આવીછે, વાસતે હવે મારૂં ઈના
મ જતું રેહેશે, મને કલાસ ચહડાવશે નહી" ઈતીઆદી.

આવું જોઈને ડોસીબાઇ તેની વધારે તારીફ કરતાં.
ભાકુતણી બોલી કે "કાંઇ ફકર ના કર મારા બાપ, અખઈ
રહપો કાલે ઉઠીને ઉભો થશે ને ઈસકોલમાં જશેતો એક ત
ડાકામાં તું બધાંની ઉપર ચહડી જશે. માંએ ડોસીબાઈ,
તમે એ જીભરાયાને સાંજ સહવારબી ઈસકોલમાંજ મોક
લોછ કેની ?"

ડોસીબાઇ—હારે, પેટ તાહાડાં.

ભાકુતણી—માંએ મરે મારો નાહાલો સોલુબી આજે
સહવારે એનીજ વાત કરતો હતો. આદરજી માસટર મા
રા ઘરમા જારે આવેછ તારે એ જીભરાયાની તારીફ કરેછ
ને 'મારો દોલુ—મારો દોલુ' બોલયા કરેછ. સહવાર સાં
જની નીશાળના માસટરે સોલુને કહયું દેખું કે દોલુ કુ
શમેન આજારી પડયો તે સાંભળીને તે ઘણો દલગીર થયો
ને સોલુને કહયુંછ કે તેના રૂડા સમાચાર દરરોજ તેની ઈ
સકોલમાં પોંહોંચાડે.

ડોસીબાઇ—અરે, મારો દાહાપો દીકરોરે મરૂં, માંએ
મારો કેવો દાહાપો દીકરો ! સહવારના પોહોરમા હાથ મો
હનું ધોઈને ચાહેનો ગોટ પીધો, નહી પીધો કે લાગલો બમ
નજી માસટરની નીશાળે વધેછ. તાંહાંથી નવ, સાડાનવ વા
ગતે પાછો આવેછ તેવો ઉતાવલ ઉતાવલમાં એકું ઈંડું ને અર
ધી રોટલી ખાઈને પાછો ઈસકોલે સીધારેછ. આંએ તાંહાંથી
છેક સાંજે પાંચ વાગતે છુટો તેવો પાધરો પાછી બમનજીની
નીશાળે વધી આવેછ ને સાંજની ચાહેબી તાંહાંજ મોકલી
એછ. તાંહાંથી છેક રાતનાં ૭—૮ વાગતે ઘેર વધેછ, તા
રે સોરાબજી બેસાડીને તુસ વંચાવેછ, તે સાંભળતાં સાંભ
ળતાં તેવણ પોહોરે તારે પછે માએ મરે દોલુની પોહોરવા
ની વારી આવેછ.

ભાકુતણી—હારે માએ, મને કાંહાં ઓછી ખબરછે.
આદરજી માસટર જારે આવેછ તારે બલાપો કરેછ કે બેટી
બાપ હુશીયાર ઘણો છે, પણ કુશમેન માંદો ચાલયા કરેછ.
પણ દાદાર હોરમજ એને સલામત રાખે.

ડોસીબાઇ—હારે મરૂં, ને તમારા ઘણી વેઆરને સા
થે. શું કરીએ માએ, હોંજીયાની જતન લેવામા જાન પટ
કી નાખીએછ તોબી એની દેહ નથી સુધરતી. મારા સો
રાબજી રાત દાહાડો ફીકર ને બલાપો કરેછે કે અતીઆરમાં
થી કારમબો એટલો કાવલો છે, તો પછવાડેથી શું થશે ?

ભાકુતણી—અરે નારે માએ તમે સાવાસતે બીહોછ ?
વેસે આવશે તારે સહુ સુધરશે ને તમારો દાહાડો એજ વા
લી આપશે. પણ માએ ડોસીબાઇ તમે એને સારીપઠે
ખાવાનું આપોછકેની ?

ડોસીબાઇ—ખાવાનું કેહશુંતો રૂસાઈ જશે. એ શું
ખાએ માએ ? એની કરોચી કેટલી ? બપોરના એક મુઠીભ
રીને ચાવલ ખાતો હોયતો ભાએગ, રાતે કોઇ વખત એક
પીલાંનો કરચ અથવા કોઇ વખત એક કવાબ ને અરધી રો
ટલી ખાઈને પાંણી પીએછ. હોંજીયાએ ખાવાનુંજ મુકી

દીધું તે દેહ શું સુધરે? બસ શીખવા ભણવામાં એટલો શું તોછ કે ખાવાનું મુકી બેહોછ.

ભાકુતણી—ઓવાએ એમ તે કાંઇ વળી ચાલે! માં એ તમે એને બેહોસ કરીને બે બુકા ખવાડો તારે. એક તો હોંજીઉં આખો દાહાડો માંથું વાંકું કરીને ભેજું ઘસડ વાનું ને તેમાં મજખને સારી તરી નહી કરીએતો સુવું મ જખ તે કાંહાંસુધી જવાબ આપે.

ડોસીબાઇ—પણ માએ એની ભુખજ જતી રહીછ તે! ભુખ હોયતો ખાય કે કાંહાંથી ખાય!

ભાકુતણી—જેવો મારૂં કહયું માંનોતો રોજ સહવા ર સહવારના એને થોડો બદામપાખ નહીતો ગુંદરપાખ ક રીને ખવાડો.

આ ઉપાય તેમજ બીજા જે જે લોકોએ જે જે તરી ના ઉપાય ફરમાવયા તે સઘલા અજમાવાને ડોસીબા ઇએ ઢીલ કીધી નહી. રોલુની તાપ સાજી થઇ, અને એ દાહાયો દીકરો પાછો શીખવા ભણવાપર મંડયો.

પણ તેની નબલાઇતો વધતીજ ચાલી. તે તવાતો અ ને લેવાતો ગયો. જેમ ઉમરમાં વધતો ગયો તેમ બરડામાંથી વાંકો વલતો ગયો. તેનો ચેહેરો હસતો અને ખુશાલને બ દલે ફીકરમંદ અને ચીંતાતુર થતો ગયો. બાલક વએ તેની અકલ મોટાં માંણસના જેવી થઇ, પણ કુવતમાંતો તે ઘરડાં કરતાંબી નબલો થતો ગયો. તેના માબાપે એટલુંજ વીચા રયું કે એટલી બધી ચીંતા તેને શીખવા કાજે છે.

બીજા છોકરાઓ સાથ ભેલાઇને તેને રમવા ગમતું ન હી હતું. તે રસતા ઉપર દોડવા અથવા મસતી કરવાને શરમાતો હતો. દાહાયા દોહોરા માટીડાઓની સંગતમાં બેસી રહીને તેને વાતો સાંભળવા ગમતી હતી. તેના મા બાપ ધારતાં કે એટલો બધો એ છોકરો દાહાયો છે.

પણ હજી રોલુ તનદરોસતીમા નખાતોજ ગયો. કેટ લાંક લોકોએ એવી સલાહ આપી કે એને જલદી પરણાવ વો જોઇએ. એ ઉપરથી થોડા મહીનામાં રોલુનાં માંબાપે તે ને ધુમસર પરણાવયો. તેઓ પઇસાવાલાં હતાં અને વળી રોલુ દાહાયો દીકરો હતો, એટલે સારી, રૂપાલી વહુ મેળવ તાં તેના માબાપને વીલમ લાગો નહી.

આ લગનથીબી કાંઇ અસર થઇ નહી. ગોયા કોઇ છુપી આગ તેને અંદરથી બાલી ભસમ કરતી હોય ઇઆ કોઇ છુપો સડો તેને અંદરખાનેથી ખાતો હોય તેમ રોલુ પીલાતો અને દલાતો ગયો. તેને આગળ જાંહાં છ મહી ને તાપ આવતો તાંહાં હવે વધારે વેહેલો એ રોગ થવા લાગો.

એટલુંજ નહી પણ વધારે ખરાબ પરીનામ એ નીપ જયું કે આસતે આસતે રોલુ બોથડ થવા લાગો. શીખવા ઉપર તેનું ધેઆન જેમનું તેમ હતું, પણ ખુદરત ગોયા તે ની સાંમે થઇ અને સઘલાં ધેઆન છતાં તે ઓછું શીખવા લાગો. બીજા છોકરાઓ તેનાથી સરસ થઇ ગયા અને રો લુ ઘણો પાછવાડે પડી ગયો.

અંતે રોલુના માસટર આદરજીએ વચે પડવાનો ઠ રાવ કરયો, તેને રોલુ ઉપર દયા લાગી, માટે તેની મંદલા ઇ ઓછી કેમ થાયછે તેની ખોલ કરવા માટે તે રોલુને ઘ રગયો.

રોલુના બાપે આદરજી માસટર આગળ ઘણો બલાપો કીધો. "હું એને વાસતે દર રોજ મરઘી કપાઉંછ, રોલુને જ વાસતે હું ડાકટરને મોટું વરસાન આપુંછ, રોલુનેજ ખાતર ઇઆને તેને ઇસકોલમા લઇ જવા લાવવા તથા વા ડી વંતરે આવવા જવા મેં ગાડી રાખીછે. માસટર સા હેબ એની જતનમા મારી કસી ખામી નથી અને તોબી ખોદા જાંણે શું છે કે રોલુની દેહ સુધરતી નથી."

આદરજી માસટરે સઘલી હકીકત સાંભલી લીધા પછે કહયું કે "ચોક, તમે જે કાંઇ હેવાલ કહોછો તેમા તમારી પોતાનીજ ખામી માલમ પડેછે. તમે તમારા બાલકની બ નતી જતન લેવા ચાહોછો અને લેઓછો ખરા, પણ મને કેહે વાની રજા આપો કે જે ઘટતી જતન લેવી જોઇએ તેમાં તમો સાહેબ હજી પછાત છો."

સોહરાબજીએ આવા ઠપકાની મુદલ વકી રાખી ન હી હતી, માટે તેવણ અચરત થયા. પણ માસટરે પોતા ના ટીકા આગળ ચલાવયા. "તમારો બેટો એટલો કામે લી અને દુખી કેમ ચાલેછે, તેનો સઘલો ભેદ હવે મને સ મજ પડેછે. જો મને છુટથી બોલવા દેઓ તો હું કહું છ ઉં કે રોલુને તમો આગળ રહીને દુખી કરોછો તથા તમા રા જ્વાંકથી તે બોથડ થતો જાયછે."

સોહરાબજીએ લગાર તીખાસથી કહયું કે "માસટર તમે એ શું બોલોછો! અમે તેને શીખવવા ભણાવા પાછ ળ જેમ ઘણી સંભાલ લઇએ છઇએ, તેને એકને બદલે બબે નીશાળમાં મોકલીએ છઇએ તેમ તમે વધારે ઠપકો આપોછો."

આદરજી—તમે ઘણી સંભાલ લેઓછો એજ તમારી ભુલ છે અને મારી સલાહ એજ છે કે તમે એને બસ એ કજ નીશાળે મોકલો, ખાંનગી નીશાળેથી ઉઠાડી મેલો અ ને સહવાર સાંજ નીશાળે શીખવવાનું છોડી દો.

સોહરાબજી—આદરજી, તમે માસટર થઇને એવી શું સલાહ આપોછો?

આદરજી—તમે વીચાર કરશોતો તમુને જણાશે કે મારી સલાહ વાજબી છે. ઘણું ખાવું અથવા બે હાથે ખાવું સલામત નથી, પણ પચતું પચતું મધીઅમ ખાવું જોઇએ. નહી પચે એટલું ખાવાથી ઓર બદહજમી થા પછે, જે થોડું ઘણું ખાઇ શકાતું હતું તેબી સરુઉં જાય છે અને ઓર ભુખ મરી જાયછે. શીખવા ભણવામા પણ એજ કાયદો લાગુ પડેછે. માણસનું હોજરૂં જેમ રાખશ ના જેવું નથી કે અચર કચર સઘલું જરી જાય, તેમજ મા ણસનું ભેજું કાંઇ દેવનાં જેવું નથી કે જેટલું ભણાવીએ તથા કેળવીએ તેટલું બધું તે એકદમ શીખી જાય. ભેજા માં ઘણું ગ્નાન ભરવા જવાથી ઓર તેનાથી નહી ખમાય એટલી વધારે મેહેનત પડેછે, જેથી ભેજું થાકી જાયછે અને પછે કામ કરવાને તદનન અશકત થાયછે. બદનના દરએ ક સાંચાને વીસાંમો જોઇએછે. હોજરાં જેવા ભાગમા આ ખો દાહાડો ખોરાક ભરાઇ શકાતો નથી, પણ ચાર પાંચ ક લાકનો ખાંચો નાખીને પછે હોજરૂં ભરીએ છઇએ, તારે ભેજા જેવા નાજુક સાંચાને જરાબી આરામ આપવા વ ગર સહવારથી રાત સુધી ઘસયા કીધાથી તે દુખી થાય, એ જાંની શકતીઓ ઓછી થાય અને પછે તે બોથડ થતી જ ય, તેમા શી નવાઇ. તમારો રોલુ સહવારના દસથી સાં જના પાંચ વાગતા સુધી જે કેળવણી લેયછે તે તેની કામે

નાત પરમાણે બસ છે, વાસતે મારી સલાહ માંનોતો દોલુ
ને સહવાર સાંજની નીશાળેથી ઉઠાડી લેવો.

આ સુલ સલાહ સોહરાબજીના ધેઆનમાં ઉતરી, પ
ણ ડોસીબાઈની હજી ખાતરી થઈ નહી. "ઓ વાઆ એ
શાં કોતક. બચાંને નીશાળેથી ઉઠાડી મેલીએ કે તે હાર
માર થાય. હજી નીશાળે રેહછતો મોહોડાં પર જરા લોહી
પાંણી આવેછ."

આદરજી—નહી માઆ બચાંના ભેજાંને ઘણી મેહેનત
આપવાથી લોહી પાંણી ચહડવાને બદલે સાંમુ ઉતરેછે. ત
મોજ કહોછો કે તે બચારો હમેશનો કાએલી ચાલેછે.

ડોસીબાઈ—પણ બા તેમા નીશાળનો શું વાંક કાહા
ડીએ ? એતો જેના માબાપ સુખી તેના બચાં સુખી. બી
ચારા દોલુના માબાપ દુશમન હમેશના કાએલી તારે બીચા
રાં બચાંનો શું વાંક ?

આદરજી—તમારાજ કેહેવા પરમાણે જે બચાં માબા
પને લીધે દુખ ભોગવે તેમનીતો વધારે જતન લેવી જોઈએ
છે. જેમ ઘણા પઈસાનો લોભ કરી એકદમ માતબર થવા
જતાં ફરી પડી ઓર ગરીબ થઈએ છઈએ તેમજ ઘણી વી
દીઆનો લોભ કરી એકદમ દાહાયા થવા જતાં ઓર બોથ
ડ થવું પડેછે અને તમારા દીકરામાં તમે એવોજ બનાવ જો
તાં જાઓછો.

ડોસીબાઈ—ને નીશાળેથી ઉઠાડી મેલશું તારે ઘરમા
રહી રમતીઆલ થઈ જશે ને મસતી તોફાંન કરી વધારે બે
થડ થશે.

આદરજી—મસતી કરવા દેવો, રમતીઆલ થવા દેવો,
ગાડી કાહાડી નાખો, તેને જરા વીહીલો મેળો, તેને પડવા ખડ
વા દેવો, ને તારેજ એ બાલક હોશીયાર થશે. દોલુ રમતીઆલ
અને મસતીખોર થાય એટલા વાસતેજ હું તેને ખાનગી
નીશાળેથી ઉઠાડવા કહું છઉં. એક માદા તાત અને સુકા
પલાં બચાં કરતાં ચપરખંદુ, રમતીઆલ, મસતીખોર બચું
વધારે સુખી અને વધારે હોશીયાર હોયછે. હમેશાં શીખ
વા પર ધેઆન લગાડવાથી એકના એક ધેઆનને લીધે મ
ગજ સુસત થઈ જાયછે, પણ બચાંને રમવાનો થોડો વખત
આપવાથી તે જારે શીખવા જાયછે તારે તેનું મગજ તાજું
હોયછે અને વધારે શીખેછે.

અંતે દોલુને ખાનગી નીશાળેથી ઉઠાડવાને તેના મા
બાપ કબુલ થયાં તારે આદરજી માસટરે એક બીજી સુચના
કીધી કે—"દોલુને તમે દરરોજ સાંજના અતરેના મેદાન
મા કાહાડેલી કસરતશાળા મધે તાલીમ ખેલવા મોકલો."

આ વાત સાંભળીનેતો ડોસીબાઈ એકદમ છછની પ
ડી. "ઓ વાએ માસટર, તમે ઘેલાં શું કાહાડોછ ? હમુ
ને કાંઈ પોસાગીર ખોસાગીર સમજોછ કે શું ! આબરૂદાર
માણસને કસરત શું ને તાલીમ શું ! અમે શું અમારાં બ
ચાંને તાલીમબાજ બનાવીએ કે ?"

આદરજી—બચાંને પોસાગીર તાલીમબાજ બનાવાની
વાત નથી, પણ સુખી કરવાની વાત છે. બદનને તનદરો
સત કરવા માટે સારીપઠે કસવું જોઈએ અને કસરતશા
ળામાં મોટા મોટા આબરૂદાર ગરહસથોની નજર હેઠલ બ
ચાંના બદનને ઘટતી કસરતથી કસવા સીવાએ તાંહાં બીજું
કાંઈ નથી.

ડોસીબાઈ—તારે બા, એ કાંઈ બને નહી. જટ દઈ
ને કેધું અવર કવર વાગી બેઠું'તે ઓતજા.

આ સઘળી તકરારથી ડોસીબાઈની સુધ ઠેકાણે નહી
આવી. પણ જેમ દાહાયો દોલુ મોટો થતો ગયો તેમ વ
ધારે નબલો થતો ગયો, તે હીઆં સુધી કે તેની બઈરી મો
ટી થઈ તથા પોતાને વેસે આવી તોપણ દોલુ કુમલો બમાં
જેવો રહી ગયો. તેને સંસારમા નાખવાની સઘલાં જણ
બલામણ કરવા લાગાં, તથા ડોસીબાઈની ઉમેદ બપાઈ થવા
ની હતી. તારે હવે તેવણની સુધ ઠેકાંણે આવી અને દો
લુને જેમ તેમ માટીડો બનાવા સારૂં હવે તેને કસરતશા
ળામા મોકલવાને તેની માએ ના પાડયું નહી. હજીબી મો
ડું થયું નહી હતું અને ડોસીબાઈની ખાતરી થઈ કે કસ
રતથી તેનો દાહાયો દીકરો કાઠીએ મજબુત, કદાવર અને
કુવતમંદ થયો તથા વધારે હોશીયાર, હીમતવાન અને ખ
બરદાર થયો.

## આલસુ પદેરો.



ઈંગરેજીમા જે જાનવર
ને "સલોઠ" કેહેછે અને
જેના ઉપરથી આલસુનો ઈં
ગરેજી બોલ નીકલયોછે, તે
જાંનવરનું ચીતર પાસે આ
પયુંછે. આલસુ પાડો એ
બોલ આપણામા સાધારણ
છે, અને પાંણીની અંદર
પડીને ગોલાંટીયાં ખાતા ત
થા ધીમી ચાલના પાડાને
આપણ આલસુ કહીએ છ
ઈએ. પણ આ "સલોથ"
જાંનવર વીશે જે જે ગપા
ટાઓ ચાલેછે, તે જો ખરા હોયતો એ પરાંણી આલસુ
પાડાનો પાડો છે. તેને વીશે કેહેછે કે તે પેટે ફસડાઈને ચાલે
છે અને એક દાહાડામા ૧૦૦ વારબી તે ચાલી શકતો ન
થી. વળી એવું પણ કેહેવાય છે કે એક જાહાડ ઉપર ચ
હડતાં અને ઉતરતાં તેને બે દાહાડા લાગેછે. આ સઘળી
વાત પેહેલાં વધારે માનવામા આવતી હતી, પણ હમણા
તેમા ઘણી સહરાગાત જણાયછે અને જોકે તે સસળાં ઈ
આ હરણ જેવું ઉતાવલી ચાલતું પરાંણી નથી, તો પણ તે
ને વીશે કેહેછે કે લોકો તેને જેટલું ધારેછે તેટલું તે આ
લસુ નથી.

બરડાના કાંડા ઉપરથી જાંનવરી વીદીઆએ જાંન
વરોનો જે મોટો ભાગ કરયોછે, તેમાં જડબાંનો અંદરના
આગળા બે કાપનારા દાંતોની ગેરહાજરી ઉપરથી જે વીભા
ગ છે તે વરગમા આ "સલોથ" જાંનવરોને લખયાં
છે. એ જાંનવરનો ચેહેરો અને સીકલ વાંદરા સરીખાં છે,
પણ વાંદરથી એ તદન જુદું પરાંણી છે. તે સુબીઆ ક
રીને અમેરીકાખંડનો વતની છે, જાંહાં મેકસીકો અને બ

રેજીલ દેશોની વચેના જંગલ મધે તે મળી આવેછે. એ જાંનવરનું કદ જારે મોટામા મોટું હોયછે તારે કોહોલાંથી મોટું તે કદાચજ હોયછે. તે ભાજીપાલા ઉપર ગુજરાન ચલાવેછે, અને જાહાડોની ઉપરજ વસેછે, જાંહાંથી જબરદસતીથી કાહાડવા વના, તે પોતાનું જાહાડી રેહેઠાંણ છોડી જતું નથી.

આ જાંનવરની અજાએબ જેવી ખુબી એછે કે તે જાહાડની દાહાલ ઉપર હંમેશ લટકી રેહછે. હાથ અને પગ બંનેથી દાહાલીને ધરીને ટીંગાઈ રેહેવું એ તેની જીવવાની સાધારણ રીતછે. એ હાલતમા તે આસાએસ લેયછે, ઉંધાયછે અને એક જાહાડ ઉપરથી બીજા જાહાડ ઉપરની મુસાફરી પણ તે એજ હાલતમા કરેછે. આ પરમાણેની જીંદગીને મળતોજ બદનનો બાંધો ખોદાતાલાએ તેને બખશયોછે. ઉપલાં ચીતરમા વાંચનારી બાંનુઓ જોશે કે આ પરાંણીના પગ કરતાં હાથ બમના લાંબા છે, માટે જારે તેને ચારે પગે ચાલવું પડેછે તારે સરખું ચાલવું એટલું મુશકેલ પડેછે અને ઉંચા હાથને લીધે તેનું દોકું એટલું ઉંચું જાયછે કે તેમ ચાલતી વખતે હાથ વાળી નાખીને હાથના ગુઠણ ઉપર તેને ફસડાવું પડેછે. તેનું પીઠુ ઘણું પોહોળું તથા કુહુલાં એટલાં પાછલ કાહાડેલાંછે કે તેનાથી પોતાના ગુઠણ પાસે લવાતાં નથી, માટે હંમેશ તે પોતાના પગ પોહોલા રાખેછે.

આ વરગના જાંનવરનો દસત અસલી જમાનામા ઘણો જબરો હશે એવું માલમ પડેછે. અમેરીકા ખાતેથી જમીનના પડની અંદરથી આ જાતના જાંનવરના ખોખાં હાથ લાગાંછે, જેમનું કદ એકેક હાથીના જેવું છે. તેઓના દાંતની બાંધણી ઉપરથી એવી શોધ થઈછે કે તેઓ પાતરાં ખાનારાં જાનવર હતાં, પણ તેઓની ગરદન એટલી ટુકીછે, કે ઉંચી દાહાળો સુધી તેમનું માથું પોંહોંચી શકે એમ લાગતું નથી. તેઓ ખોરાક કેમ લેતા હશે તે બાબે વીદવાંનો તરેહુવાર અટકલ કરેછે. પરોફેસર ઓવન એવી અટકલ કરેછે કે તેઓએ પેહેલાં પોતાના પંજાએ કરીને જાહાડોના મુલીયાં આગળથી મરોડી ખની કાહાડવા બાદ પોતાના પગ ઉપર બેસીને તથા આગળા પગે દાહાલીઓને પકડીને તે જાહાડને ખુબ હીલવવું જોઈએ અને એ રીતે હીલવી હીલવીને તેને સોડી પાડવા બાદ તેઓ ખાતાં હશે એમ તે માંનેછે.

—oooo—

## ચંદર વીશે ચરચા.

### પરચુટણ અટકલો.

ચંદરની સપાટીનો અજાએબ જેવો હેવાલ વાંચનારી બાનુઓને માટે અમે પરગટ કરી ચુકયા છઈએ. તે હેવાલ જેઓને યાદ હશે તેઓ કેહેશે કે હજારો ફીટની ઉંચાઈના પાહાડો ઉપરાંત હજારો ફીટની ઉંડાઈના ખોહો એ રૂપેરી ગોળાની સોભાને એબ લગાડેછે તથા તેનો દેખીતી સુમારી સપાટીને, ખભરાપલી બનાવેછે. એ ઉંડા ખોહો ધરતી ઉપરના દરીયાવનાં તલીયાં જેવાછે, જમીનની અંદર દરીઆનાં પાંણી ભરી રાખવાનાં મસમોટા ઉંડા ખાડા જેવા છે. પણ ધરતાંના એ ખોહમાં જારે પાંણી ભરેલુંછે, તારે ચંદરના ખોહ ખાલી અને વેરાન પડેલા છે. ચંદરમાં પાંણીની ઈઆ બીજી કોઈ પણ પાંણી જેવી પદારથની હસતી ધારવામાં આવતી નથી. તાંહાં પાંણી ટકી શકે એ માનવાજોગ નથી, કેમકે તે ગોળાની આસપાસ આપણી પરૂથવીના જેવી હવા નથી, પણ અગરજો આપણી ધરતી ઉપરથી હવાના દબાનને કાહાડી લેવામાં આવેતો સઘલું પાંણી સુરજની ગરમીથી ઉડી જવું જોઈએ, તો ચંદરમાં હવાના દબાંણની તદન ગેરહાજરીમા અને વળી ૧૫ દીવસ સુધી સુરજની વધારે આગળ રેહેવાથી એકઠી થયલી વધારે ગરમોમાં તાંહાં પાંણી ટકી શકે નહી એ દેખીતું છે.

ચંદરની આસપાસ આપણાં સરખી હવા હોય એમ માનવાને વીદવાંનો એકમતથી ના પાડેછે. તેઓ કેહેછે કે જો ચંદરના ગોળાને હવાનાં પડમાં લપેટેલો હોતતો તેની સપાટી હાલની મીશાલે હંમેશ અને એકસરખી જલકાટ ભરેલી દીસત નહી. વળી જારે કોઈ નજદીકનો ગરેહ અથવા સીતારો ચંદરના ઓથામાં આવેછે, તારે ચંદરની ઉપર ઈઆ તે ઓથામાં આવેલા સીતારા ઉપર અજવાલામાં કાંઈ વધઘટ માલમ પડતી નથી, તે ઉપરથી પણ એવું લાગેછે કે ચંદરને ફરતી હવા નથી; જો હોતતો આ પરમાંણે જરાબી વધઘટ થવા વનાં રેહેત નહી. આ પાછલી બાબત ઉપર પરોફેસર નીકલ અને બીજા કોઈક વીદવાનો શક બતાવેછે. પેહેલાના જણાવવા મુજબ એકવાર જારે સુરજ અને ચંદરની કીનારી એકેકના ઓથામા આવી હતી તારે સુરજનું અજવાલું જજખલાં જેવું થયું હતું.

પણ આ શોધ જો બાહાલ રાખવામાં આવે તોબી તે એટલુંજ શાબેત કરશે કે ચંદરની આસપાસ જો કાંઈબી હવા હોયતો તે ઘણીજ પતલી અને થોડી હોવી જોઈએ. નામાકીત લાપલેસે કરેલા મુકાબલા મુજબ તે એક હવાઈ બમબામાંથી ખાલી કરેલી હવાના સરખી હોવી જોઈએ તથા શકરોટર નામના જોતીશની ગણતરી મુજબ ચંદર ઉપરની તે હવા એક માઈલથી વધારે ઉંચી નહી હોય. એ મીશાલે જારે તાંહાં હવા અને પાંણીની તાંણ છે, તારે એ બે વસતુઓથી બનતા સઘલા બનાવોથી પણ ચંદર બેનસીબ હોવો જોઈએ. દરીયાવના ઉછલતા મોજા, ઈઆ આકાશને ગજાવનારા ગગડાટ, તોફાંનના સુસવાટા ઈઆ પવણની ઠંડી લેહેકી, વાદલ, વરસાદ, બરફ ઈઆ કરાં એવું કસું ચંદરની સપાટી ઉપર-બની શકે નહી.

ચંદરની આવી હાલતમાં તાંહાં આપણાં સરખાં કોઈ ઈનસાનની વસતી હોય એતો અશકીય વાત છે. આસમાન ઉપર ચલકતા સઘલા ગરેહઓ કાંઈ પણ વસતીને વસવા માટે બનાવયાછે, એતો લગભગ ચોકસ દીસેછે. પણ તે ગરેહઓ ઉપર કરેલી જોગવાઈઓથી વટીક ચંદરને બેનસીબ રાખયોછે. ચંદરની ચાલ, જેથી એક પખવાડયું તે સુરજની નજદીક અને બીજું પખવાડયું દુર જાયછે, તેમ જોતાં તેની સપાટી ઉપર ૧૫ દીવસ શખત શીઆલો તથા બીજા ૧૫ દીવસ શખત ઉનાલો અટકલવામાં આવેછે. તાંહાં ૧૫ દાહાડા સુધી દીસ અને ૧૫ દાહાડા સુધી રાત રેહછે, અને તેથી તાંહાંની હવા આફરીકાની તપતી ગરમી

ઉપરથી બદલાઈને આઈસલાંડની કકડતી ઠંડી ઉપર આવા રનવાર આવતી રેહેછે.

પણ વળી જો ચંદર ઉપર વસતી હોય અને તે વસતીને સુરજનાં ઉંફ આપનારા કીરણોનો સદા આસરો લેવો હોયતો દર કલાકે દસ માઈલની મુસાફરી કીધાથી તેઓ ચંદરમા સુરજથી રોશન થયલા ભાગ ઉપર આવી શકે. આ ધરતીનાં કરતાં ચંદર ઉપર અકરશણ અથવા ખેંચાણ શકતી એટલી ઓછી છે કે જે ચીજ હીંઆં ૭ રતલનાં વજનની છે, તેનો વજન ચંદરની સપાટી ઉપર એક રતલનો ધારવામાં આવેછે. તેમ જીનાં જે દુનીઆંનો એક રેહેવાસી ચંદરમાં જાયતો તેના શીહા ભાગ ઉપરથી રોશન ભાગ ઉપર જવાની મુસાફરી તાંહાં વધારે સેહેલ થઈ પડે! પણ ચંદરનો ઉપલો બાંધો તાંહાં વસતી હોવાની સાંમે છે. જેમ એકવાર આ ધરતી ઉપર હતું તેમ કદાચ એ રૂપેરી ગોળો હવે પછીની કોઇ વસતીને લાએક બનતો જતો હોયતો ખોદા માલુમ.

પરૂથવીની આસપાસ પશચીમથી પુરવ દસાએ ફરતાં દરરોજ ચંદર ૧૩ ડીગરી આગળ વધેછે, (અને એ મુસાફરી પુરી કરતાં તેને ૨૯ દાહાડા લાગેછે) તેથી કરીને ચંદર દરરોજ ૫૦ મીનીટ મોડો ઉગેછે. પણ યુરોપની પશચીમ તરફ તાંહાંની નજરની હદના તફાવતને લીધે ચોકસ રાસીઓમા આવતાં ચંદર ૭ દીવસ સુધી દરરોજ માતર ૨૦ મીનીટ મોડો ઉગેછે, જેને "હારવેસટ મુન" કેહેવામાં આવેછે. એ વખત ઉપર ઈંગલંડની મંદરની હીઆંની માણકયારી પુણમની ઝીશાળે અતીશય પરકાશેછે. પણ ગમે એટલા પરકાશ છતાં મંદરના અને સુરજના પરકાશ વચે આસમાન અને જમીન જેટલો તફાવત છે. આખું આકાશ અગર પુણમના ચાંનથી ભરાઈ જાય તોપણ સુરજની રોશનીની બરાબર તે નહી આવે. ચંદરની રોશની સુરજના અજવાલાંનો ૩ લાખમો ભાગ છે. પારીસના બે નામીચા વીદવાંનોએ તરણ ફીટની પોહોલાઇના એક આએનાંમાં ચંદરના કીરણો એકઠાં કીધાં, જેથી ૩૦૦ પુણમના ચાંન જેટલો પરકાશ થયો અને તોપણ ગરમી માંપવાની સીસી ઉપર તેથી કાંઈ પણ અસર થઈ નહી.

ચંદર વીશે એક જાંણવાજોગ ગણતરી જણાવવાની રહીછે. ચંદર ધરતીની આસપાસ જે જહડપથી ફરેછે તેમાં દર શાલ થોડો વધારો થતો જાયછે. ચંદરની દોડ વીશે આગલા જમાનામા કરેલી ગણતરીઓને પાછળની ગણતરી સાથ સરખાવી જોતાં તેમાં ઘણો વધારો દીઠામાં આવે છે. એવું કારણ નવાઈ જેવું છે અને તે એછે કે ધરતીને સુરજની આસપાસ ફરવાનું કુંડાળું તદન ગોલ નથી પણ ઈંડારીકું છે, મગર ગરેહોના ખેંચાણને લીધે તે ઈંડારીકો આકાર ઓછો થતો જાયછે અને વધારે ગોલ થતો જાયછે. એ રીતે ધરતીના મારગમાં દર વરસે ૪૧ માઈલનો તફાવત પડતો જાયછે અને તેથી તેની આસપાસ ફરનારા ચંદરની ગતી વધતી જાયછે. એવી ગણતરી કરવામાં આવીછે કે પરૂથવીના વારશીક ચકરાવામાં જે આ ૪૧ માઈલનો ઘટાડો ચાલુ રેહેશે (અને તે અટકે એવું કાંઈ કારણ નથી) તો ૩૭૫૦૨ વરસે પરૂથવીનો મારગ તદન ગોલ થઈ જશે. પણ તારપછે વળી ખેંચાણ શકતીનો કાયદો જારી થવાથી ગરેહોનું ખેંચાણ પરૂથવીના મારગને બીજી બાજુએ એજ પરમાંણે ઈંડારીકા આકારમાં ધસડશે.

ચંદર વીશેની જાંણવાજોગ તથા અજાએબ જેવી ચરચાનો આ ટુંક સાર હવે બંધ કરતાં ટુંકમાં એટલું જણાવવું જોઈએછેકે ચંદર પરૂથવીથી ૨ લાખ, ૩૭ હજાર માઈલ દુરછે પણ એ તફાવત સુરજ અને પરૂથવી વચેના તફાવતનો માતર ૪૦૦ મો ભાગછે. ચંદરની પોહોલાઈ માતર ૨૧૬૦ માઈલની છે, જેથી આપણી પરૂથવી ચંદર કરતાં ૪૯ ઘણી મોટી છે અને સુરજતો ચંદર કરતાં ૭૦૦૦૦૦૦૦ શાત કરોર ઘણો મોટો છે!

---

# ઘરનો ગવરનર.

## અંક ૨ જો.

### સામાનની ટીપ.

ઘર માંડવા સારૂં ઘર પસંદ કીધા પછે તેમાં સામાન પુરો પાડવો એ ઘરના ગવરનરનું બીજું કામ છે. આપણા લોકોમાં ઘર ધનીઆંણી પોતે પોતાના બાપને ઘરથી રીતના થોહોક સામાન લાવેછે. પણ વાસણો અને એકાદ બે ફરનીચરની ચીજ પુરી પાડવા સીવાએ ઘર માંડવા સારૂં બીજો ઘણો સામાન જોઈએછે.

પેહેલાં સઘલા જોઈતા સામાનની ટીપ કરવી જોઈએ. હીઆં પેહેલી વાત એ ધેઆનમા રાખવાની છે કે દરએક ઘર ધનીઆંણીએ પોતાના ધણીના ગજા તથા શકતી ઉપર નજર રાખીને આ ટીપ બનાવવી તથા જેટલો ખરેખર ખપ તથા જરૂરનો હોય તેટલાજ સામાનની ટીપ બનાવવી. ફલાંનો દાગીનો સસતો છે, અથવા ફલાંનો હવે પછે કામ લાગશે એવા ખેઆલોથી નહી જોઈતી ચીજો લેવાની આદત ઘણી ખોટી અને ખામી ભરેલી છે. કહયો અથવા કેટલી કીમતનો સામાન જરૂરનો છે તે દરએક ઘરધણીની હાલત ઉપર આધાર રાખેછે. તવંગરના ઓરડામા ચોકસ દાગીનાની જરૂર હોયછે, પણ ગરીબના ઘરમા તેની ખામખા જરૂર પડતી નથી.

સામાન બે જાતનો હોયછે—એક સોભાનો અને બીજો ઉપયોગનો. ઉપયોગનો સામાન પેહેલાં લેવો જોઈએછે, પણ સોભાને તદન ભુલી જવી જોઈતી નથી. પણ તે કરતાં વળી જે સામાનથી એ બેહુ મતલબ સમ્વાતી હોય તે વધારે સરસ જાંણવો અને જો બની શકેતો તેવોજ સામાન લેવો જોઈએ.

આપણી ઘણી ઘરધનીઆંણીઓની એવી હાલત હોય છે કે જેથી તેઓ જરૂરના સામાન ઉપરાંત સણગારનો સામાન પણ ઘરમાં રાખી શકે. મગર પેહેલાંતો એવા સણગારના સામાનની અગત આપણી બાંનુઓ બરાબર સમજતી નથી અને બીજુંતો કેવા સામાનથી સણગાર મળે તથા કેમ ગોઠવવાથી સણગાર મળે તેની તેમને બરાબર ખબર નથી.

આપણી જીંદગીમા સુખ, ચેન, આરામ, મોજ સઉને વાહાલું છે, અને સોભાઈતી ચીજો તેમાં ઘણો વધારો કરેછે; દરએક ઓરડામા તેને બરનો સામાન રાખવાથી ઘણી સગવડ થઈ પડેછે. બેસવા ઉઠવાના ઓરડામાં એક ભાગેલી ખુરસી, એક ઈસટાંડ, એક પાટલા અથવા એક પાટીના ઢોલીયાને બદલે વચમાં એક ટેબલ, તેની આસપાસ ગાદીના કોચો, ગુન, હાંડી, આરસી ઈતીઆદી જીવને વધારે આનંદ આપેછે.

એવા સામાનની પોતાની સોભાથી જેટલો ઓરડાને સણગાર મળતો નથી, તેટલો તેને ગોઠવવા તથા પસંદ કરવાની સારી સમજથી મળેછે. ઘર સણગારના સામાનથી જો જીવને ખુશી કરવો હોય, આંખને તાહાડક આપવી હોય, વધતી સગવડ સાચવવી હોયતો ઈંગરેજીમાં જેને "હારમની" કેહેછે ઈઆને રંગો ઈતીઆદીના હમસાજ મેલાપના કાયદા પરમાણેનો તે સામાન હોવો જોઈએ.

એક ચીકણુ ઈઆ ચીતાર સોભેછે, તે એ "હારમની" થીજ સોભેછે અને તેના કાયદાથી આપણી બાનુંઓ કેવલ અનજાની નથી. જો એક ચીકણુ ભરવા બેઠાં હોયતો ફલાંની બાંમ્બેપર ફલાંનો રંગ સારો લાગશે એવું તેઓ આગમચથી અટકલેછે અને તેને મળતા રંગોના ઉન ઈઆ રેસમ વાપરેછે. જો એકેકથી ઉલટા અને કઢંગા રંગો ભેલી નાખ્યાં હોયતો તે ચીકણુ ઈઆ ચીતર બેદોલ લાગેછે. એવી જાતની સમજથી કરવું તે "હારમની" છે.

એજ મીશાળે ઓરડાના કદ પરમાણે અથવા તેના રંગ-પરમાણે અથવા તેની દેવાલના કાગળો પરમાણે અથવા તેના ગાલીચાની તરાહ પરમાણે તે ઓરડાને બરનો સામાન લેવો જોઈએ. તેમજ વળી ઓરડાના આકાર મુજબ તેમાં ગીચ નહી થાય અથવા વળી સઘળું ખાલી ઢંઢાર નહી દીસે તેમ કાંહાં કાંહાં કીઓ સામાન ગોઠવવો તેની આગમચથી તરફ બાંધવી જોઈએ.

એ પરમાણે સઘલો આગળ પાછળનો વીચાર, દુરઅંદેશી અને નેગાહ પોંહોંચાડવા પછે દરએક ઘર ધનીઆંણીએ પોતાને જોઈતા સામાનની ટીપ બનાવવી જોઈએ. એ ટીપ બનાવવા આગમચ ધેઆનમા રાખવાના થોડાક અગત જોગ કાયદા ઉપર આપયાછે અને ઘર લીધા પછે જો એ કાયદા ગોખીને સામાનની ટીપ બનાવામા આવશેતો પછવાડેથી થોડીજ ભુલ માલમ પડશે.

આ ઠેકાંણે એકજ સુચના જરૂરની છે. જેઓ પોતાના ઓરડાને સણગારવા માંગતાં હોય, અને વળી સોભાના ઉપલા નીઅમો પરમાણે સણગારવા માગતાં હોય, તેઓ એ આટલી વાત ધેઆનમા રાખવી કે રંગ ઈઆ ગોઠવણ ઉપર ઠરાવ કરતાં જે જરૂરની ચીજ નવાઈ જેવી અથવા મોઘી હોય તે પેહેલાં પસંદ કરવી, કે પછે તેને મળતો બીજો સામાન મેળવતાં મેહેનત પડશે નહી.

સાધારણ સામાન લીધા પછે તેને બરનો ઉંચો દાગીનો નહી મળેતો કફોડું થઈ પડે, માટે તેના કરતાં પેહેલાં જે ઉનચો દાગીનો જરૂરનો હોય તે લઇને પછે તેને બરનો સાધારણ સામાન લેવાનો નીઅમ વધારે સગવડ ભરેલોછે. જેમકે ગાલીચાના રંગની "હારમની" માં "વાલપેપર" તથા "ફરનીચર" નો રંગ જોઈએ, તો પેહેલાં ગાલીચાનો રંગ નકી કરવો જોઈએ, કેમકે ગાલીચાઓ જેવા જોઈએ તેવા રંગના હમેશ મળતા નથી.

એ રીતે તપાસીને સામાનની ટીપ કીધા બાદ હવે પછે આપણે સામાનની ખરીદી પર નીકલીશું.

## પરચુટણ બાબતો.

**શાહમુરગના પીછ**—આ પાદશાહી પંખીના પીછનો વેપાર દખશીણ આફરીકામા ઘણો વધયોછે અને તેના દર રતલે ૨૫૦ રૂપીઆનો ભાવ ઉપજેછે. ખેડુતો એ મોટાં જાંનવરને ઘુમ પાલવા લાગાછે. ૩૫ શાહમુરગને ચરવા માટે ૩૦૦ એકર જમીન જોઈએછે. છ છ મહીને તેમના પીછાં તોડવામા આવેછે, અને દરએક મુરગ ૧૦૦ થી ૧૨૫ રૂપીયાની કીમતનાં પીછાં આપેછે. એ દરએક પરાંણીની પેહેલી કીમત રૂ૫૦ નીછે.

---

**વાજલીની રોશની**—શાહજાદાની પધરામણીની વેળા આ સઉથી સરસ રોશની ઘણી વાંચનારી બાઈઓના દીઠામા આવી હશે. એ રોશનીને વાહાંણવાળાઓના ઉપયોગમા લાવવા સારૂં ફરાનસ ખાતે કેટલાક કીમતી અખતરા કરવામા આવયાછે. વાવટાઓ ઉપરની નીશાણુ એ રોશનીની મદદથી ૩૦૦ થી ૫૦૦ વારને તફાવતે વાંચવામા આવીછે, તથા પાંણીની અંદર બુડકી મારનારાઓ એ રોનાથી એક માપ ઉપરની નીશાંણો વાંચી શકેછે.

---

**રેલવેના ફાયદા**—બાફનો સાંચો શોધી કાહાડવા પછે સને ૧૮૧૫ માં ૪૦ વરશ થયાં. તારબાદ સને ૧૮૫૬ માં બીજાં ૪૦ વરસ ગુજરયાં. પેહેલાં ૪૦ વરસમાં ફતર, ધાતુ ઈતીઆદીની ખાંણોની પેદાસ વરસ દાહાડે ૧॥ કરોર રૂપીઆની હતી, પણ છેલાં ૪૦ વરસમાં ૧૮ કરોરની ઉપર ગઇ હતી ઈઆને ૧૨૦૦ ટકાનો વધારો થયો હતો. દોલતનો આ મોટો વધારો રેલવેથી થયો હતો. સરેશનો અને બીજી મીલકત સુધાં વીલાત ખાતે ૨ લાખ એકર જમીન રેલવેએ રોકીછે, અને ખેતીવાડીએ ૪ કરોર એકર જગા રોકીછે, તોપણ આએપતનો જેટલો કર વીલાતના સઘલા ખેડુતો ભરેછે તેટલીજ ઉપજ રેલવેથી પણ સરકારને એ કરમા મળેછે.

## ઘરઘતુ નુસકાઓ.

**કેબીનેટ પુડીંગ**—મોટી સુકી દરાખ નંગ ૨૪, દુધ ૦॥। પૈંટ, એદાં નંગ ૪. પાંઊના પોપરાનો ભુકો ૧ પૈઆલુ ભરીને, ખાંડ ૨ ચમચા ભરીને, બદામ ૬.

પેહેલાં દરાખના ઠરીયા કાહાડી નાખવા. તાર પછે એક લગાર ઊંડાં વાસણની અંદર ઘરતું માંખણનું પડ કરી તેમાં દરાખોને ઘુટી ઘુટી વલગાવવી. પછે દુધ, એદાં, પાંઊં, ખાંડ તથા બદામ સાથની મેળવણીનું કસટર બનાવી ઉપલાં વાસનમાં રેડવું તથા ઉપેલે

૨ાા કલાક સુધી ઊકાળવું. વાસણમાંથી પુડીંગને કાહાડતી વેળા તેને ઊંધું વાળવું કે જેથી તલીએની દરાખ ઊપર આવે.

**મધના કેક**—મેદો ૧ાા રતલ, મધ ૦ાા રતલ, ખાંડ ૦ાા રતલ, સંતરા ૦ા રતલ, લીંબુની છાલ ૦ાા આંઊંસ, આદુ ૦ાા આંઊંસ, તજ ૦ાા આંઊંસ.

મેદાને સુકવીને ચાલવો. ખાંડ લોરફ્સુગરની લઇ તેની બારીક ભુકી કરવી, લીંબુની છાલની નાહાની કાતરીઓ કરવી. એ પછે ખાંડને મધમાં કાલવીને પીગલાવવી તથા પછે તેમા બાકીના વસાનાં નાખીને મેળવવાં. એ રીતે જે એકરસ ખમીર થાય તેને મસલીને પછે તેમાથી નાહાના નાહાંના કેક બનાવવાં અને મધીઅમ ગરમીની ભઠીમાં ભુંજવાં.

**મદનચાપ**—મટનની લચાંગરીમાંથી ૦ાા થી ૦ાાા ઈંચની જડાઇના ચાપ કાપી કાહાડવા. એ પછે ગલેલને ઓજ તથા તેજી આતશ ઊપર મેળીને ગરમ કરવી અને તે ગરમ થવા બાદ તેના ઊપર ચાપ મેળવા, તે ચાપ ભુંજાય તેટલાં તેમને ફેરવવા કરવા પણ તેમાં કાંટો ખોસવો નહી. ૮ કે ૧૦ મીનીટમાં માંશ સખત થાય તથા ચરબી ઝલકતી થાય તારે જાણવું કે ચાપ ભુંજાઈ રહયાછે અને પછે તેમને ગરમ રકાબી ખાવા.

**ગાજરની જેલી**—ગાજરનો ગર ૧ રતલ, ખાંડ ૦ાા. રતલ, લીંબુ ૨, લવંગનો તેજાબ (એસેનસ આર કલવ) ૦ા ચમચો.

થોડાંક ગાજર તદન નરમ માવા જેવાં થાય તાહાં સુધી ઊકાલવાં અને પછે એક ચાલણીમાં ગાલી કાહાડવાં. તે દર રતલ માવાએ ૦ાા રતલ લોફસુગર ઉમેરીને પછે તેની નરમ જેલી થાય તાંહાંવેર ઊકાલવું. ઠંડું થવા પછે લીંબુની ખમણેલી છાલ તથા લવંગનો તેજાબ નાખવો.

**છરી સાફ કરવાની રીત** સઊથી સરસ એછેકે ચામડાંથી કવર કરેલાં એક પોહોલાં પાટીયાં ઊપર તેમને ઘસડવી. ગરમ પાંણીમાં છરીને કદી બોરવી નહી, કેમકે તેથી હાથા ઢીલા થાયછે અને છરીનું પાંણી ઊતરી જાયછે. સેજ સાફ કરવી હોયતો છરીને પેહેલાં ભીના અને પછે સુકાં કપડાંવરે લુછવી.

---

## રમુજે ફુરસત.

દોહોરા.

૧. આંખ ઊપયોગી જે વડે, તેને કરે પસાર;
નાક નીરંતર ન્હાર જે, રાખે તેને બાહાર.

૨. વસ્ત્ર અલગ અંગથિ કયા, ગેલી નહી ગણાય;
ગેળ પણ સોગઠી નહી, બોલો જો બોલાય.

૩. કરે બક પણ બાલક નહિ, ગેલ પણ નહિ મેજ;
વીના જમાડે હોય શબ,* પણ નહિ પ્રાંણીછેજ.
ઊચાર બકબક ઓચરે, અટકલમા પરવીંણ;
ગુરૂ† તેનો પરવીણ પણ, તે અટકલમાં હીણ.

કા૦ મે૦ કછી.

૪. પવણ નાખું પણ પંખો નહી,
લઇ જાઊં પણ નહી ગાડી,
હીલવું હાથ કે પગ વના,
ગતી મારી છે આડી.
હીવ જો કે હું જાડેલો,
બોલું બીનાએ ભલ કે મુખ,
સુવો તમે જો કે ન હું ખાટલો.
દેખાડું તમને આરામનું સુખ.

૫. હું તરણ અખ્યરનો બોલ છઊં. હું શવલો વંચાઊં છઊં અને અવલોખી વંચાઊં છઊં. સવલો હોઊં તારે કપડાં રખું છઊં, અવલો હોઊં તારે મખવાશ રાખું છઊં. હું સવલો હોઊં તારે તેમા અવલો સમાઊં છઊં, પણ સવલો લાકડાનો છઊં, મગર અવલો સુના રૂપાંનો છઊં. મારાં માથાંને પુછડાં બદલે મેલો તથા મારાં પેટને માથાંની આગળ મેલોતો હું તમારૂં માથું દુખવી નાખું છઊં.

૬. એક બાઇએ પોતાની પડોસણનાં સવાલનાં જવાબમાં કહયું કે "મારી છ છોકરીઓછે અને દરેક છોકરીનો એકેક ભાઇ છે." તારે તેને બધાં મળીને કેટલાં છોકરાં હતાં?

---

## ખોલાસો ગઈ વેલાનો.

૧—ચોપડી
૨—બંદુક.
૩—મરચું.
૪—ઊલટાવેલા શબદો

| | |
|---|---|
| મછલીપટાંમ. | મેહમુદઆબાદ. |
| સીરીંગાપટામ. | બલરામપોર. |
| અમદાવાદ. | ગોવાલીઅર. |

૫—શાહી.

---

### ૫૬.

રાગ—કલ્યાણ.

શ્રીજી સાર સરવનો છે છે છે,
શ્રીજી શ્રીપ્રભુભાનંદની એક વસ્તુ છે નથી બે બે બે. શ્રીજી૦ ટેક.
પ્રાપ્તિ અનન્ય ભકિતથકી તેહેની, તે શ્રીગુરૂ જાણે દે દે દે,
દીનભાવથી દાસપણું ગ્રહી, એક આશ્રિત થૈ રે રે રે. શ્રીજી૦
દુષ્ટ સંગથી દુર પળાવું અહિંસ જપો લઇ ભે ભે ભે,
તે સહુ મુળ દયા સદજનની, શ્રીગુરૂ પદરજ શિર લે લે લે. શ્રી૦

---

## પોંહોંચ.

**દક્ષીણ હીંદુસતાનની મુસાફરી**—ગુજરાત મીતરના આગલા અધીપતી ભાઇ દીનશાહ અરદેશર તાલેયારખાંએ દખણ હીંદુસતાનમા મધરાજથી પોંડીચરી સુધી કરેલી પોતાની મુસાફરીના જાણવાજોગ હેવાલનું આ એક મોટું અને સુંદર પુસતક બનાવયુંછે. જે વાંચનારી બાનુઓ ફુરસતની વેળા ગમત અને ગ્નાન સાથ ગુજરવા ચાહતી હોય તેમને આ પુસતક ખરીદીને વાંચવાની અમે ભલામણ કરીએ છઇએ. દખશીણ હીંદુસતાનના શેહેરો, દેખાવો, જગાઓ, લોકો અને તેમની દંત કથા તથા રીત ભાતો જેમ રમુજી તેમ જ ગંભીર અને વાંચવા લાએક ભાશામાં આ ગરંથ મધે વરનવીયાં છે અને એ પુસતકની ખુબી તેને વાંચવાથીજ નજરે પડેછે.

"ફરામરોજે" પોતાના છેલા ઊખીઆણાનાં જવાબો આગમચથી મોકલવાની તસદી લેવી.

---

મુંબઈ, દફતર આશકારા પરેસમાં બેહેરામજી ફરદુનજીની કંપનીએ છાપીયું તથા પરગટ કીધુંછે. ઠે૦ કોટ:—બેહેરામજી હોરમસજી સ્ત્રીટ, નાં૦ ૬ તથા ૧૬.

* મુડદું. † આનગુર માણસ જાણવો.

# સ્ત્રીબોધ.

પુસ્તક ૧૫ મું. માર્ચ ૧૮૭૧ અંક ૩ જો.

## ધીરજનું ધન

અથવા

## છુપાં શંકટપર છુપી ફતેહ.

એક વારતા.

### પરકરણ ૭ મું.

### મુરવારીદની મુરાદ.

ખોદાદાદ (મુરવારીદ) બસરાના સુબા રાસામનો મરદરૂપી કાસદ પણ ઓરતરૂપી આશક શેહેરની ઉમરાજાદી આરજુને પોતાનો પેગામ પોંહોંચાડી પાછી ફરી તારે તેના દીલમાં તરેહવાર જુસાઓએ ઘર કરેલું હતું.

પેહેલાંતો રાસામની મોહોબતે તેના જીગરમાં સલગાવેલી આગ હતી. બીજુંતો દરીઆઈ સફરમાં પોતાના ભાઈ અકબરની પયલી જુદાઈનો ગમ હતો. તરીજુંતો પોતે એક સોદાગરની બેટીને કરવી પડતી આ જંજાલ અને હેજગારીનું દુખ હતું. ચોથુંતો પોતાના દીલદારનું દીલ બીજીની ઉપર લગાડવાનું અણગમતું કાંમ પોતાનેજ માંથે લેવા બાબેની ધાસતી હતી. પાંચમુંતો તેની તે શોખનું દીલ રાસામને બદલે મુરવારીદ જેવી એક ઓરતના બાહેરના મરદરૂપી દેખાવ ઉપર લાગું તે બાબે ઘભરાટ હતો અને છેલે વળી આ અજબુબ બનાવમા તેને ખુશાલી પણ ઉપજી હતી કેમકે આરજુનું દીલ રાસામ ઉપર નહી બેસે એવું તે માંગતીજ હતી, તોપણ એ પરીનામ તેના પોતાના કસા વાંક વના આવી બનયું હતું.

જોકે આરજુના દીલને રાસામના દીલપર લગાડવા સારૂં મુરવારીદ ગઈ હતી, પણ આરજુનાં દીલને રાસામ ઉપરથી વધારે ઉતારીને તે પાછી ફરી, એટલુંજ નહી પણ તે ઝાંનુંની કાચી મોખતની જડ અણદીઠ અને અનજાણપણે પોતાનીજ ઉપર બેસાડી આવી, એટલે હવે મુરવારીદની મુરાદને ઠેકો થયો. રાસામશાહને ચાહનારી તે એકલીને એકલીજ રહી અને તેમાં આરજુને નુકસાંન કાંઈ નહી હતું કેમકે તે રાસામને પેહેલેથીજ ચાહાતી નહી હતી.

પાદશાહી મેહેલ તરફ પાછી ફરતાં આ નવા ગુંચવાડા બાબે મુરવારીદ વીચારમાં પડી. તે કાંઈ રાસામ તરફથી આરજુને માટે વીંટી લઈ ગઈ નહી હતી, તોપણ તેણીએ તે પાછી મોકલવાને બાંહાંને તેને વીંટી અપાવી તેથી તે આરજુની મોહોબત તરત પાંમી ગઈ. તે પોતાના મનથી બોલી કે "અગરજો હું મરદ હોઉં, તો હુંજ તે મરદ છઉં અને અગરજો મનેજ આરજુ ચાહાતી હોયતો તે બીચારી સવપના ઉપર પોતાનું જીગર જલાવે તે સરખુંજ છે. ખરેખરાં બોટારાંને મીન સરીખાં ઓરતના દીલમા પોતાની મરજી મુજબ આકાર આપવાનું કેવું સેહેલ છે! ખરેખર એમાં આપણ ઓરતોનો પોતાનો નહી પણ આપણાં બાંધાનો વાંક છે, કેમકે જેવાં ખોદાએ આપણને બનાવયાંછે તેવાં આપણ બનયાં છઈએ. હવે આ ગુંચવાડો કેમ ટલશે? મારો શેઠ શહ્યા જુસાથી આરજુને ચાહેછે, હું કમબખત મારા શેઠને ચાહુ છઉં, અને આરજુ બીચારી ભુલથી મને ચાહેછે!"

આ સઘલા અંદેશામાં મુરવારીદને મેહેલમાં પોંહોંચવાનો વખત થઈ ગયો. એકલી આરજુને તાંહાં તે વધારે વખત રોકાઈ અને રસતામાં આ વીચારોની રોકાંણ મોટી હતી. જોકે રાસામશાહે સોંપેલું કાંમ બજાવામાં તે નીશફળ થઈ, તોપણ વખતસર મેહેલમાં જવા વનાં તેને બીજો છુટક નહી હતો. તે મેહેલના પાદશાહી માલેકનો જીવ આરજુનો જવાબ સાંભળવાને મુરવારીદમા ભરાયલો હતો અને મુરવારીદનો જીવ મેહેલના માલેકમાં ભરાયલો હતો. માટે હવે વધારે ઉતાવલાં પગલાં ભરી જવાની તેને અગતજ હતી.

તેને મળવાની રાસામની આતુરતાનું કોણ બેઆન કરી શકશે! મેહેલની ધુમધામ, મોજ મજહા, ખાંના પીના, નાચરંગ સઉ તેની આગળ અકારત હતું. સોનેરી તખત અને સાટીનનું છતર છોડીને તે પોતાના બાગના દરવાજાની ફતરની બેઠક ઉપર એક આંબાના છતર હેઠલ બેલાનપણે અને બેકરારીથી બેઠો હતો. દુરથી આવતા દરએક આદમીને તે પોતાનો ખુબસુરત હલકારો ખોદાદાદ વીચારતો અને દરએક જણમા તે નીશફળ થતો હતો.

અંતે ઘણી બેકરારી અને નાસીપાસી પછે ખોદાદાદે પોતાના રસાલા સાથ દેખાવ દીધો અને રાસામે મોટી ઉલટથી તેની મુલાકાત લીધી. ખોદાદાદ બીજો કસો હેવાલ કેહે તેની આગમચ રાસામે એકદમ પોતાનો સવાલ પુછયો

અને હા કે નાનો જવાબ માંગયો. રાસાંમે બીજી કસી વાત ખોદાદાદને કરવા દીધી નહી, પણ મોબતના આ એલચીની મકસદે મંજલ કેટલી પાર પડી તેજ માતર જાંણવા ચાહાયું.

અલબતાં જવાબતો નાંનોજ હતો અને મુરવારીદને મોહડે તે જવાબ સાંભળતાંજ રાસામનું. મગજ ચકભમ થઈ ગયું. તે નામુરાદીથી હાય મારવા પડયો અને ઘણોક વખત ગુજરી ગયો તાંહાંસુધી તેને બોલવાનો દમ મારવાની તેની ભરાઈ આવેલી છાતીએ તેને રજા આપી નહી.

હવે પોતાના જવાન કાસદને મોહોડે વધારે હકીકત સાંભળવાની તેને પોતાની મેળે ખાએશ થઈ. ખોદાદાદ અચરત થવાજોગ લાંબો વખત આરજુના મેહેલમાં કાહાડી આવયો અને તોપણ આવો નીશકુળતાથી પુર જવાબ લાવયો તે બાબે રાસામે પોતાના એ વીસવાસુ ખીદમતગારથી ખોલાસો ચાહાયો.

દરવાજા ઉપરથી પોતાના આ સોભીતા કાસદનાં ખભાં ઉપર હાથ નાખતો જારે રાસામ પોતાનાં એવાનમાં પાછો ફરયો, તારે મુરવારીદે પોતાના પેગામની સઘલી હકીકત માંડીને કહી જણાવી. આરજુના મેહેલના દરવાજા ઉપરંજ નડેલી હરકતથી શેવટે એ બાંનુ સાથ થયલી મુલાકાત અને તેના ઉપર ચલાવેલી ફુસલવણીનું તુલોતવીલ બેઆન ખોદાદાદને મોહોડેથી રાસામે ઘણી ઈનતેજારી સાથે સાંભળી લીધું અને ઘણો વધારે નાસીપાસ થયો.

અલબતાં આરજુના દીલમાં આ જવાંન કાસદ વીશે સલગેલા નવા મોબતના સોલાથી તેણે પોતાના શેઠને વાકેફ કરયો નહી, તેમજ પેલી છુપી વીટીની વાત પણ રાસામના કાનમાં રેડવાને તેણે ચાહાયું નહી, તોપણ એક બીના જે રાસામ અને ખોદાદાદ બંનેના લાભની હતી તે તેણે જાહેર કીધી અને તે એકે "આ મારી મુલાકાતની શેવટે બીબી આરજુએ મને ફરી બોલાવયોછે ખરો. તેણીએ કહયું કે તમો તરફ તે દીલ લગાડી શકતી નથી, મારે તમારાં દુખ ઉપર તેણીને દયા લાગીછે અને તે દુખની વધુ હકીકતો જણાવવી હોયતો મને તેણીએ પાછો આવવા કહયુંછે."

રાસામની ગમે એવી નાસીપાસી છતાં આ સઘલા હેવાલમાં ઘણી વાત ધીરજ આપનારી અને દીલાસા ભરેલી હતી. રાસામના કોઈબી કાસદ જાંહાં આગળ આરજુના મેહેલમાં પગ મેળવા પાંમતા નહી હતા, તાંહાં આ જવાન ખોદાદાદ તેણીની મુલાકાત લઈ આવયો અને તેણીને એટલી પીગલાવી કે બીજીવાર તેણીએ આ કાસદને બોલાવયો, એટલે રાસામે ધારયું કે છેક આશા મેળવાનું કારણ નથી. તેણે પોતાના ખીદમતગાર ખોદાદાદના મનપર એકવાર ફરી પોતાની માશુક બાબેના પોતાના ખરા પેઆરની ખાતરી કરવા માંડી.

તે બોલયો કે "છોકરા ખોદાદાદ, અગરજે કદીબી તું કોઈપર મોબત રાખેતો, મોબતના મીઠા દંખો વચે તું મને યાદ કરજે, કેમકે જેવો હું છઉં, તેવાજ સઘલા ખરા દીલદારો છે. જે જીવમાં જીવ ભરેલો હોય તેની હમેશની મુરતી સીવાએ બીજી બધી ચીજ તરફ એક ખરો આશક બેવફા અને બેભાંન રેહછે. ખોદાદાદ આ મારી આગ તુંને કેવી લાગેછે ?"

ખોદાદાદ (મુરવારીદ) ને આ ઠેકાંણે પોતાના દીલના ભેદ ઉપર ભરમમા થોડુંક અજવાલું નાખવાની સારી તક હતી. તે બોલી કે "જાંહાંપનાહ તમો જે આગ બતાવો છો તે બરાબર જાંહાં મારા દીલમા મોબત છુપાયલીછે તાંહાંજ આગના સોલા સલગાવેછે."

મુરવારીદનાં દીલની આ વાત ખરી હતી, પણ અલબતાં રાસામ સમજયો નહી. તે બોલયો કે "છોકરા, તું આટલો નાહાનો છે, તોપણ તારી નજર કોઈ એવાંપર ગઈછે કે જેને તું ચાહેછે."

ખોદાદાદે આ વાત કબુલ કીધાથી રાસામે પુછયું કે "તારી માશુક કેવી છે ?"

ખોદાદાદ—તમો નામવરના જેવીજ છે.

રાશામ—તારેતો તે તને લાએકની નહી હોય. તેની ઉમર કેટલી છે ?

ખોદાદાદ—તમો નેકનામનીજ ઉમરની બરાબર છે.

રાસામ—તારેતો ખોદાદાદ તે તને ઘણી મોટી પડશે. તારી તે દીલબરને પોતા કરતાં મોટી વએનો જવાન પસંદ કરવા દે, કેમકે ઓરતે પોતાના ભરતારના દીલમા સમાઈ જવાનું છે. તું તારા કરતાં નાહાની માશુક પસંદ કર કેમકે ઓરતો ગોલાબની મીશાલે છે, જેઓ બાહારમાં આવી ખીલવા પછે થોડા વખતમા કરમાઈ જાયછે.

આ ગોફતેગોમા લાંબો વખત વહી ગયો અને રાજપાટની ખટપટ તથા ઈનસાફ દરબારના કામો કરતાં આ વાતચીતમા દુખીઆરા રાસામશાહને વધારે સોહવાઇ પણ ગયું. જે કામ ઇઆ બાબતમાં ચીત લાગેલું હોય તેને લગતી વાતચીત હમેશ વાહાલી લાગેછે. દીલદારોની દીલભરી વચે મોબતની વાતો મીઠી હોયછે.

પણ વળી જેમ ખાણું ખાતી વેળા ખોરાકને લગતી વાતો કીધાથી ખાવાની ઈરસા વધેછે, તેમ મોબતની વાતો કરવાથી રાસામની મોબતનો આતસ વધારે તપી આવયો અને જેમ રાત પડવા આવી તેમ તેણે પોતાના આ માનીતા કાસદને અરજ કીધી કે સહવારના પોહોરમાં એકવાર ફરી આરજુની મુલાકાતે જઈ તેની આગળ પોતાની જબાનનો હોનર અજમાવવો.

પોતાના આ ખુશનોમા કાસદની અદા, નખરાં અને ચાળા ઉપરથી રાસામનો તેના તરફ પેઆર વધતો હતો. આ કાસદ ખરેખર એક ઓરત હતી અને ઓરત મગજને બેમાલુમ રીતે વધારે જીતી શકેછે એ વાતના અનજાનપણામાં રાસામ ઘણીવાર અચરત થતો કે જેમ એક ભાઈનું બેહેન ઉપર ખુદરતીજ લોહી દોડે તેમ આ કાસદ ઉપર તેની માયા વધતી કેમ હશે. એ વધતા પેઆરને લીધેજ રાસામ પોતાના કાસદ સાથ વધતી છુટથી વાત કરી શકતો હતો અને ખોદાદાદને પોતાને પણ વધારે છુટથી બોલવાની હીમત આવતી હતી.

જારે તેને કાલાવાલા કરતો આરજુ પાસ બીજીવાર જવાની રાસામે અરજ કીધી તારે મુરવારીદ પોતાના મનમાતો ખુશી થઇ, પણ પોતાના શેઠ આગળ પોતાના દીલ

ના ઉભરા ભરમમા કાહાડવાને હજી તે હઠી નહી. તે બોલી કે "સાહેબ, તમો મને તે ઉમરાજાદી પાસે મોકલોછો તો ખરા, પણ તે બાનું તમોને કબુલજ નથી કરતી તેનું કેમ?"

રાસામે એટલીજ હઠ લીધી કે "એવો જવાબ હું સાંભળવાનોજ નહી."

ગુરવારીદે અછી તલાવટથી ઉત્તર વાલયો કે—"પણ સાંભળવો જોઇએ. એમ વીચારો જાંહાંપનાહ, કે જેવા જોસાથી તમો આરજુ બીબીને ચાહોછો તેવાજ જુસાથી એક ઓરત તમોને ચાહેછે તથા તે ઓરતની મોબત જો તમો એજ પરમાણે ના પાડો તારે તે ઓરતબી એમજ કેહે કે મને એ જવાબ નથી જોઇતો તો તમો શું કરો?"

આ તકરારનો રાસામે માતર બચાં સહી જવાબ આપયો. "એવી કોઇ ઓરતની છાતી નથી કે જે મારા જેટલો જુસો ખમી શકે. એવું કોઇ ઓરતનું દીલ નથી કે જે મારા જેટલી મોબતને સમાવી શકે. ઓરતોના દીલમા ટકાઉપણું નથી. તેઓની મોબત ફકત ભુખના જેવી છે. તેઓ પેટને ખાતર નહી પણ ફકત સવાદને ખાતર ખાયછે. પણ હું તો દરીઆવના જેટલો ભુખો છઉં. વાસતે આરજુ બાનુની મારી મોબતને કોઇ ઓરતની મોબત સાથ તું ના સરખાવ."

પણ આ સરખામની કરવામાતો ગુરવારીદની મતલબ હતી. તે બોલી કે—"એમ ના વીચાર ઓ નામવર સુબા! ઓરતો મરદો પર કેવો જોસા ભરયો પેઆર ધરાવી શકેછે, તેની મને અજમાશ છે. મારા બાપને પેટે એક બેટી હતી તે એક બેગાના મરદને એવા પેઆરથી ચાહાતી હતી કે જેવા પેઆરથી હું જો ઓરત હોઉંતો તમોને ચાહાવા વના રહું નહી."

રાસામે પોતાના કાસદના "બાપની તે બેટી" નો હેવાલ જાંણવા ચાહાયો અને ગુરવારીદે અછી હીકમતથી જવાબ દીધો. "તે બીચારાની તવારાખં કાંઇજ નથી, માતર ખાલી સફો છે. તેણીએ પોતાનો પેઆર કોઇને કહયો નહી, પણ છુપા ભેદને એક કીડાની મીશાલે તેના ગાળ ઉપરના લાલાને છુપી રીતે ખાવા દીધા. તે વીચારમાને વીચારમા ગલાઇને દુબલી થઇ ગઇ, તારે એ શું ખરી મોહોબત નહી કેહેવો? મરદો બોલશે ઘણું, સોગંદ ઘણા ખાશે, પણ ખુશાના કરતાં દેખાવે વધારે મારી ખાશે. ઓરત મા સાહેબ તેમ નથી."

હવે રાસામે એકજ સવાલ પુછયો કે જયથી ગુરવારીદનું વધારે બોલતાં મોહોડું અટકી ગયું. તેણે પુછયું કે 'તારી તે બેહેન મોહોબતમાંજ મરી ગઇ કે જીવતી છે?"

ગુરવારીદ ભરમમા બોલી કે "સાહેબ, મારા બાપના હઇઆત બચાંમાં દીકરો હું છઉં ને દીકરીબી હુંજ છઉં." પણ હીઆં તે વાત કરતી અચકી પડી અને સહવારના આરજુ પાસ જવાની કબુલાત આપી રાસામશાહાથી છુટી પડી.

---

## પરકરણ ૮ મું.

### એક વહાણ.

સમીસાંજનો સીતલ પોહોરછે. આફતાબ પોતાની દીવસની મંજલનો રાહા કાપીને આથમણુ તરફના ઉંચા પાહાડોની પછવાડે પોતાના ખુરજમો મોહ છુપાવાની તઇઆરીમાં છે, એ ખુશનુદ કેબલાએ પોતાની સફરની સમાપતી વેળાએ વાદળાંને સોનેરી ઢોર આપયોછે અને પવણુની ઠંડી લેહેકી વચે કીનારા ઉપરના ખડકો સાથ અફડીને નાચતાં તથા ખલખલતાં દરીયાવના પાંણી મધે કીનારાથી તે દરશટીની મરીઆદાની સીમ સુધી એક સોનેરી પરકાશવાળો લાંબો ખુશનોમાં ઓળો પાડયોછે.

આ તલેસમાત સરીખા ખુદરતી દેખાવની વચે બસરાના બંદર આગળ કીનારા તરફ રાસામશાહના એક રસાલદારનું જવું થયુંછે. તે બંદરના પુસતા ઉપર પગ ટેકવીને ઉભો ઉભો બારાંમાં પડેલાં દેગેદેશના સોદાગરી કાફલાઓ ઉપર નીરખીને ઘોર કરેછે તથા દુનીયાનાં વેપારની દોડધાંમ તથા ઉદીયોગી ઘભરાટ ઉપર પોતાના મગજના ઘેઆલો દોડાવેછે.

તેવામાં તે જુવેછે તો બંદરની અંદર થપલા બગલા, બતેલા ઇતીઆદી બારકસોના મોહોલાની વચેથી એક હોડકું કીનારા તરફ આવેછે, જેમાં ખલાસીઓ ઉપરાંત બે આબરૂદાર દેખાવના ઉતારૂઓ નજરે પડેછે. થોડાવારમાં તે મછવો પવણુપર પોતાના સડ ફુલાવીને સમુદરના ઉછલતાં પાંણી કાપતો કીનારે લાગેછે અને તેમાના ઉતારૂઓ ધકા ઉપર ઉતરેછે તેવોજ તેમાના એક જણુનેતો રાસામના રસાલામાંના આ ખીદમતગાર તરત ઓળખેછે.

તે અચરતીથી પોતાના મન સાથ બોલેછે કે "આતો રાશામશાહની નોકરીમાં નવો રહેલો જવાન ખોદાદાદ છે અને આ બીજોતો કોઇ વાંહાંણુના નાખોદા જેવો લાગેછે. ખોદાદાદ હાકમની નોકરીમાં રેહેતાંવારજ તેનો માનીતો થયોછે તથા અમો સરવે નોકર નફરોની ઉપર એ બાએગયાલી જવાનને ચહડાવયોછે તથા એકદમ શાહે તેને પોતાની દીલકસ દીલદારને પેગામો પોહોંચાડનાર એલચી તરીકે રાખયોછે. હજીતો આજે બપોરના તે રાશામશાહ તરફનો પેગામ લઇને તે ઉમરાજાદી આરજુના મેહેલ તરફ ગયો, મેં તેને નજરોનજર જોયો અને તારપછે વળી તે હીઆં બંદરમાં કાંહાંથી આવી લાગો? રાશામસાહે તેને આરજુ સોહેથી પાછો બોલાવીને હીઆં બંદરમાં કાંઇ કામે મોકલયો કે શું, ઇઆ બારાંમાંની કોઇ માયુકે આરજુને વીસરાવી કે શું, અથવા કોઇ તલેરામથી એ નાજનીનનો મેહેલ બંદરમાં બંધાયો કે શું?"

આ સઘલા સવાલો મજકુર રસાલેદારના મનમાં ઉભા થયા પણ તેને કસો ખોલાસો મળી શકયો નહી. મેહેલમાં ખોદાદાદનો દરજો એટલો વધયો હતો કે નોકર નફરો તેની સાથ વાતચીતનો વેહેવાર રાખી શકતા નહી હતા. માટે આ રસાલદારે તે જવાન પાસ જઇ ખોલાસો પુછવાને બદલે વીચારના વમલમાં ગોતાં ખાવા પછે, જારે મોડું થયું તારે "હશે, એમા આપણને શું?" એવા ખેઆલથી નાખુશી કરીને ચાલી ગયો.

વાંચનારી બાંનુઓ પણ આ હકીકતથી એમજ ગુચ
વાતાં હશે. કીસતીમાથી કીનારે જેઓ ઉતરયાં તેઓમાં એ
કતો કોઇ વાંહાણનો નાખોદા હતો, કે જે ઉમરે જઇફ, કા
હીએ ખરતલ અને અજમાશથી પાકેલા બાલવાળો હતો.
અને બીજો જે જવાંન હતો તેને જો જોયો હોયતો પેઆરાં
વાંચનારાંઓ પણ એમજ કેહ કે તે કોઇજ નહી પણ ખોદા
દાદ અથવા આપણી નાજુક, હીમતવાંન અને ધીરજવાલી
મુરવારીદજ મરદના લેબાશમાં હતી. તેજ મુરવારીદનો ચે
હેરો હતો, તેજ મુરવારીદનું કદ હતું, તેજ મુરવારીદના
નાજ અને નખરાં હતાં, તથા મરદ તરીકે તેજ મુરવારીદે
લીધેલો પોશાક હતો.

પણ તારે શુંદર મુરવારીદ હીઆં કેમ આવી લાગી?
શું તે કોઇ વાંહાણમાં નાહાસતી કેદ પકડાઇ! આ સવા
લોનો ખોલાસો મેળવવા સારૂં જરા તેઓની વાતચીત ત
રફ કાંન ધરીએ.

બંદર ઉપર પગ મેલતાંજ આ બે જન ઘણા પેઆર
થી એકેક સાથ ભેટયાં અને એકેકને બોસો વટીક લીધો.
નાખોદાએ આંજુ ભરી આંખે તે જવાનને પોતાની છાતી
સાથ દાબયો અને જાંણે કે કાંઇ જુદાઇ થતી હોય અને
તેનો જખમ ખમાતો નહી હોય તેમ આ બંને જણ એકે
ક તરફ પેઆર બતાવા લાગાં.

અંતે નાખોદાએ વાત શરૂ કીધી. તે બોલયો કે "પે
આરા અકબર, આટલી મંજલ સુધી દીલ લગાડવા પછે હ
વે તું મને એકદમ છોડી દેવા માંગેછે તો તે કેમ તાંમોસ
થાય? નથી તું મને પોતા સાથ રાખતો કે નથી તું પોતે
મારી સાથ રેહતો."

ચતુર વાંચનાર હવે ચેતી જવાને વાંલમ લગાડશે ન
હી કે આ જવાન ખરેખર ખોદાદાદ નહી પણ બીબી મુર
વારીદનો પેલો જોડયો ભાઇ અકબર હતો. વાંચનારી બા
નુઓ જાંણેછે કે મુરવારીદ અને તેનો આ ભાઇ અકબર
બંને જણ બુશેર ખાતે એકજ વખતે જનમયાં હતાં અને
તેઓ એટલાંતો એકસરખાં ચેહેરા તથા કદનાં હતાં કે તેઓ
માતર પોતાની જાત અને પોશાકથીજ ઓળખાતાં હતાં.
આ બંને ભાઇ બેહેન અબુશેહેરથી સાથેજ મુસાફરીએ ની
કલયાં હતાં, જાંહાં મારગમાં તોફાન લાગાથી તેઓ દરીયા
વમાં પડયાં અને તારથી છુટાં પડયાં હતાં. મુરવારીદ તે
બતેલાના નાખોદાની મેહેરબાનીથી બસરાને કીનારે પેહેલી
પોહોતી અને પોતાના ભાઇ અકબરને મુવેલો સમજી તથા
પોતાનું ગુજરાન ચલાવા સારૂ પોતાના ભાઇનાજ જેવા મ
રદના પોશાકમા રાસામની ચાકરીએ અને આ પોશાક બદ
લવા પછેતો મુરવારીદના અને અકબરના દેખાવ વચે તો
કસોજ તફાવત રહયો નહી.

હવે જવાંન અકબર મુરવારીદે માહેતમ કીધા પરમાંણે
દરીયાવમાં ડુબો નહી હતો, પણ તેનેબી તેની જો બનવંતી
બેહેનની મીશાલે નસીબે યારી આપી હતી. તે દરીયાવ
માં તરફડતો હતો તેવામાં એક કીસતી તેની મદદે આવા
પોંહાંચી, જેના નાખોદાએ તેને તરતજ ઉંચકી લઇ ઘટતી
જતનથી બચાવયો. તે કીસતી બંદરો કરતી બસરા તરફ
આવી જાંહાં કીનારે ઉતરી રાસામશાહની નોકરીમા જવા
નો અકબરે કસદ કીધો.

જેમ મુરવારીદ ઉપર બગલાના નાખોદાની ઘણી મેહે
રબાંની હતી તેમ અકબરનું દળદર આ નાખોદાની બખ
શેશથી ટલયું. એ નાખોદો બબર નામનો અને ઘણો બા
હોશ હતો. તેને રાસામશાહની દરબારમાં આગળ ઘણો
વગ હતો, તથા તાંહાંનો રાહાગાટ સઘલો જાંણતો હતો,
પણ પાછળથી તેને એ દરબારમાં દુશમની થઇ હતી. તે
જવાન અકબરની ખુબસુરતી ઉપર એટલો ખુરબાન હતો કે
તેને પોતાના બચ્ચાં સમાન ચાહાતો હતો અને તેણેજ અ
કબરને રાસામ પાસ જવાની ભલામણું કીધી હતી.

તેને એ મુરાદમા મદદ કરવા માટે નાખોદો બાબર
પોતાના મછવામાં અકબરને કીનારે લાવયો હતો અને ઉપ
ર મુજબના પેઆર ભરયા સુખનો તેના મોહોમાંથી નીકલ
યા હતા તે અકબરની જુદાઇથી કરીને હતા. જેમ મુરવા
રીદ અકબરને મુવેલો સમજતી હતી, તેમ અકબર મુરવારી
દને મુવેલી જાંણતો હતો અને પોતાની એ મનમોવન બે
હેનની યાદ તેના જીગરમાથી જરા પણ ખીસી નહી હતી.
માટે નાખોદા બાબરની સઘલી તજવીજ અને જતન છતાં
અકબર દુખી અને ગમખાર હતો અને તેટલાજ માટે બા
બરની વધારે પહરોણાગત તેને મનસે અકારત હતી.

તેણે કહયું કે "મેહેરબાન બાબર, ચાહાવું ખોદાનું
હતું તો મારી બેહેન અને હું એકજ વખતે જનમયાં અ
ને જો ચાહાવું તે યજદાનનું હતેતો એકજ વખતે અમો મ
રણ પણ પાંમતે. મગર તું નામવરં વચે પડી એ ખુદરતી પરી
નામને અટકાવયું. ઓ! તે મારી માનીતી બેહેન ડુબી
મુઇ અને હું જીવતો રહયો. જોકે ખારાં પાંણીમાં મેં તેને
ડુબાડીછે તોપણ હજી તે ખારાં પાંણીમાં મારા આંજુથી વ
ધારો થાયછે. વાહાલા બાબરં તું બોજોરગનું હેશાન મારા
પર કમ નથી અને તેની હું થોડી કદર જાંણતો નથી, પણ
એ હેશાનથી છાતી ફાટી જાયછે, માટેજ વધુ હેશાન તેમાં
ભરી નહી શકવાથી હું તુને છોડી જાઉં છઉં."

બાબરે માંગી લીધું કે "મારા પેઆરને ખાતર જો
તું મને મારી નાખવા નહી ચાહાતો હોયતો મને તારો ગો
લામ થઇ રેહવા દે."

પણ અકબરે ના પાડયું. "મારા તારનાર બાબર,
અગરજો તું મને જીવતો કરી પાછો મારી નાખવા નહી
ચાહાતો હોયતો મને છુટો પડવા દે. ઓ મુરબી આ છે
લી સલામ. હવેતો રાસામશાહના મેહેલમાં નસીબની બા
જી અજમાવા જાઉં છઉં."

આટલી રકજીક થવા પછે તેને તેની મરજી પરમાંણે
છુટો જવા દેવાની બાબરને ફરજ પડી, પણ છુટો પડતાંબી
તે બોલયો કે "તારાં નેક દીદા જોવાને હું એટલો ખાએશ
મંદ છઉં કે અગર જોકે રાસામશાહની દરબારમા મારા દુ
શમનો વસેછે, તોપણ હું તારી મુલાકાતે આવવાને ભુલ
શ નહી."

ગરીબ બીચારાઓને મુદલ ખબર નહી હતી કે તેઓ
જેને મુવેલી ધારતા હતા તે મુરવારીદ પણ રાસામનાજ મે
હેલમાં હતી. તે તાંહાં મોબતના ગુચવાડામા પડી હતી
અને અકબરનું તાંહાં જવું તે ગુંચવાડાની ગુંચ વધારવા,
આ કાંહાંનીની સાંકલમા એક વળું હુમેરવા સરીખું હતું.

## પરકરણ ૯ મું.

જારે અકબર રાસામના મેહેલ તરફ રવાંને થયો તારે
ની બેહેન ગુરવારીદ ખોદાદાદ તરીકે બીબી આરજુના મે
લમા ગયલી હતી.

આરજુનો મેહેલ હજી કોઇવાર મછી બજારની હાલ
મા ગાજી રેહતો હતો. એ પરીચેહેર બીબીનો પેલો કાકો
હેરામ તથા તેનો તાલેવંત પણ મુરખ્ખ દોસત તેમુર જેને
આરજુ સાથ પરણાવાની લાલચ તથા આશા આપી બેહેરામ
જેમ બને તેમ લુટતો હતો, તે બે જણાઓનું દારૂનું તોફાંન
અને મોજની મસતો હજી જારી હતી. મોડી રાત સુધી સ
જાગરૂં રેહી તથા જેમ બને તેમ દારૂ ઢીચીને છાકટપણાના
બાહારમાં ઠઠા મશખ્ખરી, ગાળગલોચી અને છેલે ગડબડ અ
ને ધબરાટથી તેઓએ મેહેલને એક પીઠાંનું રૂપ આપયું હ
તું અને આરજુ તેથી થોડી ખફા નહી હતી.

આરજુનો લઉવો જકર જેવોને તેવોજ ચબરાક અ
ને હસમુખો હતો અને આરજુની દાસી ફરંગ પણ ધી
મે ધીમે વધારે ગમતમા ભાગ લેવા લાગી હતી. પણ તે
મુખીઅ કરીને આરજુના પેલા અપટ કારભારી બાધરખાનને
લીધે હતું. તે મુરખ્ખ દાહાડે દાહાડે વધારે ઈતર અને અભે
માંની થતો ગયો. પોતે વડાઈ લેવા માટે મેહેલ મયેના ઉપ
લાં સરવે માણસો ઉપર તેણે ઘણુંક સાહેબી ચલાવાનું દોળ
ાલવાથી તેની બોહોસ ઉપર અને તેનેબી ખીજવવા માટે
ઝકર તથા ફરંગે પોતાની રમત ગમત અને ગડબડને વધા
ી હતી.

પણ વાંચનારી બાંનુઓ જાંણેછે કે આ સરવે માણસો
એકઠાં મળીને એકસંપીથી બાધરખાનના આંથરાંમા ફરતાં હ
તાં. એ બેવકુફ કારસાલારની ઠાલી તેહેકરાઈ અને ફુકરા
ઝપી તથા મુખીઅકરીને શોગમાં પહેલી આરજુના હુકમો
ને વગર સમજે સહુરાવેલા આકારમા અમલમા લાવવા જ
ાધી બેહેરામ, તેમુર, જકર, ફરંગ, સરવે જણનું પાકી ર
ઠ્યું હતું અને તેનો ઘાટ ઘડવાના એક વીચારમાં એ સ
વે જણ એકઠાં થયાં હતાં.

માટે ખોદાદાદ (ગુરવારીદ) ને મેહેલમા આરજુની
સાથ ફરી મુલાકાત કરતાં જોવાને જરા વાર છે તેટલાં મેહેલ
ાહેલા આ તોફાંની બારકસોની મસલત અને ગુજસુજ તર
નજર પોંહોંચાડીએ.

એ સઘળા એકસંપમા આગેવાન દાસી ફરંગ હતી. એ
ચબરાક ઓરત ચેન ચાલા કરવામા અને મજાખ મશખરીના
ફટા ઉભા કરવામા ઘણી હોશીઆર હતી. તે માણસોના
ખ્યાશ સેજમાં પાંમી જતી હતી અને તેથી તેણીને સમજ
તાં વીલમ લાગો નહી હતો કે બાધરખાન જે આટલો બધો
મંકરેછે તે પોતાની શેઠાંણી આરજુની મેહેરબાનગી અને
પ્યાર પોતા તરફ ખેંચવા માટે અકરેછે તથા સરફરાજી
ારેછે.

એ ઉપરથી તેના એ ખેઆલમા તે વધારે હલકાય અ
ને એવાં બેવકુફી ભરેલાં કામ કરે કે જેમાં તે જાંણે કે બીબી
આરજુ ખુશી થશે, પણ ખરેખર તેણીને ખીજવાટ લાગે,
એવી રીતે તેને ઉસકેરી મેળવો એ ફરંગને મનસે બાધરખા
ન ઉપર વેર લેવા સારૂં તેને બેવકુફ અને ગધેડો બનાવાનો
સઉથી સરસ ઉપાય હતો.

માટે તેમુર અને બેહેરામની મસતાંની મંડળીમા બાધર
આવીને થોડીક સટાક મારી જવા પછે તથા તેઓની ફરી
આદ શેઠાંણી આરજુ આગળ લઈ જવાની ધમકી આપી જ
વા પછે તેમુર અને બેહેરામ એવું ધારતા હતા કે "એકલા બા
ધરને મેહેલની પાસેના મેદાનમાં કુસતી રમવા સારૂં બો
લાવવો, અને તેને તાંહાં એકલો જવા દેવો તથા આપણે જ
વું નહી કે તેથી તે ધકેલા ખાઈને પાછો આવવાથી ગધેડા
મા ખપે."

આ ઉપાય ફરંગને ગમયો નહી. તેણીએ પોતાની ઉપર
કહેલી ધારણા બતાવી અને બેહેરામને ગધેડો બનાવાને એક
બીજોજ ઉપાય સુચવયો. તે બોલી કે "બેહેરામ પોતેજ પો
તાને ખુશી કરનારો છે. તે પોતાના મનસે અદરાયછે અને
મનસે પરણેછે. તે માતર વખત જોઇને વાત કરેછે. તે
પોતામા એટલી ખુબીઓને ઠીસોઠીસ સીંચેલી વીચારેછે કે
જેઓ તેને જોયછે તેઓ જોતાંનેવાર તેમને તે ગમેછે એવું
તે પોતાના મનથી સમજેછે. એ તેની એબ ઉપર મારી મ
જાખનો મેહેલ ઉઠાઉં અને જો એને મુરખમા ના ખપાઉંતો
મારામાં સીધી ઉભી રેહેવાનીબી શકતી નથી એમ તમો સ
મજજો."

આ સમજાવટથી સઘળાઓને ઇનતેજારી પેદા થઈ અ
ને તેઓ ફરંગને પુછવા લાગા કે તે શું ઉપાય કરવા ધારે
છે. તેણીએ પોતાની છુપી મસલત આગળ ચલાવી. "જાં
હાંથી ફરવા હરવાનો બેહેરામનો રાબેતો વધારે છે, તાંહાં તે
ના મારગમા હું એક ચીઠી નાખશ. તે જાંણે કોઈ છુપી
માશુક છુપી મોહોબતની આગથી બળતી હોય એવી રીતે
ચીઠી નાખશ, તેમા લખનારનું કે જેના ઉપર લખીછે તેનું
નામ નહી નાખશ, પણ એકેકની પીછાણ એવી લખશ કે
તરતજ આ કાગજ પોતાની ઉપર લખેલું સમજશે અને એક
ચોકસ બાંનુ તેને ચાહેછે એવા ખેઆલમા તે ભમાયા કરશે."

ફરંગે એ આ ચોકટું તો સજડ બેસાડયું, પણ હજી એક
વધારે સરસ તાલ તેણીના ધેઆનમા આવા. બેહેરામના મા
રગમા મોબતનો કાગળ નાખવો તે જાંણે કે બીબી આર
જુનો પોતાનો લખેલો હોય એમ સમજાવનારો નાખવો.
ફરંગ બોલી કે "મને આરજુના અખશર બરાબર લ
ખતાં આવડેછે અને તેવા અખશરની તથા બીજી નીશાં
ણો જારે બેહેરામ જોશે તારે તે બાનું આરજુને પોતા ઉપ
ર આશક થયલી સમજશે અને તેથી તે ફુલીફાલીને કેવો
ગધેડો બનેછે તે જોવાની આપણને મજાહ પડશે."

ફરંગની આ સુચના સઘલાઓએ બાહાલ રાખી અ
ને તેથી એ ચપલ દાસીને તેની ધારણામા ફતેહ ઈછી તેઓ
છુટા પડયા.

છુટા પડતી વખતે આટલી બધી ખુશાલી વચે
તહેમુરના જીવને વળી અચબુમ બેકરારી લાગી આવી.
આરજુની મોહોબતની વાત સાંભળી તેમુરને એ બાનું સં
બંધી પોતાની ખાએશ સઘલી યાદ આવી. તે તેણીના
આ ઠગારા કાકા બેહરામ આગળ બોલયો કે "પીઆરા દો
સત મેં સાંભળયુંછે કે તારી ગુલરૂખશાર ભતરીજીએ ગ
ાક ઇલે રાસામશાહના પેલા જવાન કાસદ સાથ લાંબો વ

ખત સુધી વાત કીધી હતી અને તે વાત કરીને જવા પ છે એ શું દરીની બેકરારી વધીછે, તે ઉપરથી મને તરેહવાર શક જાયછે." પણ બેહરામે તેને વળી એકવાર ઠંડો પાડયો, બાનું આરજીને તેમુર સાથ પરણાવાની તેણે ફરી કબુલાત આપી, પણ તેમજ તેની હેલીને ખોલલી રાખવાની સલાહ આપતાં તે ભુલી ગયો નહીં.

# મીજલશ.



માંણસને મંડળીની જરૂર છે. ખોદાતાલાએ તેને એકલો અને નાગો બનાવયોછે તથા તેને પોતાની હાજતો પોતાની મેળેજ પુરી પાડવાને શકતીવાન કીધોછે, પણ તે સઘલું કાંમ તેનાથી એકલાથી બને એ નહીં બને એવું છે. એકથી જે કામ બનેછે તે બજાવવાને બીજા અશકત છે અને બી જાનું કાંમ પેહેલાથી બનતું નથી. માટે તે બેહુને અરસપરસ મદદ લેવી પડેછે જે વનાં જીંદગી ગુજારવાને માણસ કેવલ અશકત છે, અને એવી અરસ પરસની મદદ ઉપરથી દોસતી, પેઆર અને ભાઈબંધીનો સંબંધ તથા તે સંબંધ જાલવનારા નીતીના સઘલા કાયદા નીકલયાછે. ભાઈબંધી અને દોસતીથી મંડળી બનેછે અને મંડળીનો સનેહ તથા ભાઈચારો વધારવાનો મુખીઅ ઉપાય મીજલશ છે.

મીજલશ ગોયા દરએક અકલમંદ પરાંણીની એક કુદરતી રસમ છે. જંગલીમા જંગલી દેશોમા મીજલશ મળે છે. સઉથી સુધરેલાં લોકો પણ મીજલશો ભરેછે. પરીઓ અને દેવોની મીજલશો વીશે આપણ વારતાઓમાં વાંચીએ છઈએ. ફરેસતાઓની મીજલશો ધરમ પુસતકોમા વરનવીછે. જાંનવરોની પણ મીજલશ કોઈવાર મળેલી આપણ જાંણીએ છઈએ, જેનો દાખળો છાપરાં કુદાવનારા ચંચલ કાગડામા આપણ વખતે વખત જોઈએ છઈએ. મીજલશ કોઈ ઘણી કરેછે અને કોઈ થોડી કરેછે. મીજલશ નાહાની હોયછે અને મોટી હોયછે, ખુશાલીની હોયછે અને ગમગીનીની હોયછે, સાદીની હોયછે અને મોતની હોયછે.

પણ એ સઘલી મીજલશની મતલબ એકજ હોયછે અને તે એ કે અરસપરસ મોબત, એખલાસ અને ભાઈચારો વધારવો. સગાં સંબંધીઓનું એકઠાં મળવું તથા ખુશાલી હોયતો તે ખુશાલીમાં અથવા ગમી હોયતો તે ગમીમાં ભાગ લઈ ગમત મેળવવી ઈઆ દીલાસો મેળવવો એ મીજલશની મતલબ છે અને તેનું પરીનામ દોસતીનો તથ પેઆરનો વધારો છે. પણ એ પરીનામ સઘલી મીજલશમ એકસરખી રીતે હાંસલ થતું નથી. મીજલશોના દરજજ થઈ શકેછે અને તેમજ તેના પરીનામના પણ દરજજા હોય છે. કોઈ મીજલશમાં મોજ અને ગમત હોયછે. કોઈ મીજલશમા છુટ અને એખલાશ હોયછે. કોઈ મીજલશમા પેઆર અને સંપ હોયછે. પણ કોઈ મીજલશમા કચવાટ અને ખભરાટ પણ હોયછે. કોઈ મીજલશમા ખુશાલી અને ઉલટ કસી પણ ખામી વગર હોયછે અને કોઈ મીજલશમા બાહારની ખુશાલી વચે અંદરખાંને બલાપો, હસદ અથવા દુશમની હોયછે.

મીજલશના ઉપલા સઘલા ફાયદા વધતા કે ઓછા હાંસલ થવાનો સઘલો આધાર મીજલશ બોલાવનાર ઉપર—તેની ચાલચલણ, ખવાશ અને સવભાવ ઉપર—તેની હાલત, દરજજા અને આબરૂ ઉપર તથા મીજલશ બોલાવાની રીત, જગા તથા શંખ્યા ઉપર આધાર રાખેછે. અરધાં જંગલી લોકો એક ખેતરની અંદર જાહાડના છાંયા તલે એકઠા મળેછે અને તાડી પીએછે તે મીજલશ છે, જેમાં સંવરે છાકટા થઈ ગાલાગાલી કરીને તેઓ છુટા પડેછે. અડધા વેહેમીઓ મોહોલામા નાત જમાડેછે તેવી મીજલશ છે, જેમાં માતર હોજરૂ ભરીને ધકામુકીમા જમવા પછે ઘર જવાનું હોયછે. સુધરેલા પારસીઓ સાદી શાંમસનીના જમન કરેછે, જેમા આબરૂ દરકારથી ખાઈ પીને તથા અરસપરસ થોડીક મુલાકાત કરીને છુટા પડવાનુંછે. વધારે સુધરેલા ઈંગરેજો "ડીનર પારટી" ની મીજલશ બોલાવેછે, તેમાં મીઠાસ ભરી વાતચીત, સલુકાઈ ભરેલો વેહેવાર, ફાયદા ભરેલી ગમત, માનાક ભરેલી રમુજ અને તરફદ ભરેલું ખાંનું પીણું મોહોબત વધારવાને સઉથી સરસ સાંધન થઈ પડેછે.

આ દરએક વરગની મીજલશમાં સુખ અને ફાયદાનું પરમાણ વધતું આવેછે અને સઉથી મહડતું પરમાણ છેલા દઆને સુધરેલા ઈંગરેજ તથા યુરોપીઅનોમાં છે. એ ઉપરથી મીજલશના સુખ હાંસલ કરવા માટે કેટલાક સાદા કાયદાનો આપણને બોધ મળેછે અને જે પેઆરી બાંનુઓ મીજલશ બોલાવી મીતરાઈ વધારવા ચાહાતાં હોય તેઓને એ કાયદા ઉપર ધેઆન આપવાની ભલામણ કરીએ છઈએ. પેહેલ વેહેલી વાતતો એ છે કે મીજલશ ફતેહમંદીથી પાર પાડવા માટે મીજલશ બોલાવનારને માથે મેહેમાનદારીની ઘણીક ફરજો આવી પડેછે. પોતાના મેહેમાંનોને બનતું સુખ તથા મોજ આપવાની ગોઠવણ કરવી, તેઓ જે માંગે તે બનતી રીતે હાજર કરવું, તેઓના સવાદ તથા સોખને ખુશી કરવો, તેઓના આરામ તથા રાહાતનો બંદોબસત કરવો, તેઓની ગમત તથા રમુજની ગોઠવણો કરવી, તેઓ સરવે વચે ભેલાઈને પેઆર ભરી મુલાકાત લેવી, સઘલા મેહેમાનોને એકસરખી નજરે જોવા અને તેઓ વચે તફાવત ગણવો નહી, એ સઘલી ફરજો મીજલશની પરીતી વધારવા માટે મીજલશ બોલાવનારને બજાવવી પડેછે.

એ ઉપરથી પેહેલોજ કાયદો દીસતો છે કે મીજલશ

બોલાવાની જેનામા શક્તી હોય તેણેજ અને જેવી શક્તી હોય તેવીજ મીજલસ બોલાવવી જોઈએ. વગર શક્તીએ મીજલશ બોલાવતાં મીજલશીઓના સુખ તથા મોજની સઘલી ગોઠવણો બનવી મુશકેલ છે. નાંણાં સંબંધી શક્તી ની સાથે મીજલશ બોલાવનારના સવભાવની શક્તી પણ સારી જોઈએ. જે મીલનસાર, રમુજી અથવા રંગીલો હોય તેને તાંહાં મીજલશ વધારે ખુલેછે અને વધારે ખુશી રેહેછે. તરીજો કાયદો એ છે કે મીજલશ જેમ બને તેમ નાહાની જોઈએ. મીજલશ બોલાવનારથી નાહાની મીજલશમાં સારીપઠે પોંહોંચી વળાયછે અને તારેજ મેહેમાંનોના સુખ અને સગવડ ઉપર પુરતું ધેઆન આપી શકાયછે. પાસે ગમે એટલા પઈસા હોય પણ મીજલશ બોલાવનારતો જારે એકજ જણ હોય અને જારે મેહેમાનોની શંખયા ઘણી વધતી હોય તારે પઈસાથી કરીને તે મીજલશ બોલાવનાર સઘળાઓમાં પોંહોંચી વળે એટલો કદાવર, કે જોરાવર, કે એટલો મોટો થઈ શકતો નથી.

મીજલશ બોલાવનારે ભાડુતી માણસોથી નહી પણ પોતાના તનથી સઘલા મેહેમાનોની મેનીજ કરવી જોઈએ, પણ તેમ નાહાની મીજલશ હોયતોજ બની શકે. મીજલશની અંદર ગમતના સાધન નીતી ભરેલાં અને માતર હવશને ગમત આપનારાં નહી પણ મગજને ખુશાલી તથા ગમત આપનારાં જોઈએ. એટલા માટે ગાએણ, સારાં સારાં ચીતરો, રમુજી આખતરાઓ, રમુજી દાવો તથા બાજીઓ, હસવાના ટોચકા, ઉખીઆંણા અને સવાલો તથા એવીજ બીજી ગમત મીજલશોમા જથાબંધ પુરી પાડવી જોઈએ. જો ગાવાની ગમત કરવી હોયતો મુખીઅ આગેવાંને પેહેલાં ગાવું જોઈએ અથવા જો રમુજી સવાલોની ગમત હોય તો મેજબાંને પોતે તેનુ મંડાંણ કરવું જોઈએ. આવીજ મીજલશમાં સઉથી સરસ મોજ, સઉથી વધતી ખુશાલી અને સરેશટ પરીતી તથા માયા વધેછે.

આવી એક ખરી સુખદાએક મીજલશનું ચીતર અમે ઉપર આપયું છે. કેવી નાહાની તે મીજલશ છે, અને તો પણ દરએક જણ ગમતમા કેવાં મશગુલ થઈ ગયાં છે. કેવી છુટથી અને એખલાશથી કોઈ ગાયછે, કોઈ વાજું વગાડેછે, કોઈ ચીતર જોયછે કોઈ મજાખ મશખરીની વાતો કરેછે ! કેવી એ મીજલશની રચના અને સોભાછે ! પણ એ સોભા મુખીઅ કરીને ઓરત જાતની હાજરીથી છે. અબલા જાતી મંડળીનો ગોયા અજુશણ અને સણગાર છે. ઓરત જાતીની હાજરીથી મંડળીની નીતી સુધરેછે, મરદો વધારે સલુકાઈ પકડેછે અને મંડળીના સુખમા વધારો થાય છે, માટે ઉપલી મીજલશમા સુખ વધારે છે તેનુ એક કારણ એ છે કે તે મીજલશમાં બાંનુઓ દાખલ થઈછે.

## "સકતા" નો રોગ.

ઈંગરેજીમા જેને " આપોપલેકસી " કેહેછે તેને મોગલાઈ હકીમુમાં " સકતો " કરી કેહેછે. ભેજાંના દરદોમાં પેહેલું ઈઆને ભેજાંના તાપનું દરદ ગયા અંકમા સમજાવયા પછે એજ ઈઆને ભેજાંના દરદોના વરગમાં બીજું આ દરદનું થોડુંક ગનાન મેળવવું ઘટેછે. મગજે લોહીનાં જોસથી ભેજાંનાં જે દરદો થાયછે, તેમા આ " આપોપલાકસી " નો મરજ ઘણો ભયંકાર અને નાશકારક છે. એ મરજ પોતાના શેકારનો ભોગ કરેછે અને એ બુરા રોગમાંથી દરદીને આરામ થયલો આપણ કદાચજ સાંભળીએ છઈએ. ભેજાંનાં તાપનો મરજ પેહેલાં જેટલો ધાસતી ભરેલો લાગેછે તેટલો ખરેખર ખરાબ તે નથી. પણ આ "સકતો" જીવલેન અને જાલમ છે એ વાતને ખોટી પાડવાને વઈદક શાસ્ત્ર અશકત છે.

ભેજું પોતાનું કાંમ કરતું અટકી પડેછે તારે આ દરદ થાયછે. એ રીતે ભેજાંનું બંધ પડવું બે સબબોથી બનેછે. માંથાની અંદરની લોહીની એક રગ ફાટીને તેમાથી નીકલતું લોહી ભેજાં ઉપર દબાણ કરેછે; અથવા કોઈવાર રગોની અંદર લોહી ઘણું જમા થવાથી, તેમાંથી એક પરવાહી પદારથ રગોની બાહેર નીકલી ભેજાંમાં એકઠી થાયછે, તારે ભેજું કામ કરવાને અશક્ત થઈ પડેછે અને એકદમ તથા અચબુમ બેભાંની અથવા બેસુધી પેદા કરેછે. હવે એ રીતે ભેજાંની ઉપર લોહીનો જોસ વધી જવાના કારણો ગયા અંકમા ભેજાંના તાપ વીશે જે કાંઈ બતાવયાં તેજ કારણો છે. ઠીંગણું, માતેલું અને બારી અંગ, મોટું માથું, લાલ ચેહેરો, ટુંકી અને જાડી ગરદન તથા લોહીઆર મીજાજનું આદમી નબલા પોચાના કરતાં એ દરદને વધારે યોગીય થાયછે. નબલાં માણસો ઉપર એ રોગ હોમલો કરેછે ખરો, પણ ઉપર કહેલાં લોહીઆર આદમીપર તેનો ગલબો વધારે જલદી આવેછે.

આ રોગ કેટલીકવાર મા બાપ તરફથી બચાંને હોથે ઉતરેછે, પણ ઘણીખરી વાર તે દરદીના પોતાના વાંક ઈઆ ગફલતથી થાયછે. દારૂ અને બીજી કેફના માહાવેરાથી, આખા દાહાડાની આલસાઈથી, ઉંચો ખોરાક ઘણો ખાવાથી, ઘણા તડકાં ઈઆ ઘણી ઠંડીથી, ગુસાથી ઈઆ બીજા સબબથી, મગજ તપી આવવાથી અને એવાજ બીજા કારણો જેથી ભેજાં ઉપર લોહીનું જોસ ચઢે તેથી આ મગજના લોહીવીકારનો રોગ જનમ પામેછે. તે સાથે વળી ચોકસ દરદના હીગામમા પણ આ ભેજાંનો રોગ જોર પકડી નીકળે છે. જેમકે દીલના દરદોમા, ગુરદાના રોગથી થતા જલનદરમા, તથા ઘરડાં માણસોની નેસો બીગડવાથી પણ " સકતો " પેદા થાયછે. આ રોગ માણસની સઘળી ઉમરમા પોતાનો દેખાવ દેયછે, પણ વઈદક શાસ્ત્રીનો આ કાયદો છે કે બચપણ અથવા જવાનીને બદલે ઘડપણમાં તે વધારે થાયછે અને ઓરત કરતાં મરદને વધારે થાયછે.

આ મરજની નીશાણીઓ જુદા જુદા વરગના આદમીમા જુદી જુદી હોયછે. લોહીઆર અને તનદરોસત માણસમા એ મરજની જે નીશાંણો જણાયછે તેથી જુદીજ નીશાણ નબલા બાંધાના માણસમાં માલમ પડેછે. પેહેલો આ મરજનો હોમલો થતાંજ એકદમ જમીન ઉપર બેસુધ થઈ પડેછે, તેનો દમ જોરમા ચાલેછે અને ઉંઘમા તે ઘોરતો હોય તેમ લાગેછે, ચેહેરો ફુલી આવેછે અને લાલ થાયછે, માથાંની તથા ગલાની બણુ નેસો તણાઈ આવેછે, માંથું અસીલ ગરમ થાયછે, આંખ લાલ અને ચોડીયણી બંધ હો

પછે, નાડી ભરેલી, શખત તથા ઉતાવલી ચાલેછે અને દીલ અતીશય ગરમ રેહછે. નબલાં માણસમાં આ મરજને સમે એથી ઉલટીજ નીશાણો દેખાયછે. પેહેલાં માંથું દુખવીને પછે એ મરજ આવેછે, ચેહેરો લાલને બદલે ફીકો તથા હોટ સફેદ થાયછે. નાડી જોરાવરને બદલે નાહાની અને પોચી લાગેછે. અંગ ઠંડું થતું જાયછે અને બેસુધી ધીમે ધીમે વધતી જાયછે.

એ રીતે બેસુધી વધવા પછે દરદીની ખાવા પીવાની શકતી જતી રેહછે અને તેમજ જાહાડા પીશાબની શકતી પણ બેઅખતીઆર થાયછે. આવી હાલતમાં જારે ઘરંટલાની મીશાળે દમ ચાલેછે તારે દરદીનું જીવવું દાહાડા નહી પણ કલાકોનું ગણાયછે, પણ તેવામાં જો વળી કાંઈ ખોદાની મેહેરથી તે બચેછે તો કોઈવાર દરદી તદન હોશીયાર થઈ જાયછે અને કોઈવાર તેના હાથ, પગ, જબાંન, ઈઆ કાનમાં કાંઈ ખોર રહી જાયછે. આ સઘળી વેળા એ મરજ અચણુચો આવતો નથી, પણ કોઈવાર માથાંના દરદથી, ફેર ચકર અથવા ઘુમરીથી, આંખે એકાએક અંધારૂં આવવાથી, કાન એકાએક બેહેરો થઈ જવાથી, જીભ એકાએક લથરવાથી, આંખે એકાએક બેવડું દેખાવાથી, યાદદાસત એકાએક કમી થવાથી અથવા હાથ પગ એકાએક ઢીલા થવાથી થોડો વખત આગમચથી એ દરદની ચેતવણી મળેછે. ઈંદરીઓને ભેજાં સાથનો સંબંધ આપણે આગળ તપાસયોછે, માટે આ મરજથી જેવી ભેજાંપર અસર થાલી કે ઈંદરીઓ ઉપરનો તેનો કાબુ તરત ઓછો થવાથી આ નીશાનો પરસીધ થાયછે.

આ કેવો દરામનો મરજ છે, તે જોતાં દરએક તનદરોસત આદમી તેના ઉપર સમજાવેલાં કારણોથી સાહુચેત રેહે એવી તેની ફરજ છે. તેમજ વળી દરદ થવા પછે આ કારણોને દુર કરવાં એ સઉથી પેહેલો ઉપાયછે. એ દરદની જરા પણ ચેતવણી મળતાં ઘણો અને ભારી ખોરાક ખાવાથી પરહેજ રેહવું તથા દારૂ અને બીજી કેફને તદન છોડી દેવી. "એપાપલેકસી" ને આધીન થાય એવાં માણસને દારૂ જેહેરની મીશાળેછે. વળી ઘણું જોરમા દોડવું નહી પણ બદનને ઘટતી કસરત મળે તેમ ચાલહાલ કરવી, ઘણું કાંસવું નહી, વાંકા વળીને ઘણોવાર કામ કરવું નહી, પીત પાડવો નહી, જાહાડો સાફ લાવવો, ગરદન આગળ તાંણીને કસ ઈઆ બીજા બંધ બાંધવા નહી, ઘણો ગુસો કરવો નહી, મોટે બોલવા અથવા ગાવાનું બંધ કરવું, એ અને બીજા જોસાવાલા સબબોથી આ દરદને આધીન આદમીએ પરહેજ રેહવું એ સઉથી અકસીર જતન છે, બીજા ઉપાયોમાં દરદીની હાલત પરમાંણે સંગરાથી, જલોથી અથવા બીજી રીતે માથામાંથી લોહી કાહાડવું અને જોલાબથી લોહીનો જોસ નરમ પાડવો તથા માંથાને ઠંડું રાખવું એ અગતના ઉપાયો છે, પણ એ ઉપાયો કરવાનું ડાકટરનું કાંમ છે, માટે આપણું કાંમ હીઆં પુરૂં થાયછે અને તેથી આપણ હીઆંજ અટકીએ છઈએ.

# લો કો.

## જાતની ભાંત અને ભેલાભેલી.

આપણે ગયા અંકમા તપાસયુંછે કે દુનીયાના લોકોની પાંચ ખુદરતી મોટી જાત થયલીછે, જેઓ દુનીયાના ચોકસ ભાગોમાં વસેછે અને જેઓમાં ચામડીના રંગ રૂપમાં ગમે એટલો તફાવત હોવા છતાં ચેહેરાની સીકલ અથવા બાંધણીનું દીલું એકસરખું આવેછે. તે પાંચ જાત થયલીછે, જેમા ૧ લી કાકેશીઅન નામની હીંદુસતાંનથી એશીયાખંડના પશચીમ ભાગ અને યુરોપમાં વસેછે અને જે ઈંગરેજ તથા આપણા પોતાના ચેહેરાવાલી જાત છે. બીજી જાત મોગોલીઅનની ચીના જેવા ચેહેરાની છે, તે એશીયાખંડના પુરવ દેશોમા તથા અમેરીકાખંડની ઉતરે વસેછે. તરીજી જાત હબસીની છે, જેનું મુખીઅ ઠેકાણું આફરીકાખંડ છે. ચોથી જાત મલાઈની છે અને પાંચમા અમેરીકાના અસલ ઈનડીઅન રેહેવાસીની જાત છે. પણ દુનીયામા જનમ લીધા પછે આ પાંચે જાતો જેમનીતેમ રહી નથી. એકેક સાથ ભેળાવાથી તથા સગાઈ કરવાથી તથા પોતપોતાના ઠેકાણાઓ છોડી પરમુલકોમાં જવાથી એ જાતોની જુદી જુદી ભાંત થઈ છે અને અરસ પરસના લોહીના મેલાપ અને સગાઈથી ઘણી ભેળાભેળી થઈછે. તે ઉપરથી દુનીયામાં લોકોની એ જાતોએ સથાપેલાં મોટાં સંનસથાંનો અને ચલાવેલા વગ તથા દબાંણનો આપણને હેવાલ મળી આવેછે, તે ઘણો જાંણવાજોગ છે.



પરથમ આપણી પોતાની કાકેશીઅન અથવા ઈરાંનીઅન જાત લઈએ. એ જાતમાં પારસી, ઘણાખરા હીંદુ, કાબુલી, ઈરાંની, આરબ, જરમન, ઈટાલીઅન, ફરેંચ, ઈંગરેજ, થોડાઘણા રૂશીઆન વગેરે લોકો આવેલાછે. એ સઘલાં લોકોના ચેહેરા ઉપરથી તેમની એક જાત માલમ પડેછે એટલુંજ નહી પણ તેમની ભાશાઓના મુળ પણ એકજ માલમ પડયાંછે. સંસકરીત, જંદ, પેહેલવી, ગરીક, લાટીન વગેરે એ લોકોની અસલી ભાશાઓ તથા મરાઠી, ગુજરાતી, ઉરદુ, ફારસી, અરબી, ઈટાલીઅન, જરમન, ફરેંચ, ઈંગરેજી વગેરે હાલની ભાશાઓમાં ઘણા બોલો એકજ સરખાછે. તેઓમાં ચાલતા કાંહાંની કોસાઓ એકસરખા છે. વળી એ સરવે જાતોની રૂઢી તથા ગુણ લખરાણો એકસરખાં છે, રાહરસમ, માન અકરામના મુળ નીઅમો સઉ એકસરખાં છે. વળી એ સઘલી જાતોના ઘણાખરા શોખ એકસરખા છે, જેમકે વાંચવા, લખવા, કવીતા, ગાએણ વગેરેના તેઓ ઘણા શોકીન છે. એ સઘલાંથી વીદવાંનોએ નકી કીધુંછે કે શું પારસી, કે શું ઈંગરેજ સઉ એકજ જાતના છે, તે સઘલા ઈરાનવેજમાં એકજ માબાપના જનમેલાછે.

એ કાકેશીઅન જાત દુનીયામાં સરવેથી પેહેલા દરજજાની છે. તેઓ સરવેથી અકલમંદ, કુવતમંદ અને ખબરદાર છે, જેથી દુનીયામા જે માહાભારત કટમો થયાંછે તે સઘલાં એ જાતના કરેલાંછે. વીદવાંનોએ એ જાતની

સાત મોટી ભાંત અથવા કુટુંબ કીધાંછે, જેમા ૧ લું સુધ કાકેશીઅન કુટુંબ, ૨ જું જરમાંનીક કુટુંબ, ૩ જું કેલટીક કુટુંબ, ૪ થું આરબીક કુટુંબ, ૫ મું નીલોટીક કુટુંબ, ૬ ઠું લીબીઅન કુટુંબ અને ૭ મું હીંદી કુટુંબ છે.

સુધ કાકેશીઅન ઓલાદ આજે કાળા અને કાસપી અન સમુદરની વચે કાકેશીઅનના પાહાડી મુલુકમાં મળી આવેછે. તે મુલુક માણસજાતની જનમભુમી ગણાયછે અને વંદીદાદમાં લખેલા ઈરાનવેજના મુલકને મળતી આવે છે. સરકાસીઅન અને જારજીઅન લોકો બાંધા, ચેહેરા અને ઘાટ ઘટમમાં ઘણી સમપુરણ રીતે બનેલાછે, અને તેઓ ઘણે દરજે અસલી યુનાનીઓને મળતા આવેછે. એ યુનાનીઓ પણ કાકેશીઅન અથવા ઈરાંનીઅન જાતનાજ હતા, જેઓએ ઉપલાં મુલુક તરફથી ગરીસ તથા ઈટલી દેશોમાં જઈને યુનાન તથા રોમની મોટી શાનશાહાતો સથાપી હતી. આજે ઈરાંનના ઘણાખરા રેહેવાસીઓ સુધ કાકેશીઅન ઓલાદનાં છે, અને બાકીના મોંગોલીઅન જાતના ટારટારો છે. ઈરાંનીઓ ઘણા અછા બાંધાના અને ખુબસુરત છે તથા સુધ કાકેશીઅનોની મીશાળે કવીતા, ગાએણ અને શરાબના ઘણા શોકીન છે. આફગાંનીસતાંન અને કુરદીસતાનના લોકો થોડાઘણા આ જાતને મળતા આવેછે. ઈરાંણીઅન ઓલાદના સુધ કાકેશીઅન કુટુંબમાં એટલાં લોકો ગણાયછે.

એશીયાખંડ તરફજ નજર ફેરવતાં બીજું મોટું ઈરાનીઅન કુટુંબ હીંદી છે. એ લોકો મોટાં પુરાતનપણાનો દાવો કરેછે, તેઓ ઉતર દસાને ઘણું માન આપેછે તથા અસલી ઈજીપશીઅન લોકો સાથ મળતા છે, તે ઉપરથી એ કુટુંબ ઉપલાંજ મુલુક તરફથી નીકલી આવીને હીંદુસતાંનમાં વસેલું ધારવામાં આવેછે. હીંદી કુટુંબ તે આપણા પોતાના દેશના જુદી જુદી વરણના કાકેશીઅન લોકોને કેહે છે, અને આપણા એ કુટુંબની અસલ મોટાઈ, જાહોજલાલી અને સુધરાઈ—અસલી હીંદુઓની વીદીયા, ભાશા, કળાકઉસળ તથા હોનરો એ સરવે કાકેશીઅન અથવા ઈરાંનીઅન લોકોની જાતી ચપલાઈની અછી સાબેતી છે.

જેમ ઈરાનવેજથી આ કોમનો એક મોજો હીંદ તરફ નીકલયો તેમજ બીજો એક માણસોનો મોજો ઉતર અને મધીઅમ યુરોપમાં થઈને જરમની સુધી ગયો. તે મોજાને કાકેશીઅન ઓલાદનું જરમન કુટુંબ કેહેછે. રૂશીયા અને પોલાંડમાં તેઓ તુરાંની અને ટારટાર લોક સાથે ભેલાવાથી સકલાવાનીક નામનો નવો રોળો પેદા થયો. રોમનું શાનશાહાત પડી ભાગા પછે જરમન કુટુંબ યુરોપની ઉતરના પોતાના રેહેઠાંણમાંથી બાહાર નીકલયું અને જુદાં જુદાં દેશોમાં પગભર થયું. ઈંગલંડ, હાલંડ, દેનમારક અને સુવીડન દેશોની ભાશા તેઓએ સથાપી. જરમન કુટુંબ કદાવર બદન, ધોલા રંગના બાલ, બલુ આંખ, લાલ ચેહેરો, અને પોહોલાં કપાલથી ઓળખાયલું છે, તથા અતીશય ઉદીઓગ, અતીઘણી બાહોશી અને કાયદા કાનુનો ઘડવા તથા નવી શોધો કરવાની ચપલાઈ એ તેઓના મગજના ગુણો છે. પણ ૧૨ મી સદીમાં ટારટાર ઓલાદના જંગીસખાંને રૂશીયા દેશ ફતેહ કીધાથી તે તરફનું જરમન લોહી ટારટાર લોહી સાથ મળી જવાથી જરમન કુટુંબનો તે ભાગ ચામડીએ લગાર વધારે કાળો થયોછે તથા મનશકતીમા પણ ઉતરતો થયોછે.

"કેલટીક" કુટુંબ કાકેશીઅન અથવા ઈરાંનીઅન ઓલાદનો તરીજો મોટો મોજો છે, જે યુરોપખંડના પશચીમ ભાગમાં જઈ વસયો હતો. આખું ઈટલી, સપેન, ઈંગલંડ અને ફરાનસ એ લોકોથી વસેલું હતું. ફરાંનસનું અસલ નામ "ગાલીયા" કરીને હતું તે એ "કેલટીક" લોકો ઉપરથી નીકલયું હતું. પણ પાછળથી જરમન, રોમન અને યુનાનીઓ સાથ ભેલાવાથી અસલી હાલતના કેલટો હવે માતર ઉપલાં મુલુકોની છેક બાહેરની દસા તરફ મળી આવેછે, જેમકે ઈંગલંડ તરફ સકાટલંડ અને આયરલાંડના પાહાડો ઉપર, ફરાંનસમાં બરીટની આગળ, સપેનમાં બીસકે આગળ એ કેલટીક લોકો મળી આવેછે. તેઓ ખીલેલા પણ પતલાછે, તેઓનું કપાલ સાંકડું અને માંથું લંબુસુછે; તેઓ તીખા અને આકલા પણ સખી અને બાહાદુર છે. તથા મગજે ઘણાજ ચંચલ હોવા છતાં જરમન કુટુંબ જેટલા ઉંડા વીચારના અને સાવધ નથી. એ ફરાનસ તથા ઈંગલંડના ઈરાનીઅન ઓલાદના અસલી કેલટીક બાપદાદાઓનું બેઆન થયું, પણ પાછળથી તેઓમાં ભેલાભેલી થઈછે.

જરમન કુટુંબના ફરાંક નામની જાતના લોકો ધસી આવવાથી અસલી ગાલીયા અથવા કેલટીકા દેશને ફરાંનસનું નામ મળયુંછે, તોપણ ફરાનસના લોકોમાં ઉપલા કેલટીક ખવાશ ઘણા રહી ગયાછે ઇચ્યાને હજી તેઓ આકલા, ઉતાવલા, સખી અને મોજીલા તથા બાહેરના દેખાવો પરજ રાજી રેહેનારા છે. ઈંગલંડમા એથી ઉલટો બનાવ બનયોછે. તેઓમાંથી કેલટીક તતવ ઘણુંખરૂં નીકલી ગયુંછે. કેહેછે કે રોમનોએ ઈંગલંડને ફતેહ કીધું તેનીબી આગમચ એ દેશમા જરમન કુટુંબ પગપેશારો કરી મુકયું હતું. સકાટલંડનાં પીકટ લોકો જરમન કુટુંબના ધારવામા આવેછે, પણ વળી નારમન, દેન, સાકસન વગેરે જરમનોએ બરીટન દેશમાં પોતાના લોહીને એટલું બધું દાખલ કરયુંછે કે હાલના ઈંગરેજો લગભગ જરમન થયાછે. ફરેંચોએ ઉપર કેહેવા મુજબ પોતાના કેલટીક લોહીને જાલવી રાખવાથી તેઓ જરમનોના ખુદરતી દુશમન જેવા રહયાછે, પણ ઈંગરેજોમાં કેલટીક લોહી સાથ જરમન લોહી સારીપઠે ભેલાવાથી કેલટીક લોકોના અસલી ખવાશ તેમજ જરમનોના બલા ખવાશ તેઓમાં જલવાઈ રહયાછે અને ફરેંચો કરતાં ઈંગરેજો વધારે સાવધ તથા ઉદીઓગીછે, તેનું કારણ એજ માનવામા આવેછે.

ઈરાંનીઅન ઓલાદ દુનીઆંને સુધારનારીછે પણ તેમાં જરમન કુટુંબે ઘણું મોટું માન મેળવયુંછે. ઓરત જાતને મરદથી ઉતરતી નહી પણ મરદની બરોબરી ગણવા તથા તેણીનો મરતબો વધારી ગોલામગીરી અને તાબેદારીની હાલતમાથી તેણીને છોડવવાનું પેહેલ વેહેલું માંન છેક જુની તવારીખમાં જરમનોને આપેલુંછે. આ કેવો મોટો સુધારો છે તેની એક સાબેતી એ છે કે દુનીયામાં મોંગોલ અને બીજી જાતોમાં ઓરત જેટલી પડતી હાલતમાં છે, તેટલી પડતી હાલત તે લોકોની પોતાની છે. રાજદુવારી સવતંતરપણું, પરજાના મતથી ચુંટી કાહાડેલી રાજમંડળીઓ અ

ને જુરીથી ઇનસાફ કરવાનો કાયદો જરમન કુટુંબથી નીકલયોછે. છાપવાનો હોનર, હોકાયંતર, બાફનો સાંચો, દુરબીન, અને દારૂગોળો તથા વખત માંપવાના યંતરો પણ જરમન કુટુંબે આપણને આપયાંછે. એલમ, કવીતા, શીણગાર, નાટક વગેરે સાંધણોમાં સુધ કાકેશીઅન, હીંદી વગેરે ચહડતા હોય, તોપણ ઉદીઓગ અને સુધારાના આ સાંધનો જરમનોએ આપવાથી દુનીઆં ઉપર તેઓનો થોડો ઉપકાર થયો નથી.



હજી કાકેશીઅન અથવા ઈરાંનીઅન ઓલાદનાં એક કુટુંબની ખબર લેવાની રહીછે. તે અરેબીઅન કુટુંબ છે. પાતલું પણ તેજી અંગ, ઘેરા રંગની ચામડી, ઉંચું કપાળ, મોટી ને કાલી આંખ, ઈડાંરીકો ચેહેરો, તથા નાહાનું અને પાતલા હોટનું મોહોડું એ આરબ કુટુંબને પીછાણવાની નીશાણ છે. તેઓ પુરાતન જમાનાથી આરબ સતાંનમાં રેહેતા આવયાછે અને લરવાડ તથા વનજારના રખડતા ધંધા તેઓમાં ખુદરતી થઇ પડયાછે. બીલેઉન આરબો પોતાને છેક ઇશમાએલથી ઉતરેલા સમજેછે અને તેઓ યાહુડીઓને મળતા આવેછે. બાબીલોનીયાના મુલુકમાં વસેલા આરબો ઉપરથી ખાલડીઅન ટોળી નીકલયો તેમાથી યાહુદીઓ નીકલેલા ગણાછે. આરબોએ યુરોપમાં છેક સપેન દેશ સુધી એકવાર પોતાનો દસત ચલાવયો હતો જેની નીશાંણો હજી સુધી તાંહાં જાલવાઇ રહીછે. આફરીકામાં પણ તેઓએ પોતાની મોટી વસતી કીધીછે, જેઓ લાઇબીઅન કુટુંબને નામે ઓળખાયછે અથવા તેઓને બરબરી આરબ પણ કેહેછે. તેઓનું ઘણુંખરૂં રેહેઠાંણ આફરીકાની ઉતરે ભુમધીઅ સમુદરનાં કોસટો ઉપર છે. અને છેક મોરોકો સુધી મુર, ફેલાહ ઇઆ બીજાં ગમે તે નામે તેઓને બોલાવામાં આવે, પણ તે આરબની જાતના છે.

કાકેશીઅન અથવા ઈરાંનીઅન જાતનો હેવાલ પુરો કરતાં એક બીના જણાવાની રહીછે અને તે એકે એ જાત આખી દુનીઆમાં જેટલી ફરી વળીછે અને તેણે જેટલો દસત બેસાડયોછે, તેટલી બીજી બાકીની ચાર જાતોમાંથી કોઇએ કરેલું નથી. અમેરીકામાં જે ઇનડીઅન જાતના અને



તેના જુદાં જુદાં કુટુંબના લોકો વસતાં હતાં તાંહાં એજ કાકેશીઅન જાત ફરી વળી છે અને તાંહાં મોટાં રાજપાટ વસાવી મોટા ભાગ ઉપરથી અસલી રેહેવાશીઓને ગોયા નાબુદ કરયાછે. તાંહાં વળી આફરીકાનાં હબસીઓ વરે ગોળામનો વેપાર ચલાવી એ જાતના લોકોની મોટી વસતી કીધીછે અને હબસીની જાત તાંહાંની બીજી જાતોમાં ભેળાવાથી હબસીના એક નહી



પણ અનેક અને તેબી વળી સુધરેલા ટોળા ઉભા કરયાછે. એ અમેરીકાના હબસીઓ પોતાના આફરીકાનાં ભાઇબંધો કરતાં વધારે વીવેક અને વધારે ગ્નાન ધરાવેછે તથા ઘણીવાર પોશાકની અને બીજી સુધરાઇની નકલ કરવા જતાં વાંદરની મીશાળે તરેહવાર રકાસ કરાવેછે. આસટરેલીયા તથા નીઉઝીલાંડ ખંડમાં જે કી



સમના લોકો મળી આવેછે તાંહાં પણ યુરોપીઅન ઇરાનીઅનો દાખલ થઇ તાંહાંનાં અસલી રેહેવાશીઓને નાબુદ કરવા બેઠાછે તથા આફરીકામાં એજ ઇરાંનીઅન ઓલાદનાં બચાં આરબોએ દાખલ થવા માંડી હબસીઓને નહસાડવાનું સરૂ કીધુંછે. આરબોની પાછળ વળી યુરોપીઅનો પણ આફરીકામાં પેવસ થયાછે, અને તાંહાં ઘણાંક યુરોપીઅન સંસથાંનો વસાવયાંછે. એ રીતે આપણી કાકેશીઅન અથવા ઇરાંનીઅન ઓલાદ સરવેમા ચહડતી અને કીરતીવાન છે.

---

## બદનના ગોટલાં.



બદનના હાડકાં કેમ ગોઠવેલાંછે કે જેથી તેઓ હીલી શકે છે તે આપણે તપાસયું. તે હાડકાંઓના સાંધા કેવાછે, કે જેથી તેઓ એકેક સાથ જોડાઇ રહયાછે, તે પણ આપણે તપાસયું. પણ હવે એ હાડકાંઓની હીલચાલ સાથી થાયછે તે તપાસવાનું રહયુંછે. આપણા હાડકાંની સાથે ખોદાતાલાએ આપણને માસ આપેલુંછે. એ માસ હાડકાના ખાલી ભાખાં ઉપર ભરેલો અને માણસાઇ આકાર આપેછે, પણ એ માસ કાંઇ માતર એટલાંજ કામનું નથી. આપણા બદનની હીલચાલ એ માસથી કરીને બની શકેછે અથવા બરાબર બોલીએતો જેને માસના લોચા અથવા ગોટલાં કેહેછે તેથી કરીને એ સઘળી હીલચાલ થાયછે. માણસના બદનના સાંચામા એ ગોટલાં ઘણો મોટો અને અગતનો ભાગ બજાવેછે અને તેમની બનાવટ, ગોઠવણ તથા હીકમત તે સાહેબ દાદારના અપાર દાહાપણ અને કરામત વીશે આપણને અચરતીમા નાખેછે.

બદનના ગોટલાંનો દરએક વાંચનારી બાનુને થોડો ઘણો ખેઆલ હોવો જોઇએ. હાથ વાલતી વખતે બાજુની ઉપર એક ગોળો ચહડી આવતો દેખાયછે અથવા પગના ટેટાંની અંદર પણ એજ પરમાણે મોટો જથો માલમ પડે છે, તે આપણા ગોટલાં અથવા માસના લોચા છે. પણ એ

વા લોચા કાંઈ માતર હાથ ઈઆ પગમાંજ નથી. બદનના દરએક ભાગ, દરએક સાંધા, દરએક પંતર સાથ એ લોચા જોડાયલાછે, તે હીઆં સુધી કે આંખ, નાંક, કાંન, જડબાં, દાંત, હોઠ, માથાં વગેરે સરવે ભાગો જે હીલેછે તે એવાં ગોટલાં થીજ હીલેછે, એટલુંજ નહી પણ પેટની અંદરના ભાગોમાં દમ ચાલેછે, માદો કામ કરેછે, અને બીજી જે કીરીયા થાયછે તે સઘળું એ માસના લોચાથીજ છે. આંતરડાં, ફુકા, તલલી, તે છેક ગરભસતાન સુધીના દરએક અવીઅવને તેના ગોટલાં આપેલાંછે.

આ લોચા બે જાતના હોયછે. બદનના હાથ, પગ, વગેરે બાહેરના ભાગોને હીલવનારાં ગોટલાં આપણી મરજીને તાબે છે અને આપણ ચાહીએ તારે તેઓ હીલેછે તથા પોતાનું કામ બજાવેછે, એ એક જાતના થયાં. બીજી જાતના ગોટલાં બદનની અંદરના સાંચાને લગતાં છે, જે ગોયા આપણી નહી પણ ખોદાની મરજીને તાબે છે. દમ લેવા, ખાંનુ પચવા અને એવાંજ બીજાં કાંમો આપણે ચાહીએ તોજ થાય એવું કાંઈ નથી. જાંહાંસુધી જીવીએ તાંહાં સુધી તે થવાંજ જોઈએ અને તેથી આપણે ચાહીએ કે નહી ચાહીએ તો પણ એ ગોટલાંએ બેમાલુમ રીતે પોતાનું કામ બજાવયા જવું જોઈએ. હવે પેહેલાંતો આજ વાત અજાએબ જેવી છે કે આપણા આટલાં સરખાં બદનમા ઉપલી પેહેલીજ જાતના ગોટલાં સઘળાં મલીને ૫૩૦ છે, અને છાતી તથા પેટની અંદરના અને બીજા ભાગોને લગતાં બીજી જાતના ગોટલાંતો બેસુમાર છે. તેમની આ મોટી સંખયા છતાં દરએકના કામ કસા ગુચવાડા વગર આશાંનીથી બનયાં જાયછે.

એ ગોટલાં જુદાં જુદાં કદ અને આકારના છે. હાથ, પગ, ખભાં વગેરેના લોચા મોટા, પણ નાહાના અવીઅવોના લોચા છેક નાહના હોયછે. બાજુ, કામરી, પગ, જાંગ, ઈતીઆદી ભાગોના ગોટલાં લાંબાં, જાડાં અને ગોલ છે, અને હાડકાંઓની આસપાસ ગોલ ફરી વલેલાં છે, પણ પીઠ, પેટ અને છાતીના ગોટલાં પોહોલાં છે અને કોઈનો આકાર તરણ ખુણનો તથા કોઈનો ચાર ખુણાનો છે. આ ગોટલાંઓમાં એકેકની ઉપર પડ કરેલાં લાગેછે, જેવાં કે પીથના લોચામાંતો એ પરમાણે પાંચ પડ માલમ પડેછે. હીઆં આપણ એ ગોટલાંઓની બાંધણી ઉપર આવીએ છઈએ. એ ગોટલાંઓ કાંઈજ નહી પણ માસના નાહાના મોટા, લાંબા ટુકા, ગોળ ચપટા, કટકાઓ છે. આપણા બદનમા માસ કાંઈ આખું નથી, પણ તેના તરેહવાર જુદા જુદા કકડાઓ તરેહવાર ટપમા જુદા જુદા ભાગોને લાગુ પડતી રીતે ગોઠવેળાછે, એ કકડાઓ તે ગોટલાં અથવા લોચા છે.

આ દરએક ગોટલું માસની દોરી અથવા સાકાઓથી બનેલું છે. એ સાકા પતલા રેસા જેવા દરએક ગોટ લાંબા સીંચેલા છે અને એ ગોટલાં કાંઈજ નહી પણ ગોયા તેવા સાકાઓનો સંગરહ છે. કોઈ ગોટલાંમા એ સાકા એટલા લાંબાછે કે બે ફુટ જેવડા થાયછે અને કોઈ લોચામા તે બે તરણ ચોખાપુર લંબાઈનાબી થતા નથી. એ સાકા કોઈ લોચામા ઉભા, કોઈમા આડા, કોઈમા અરધા ઉભા ને અરધા આડા, કોઈમા ગોળ અને બીજી તરેહવાર રીતે ગોઠવેલાછે.



કોઈમા તે અહોઅડ પાસે ગોઠવેલાછે અને કોઈમા સાકાના જુદા જુદા જથા કરીને ગોઠવેલાછે. એ સાકા લાલ રંગના છે. દરએક લોચા વચે ચરબી આવેછે જેથી તેઓ એકબીજા સાથ જોડાયલાછે. તેઓ ઘણીખરી વખત બેહુ છેડેથી હાડકાં સાથ જોડાયલાછે અને કુદરતની ખુબી શાલે તેઓ લાંબા ટુકા થવાની ખાશીએત ધરાવેછે, જેથી તેઓ જે હાડકાં સાથ જોડાયલા હોય તે હાડકાંને હીલવી શકેછે. દરએક માસના ગોટલાંને બેહુ છેડે સફેદ ચીકણા સાકા હોયછે જેથી તે હાડકાંને વલગેલા રેહછે.

બદનના ઘણાક ગોટલાંઓ કેવાં છે, અને કેમ ગોઠવેલાંછે તેનો ખેઆલ જથાલે મેલેલાં ચીતર ઉપરથી વાંચનારાંઓના ધેઆનમા ઉતરશે. એજ પરમાણે પાસેનું ચીતર પગને લગતાં ગોટલાંઓનો ખેઆલ આપવા માટે બસ થશે.

## નોસારીનું એક ચીતર.

વીલરબાઈ—માએ હોસીબાઈ, જીવણબાઈ, ધનાબાઈ, મરૂં પાસેનાં બચાઆઈ, માયો મરી જાઉં રે મરૂં, જરા જોજો રે પેટ તાહારાં, વારામાં કોઈ મરઘી ચરતી હોયતો એટલી હાંકી* મુકજોરે મરૂં.

બમીઆઈ—નહી રે મરૂં—હોયતોતમે જોઈ લેઓ. મારે પાશલે બારતો એક કારૂં ચલચુંબી ચરતું નથીજી.

વીલરબાઈ—માય, પેટ તાહારાં પરોશીઓ, મારી માય મમાઈ કરૂં, કોઈને પાશલે બાર હોયતો કેહેજોરે જી ભરૂં—કોઈ મુઆં ઓંજીઆંનાં-જણેયાંએ તે દાહારેતો મારી કોહોરાં જેવી બે મરઘીને રમતી ફરતી પકરી લીધી, ને તેની ચરબીથી ઓજરો ભરયો; તે કોઈ પેટબરીએ આજેબી તેવુંજ કીધુંચ—કોઈ પકરાયતો તેનો એમનોએમ ટોટોજ પીશું. કરમખાઈઓને પેર જાંણે કંઈ ખાવાનુંજ નહી હોય ને જાણે કરમફુટીઓ ભુખેજ મરતી હોય કેની તેમ પોતાની આઈ બાઈઓનો સેહેતો જીવ સમો સાંહાંજે ટકલાવીને તરબુજ જેવી રેહેંસી ખાયચ. હું નહી જાણુંજો—જે નાપાકે એવું કામ કીધું હોશે તેને આવશ આવશ ફુટી નીકરશે, ને મારી મરઘીને જેવી ચોરી ઉતી તેવું તેનું મોહોનું થાશે !

---

* નવસારીનાં બઈરાંઓને "આં" ને બદલે "ઓં" બોલવાની ધણી ટેવછે; તેમજ "છ" અથવા "સ" ને બદલે તેઓ "શ" ઘણો વાપરેછે, માટે જો તે લોકોના ભાશા કરીને વાંચયું હોયતો જાંહાં જાંહાં આં છે તાંહાં તાંહાં ઓં, અને છ તથા સ ને ઠેકાણે શ વાંચવા. બીજી તેમની બોલવાની રીતતો જેવીછે તેવીજ લખીછે.

ધનાબાઈ—મરેરે વીલરબાઈ, એ સાંજીવેરા આવી ફુટી નીકરે તેવી ગાર કોણુને દેઓચ ? કંઇ માલમ પરે ? જેણે ખાધી હોય તેને કેહોની; અમથાં બીજાંની શું અલા બલા લેવા નીકરયાંચ ?

વીલરબાઈ—તે લેની તુંજ, મારી ને આખાં ગામની ! મારી કોહોરાં જેવી ખાધીઓ તારે હું કેહુંચ કેની ? બકી શું અવેરૂં લાગુંચ કે મુઈ ખાનારીઓ ખાઈ બેઠી તેણાનું ગરૂં તોરૂં ? મુઈરે એ કોકટો, કોઈનીબી શરમ આબરૂ મલે નહી; રસતે ચાલતાંઓને જતે જતે બોલે એવીતો બેંહેંકી ગયલીઓ ! માંથે કોઈ નહી તારેંજ કેની ? નહી મલે પેટ બરીઓને માએ બાપનો ધાસો કે ધમકી, કે નહી મલે ધણી ખાઈઓને સાસુનો ચમટો. રાંહો દીવેલાંની પખે વધી ગઈચ તેજતો.

જીવણબાઈ—માય વીલરબાઈ, તમે એટલી બધી ગાર કોણુને દેઓચ ? અમથાં ભરમમાં તમે સઉને ખરમેતશોતો પછી તમારાબી છેરા છોરી આપવા વારૂં કોઈ હોશેજો.

વીલરબાઈ—અરે બેસરે મસકલી, તું વરી મોટી શેઠાંણી નીકરી આવીચ, મરધી ખાધાથી ચરબ વધયુંચ તેથી એવી કાતર જેવી જબાં થાઇચ કે ? તારાં સાસુની શરમથી મુગી રહી તારે કે, નહીતો હઉરે સંધો ધુટારો ધુંટી આપશતો શો લોકમાં નાંખ કપાઈ જશે. પણ જો એ સારૂ નંહી હો.

ધનાબાઈ—કેહેરે જીવ ખાઈ, શું ખરાબ ચાલ અમારી સાતે કરીને જીવણબાઈએ ચલાવી ? શું તારૂં પેટ બારયું ? કે તારા માંટીને ઘેરથી તુંને કાહાડી મેળાવી ?

વીલરબાઈ—અરે મરેરે તમે, રાંડ ફલાંટો ! એ આટતલી નીકરીબી કાંહાંથી આવીપો, રાંહો જાણે શેતાનનું લશકરજતો !—પોતાના વરોતો કેઠા ગમતા નથી; તે કેજેજે અમેતો શુનાને કરશ જાઈને નાતરાં કરી ! પેલી શકાની શુનાઈતો કેજે—મરે, એવા વરોને શું કરે ? એવાતે કંઈ વરો હોશે ? અમનેતો બુટ ઈશટાકીન વારા વર જોઈએ ! —તારે વરી ગેઆરાના ગુલબાઈ કેજેજે—ઓ બરયારે એવા વરો ! એવા વરોનેતો ગજબાંમા મેલીને કેઠે વેચી આવીએ ! મરેરે, એવાં એવાં કોટક તે કેમ ખમાય ? જાણે મુંબઈનીજ શેઠાંણી હોય કેની તેમ રાંહોને "સું ને સાં" ઘણું બોલવા ગમતું દેખું; ને ખરશેદજી ને નવરોજજી જેવા ધણીઓને બદલે શાવકશાહ ને ધનજીશાહ ગમતા દેખું ! રાંડોના કોઈ ભાવબી નથી પુછતુંજો, ને અમથીઓ મંરી મરી ફીરેચ !—રાંડોને વીશે તરેહ તરેહનું છપાઈ આવેચ તોબી કંઈ શુધ આવેચ કે ? ઘેરમા માય બાપજ ધીલી દોરી મેલે તે પછી એ દુષ્ટીઓનેબી શું કેહુ ? ઝાડ તેવાં ફલ, રાંડો લોકોની તારી મારી કરતાં પરવારે. તારે સુધરે કે !

આવા ચટકાના શબદો બોલી મરધું ખોહી બેઠેલાં વીલરબાઈ વેહેલાંજ કે ઘેરમાં ભરાઇ ગયાં, કાંએકે જેવાં તેઓ છેલા બોલો બોલયાં તેજ વખતે શકાના શુનાઈ અને ગેયારાના ગુલબાઈ પોતાના ઘરમાંથી નીકલી આવયાં, જેમની સામે પોતાથી ટકી શકાવાનું નથી એમ સમજી વીલરબાઇએ ચાલતી પકડી. શુનાબાઈ અને ગુલબાઇનો આખા મોહોલામાં શાખો હતો; તે બંધે જણીઓ સાથ કજીયો કરવાના ફલ આખા મોહોલાએ જોઈ લીધાં હતાં, અને તેમની ખરાબ ચાલો એટલીતો નરસ હતી કે તેથી આખા મોહોલાને એબ લાગતી હતી, તોબી કોઈનીબી મકદુર નહી કે એકબી તુકારો તેમની સામે બોલી શકે ! તેમના માબાપ યા સાસુ સસરાનો ખરેખર તેમને કસો ડર હતો નહી, અને તેથી શુનાબાઈનું ઘર જાંહાં તેણીની સઘલી સહીઓ એકઠી મલતી હતી તેને તેઓએ White friars, Alsatia જેવું દેવીઓનું બુતખાંનું બનાવી દીધું હતું.

હવે જારે વીલરબાઈ પોતાના ઘરમાં ગઈ તારે તેણીની આગલી બંધે મરઘીઓ જે શુનાબાઈ તથા તેની સહીઓએ કપાવી ખાધી હતી, તથા વલી બીજી મરઘીબી તેજ કારણને માટે તેઓએ ટોપલા તલે છુપાવી રાખા હતી તે વીશે થું થું હસવા પછી શુનાબાઈ, ગુલબાઈ, અંબાઇ, ધનાબાઈ, જીવણબાઈ પેહેલીનાં ઘેરમાં બેઠી. એવામાં એક માહારાજ આવયો.

ગુલબાઈ—માહરાજ, ઓ બરાંહમણ, આવો હંઈ આવો.

બરાહમણ—પરમેશર મેહેરબાંની રાખે, બાઇઓને બહુ શુખ આપે.

સુનાબાઈ—આવો માહરાજ બેસો, બેસો. તમને કંઈ છોકરાંછે ?

બરાહમણ—હા બાઈ, પરમેશરના આપેલા એક શોકરો શોકરીછે—બાઇનું નોંમ શું ?

ગુલબાઈ—ગુલબાઈ.

બરાહમણ (તીપણું કાઢી ધંતરમંતર ભણીને)—કુંભ, કનયા, વરશચક, મીથુન, તોલા ને શીંગ—આ ગુલબાઇ તમારી દશાતો બહુ શારીછે. માબાપનું ને ભાઈ બેહેનનું બહુ શુખછે. ગુલબાઇ તમે લોભીઆંતો બહું છેઓ. સાત મેલવોતો અરધી નહી ખરચો. ધણી શાતે પણ બહુ શારૂં છે; તમે એક માંગો તો તે દશ આપીને ઉભો રેહે. પણ એક કામ બહુ નરશુંછે, માથે બેઠા શનીશચરછે તે માહેમાહે કંચડ મારે—બાકી ગુલબાઇને કેહુંની કે તમારા ગેરેહતો બહુ શારાછે.

અંબાઈ—વારૂં તારે માહારાજ એ શનીશર કેમ ફીટે ?

બરાહમણ—શનીશચરતો પટવારમાં જાય, પણ એક કામ તમારે કરવું જોઇએ. શનીવારનો જોગ તમારે પાળવો જોઇએ, એ દીવશે તમારે કોઈને પઈશો ઉછીણો આલવો નહી, નાહાવું ધોવું નહી, વશતર ધોવા આલવાં નહી, ને કોઇ શાતે ઠઠા મશકરીની વાતો પણ કરવી નહી.

ગુલબાઈ—ઓ મરેરે, બધું પાલીએ પણ મુવું હશવા બોલવા વગર કેમ ચાલે ?

બરાહમણ—બાઈ પરમેશર તને બહુ આલશે, કંઈ બરાહમણને—

શુનાબાઈ—હા હા માહરાજ, તમને પઈશો આપીએ, પણ મારો હાથ જોવ—બધું શારૂં શારૂં કેહેજો હં. મારૂં નામ શુનાબાઇછે, માહરાજ જોવની મને છોકરાંનું સુખ કે આરે ને કેટલુંછે ?

બરાહમણ (ગણીને)—શુનાબાઈ બેહેન તમારી રાશી પાતરીતો બહુ શારીછે. પતીની પરીતી પણ શારીછે. કુંભ, તોલા, ને મીઠુન—આવતો માશ વીતા પછી શુનાં બેહેનને



અમરતસીરનું દેહરૂં.

કહું કે તને ફરજંદનો લાભછે; અંદરના ઘરનો બેશનારો તે પુતરછે માટે મુખ તેનું અંદર જેવું દીપતું આવશે!

શુનાબાઈ—હું ધરશરે તારાં મોહોનાંપરથી! જેઆરે મારે ઘેર છોકરો આવે ને ઘેલ તાસા વાગે તારે પેહેલો શેશ સાથનો રૂપીઓ તુંને જો મરૂં!

બરાહુંમણુ—બાઈ તે. દીવશ લગીણુ શું હમે બેશી રે હેવાના છીએ? એવી શું વાંત બોલોછ? હમણાતો બરાંમ ણુને કંઇ દખશણા આલો, ને રાજી થઈને પછી પણ આ લજો! ઈશવર કલાણ કરે.

અંબા—અરે જારે જા મુવા, એતો તુંને ચેરવેચ. એ ને ઘેરતો તારા કરતાં મોટા મોટા બે દીકરાછે. જા મુવા, કંઈ કામ હોયતો કામ કર. સમીસાંજે શું આપે તુંને? આવરો મોરો થયો પણ હજી મુવા હેણુને ઘેરીજ જો! (બરાહમણ બીચારો માથું દુખવીને ગયો).

ધનબાઈ—અરેરે, એનેભીતો કાહારયો! હજી મુવો કોઈ બાકીછે કે?

જીવણબાઈ—અરેરે, છોકરાં, તમેતો કેઆરનાં અમથું માથું દુખવોચ—પણ હંઇ જોયું! પાસેનાં જીઆઈજીની ખરશેદબાઈ કેવા તાહેકા કાહારેચ!

ગુલબાઈ—ઓ અરેરે, હા; જોયું કે એતો મુઆ મંબ ઈવારાઓને આપરે મોઓના રાણી ને કાહાનુજી ને વણુમાલી ના ગરબા ગાઈએચકેની તે પસન નથી પરતા તે મુવાઓએ નવા નવા ગરબા જોરેઆમ, તે એતો ગાતી હોશે. જાણે પોતેભી સુધારાવારાની છોકરી હોએ કેની તેમ—અરે ફીટ!

એટલાંમાં પાસેનાં ઘરમાંથી એક ઓરત જે ઉપલાં સ ઘલાં કોટક જોતી હતી અને ગરબા ગાતી હતી તે નીકલી આવી, અને બોલી—

ખરશેદબાઈ—એ શું, ગુલબાઈ, શુનાબાઈ, એ શું? એ કેવો ધંધો લઇ બેઠાંછ! આપણે મોટે ઘરનાં બઈરાંઓ ને એવું છાજે વારૂં? કંઇતો સમજો; લોકો ટુપી ખાયછ તે નીતો દરકાર રાખો. કેહેછે કે મોટે——ને ઘેરનાં બઈરાં એવાં, તો પછી બીજાં હોય તેનું શું?—તમે પેલા કાપડી યાનો એક અરધીનો સાંમાન ખરીદયો નહી ને તેને ગાલ દેઈ કાહાડયો, વલી પેલી ગરીબ બોરવાલીનાં બોર વેરી ના ખયાં. હમણાજ વલી કોઈ બુટા બરાહમણુને હાથ દેખા ડી તેને એકબી દોહોરીયું આપયા વગર ગાલ દેઇને હાંકી કાહાડયો; તારે વલી હમણા હું જે ગરબા ગાતી હતી તે ની તમે મશકેરી કરવા લાગાં!

ગુલબાઈ—પણ શું, અરેરે અમેતો જરા હસતાંતાં.

શુનાબાઈ—તમે સમજયાં નહી, ગુલબાઈ. એતો એ નાના મુંબઈ રેહેવાવારાં કેની, ને એનાના અસતી બોધ ને કસતી બોધ સઉ વાંચે કેની તે આપુને શીખામણ દેવા આ યાંચ—પણ બેહેન જાણતાં નહીજે જે અમશેલી આંજ હો તેતો કેહેવાં યાતે!

ખરશેદબાઈ—હું મારાં માય બાપનો ઉપકાર માનુંછ કે તેઓએ મને તમારાં જંગલી શેહેરમાંજ નથી રાખી મુ કી—બાકી હુંબી તમારા જેવીજ કલાંટ અને બેશરમ થઈ જતે—તમે ભલાકાન મને સ્ત્રીબોધની યાદ દેવાડી. જુઓ, તેમાં તમારે.વીશે કેવું કેવું છપાઈ આવયુંછ? તમારાં નામ તેમાં બરોબરછે, ને જે જે બેશરમીના જુહુંડા તમે ઉડાવો છ તે સંધુ તેમાં લખેલુંછે. વલી તેમાં તમારી બોલી કેવી ખરાબછે તેનોબી આછો નમુનો આપયોછ. એ સંધુ જોઈ લખનારને તમેતો ગાલ દેશો, પણ ખરૂં જોતાં તમારે તેનો ઉપકાર માનવો જોઈએ. હું હમણા તમારી આગલ તે લાવુંછ, જે વાંચયાથી ખચીત તમારા કાન ખુલશે, અને એવાં કામ ફરીથી કરતાં અટકશો, તમે ગરબાની મારી મશકેરી કરોછ, પણ તમે નથી જાણતાં કે તમે જે જે અનીતીના બેબીયલ ગરબા તમારા બાપ, ભાઈ અને સસરાની હજુર લગન વખતે કે હરેક ખુશીને વખતે ગેરીયાની પપે, લોહી પડે તેમ કુદકા મારીને ગાઓછ તે કરતાંતો એક લાખ ઘણે નીતીવાન એ ગરબા છે. તેબી જો તમોને વાંચવા ગમતા હોયતો તેના બંધે આંક હું તમારી આગલ લાઉં.

ગુલબાઈ—અરેરે લાવો ખરશેદબાઈ જોઈએતો ખરાં, મુઆઓએ શું શું છાપયુંચ—વરી એ શું થયું, મરે, હવેતો બેહેન સાચેમાય પશતાવો લાગેચ. હું મરૂંતો હવે એવી ચાલ નહી ચલાઉં.

અંબાઈ—બેહેન ખસલી, જો તું અમુને જરાક જરાક સારી સારી વાત સમજાવે તો તારી મોટી મેહેરબાંની થાય.

ખરશેદબાઈ—જો તમો તમારી આગલી ચાલને માટે આવી રીતે ખુલલું છપાયાથી ખરેખર પસતાતાંજ હોયતો હું બેલાસક દરરોજ તમોને સારી સારી ચોપડીમાંથી ને સ્ત્રી બોધમાંથી વાતો વાંચી સંભલાવશ. પણ તે સાંભલીને તમારી ચાલ સુધારો તારે જો, નહીતો પછી પથરપર પાણી હોય તેમ નહી જોઈએ. ચાલો હું ચોપાનયાં લાવુંછ.

## અમરતશીર શેહેર.

પંજાબની આ જુની અને નામાચી રાજધાંની જલનદરથી ૪૯ માઈલ અને લાહોરથી ૩૨ માઈલ ઉગમણુ દસાએ આવેલીછે. પંજાબનાં મોટાં શેહેરોમાં અમરતસીર મુખીઅ પદવી ધરાવેછે અને વેપાર તથા ઉદીઓગમાં આખાં પંજાબ ખાતે તે સઉથી નામીચું અને દોલતમંદ ગણાયછે. પંજાબમાં ગુરૂ નાનક અને બીજાઓથી જે સીખ ધરમ સથાપવામાં આવયોછે અને જેમાં હીંદુઓના બીજા ધરમો કરતાં વધારે ખુબીઓ જોવામાં આવેછે, તે ધરમનું મુખીઅ મથક આ અમરતસીર શેહેર છે. સીખો મુરતી પુંજાનો ચોકસ દરજે તીરસકાર કરેછે અને તેઓનો પંથ બીજા કેટલાક સુધારાને માંનેછે. અમરતસીર તે લોકોનું પવીતરમાં પવીતર શેહેર છે અને તેનો થોડોક હેવાલ હેઠલ ઉતારીએ છઈએ.

અમરતસીર અગાઉ "ચાક" ના નામથી ઓળખાતું હતું, પણ ૧૬ મી સદીમાં સીખોના ગુરૂ રામદાસે એ શેહેરમાં અમરતસીર ઈઆને "અમરુતના પાણીનો તલાવ" બંધાવયો તે વખતથી એ શેહેર આ નામથી ઓળખાવા લાગું છે. એ તલાવ શેહેરની વચોવચમાં ઘણું જોવા લાએક છે અને તે જોવા જવાની મુસાફરોને ખચીત ભલામણ કરવામાં આવેછે. એ તલાવ કંઇ નાહાનો છે, સુમારે ૧૩૫ ચોરસ કદમનો છે. તે સઘલો ઈંતરડીનો બાંધેલોછે અને તેના

પાંણીમાં નાહાવાથી સવરગમાં જવાયછે એવું સીખ લોકો સમજેછે.

આ તલાવ વધારે વખણાયલો તેની અંદરના મંદીર થી કરીને છે. એ મંદીર સીખ લોકોના ગુરૂ નાનકની યા દગારીને માટે બાંધવામાં આવયુંછે અને અમરતશીરની સઉથી નામીચી અને સોભાયમાન ઈમારત એ મંદીરછે. તે ના બાંધકામમાં ઘણી કળા અને કારીગરી વાપરીછે તથા હીંદુસતાંનની જે નાદર ઈમારતો યુરોપીઅનોનું ધેઆંન ખેં ચેછે તેમાં આ મંદીરને પણ ગણવું જોઈએ. આ દેહડું મોટું અને સોનાનું લાગેછે, પણ તે ઉપર સોનાનો ઘોર ચ હડાવેલો જણાવવામાં આવેછે અને તેનો ચકચકાટ એટલો દીપેછે કે બપોરને વખતે તેનાં તરફ નજર ફેરવીને જોતાં આંખ હીપી આવેછે.

આ મંદીરમાં દાખલ થવા પેહેલાં મોટો ઓટલો અ થવા ચોક બાંધેલોછે, જેની આસપાસ ફરતી દેવાલ ઉપર નાહના નાહના મીનારાઓની હાર કરેલીછે. એજ પરમાં ણે તલાવની અંદર મંદીરને ફરતી ગાલેરી બાંધેલીછે અને તેની આસપાસ પણ મીનારાઓ ઉભા કીધાછે. દેહડાંને લગતો એક મીનારો બીજા મીનારાઓ કરતાં મોટો છે, પ ણ તે જાજો ઉંચો નથી. ખુદ દેહડાંની દેવાલ ઉપર અતી શય બારીક નકસી કોતરવામાં આવીછે અને દેહડાંના મ થાલાંને ઘુમબજે તથા કળસોથી ઘણું સુસોભીત કીધુંછે. જેમ બાહેરથી તેમજ મંદીરની અંદરથી સીણગાર અને ન કસીકામ ઉપર ઘણું ધેઆન આપવામાં આવયુંછે.

આ દેહેડાં આગળ દરરોજ સીખ લોકોની મોટી શં ખયા જમા થાયછે, પણ તેઓ તાંહાં મુરતી પુંજા કરવા જ તા નથી. કેહેછે કે એ દેહડામાં કસી મુરતીઓ રાખીજ નથી. તેમાં ગુરૂ ગોવીંદસીંહને હાથનાં લખેલા શાસ્ત્રના ગ રંથો એકઠા કરીને રાખયાછે અને દરરોજ સહવારના ભેગા થતા હજારો સીખ મરદો અને ઓરતોની હજુર દેહડાંના મોટા દીવાનખાનામાં તેમના ધરમગુરૂઓ એ ગરંથોને વાં ચી સંભલાવેછે. આ દેહડાંમાં આવનારા પુંજારીઓથી દે હેડાંનાં ફંડમા ઘણી સારી પેદાસ થાયછે અને તેથી મંદીર ની સેવા કરનારા આસરે ૫૦૦ સેવકો અથવા ધરમગુરૂ ઓનું તે ફંડમાંથી ગુજરાન ચાલેછે. અમરતસીર ખાતેના સીખ લોકોના આ મોટાં મંદીરનું એક ચીતર પહેલાના સફા ઉપર આપયુંછે.

આ દેહડાં ઉપરાંત અમરતસીર ખાતે રામબાગ નામ ની જગા વખનાંયલી અને જોવા લાએક છે. એ રલીઆમ ને ઠેકાંણે એક પુસતકખાનું, એક સંગરહસથાન અને ઈં ગરેજી અદાલત વગેરેની જગા કીધીછે. તેહેવારના અથવા બીજા ખુશાલીના હીગામમાં આ ઠેકાંણું ઘણું હલમલી ત થા સોભી રેહેછે. અમરતસીરમા બીજી એક જોવા લાએક જગા "રનજીતઘર" નામની છે. એ પંજાબના નામાકીત પાદશાહ રનજીતસીંહનો બંધાવેલો મોટો અને મજબુત કી લલો છે. એ કીલો સને ૧૮૦૯ માં બાંધયો હતો. ગઈ સદીની આખરી સુધી સીખ રાજનું પાએતખ્ત શેહેર લા હોર હતું, પણ તારપછે રનજીતસીંહ પોતાના વડાં મથકને અમરતસીર લાવયો, અને તારબાદ તેણે એ શેહેરના બાંધકા મો ઉપર જે ધેઆન આપયું તેમાં આ તેના નામનો યા દગારી ભરેલો કીલલો છે.

અમરતસીર શેહેર આઠ માઈલના ફરતા ઘેરાવાના કોટની વચે બાંધેલુંછે, પણ તેની ખુબીઅ એબ એ છે કે તેમાના મોહોલા તથા રસતા અતીઘણા સાંકડા તથા ગલી ચ છે. અમરતસીરના ઘરો મોટાં, પાકી બાંધણીના તથા સારાં દેખાવના છે, અને તે ઘણાખરાં બાલેલી ઈંટરડીના બાંધેલાંછે. અમરતસીરના બજારો મોટાં અને સઘલી કીસ મના અસબાબથી ભરેલાંછે અને તેનું કારણ એકે એ શેહે ર પંજાબમા પોતાના વેપારને માટે ઘણું વીખીઆત છે. રૂ, રેસમ તથા શીઆલના કારખાના અમરતસીરમા ઘણા છે, અને એક હાથ ઉપર કાબુલ, ટારટારી વગેરે દેશો સા થ તથા બીજા હાથ ઉપર હીંદુસતાંનનાં મુલકો સાથ એ શે હેર ઘણા માલની આપ લે કરેછે. અમરતસીરમાં રેલવે ચાલેછે તથા તેની વસતી ૯૦૦૦૦ માંણસની છે.

---

## એક કુંભારની વાત.

એક દાહાડે એક જોરાવર તોફાંનને લીધે એક વાઘ એક બુઢીયા ઓરતના જુફડાંની અહોઅડ પાસે દેવાલનો આસરો લેવા ઉભો. તે ઓરત ઘણી ગરીબ હતી અને જુ ફડું બાગું ભસતાં જેવું હતું જેથી તેમાં ચોમેરથી વરસા દ ગલવાને લીધે આ ઓરત પોતાનો સાંમાંન ખસેડતી ખ સેડતી કંટાલી ગઈ અને બડબડવા લાગી કે "એક વાઘ ઇઆ હાથી મારા ઘરમાં ઘુસેતો તેથી હું જેટલી બીહું ન હી તે કરતાં વધારે બીહીક મને આ મારમારના નેવ પડવાથી લાગેછે." બાહાર ઉભેલો વાઘ આ શબદોથી વીચારમાં પડયો કે "આ ઓરત કેવી હીમતવાંન હશે કે વાઘ ઇઆ હાથી થી બીહીની નથી, પણ કેહેછે કે મારમારના નેવથી બીહેછે તા રે એ મારમારના નેવ શું હશે અને કેવા ભયંકાર હશે." એ પછે તરતજ તે ઓરતે પોતાનો સામાન ઘસડવાનો આ વાજ સાંભળયો તારે તે વાઘ વધારે બીધો અને પોતાના મ ન સાથ બોલયો કે "હા! કેવો ભયંકર આવાજ આવેછે! મારમારનો નેવ તે એજ હશે." આ વીચારથી વાઘ જુફ ડાંમાં વસનારી ઓરતથી અને મારમારના નેવથી ઘણોજ બીહીવા લાગો.

આ અરસામા એક કુંભાર તે જુફડાં આગળ પોતા ના ખોહોવાઈ ગયલા ગધેડાની શોધ કરતો આવી લાગો. રાત અંધારી હતી, અને તેણે તાડી ગજેલી હતી તથા વ ળી પેલો વાઘ પોતાની મસતી ભુલી જઈ પલેપલ બીહીતો પડેલો હતો, માટે વીજલીના ચમકાટથી કુંભારની નજર આ પરાંણી ઉપર પડતાંજ તે તેને પોતાનો ગધેડો સમજયો અને તેની આગળ જઈ તેને લાકડીવરે ખુબ ગુંદવા લાગો, કેમકે આ કુંભાર પોતાના ગધેડાની ચાલથી ઘણો ગુસામા આવે લો હતો. 'આ વખતે શું કરવું તે વાઘને કશું સુજ પડયું નહી. તે અતીઘણો ધભરાવા લાગો અને જારે મારના ફું દાં પડયાં તારે તેણે વીચારયું કે પેલી "બુઢીયા ઓરત કેહે તી હતી તે મારમારના નેવ આ હશે." આ ધાસતીથી

વાઘ કુંભારને પુરતો તાબે થયો. અરધાં છાકટપણાંમાં અને શીહા અંધારાંમાં કુંભારે વાઘને ઉઠાડયો અને તેના ઉપર ચહડી બેસી તેને મારતો મારતો પોતાના ઘર તરફ લઈ ગયો તથા રાતના બારણાં આગળ તેને બાંધીને ઘરમા સુવા ગયો.

સહવારના પોહોરમાં વાઘની ઉપર પેહેલી નજર કુંભારની બાયડીની પડી, તેણે પોતાના ભરતારને ઉઠાડીને આ વાઘ દેખાડયો તથા ગધેડાને બદલે તે વાઘ લાવયો એવું જાંણીને તે ઘણો અચરત થયો. થોડા વખતમા આસપાસ ખબર ફેલાઈ કે ગામનો કુંભાર એક વાઘને જોર કરી લાવયોછે, જે ઉપરથી લોકો કુંભારની તારીફ કરવા લાગા અને તેની હીમત તથા બાહાદુરી વીશે એટલો પોકારો ઉઠી રહયો કે જારે રાજાના કાનપર એ વાતની ખબર ગઈ તારે પોતે જઈને તે કુંભારની ભેટ લેવાનો તેણે ઠરાવ કીધો અને પોતાના ઉમરાવો તથા દરબારીઓ સાથે ભપકાદાર સવારી કાહાડીને કુંભારને ઘર આવયો. તેણે જોયું કે કુંભાર જે વાઘને લાવયો હતો તે વાઘ ઘણો જોરેમંદ અને મસતાંનો હતો અને લાંબી મુદત સુધી આખાં ગામને તોબા પડાવતો હતો. તેવો વાઘ આ કુંભારને તાબે જોઈ રાજા ઘણો ખુશ થયો અને કુંભારને એક કુવો ભરાય એટલો ખજાંનો આપયો, તેને પોતાની દરબારનો એક ઉમરાવ બનાવયો અને પોતાના દસ હજાર સવારોનો તેને સરદાર બનાવયો.

આ રાજાને પોતાના પડોસના એક રાજા સાથ લાંબી મુદતનો કજીઓ હતો, તે ઉપલા અરસામા ઘણો વધી પડયો અને તે પડોસનો દુશમન મોટાં લશકર સાથ રાજાના રાજમા ધસી આવયો. આ બનાવથી રાજા ઘણો ઘબરાયો અને શું કરવું તે તેને કે તેના દરબારીઓને કશું સુજયું નહી. તેઓ બોલયા કે "આપણો દેશ લડાઈને માટે તઈઆર નથી અને આપણને જીતવાની આશા નથી," માટે આ લડાઈનું બીડું જડફવાને સઘળાઓ ના પાડી બેઠા. તેવામા એક જણે રાજાને સલાહા આપી કે "તમે જે બાહાદુર કુંભારને દસ હજાર સવારોનો સરદાર બનાવયોછે તેને આ કામ સોંપો." રાજાએ કુંભારને તેડાવી મંગાવયો અને તેને કહયું કે "હું તુને મારો ખાશ સેનાધીપતી બનાઉં છઉં, માટે તું મારૂં લશકર લઈ દુશમન સામે જા અને તેને નહસાડી આવ." કુંભારે આ વાત કબુલ કીધી પણ પેહલાં પોતે એકલો દુશમનની છાવણી તરફ જઈ તાંહાંનો રાહઘાટ જોવા માટે રજા માંગી.

રાજાએ આ રજા આપવાથી કુંભાર અકલાતો ઘભરાતો પોતાને ઘર ગયો અને પોતાની બાયડીને કેહેવા લાગો કે "રાજાએ મને સેનાપતી બનાવયોછે, તેથી મારેતો સઘલાં લશકરની આગળ ઘોડેસવાર થઈ ચાલવું પડશે, પણ તું જાંણેછે કે હું મારી જીંદગીમાં કદી ઘોડા ઉપર બેઠો નથી, તારે હવે કેમ થશે ?" તેની બાયડીએ તેને ધીરજ આપી તથા એવું કહયું કે કુંભારે જે મેહેતલ મેળવીછે તેટલાં તરત વેળાતો એક નાહના અને ગરીબ ટટુ ઉપર બેસીને તેણે છાવણી તરફ જવું. આ વાત કુંભારને પસંદ પડી, પણ તેની બાયડી ટટુ લેવા જાયછે તેવામાં રાજાએ પોતાના આ સરદારને માટે એક ઘણો તેજી અને તીખો ઘોડો મોકલયો. આ ઘોડાને જોઈને કુંભાર વધારે ઘભરાવા લાગો, પણ રાજાની આ બખશેશ કંઈ પાછી વલાય નહી માટે કુંભારજીએ ઘોડાને બાહાલ રાખયો અને હવે કરવું કેમ તે વીશે પોતાની બાયડીની મસલત પુછવા લાગો.

કુંભારડીએ સલાહ આપી કે "હું તમને ઘોડા ઉપર બાંધશ કે તમે પડી જશો નહી માટે પેહેલાં તમે ઘોડા ઉપર ચહડીને બેસો." બેસતાં કોઈવાર ઘોડાના પુછડાંગમ કુંભારનું મોહોડું થઇ જતું, તો કોઇવાર ખોટે પગે ચહડવા જતાં કુંભારથી ચહડી શકાતું નહી, અથવા કોઇવાર પાવરામાં ડાવો પગ મેળવા પછે જમના પગનું શું કરવું તે કુંભારને આવડતું નહી હતું. ઘણાંક ફાંફાં મારવા પછે અંતે કુંભાર ઘોડાપર બેઠો, પણ બેઠા પછે પોતાની બાયડી આગળ બુમ મારવા લાગો કે "મને બાંધ, જલદી બાંધ નહીતો હું પડી જવશ." બાયડીએ મજબુત દોરડાં લાવી તેને ઘોડાનાં પુછડાં, ડોકો વગેરે સાથ ઘણાક આંટા આપીને અછી તરેહથી બાંધી લીધો. પણ હજીતો કુંભારના હાથ બાંધવાના હતા, તેવામાં ઘોડાએ વીચારયું કે "આ મારા ઉપર કોણ નવો સવાર નીકલી આવેછે કે મને સીકડી લીએ છે?" એવા વીચારથી તે લાતો અફાડવા લાગો તથા એક દમ પોતાપર બાંધેલા કુંભારને લઈ નાહાસવા લાગો. કુંભારને મજબુત બાંધેલો હતો, પણ તેના હાથ માતર છુટા હતા, જેથી તે "મારા હાથ, મારા હાથ" એવી બુમ મારવા લાગો.

બાયડીએ બુમ મારીને સુચના કીધી કે "તારા છુટા હાથવડે ઘોડાની યાલ પકડ." કુંભારે તેમ કીધું અને પછે ઘોડો દેવાલો, જાહાડીઓ તથા ટેકડીઓ કુદાવતો નાહાસવા લાગો અને અંતે દુશમનોની છાવણી તરફજ જઈ લાગો. હવે કુંભારથી થોભી શકાયું નહી. તેણે જોયું કે "આવી હાલતમા જો હું દુશમનને હાથ જવશતો મને તેઓ મારી નાખશે." એટલા માટે કોઈબી રીતે ઘોડા ઉપરથી છુટવા સારૂં જેવો ઘોડો નાહાસતો હતો તેવામા કુંભાર એક જાહાડને વલગયો, પણ તે ઘોડાપર એટલો મજબુત સીકડાયલો હતો તથા તે જગાની માટી એટલી પોચી હતી કે કુંભાર ઝાડને વલગવાને બદલે ઝાડ છેક મુલમાંથી ઉખડીને કુંભારના હાથમાં આવયું અને હવે આખું ઝાડ હાથમાં રાખીને કુંભાર નાહાસવા લાગો. જેવો તે દુશમનની છાવણી તરફ દેખાયો કે તેના ચોકીદારો અચરત થવા લાગા. તેઓ દુશમનના એક સવારને આખાં જાહાડ સાથ આવતો જોઈ ઘભરાયા કે "જો બધા સવારો એવા કુવતમંદ હશેતો આપણું કાંઈ વલશે નહી."

આ ઘભરાટ થોડા વખતમો વધી ગયો અને દુશમનો જાહાડો સુધાં આવયાછે એવો સહરાવેલો બુમાટો ફેલાયો. આ ઘભરાટથી લશકર નાહાસવા લાગું અને જે રાજો આ લશકરને લઈ આવયો તેણે જારે પોતાને આવી લાચાર હાલતમા જોયો તારે તે પણ સુલેહના પેગામનું એક કાગળ મેલીને નાહાસી ગયો. કુંભાર જારે છાવણી તરફ આવી પુગો તારે ઘોડો થાકથી ઉભો રહી ગયો અને કુંભારના બંધ તુટી જવાથી તે જમીન પર પડયો. તોબી પોતાનો ટેક રાખવા સારૂં તે ઉઠીને ઉભો થયો અને પછે સઘળો અસમા

બ મેળીને દુશમનો નાહાઠેલા જોઈ તે અમરત થયો, પણ પ
છે રાજાના તંબુમા મળી આવેલાં ઉપલાં નામા ઉપરથી તે
ને ખોલાસો થયો. પોતાના ફરતાં નશીબ ઉપર ખુશી થતો
તે પોતાને ઘર ગયો, પણ પેલા ઘોડા પર બેસવાની તેને હી
મત થઈ નહી, માટે તેને ચલાવીને ઘર લઈ ગયો. ઘર જ
તાં તેને ઘણો વીલમ લાગો નહી, કેમકે ઘોડો ઘણે આડે રસ
તે તેને લઈ ગયો હતો, પણ હવે કુંભારે સીધો રસતો પક
ડયો હતો.

પોતાના ધણીને આટલો વેહલે પાછો મળેલો જોઈ આ
કુંભારની બોરત મોટા હરખ સાથ તેને મળવા આવી. કું
ભારે તેણીને ફરમાવયું કે "આ નામાને અતરઘડી પાદશા
હપર મોકલ અને કેહેવાડ કે આવતી કાલે હું દરબારમાં
રાજાને મળવા જવશ. રાજાના નામા સાથે આ ઘોડા
ને પણ મોકલાવી દે, કે ઘોડાને થાકેલો જોઈ રાજા
વીચારશે કે મને ઘણી મેહેનત પડી હશે અને વળી ઘોડા
ને હમણાજ મોકલાવી દેવાથી આવતી કાલે હું ચાલતો જ
ઈ શકશ, બાકી જો ઘોડાને રાખશું તો કાલે મને તેના ઉપ
ર બેસીને જવું પડશે અને વળી મારાથી કેમ બેસાશે ?"
આ વાત કુંભારની બાયડીનાં મનમાં ઉતરી માટે છાવણી
માથી લાવેલું નામું તથા રાજાનો ઘોડો તરતજ દરબારમાં
મોકલાવયો. બીજે દાહાડે કુંભાર ચાલતો દરબારમાં ગયો
ત્યારે ઘોડાપર બેસવાની બીહીકથી તે ચાલતો આવયોછે એ
મ કોઇએ વીચારયું નહીં, પણ સઘલાઓ તેને શાબાસી
આપવા લાગા કે "જોકે તે આવી મોટી ફતેહ પાંમી આ
વયોછે, તોપણ એના મનમાં કસો હેંકાર નથી, કેમકે જુવો
એ પગે ચાલતો દરબારમાં આવેછે." રાજાએ આ કુંભાર
ની મોટાં આદરમાનથી મુલાકાત લીધી તથા પેહેલીજ મુલા
કાતમાં તે દુશમનને નહસાડી આવયો માટે રાજાએ તેને
મોટી શાબાસી અને નજરાંના આપયાં. પછે તે કુંભાર પો
તાની બાયડી સાથ ઘણા સુખથી રહયો અને ખાધું, પીધું
ને મોજ કીધી.

( મીસ ફરીઅરની વારતાઓ. )

## દુનીયાંની દોડ.



આપણ જે ધરતી ઉપર વસીએ છઈએ તે થંબ નથી
પણ હીલતી અને ફરતી છે અને સુરજ જે દુનીઆંની
આસપાસ ફરતો દેખાયછે તે થંબ છે એ બીના સુરીય મં
ડળ અને તેમાના ગરેહઓની તપાસ કરતી વેળા વાંચના
રી બાનુઓની આગળ અમે રજુ કીધી હતી. હવે એ ધ
રતીની દોડ ઉપર તથા તેથી દુનીયામાં શું ફેરફાર થાયછે
અને પરીનામ નીપજેછે તે ઉપર થોડીક તપાસ કરવા માં
ગીએ છઈએ. પરથમતો શક જાયછે કે ધરતી દોડેછે એ જ
વાત કેટલીક બાઈઓના ધેઆનમાં ઉતરવી મુસકેલ છે. તે
ઓના ખોલાસાને માટે કેહેવું ઘટેછે કે આગની ગાડીમાં
જારે આપણ મુસાફરી કરતા હોઈએ તારે કોઈવાર આપણ
ને એવું લાગેછે કે જાંણે ગાડી થંબ હોય અને આસપા
સના ખેતરો તથા જાહાડો દોડતાં હોય. એવું જે સબબ
થી દેખાયછે તેજ સબબથી ધરતી ફરવા છતાં થંબ લાગેછે.

સુરજ અને બીજા ગરેહઓ કરતાં ધરતી કેટલી
નાહાના કદની છે, તે જે શીઆંની બાંનુઓને યાદ હશે તે
ઓ તરત કબુલ કરશે કે એક નાહાની ચીજની સેવામાં મો
ટી ચીજ ફરે તેના કરતાં મોટી ચીજની સેવામાં નાહાની
ચીજ ફરે એ અકલને વધારે પેશ પડતું છે. ધરતી કરતાં
ચંદર નાહાનો છે અને ધરતીની આસપાસ ફરી શકેછે.
પણ ધરતી કરતાં ૧૪ લાખ ઘણો મોટો સુરજ ધરતીની આ
સપાસ કેમ ફરી શકે ? અગરજો એક મોટું લીંબુ હોય અ
ને એક રેતીનો દાંણો હોય અને તે બેઆથી એકને ફેરવવું
હોયતો લીંબુની આસપાસ રેતીનો દાંણો ફેરવીશું કે દાંણા
ની આસપાસ મોટાં લીંબુને ફેરવીશું ? આ દલીલ ઉપરથી
પણ ધરતીની આસપાસ સુરજને ફરવાનો ખેઆલ જમીન
દોસત થાયછે.

હવે જારે ધરતી ફરેછે તારે તેની ચાલ અથવા દોડ
ને લગતી સઘલી બીના અજાએબ જેવી અને જાણવાજોગ
થઈ પડેછે. ધરતી ગોળાકાર છે એટલે સઘલી તરફથી એક
સરખી ગોલ નથી ઇઆને તેના મધીઅમ બીંડાથી તેની સ
પાટી સઘલી જગોએ એકસરખા તફાવતે નથી. ધરતી મ
ધીઅ રેસા આગળ જેટલી ઉપસેલી છે, તે કરતાં દરૂઓ ત
રફનો તેનો ઉપસાત થોડો ઓછો છે. નામાકીત નયુટને
એવી ગણતરી કરી હતી કે ધરતી પોતાની ધરી ઉપર ફરે
છે, તે ફરવાના જોસને લીધે વચલા ભાગમા તે વધારે ઉપ
સવી જોઈએ અને દરૂઓ તરફથી તેમાં ખાડો પડવો જોઈ
એ. આ અટકલ ગણતરી કરતાં ખરી પડેછે. પરૂથવીના
ગોળાની પશચીમથી પુરવ સુધીની પોહોલાઈ ૭૯૨૫ માઈ
લની છે, પણ ઉતરથી દખણ દરૂ વચેનો તફાવત ૭૮૯૯
માઈલનો છે, ઇઆને બે દરૂઓ તરફ મળીને પરૂથવીના ગો
ળાકારમા ૨૬ માઈલનો ખાડો છે.

હવે ધરતીની દોડ બે જાતની છે. એકતો એકે તે
પોતાની ધરી ઉપર ફરેછે. તે ધરી ઉપરથી દખણ સુધીના
દરૂ વચે છે. આ બાબદને મથાલે મેળેલાં ચીતરમાં ચાર
ઠેકાંણે ધરતીના ગોળા ચીતારયાછે તેમાં ઉતરથી દખણ સુ
ધી એ ગોળામા ગોપા લાકડી ખોસી હોય તેમ ચીતારી બ
તાવયુંછે, તે પરૂથવીની ધરી છે. પણ ઉપલાં ચીતર ઉપર
થી જણાશે કે સુરજની આસપાસના પોતાના મારગમાં એ
ગોળાને ખોદાતાલાએ સીધો અથવા ઉભો મેળયો નથી, પણ
જરા ઢલતો અથવા આડો મેળયોછે અને સુરજની ચારે દ
સાએ એ ગોળો તેવાજ ઢેલાવમાં ફરેછે. ઉપલાં ચીતરમાં
જણાશે કે A આગળ જારે પરૂથવીનો ગોળો આવેછે, તારે

તેની ધરીનો ઉપલો છેહો સુરજની આસપાસના ચકરાવાની બાહાર જાયછે તથા નીચલો છેડો અંદર આવેછે. તેમજ C આગળ ઉલટું બનેછે ઇઆને ધરીનો ઉપલો છેડો માર ગની અંદર આવેછે અને નીચલો છેડો બાહેર જાયછે.

એ રીતે પોતાની ધરીની આસપાસ પરૂથવીનો ગોળો દર ૨૪ કલાકે ફરી રેહેછે. એ આખો ચકરાવો પુરો કરતાં દુનીયાના સઘલા ભાગોને એકસરખો વખત લાગે નહી. જેમ જેમ દરૂઓ તરફ જઇએ તેમ ધરતી સાંકડી આવતી જાય અને તેથી તાંહાં ૨૪ કલાકમાં ફરી રેહેવા સારૂં ગતી ઓછી થાયછે, પણ જેમ જેમ ધરતીના વધારે ગોળ તથા ઉપસેલા મધીઅ ભાગ તરફ આવીએ તેમ તે ભાગને ૨૪ કલાકમાં ફરી રેહેવા સારૂં વધારે જહુડપ કરવી પડેછે. નકી ગણતરી ઉપરથી માલમ પડયુંછે કે ધરી ઉપર ફરતાં દુનીયાંની ગતી મધીઅ રેસા આગળ દર મીનીટે ૧૬ માઈલ અથવા દર કલાકે ૧૦૦૦ માઈલની છે. આપણો દેશ મધીઅ રેસાથી ૨૦ ડીગરી ઉપર છે, માટે આપણી ગતી દર કલાકે આસરે ૯૦૦ માઇલનીછે. ૩૦ ડીગરી ઉપર ઇઆને યુરોપની દખણે એ ગતી દર કલાકે ૮૦૦ માઇલની છે, તેથીબી ઉપર ઈંગલંડ તરફ એ ગતી ૬૦૦ માઇલની છે.

દુનીયાંની બીજી દોડ સુરજની આસપાસ ફરતી છે. એ દોડનો ચકરાવો ગોલ નથી પણ ઉપલાં ચીતરમાં બતાવ્યા મુજબ ઇંડારેકો છે. એ ચકરાવો ૩૬૫ દાહાડે ધરતી પુરો કરી રેહછે. સુરજથી ૯૫૦૦૦૦૦૦ માઇલને તફાવતે ૬૦૦૦૦૦૦૦૦ માઇલનો ચકરાવો દુનીઆને વરસોવરસ પુરો કરવો પડેછે, જે પુરો કરવા માટે તે દર કલાકે ૬૮૦૦૦ માઇલ દોડેછે. જે શકતીથી સુરજની આસપાસ એ પરમાંણે દુનીયાં ફરેછે તે શકતી જો નીકલી જાયતો ૬૪॥ દાહાડામાં પરૂથવીનો ગોળો સુરજ ઉપર જઇને અડડે અને જેમ એક દરીયાવમાં કતર ડુબી જાય તેમ સુરજની આસપાસની બલતી હવામા આ પરૂથવીનો ગોળો ગરક જાય !

---

# ઘરનો ગવરનર.

અંક ૩ જો.

---

## ફરનીચર.

સામાનની ટીપ કીધા પછે તે ટીપ પરમાણે સામાન મેળવવા ઉપર ધેઆન આપવું એ ઘરના ગવરનર (ઘરધનીઆંણી) ની ૩ જી ફરજ છે. ઘરનો સામાન મંગાવતાં મુખીઅ નેમ સસતાને બદલે સારો માલ મેળવવા ઉપર રાખવી કેમકે સસતો માલ ઘણોખરો ખરાબ નીકલેછે અને મોઘો માલ વધારે વખત ચાલેછે. તેમજ વળી સોભીતા અને દેખામના સામાન કરતાં મજબુત અને ઉપયોગી સામન મેળવવાની નેમ વધારે રાખવી.

ટેબલ, ખુરસી અને બીજાં લાકડકામનો હુકમ આપતાં તે સામાન બનતાં સુધી સંગીન લેવો અને તેમાં અંદરથી ખરાબ લાકડું તથા ઉપર બાહેરથી સારાં લાકડાંની પોપરી નહી હોય તેની સંભાલ લેવી. ખુરસી, કોચ વગેરે લેતી વેળા તેની પીઠ; ગાદી તથા હાથા મજબુત છે કે નહી તે ચોકીને તપાસી જોવા. સોફા કોચનો હુકમ આપતી વેળા કમાનની ગાદીમાં પીતલની કમાન તથા બાલ ભરવાની બોલી કરવી, કેમકે બોલી નહી કીધાથી ઉન અને એવાજ બીજા કચરાથી ગાદીઓ ભરવામા આવેછે.

ફરનીચરમા પેહેલાં "સોફા" આવેછે. પીઠવાળા કોચને "સોફા" કેહછે. આ જાતના કોચ માતર સોભા જ નહી પણ સુખ આપેછે. અદકચંરી તનદરોસતી આ જારે બીછાના ઉપર સુવા જેટલી બીમારી નહી હોય અથવા ખુરસીપર બેસવા જેટલી તનંદરોસતી નહી હોય તારે "સોફા" થી આરામ મળેછે. તેમજ વળી કોચ ઉપર એકજ છેડે લેટાયછે તારે "સોફા" ઉપર બેહુ છેડે લેટવાનું મળેછે.

પીઠ વગરના અથવા એકજ છેડેની પીઠ વાલાં "કાઉચ" છે, જેને આપણ કોચ કહીએ છઇએ. નાહાના સોફા કરતાં એવા કોચ વધારે સગવડ ભરેલા થઇ પડેછે, કેમકે તે હલકા તથા થોડી જગા રોકનારા હોયછે. આજારી માણસને માટે તકીઓ તથા પગ ચહડ ઉતર થઇ શકે એવી ગોઠવણના કોચો બનાવેલાછે તથા વાંહાંણોને માટે હીચ ખાતા કોચો પણ બનાવામા આવેછે.

પલંગ સુવાના ઓરડામા રાખવા જોઇએ. એ પલંગ તરેહવાર જાતના હોયછે, પણ મોટા અને ભારી પલંગો મોટી મછરદાંની સાથે ઓરડામા હવાને ઘણી અટકાવેછે. "ચાર પગ" ના છતરીના પલંગ મોટા ઓરડામાંજ ચાલી શકે, પણ નાહના ઓરડાઓને માટે "ફરેંચ" પલંગ બનાવયાછે જેમાં મથાલે એકજ સલીયા ઉપરથી કુરતની સુનારના માંથાં તથા પગને ટોંકેછે. કેટલાક પલંગ દીસના ખુરસી જેવા અને રાતના પલંગ જેવા હોયછે અને મુસાફરીને માટે તરેહવાર જાતના ઘડી વલતા પલંગો બનાવામા આવયાછે. લાકડાંના કરતાં લોટાં અને પીતલનો પલંગોનો ખપ હમણા થયોછે. એ પલંગોમા હવા વધારે આવેછે તથા માંકર ઓછા થાયછે.

ખુરસીની ખરીદીમા સુખ, સગવડ અને સોભા તરણે તપાસવાં જોઇએ. બેસવા ઉઠવા તથા જમવાની ખુરસીઓ મજબુત જોઇએ, દીવાનખાનામાંની ખુરસીઓ લગાર સોભીતી અને હલકી જોઇએ, તથા સુવાના ઓરડાની ખુરસીઓ સાદી તથા સોજી જોઇએ. હઢેલવાની ખુરસીઓથી ઘણો આરામ મળેછે અને તેમાં અઢેલવાની ડોલતી ખુરસીઓ જેપર હીચ ખવાયછે તેની નબલા મગજનાં માણસોને વધારે ભલામણ કરવામાં આવેછે.

એ હીચ ખાવાની ખુરસીઓ પેહેલી અમેરીકામાં બની હતી. બચાંઓને માટે નાહાની ખુરસીઓ તરેહવાર બનેછે, તેમાં એક જાતની હીઆં જણાવવી જોઇએછે. તે ઉંચી હોયછે અને તેની હેઠે કમાન આવેછે, જેથી બચાંને તે ઉપર બેસતાંવાર તેના વજનથી તે ખુરસી હલવે હલવે ઉપર નીચે થયા કરેછે અને બચાંને હાથે ઉછાલવાની ગરજ ટલી જાયછે. બચાંને હીચ ખવાડવા માટે લોહોડાંના સલી

યા ઉપર લટકતી ખુરસીઓ આવેછે તે પણ ઘણી ફાયદા ભરેલીછે.

એજ પરમાણે ટેબલો પણ તરેહવાર જાતની આવેછે. જમવા માટે નાહાની જગામાં સમાઈ શકે એવી ટેબલો આવેછે, પણ જારે તેમને મોટી કરવી હોય તારે તેમ થાય એટલા માટે તેનાં ખાનાઓ આવેછે જે ખાનાઓ બાહાર કાહાડવાથી ૯ ફીટ લાંબી ટેબલ થાયછે. આવી ટેબલથી બેસનારાઓની વચે નડતા પઇઆઓની અગવડ ટળી જાય છે. એ ઉપરાંત ટેબલને લાંબી ટુકી કરવાના બીજાં ઘણાં સાંધનો હોયછે. લખવાની, સીવવાની વગેરે તરેહવાર ટેબલોથી વાંચનારી બાંનુઓ વાકેફ છે.

ઘરઘતુ ઉપયોગના મુખીઅ ફરનીચરની વીગત ઉપર આપીછે. તે સીવાએ "સાઈડ બોરડ," ઈઆને દેવાલ આગળ ગોઠવવાની ટેબલો, "ચોફીનીઅરસ" ઈઆને સોભીતી કબરો, "ઓટોમન" ઈઆને ગોલ બેઠકના તખતો અને એ વીનાએ બીજું ઘણું ફરનીચર વપરાયછે પણ તે વાપરવું એ દરએક ઘરના ગવરનરની શકતી તથા હાલત ઉપર આધાર રાખેછે.

## "વાલરસ"—દરીઆઈ હાથી.



દરીયાવમાં વસનારૂ એક જાંનવર જે પોતાનાં કદ પરમાણે દરીઆઈ સીંહ, દરીઆઈ વાઘ, દરીઆઈ હાથી, દરીઆઈ ગાય, દરીઆઈ ઘોડો વગેરે નામોથી ઓલખાયછે, તે જાંનવરનું એક ચીતર ઉપર આપયુંછે. તેને ઈંગરેજીમાં "વાલરસ" કેહેછે અને "સીલ" ના નામથી જે દરીઆઈ પરાંણીઓ જણાયલાંછે તેઓમા આ જાનવર આવેલુંછે. "દરીઆઈ ઘોડા" નામના જે પરાંણીની સમજ અમારા ૧૮૭૦ ના ડીસેમબર માસના અંકમાં આપી હતી તેથી આ જીદુંજ પરાંણી છે. તે પરાંણીતો માછલીના વરગનું હતું, પણ આ જાંનવર મગરમછની મીશાલે જોકે દરીઆમા વસેછે તોપણુ તે માછલીમાં ગણાતું નથી. તે બરડાના હાડકાંવાલાં પરાંણીઓની જાતમાં બચાંને ધવાડનારાં જાંનવરોના વરગમાં છે. એ જાંનવરનાં બે મોટા દાંત બાહેર નીકલી આવેલા છે અને તેનું કદ પણ મોટું હોયછે તે ઉપરથી આપણી પોતાની સમજને માટે તેને દરીઆઈ હાથીનું નામ હમે આપયુંછે.

"સીલ" જાંનવરની ૧૯ જીદી જીદી જાતો જણાયલીછે. આ જાતના જાનવરોનું માંથું મોટું હોયછે પણ ગરદન ઘણી ટુકી હોયછે અથવા મુદલ નથી હોતી. તેઓની આંખ જીણી હોયછે અને માંથાંમા લગાર પછવાડે પડેલીછે. તેઓનું પુછડું ઉભું નહી પણ આડુ હોયછે અને પાંણીમાં તરવા માટે તેઓને પંજા આપેલાછે. તેઓની માદાને આપણી ઓરતજાતનાં જેવાં થાંન હોયછે, જે વટે તેઓ પોતાનાં બચાંને ધવાડેછે. તેઓ જેમ પાંણીમા તેમજ જમીન ઉપર પણ જીવી શકેછે, માટે તેઓના પંજા એવા બનાવેલાછે કે તેથી જેમ તેઓ પાંણીમાં તરેછે તેમ વળી ખડક ઉપર ચહડી શકેછે. તેઓની ચાંમડી ઉપર બારીક રુઆંટી આપેલી છે. તેઓ ઘણોખરો વખત પાંણીમાં ગુજારેછે, પણ તડકાંમાં પોતાનાં આંગને ગરમી આપવી હોય તારે અથવા પોતાનાં બચાંને ધવાડવાં હોય તારે તેઓ પાંણીની બાહેર નીકલેછે.. એ જાતના બીજાં પરાંણીઓ માછલી ઉપર ગુજારો કરેછે, પણ "વાલરસ" અથવા દરીઆઈ હાથી દરીઆઈ પાલો ઘણો ખાયછે, જે ઉંચકી લેવા તથા પકડી રાખવા તેના મોટા દાંતો તેને ઘણા કામ લાગેછે.

ઉપલાં ચીતર ઉપર નજર કરતાં વાંચનારી બાંનુઓને જણાશે કે આ પરાંણીનો ચેહેરો ઘણે દરજે કુતરાને મળતો આવેછે અને જે નરમાસ, પરીતી તથા માયાની ઈધાંણી તેના ચેહેરા ઉપરથી મળી આવેછે તેવીજ કીસમનો ભેશરાઉ અને કાંકવાલો ચેહેરો આ પરાંણી ધરાવેછે અને જેવું તે ચેહેરા ઉપરથી દેખાયછે તેવુંજ ખરેખર એ પરાંણી ગુણવંત છે. વાંદર વીશે એવું કેહેવાયછે કે જાંનવરોમાં માણસને તે સઉથી મળતો છે, પણ આ "સીલ" જાતના દરીઆઈ જીવજંતો વીશે વીદવાનો કેહેછે કે આદમીજાત સાથના મુકાબલામાં તેઓ વાંદર કરતાં પણ ચહડેછે. તેઓ ઘણા ચબરાક, અંચલ અને સેહેલથી પલાય એવાં હોયછે તથા પોતાને પાલનાર તરફ તેઓ ઘણી વફાદારી અને પેઆર બતાવેછે. તેઓ ૯ ફીટ સુધી લંબાઈમાં હોયછે.

આ પરાંણીઓ માણસજાતની મીશાલે ટોળાં થઇને રેહછે. અગત કરીને તેમની માદા પોતાનાં બચાંની માવજતમાં ઘણું ચેઆન આપેછે અને તેમની કેટલીક જાતમાંતો એક નરની એકજ માદા હોયછે તથા બીજી માદાઓ સાથ તે નર કવચીત વેહેવાર રાખતો નથી. પણ વળી કેટલીક જાતના એ જાંનવરો એકથી વધારે માદાની સોબત રાખેછે, મગર તેમાંબી તેઓ કાયદો અને એક ધોરન બતાવેછે. માદાઓ નરના તાબામાં રેહછે તથા નર ગોયા તેમનાપર રાજ ચલાવેછે. તેઓ એકેકનો બચાવ કરવામાં ઘણી હીમત બતાવેછે અને પોતાની જાતમાંનો જો એકુ જણ પકડાઇ જાય તો સઘલાઓ તેના છુટકારાને માટે લડવા આવેછે. કેટલાંકતો એકેકને પેઆરથી બોસા લેતાં માલમ પડયાંછે અને કોઈવાર પોતાના સગાંના મરણ ઉપર એટલો ગમ પકડેછે કે તેમની પાછળ પોતે પણ મરણ પાંમેછે. ટુકમાં એવું કેહેછે કે દરીઆવમાં આ જાંનવર અરધું ઈનસાનીએત બતાવેછે અને તોપણ માંણસજાત તેમના કરતાં વધારે જંગલી બની આ શીઆનાં જાંનવરોના દાંત તથા તેમની ચરબીમાંથી નીકલતાં તેલને માટે તેમનો શેકાર કરેછે.

આ જાંનવરો દરૂઓ તરફના દરીયાવમાં ઘણા મળી આવેછે, પણ જેમ જેમ ગરમ મુલક તરફ આવીએ તેમ તે

મ તે ઓછાં થતાં જાયછે. દરૂના ઠંડા દરીઆવોમાં બરફ ના ટેકડાઓની વચે અને બંધાઇ ગયલા સમુદરોની ઉપર તેઓ આશાંનીથી આરામ કરી મોજ મારેછે. તેઓનાં એ વા એક ટોળાંની વસતી સાથ બરફની વચે કેવો દેખાવ થા યછે તેનું એક ચીતર આપી આ બીના સમાપત કરીએ છઇએ.



# શેકસપીરીઅન જવાહેરો.

### રેગ.

"એક જોરેમંદ રેગ સાજો થવા આગમચ, બલકે દે હની મરામત તથા સુખાકારી પાછી મળવાના પલમાં તે રેગનો ઉભરો સઉથી મજબુત હોયછે. જે દુખો આપણી રજા લીએછે, તે જતી વેળા સઉથી મોટું દુખ આપી જાયછે."

### દુખ.

"જાંહાં વધારે મોટું દુખ મજબુત જડ ઘાલી બેઠું હોય, તાંહાં નાહાનું દુખ માલમથી પડતું નથી. જારે મ ગજ છુટું હોયછે તારે બદન નાજુક બનેછે. મારાં મગજ માહેલું તોફાન મારી ઈંદરીઓમાંથી બીજું સઘળું છીનાવી લીએછે, સીવાએ તેજ કે જે મારાં મનમા વાગેછે."

### મોટાઈ.

"એક પોહોલો અને મજબુત પંખો જે સઘળાંઓ પર ફુંકેછે, તેની મદદથી મોટાઇ સઘળી હલકી ચીજોને જાટકી નાખેછે."

### શક.

"શક ઠગારો છે, અને જે લાભ આપણ ઘણીવાર જી હીતી શકીએ તે મેળવવાની કોશેશ બાબે ધાસતી ઉપજાવી તેવા લાભને આપણા હાથમાથી જતો મેળેછે."

"મધીઅમ શકને દાહાપાંની નીશાણ કેહેછે, તે બુરા ઈના છેક તલીઆં સુધી ફરી વળેછે."

### ખાબ.

"તારી જાંખાં ઉંઘમાં લોટાંની લડાઇની વારતાઓ નો બકારો મેં તુંને બોલતાં તપાસયોછે તથા સાંભળયોછે. તારા ઉડતા ઘોડાને રેકાબમા રાખવાના શુખનો મેં તારે મો હોડે સાંભળયાછે, "હીમત" અને "મેદાન પડો" એવા પોકારો મારતાં મેં તુંને સાંભળયોછે. તુંએ આગળ ધસા રો લઈ જવાની અને પાછળ હઠી આવવાની વાતો મારી આગળ કીધીછે; ખાઇઓ તથા ચરો, તંબુઓ અને દેહ રાઓ, તોપો અને દારૂગોળો, બંદીવાનોનો છુટકારો અને સીપાહઓનું મારયું જવું અને એક જોસભરી લડાઈના એ સીવાએ બીજા સઘળા પરવાહા મેં તુંથી સાંભળયાછે."

"ખાબ કાંઈજ નહી પણ આલસુ ભેજાંનાં બચાં છે, અને કાંઈજ નહી પણ ઠાલી કલપનાથી ઉભા થાયછે, કે જે કદમા હવાના જેટલી પાતલી છે, અને પવણની મીશાળે સ દાની ફરતી છે.

### છાકટપણું.

"અફસોસ ! કે લોકો પોતાના ભેજાંને ચોરી લઇ જવા સારૂં મોહોડાં વાટે એક દુશમનને પોતાના દીલના ઘરમા દાખલ કરેછે. અફસોસ ! કે ખુશાલી, રંગ, મોજ અને શાબાસી છતાં આપણ પોતાને ઢોરોનો અવતાર આ પીએ છઇએ."

"એક છાકટો માણસ ડુબેલા જેવો, બેવકુફ જેવો અ ને દેવાના જેવો છે. એક ટકોરો વધારે લીધોતો તે બેવકુફ થાયછે, બીજો ટકોરો વધારે તેને ઘેલો કરેછે તથા તરીજો ટ કોરો વધારે તેને ડુબાડી દીએછે."

---

# પરચુટણ બાબતો.

**વાંદરાઓ વીશે એક કથા**—કોલાપોરના એક વીદી આરથીને નામના એક રસાલા ઉપરથી એક ઈંગરેજી ચોપાં

જોકે હું આટલી ઊપીઓગી તમાંમ,
તો પણ પડતું નથી મારૂં જરા પણ દાંમ.
ન હું ઊપીઓગી માણશનેજ માતર,
પણ હયાતીછે મારી, કુલ જીવજનતને ખાતર.
પશુ ને પરાંની ને જીવડા તમાંમ,
ગરીબ ને તવંગર ને બાદશાહી દમાંમ,
ઝાડો ને પાંનો ને ફુલો બેહુધ,
શરવેને શરખીછે મારી અગત.
નથી મારૂં મોત—કે નથી મારો નાશ,
કે નથી મને કશાંનો ઠાલી તરાશ.
બાપ મારો ખોદા, જગત મારી મા,
તમે છવો શંનધાં મારાં બચચાં.
તમોનેજ જીવારવાનુંછે મારૂં પરમાણ,
બોલો બેહેનો હવે ઘણું કહ્યું લંમબાંન.

"ફરામરોજ."

૫. એક ગરહસથ એક કેદખાંનામા દાખલ થવા માગતો હતો, તેને પુછવામા આવયું કે "કેદી તમારો શું સગો થાયછે." તેણે જવાબ દીધો કે "મારા ભાઈ નથી કે બેહેન નથી, પણ કેદીનો બાપ મારા બાપનો દીકરો થાયછે." કહો કે આ ગરહસથ કેદીનો શું સગો થાય?

---

## ખોલાસો ગઈ વેલાનો.

૧—શંણસ રોશનીને પસાર કરેછે અને હવાને અંદર આવતાં અટકાવેછે.
૨—સોપારી.
૩—ઘડીયાલ.
૪—હીંદોલો.
૫—કબટ—ટબક—બટક.
૬—૭ છોકરાં.

---

## પ્રભુ પ્રારથના.

### સોરઠા.

આર્યખંડના હાલ, શુજક તુજ આગલ શું કહું;
ભૂંડી સ્થીતી બાળ, બાળ હમે રીબાઇયે. ૧
કઠીલ કેવો કાળ, માળ નથી કોઈ પુરૂષમાં;
પંડીતનો દૂકાલ, દૂકાલ દીઠો વીરનો. ૨
સરસ્વતી રીસાઈ, લક્ષ્મી પણ રૂઠી ગઈ;
ગયો સંપ ખીજાઈ, શુભબુધિને સાથે લઈ. ૩
વ્હેમ જવન નામાર, હારો વારંવારની;
કરીયે બહુ પોકાર, કૃપાનીધી કષ્ટ કાપનું. ૪
જેમ શીશુ પર સ્નેહ, બતાવે માબાપ બહું;
તેમ પ્રથમ ઇશ તેહ, પાળ્યા કર શીર થાપીને. ૫
પણ આ સઘળું સુખ, સ્વાના તુલ્યે વહી ગયું;
દીઠું દોહલું દુઃખ, પ્રભુ "ત્રુઠયો" ના "રૂઠયા" થયા. ૬
કીધા કોટી અન્યાય, જો તુજ દરબારે હમે;
કરો ક્ષમા જગરાય, અરે હવેતો બહુ થઈ. ૭
દેખી બાળ કુચાલ, પિતા કદી કરે ક્રોધ પણ;
કદી નહીં બેતાલ, કરે સ્થીતીનીજ બાળની. ૮
નડયાં કરેલાં કર્મ, લેખ વીધાતાના નડયા;
ભુલવાથી નીજધર્મ, રીબાયા ત્રણ તાપથી. ૯
એમ ધરી સંતોષ, આશાથી તુજ વીનવીયે;
ભુલી હમારા દોષ, રોષ ઉતારી નાંખઇશ. ૧૦
વીનવે લક્ષ્મીરામ, રામ અર્જ ઉરમાં ધરો;
ટાળી દુઃખ તમામ, કર થાપો હમ શીરપર. ૧૧

---

## ભરતખંડના ભુંડા હાલ.

### સવૈયા.

શૂર ગયું સરસ્વતી ગઈ ને સંપ ગયો સુખનો કરનાર,
લાછ ગઈ ને લાજ ગઈ બહુ દૂખીયો દેખુંછું સંસાર;
ગૌ જેવા જોઉંછું નીરબળ શેર સમા તુજ શુત મસતાન,
દુઃખ દાવાનળથી કયમ ઉગરે માતા મ્હારી હીંદુસ્થાંન. ૧
સતયુગના સતવાદી રાજી પ્રજાહીતમાં હતા નરેશ,
ગયા અને જે નવા થયા તે દેશ દાઝ નહિં ધરતા લેશ;
એક શૂરા નીતીમાં પૂરા બીજા રાગ રંગે ગુલતાન,
દુઃખ દાવાનળથી કયમ ઉગરે માતા મ્હારી હીંદુસ્થાંન. ૨
રાજયો રૂડાં પ્રલય પામ્યાં જુલમી રાજયે લીધી જડ,
શત્રુ વ્હેમના દુષ્ટ મારથી શૂરવીર સીંહ ખાતાખડ;
કરણ દૂર્યોધનના જેવા શૂર નથી કે પકડે કાંન,
દુઃખ દાવાનળથી કયમ ઉગરે માતા મ્હારી હીંદુસ્થાંન. ૩
પાંચ પાંડવો નથી હાલમાં કારવ સૌનો થયો સંહાર,
નથી ચાર શાખાના રજપુત મરેઠાઓએ ખાધો માર;
નથી કાઠીને જદનાં ટોળાં ભીલ લોક ભુલ્યાછે ભાંન,
દુઃખ દાવાનળથી કયમ ઉગરે માતા મ્હારી હીંદુસ્થાંન. ૪
બાંણ મંત્રો બ્રાહ્મણો ભુલ્યા વયુહ રચના જાંણેછે કોણ,
રણ સંગ્રામ તજી ક્ષત્રીયો કાયર થઈ બેઠાછે ઓણ;
શીવાજી પણ સુવો સપાતર દેશ તણું ધરતો અભીમાન,
દુઃખ દાવાનળથી કયમ ઉગરે માતા મ્હારી હીંદુસ્થાંન. ૫
દક્ષિણમાં સત બીંદુ સીમા ઉત્તર હદમાં કેદારનાથ,
પશ્ચિમમાં જે બેઠ દ્વારિકા પૂરવમાં શ્રી જગનનાથ;
રૈયતને રીબી મારીને વહેમ જવને વાલ્યો ઘાંન,
દુઃખ દાવાનળથી કયમ ઉગરે માતા મ્હારી હીંદુસ્થાંન. ૬
શૂજક શકતી ને સમર તું માતા સાંભળશે તે ત્હારી અર્જ,
તનૂજ ત્હારાંને આશીષ દઈ શીખવશે જે ભુલીયા ફર્જ;
લક્ષ્મીરામ દીલમાં બહુ દાઝે ઇશ્વર આશીષનું દે દાન,
દુઃખ દાવાનળથી પ્રભુ છોડવ માતા મ્હારી હીંદુસ્થાંન. ૭

---

મુંબઈ, દફતર આશકારા પરેસમાં બેહેરામજી ફરદુનજી કંપનીએ છાપીયું તથા પરગટ કીધુંછે. કો૦ કોટ—બેહરામ હોરમજજી સ્ત્રીટ, ના૦ ૬ તથા ૧૧.

# સ્ત્રીબોધ.

પુસ્તક ૧૫ મું. એપરેલ ૧૮૭૧ આંક ૪ થો.


## ધીરજનું ધન

અથવા

### છુપાં શંકટપર છુપી ફતેહ.

એક વારતા.

---

#### પરકરણ ૧૦ મું.

#### મોહોબતના દરદી.

"થઈ ચુકું, થઈ ચુકું, હવે હું હીઆં નથી થોભવાનો, હવે હીઆં મારૂં શું કામછે! બસ હવે થઈ ચુકું."

"પણ પેઆરા દોસત તેનું કાંઈ કારણ!"

"કારણ એજકે મારૂં જીગર જખમી થયું, મારૂં દીલ દરદી થયું, મારી આશા ભંગ થઈ."

"પણ તારે તેનું કારણ શું! તું એમ નાદાંન બચાંની મીશાલે ચેડાં ના કાહાડ ને ખેઆલી ના થઈ જા. ધીરજથી મને સમજ પાડ કે તુને જખમી કરનારો તીર કહાંથી છે, તેણે તુને કેમ જખમી કીધો અને હવે તેનો રસતો શું!"

"રસતોબસતો કાંઈ રહયો નથી. બસ મારે આ ઘર, આ ગામ, આ શેહેર, છોડવું એ રસતો. અરે દેશ તજવું, દુનીયાં તજવી, ભવ તજવો, જીંદગી તજવી એ મારો રસતો. તારી ભતરીજી આરજુ આ શેહેરનાં હાકમ રાસામ તરફથી આવતા પેલા નોજવાંન કાસદને ઘણું કોઠું આપેછે, તે તેને ચાહેછે, અને હું તો આરજુની આરજુ અને ઉમેદમાં રહીજ ગયો. એ આફત મારીથી ખમાતી નથી વાસતે હું તો હવે જવાનો."

આ વાતચીત કરનાર કોણ છે, તે પેઆરી વાંચનારી બાનુઓ ચેતી ગઈ હશે. આ મોબતના જખમને માટે ફરીઆદ કરનારો દરદી પેલો બેવકુફ તેહેમુર તે આરજુના કાકા બેહેરામનો દોસત હતો. તેના પઈસા ઉપર બેહેરામ માતતો હતો, તે પોતે બેહેરામના વાએદાઓ તથા ભરૂસાઓ ઉપર તવાતો જતો હતો.

આરજુના મેહેલમાં લાંબા દીવસ ગાલી કાહાડવા છતાં, બને એટલા ભપકા અને થાઠમાઠથી આરજુનુ ધેઆંન પોતા ઉપર ખેંચવાની કોશેશ કરવા છતાં, પેગામોથી, ભેટ સોગાદોથી અને નજરાંનાંથી તે દીલકસ દીલદારની સનમ પોહોંચવાના ફાંફાં મારવા છતાં આરજુએ તેમુરને કસી મચક આપી નહી, પણ ઓર પોતાના મોજીલા કાકાના વધારે મોજીલા, મુરખ અને ઉડાઉ દોસત તરીકે તે તેહેમુરને સમજવા લાગી, એ સઘલા ખેઆલ પુરતા વજનથી તેહેમુરના મગજ ઉપર દબાંન કરતા હતા.

પણ પોતાને હલકો પડવાની વધારે પકી ખાતરી તેને તારેજ આવી કે જારે આરજુને રાસામશાહના જવાન કાસદ સાથ પરીત ભરી ગોફતેગોમાં તેણે મશગુલ જોઈ. તે જોવા પછેજ તેનું દીલ તુટી ગયું અને ઉપલી વાતચીત કરીને તેણે આરજુનો મેહેલ છોડી જવા માગયું.

પણ તેણે એટલું બધું તે શું જોયું હતું!

વાંચનારાંઓને યાદ હશે કે રાસામે પોતાના ખુબસુરત કાસદ ખોદાદાદને પોતાની મોહોબતનાં પેગામબર તરીકે પોતાના દીલની દીલદાર આરજુ પાસ બીજી મરતબે મોકલયો હતો. એ મરદ રૂપી કાસદ—કેમકે તે ખરેખરતો ઓરત બીબી ગુરવારીદ હતી—ને જોઈને આરજુનું દીલ તેને મોકલનાર રાસામ ઉપર નહી પણ તેના આ ખીલતા ગોટાની મીશાલે બાહાર મારતા જવાન કાસદ ઉપર મોહીત થયું હતું. તેણીએ એ કાસદ સાથની પેહેલી વાતમી તમા તેને બીજીવાર બોલાવયો હતો અને તેણે બીજીવાર જવું એ જેમ એક હાથ ઉપર આરજુની મતલબને પેશ પડતું હતું, તેમજ બીજા હાથ ઉપર રાસામશાહને પણ તે બીના ઉપર ઈતબાર હતો અને તરીજી ગમથી ગુરવારીદની પોતાની પણ તેમા મતલબ સરતી હતી અને તે એકે આરજુની મોહોબતને પોતા તરફ ભડકાવી મેળવાથી, પોતાની રાસામ ઉપર લગાડેલી મોહોબતને વધારે આધાર મળતો હતો.

અને તેહેમુર છાકટા બેહેરામ આગળ આ જવાન કાસદની જે મુલાકાત બાબે ફરીઆદ કરતો હતો તે આ બીજીવારની મુલાકાત હતી. તીતરના સરખાં હલકાં પગલાંની અને મોરની મીશાલે બાહાર આપતી ગુરવારીદ ગોલબની લપટવાલી આરજુની હજુર તેના બાગમાં આવી પુગી તે વેળા બેહેરામ અને તેહેમુર હાજર હતા, પણ આ કાસદની સંગત બીબી આરજુને ગોયા એટલી પસંદ હોય તેમ તેણીએ પોતાના ખેસીને અને તેના દોસતને તાંહાંથી જવા ફરમાવયું અને આ જવાન કાસદ સાથ ખુશ ગોફતેગોમાં ફરવા લાગી.

આરજુએ પોતાના દીલના ઉભરા એકદમ બાહેર કા

હાડયા નહી. ગમે તેવી મોબત હોય, તોપણ જેના ઉપર તે
ની મોબત લાગેલી તેને તે માતર એક ખીદમતગાર સમજ
તી હતી અને આરજુમાં પોતામાં દરએક સુલખશણી ઓર
તનો ખુદરતી અંદાજો તથા મહલાજો હતો. માટે તેણીએ
પેહેલાંતો ખોદાદાદને જાંણે પીછાણતી નહી હોય તેમ એ
કવાર ફરી તેનું નામ પુછ્યું.

"હું તારા ગોલામનું નામ ખોદાદાદછે, નામવર બાનુ."

"મારો ગોલામ. જારથી પોતાને હલકા પાડવાના
ઢોંગમાં સાંમાં ધણીને માન આપવાનું ગણાયછે તારથી દુ
નીયાં બગડી ગઇછે. ભાઇ તું કાંઇ મારો નોકર નથી, પ
ણ રાસામશાહનો નોકરછે."

"પણ રાસામશાહ તમારો નોકર છે, અને તેથી જે
તેનું હોય તે તમોને પોંહોંચેછે, તારે તમારા નોકરનો જે
નોકર તે તમારો પણ નોકર છે."

રાસામનું નામ સાંભળી આરજુ ચરકી પડી. "હું
તેનો વીચાર કરતી નથી, અને તેના મગજમાં પણ હું ભ
રાંઉ તેના કરતાં તે મગજ ખાલી રેહએ હું ચાહું છઉં."

"બાંનુ તેના મગજને તમારી તરફ ખાલી કરવા સા
રૂં હું આવયો છઉં."

પણ આરજુ હટીલી હતી. તેણીએ ભવાં ચહડાવી
ને કહયું કે "રાસામનું કામ મારી આગળ નહી સાંભળ
વાને મેં તુને હુકમ કરેલોછે, પણ જો તું કાંઇ બીજું કામ
લઈ મારી પાસે આવેતો આસમાની ગાએણનાં શરોદો ક
રતાં તે કામ તારે મોહોડે સાંભળવાને હું ખુશી થવશ."

"નેક ઉમરાજાદી"—

"તું ખોદાને ખાતર મારૂં સાંભળી લે." અને હવે
આરજુએ છુટથી બોલવાની હીમત પકડી "તું તારી જા
દુઈ જુબાનની અસર હીઆં છેલીવાર ચલાવી ગયો, તારપ
છે તારા શેકારી તરીકે એક વીટીને મેં તારી પુઠે મોકલા
વી. હું કબુલ કરૂં છઉં કે તેમાં મેં પોતાને ઠગીછે, મારા
નોકરોને ઠગયાછે ને તું જવાંનને પણ ઠગયોછે અને હવે જે
ચીજ તું જાંણેછે કે તારી નથી તે ચીજ શરમ ભરેલી હીકમ
તથી તારા ઉપર જબરીથી ફેંકવા માટે તું કડણ દીલથી જે સજા
ફરમાવે તે ખમવાને હું તઇઆર છઉ."

આ જોસ ભરયા શબદોનો ભેદ અલબતાં મુરવારીદ
સમજી ગઈ. તેના જવાબો હમેશાં બે અરથ ધરાવનારા હ
તા. એકતો તેમનો ખરો અરથ અને બીજો પોતાની છુ
પાવેલી હાલત ઉપરથી નીકલતો અરથ. જારે તેણીએ આ
રજુને મોહોડે આ મોબતનાં જોસ ભરયા શુખનો સાંભળ
યા તારે તેણીએ એટલોજ જવાબ દીધો કે—"મને તમારી
હાલત ઉપર દયા લાગેછે."

આ શબદોનો માતર બાહારનોજ અરથ આરજુ સ
મજી અને તે બોલી કે "દીલદાર પર દયા કરવી એ તેને
ચાહાવાનો એક તબકો છે."

"નાં તેમ નથી. ઘણીવાર આપણા દુશમન ઉપર
પણ દયા કરીએ છઈએ."

"પણ તારે દુશમનનેબી ખુશી થવાનું છે. અરે દુ
નીયાં! ગરીબોને કેવી ગરૂરી હોયછે! અગરજો એક ગરી
બ શેકાર થાયતો વરૂનાં કરતાં સીંહની આગળ પડવું કેટ
લું બેહેતર છે."

આવી ગોફતેગોમા ઘણો વખત ગુજરી ગયો અને હ
વે છુટાં પડવાનો વખત થયો. આરજુએ હજી સઘલો ભે
દ ખોલીને કહયું નહી. ઓર સેવટે તે એવું બોલી કે
"જવાન ખોદાદાદ હું આટલી છુટથી વાત કરૂં છઉં તેથી
ભરતાર તરીકે હું તુંનેજ ગલે પડશ એમ વીચાર ના. હ
વે વખત ઘણો થયોછે માટે તું રૂખસત લે."

પણ હજી મુરવારીદના મનમોવન મુખરાને વીહીસો
મેળવા તેણીને ગમીઓ નહી. તે બોલી કે "જરા ઉભો
રેહ. તું મને ખરેખરૂં કેહ કે મારે વીશે તું શું વીચારેછે."

"તમે એવું વીચારોછો કે જેવાં તમેછો તેવાં ખરેખ
રે નથી."

"જો હું મારે વીશે તેમ વીચારૂં તો તારે વીશેબી
હું તેમજ વીચારશ."

"ને તેમા તમે ખરૂંજ વીચારોછો. હું જેવો છઉં
તેવો નથી."

"હું ચાહુંછું કે જેવો હું તુંને ચાહુંછું તેવો તું હતે."

"તેમ કાપાથી હું જેવો છેઉં તેથી બેહેતર થતે તો
હું પણ તેમ ચાહાતે."

પણ હવેતો ઘણું થયું. આરજુના દીલનો દગદગો
અને શરમ હવે નીકલી ગયાં. તેણીએ પોતાનું દીલ સઘ
લું ખોલલું કીધું અને મોટાં જોસથી તે બોલી કે "અએ
શુંદર જવાંન, વસંતનાં મોઘરાં અને બાહારના ગોલાબના
મને કસમ છે, મારી કુમારી હાલતના મને કસમ છે, મારાં
માનના, સચાઇના અને દરએક ચીજના મને કસમ છે,
જો મારૂં દીલ તું સીવાએ કોઈ બીજાના ઉપર મેં લગાડયું
હોય. આ મારા એકરાર સાંમે તારાં કારણોને તાંણી તોડી
ને નો રજુ કર, કેમકે હું તુંને ચાહું છઉં તેમાં તને બો
લવાને કાંઇ પણ કારણ નથી. કારણતો મને છે અને તે કા
રણોને તારાં કારણસે બાંધ, કારણ કે મોબત માંગવી એ
સારી છે, પણ વગર માંગવે આપવી તેનાથી બેહેતર છે."

મુંરવારીદને આ ગુચવાડો થોડો નહી હતો. તે જો
ખરેખર મરદ હતેતો આ લલચાવનારા સુખનો તેને જીહી
તતે પણ તેતો ઓરત હતી અને તેથી તે વળી પાછા બેહુ
અરથ બતાવનારા બોલોમાં બોલી કે "અસરાફ અમીરજા
દી, હું મારાં નીરદોશપણાના અને મારી જવાંનીના સોગં
દ ખાઉં છઉં કે મારૂં દીલ એક, છાતી એક, અને રાસ
તી એક છે, કે જે કોઇ ઓરત પાસ નથી ઇઆ નહી હું
સીવાએ કોઈબી તેની હવે પછે ધનીઆંણી થઈ શકશે. વા
સતે સલામ બીબી સાહેબ. હું જાંઉં છઉં અને મારા
ધણીના આંજુથી તમારી આગળ રડવા સારૂં હું ફરીથી
આવશ નહી."

હવે તેને જવા દેવોજ જોઈએ પણ તોબી આરજુએ
આરજુ બતાવી કે "તું ફરીથી આવજે કેમકે જે દીલ પોતા
નાં ચાહાનારને ધીકારેછે તેને ચાહાતાં શીખાડવાને તારાથી
બની શકશે."

---

## પરકરણ ૧૧ મું.

## મુરખાઈના મરચાં.

રાસામશાહનો કાસદતો બીબી આરજુથી છુટો પડ યો અને બાગમાંથી ગયો મગર તેહેમુર તે કેમ દેખી શકે ?

તેણે મજકુર સઘલો તમાસો જોયો હતો. આ મુલા કાતને દરમેઆન આરજુએ તેને બાહાર જવા ફરમાવયું હતું, પણ તેહેમુર માતર દુર જઈને તમાસો જોવા ઉભો હતો.

અને છેલાં પરકરણની શરૂઆતમાં પોતાના દોસત બે હેરામ આગળ કરેલી તેની જે ફરીઆદ આપીછે, તે ફરી આદનું કારણ એજ હતું.

તે બોલયો કે "સઘલા ચાલા મેં આમ્મે ખુનથી વેહે ી નજરેનજર જોયાછે. ઘડીમાં તેઓ બગલગીરી કરતાં, । ઘડીમાં ખાંધ ઉપર હાથ નાખતાં ગોલાબ અને ચંપેલી ાં કેઆરાઓ વચે ફરતાં હતાં. હવે બેહેરામ તારી જાત ઝનું દીલ બાહાર ગુંથાવાની વધારે સાબેતી શું જોઈએ ?"

બેહરામે જોયું કે વાત બેહકીતો ખરી. આરજુનો ાપ તેહેમુરને મળે કે નહી મળે તેની બેહેરામને થો ાજ દરકાર હતી. પણ આ મેહેલનો આસરો અને હેરામની સંગત છોડી જવાને તે મુરખને કાંઈ પણ બાહા ' મળે તેનો બેહેરામને ઘણી ધાસતી હતી. તેહેમુરને જવા યો એટલે સઘલા એશઆરામને જવા દેવો અને મોજમે ને છેલી સલામ કરવા બરાબર હતું, માટે આ મુરખને ાઈ પણ રીતે ફુસલાવીને પાછો રાખવા સારૂં બેહેરામે એ વાર ફરી હીકમત અજમાવી.

તે બોલયો કે "વારૂં તેહુમુર હું પુછું તેનો જવાબ શે ! જે વખતે તે જવાન કાસદ મારી ભતરીજી સાથ પે યાર ભરી મસલત કરતો હતો તે વખતે તેણીએ તુંને જો । હતો ?"

"જેમ હું તુંને જોઉં છઉં તેટલી ખોલલી રીતે ત ાને જોતી હતી અને તોપણ મારાં દેખતાં, મારી નજરોનજ એ નીમખહરામ નાર પેલા નાપેકાર હલકારા સાથ ગુસ ાસ કરતી હતી."

બેહેરામને આ વાતમાંતો પાપો પાયો. તે હસીને ાલયો કે "અરે ઘેલા તેણીએ તુંને જોયો તારે હવે સાંનો ેટલો બધો ઘભરાયછે. તારા દેખતાં તેણીએ બીજા સાથ આર કરયો એ કાંઈ તારી તરફ તેની બેવફાઈ નહી પણ તા પેઆરની ઈધાંણી છે."

"જો બેહેરામ તું મને ગધેરો સમજેછે કે શું આવી ને ઉલથાપ આપવા આવયોછે."

"નહી હું ખરૂં કહું છઉં કે તારાં દેખતાં તેણીએ ારકા જવાન ઉપર પેઆર બતાવયો તે ખુશ ગીજાજથી તું । ખીજવવા સારૂં, તારી સુતેલી ઉલટને જગાડવા સારૂં, ારી સુસત થયલી હીમતને ઉસકેરવા સારૂં, તારાં દીલમાં આતસ સલગાવા સારૂં અને તારાં કલેજામાં લોહી રેડવા ારૂં તેમ કીધું."

તેહેમુર વીચારમાં થંભ થઈ ગયો, અને બેહેરામે ાત આગળ ચલાવી—"દેવાના દોસત તુંએ તારો પેઆ બતાવાની અછી તક જતી મેળી, તારૂં જોસ સાબેત ક રવાની બાજી ખોહી. તે પારકા ધણી ઉપર ખોટો પેઆર કરતી હતી, તેજ વખતે તુંએ તેની આગળ જવું હતું અ ને તારાં મોહોડાંની ટંકસાલમાંથી ગરમાંગરમ્ હકા મરાખ રીના સીકકા બાહાર કાહાડી તુંએ તે ચાપલુસીખોર જવાં નને મુગોમંતર કરી નાંખવો હતો. તારી માશુક તારીથી એવી વકી રાખતી હતી, અને તેજ વકીમાં તેં તેણીને ની શફળ કીધી અને હવે તું તેણીના મગજના માહાસાગરમા તદન ઉલટી દસાએ હંકડાઈ ગયા, કે જંહાં એક ફુરીયાંન ની દાહાડી ઉપરનાં દવની મીશાળે તું લટકી રેહેશે; નહી તો તેમાંથી છુટકારો પાંમવો હોયતો કાંઈ હીમત અને મર દાંનગીના ઉપાયો કસવામાં કંમર તંગ કર."

તેહેમુરની મુરખાઈપર આ મરચું ભભરાવેલું બસ હ તું. તેહેમુર સમજીઓ કે બેહેરામે સમજાવયું તેજ ખરે ખર તેણે આરજુના મન ઉપર અસર કરવાની તક ખોહી અને તેથી હવે તેણીની ખોહેલી મેહેરબાનગી પાછી મેલવ વાના કાંઈ ઉપાય કરવા સારૂં તે પોતાના દોસતની સલાહ માંગવા લાગો.

બેહરામે વધારે આટો બાફીઓ. તેણે સલાહ આપી કે જો ઓરતના મન ઉપર પેઆર બેસાડવો હોયતો બાહાદુરી બતાવવી એ સઉથી સરસ રસતો છે, માટે રાસામશાહ ત રફથી આવતા હરીફ સાથ કુસતી રમવાની તેમુરને સલાહ મળી. બેહેરામે તેને ઉસકેરયો કે "તે જવાન હલકારા ઉ પર તું એક કાગળ લખ અને તેમાં તેની સાથ કુસતી રમ વાની માંગણી કર. તે કાગળમાં તું જેમ બને તેમ તારી સરફરાજી સહરાગાત ભરેલા શબદોથી બતાવ, તારે ગમે એ ટલાં તેનાપર તોહોમતો મેળ, તારે ગમે એટલું જુઠું લખ, તારે ગમે એટલી વડાઈથી દફાંસ માર. એ રીતે તેને ઘ ભરાવીને પછે એક ઠરાવેલી જગા ઉપર કુસતી રમવા બોલા વ. તે એક લોંખડી છોકરોછે. માટે તારાં પીલતન જે વાં બદનથી તું તેને લેહેજામાં જમીનદોસત કરશે અને તે ના ઉપર ફાવી જશે એટલે પછે મારી ભતરીજી તારી બાહા દુરી અને હીમત ઉપર ખુશ થશે અને તુને પોતાનો મર દ કરવા ચાહાશે."

આ વાત તેહેમુરના ધેઆંનમાં એકદમ ઉતરી ગઈ અને લાગલો તે કાગળ લખવા ગયો.

પણ બસરા શેહેરમાં એકલો તેહેમુરજ મુરખ નહી હ તો. બીબી આરજુનો કારભારી બાધરખાંન મુરખોનો મુર ખ હતો અને ફકત દાહાયો થવા માટે તથા પોતાની શેઠા ણીની મેહેરબાનગી મેળવવા માટે ઘરમાના માંણસો ઉપર તેણે ઘણીક લાહેરી ચલાવવાથી તેઓએ તેનો ઘાટ ઘડી રા ખેલો હતો.

આરજુનો લઉવો નકર તથા સાએલી ફરંગ, આરજુ નો કાકો બેહેરામ અને તેનો દોસત તેહેમુર અને તે વી નાએ બીજાં સરવેને બાધરખાન ઉપર જે ખબડાટ હતો તેનું વેર લેવા માટે તેને ફસાવા તથા તેને ગધેડો બનાવા સારૂં આ સરવે જણ તેના આંધરાંમા ફરતાં હતાં અને તેને દેવાનામા ખપાવા સારૂં હસમુખી ફરંગે એક હીકમત બતાવી હતી તે વાંચનારાંઓ ભુલી ગયાં નહી હશે.

તે હીકમત અમલમા લાવવાનો હવે વખત હતો.

સાંજ પહેલી હતી. ખુશનુમા પરકાશથી આકાશ ઉપર સો નેરી દોર ચહડાવતો આફતાબ પોતાની દીવસની સવારી પુરી કરી તે દીવસના મોતના શોકમા શીહા વાદલનું કાળું કફન હોઢવાની તઇઆરીમા હતો.

પેલી હીકમત ચલાવાની એજ જગા પણ હતી. બા ગમાં ઠંડી જેફીરની લેહેકી દીલરૂબા માશુકોના રૂખશારા ઉપરના ખમ ચુમતી હતી, જાહાડોની લીલોતરીના તાહાડક આપનારા રંગ સાથ રંગબેરંગી ફુલોનો રંગ મળી જઇ તે બાગ ખુશતર બની રહયો હતો અને સુગંધી ફુલોની લપ ટે બેહેક બેહેક થઈ તે આરાસતે જગાને ખુશ ઠઠા મશખ રીને લાએકની બનાવી હતી.

મારે એક તરફથી મુરખ તેહમુર મુરખાઈના મરચાં ભભરાવાથી તીખો થઇ રાસાબંશાહાના જવાન કાસદસે કુસતી માંગવાનું નામું લખવા ગયો, કે બીજી તરફથી હસ મુખી સાએલી ફરંગ, મશખરો લહુવો જકર અને બીજા ઓ બાધરને બેહેકાવાની હીકમત અજમાવા સારૂં એકઠા થયા અને તે મુરખથી જે મજાહ મલવાની આશા હતી તેથી ખુબ રંગીલા છબીલા બની ગયા હતા.

ફરંગે સઘળાઓને ભલામણ કીધી કે "તમોએ જા હાડની પછવાડે સંતાઇ જવું અને હું હીઆં કેઆરામાં બાધરને નામનું એક બીડેલું કાગળ નાખી જાઉં છઉં. અડધો કલાક સુધી પોતાની એસકાઈને મારે પોતાના ઓ ળા સાથ ચેડાં કાહાડવા પછે એ અડધો ઘેલો આ તરફ આવેછે, મારે આ તેને ખરે નામનું પણ બાઈ આરજુના ખોટા હરફોનું કાગળ હીઆં નાખવાથી તે ઉંચકી લેશે અ ને પછે તેમાંની સહરાગાતથી છાપરે ચહડીને કેવાં બેણ કો તક કરશે તે જોવાની મજાહા છે." પણ ફરંગે સઘલાઓ ને ખુબ ચેતવણી આપી કે આ હીકમતને દરમેઆન કોઈ એ ચું કે ચાં બોલવું નહી, નહીતો સઘળો ધાંણ બગડી જશે.

ચના જેવી ફરંગની આ ચેતવણી ધેઆનમા રાખી સઘળાઓ જાહાડ હેઠલ સંતાઇને એવા ઉભા કે એક પાત રૂંખી ખખડે નહી. ફરંગે પેલું કાગળ બાગના રસતાની વચોવચ નાખયું અને પછે ફરંગ તાંહાંથી ખીસી ગઈ.

થોડીક ઘડી ગઇ નહી તેવામાં બાધરખાંન બપકો કરી ને વા સાથ વહડતો હોય તેમ પોતાના મન સાથ બોલતો આવયો. આ વખતે તેનો મીજાજ ખુશ હતો અને પોતા ની શેઠાંણીના પેઆર વીશેજ મલકાતો હતો. તે બોલતો કે "નસીબની વાત છે, ભાઇ બધી નસીબની વાત છે. પે લી કવચ ફરંગે મને એકવાર કહયું હતું કે બાઈ આરજુ મને ચાહેછે ખરી, અને એક વખતતો એ બાનું મારા પે આરની એટલી નજદીક આવી હતી કે તેણીએ મને કહયું કે જો તેણીના ભવીશના ભરતાર વીશે તે ખેઆલ કરેતો તે ની સુરત મારા ચેહેરાનેજ મળતી આવશે."

હીઆં છુપાઈ રહેલા લહુવા જકરથી હસવાનું ખમા યું નહી, પણ જો બેહેરાંમે તેને દાબયો નહી હતેતો તે ખચી ત મોટે હસી પડતે.

પણ બાધર આગળ વીચારવા લાગો. તે બોલીઓ કે "વારૂં જાંણે આરજુ સાથ પરણયો, તો પછે હું શેહેરનો હાકમ થવશ, તારે પરણવા પછે તરણ મહીનાતો હું મારી મેહબુબ સાથ એકાંત મોજમા ગુજારશ અને તરણ મહીના પ છે સોનેરી તખ્ત ઉપર બેસીને પેહેલાંતો મારાં નેણ ચહડાવી ને મારી આસપાસનાઓને હું ધમકાવી કાહાડશ કે મારૂં કા મ હું સારીપઠે સમજું છઉં અને તેઓએ મને હંમેશ પગે પડવું જોઈએ. એ રીતે સઘળાઓની ધુલ કાહાડી નાખ વા પછે હું મારી ઓરતના પેલા નાપેકાર બેશી બેહેરામને તેડાવશ. દસ, બાર ઉમરાવો તતકાલ દોડીને તેને બોલાવા જશે અને તે આવે તેટલો વખત બધાંને થથરાવા સારૂં હું જરા દોળા ઘુરકસ અને પછે જરા રમતીઆલ થઇને ઘડી આલને ચાવી આપશ અથવા મારી આંગલીપરના કોઈ આબદાર ઝહવેર સાથ રમત કરશ. તેટલાંમા પેલો અંડાલ બેહેરામ આવી પુગશે, મારી આગળ ગુઠણપર પડી મારો ન મસકાર કરશે. હું મારો હાથ જરા લાંબો કરશ અને જાં ણે ઓળખતો હોઉં તેમ જરા હસી દેખાડશ, તોપણ તું મા રા હુકમ તલેછે એવો હું ચેહેરો બતાવશ. પછે હું બપકા મા કેહેવશ કે "ભાઈ બેહેરામ મારાં નસીબને તારી કમબ ખતી કે તારી ભતરીજી મારે હવાલે થઇછે, વાસતે તુને હુ કમ કરવાનો મારો હકછે કે તું તારાં છાકટપણાને સુધાર અ ને એક મુરખ દોસત સાથે મળી જઇ તેના પઇસા ગુમાવે છે, જેનું નામ તેહેમુર છે, તેને તારા સંબંધમાથી હાંકી કાહાડ."

બાધરના આ સેકચલી સહી ખેઆલો હતા. પેલા જે ચોટાઓ જાહાડની હેઠલ સંતાઇને તેનો તમાસો જોતા હતા, તેઓ પેહેલાંતો બાધરની ઉપલી મુરખાઈઓ ઉપર હસવા લાગા, પણ જેમ જેમ બાધર પોતાના ખેઆલમા ફુલી જઇને વધારે બેહેકવા લાગો તેમ તેમ તેના આ છુપા સંભાળનારાઓ ખીજવાતા ગયા અને જારે બેહેરામપર બા ધરને મોહોડે ગાલો પડવા લાગી તારેતો તે ચમાર મરતબે ગુસાથી લાલને પીલો થયો અને બાહેર નીકલી આવી બાધ રને એકદમ ગરદાપેચ કરવા ટાંપેઓ, પણ તેના સોબતીઓ એ તેને વારેવાર અટકાવી તથા મોહોડું દાબી ધરી તેને બોલી ઉઠતાં વારયો. જકર લહુવાએ તેને સમજાવયો કે "યાર૦ ઘડીભર ચુપકીદીને આપણા મોહોમાંથી બાંધીને ગા ડી કરી ઘસડી લઈ જવામા આવે, તોપણ હાલ તરતતો ચુપ રેહ."

એ રીતે સેકચલી મીશાલે "હવામા કીલલા" બાંધ તાં બાંધતાં અંતે બાધરની નજર પેલા ઠગાઇથી નાખેલાં કાગ ળ ઉપર પડી, જે તેણે અચરતીથી તરત ઉંચકી લીધું અને તેને વધારે અચરતી એમ ઉપજી કે "અરે, આ સરનામા ઉપરના અખશરતો મારી શેઠાંણી આરજુના છે, હા એજ તેના કાના માતર ને વલાયાની વલાંણ."

પકી ફરંગ ! તે કપાતરે આ કાગળની ઉપર અને અંદર આરજુના હરફની ઘણીજ નાદર હીકમતથી નકલ કીધી હતી. બાધરની મુરખાઈ પર આ મરચું ભભરાવાને તેણે કસી કળા બકાત રાખી નહી હતી. કાગળ ઉપર સર નામું આ પરમાણે કરેલું હતું—

"મારા અનજાંના વાહાલાને મારી દુવા સાથે આ કાગળ પોંહાંચે."

આ અખશર આરજુના હતા, આ પરબીડું અને

કાગળ આરજીનું હતું, આ મોહોર કરેલી લાખ આરજુની હતી; એટલુંજ નહી પણ આ સરનામું કરવાની ઢપ પણ આરજીની હતી.

હવે બેહેરામ વીચાર કરવા લાગો કે "બાઈનો આ 'અનજાનો વાહાલો' કોણ હશે?" તેનાથી વધારેવાર થોબાયું નહી, મારે કાગળ ઉખેડીને વાંચવા લાગો. તેમાં તો પેહેલે આ બેત હતી—

"જીભ નહી ચાલતી તાંહાં ચાલે જીગર—
કોણ પર એ પેમ્આર ? ન કેહેતી મગર."

"કોણપર પેમ્આર ચાલેછે તે કહી શકતી નથી ! એમ મારે વીશે કેહેતે કેવું સારૂં" આવા ખેઆલમા બાધર મલકાવા લાગો. પણ વળી એક બીજી કવીતા પર તેની નજર પડી—

"હું તેનેજ ચાહુછ જેપર ચલાઉંછ હુકમ,
પણ હુકમ મોહોબતનામા બંધ પડયું છ સુખ;
કારી છે છુપી છુરીના જખમ,
બઆને કાનાથીજ મળે મને સુખ."

બાધર આ લીટીઓ ઉપર અચકયો અને ફરીથી વાંચવા લાગો. "હું તેનેજ ચાહુંછ કે જે પર હુકમ ચલાઉંછ" પણ આરજુતો બાધર પર હુકમ ચલાવેછે, અને જે પર હુકમ ચલાવેછે તેનેજ ચાહેછે, તારે આરજુ બાધરને ચાહેછે એ સાર તેણે ખોલલો કાહાડયો. વળી જેના પર હુકમ ચાલેછે તેને ચાહાવા છતાં "મોહોબતનો હુકમ કાહાડવાને સુખ બંધ છે" એથીખી બાધરનાજ અનુમાનને ટેકો મળેછે, કેમકે તેણે વીચારયું તેમ શેઠાંણી અને ચાકર વચે તફાવત હોવાથી પોતાની મોહોબત જાહેર કરવાને તેને આ નાકાંની થાયછે. પણ છેલી લીટીતો સઘલું ખોલું કરી આપેછે. તેમાં લખેછે કે "બઆને કાનાથીજ મળે મને સુખ" એટલેકે બ ને કાનો બા અખશરથી સરૂ થતું નામજ સુખ આપે અને તે નામ બાધરનું છે !

એથી વધારે ખાતરી હવે શું કામ જોઇએ ! બસ બાધરે માનયું કે "મારી શેઠાંણી મજ પર ફીદા છે." પણ વળી કાગળ મધે કેલખોરી ફરંગે એટલાંમાજ પતાવીઉં નહી હતું. બાધરખાનને ગધેડો બનાવાને બીજું ઘણું લખીઉં હતું અને તે આ પરમાંણે—

"જો આ કાગળ તારા હાથમાં આવેતો એકદમ ફરી જ. મારો સેનારો તારા કરતાં બુલંદ છે, પણ મારી મોટાઇ જોઇ બીહીતો ના. કોઇ જનમથી મોટા હોયછે, કોઇ મોટાઇ હાંસલ કરેછે અને કોઇપર મોટાઇ હંડસેલવામા આવેછે. તારૂં નસીબ પોતાના હાથ ઊંઘાડેછે, વાસતે તારાં બદનને તેની સાથ કોટી કરવા દે અને ફેરે પછે તું કેવો થશે તે વીશેની તુંને આદત પાડવા સારૂં તારો હલકો અવતાર તજી દે અને તાજો દેખા. એક સગોછે તેની સાથ લડજે; ચાકરો સાથ ચીરડાજે; તારી જીભ ઉપર રાજપાટના બોલો ને લટકાવજે; મોટાં માણસોની મીશાલે જરા ઘેલોગાંડો થજે; એવી સલાહ, જે માણસ તારે માટે રાત દીસ બલેછે તેજ તુંને આપેછે. તારાં પીળાં મોજાં કોણને પસંદ પડેછે અને કાબરચીતરૂ પેહેરણ કોણ જોવા ચાહેછે તે ધ્યાનમા રાખજે, હું કહુંછું-કે ધ્યાનમા રાખજે. જો તું વધવા માગેતો હું ચાહુંછું તેવો થા, નહીતોકે સેવટ સુધી નોકર તરીકે નોકરોનોજ સોબતી અને દોલતની આગળ આવવાને નાલાએક તુંને ગણુશ.

લા૦ તે કે જે તારી સાથ હાથો અદલ
બદલ કરવા ચાહેછે
તારી બાએગસાલી દુખીઆરી."

બસ—હવે બાધરની ખાતરી થઈ. આરજુના પેમ્આને ખાતર તેણે ઘેલો ગાંડો થવાનો ઠરાવ કીધો, તેણે કાબરચીતરો પોશાક પેહેરવાનો ઠરાવ કીધો, તેણે પીળાં મોજાં પેહેરવાનો ઠરાવ કીધો અને ફરેબબાજ ફરંગના ફેલ મુજબ તેને જેવો ગધેડો બનાવા માગયો હતો તેવો તે ખરેખર બનયો. તે બાગ છોડી જવા પછે, જાહાડ હેડલ ભરાયલાઓ બાહેર નીકલયા અને હવે પછે જે ગમત પડશે તેના ખેઆલમા ખુશ થવા લાગા.

---

## અભીઆસ.



સુનાબાઇનો નાહાનો સોલુ ટેબલપર ચોપડી મેળીને પરપર વાંચેછે અથવા પોતાનો પાઠ કરેછે તો માએ મલકાયછે કે મારો દીકરો ઘણો હોશીઆર છે, જારે માસટર વીદીઆ અભેઆસ વીશે વાતો કરેછે તારે નવલસાગોરી પોતાના દીકરાને મોટો અભીઆસી ગણેછે, કેમકે તે સહવાર સાંજ સારીપઠે બેસીને વાંચેછે. પણ વીદીઆના એક અભીઆસીનું ચીતર અમે આ બાબતને મથાલે આપયુંછે. આ વીદીઆરથી પોતાના પુસતકખાંનામા બેઠોછે, ચોપડી વાંચેછે અને તેની પાસે બીજી ચોપડીઓ પડેલીછે. દેવાલ આગળ નકસો ટાંગેલોછે, ટેબલ ઉપર પરૂથવીનો ગોળો મેલેલોછે અને પહોસમાજ આકાસનું અવલોકન કરવાને એક દુરબીન તેના સટાંડ ઉપર જડેલીછે. અભીઆસી પોતાની ચોપડીમા ખુબ ગુંતાયલો છે. તે એકલો અને એકાંત ખુણે બેઠેલોછે, તેનું મન ખસેડનારી બીજી કોઇ હરકત નથી અને તેવે ખુણે તે અભીઆસમાં સઘળો ગોયા ગરક ગીઓછે.

આ ચીતર ઉપરથી વીદીઆ અભીઆસ શું તેનો કાંઈ ખરો ખેઆલ આપણને આવેછે. અમસધું વાંચવામા અથવા પાઠ મોહોડે કરવામાં અભીઆસ પુરો થતો નથી. ગમતને માટે નાટકો વાંચવા અથવા શોખને માટે વારતાઓ ઇઆ કાંહાંની કીસસા વાંચવા તે કાંઇ અભીઆસ નથી. અભીઆસ માતર ચોપડીથીજ થતો નથી. એક ચીજનો અભેઆસ કરવો એટલે કે ઉમંગથી તેની પુઠે લાગીને ઉલટથી તેને લગતું સઘળું ગનાન મેળવવું એવો અરથ થાયછે. તેને માટે એકજ ચોપડી વાંચીને બેસવું નહી, પણ તેને માટે જેમ બને તેમ વધતી ચોપડીમાંથી વધતું વાંચવાનું મળે તે વાંચવું; માતર વાંચવુંજ નહી, પણ ગોખવું, નોધ કરવી, યાદદાસતો લખી લેવી, મગજમા ઉતારવું. માતર વાંચવુંજ નહી પણ તેને વીશે તપાસ કરવી, પરપુછ કરવી, બોલ અને જેસતેજો કરવી. એવી રીતે ગો

યા ખીટીને તથા એકટગરે મંડીને જે ગ્નાન હાંસલ કરવું તેનું નામ અભીઆસ છે, પછે તે અભીઆસ વીદીઆનો હોય, કે હોનરનો હોય ઈઆ રાજદુવારી સવાલોનો હોય ઈઆ સંનસારી વેહેવારી વીશયો ઉપર હોય.

એક પરજાની અહડતી ઘણે દરજે આવા અભીઆસ ઉપર આધાર રાખેછે. ગ્નાનનો ફેલાવો અને વીદીઆ હોનરોનો વધારો આવા અભીઆસથીજ વધેછે. પારકી ભાશાઓની મારફતે અથવા પારકાઓએ કરેલી શોધ ખોલની મદદથી ગ્નાન મળેછે તે ઘણુંકરીને ઉપરટપેનું હોયછે અને જે પરજા સુધારામા બાલાવસથા ભોગવતું હોય તે પરજા પેહેલાં એવાં ઉપરટપેના ગ્નાન પાછળ કોશેશ કરેછે. પણ એવાં ઉપરટપેના ગ્નાનથી ગમે એવો ફાયદો થાય, તોપણ વીદીઆ હોનરોનો ખરો વધારો તેમા નથી. જેમજેમ અભીઆસનો માહાવેરો વધતો જાયછે તેમતેમ તે અભીઆસ કરનારાઓ પોતે વીદવાન થાયછે અને ખરી વીદીઆને આગળ વધારેછે. ઈંગરેજોમા વાંચવા લખવાનો શોખજ નહી પણ અભીઆસની ટેવ ઘણી વધી ગઈછે. પોતપોતાના કામોને લગતા તેઓ અભીઆસ કરેછે એટલુંજ નહી પણ પોતાના કામો ઉપરાંત સાધારણ વીદીઆઓનો પણ તેઓ અભીઆસ રાખેછે. વેપારી વેપાર ઉપરાંત રાજ વીદીઆનો અભીઆસ કરેછે જેવા કે કાબડન. રાજઅધીકારી રાજવીદીઆ ઉપરાંત ભાશા અને એલમ શીખેછે, જેવા કે ડરબી અને ડીસરાએલી. નેઆએ શાસ્ત્રી નેઆએ ઉપરાંત તવારીખ વગેરે વીદીઆઓનો અભીઆસ કરેછે, જેવા કે મેકાલી અને બરોહામ.

આપણા લોકોમા અભીઆસની ટેવ ઘણી કમ છે, લોકોતો રહયાં પણ ખુદ વીદીઆરથીઓમા પણ અભીઆસ જાજો જણાતો નથી. તેથી બનેછે એમ કે તેઓના વીદીઆ પરકરણના કામકાજ ઘણીવાર નજીવાં, હલકાં, અધુરાં તથા ઉપરટપેના લાગેછે અને વીદીઆ તથા અનુભવ વાળાં સંગીન લખાંણની ઘણી ખુટ ચાલેછે. પરોફેસર દાદાભાઈ રાજદુવારી બાબત ઉપર રસાલો લખેછેતો તરેહવાર દાખલા દલીલો અને શાહાદતો ટાંકી બતાવેછે તે ખરા અભીઆસનું પરીનામ છે. મી૦ ખ. રૂ. કાંમાજી ધરમને લગતું એક ભાશણ આપેછે તો નામીચા ઉસતાદોની તથા આગળી અને હાલના વખતના લખનારાઓ તથા ભાશાઓના મુકાબલા વગેરેની મદદ લીએછે તે અભીઆસનું પરીનામ છે. પણ એવા ખરા અભીઆસીઓ આપણામા ઘણા થોડા છે અને તે ઘણું કરીને ઉંચી કીસમની કેળવણીમાં પરીખશા આપવાનાં ઉમેદવાર વીદીઆરથીઓ છે. તેઓ અરધી ઈઆ આખી રાત સુધી ઉજાગરો કરીને અભીઆસ કરેછે. તેઓ કાફી પીતા જાયછે, ચોપડીઓ ઉથલાવતા જાયછે અને એકનું બીજીમાં તથા બીજીનું તરીજીમાં તપાસતા જાયછે.

પણ આપણા તેવા વીદીઆરથીઓ વટીક તેવી પરીખશા પસાર કરવા પછે અભીઆસ ઉપર પાંણી ફેરવેછે. થોડાક ડાકટરો પસાર થવા બાદ વઇદક શાસ્તરને લગતો અભીઆસ જારી રાખેછે, પણ તે સીવાએ બીજા વીદીઆરથીઓ વીશે તેવું આપણ જાજું જાણતા નથી. જો આપણામાં ચોપડીઓ છપાયછે તો ઘણીખરી સાધારણ તરજુમાઓ અને ટાહેલાંઓની નીકલેછે. જો વરતમાન પતરો ચાલેછે તો ઘણાખરા અભીઆસ અને ખોળ વગરની બાબતો માતર સાધારણ વાચારોથી ભરેલી લખાયછે. જો સભાઓ થાયછે તો કોઈવાર જીવ વગરનાં ભાશણો સાંભળી આવીએ છઈએ. એ રીતે આપણા લોકોમાંથી અભીઆસ કોતા થતો ગયોછે. થતો ગયોછે એમ આપણ કહોએ છઈએ તે એટલા માટે કે આગળ આપણા લોકો અભીઆસી હતા. જારે ઈંગરેજો અને બીજી સુધરેલી કોમો જંગલી હતી તારે આપણા લોકોએ ધરમ, નીતી અને વીદીઆના નામીચાં ગરંથો લખયાં હતાં. આપણા નામીચા જોતીશ અને વરતારા હતા. આપણા લોકો ગણીત અને બીજી વીદીઆમાં પુરવીન હતા. આપણા નેઆએ શાસ્ત્રીઓએ મંડળીના બંધાણના કાયદા બાંધયા હતા. ઈમારત, નકસીકામ, હથીઆરો વગેરે હોનરો આપણા લોકોથી નીકલયા હતા.

તેવા લોકોની આપણ ઓલાદ અભીઆસને તજી બેસીએ એ કેવું દલગીરી ભરેલું છે. અભીઆસની અગત માતર વીદીઆરથીઓનેજ નથી. અભીઆસમા ખરી મોજ અને ગમત છે. એક બાબતની પુઠે લાગી તે ઉપર સરદારી અને ફતેહ મેળવવી એમાં મોટો શંતોશ અને દીલાસો છે. અભીઆસ કરવા લાએક બાબતો એટલી બધી અને એટલી બોહોલી છે કે તેમાંથી જેવી ગમે એવી બાબત પસંદ કરી શકાયછે અને તોપણ જુદા જુદા માણસો પોતપોતાના શોખની બાબતો પસંદ કરવા છતાંબી કદી ખુટે નહી એટલું મોટું મેદાન અભીઆસીઓને માટે પડેલું છે. કારનવાલની શીખામણ મુજબ "દાહાપાં માણસોનાં ઉંદા દાહાપણમાં આપણાં જવાંન ભેજાંને બોરી રાખતાં" ઈઆને અભીઆસ કરતી વેળા કોઈ પણ બાબતથી અટકવાની અગત નથી. કેમકે નામાકીત કવી પોપનું આ લખાણ રાસત છે કે "કોઈ પણ અભીઆસ એવો નથી કે જેમા એકવાર. પડવા પછે તે આપણને ખુશી નહી કરે." બેકન જેવા ફીલસુફનું આ મત છે કે "અભીઆશ ખુશાલી, સીણગાર અને શકતીની સેવા બજાવેછે" અને આડીસન મીશાલ આપેછે કે "જેમ તંબાકુ, તપકીર ઈઆ દારૂની આદત પાડવા પછે તેના વગર ચાલતું નથી, તે ગુણ અભીઆસમાં તે કરતાંબી વધારે છે. જેમ અભીઆસની વધતી પુઘ પકડીએ તેમ તે વધતો અને સુધરતો જાય છે તથા તે પેહેલાં જે કસરત હતી તે હવે ગમત થઈ પડેછે."

---

## મધરાજનો ઝટકો.

મધરાજની અંદરખાંનેની, જુની અવસતા બતલાવનારી એક જુદીજ ચીજ છે. વેલાતમાં 'ફલાઇ' છે; મુંબઈમાં 'બગી' છે; મધરાજમાં 'ઝટકો' છે. આકારમાં શીગરામને કંઈ મળતો; લંબાઈ પોહોળાઈમાં તેનો પોણો હીસસો, બે ઉંચા ચાકપર મેલાયલો; ઘણાં નબળાં પાટીઆંનો એ ઝટકો બનેલો છે; ઘણી હાલહવાલ રીતે તે જોડાયલો હોકાયલો છે. તેમાં સીકડાઈને ચાર જણા બેસે એટલી જ

ગા કરીછે; બાહાર અડધો નાગો હાંકનાર બેસેછે, જેના શ
રીરની ખુશબોઈ ગાડીમાં પસરેલીજ રેહેછે. ખરૂં કે આ
ગાડી સાથે જોડેલો તે ઘોડોછે. પણ તે કંજર જેટલો ઉં
ચો છે; એક આચકો કે લાતમાં ટુટી પડે તેવોછે. પચી
સ ઠીંગલાતું, દોરડી સુતરીથી ઝકડેલું, રફુમકર હારનીસ
છે, કે જે આ હાડકાંનાં પાંજરાંથી નથી બદતર કે નથી સ
રસ. આવા ગાડી ઘોડાના રોખડાની ચાલ નહીં ચાલ જે
વી, ગઢેડમાંની ગાડી જેવીબી હોત તો તે બને એવું હતું.
પણ ખરેખર તેમ નથી. જાણે ઝટકો તે ઝટકોજ. ગમે
એટલી દુર તે એક ઝટકામાં લઈ જશે. કડકડાટ ખડખ
ડાટ; ઉછળતી પટકાતી ધપનતી; ચરચર ચરચર ચરચર થ
તી; સવારીની ગાડીને મારી જશે—એ ઘોડાની ગાડીને પા
છળ મેલશે. ઘણીવાર ઉતારૂઓના જીવમાં જીવ રેહેતા ન
થી. જાણે તેઓ એક ઉડતાં, ધપકતાં, ખડખડીઆંમાં
સવારી કરેછે, કે જેના મીનીટે પાંચ મીનીટે સાંધે સાંધા,
પાટીએ પાટીઓ ઉખડી ચારે તરફ વેરાઈ જવાનાં હોય.
સોમાં નેવું જણ આ ફીકર રાખેછે, તે છતાં ઝટકા સહી
સલામત તેઓને ઠામે પોહોંચાડેછે. પણ જયાર તયાર એ
ઝટકા પોતાની નોબતેબી પોહોચેછે. મરડાઈ મચડાઈ કે
ખડીઆ ખડખડ થઈ ઝીંકાઈ પડેછે; અંદર ચોંચાયલા જા
ડા કાળા તીલંગા અકેકમાં વીટલાઈ ઢગલો બની જાયછે—
હાંફતા, બખાડતા, એકએકથી જુદા પડી બાહાર નીકળ
વાનો રસતો ઢુંડતા. ટટુબી લોકરાઈ જઈ, ટુટી પડી, હ
રનીસમાં ગુંચવાઈ જઈ, ચતોપાટ પડેછે. પગો આકાશ
તરફ લટકતા તફડતા થઈ પડેછે. આવા દાખલા ઘોડા બ
નેછે, પણ બનેછે તયારે ઘણી રમુજ, ઘણી દયા ઉપજાવેછે.
ઝટકાની ધાસતી ઘણી રેહેછે; પણ તેની ધાસતી અને ખા
મીની તીલંગાઓને પરવા નથી. તે એટલુંજ જુએછે કે
આંના બે આંનામાં માઈલ બે માઈલ એક ઝટકામાં પોહો
ચી શકાયછે. અને ઝટકાવાલો જોસથી હાંકવામાં નહી ટ
ટુ કે નહી ગાડીનો વીચાર કરતો. જાણે જે બેઠું તેનીજ
એક સવારીને સારૂ ઝટકો કે ઘોડું હોય,.તેવી હાંકનારની
ટપ રેહેછે. બરાડા મારી નીચે ઉતરી ટટુને ઝરી રોડાવેછે;
ઘણીવાર ચાર પગે નહસાડેછે. સવાસો રૂપીઆની આ
એક ગાડી છે; તરીશ ચાલીસ કે પચાસ રૂપીઆનું આ
ટટુ છે; છ સાત રૂપીઆનો દરમાયાવાળો આ હાંકનારછે.
આખા રોજમાં બે કે હુડી રૂપીઆ તે કુટી કાઢેછે. બે વ
રસમાં આ ગાડી ઘોડું સુકદ પડેછે; તરણ ચાર વરસમાં
તે રદ થઈ પડેછે. ઝટકાઓની સંખયા દીનપરદીન વધ
તી ચાલેછે. તરીશ વરશપર સોની હતી; વીસ વરસપર
પાંચસેંની હતી; આજે બે હજારની સંખયા થઈછે. તરી
શ વરશપર એક માઈલ જવાને છ આંના, આઠ આંના
આપતાં એક ઝટકો મળતો નહીં; આજે ચાર જણા બે આં
ના આપી એટલી મુસાફરી કરેછે. એ મુજબ ઝટકાના
માલેકોની કમાઈ ખુટી ગઈછે, પણ લોકને ઘણી ફાયદા,
ઘણી સગવડ થઈછે. સુરતમાં ઘણા લુટા અને વીધવાઓ
દારૂ વેચવાની બેકકનો હક મેળવી ગુજરાન કરેછે; હીંઆ
એવાઓનો આ ઝટકાથી ગુજરો ચાલેછે. મધરાજની મા
તબરીતી,.મધરાજના દમ અને ધમકની અને તેના ઘણા
ખરા લોકની અવસથાની આ ઝટકો મહોટી ગવાહી છે,
એટલે આ ઝટકો તે મધરાજના મહોટા ભાગની અવસથા
જેવો છે. મધરાજનો એ ઘણો જુનો અતલગનો શાગીર
દ છે; એ શાગીરદ બદલાવો યા ગુમ થવો સેહેલ નથી. પો
તાની મેળે બદલાતાં, કે પોતાની મેળે ગુમ થતાં, કંઈ થો
ડી મુદત જોઈશે નહીં; પછી સતાની જાસતીથી જો કંઈ ફે
રફાર કરવા બેશે તો થોડો વીલંબ લાગવાનો. જયારે એ
ઝટકાની આખરી આવશે તયારે મધરાજની એક ઘણી જુ
ની ચીજ મરી ગયલી કેહેવાશે. પણ જયારે આવું સવ
ભાવીક રીતે નીપજશે તયારે મધરાજ હાલનાં કરતાં ઓછું
સુસત, વધારે કેળવણી પામેલું, અને વધારે ખાતબરીવાળું
થયલું સમજવું. (દખણીણ હીંદુસતાનની મુસાફરી.)

---

## ફેફરાંનો મરજ.

જે ભયંકાર મરજમાં અચણુચ ખેંચતાંણ થઈ આવી
ને દરદી જમીન ઉપર ચીબડાંની મીશાલે જીખાયછે તે બી
હાંમનો અને દુખ ભરેલો મરજ ફેફરૂંછે. એ પરમાણે
જમીન ઉપર અફડાવાનું દુખતો હીસટીરીયામા થાયછે ત
થા મગજે લોહી મહુડી જવાના મરજમાં પણ થાયછે, મ
ગર એ પાછલા મરજોમા દરદીનું પડવું અને ફેફરામાં પ
ડવું ઘણો તફાવત ધરાવેછે. હીસટીરીયાથી બેશુધ થઈ
પડનારા દરદીની આંખમાં આંજુ આવી જાયછે અથવા
તે દસકાં ખાયછે ઈઆ હસવા પડેછે, એવી રીતની કસી
નીશાંણ ફેફરાંનાં મરજમા થતી નથી; તેમજ વલી ફેફરાં
ના દરદીના ગલામાં એક માસનો દડો અથવા ગોલો થા
યછે તે હીસટીરીયામા થતો નથી. મગજે લોહી ચઢવા
ની બેલાંનીમાથી ફેફરાંની પીછાણ એમ થાયછે કે ફેફરાંમાં
દમ ઘણો ખેંખલો અને ઘબરાયલો ચાલેછે તથા આંખના
દોલા ફરી જાયછે. કોઈવાર ફેફરાંના મરજનો દરદી પ
ડી જતો નથી, પણ બેઠાં બેઠાં તેના મગજે ફેર આવયા ક
રેછે, તે થંભ પુતલાંની મીશાલ બેસી રેહેછે, ટગર ટગર એ
કગમ જોયા કરેછે અને તેની શુધી થોડી ઘણી જતી રેહ
છે. પણ આમ કદાચજ બનેછે, જમીનપર પડી જવાની
નીશાણ ફેફરામા સાધારણ છે. અને ઘણીખરી વાંચના
રી બાનુઓના જોવામાં તે આવયું હશે.

ફેફરાંના કારણો તરેહવાર છે. તેમા પેહલું તો એકે
એ મરજ હોવે ઉતરેછે. માબાપને જો એ મરજ હોયતો
બચાંને થાયછે અને એ રીતે આ બીહામના દરદીના બચાં
ગોયા સદાના કમનસીબ છે. ભેજું વધારે નરમ થવાથી
અથવા તેમાં તથા તેની સાથ સંબેસો ચલાવનારી બરડા
ની ગુડની હાલતમાં ફેરફાર થવાથી પણ ફેફરાંનો મરજ થા
યછે. મગજ ઉપર શખત ચુકી અથવા ફટકા મારવાથી
પણ એ મરજ પેદા થાયછે. બચાંઓમા ઘણીવાર કરમથી
અથવા પેટ બરાબર નહી આવવાથી ફેફરાંનું બી રોપાય
છે. એજ પરમાણે વલી અતીશય દારૂ પીવાથી અથવા
કેફી વસતુઓ વાપરવાથી, છંદ અને ભુંડા હવસોની ઘ
ણી આદત પાડવાથી, શરીર તથા ભેજું નબલું થાયછે તા
રે ફેફરાંનો મરજ થઈ આવેછે. પીસાબમાં પથરી અથવા
રેતી પસાર થવાના દરદમા અથવા ગરભસતાનના દરદો

માં અથવા બચાંને જેમ કરમમાં તેમજ દાંત ફુટતી વેલા ફેફરાંને કારણ મલેછે. એ મરજ ઘડપણ કરતાં જવાંની અને બચપણમા વધારે થાયછે, અને પતલાં, કાવલાં તથા નબલા બાંધાના માણસો ઉપર તે વધારે સેતાબીથી ગલબો કરેછે.

ફેફરૂં થવાની આગમચ કોઈવાર દરદીને ચેતવણી મલેછે અને કોઈવાર નથી મલતી. વધારે વખતતો એ મરજ અચબુચ થઇ આવેછે અને દરદી એકદમ જમીન ઉપર પડેછે, પણ જારે એ મરજ થવા આગમચ ચેતવણી મળેછે તારે તે આ પરમાણેની હોયછે. માથાંમા ભાર લાગે, સુસતી લાગે અને થાક લાગે. દરદીનો ચેહેરો જરા ફેરવાયલો દીસે, અને ભુખ ઓછી થાય. ઇંદરીઓ ઉપર ખોટી અસરો થાય જેમ કે બદબો નહી હોવા છતાં બદબોનો વાસ આવે, ખોટા આવાજો સંભળાય, ખેઆલી અને ખોટા આકારો દેખાય, અને અગતકરીને હાથ ઉપર જાંણે કાંઇ ચાલતું હોય તેમ સવર સવર થયા કરે. કેહેછે કે જારે એ સવરાટ થાય તારે ફેફરાના મરજની તે ચોકસજ નીશાણ ગણાયછે. આ સવરાટ પેહેલાં અંગોઠામા શરૂ થાયછે અને પછે પાણીનો રેલો ચાલતો હોય અથવા કાંઇ જાનવર ચાલતું હોય તેમ હાથની બાજુ સુધી તેની ગીલી વધતી જાય. એ મુખીઅ નીશાંણીઓ ફેફરાંની અગમચેતી આપેછે ખરી, પણ ડાકટરો સાફ કેહછે કે એવી અગમચેતી હંમેશ માલમ પડતી નથી, પણ થોડીજવાર માલમ પડેછે.

એ પછે જારે ખુદ મરજ હોમલો કરેછે તારે દરદીનો દેખાવ ભયંકાર થઇ પડેછે. તે કોઈવાર મુગોજ અને કોઇવાર જોસથી બુમ અથવા ચીસ પાડીને જમીન ઉપર પડેછે અને બેસુધ થઈ જાયછે. બદનના ગોટલાંઓમા હદથી જીઆદે અને પોતાની મેલે તાંણ છુટવાથી આ મરજ શરૂ થાયછે, જે વેળા બદન આગળ ઇઆ પાછળ મરડાયછે, આંખો જોસથી અને જહડપથી ફરેછે, હોટ ખેંચાઈ જાયછે, અને ઘોડાના ફીણની મીશાલે હોટ તથા દાંત ઉપર ફીણ નીકલી આવેછે. જીભ જોસથીં બાહેર નીકલી આવેછે અને કોઈવાર દાંત બંધ થઈ જવાથી તેની અંદર જીભ ભયભરેલી રીતે કચડાઇ જાયછે. નાડી ઉતાવલી અને બેકાયદે ચાલેછે, દમ ભારી અને ગુચવાતો ચાલેછે, તથા હાથ, પગ અને બદનનું ખેંચાંણ એટલું ચાલેછે કે કોઈવાર દરદી ઓરત હોય તોપણ તેને પકડવા મારે છ માણસની અગત પડેછે. થોડોવાર સુધી અને એ થોડોવાર દસ મીનીટથી અરધા કલાક સુધીનો હોયછે—આ જોરાવર બેસુધી ચાલુ રેહેવા પછે ખુદરત જાંણે થાકી જાયછે, અને દરદી જાંણે ઉંઘમા પડતો હોય તેમ લાગેછે, જેમાંથી એકુ બે કલાકમા તે પાછો પોતાની મેળે હોશીયાર થાયછે. તેને દરદ કસું યાદ આવતું નથી, પણ તે થાકેલો, નબલો અને સુસત રેહછે.

કોઈવાર જોરથી ફેફરૂં આવવા પછે દરદીને આરામ થતો નથી. પણ પેહેલાજ હોમલામાં તેનો જાન કબજ થાયછે. આવો માઠો બનાવ કદાચજ બનેછે, પણ ઘણીખરી વખત દરદી થોડાવારમા હોશીયાર થાયછે અને પછે પાછો સારી હાલતમા ફરતો હરતો થાયછે. એ મરજ પાછો મુકરરં વખતે હોમલો કરતો નથી, પણ કોઈવાર જલદી થાયછે અને કોઈવાર લાંબો ગાલો નાખેછે. બે ચાર વખત તેના ફરી ફરીથીના હોમલા થવા બાદ તેઓ વચેનો અંતર ઓછો થાયછે અને થોડા થોડા દીવસના અંતરે તે પાછો થવા માંડેછે. એ પરમાણે ઘણા હોમલા થવાથી દરદીની અકલ અને હોશીઆરી કમતર થતી જાયછે અને બાજે વખતે તેનું મગજ પણ ફરી જાયછે, મગર તેથી કાંઈ જાંનની ખુવારી થતી નથી.

ફેફરાંના મરજમો ઉપલો હેવાલ વાંચવાથી એ મરજ ગમે એવો દરામનો લાગેછે તોપણ આ વાતથી દરએકજણને ધીરજ આવવી જોઇએ કે તેને અટકાવાનું અથવા તે નહી થાય એવું કરવાનું ઘણે દરજે આપણા હાથમાં છે. એ મરજનાં જે કારણો ઉપર વરનવીયાંછે, તે એકવાર ધેઆનથી વાંચી જોશુંતો માલમ પડશે કે એ મરજના કારણો માણસની પોતાની તકસીરછે અને જો ખાવા પીવામા તથા બીજી ચાલચલણમા અંદાજો રાખયો હોયતો પછે એ મરજ હોમલો કરવાની કદાચજ તાકાત ધરાવેછે. અગરજો એ મરજને દુર કરવો હોયતો તેના કારણને દુર કરવાં એજ સઉથી સરસ ઉપાય છે. જેમકે દારૂ વગેરે કેફી ચીજોથી તે થતો હોય તો તેવી ચીજો બંધ કરવી. ખરાબ હવસોથી મરજ થતો હોયતો તેવા હવસોને છોડી દેવા. ગુસો, ગમી વગેરે મનને ઉસકેરનારાં કારણોને દુર કરવાં. ખુદરતી દરદોથી આ મરજ થતો હોયતો તેવાં દરદોનો તરત ઉપાય કરવો. આ મરજ વાલા દરદીને મગજ સાંત અને ઠંડું રાખવાની ઘણી જરૂર છે. તેને હવા તથા જગા ફેરફાર કરવાની જરૂરછે. તેને ફરવા હરવાની તથા બીજી સેહેલ કસરતોની જરૂર છે. તેના મગજ ઉપર ઠંડાં પાંણીની જરૂર છે તથા જો બને અને માફક આવેતો જાહારીની અંદરથી નાહાવાની જરૂર છે.

આવા ઉપાયો ફેફરાંને અટકાવા સારૂં જોઈએછે, બાકી દવા દારૂથી ખુદ એ મરજનો ઉપાય થતો નથી. દવા માતર કઉતી આપવા, પેટ સાફ લાવવા તથા જે દરદથી આ મરજ થતો હોય તે દરદને મટાડવાની હોયછે, બાકી ખુદ મરજના ઉપાયતો ઉપર કહયા તે છે. તોપણ જારે મરજ થઇ આવે તારે તરતજ શું ઉપાય કરવા તે ટુકમા અતરે જણાવવા સીવાએ આ વીશય બંધ કરી શકાતો નથી. ફેફરાંમાં દવા દારૂ સંધું દરદી હોશીઆર થવા પછેનુ છે, પણ તેના ઉપર મરજ હોમલો કરતી વેલા જરૂરનું એછે કે જેવી આ મરજની પેહેલી ચેતવણી થાય અથવા મરજ શરૂ થાય કે તરત દરદીને સુંઘવાની જલદ પદારથો જેવી કે "સમેલીંગ સાલટ," ટપકીર, નાંમ છીકણી, વગેરે સુંઘાડવી અથવા મોહોડાં ઉપર ઠંડાં પાંણીના જોસથી ફટકા મારવા કે જેથી બેશુધીનો અટકાવ થાય. અગર જો મરજ થવા આગમચ હાથમા સવર સવર થાયતો તે જગા ઉપર જોરથી પાટો બાંધી લેવો કે મરજનું જોર આગલ વધતું અટકે, જારે દરદી હાથ પગ ઘણા પછાડે તારે તેને વાગે નહી અથવા ઇજા થાય નહી તે બાબે સંભાલ લેવો. જો તે ખાટલાપર પડેલો હોયતો જમીન ઉપર બીસતરો કરી તેને સુવાડવો, નહીતો કે તાંણમાને તાણમા કદાચ ખાટલા ઉપરથી પડી જાય. ગરદનની આસપાસ કાંઈબી ટંગ બાંધેલું હોય અથવા કપડાં ઇઆ તેમના કસ તંગ હો

ય તે સઘલું છોડી નાખી મોકલાસ કરવી કે લોહીને ફરવાની છુટ મલે. દરદીના દાંતના બેહુ જડબાં વચ્ચે બુચના કકડા અથવા ડુચા દેવા કે તેમની વચ્ચે જીભ કરડાઇ જાય નહી. દરદીના પગ ઠંડા હોયતો બંને ટેટાં ઉપર રાઈ મારવી તથા માંથું ગરમ હોયતો પાંણી. અને કોલોંગવાટર સારીપઠે મેલવું.

—ooooo—

## જાંન લુઈસ બરખારડટ.



જોકે આ તસવીર મહમદીઆનની લાગેછે, પણ એ સુધ યુરોપીઅનછે. જાન બરખારડટ અથવા બરાબર બોલીએતો હાજી બરખારડટ મુસાફરીના શોખને લીધે મક્કાની હજ કરી આવયો હતો, તેની હાજીના પોશાકમા આ તસવીર ઉતારીછે અને તેની હજનો હેવાલ અતીશય જાંણવા જોગ છે. આ નામાંકીત મુસાફર સુવીટજરલાંડ દેશમા સને ૧૭૮૫ મા જનમયો હતો. ફરાનસના મોટા બલવાના વખતમા ફરેંચોએ સુવીટજરલાંડમા જે જુલમાત ગુજારયો હતો, તેનું વેર ફરેંચો પર લેવાના બરખારડટે સપત લીધા હતા. પણ નેપોલીઅન બોનાપારટની ચહડતીથી બરખારડટની ઉમેદ બર આવી નહી અને લીપજીક તથા ગાટીનગનની નામીચી મદરેસામા તાલીમ લેવા પુછે ૧૮૦૬ મા તે લંડન ગયો. હીઆં તે વખતે આફરીકા મધે મુસાફરીને ટેકો આપવા સારૂં એક સભા ઉભી થયલી હતી, તે સભાની તરફથી મુસાફરી કરવાને બરખારડટે ઘણી ઉલટ બતાવી અને તાર પછે છેક બે વરસે તેને મુસાફરીએ મોકલવાને સભાએ કબુલ કીધું.

આફરીકા અને આરબસતાનમા જંગલીઓ વચે મુસાફરી કરવી એ કાંઈ ખાવાનું કામ નથી. માટે એ દીકટ કામ પાર ઉતારવાને લાએક થવા સારૂં બરખારડટે તઈઆરીઓ કરવા માંડી. પણ તે તઈઆરીઓ શું હતી? ખોરાકી પોશાકી અથવા મોજ કરવાનો મોટો અસબાબ એકઠો કરવામા તે રોકાયો નહી, પણ અરબી ભાશાના ઉંડા અભીઆસમા પડયો તથા મોટી મુસાફરીમા જરૂરની વીદીઆઓ શીખવા લાગો. બીજી તેણે તઈઆરી એ કીધી કે પોતાની દાહાડી ઉગાડી, તથા મહમદીઆન લેબાસ એખતીઆર કીધો તથા પગે લાંબી મંજલો કરવા લાગો તથા તાપની અંદર ઉંઘાડે માથે ફરવાની પોતાને તબેહ પાડવા લાગો, તથા જમીન ઉપર ઉંઘાવા અને માતર તરકારી તથા પાંણી ઉપરજ પોતાનો ગુજારો કરવાની આદત પાડવા લાગો.

એ રીતે પોતાના બદનને થાક, ભુખ તથા બીજી સખતીઓને માટે કસવા પછે તે ૧૮૦૯ ના જાનેવારી મહીનામાં ઈંગલંડથી નીકલયો અને ચાર મહીને માલટાના ટાપુ ખાતે જઈ પુગો.

ધારેલી મુસાફરીપર નીકલવા આગમચ મુસલમાનોની ભાશા, રીતભાંત અને ધરમ પુસતકોથી પુરતો વાકેફગાર થવા માટે બરખારડટ માલટાથી સીરીયા દેશ ગયો. તોંહાં જતાંજ તેને સફરમા દેશી નાખોદાઓથી ઘણી હરકતો ખમવી પડી હતી. એ વખતે તેણે ટરકીશ લેબાશ પેહરેલો હતો, તથા પોતાનું નામ ઈબરાઈમ એબન અબદલા કરી રાખ્યું હતું તથા વેપાર કરવા માટે સીરીઆથી બગદાદ થઈ હીંદુસતાન જવાનું દેલ ઘાલયું હતું. ૧૮૦૯ ના સપટેમબર મહીનામાં તે અલેપો ખાતે જઈ પુગો, જાંહાંનાં ઈંગરેજી કાનસલ આગળ તેણે પોતાની ખરી ઓળખાંન આપી, પણ બાકીનાં સરવે લોકોથી પોતાને મહમદીઆન તરીકેજ છુપાવયો અને કોરાન તથા બીજા મહમદીઆન પુસતકોના પુર અભીઆસમાં પડયો. એ રીતે સીરીયામા તેણે હડી વરસ ગુજારયાં, જે અરસામાં પાલમાઇરા, દેમાંસકસ અને બીજા આસપાસના પરગણાઓમાં ઘણીક મુસાફરી કરી બીદોઈન આરબોથી તે પુરતો વાકેફગાર થયો. ૧૮૧૨ ના ફેબરવારી મહીનામા અલેપોથી તે પાછો નીકલયો અને ટરકીના મુલુકોમાં સાત મહીના સુધી મુસાફરી કીધા બાદ એરોનની કબર વાલા પીટરા નામના નામીચાં પણ દટાઈ ગયલાં શેહેરની પેહેલવેહેલી શોધ કીધા બાદ સપટેમબર મહીનામા મીસર દેશના પાએતખત કેરો ખાતે બરખારડટ આવી પુગો. સુરીઆની મુલક માહેલી આ સઘલી મુસાફરીના હેવાલનું એક પુસતક તેની તેજી કલમથી બાહેર પડયુંછે.

કેરો ખાતે જવા પછે આ હીમતવાન મુસાફરે ઈજીપશીઅન તથા આફરીકન ભાશાઓની તાલીમ લીધી. મીસરના વખનાયલા મહમદઅલી પાશાના બેટા ઈબરાઈમ પાશાની પરવાનગીથી મજબુતી મેળવવા પછે તે પેહેલવેહેલાં મીસરથી ઉપર એસની શેહેરમાં ગયો, જાંહાંથી નીલ નદી તરફના મુલુકોમાં ફરીને નીયુબીયાની ઉતર સરહદ ઉપર પાછો આવયો. એસનીથી કોઈ વંજાર જવાની રાહ જોતાં તેને એક વરસ નીકળી ગયું, જે પછે ૧૮૧૪ ના મારચ મહીનામા દારાઉ ખાતેથી એક વંજાર મળી આવવાથી તેની સાથે બરખારડટ એક મુફલેસ મહમદીઆન વેપારી તરીકે નીકલયો. આ વખતે તે ઘણી ગરીબી હાલતમા હતો. એસની ખાતે લાંબી ટીલ થવાથી તેની ખરચી ખુટી જવાથી, તેને પોતાનો ઉંટ વેચી નાખવો પડયો અને માતર એક ગધેડા ઉપર સવાર થઇને તે વંજાર સાથ ચાલવા લાગો. આ મુસાફરીએ નીકલતાં તેની પાસે માતર ૫૦ ડાલરની પુંજી હતી અને બે કીમતી સીકકા તેણે પોતાની પોંહોંચીની આસપાસ એક ચામડું લપેટી તેમા સીવી લીધા હતા. તેનાં કંગાલ પોશાક ઉપરથી તથા તેના અસબાબ ઈમ્મા નોકરો કાંઈ નહી હોવાથી મુસાફરીના તેના સોબતીઓ તેને હીનવા તથા ધીકારવા લાગા; કેમકે પેહેલાંતો ટરકીનો જે લેબાશ તેણે લીધો હતો તે શેકને તેઓ ધીકારતા હતા અને બીજુંતો પોતાના ધંધામા આ નવાં માણસને તે

એક હાડકું સમજતા હતા. બરખારડટે કબુલ કીધું
કે હું તુરકો છઉં, પણ બાહાનું કાહાડયું કે મારો ભાઈ
આજ ઘણું થયું મોટી દોલત લઈને દારફોર અને સેના
આર શેહેરો વચે વેપાર કરવા જતાં ગુમ થયોછે તેની શોધ
મા હું નીકલયો છઉં. આ બનાવટથી જરા તેઓને મેહે
ર આવી, તોપણ તેઓ તેને એક હલકા ભીખારી તરીકે ગ
ણવા લાગા તથા તેની સાથ વેહેવાર રાખ્વાને પોતાના ચા
કરોને પણ અટકાવા લાગા, એટલુંજ નહી પણ નજીવે બાં
હાંને તેના ઉપર હાથ ચલાવા તથા તેનો માલમતા લુટ
વા લાગા.

આવી તંગદસતીમા આ હીમતવાન મુસાફરના મુ
ખીઅ સોબતી વંજારના આરબ ભોમીઆ હતા, જેઓને
વંજાર માહેલા ઈજીપશીઅનો સાથ બનતું નો હતું અને
તેથી તેમના હાંકી કાહાડેલા આ ટરકને તેઓએ પોતાની
સંગતમા રાખ્યો હતો, પણ તેબી બરખારડટે તેઓને ઘટતી
મજુરી ઉપરાંત ઘણીક લાલચ આપી તારે. દારાઉ કે જાં
હાંથી વંજાર નીકલી હતી તાંહાંથી તે શીગરે સુધી ૧૪ દીવ
સની મંજલના નીયુબીઆના જંગલમા લુટારાઓની ધાસ
તી, સુરજનો તાપ અને પાંણીની તાંણ મુખીઅ શંકટોંછે.
તાંહાં પાંણી મળેછે ખરૂં પણ પખાલો ફાટી જાયછે અથવા
તે મધે પાંણી ગરમીથી વાસ મારી આવેછે. જારે વંજાર
કોઈ ઠેકાંણે ઉતારો કરવાની હોય તારે સરવે જણ ઝાહાડ
ના છાંયા તલે ઉતારો લેવાને વેહેલા દોડેછે, તેઓની સાથ
આપણો મુસાફર પણ દોડતો, મગર બીજા લોકો પછવાડે
આવવા છતાં તેને તડકામાં હાંકી કાહાડી તેની જગા પોતે
લેતાં. બીચારો બરખારડટ પોતાના ગધેડાને થાક આપવા
સારૂ દાહાડામા ચાર પાંચ કલાક પગે ચાલીને મુસાફરી ક
રતો અને તેના પગમા છાગરા ઉઠવા છતાં, જારે ઉતારાની
જગા આવે તારે જંગલમા લાકડાં લેવા તેનેજ જવું પડતું,
જે લાકડાં કાપી લાવીને પોતે આતસ સલગાવતો, પોતાને
હાથેજ ખાનું પકાવતો, ગધેડાને ચરાવતો અને વળી સાંજ
ને છેટે કાફી કરીને પોતાના સોબતીઓને પાતો જેથી તેઓ
જરાબી રાજી રેહતા. શીગરે શેહેર છોડવા પછેની મુસાફ
રી બલતાં રેતીના જંગલમા કીધી હતી, તાંહાં પાંણીની તં
ગી વીશે બરખારડટ ઘણો અસરકારક હેવાલ આપેછે.

આ મુસાફરી તમામ કીધા બાદ વંજાર બરબર અને
શેંડીના કસબાઓ ખાતે જઈ પુગી. આ મુલુકના લોકો
થોડાંજ કપડાં પેહેરેછે, જવાન છોકરીઓ માતર લંગોટ બાં
ધીને ફરેછે, લોકો બદન ઉપર માખણ ઘણું ચોપડેછે, અને
વરસ દાહાડે પાંચ હજાર ગોલાંમોનો વેપાર ચાલેછે. આ
બીસીનીયાના કોસટા ઉપર મસોવાના બંદરમાંથી અરેબી
આ જવા સારૂં બરખારડટ એક નવી વનજાર સાથ શેંડી
થી નીકલયો. આ વખતે તેની પાસે માતર ચાર ડાલર બા
કી રહયા હતા અને ભીખ માંગીને મુસાફરી પુરી કરવાનો
તેણે ઠરાવ કરેલો હતો. વંજાર ધારેલે ઠેકાંણે જવાને બદલે વેં
હેંચાઈ જવાથી બરખારડટ નીસફળ થયો અને મસોવાનો
ખેઆલ માંડીવાળી સુઆકીનના બંદર ઉપર ગયો, જાંહાંના
આગાએ પેહેલાંતો તેને મારી નાખવા કાહાડયો પણ ઈબરા
હીમ પાશાની ભલામણ વાંચવા પછે, જોકે બરખારડટ ચીઠ
ડે હવાલ હતો તોપણ આંગાએ તેને પોતાના મકાનમા ઉતા
રો આપયો તથા સારીપઠે નવાજીને પછે એક બગલાનું તુ
ર આપી તેને આરબસતાન મોકલયો. આરબસતાનમા
મુસલમાનોના મકા અને મદીનાના પવીતર શેહેર જોવાનો
બરખારડટે ઠરાવ કીધો એટલુંજ નહી, પણ પોતે હજની કી
રીઆ ફરી સઘળો જાતી અનુભવ મેળવવા ચાહાયું. આ
ઠરાવ તેણે મોટી ફતેહમંદીથી પાર ઉતારયો. ૧૮૧૪ ની
તા૦ ૧૮ મી જુલાઈને દીને આ થાવકો મુસાફર હાડજીદા ખા
તે આવી પુગો. હજનો મહીનો નજદીક આવેલો હતો અને
સરેસતા મુજબ સીરીયા તથા મીસર દેશથી પચીસથી તીસ
હજાર માણસોની મોટી વંજાર તાંહાંના રાજાઓ સુધાં હજ
કરવા આવી હતી. દજીદા ખાતે બરખારડટને એક વેપારી
એ હુંડી સીકારવા ના પાડવાથી તેના પર ભારી શંકટ પ
ડયું, પણ તેવામા ઈભરાઈમ પાશાના હકીમે તેને ૧૦૦૦
રૂપીઆ ધીરીને મદદ કીધી.

સઘળા હજ કરનારાઓને "વાડી મોહોરામ" નામની
જગા ઉપર "ઈહરામ" નામની કીરીયા કરવી પડેછે, જેમાં
બદન ઉપર સફેદ સુતરાઉ કપડાંના બે કકડા લપેટ
વા પડેછે, જે સીવાએ બીજું કસું કપડું પેહેરાતું નથી,
અને માથું વટીક ઉંઘાડું રાખવું પડેછે. એથી હાજીઓને
અગત કરીને શીઆલામા વધારે કપડાં વગર ઘણું દુખ ખમ
વું પડેછે અને તોપણ આપણા મુસાફર બરખારડટે એ સઘ
ળી કીરીયા કીધી. તાર બાદ ગધેડે સવાર થઈ તા૦ ૯ મી
સપટેમબરને દીને તે મકામા દાખલ થયો અને પાધરો મ
સજીદમાં જઈ કાઆબાના ફતરને બોસો લેવા, તેની આસ
પાસ આંટા ખાવાની, "જેમજેમ" ના કુવામાંથી પાંણી
પીવાની અને એ સીવાએ બીજી સઘળી કીરીયા તેણે બજા
વી. મસજીદમા કીરીયા પુરી કીધા પછે હજના ધારા પર
માણે બરખારડટ સજાફાની ટેકડી પરના મેહેરાબોમા તથા
મીરોઉઆના તખતા ઉપર નીમાજ કરી આવયો, એ પછે
માથું બોરાવીને મકાથી ૧॥ કલાકની મંજલ ઉપર ઓમ
રા નામની જગાની નીમાજે ગયો, જે પછે "ઈહરામ" નો
પોશાક કાહાડવાની તેને છુટ મળી, પણ હજી બરખારડટે
પોતાનો એ પોશાક બદલયો નહી. આ સઘળી કીરીયાઓ
મા ઘણીક મંજલ કરવી પડેછે અને અતીઘણી થાક ચહડે
છે, તોપણ બરખારડટે સઘળી કીરીયા કીધી. એ પછે
૮૦૦૦૦ માણસોના મોટાં સરઘસ સાથ તે આરેરતના પા
હાડ ઉપર થતી મોટી નીમાજમા સાંમેલ થઈ આવયો, જાં
હાંથી પાછા ફરતાં તેના ઉંટ ખોહોવાઈ ગયાં અને કકડતી
ઠંડી વચે પગે ચાલતાં અને ખોલી જમીન ઉપર સુતાં તેને
ઘણી હેરાનગતી થઈ. તાંહાંથી "વાડીમુના" ના થામલા આ
ગળ એબલીસની ઉપર ફતર ફેંકવાની કીરીયામા તે સા
મેલ થયો, જે મધે દરએક હાજીને દરએક થામલા ઉપર સાત
ફતર ફેંકવા પડેછે. છેલે ભોગ આપવાની કીરીયા પણ બર
ખારડટે કીધી, જેમાં હજને વખતે આગળ ૪૦૦૦૦ ઉંટ
અને ગાય તથા ૫૦૦૦૦ મેંઢાંનો ભોગ થતો હતો અને આ
જેબી ૬૦ થી ૮ હજાર જાંનવરોનો ભોગ લેવાયછે.

આ સઘળી કીરીયાઓ જોવા પછે આપણો મુસાફર મ
દીના શેહેરમા ગયો. પણ અફસોસ કે તાંહાં તેને શેહેરમા
ચાલતી મરકીનો રોગ લાગો જેથી તાંહાંથી જલદી નીકલી પડી
ને મુસાફરી કરતો કરતો ૧૮૧૫ ના જુન મહીનામા બરખાર

ડટ કેરો ખાતે પાછો આવી પુગો. બીજી વધારે મોટી મં
જલને માટે વાતચીતો અને પોતાની મુસાફરીના હેવાલો લ
ખતો તે કેરોમા મશગુલ હતો. તે મકાથી ફેજાંનને મારગે
પાછી ફરતી એક વંજારને મારે ટાંપી રહેલો હતો કેમકે તે
વંજાર સાથ જઈને એક મોટી શોધ કરવાની તેને પુર આ
શા હતી. એટલા માટે પોતાના સઘળાં પુસતકો તઈઆર
કરીને તેણે ઈંગલંડ મોકલાવી દીધાં અને વંજારને આવી
પોહોંચવાનો વખતબી નજદીક આવયો. પણ અફસોસ કે
પોતાની આ ઉમેદ પાર પાડી નહી શકયો. આગળી મંજ
લની થાકથી તે અંતે માંદો પડયો અને તા૦ ૧૫ મી અક
ટોબર ૧૮૧૭ ને દીને કેરો જેવાં પારકાં ઈસલામી શેહેર
માંજ તે મરણ પામયો. તેને પોતાને વતન પાછો ફરવાની
ઘણી હોંશ હતી અને કેરોના ઈંગરેજે તેનો માવજત કરવા
આવયા તેમની આગળ મરતી વખત તેણે પોતાની માને
યાદ કીધી હતી. બરખારડટ ખરો હીમતવાન અને હોશી
આર હતો. છેક ૨૫ વરશની ઉમરનો થયો તારે તે ઈંગ
રેજી શીખ્યો હતો અને તોપણ તે અછો ઈંગરેજી લખના
ર ગણાતો હતો.

# લોકો.



હીંદુ લોકો.

“આખા યુરોપખંડમાં જેટલી તરાહનાં લોકો વસેછે
તે કરતાં વધારે પરકારના લોકો હીંદુસતાનમા વસેછે.” એ
ક નામીચા લખનારનું આ કેહેણુ વાજબી છે અને તોપણ
એ સઘલા લોકો હીંદુને નામે ઓળખાયછે. હીંદુઓનો
મુખીઅ ભાગ કાકેશીઅન અથવા ઈરાંનીઅન ઓલાદનો
છે. તેઓ છેક અસલ જમાનામાં ઈરાંનવેજ અને
બીજાં ઉતરના મુલુકોમાથી હીંદુસતાન ખાતે આવયા હતા
અને જારે સીકંદરે હીંદુસતાન ઉપર હોમલો કીધો તારે
તેણે પંજાબમાં તેઓને તેમની અસલ જાહોજલાલીમાં વસે
લા જોયા તથા તેમના ઉપર ફતેહ મેળવતાં તેને ભારી મુશ
કેલી લાગી હતી. એ ઉતર મુલકમાંથી તેઓ ઉતર હીંદુસ
તાંનમા, વાવોઅ ખુણાંના પરાંનોમાં, મધીઅ હીંદુસતાંનમા
તથા દખણ અને પશમીમ હીંદુસતાનમાં ફરી વલયા અને
જાંહાં ગયાં તાહના અસલ જંગલી રેહવાસીઓને તાબે ક
રતા અથવા બીજાં જંગલોમા અને ખીણોમા હાંકી કાહા
ડતા ગયા. હીંદુસતાનના એવા અસલ રેહવાસીઓમાં કોં
ડ, ભીલ, સનથાલ, મેર, કોલ, બેંગી, દોમ, ભાટ વગેરે લો
કો ગણાયછે, જેઓ આજેબી જંગલી અને પાહાડી મુલુ
કોમા રેહેછે.

હીંદુસતાનમાં ઓછામાં ઓછી ૩૦ પરજાઓ વસેછે
અને તેઓ આસરે એટલીજ જુદી જુદી ભાશાઓ બોલેછે, જે
ભાશાઓમાથી વળી શેહેરે શેહેર અને ગામે ગામ નવા ન
વા પરકારની તરેહવાર જુબાંનો ઉભી થયલીછે. આ ઘણી
ખરી ભાશાઓની માતા એકજ ઇઆને સંસકરીત છે, તથા
આ ઘણાખરા લોકોની માતા પણ એકજ હીંદતી સરજ્ઞીન
છે. તાલકની બાંધણીમા, ચેહરાના ઘાટમા અને હાથપગ
ના કદમાં હીંદુઓ યુરોપીઅન પરજાઓને ઈરાણીઓ ક
રતાં વધારે મળતા આવેછે, પણ હીંદુઓના બદનની બીજી
ખાશીએતો યુરોપીઅનોથી દેશના જુદા જુદા ભાગોમાં જુ
દી જુદી રીતનો તફાવત ધરાવેછે. રજપુતો અને ઉતર ત
રફના પાહાડી હીંદુઓ ઉંચા અને કદાવર છે, પણ સપાટ
મુલુકોમા રેહેનારાઓ હારે જરા ઠીંગણા અને કદે વધારે
પતલા હોયછે. સઘલા ભાગો ખાતે હીંદુનો ચેહેરો સોહામ
ણો અને સારા ઘાટનો છે તથા બદન ઘણી થાક અને મેહે
નત ખમવાને શકતીવાન છે. ચામડીનો રંગ સુધ સફેદી
થી તે હબસીના જેવા કાળાસ સુધી હીંદુઓમાં મળી આવે
છે. અગત કરીને પશચીમ હીંદુસતાનના હીંદુઓ વધારે
સફેદ અથવા ઘહુની વરણના છે. મધરાજ બંગાલ વગેરે
મુલુકોમાં તેઓ કાળા વધારે છે.

હીંદુ લોકોની રાહા રસમોમાં તમાંમ વેહેમ જોવામાં આ
વેછે. તેઓની આખી જીંદગી વેહેમમાં ને વેહેમમાં કંટાલા ભ
રેલી કીરીઆ મારગોમાં પુરી થાયછે. સૌમાં નેવું હીંદુઓ બરહ
મ ધરમ માનેછે, જે ધરમમાં ઈશવરને જુદા જુદા અવતારો
મા આ ધરતી ઉપર આવેલો માનવામા આવેછે અને તે
જુદા જુદા અવતારની જુદા જુદા હીંદુઓ પુંજા કરેછે.
તેઓમાં વીશનુ અને સીવની પુંજા મુખ્ય છે. તેનો આ
ઠમો અને સઉથી છેલો અવતાર કરીશન ગણાયછે, આ ત
રફના માહારાજોનો ધરમ તે ઉપરથી ઉભો થયેછે તેમજ બં
ગાલમા અને દેશના બીજા મોટા ભાગ ઉપર ભારે ભાવથી
કરશણુની પુજા થાયછે. વીશનુનો સાતમો અવતાર રામ
ચંદરજી માનવામા આવેછે, જે લંકાના રાજા રાવનને શી
ખસ્ત કરવા આ દુનીયામાં આવેલો ગણાયછે અને જેના
ઉપરથી રામાએણુનુ નાદર આખીઆન ઉભું થયુંછે. જેટ
લા ભાવથી વીશનુની પુંજા થાયછે તેટલાજ ભાવથી શીવની
પણ પુંજા થાયછે, જેથી હીંદુ લોકો વચે તડ પડીછે અને
વીશનુ મારગી તથા સીવ મારગી નામો નીકલયાંછે, જેઓ
પોતપોતાનાં દેવને એકેકથી સરસ માનેછે. વીશનુ મારગ
માં કરીશનની સ્ત્રી લંપટાઈની અનીતી આવેછે. સીવ મારગ
માં માહાદેવ જે સીવનુ એક નામ છે, તેના લીંગની અનીતી
આવેછે, જે મધે લીંગ અથવા જનમ આપનારી ઈંદરીના આ
કારની મુરતીની માનતા થાયછે. આ બે મુખીઅ ધરમોના
સેંકડો જુદા જુદા પરકાર થયલાછે, અને તે ઉપરાંત સુરીયા
અથવા સુરજને માનનરા, ગણપતીયા અથવા ગણેશને
માનનારા, શકતીઆ અથવા સીવની ઓરત લવાંનીને મા

નનારા અને બીજા ઘણાક ધરમો હીંદુ લોકોમા જામેલ છે.



સીવ ગોધા ઉપર સવાર થતો હતો, જે ઘોડાનું નામ નનડી હતું. તે ગોધાની પણ હીંદુ લોકોના મંદીરમાં મુરતી હોયછે અને તેની પુંજા થાયછે. ગાયને હીંદુ લોકો ઘણુ માન આપેછે અને તેને ઘણી પવીતર સમજેછે. હીંદુઓ મુરતી પુંજક થઈ પડયાછે અને કેહેછે કે તેઓ ૩૩ કરોર ખોદા અથવા દેવને માનેછે. બરહમ પરથમ પરમેશવર, વીશનુ સરવેને બચાવતાર અને શીવ સરવેનો નાશ કરનાર છે. "કાળ" તરીકે શીવ નાશ કરેછે, તેની પુંજાને માટે "કાલી દેવી" થઈછે જેની પુંજા બંગાલમાં ઘણી થાયછે અને તે ઉપરથીજ "કાલી ઘટા" પરથી "કલકતા" નામ નીકલયુંછે. કાલી દેવી, તેજ ભવાંની, પારવતી, દુરગા વગેરે છે, જે સઘલાં સીવની સ્ત્રીના નામો છે. આ સઘલી મુરતીપુંજા હીંદુઓમા પાછલા જમાનાથી દાખલ થઈછે, કેમકે વેદ જે હીંદુઓના અસલ ધરમ શાસ્ત્ર છે તેમાં એકજ ખોદાની સઘલી માનતા ફરમાવીછે. ગાયની માનતા સાથ ગાયના છેર, મુતર વગેરે પવીતર ગણાયછે અને પરાયશચીત અથવા ગુનાહની તોબામાં ગાયનું છાન, તરો, દુધ, ઘી, દહી વગેરેની ગોળી ખવારેછે જેને "પંચ ગવીય" અથવા ગાયની પાંચ પેદાસ કેહેછે. કમલનું ફુલ પણ હીંદુઓમાં પવીતરછે, ગંગાના પાંણી પવીતર ગણાયછે, અને હોમસલી પણ કીરીયા મારગમા વપરાયછે. હીંદુઓની કીરીયાઓ ગંગા નદી સંબંધી પુશકલ હોયછે. હજારો હીંદુઓ એ નદીમા નાહાવા સારૂં સેંકડો કોસની મંજલે જાયછે અને બીજા હજારો જેઓની શકતી નહી હોય તેઓ બીજી નદીઓ તથા તલાવોમાંના પાણીને ગંગાનું સમજી તેમા નાહાવાથી શંતોશ મેળવેછે. એ ઉપરાંત તેહેવારો અને જમનવાહોમાં હીંદુ લોકોનો ઘણો વખત ગુજરેછે. દરએક તેહેવારની કાંઇને કાંઇ તવારીખ નીકલેછે અને તેની કીરીઆ જુદી હોયછે.

હીંદુઓમાં જાતી ભેદ એક બીજી નોધી લેવાજોગ બીના છે અસલ વખતમાં હીંદુઓની માતર ચાર જાતો હતી, જેમા ૧ લી બરાહમણની, ૨ જી ક્ષતરી અથવા લડાએકોની, ૩ જી વેશીયા અથવા વેપારીઓની અને ૪ થી સુદર અથવા હલીઓગી લોકોની હતી. આ ચાર નાતો



કરવાની મતલબ માતર મંડળીના તથા મુખીઅ ધંધાઓના ચોકસ વરગો કરવાની હતી અને ખોદાના પેદા કરેલાં માણસો વચે હાલનો મીશાલે એકેક વીશે ધીકાર પેદા કરવાની મતલબ નહી હતી. પણ જમાનાના દોર આગળ જાતી ભેદનો એ અરથ નીકલી ગયોછે અને તેને બદલે હજારો જુદી જુદી નાતો થઈછે. એકલા વાંણીયાઓમાં ૮૦ જુદી જુદી નાત છે. તેમજ વળી ધંધાઓ પણ નાતને વલગી રહયા નથી. માતર ધરમગુરૂના ધંધા સીવાએ જે ગમે તે ધંધો દરએક નાત વાલો કરેછે. એટલુંજ નહી પણ મી૦ કોલબરૂકની ગણતરી પરમાણે બરામણ જાતમા માતર બંગાલ મધે ૧૬૮ જુદી જુદી નાતો છે. આબી ડુબેઈસના કેહેવા પરમાણે દખણ હીંદુસતાનમાં ઘણાક સીવમારગી ધરમગુરૂઓ બરાહમણ નથી પણ સુદર જાતના છે. વળી બરામણો સઘલા ધંધામા પડયાછે તથા માતબર સુદર લોકને તાંહાં બબરચીનું કામ વટીક બરામણો કરેછે. ઈંગરેજ સરકારના લશકરમા બરામણોનો મોટો ભાગ છે. સરકારી ચાકરીમાં પણ તેઓ ઘણા ગુંતાયલાછે. બરામણો ચાલાક, પકા અને સાવધ છે. તેઓએ શાસ્ત્ર તથા વીદીઆ અભીઆસને એક હાથ કરી રાખી હીંદુઓની દુર દસા આંણીછે તથા એ લોકો જે વેહેમમા ડુબેલાછે, તે મુખીઅ કરીને આપ મતલબીયા બરામણોને લીધે છે. ઘણીખરી કીરીયાની મતલબ બરામણોને જમાડવા તથા દખશણા આપવાની કરી મેળીછે, પણ ઈંગરેજી કેળવણીથી એક હાથ ઉપર બરામણોનો અને બીજા હાથ ઉપર નાતનો દોર ઘણો તુટોછે. એક નાતવાળા બીજા સાથ જમતા નથી એટલુંજ નહી પણ વધારે મુરખાઈ ભરેલું એ છે કે પોતપોતાની નાતમા પણ તફાવત ગણેછે. જે વાંણીયાઓ એકેક સાથ જમેછે તેમને છોકરા છોકરી આપી શકતા નથી. ઘણાખરા સંસારી સુધારાઓમાં નાત આડી આવેછે. જે નાતીલાઓ દારૂ પીએ, રંડીબાજી કરે ઈઆ તરકટ કરે તેમને નાતબાહાર મેળવામા આવતા નથી, પણ પુનરવીહીવા કરે અથવા બીજી નાત સાથ જમે તેને નાતબાહાર મેળેછે ! જે સીંકાપોર, એડન અથવા જંગબાર જઈ આવે તેને નાતબાહાર થવાની ધાસતી નથી, પણ જે વીલાત જઈ આવે તે નાતબાહાર થાયછે ! આવો પાપી અને ઘાટકી દોર કદી નીભી શકે નહી.



હીંદુ લોકોના પોશાક થોડોજ હોયછે. ગરમ દેશમાં રેહેવાથી તેઓ થોડાંજ કપડાં પેહેરે એ ખુદરતી છે. ચહડતા વરગો સીવાએ બાકીના સરવે હીંદુઓ ઉઘાડે પગે ફરેછે અને ઘરમાતો સઘલા વરગના હીંદુઓ ઉઘાડા પગીયા રેહેછે, તેમજ બદનના ઉપલા ઈઆને કમર સુધી ભાગને પણ સરવે મરદો ઘરમાં ઉઘાડો રાખેછે અને માતર ચહડતા વરગના હીંદુઓજ બાહાર નીકલેછે તારે બદન ઘાંકેછે. ધોતીઉં હીંદુ લોકોનો સહુથી સાધારણ પોશાક છે. હીંદુસતાંનના એક છેડાથી બીજા છેડા સુધી તેને કમરની આસપાસ લપેટવામાં આવેછે, પણ તે લપેટવાની રીત તરેહવાર હોયછે. રજપુત, ભઈઆ વગેરે મેહેનતુ લોકોના ધોતીઆં ટંગ અને મજબુત બાંધેલાં હોયછે. વાંણીયા ભાટીયાના ધોતીયાં સેજમાં છુટી જાયછે ! હીંદુ ઓરતોનો પોશાક વધારે સોભીતો અને સારો છે. તેમાં સારી અને ચોલી મુખીઅ છે. સારી જારે બદન ઉપર કરચલી વલતી જુહુલાઈ પહેછે તારે ઘણીજ સોભા આપેછે. ચોલી તરેહવાર આકારની આવેછે, પણ સરવેમાં બાંહે બાજુ સુધીનીજ હોયછે અને પારસી

સ્ત્રીઓના પોલકા તથા બદીઆંનો વીશે ગમે તે કહો પણ એક હીંદવાંનીની તંગ ચોલીની સોભા નેહારીજછે. હીંદુ સ્ત્રીઓના પગ ઉંઘાડા હોયછે અને તેવી હાલતમાં પગમાં ઘરેણું હોયછે તો સારૂં લાગેછે. પણ કેટલાક હીંદુઓમાં સ્ત્રીને પગે ઘણા ભારી વજનના ઘરેણા ઘાલવામા આવેછે. હીંદુ સ્ત્રીઓ બાલની અછી જતન લીએછે અને તેમાં ફુલો તથા ઘરેણાનો સીણગાર કરેછે. એ સઘલો સીણગાર અને સુખ હીંદુ સ્ત્રીઓ સોહોવાસણપણામાં ભોગવેછે, પણ ભરતારના મરણ પછે તેણીઓને બીજો ભરતાર કરવાની છુટ નહી હોવાથી તેઓ ઘણી કંગાલ હાલતમાં જીંદગી ગુજારેછે. તેઓને કેસ મુંડાવા પડેછે, સારો પોસાક અને ઘરેણાં તજવાં પડેછે અને આખો ભવ એક કુતરાંને અવતારે ગુજારવો એ હીંદુ વીધવાની હાલ સરજત છે.



જારે યુરોપીઅનો જંગલી અવસથામા હતા તારે હીંદુ લોકો સુધરેલા, આબાદ અને જાહોજલાલી ભરેલા હતા. ગણીત શાસ્ત્ર, વઈદક શાસ્ત્ર, અને જોતીશ શાસ્ત્રના એલમો તેઓમા મુખીઅ કરીને ફેલાયલા હતા. નાટકો તેઓથી પેહેલ વેહેલા જનમ પામયા હતા. ઈમારતો બાંધવાના હોનરમાં તથા કોતરકામ અને નકસીકામમા તેઓ પુરવીણ હતા. ખેતીવાડીમાં તેઓ ઘણા આગળ વધેલા હતા. કવીતા અને ગાએણના ઘણા શોખી હતા, જેમાં તેઓએ ઘણો સુધારો કરયો હતો. કાપડ વણવાનો હોનર તેઓમાં ઘણો વધયો હતો. શાલ, મલમલ અને બીજું બારીક કાપડ એવી નાદર કારીગરીનું બનતું હતું કે આખી દુનીઆમાં હીંદુઓ વખણાયલા હતા. છેક યુનાની અને રૂમીઓની જાહોજલાલીના વખતથી તે વલંદાઓનાં દોરસુધી હીંદુસતાનનું ઉંચું કાપડ સોનાને તોલે વેચાતું હતું. તે સઘલી જાહોજલાલી અને સુધરાઈ હીંદુ લોકોએ ખોહીછે. તેઓની મનશકતી જેવીને તેવી ચંચલ છે અને ખીલવવાથી અછી રીતે ખીલેછે, પણ તે ખીલવવામા આવતી નથી. વળી ઉપલા હોનરોમાં જેમ જેમ બીજા દેશો નવી કલાઓની મદદ લઈ આગળ વધતાં ગયાં તેમ હીંદુસતાનમાં બનયું નહી અને તેથીબી હીંદુ લોકો પછાત પડી ગયાછે.

—○○○○—

## વીકાજીનો વેહેમ.

વીકાજી અને ભીખાજી નામના બે સારી ઉમરે પોંહોંચેલા જવાનો મુંબઈની એક મદરેસામા સાથે કેળવણી લેતા હતા. પેહેલો જવાન સુરતના વેહેવારીયા નામના ખાનદાંનનો હતો તથા બીજો નોસારીના દસતુરના ખાનદાંનનો હતો. ભીખાજીએ જંદ અવસતાની તથા બીજી ધરમ સંબંધી તાલીમ પણ લેવા માંડી હતી અને વીકાજી ઈનજનેરની કેળવણી લેતો હતો. કોટમાં પીકાંવાળા મોહોલામાં એક ઘરમા ચોથે માલે તેઓ સારી હવામા રેહતા હતા અને અરસપરસ તેઓ વચ્ચે ઘણો પેઆર અને દોસતી બાજી હતી.

એક દાહાડે વીકાજી પાલવાના વજંતર સથલ ઉપર ફરી આવયો તારે તેનો દોસત ભીખાજી ઘરમા મળયો નહી, પણ તેને હાથની એક ચીઠી મળી આવી, જેમા આ પરમાણે લખેલું હતું—

વાહાલા વીકા—આજ રાતોરાત મને મારાં વતન તરફ નીકળી જવું પડેછે. રાતની ટ્રેનનો વખત થયોછે અને તેથી તારાં છેલાં દરશણ લેવા વગર મને જવું પડયુંછે, પણ એ રીતે અચાનુચ તુને છોડી જવાની મને કેવળ જરૂરજ થઈછે તે ઊપર દલગીરી જણાવા સારૂં આ રૂકો લખું છઊં.

લા॰ તારો સદાનો વાહાલો,
ભીખાજી.

આનો શું અરથ ! વીકાજી કાંઈ સમજી શકયો નહી. તેના જે દોસતે તેનાથી કાંઈ પણ છુપી વાત છુપાવી નહી હતી, તે આજે અચાનુચ અને કારણ જણાવા વગર નીકલી કેમ ગયો તે બાબે, જારે વીકાજીનો ચાકર ખાણું લાવયો અને તે એકલો નવાલા ખાવા બેઠો તારે તેના મનમા તરેહવાર વીચારો પેદા થયા.

પણ આ વીચારોને વીકાજી જલદી ભુલી ગયો. જો કોઈ બીજી વખત ભીખાજી તેનાથી છુટો પડયો હતેતો વીકાજીને તે ઘણું લાગતે, પણ આ વખતે વીકાજીના મગજમાથી દોસતની જુદાઈના વીચારો જલદીથી નીકલી ગયા તેનું કારણ એકે વીકાજીના મગજમા એક બીજા વધારે અગતના વીચારે ઘર કરેલું હતું.

તે વીચાર લગન સંબંધી હતો.

આ બે દોસતો જાંહાં રેહતા હતા તેની પડોશમાજ નાહાનાભાઈ નાણાવટી નામનો એક કબીલદાર ગરહસથ રેહતો હતો. તેના ઘરમા જવાને વીકાજીવાળાં ઘરમાથી બારણું હતું અને વળી વીકાજી સાથ તેને સુરતની ઓળખાણ પણ હતી. નાહાનાભાઈ નાણાવટી વીકાજી અને ભીખાજી એ બંને જવાનોને ચાહાતો હતો અને તેઓ અગત કરીને સેતરંજ રમવા સારૂં નાહાનાભાઈને ઘર જતાં જતાં તેના કબીલા સાથ પરોટાઈ ગયા હતા.

નાહાનાભાઈની ધણીઆંણી ફરેસતા ખસલતની હતી. તે આ બંને જવાનોને ઘણી સારી આબરૂ આપતી હતી, તે મજવળા નાહાનાભાઈની જરી નામની દીકરી ખુબસુરતીમાં જેમ ગ્રેયા પુણેમી સંદર હતો તેમજ ઉદીઓગ અને કામકાજમા ગ્રેયા ચરો હતી. બારવાગામાતો સઘળું રાંધી સીંધીને પરવારી જતી અને ચાંદી સરખા પગથી એવી ચાલ હાલ કરતી કે જાંણે ધરતીપર પગજ નહી દરતો હતો.

આ સોહામની શુંદરીપર વીકાજીનું દીલ છુપી મોહોબત રાખતું હતું. ભીખાજીનું ધેઆન પણ એજ રવેશેજ રીનો હાથ લગનમા મેળવવા ઉપર રોકાયું હતું અને ભીખાજીને અચાનુચ જતા રેહેવાનું જે કારણ વીકાજી સમજી શકયો નહી તે એજ જરી તરફની મોહોબત હતી.

જે દાહાડે ભીખાજી જતો રહયો તેજ દાહાડે છેક સાંજના ૬ કલાકે જરી અને ભીખાજી પેહેલીજવાર એકલાં મ

ળ્યાં હતાં. માટીડાઓ આગળ મલાહેજો અને કાયદો શું તે જરી સમજતી હતી અને આજ સુધી તે આ જવાંનો સાથ કસા સંબંધમા આવી નહી હતી, સીવાએ કે મા બાપના હુકમ મુજબ તેઓની કેટલીક ખીદમત બજાવતી હતી. પણ એકલાં વાત કરવાની ભીખાજી અને જરીને આજેજ જોગવાઇ મળી અને જે ખરો પેઆર પોતાની છાતીમા બળતો હતો તે સંભાલથી અને મરીઆદાથી આજેજ ભીખાજીએ જાહેર કીધો.

તેણે કહયું કે "બાઈ જરી, મારાં મનની એક વાત આજસુધી મારાં મનમાજ રહીછે, પણ તે હું આજે તમને જાહેર કરવા માગું છઉં કે જો તમારો ખાએશ હોયતો તમારાં મા બાપને તે વીશે અરજ કરીએ."

મોહોબતને ખામખા બોલવું પડતું નથી. ભીખાજીના મનની વાત જરી તેના ચેહેરા ઉપરથીજ પાંમી ગઈ અને તેથી જરીના ચેહેરા ઉપર લાજનું લોહી ચઢી આવયું. તેને શું જવાબ દેવો તેં બાબે તે ફુગલાઈને શરમાવા લાગી અને તેને એવું પણ લાગું કે આ વખતે કોઈ આવી જાય અથવા તે ઉઠીને ચાલી જાયતો જવાબ આપવાની ફરજમાંથી છુટે. પણ આ નોરદોશ જવાનને તેથી અપમાન થાય, માટે શરમમાંને શરમમા પોતાની સોર નીચી તાંણી પોતાના હાથમાના ચીકણમા મશગુલ રેહવાને તેણે પોતાની મુંદી નીચી કીધી.

ભીખાજીએ પોતાની ખુરશીને જરા વધારે આગળ તાંણીને વાત ચલાવી. તે બોલીઓ કે "બાઈ જરબાઈ, મારી હંમેશની ઉમેદ છે કે હવે હું જલદી ઘર કરૂં અને મારાં ઘરની રાંણી તમને બનાઉં. તમારી મરજી હોયતો તમારા બાપ ઉપર હું મારૂં માંગુ મોકલું."

જરી શું જવાબ દીએ? પણ ભીખાજી જેમ વધારે આજીજી કરે તેમ જરીને વધારે શરમાવાનું થાય, વાસતે એક વખત હીમત કરીને તથા પોતાના ચીકણમાજ દેકું રાખીને જરી અચકતાં અચકતાં બોલી કે "ભાઈ ભીખાજી—એ વીશે વધારે—વાત કરવી નહી. હું તમોને—એટલોજ—જવાબ દેઉંછ—કે ગઇ કાલેજ મારૂં કારજ નકી થઇ ચુકયુંછ. હું—અદરાઈ ચુકીછ—અને બીજા ખાવંદની હું ધનીઆંણી છઉં."

આ શબદો ભીખાજીના દીલમાં વીજલીના ઝટકાની મીશાલે લાગા. તેણે ઘભરાટ અને નાઉમેદીથી પુછયું કે "નેક બખત જરી એવો તમારો બાએગશાલી ધણી કોણ છે?"

"વી—વી—વીકાજી—" એ નામ જરીએ અચકી અચકીને કહયું.

ભીખાજીને પછે બોલાસો મલયો કે જરીનું માંગવું તેના દોસત વીકાજીએ પેહેલેથી મોકલેલું હતું અને નાહનાભાઈ નાંણાવટીએ પોતાની બેટી જરીની મરજી પુછીને તે કબુલ રાખ્યું હતું.

વાસતે હવે ભીખાજીનો કાંઈ ઉપાય નહી હતો. તેનુ દીલ ખાટું થયું, તોપણ વગર સમજે જરી આગલ જે વાત છેડી તેને માટે લજવાઇને જરી સોડે માફ માગી અને પછે તાંહાંથી જતો રહયો.

તે જતો રહયો તો તદનજ ગયો અને નામુરાદ દીલે પોતાને વતનજ ગયો.

---

ઉપલી વાતને હવે તરણ વરશ નીકલી ગયાંછે અને આપણ વલસાડ ગામમા આવીએ છઈએ.

જરી વીકાજીની ધનીઆંણી દાખલ નવી જુની થઇ ગઇછે. વીકાજીનો બાપ સુરતમા મરણ પાંમયોછે અને તેની ટુક દોલત વીકાજીને મલીછે, જે મધે વલસાડમા એક ઘર અને થોડીક જમીન છે. વીકાજીને સરકારી સરવઇને લગતું કામ મલેલું છે અને તેથી પોતાની બાયડી સાથ તે વલસાડના પોતાના ઘરમા રહેલો છે.

પરણયા પછે તરતના દાહાડાપર પોતાના ધણી સાથની વાતચીતમા એકવાર લાહાટપર આવીને જરીએ ભીખાજીને લગતી ઉપલી વાત પોતાના ભોલાં દીલથી વીકાજીને કહી પણ દીધીછે, કેમકે હવે તે વાત જુની થઇછે, તે ગોયા બચપણના એક ચેડાં જેવી લાગેછે અને તે છુપાવાની અગત રહી નથી. તારેજ વીકાજીને બોલાસો થયો કે ભીખાજી જેવો દોસત તેને છોડી ગયો તેનુ કારણ જરી ઉપરનો તેનો પેઆર હતો.

પણ એ વાતનો તેઓએ કસો વધારે વીચાર કીધો નહી. તેઓ વલસાડમાં આવી રહયાં. તેઓનુ ઘર વલસાડમાં ગામની પાદર ઉપર મછી બજારની પછવાડે હતું તાંહાં અગાસીની ઉપર દરાઆવની હવા ઘણી સરસ આવતી હતી અને રેહેવાનુ સુખ સારૂં હતું.

આટલું છતાં જરી દુખી હતી. ભરતારનું સુખ તેને જાજું નહી હતું. તે જોતી કે લગનની પેહેલી બારીમા વીકાજી તેને ઘણી સુખી રાખતો હતો, પણ પાછલથી વીકાજીમા ફેરફાર થયો હતો. એકતો આ લગનથી કશું ફરજંદ નહી થવાથી વીકાજી દલગીર હતો. તારબાદ વલી વીકાજી અને જરીનો સવભાવ મલતો નહી હતો અને કોઈ કોઈવાર તેઓ વચે બોલચાલ અને ટપાટપી થતી હતી. વીકાજીનો એક તો ધંધોજ અને બીજુતો સવભાવ એવો હતો કે તે ઘણોખરો ઘરની બાહેર રેહતો અને વલી એકલો રેહતો. તે ઘોડેસવાર થઇને લાંબી સરવઇપર જતો, તારે સહવારનો ગયલો છેક સાંજે પાછો આવતો અને કોઈવાર ભીડડાં ફાડતો હતો.

આ સઘલા સબબોથી જરી કંટાલતી હતી. તેને વખતે વખત વીચાર આવતો કે "હું મોટી થઈને પરણી ખરી પણ એકેકને સારીપઠે પીછાંણીને પરણી નથી, મગર મા બાપની ખુશીથી પરણી છઉં." તોપણ તે ધીરજ લેતી કે "બીજીઓના ભરતાર સાથ સરખાવતાં મારો ભરતાર ભલો છે. બીજા ભરતારો તો જુલમ પાડેછે, પણ મારો ભરતાર તો મને ચાહેછે." એ વાત ખરી હતી અને તેથી જરી વીકાજી ઉપર રાજી હતી.

જારે વીકાજી ચાકરીને માટે અને શેકારના શોખને માટે આખો દાહાડો બાહાર ફરતો, તારે જરી પોતાનો વખત સોહવાઈ જવા સારૂં પોતાના ગરીબ પહોશીઓના ઘરમા જતી તથા દર દુરવંશની માવજત કરતી. આ જારી ગરીબ ગુરબાંઓની દવાદારૂ કરતી તથા જે વીતાએ બીજી મદદ તેમના જુપડાંમાં જઇને આપતી હતી.

એક દાહાડે જાંનેવારી મહીનાની કકડતી ઠંડીમા વીકાજી સરવાઈથી પાછો ફરી ઘર તરફ આવતો હતો તેવામાં તેને જોયું કે તેના ઘરના રસતા ઉપરથી એક આદમી તેની તરફ આવતો હતો, પણ વીકાજીને જોઈને તે બીજે રસતે ફરી ગયો. તે શખસે ઠંડીને લીધે મોટી શાલ હોઢેલું હતું અને તેથી ઘણોખરો ઢંકાયલો હતો. વીકાજીએ તેને ઓલખ્યો નહી, પણ તેના મનમા એવો વેહેમ આવયો કે જાંણે તે શખસને આગળ જોયલો હતો. તે જારે વીકાજીને યાદ આવયો નહી તારે તેનો ખેઆલ તેણે છોડી દીધો અને સરેસતા પરમાણે ઘર જઈ જરી સાથ ખાઈને વાતચીત કરવા લાગો.

બીજે દાહાડે સાંજના સરવઈ ઉપરથી પાછો ફરતાં વળી પાછો વીકાજીને તેજ શખસ તેજ હાલતમા ઘર તરફથી આવતાં મળયો અને તેજ પરમાણે તે વીકાજીને જોઈને બીજે રસતે જાહાડીમાથી જતો રહયો. આ વખતે તે વધારે નજદીક હતો અને વીકાજીએ વધારે ધેઆન રાખીને જોયુંતો તેનો આગલો દોસત ભીખાજી જણાયો. વીકાજી હાંક મારવા જાય તેટલાંમાંતો તે જાહાડીમા કાંહાંથી કાંહાં જતો રહયો અને વીકાજી વેહેમમાને વેહેમમા ઘર તરફ જવા લાગો. તે વીચારી નહી શકયો કે ભીખાજી હીંઆં સાવાસતે આવે ? અને જો આવવાનો હોયતો ખબર આપવા વગર શાવાસતે આવે ? તથા એ પરમાણે વીકાજીને જોઈને દુર શાવાસતે જાય ?

આ વીચારોથી વીકાજીનું મન અરધું ફરી ગયું કે એ ભીખાજી નહી હશે, પણ ભીખાજી જેવો કોઈ બીજો હશે. પણ વળી જારે વીકાજી ઘર ગયો અને જરી આગળ વાત કીધી તથા જરીએ જવાબ દીધો કે "હું આજે આખો દાહાડો ઘરમા છઉં, પણ હીઆંતો કોઈ આવયું નથી," તારે એ વીશે વીકાજીની વધારે પતીજ થઈ. જોકે તે રાતના ખાતરીથી ઉંઘાયો, પણ બીજી સહવારે ઉઠીને તેણે જોયું કે તેનો વેહેમ હજી તેના મનમા ભમતો હતો અને લગાર શંકાસીલ દીલે તે પોતાનું ઘર છોડીને ચાકરી પર ગયો.

આ વખતે વીકાજીને લાંબી મંજલે જવું હતું, માટે કદાચ મોહો આવશ એમ ઘરમા કહી ગયો હતો, પણ તે દાહાડોજ ખરાબ હતો. બે કલાકની મંજલ કીધા પછે અચબુચ વાદલ ભેરાઈને જોરથી વરસાદ પડયો તથા પવણના સોસવાટા સાથે મોટું તોફાંન થઈ આવયું અને કબુતરના ઇંડાં જેવડાં મોટાં કરાં પડવા લાગાં. આવું થવાથી પોતાનો ઘોડો ફેરવીને ઘર તરફ પાછો ફરવાની વીકાજીને ફરજ પડી. ઘર જતાંનેવાર ભાંએતલીએ ખરકીમાંથીજ વીકાજીએ ચાકર પાસે બરાંડી પાંણીનો એક કટોરો મંગાવી પોતાના દીલને ગરમી આપી અને હમાલ તેના પગમાંથી ભીંગાયલાં બુટ કાહાડતો હતો, તેવામા જરીને ઘરમા નહી જોઈને વીકાજીએ પુછવાથી ચાકરે જવાબ દીધો કે "સાહેબ, બાઈતો બાહાર ગયલાંછે તે હજી પાછાં ફરયાં નથી."

વીકાજીને ખબર મલી કે જેવો એક ગમથી તે બાહાર ગયો તેવીજ બીજી ગમથી તેની ઓરત બાહાર ગઈ. તેણે વીચારયું કે "હું લાંબે જવાનો હતો તેથી સરેસતા મુજબ પોતાનો વખત સોહોવાવા સારૂં તે બાહાર ગઈ હશે." પછે વળી વીચારયું કે તોફાન હોવાથી કોઈના ઘરમાં થોભી હશે, પણ તોફાન નરમ પડયું તોબી જરી પાછી ફરી નહી. સાંજ પડી, રાત પડી, જમવાનો વખત થયો પણ જરી મલે નહી.

હવે વીકાજી વેહેમ અને વીચારમા પડયો. તે દાહાડે લાંબે જવાની વાત પોતાની બાયડી આગલ કરવા માટે પસતાવા લાગો. જાંણીતાં ઠેકાંણાંઓ ઉપર પોતાની ઓરતની શોધમાં માંણસો મોકલયાં અને પોતે પણ શોધ કરવા ગયો, પણ જરીની કસી નીશાંણ હાથ લાગી નહી. શેવટે કુવા તલાવોમાં શોધ કરાવો, જાહાડ ઝાંખરાંઓમાં શોધ કીધી, આખી રાત નીકલી ગઈ પણ નહી, જરી કેયે જતી રહેલી હતી.

હવે વીકાજીને ભીખાજીની જરી તરફની આગલી મોંહોબત યાદ આવી. ભીખાજીને આગલા બે દાહાડાઓ ઉપર પોતાના ઘર તરફ જોવાનો સઘલો વેહેમ અને શક વીકાજીના મનમા તાજો થયો. તેની ખાતરી થઈ કે ભીખાજી કેયો જરીને ફુસલાવી લઈ જવા સારૂંજ આ બે દાહાડા શુધી ઘર આગલ ધકેલા ખાતો હતો. તેની ખાતરી થઈ કે તેનાં આ દોસતે તેનુ ઘર મારયું.

વીકાજીના દીલના જુસસા, જહનુન અને આફ્રીએત જેવા ગુસસાનુ દુખદાએક બેઆન થવું મુશકેલ છે. તેના દીલમા તાપ ભરાઈ આવી, તેની આંખમા ખુન ચઢયું, તેની છાતીમાં કીનો સલગયો અને તેણે સપત લીધા કે ભીખાજી અને જરીને સુખથી રેહવા દેવાં નહી, પણ તેમને પકડવાં, ફજેત કરવાં અને સજા કરવી.

---

આ વાતને બીજાં દસ વરસ નીકલી ગયાં. વીકાજીનું જહનુન અને કીનો ઘણો નરમ પડયો, પણ તેના દીલમા ખાર અને દાઘ રહી ગયો.

આ દસ વરસમા ઘણાંબી ફેરફારો થયા. વીકાજીની બે તરણ દેસાવરો ખાતે બદલી થઈ અને આ દસ વરસ પછે તે ખેડા ખાતે રહેલો હતો.

તેણે ભીખાજી ઇમ્મા જરી તરફથી કસું સાંભલયું નહી હતું, પણ તેના દીલમા વારેઘડીએ જરીની બદફેલી અને ભીખાજીના પાપનો ઘા તાજો થતો હતો.

એક દાહાડે વીકાજી ખેડા ખાતે પોતાની આફીસમાં બેહેલો હતો, તેવામાં સુરતથી તેને એક તાર મલયો, જેમા તેના કાકાના ગુજરવાની ખબર લખેલી હતી. વીકાજી એ ખબર વાંચતાંવારજ એકદમ નીકલી પડયો અને ઉઠમણાને દાહાડે સુરત આવી પુગો.

ઉઠમણાની મીજલશમા આવનારા લોકોને સલામ કરવા સારૂં તે નાકાપરજ બેહેલો હતો. થોડાવારમા પંથકીએ અસારત કીધી કે "દસતુરજી આવેછે." એ ઉપરથી વીકાજી વેહેલો વેહેલો ઉભો થઈ વાંકો વળી સલામ કીધી અને દસતુરે પણ લગાર પીછાણીઅતથી વીકાજીની સલામ પાછી વાલી.

પણ આફત ! આ દસતુરતો ભીખાજી પોતેજ હતો. એ બીનાથી ધરતી ફાટે તેમ વીકાજીની છાતી ફાટ ફાટ થવા લાગી. તે વાંકો વલીને કોણને નમયો ! જેને પોતાના ઘર ભાંજનાર, સુખ તોડનાર, બાયડીને લુટી લેનાર પાપી ગણતો

હતો, જેના વેરને માટે તે તવાતો તથા જેના ખુનને માટે તે તાંપેલો હતો, તેનેજ આ ભર મીજલશમા તેણે સલામ કીધી!

ઉપલી લાંબી મુદતના અરસામા વીકાજી જેમ સરકારી ચાકરીમા વધયો હતો તેમ નોસારીના દસતુર ખાનદાનનો ભીખાજી મોબેદીના ધંધામા વધયો હતો અને આજ દસ વરસ થયાં સુરતનો દસતુર થયો હતો. વીકાજીએ જોયું કે તેના આ જુના દોસતે દસતુર દાખલ પોતાની લાએકી અને પાકીજગીથી મોટો મરતબો અને માન મેળવ્યુ હતું, પણ વીકાજીને મનસે તે એક ઠગારો હતો.

તેને જોઇને વીકાજીના પેટમાં આડાં ઉભાં આવવાં લાગાં પણ તેણે એ વીશે કોઈ આગળ એક હરફ કાહાડયો નહી. તેને એટલી ધીરજ આવી કે અંતે તેની દગલબાજ જરીનો પૂરો હાથ લાગે. તેને એટલું જહનુન ચઢયું કે ભરમીજલશમા આ દસતુરને ફજીએત કરવા ધાર્યું. પણ તેની છાતી ચાલી નહી, તારે વળી જે વખતે દસતુરે આફરીનગાન માડયું તે વખતે વીકાજીએ તેને રૂસવા કરવા ધાર્યો, પણ તારેબી મીજલશ વચે ખલલ કરવાની તેની હીમત થઈ નહી.

અંતે તેણે ઠરાવ કીધો કે આવતી કાલે સહવારના તેને ઘર જઈ તેની પાસેથી તેની ચાલને માટે ખાનગી ખોલાસો મેળવવો અને પછે તેને તથા તેણે કરી લીધેલી ઓરતને આલમમા રૂસવા કરવી.

પણ માણસ ધારેછે શું ને ખોદા કરેછે શું!

સહવારના પોહોરમા વીકાજીને ઘર ખબર આવી કે ભીખાજી દસતુર રાતનો અચબુચ આજારી પડીને થોડા કલાકમા મરણ પામયા. શેહેરમા તેથી ઘણી ઉદાસી ફેલાઈ, લોકોએ હડતાલ પાડી અને બપોરના પાએદસનની વખતે મોટી ભીડ થવાની વકી હતી.

હજીતો આ ખબરનો ઓચંબો નરમ પડયો નથી, હજીતો ભીખાજીના મોહોત ઉપરથી વીકાજીને લાગેલી નાસીપાસી નરમ પડી નથી, હજીતો જરીની હાલત ઉપર વીચાર કરવાને વીકાજીને વખત વટીક મળયો નથી, તેટલાં એક મોબેદનો છોકરો વીકાજીને નામનું બીડેલું કાગજ લઈ આવયો. તે કાગજ ભીખાજીને હાથનું હતું, જેમા વીકાજીએ પોતાના જુના સોબતીના અખશરની અસલ વલાંણ પીછાંણી તે કાગળમાં લખેલું હતું કે—

"વાહાલા અને અસલી દોસત વીકા—આજ ૧૫ વરશ થયાં હું તારાથી જુદો પડયો અને તેટલા વખતમાં મેં તારા ઉપર એક હરફ પણ લખયો નહી, માટે મને માફ કરજે. આજે અચબુચ હું મરવા સુતો છું, અને આજેજ મેં ઘણે વરસે ઉઠમણાની મીજલશમાં તારાં દીદા જોયાંછે, માટે શેવટની ઘડીએ હું તુને અરજ કરૂંછું કે આજ સુધી મેં તુને શા માટે યાદ કીધો નથી તેનો હેવાલ જે આ ચીઠી સાથ બીડું છઊ તે વાંચીને ખાતરી કરજે તથા મારી ગફલત મને માફ કરજે. ખોદા તુને અને તારી નેકબખત જરીને સલામત રાખે એવી માગેછે દુવા

તારો મરવા સુતેલો દોસત,

ભીખાજી."

વીકાજીનો વેહેમનો વંટોલીયો પેદા કરવાને આ કાગળ-બસ હતું, પણ અલબતાં તેણે ધરકતી છાતીએ એ કાગળ સાથ આવેલો ખોલાસો વાંચયો. તેમાં પેહેલાંતો ભીખાજીએ મુંબઈથી જરીના પેઆરને ખાતર છુટો પડવાનો એકરાર લખેલો હતો તથા ખોલાસો કીધો હતો કે જરીના પેઆરનેજ ખાતર તેણે ફરીથી વીકાજીનું મોહોડું ઈઆ પેર જોવા ચાહાયું નહી. તે ઘણીવાર વીકાજીને મળવા આવવ નાકલયો, પણ જરી તાંહાં છે, તથા જરીને જોવાથી દુખ ચ તે બલાપો થશે અને વળી કદાચ વીકાજી અને જરીના ૨ ખમાં ખલલ થશે, એવા વીચારથી તેણે મલવાનો વીચા માંડી વાલયો. પણ દસ વરસ ઉપર જારે ભીખાજીને સુતના દસતુરની ગાદી મળી તારે શેવટનો સુરત જવા આગમચ ભીખાજીએ એકવાર પોતાના દોસતની અને જરીની મુલાકાત લેવા ધારી અને તેટલા સારૂં તે વલસાડ આવયો તથા બે દીવસ સુધી લાગટાગ વીકાજીના ઘર સુધી ગયો, પણ ઉપલાજ સબબોને લીધે ઘરની અંદર જવાની તેને હીમત થઈ નહી અને છેક દરવાજા આગળથી તે પાછો ફરયો. તારપછે તે સુરત આવયો, જાંહાં નોસારીની એક સ્ત્રી સાથ તે પરણ્યો અને તેને ચાર ફરજંદની બખશેશ થઈ. એ રીતે ખોલાસો લખવા પછે ભીખાજીએ પોતાના દોસતને શેવટની અરજ ચાહી કે "મારા કબીલાની બરદાસત લેજે અને તેના બદલામા ખોદા તારા કબીલાને સલામત રાખશે. તુને અને તારી જરને છેલી સલામ."

હવે વીકાજીને સઘલો ભેદ માલમ પડયો અને જેમ જેમ ઉપલા ખોલાસાની એકેક લીટી વાંચતો ગયો તેમ તેમ તે દીબો ભરીને રડતો ગયો.

કેવો તે કમબખત કે ભીખાજી ઉપર આટલા વરસ ખોટો વેહેમ રાખીઓ અને પોતાની ઓરત ઉપર તદન નાપાએદાર શક લઈ ગયો!

તે પસતાવાથી ભરેલી છાતી લઈ ભીખાજીને ઘર ગયો તથા આંજુભરી આંખે તેના બાલકોને જોસથી પોતાની છાતી સાથે દાબવા બાદ ભીખાજીની વીધવાને દીલાસો આપી આવયો.

પાએદસતેથી ફરતાં તેને વળી એક તાર મળયો, જે વલસાડથી આવેલો હતો અને જેમાં લખેલું હતું કે વલસાડમા એક ઇમારતને માટે પાયો ખોદતાં વીકાજીની ૫નીઆંણી જરીની અડધી ખાખ થયલી લાસ મળી આવીછે.

જે દાહાડે જરી ભુલી પડી તે દાહાડે તોફાન જોરાવર હતું, માટે મારગ ચુકી જતાં જરી એક ખાડામાં પડી, જે પછે પવનના જોરથી તેના ઉપર મટોડું પુરાયું અને તે દટાઈ ગયલી આજે મળી આવી.

વીકાજીના ગંજાવર દુખનું હવે શું બેઆંન થઇ શકે! તેણે ખોટા વેહેમથી બે નીરદોશ જાનને ગેરઇનસાફી કીધી, પણ તેનો પસતાવો ખાલી કરવાને હવે તે જીવ રહયા નહી, પણ તેને આ ધરતીપર હડસેલામાં નાખી પેલી જીહાન જઈ રહયા. (ઈંગરેજી ઉપરથી લાગુ પાડેલું.)

## કાનપોર શેહેર.

કાનપોર એજ નામના પરગણાંનું મુખીઅ શેહેર છે. કાનપોર પરગણું ઉત્તર હીંદુસતાનમાં નીપાલની દખણના



કાનપોર શેહેરમાં નદીની ઉપરનો દેખાવ.

આઉદ પરાંતમા આવેલુંછે, જે પરાંત હંમેશ તાંહાના ક દાવર બાંધાના, હીમતવાન અને નીમખહલાલ હીંદુસતા ની બઇઆ રેહેવાસીઓને માટે વખનાયલું છે. તેમાં કા નપોર પરગણું દોઆબના જીલામા આવેલું છે. "દો આ બ" નો અરથ બે પાંણી કરીને થાયછે અને ગંગા તથા જમનાની બે પવીતર નદીઓની વચેના મુલકને "દોઆબ" કેહેછે. કાનપોર પરગણું ગંગા નદીને કીનારે પાંચ માઇ લ શુધી આવેલુંછે તથા જમના નદી તેને કાલપી આગલ મલેછે અને આખા દોઆબ વચે એ પરગણાનો વીસતાર આવેલોછે. એ બે નદીઓ પોતાના દાહાલ પાંખરાં સાથ કાનપોર પરગણાને આબાદ કરેછે, તે ઉપરાંત ગંગા નદી ની નેહેર તેમાં ૬૦ માઇલ શુધી ફરી વલેછે તથા તેની ફલ વંત માંટીમાં દરાખથી તે કાલી ગલી જે જંગલી હાલતમાં ઉગેછે, તેને સીપણી કરેછે.

કાનપોર શેહેર ગંગા નદીના જમના કીનારા ઉપર અ લાહાબાદથી ૧૪૦ માઇલ દુર આવેલું છે. કાનપોર પરગ ણાની વસતી દસ લાખ માણસની ગણાયછે, જેમાના એ ક લાખ શેહેર મધે વસેછે. એ મધે ૫૦ હજાર ખુદ શેહેર ના રેહેવાસી છે. અને બીજા તેટલાજ રેહેવાસીઓ "કાંપ" અથવા સરકારી નવાં શેહેર મધે વસેછે. કાનપોરની જમી ન રેતાલ હોવાથી તથા તેવાં રેતીના મેદાનમાં શેહેર બાંધ વાથી હુનાલામાં તાંહાં અતીશય તાપ પડેછે, અને ધુલના વાદલનો વાદલ ઉડેછે. ઘરો ઘણાખરાં કાચી માટીનાં બાંધેલાંછે. મોહોલાઓ સાંકડા તથા ગીચ છે અને લોકોની ચાલચલણથી ગલીચી અને નજીસાત થાયછે. પણ કા નપોર શેહેર ઉદીઓગી અને વેપારી છે. તેમાં ઘોડાના ખોગીર, જીન, અને એવાજ બીજો ચાંમડાંનો સા માન સરસ બનેછે, મોજાં બનેછે તથા ધાતુ અને જહવેર કામના કારીગરો પણ કાનપોરના ઘણા વખનાયછે.

કાનપોર શેહેર ઇસલામી રાજપોના દોરમા જાહોજલા લી ભોગવતું હતું. તેની એ આગલી મોટાઇની ઇધાં ણી દાખલ તાંહાંની કેટલીક નામીચી અને શુંદર મુસજી દો ઉભેલીછે. એ શેહેરની અસલી ઇમારતો રફતે રફતે નાશ પામતી જાયછે અથવા તો જે જાહેર મતલબને માટે ઉ પયોગ કરવા ધારયો હોય તેને બદલે તેઓ બીજા સરકારી ઉપયોગમા આવતી જાયછે. કાનપોર શેહેરમાં ગંગા નદી હોવાથી પુંજા પાતરીના કામને માંટે હીંદુઓ પોતાની એ પવીતર નદી ઉપર શંખીયાબંધ જાયછે, જેને લગતી કી રીયા મારગોને માટે એ નદી ઉપર હારેહાર દેહેડાંઓ બાંધી લીધેલાંછે, જેમનો ચંદની રાતે નદીમાં પડછાંયો પડતી વે લા ઘણો સારો દેખાવ દીસેછે. આ મંદીરોમાથી નદી મધે ઉતરવાની પગતીઓ છેક ઉંડાંણવેર બાંધેલીછે, જે પ ગતીઓ ઉપર ઉભાં રહી લોકો નાહેછે.

કાનપોર શેહેરનો વધારે સારો ભાગ "કાંપ" ને લગતો છે. એ સઘલો ભાગ ઇંગરેજોનો બાંધેલો છે, અને આજને કાલતો કાનપોર શેહેર ગોયા ઇંગરેજી શેહેર થયુંછે. સરકારી અમલદારોના બંગલાઓ મોટા અને કુસાદે છે, તથા તે વલી સારી ટપથી સણગારેલાછે અને દરએક બં ગલાની આસપાસ શુંદર બાગો છે. "કાંપ" માં રોમન ટપની બાંધણીની એક નાટકશાળા છે, તથા "અસેમબલી રૂમ," લશકરી ઇસપીટાલ, જેલ, કસટમહાઉસ તથા દેવ લો છે. એક ધરમ ખાતાંની મોટી નીશાલ તાંહાં સને ૧૮૨૩ થી સથાપેલીછે. કાંપમાં કેટલીક મોટી દુકાનો છે, જેમાની કેટલીકો સાહાસીક અને ઉલટમંદ પારસીઓની સથાપેલીછે અને તેમધે દરએક કીસમનો વેલાતી સામાન પુરો પાડવામાં આવેછે. લોકોને ફરવા હરવા માટે જાહા ંઠો રોપીને એક બાગ કરી લીધેલોછે, તાંહાંથી શહેરના રસતા ઉપર જવાયછે, જાંહાં શીયાલામાં લશકર છાવણી નાખેછે.

## પેટનો પડદો.



માણસના બદન માહેલાં ગોટલાંઓની જે સમજ ગ યા અંકમાં આપીછે, તેમધે એક મોટાં ગોટલાં અથવા મા સના લોચા વીશે લખયું નહી હતું, તેની અતરે ખાશ સ મજ આપવા માગીએ છઇએ. એ છાતી અને પેટની વ ચેનો પડદો છે, જેને ઇંગરેજીમાં "ડાએફરામ" કેહેછે અ ને જેનું ચીતર ઉપર આપયુંછે, એ પેટ અને છાતીના ખાડાઓને છુટા રાખનારો તેમની વચે આવેલો પડદો છે, જે એક પોહલા માસના લોચાનો બનેલો છે. એ પડદો ગોલ છે અને એક છતરી અથવા ગુમબજના આકારમાં છે. તેની વચમા જે કાંઠો દેખાયછે તેની સાથે ગણી એતો આ પડદો છતરીને મલતો વધારે દેખાયછે. એ પ ડદાના સઘલા સાખાની વલાંણ એકજ તરફ અથવા પડદા ના મધીઅ ભાગ તરફ છે અને બદનના અવીઅપોમાં એ એક અગતનો અને ઉપયોગી ભાગ છે.

ઉપલાં ચીતરમાં 1. 2. નીશાંણ જેપર કરીછે, તે એ પડદાને બાંધનારાં બંધણ અથવા સાંધા છે. 3. 4. નીશા ણવાલા ભાગો પીઠની અંદરનાં માસના ગોટલાં છે. 5. 6. 7. પડદાની વચમાનો ભાગ સમજવો. 9. અને 10. નીશાણવાલી જગા આગલથી એ પડદો બરડાના કાંધાને વલગેલો છે. 13. નીશાણવાલો ભાગ છેક છેલી પાંસલીની ફરતી કોર છે, જાંહાંથી પેટનો પડદો પાંસલીને વલગેલો છે. 8. 11. અને 12. એ આ પડદામાં મોટાં આંખરાં અથ વા છીદરો છે. એ છીદરો છાતીમાંથી પેટમાં ઉતરતી નલી ઓને માટે રાખેલાછે, જેમાનું પેહેલું છીદર મોટી બલુ ને

સ જવાનુંછે અને છાતીમાંથી પેટમાં લોહી ઉતારવાનો મો ટો નલ એ છીદર વાટે જાયછે. બીજું ૧૧ વાલું છીદર એજ પરમાંણે મોટી ધોલી નેસ ઉતારવાનું છે. તથા ૧૨ મા આંકવાલું છીદર તે છે કે જેમાંથી ખોરાક જવાનો ન લ પેટમાં ઉતારેલો છે, જે નલનો એક છેડો ગલામાં અને બીજો છેડો હોજરાંમા છે. આ ચીતર ઉપરથી બરડાનો કાં ટો પડદાની વચોવચ સમજવો નહી, પણ તે પછવાડે પડ દા સાથ જોડાયલોછે.

આ પડદાની ઉપલી બાજુએ જમણી અને ડાવી ત રફ ફેફસાં તથા વચમાં દીલનો પડદો આવેલો છે. છાતી માના એ તરણ યંતરોની હેઠે આ પડદો આવેલો છે, અ ને એ પડદાની અંદરના ખાડામાં જમની તરફ કલેજું, વચમા હોજરી, તથા ડાવી તરફ તલલી અને ડાવી બાજુનો ગુરદો આવેલો છે. એ રીતે જોકે આ પડદો પેટમાના યં તરોને છાતીમાનાં યંતરોથી જુદાં પાડેછે, તોપણ એ પડદો બેહું બાગોને કામ લાગેછે અને બેહુના યંતરોની શેવા બ જાવેછે. દમ ચાલવામાં આ પડદો મદદ એમ આપેછે કે દમમા હવા લેતી વખતે એ પડદો જરા હેઠલ ઉતરેછે અને તેથી ફેફસાંને ઉપસવાની જગા કરી આપેછે તથા જારે ફેફશું દબાઈને તેમાંની હવા બાહાર નીકલેછે તારે એ પડદો પાછો ઉપર ચઢેછે. એ પરમાંણે રાત અને દા હાડે આખી જીંદગી શુધી દરએક દમેદમ પેટનો આ પડ દો ચઢઉતર કરયા કરેછે. વલી કાંસતી વેલા આ પડદાથી પેટમાના આંતરડાં, ફુકા વગરે યંતરો દબાયછે અને તેથી આંતરડાંમાનો ગદલો લાગ તેમજ પીસાબ બાહેર નીકલી શકેછે. એજ પરમાંણે ખાંસી, છીક, ઓકારી વગેરે સઘ લાં કાંમોમાં એ ઉંચકાતા તથા પડતા પડદાથી મદદ મલે છે, અને એ ઉપરથી તે પેદાના કરનારનું અપાર ડાહાપણ આપણ જોઈએ છઈએ, કેમકે એક માસનો કકડો આટલું બધું કામ બજાવેછે.

---

## ગાય, બલદ—જંગલી ગોધા.



ગાય, બલદ, ભેસ વગેરે પરાંણી ઘણું ઠંડું, ગરીબ અને તાબેદાર છે, પણ તે તેની પાલેલી હાલતમા છે. જંગલી હાલતમા તે તોફાંની, ઘાટકી અને બળવંત રેહછે અ ને તેનો ખેઆલ આંણવા માટે એ ઉપયોગી જાંનવરોના વ રગના એક જંગલી ટોલાનું ચીતર ઉપર આપયું છે. માણ સની વસતી વચે ગાય, બલદના વરગવાલાં જાંનવરે પોતા નું જંગલીપણું ઘણું છોડી દીધુંછે અને તેમની સઘળી ઓલાદ સુધરી ગઈછે, પણ જંગલી હાલતમા એ જાતનું જાનવર કેવું હોયછે તે આ ચીતર ઉપરથી જણાશે. માણ સની તાબેદારી કરનારાં સઘળાં જાંનવરોમા, બલદ, ગાય વ ગેરે પરાંણી ઉપર માણસનો સઉથી વધારે આધાર છે. એ પરાંણીઓનો એટલી તરેહનો ઉપયોગ થાયછે, અને તે તેની હઈઆતીમાજ નહી પણ તેના મુવા પછેબી એટલો બધો ઉ પયોગ છે કે માણસના ઉપયોગમા એની બરોબર બીજું કો ઈ જાંનવર આવતું નથી.

ગાય માણસના ખોરાકમા કેટલે દરજે કામ લાગેછે. દુધ, ઘી, માખણ, દહી વગેરે પેદાસ તેનાથી છે, પણ વળી એ પરાંણી પોતે પણ માણસનો ખોરાક થઇ પડેલુંછે. વળી ભાર ખેંચવા માટે ખેતીવાડીમા અને બીજા દરએક ઉદયોગ મા બલદ કામનો છે. તેના ચામડાં અને સીંગડાં વટીક માંણસ આગળ રદ જતાં નથી. આવાં જાંનવરનો ઉપયોગ માણસ જાતે સઉથી પેહેલાં શોધી કાહાડયો એ ખુદરતી છે. જાંનવરોને ખપમા લેતાં પેહેલાં મેંઢાં, બકરાં આવયાં અને તાર પછે ગાય, બલદ માણસનું ધેઆન ખેંચયું. અસલી લખાંણો ઉપરથી માલમ પડેછે કે ઘોડા અને કુતરાનીબી આગમચ ગાય, બલદ કામ આવયાં હતાં.

ગાય, બલદ જોકે અસલ એકજ મુળનાછે, તો પણ જુ દાં જુદાં દેશોમા તેમની જુદી જુદી પણ ઘણીક ઓલાદો થઇછે. તેઓ બાંધામા, કદમાં તથા બીજી બાબતોમા એકે એક વચે ઘણો તફાવત ધરાવેછે. વેલાત ખાતે બલદોની ૯ જાત જણાયલીછે. ગરમ દેશોમા એ જાંનવરોના ખભાં આગળ ચરબીની મોટી ખુંધ અથવા ઢઠો રેહછે તથા જે મ તેઓનો ખોરાક વધારે હોય તેમ એ ખુંધમાની ચરબી વધતી જાયછે. હીંદુસતાનના ગાય, બલદને "બરામણનો ગોધો" કરી કેહેવામા આવેછે, તેની એ ખુંધ ઘણી મોટી હોયછે. તે પવીતર ગણાવાથી તેને ઘણો ખોરાક મળેછે અ ને તે આલસુ રેહછે, પણ જારે એ જાંનવરને તેનું પોતા નું ગુજરાંન કુતી કાહાડવા દીધું હોય, તારે તેની ચરબી ઓ સરેછે તથા તે વધારે મેહેનતું બનેછે. કેટલાંક ગરમ દે શોમા બલદ એક કુકરથી વધારે મોટા નથી. ફરાંનસની અંદર બલદોને સીંગડાંથી જોતરવામા આવેછે.

જંગલી બલદ નામના જાંનવરની આગળ મોટી વ સતી હતી, પણ તે હાલ કમતર થઇ ગઇછે. અસલી હે વાલોમા એ જાનવરને ઘણું કદાવર અને જોરાવર કહેલુંછે તથા તેના સીંગડાં ઘણા મોટાં જણાવવામા આવયાંછે. એ જાંનવર સફેદ રંગનું હોયછે અને તેના ચેહેરા ઉપર કાળું ધાબું આવેછે. ઈંગલંડમા કોઈજ ઠેકાંણે નવાઈ તરીકે તે ને રાખયુંછે. પણ જમીનના પડોની અંદરથી તેઓના ખો ખાં ઘણા મળી આવેછે. હીંદુસતાનમા કેટલીક જંગલી ભેં સો વસેછે જેના સીંગડાં એટલાં મોટાં હોયછે કે તેઓ એકેક થી દસ ફીટ વેગલાં રેહછે. "કેપની ભેંસ" નામના જં

ગલી પાડાઓ કાફરીયાના જંગલમા રેહછે, તે પણ ઘણા જહનુની છે. ઉતર અમેરીકામા "કસતુરીયા બલદ" ના મનો જંગલી ગોધા વસેછે. તેના પગ ટુકા હોયછે, પણ તેના બાલ છેક જમીનને લાગેછે અને તેના દીલમાથી કસ તુરીનો વાસ નીકલેછે. યુરોપમા બાઈસન નામના જંગલી ગોધાની આગળ ઘણી વસતી હતી પણ હમણા તે લીથુ આનીયા તથા કાકેશીઅન મુલકોમાજ મળી આવેછે.



હીઆં ચીતારેલું "બાઇસન" અમેરીકા ખંડનો રેહેવાસી છે, જે ઉતર અમેરીકાના સઘળાં મધીઅમ હવાના દેશો મધે મળી આવેછે, અને અગતકરીને "રાકી માઉનટન" ના દેશમા તેની વસતી ઘણી છે. તેને "ભેંસ" કરી કેહેવામા આવેછે, પણ એ જાંનવર ભેંસથી જુદું જ છે. તેનું કદ મોટું છે, બદન જાડું છે અને પગ મજબુત હોયછે. તેના સીંગડાં ટુંકાં અને કાળા રંગનાં હોયછે તથા તેને સીંહની મીશાળે યાલ હોયછે. તેના બદન ઉપર હુનાલામા પતલા અને શીયાલામા જાડા બાલ ઉગેછે. કેટલાંક જંગલોમા તેઓનાં મોટાં ટોલાંને ટોલાં ભટકેછે. મીસીસીપી નદી ઉપર કોઈવાર ૧૦ હજાર એવાં મસતીખોર જાંનવરોનું ગોવાલું જેવામા આવેછે, જે અતીઘણું તોફાન કરેછે અને જેને જેર કરવાને માણસ અશકત છે. આ બાબતને મથાલે મેળેલું ચીતર એવાંજ એક ટોલાંનું છે.

---

## શેકસપીરીઅન જવાહેરો.

### ધરતીકંપ.

"રોગીસટ ખુદરતનો રોગ કોઈવાર અજાએબ જેવા ફાટફુલલાથી ધરતીની બાહેર કુટી નીકલેછે, અને વસતીથી ઉભાતી પરૂથવીના પેટમાં તાબે નહી થાય એવા પવણો કેદ પડવાથી ધરતીને એક જાતની મોરચી થવાના ચમટા તુટેછે તથા ફંટાલો ઉપજેછે. તેના પેટમાના પવણ બાહાર નીકલવાને કોશેશ કરતાં બુઢી ધરતીમાતાને ધુજાવેછે, અને મોટા બુરૂજો તથા લીલ ચઢેલા મીનારાઓને જમીન દોસત કરેછે."

### છાવણી.

"રાતના શીહા પેટાંમાં છાવણીથી છાવણી શુધી બેહુ લશકરો તોપ્યાંનો ઘુંગવાટો અવાજ કરેછે; ઠરાવેલા સંતરીઓ એક બીજાના છુપા ઠરાવેલા શબદો એકેકના કાનમા કેહછે; આતસ આતસને જવાબ દેછે અને તેના ફીકાં બલતાંમાં એક લડાઈ બીજી લડાઈની કોલસાસમ સીકલ જુવેછે; ઘોડો ઘોડાને બુલંદ અને મગરૂર ખંખારથી ધમકાવતાં તે ખંખારને રાતનાં સુહુના કાંનમાં ભોકી દીએછે. સાંભલ, પેલા તંબુઓમાં બખતર બાંધનારાઓ પેહેલવાંનોને બખ્તર બાંધી રહીને હવે છેલી ચુંકોની ઉપર હથોડી મારતા લડાઈની તઈઆરીની ભયંકાર ઈધાંણી આપેછે અને બીજાઓ ભોગ અપાતાં જાંનવરની મીશાલે પોતાની કીરીયાના આતસ આગલ ધીરજથી બેસીને સહવારના ચાંકટ ઉપર અંદેશો કરેછે."

### અદેખાઈ.

"તમે લોકો કેઇ ખલરાયલી માટીના બનેલા છે, તે હવે હું સમજુ છઉં. મારી હીનપસતીથી જાંણે કે તમારૂ પેટ ભરાતું હોય તેમ કેવી આતુરતાથી મારી પડતી પાછલ તમે દોડોછો ! મારો નાશ થાય એવી દરએક ચીજમા તમે કેવા ખંતી, ઉતાવલા અને મુકરર છો ! ઓ કપટી આદમીઓ તમારા અદેખા રસતાપરજ ચાલજો, તમોને પુરછુટ છે અને બેશક આઈનદેહ તમે તેનુ ઈનામ મેલવશો."

### ભુલ.

"ઓ ધીકાર ભરેલી ભુલ ! ઓ દલગીરીના ફરજંદ ! જે નહી હોય તેજ તું માણસોના લાએક વીચારોને કાંએ દેખાડેછે વારૂ ? ઓ ભુલ ! તારી માતાના ગરભમા આકલાપણે તારૂં બીઉં પડયું અને કદીબી તું સારા સગને જનમી નથી, પણ જારે જનમેછે તારે તને જનમ આપનાર માતાને તું મારી નાખેછે."

### બુરા શુખન.

"બુરા શુખન બુરાં કામને બમના બનાવેછે."

### ઘણું થવું.

"ચોખ્ખાં સોનાને ઢોર ચહાવવો, કમલના ફુંલને રંગ આપવો, મોઘરાંપર ખુશબો છાંટવી, બરફને સુમારૂં કરવું, વરસાદની કમાનમાં બીજો રંગ હુમેરવો અથવા મસાલ હાથમા ધરીને આસમાનની ખુશનુમાં આંખને જહલક આપવા જવી એ ઉદાઉ અને હસવા સરખું ઘણું થાયછે."

"એકુબી બીન જરૂર જાંમ શરાપ છે અને તેમાની વસતુ સેતાન છે."

---

## ઘરનો ગવરનર.

અંક ૪ થો.

### ખાંનાનો સાંમાણ.

ઘર માંડતાં ફરનીચર પેહેલાં ધેઆન ખેંચેછે. તે આપણે ખરીદ કીધું છે અને જુદાં જુદાં ફરનીચરમા માણસની કળાએ કેટલી સગવડ કરી આપીછે તથા કેટલી તરેહના કોચો, ખુરસીઓ, ટેબલો વગેરે બનાવામા આવેછે, તે આપણે જોયું છે. ફરનીચર લીધા પછે હવે બબરચીખાંનાના

વાસણ ઉપર ધેઆન જાયછે, પણ તેની આગમચ દરએક ઘ રના ગવરનરે જમવા કરવાનો પરચુટણ સામાન ખપ જો ગો લઈ રાખવો જોઈએછે.

સુધરેલી રીતે સગવડ અને સુખથી ઘર ચલાવવાનું છે, માટે જેમ ફરનીચર ઘટતા ખરચથી લીધુંછે તેમજ ખા વા પીવાનો તથા બીજો સાંમાન પણ તેજ ધોરણ ઉપર લેવા નોછે. એમાં છરી, કાંટા, પેઆલાં, રકાબી, ગલાસ, ટંબલર, ખાંનાની રકાબીઓ, દારૂની ડીકાનટરો, મસાલાના સટાંડો, ટેબલ કલાઠો, તથા બતીના વાલશેડો એટલો સામાનતો દર એક ઘરમા જરૂરનો છે.

આવા સામાનમા ખરચની અડચણ હોવી જોઈએ નહી. એ સામાન કેટલો લેવો તથા કેવી જાતનો લેવો, સાદો લેવો કે ઘણો સોભીતો લેવો, એવા સવાલોની વખતે ખરચ તપાસવો જોઈએ. તેમજ વળી કેટલી વીગતથી સાં માન લેવો, જેમ કે ચાહેનો સટ લેવો હોયતો અમસથો "ટીસટ" લેવો કે "કાફી સટ" બી લેવો, અમસથો "ડી નર સટ" લેવો કે "બરેકફાસટ સટ" બી લેવો, અમસથાં "વાઇન ગલાસ" લેવાં કે "લીકર ગલાસ", "ચમપીન ગલાસ" ઈતીઆદી સંધાં લેવાં, એ તપાસવાનું દરએક ઘર માડનારની હાલત અને શકતી ઉપર આધાર રાખેછે.

પણ ઉપલા જુદા જુદા સામાનમાથી થોડો થોડો લેવા નીતો દરએક ઘરની હાજત છે, અને તેથી જે સુખ તથા સ ગવડ થાયછે તે તરફ જોતાં આ સાંમાન શકતી મુજબ ખરી દવામા વાંધુ નહી જોઈએ. આ અગતજોગ સાંમાણ જેમ બને તેમ દજણના સટને હીસાબે ખરીદ કરવો અને એવો સટ ખરીદ કરવો કે જેમાંથી કોઈ વાસણ ખોહોવાય ઈઆ ભાગેતો બીજું તેવુંજ મળી આવે. એવા સાધારણ સટો ખરીદ કરવામા એકતો કીફાએત થાયછે અને બીજુંતો સટ ખોરવાતો અટકેછે.

અગરજો રૂપાં કામના ચમચા કાંટા ઈઆ બીજો સા માન ખરીદ કરવો હોયતો અમસથા ઢોર ચહડાવેલા સામાન કરતાં ખુદ રૂપાંનો સાંમાન છેવટે સસતો પડેછે. ઢોર નીક ળી જવા પછે તે સામાનની કીમત જતી રેહછે, પણ ખરી ધાતુ સોભા ઉપરાંત વળી જારે તેને વેચવા જઈએ તારે પા છી કીમત ઉપજેછે. રૂપાંકામનો સામાન લેવો અને કીફા એત કરવી, એ બેહુ મતલબ જો રાખવી હોયતો "જરમન સીલવર" જે "નીકલ" નામની ધાતુ છે, પણ જે રૂપાં ને મળતી આવેછે અને જેનો ઈંગલંડમાં સઘળી પરકારનો સામાન બનેછે, તે ખરીદ કરવાથી બેહુ મતલબ સચવાયછે.

કોરીનો સામાન એટલી જાતનો આવેછે કે તેતો દ રએક ઘરધનીઆંણીની મરજી, શોખ અને શકતીનેજ સાં પતું જોઈએછે. આટલું ધેઆનમાં રાખવું કે કોરીનો ભા રી સામાંન પડતાં ભાગે નહી એવો જે વીચાર છે તેમા લ ગાર ભુલ દીસેછે. ભારી ને હલકો બેહુ સામાન ભાગેછે. જો સટજ લેવા બેસીએતો આખોજ લેવો જોઈએ, એટલે કે ચાવલ, પકવાંન, ફરૂટ, મીઠાઈ વગેરેને બરની જુદી જુદી રકાબી તથા વાસણો લેવાં એ વધારે સગવડ ભરેલું છે. "હાટવાટર ડીસ" જેમાં રકાબીની તલીએ ગરમ પાંણી રાખવાથી ખાંનુ ગરમાગરમ રેહછે, તેમનો ઉપયોગ આપ ણા લોકોમાં વધવો જોઈએછે.

બીલોર કામ મોઘું હોયછે અને તે કીફાએતથીજ લે વું પડેછે. "કરૂએટ ઈસટાંડ" જેમા મસાલાની નાહા ની બાટલીઓ ટેબલપર રેહછે, તેથી ખાનારને ઘણી સગવ ડ થાયછે અને સરકો રાઈ વગેરે અગતજોગ મસાલો બે રવીખર થતો અટકેછે. ડીકાનટરોના સંબંધમાં "એલી ઉટરીએટર" નામના એક અગતનાં સાંમાની શોધ થઈછે તે હીઆં જણાવીએ છઈએ. વાઈનની બાટલીમાં હંમે સ તલીએ થરો હોયછે અને બાટલી ઉંઘાડતાં તથા ડીકા નટરમાં નાખતાં બાટલી હીલવાથી વાઈન થરા સાથ ધોહો કે ઘણો દોહોવાયછે. ઉપલું યંતર કે જે ટેબલ ઉપર મે લવામાં આવેછે, તેમાં બાટલી એવી રીતે ગોઠવાયછે કે પછે ડીકાનટરમાં ઈઆ ગલાસમા નાખતી વખતે બાટલી જરા હીલતી નથી અને તેથી છેક છેલાં ટીપાં શુધી બાટલી ખા લી કરતાંબી થરો ભેલાતો નથી.

બતીના વાલશેડો બાબે પણ એજ પરમાંણે કેટલીક ન વી કલા બનાવામા આવીછે. જેવી જગા તેવી તેને બર ની સમેદાનીઓતો હોયછે, પણ ઘણીવાર મીનબતીઓ તે માં પાતલી પડેછે અને તેથી કાગલ લપેટીને ખોસવામા આવેછે, જેમ થતાં મીનબતી ખપવા આવેછે તારે કાગ લ સલગેછે જેથી બાકીની બતી વધારે જલદી ખપેછે તથા સમેદાંની બગડેછે. એટલા માટે હમણાં મીનબતી ખોસ વાના ખાડામાં એક બીજું વલું મુકવામા આવેછે, જેની તલે કમાંન હોયછે, તેથી ગમે એવી પાતલી ઈઆ જાડી બ તી હોય તોપણ તે કમાન દબાવાથી ખોસી શકાયછે.

બીજી એક કલા એવી કરેલી આવેછે કે મીનબ તીનાજ જેવી ગોલ પણ નાહાની કોરીની બતી બનાવેલી આવેછે. તેને મથાલે કાકરાને બદલે એક ખીલી આવેછે, તે ખીલી મીનબતીના તલીઆમા ભોકીને પછે તે કોરીની બતી વાલશેડમા ખોસેછે, જેથી મીનબતી ઉપર રેહછે, અને છેક છેલી ઘડી સુધી વાલશેડને ખરાબ કરવા વના તે બળ યા કરેછે. આ કલાનું નામ ઈંગરેજીમા "સેવ આલ" કરોનેછે. એ કલા ઘણી સાદી છે, પણ ઘણી ઉપયોગી છે.

---

## પરચુટણ બાબતો.

**સાદો જવાબ**—એક બચાંને સહવારનાં વેહેલો ઉઠ વાની લાલચ આપવા સારૂં તેનો બાપ બોલયો કે—"મે, ફલાંનો શખસ ગઈ કાલે સહવારના સકારે ઉઠયો તારે તેને પઈસાની એક કોથલી જડી." બાલકે જવાબ દીધો કે— "તેને કોથલી જડી ખરી, પણ જે ધણીની થલી ખોહોવાઈ હશે તે તેથીબી સકારો ઉઠયો હશે, અને તેથીજ તેણે ખો લી ખોહી હશે."

---

**નેપોલીઅન બોનાપાર્ટ વીશે કેહેવતો**—"એક ટુકી નજરનું ગરૂદપખશી."

"પરજાસતાક ફરાનસનો દગલબાજ બેટો, જેણે પો તાની માની મીલકત સવાધીન લેવા માટે તેનું ખુન કીધું હતું."

"યુરોપની ઘોર ખોદનાર."

"એક મસતીખોર છોકરો, જેણે દુનીયાના દડા સાથે રમવા માગયું માટે તેને ખુણે બેસાડવામાં આવયો."

---

**ઘાસ**—એક ખેતરમા ઉગતાં જુદાં જુદાં ઘાસનો અભ્યાસ ઘણો ફાયદાભરેલો છે. જમીનની માટીને રસાએણ શાસ્ત્રથી તપાસવા કરતાંબી તે માટીની હાલત વીશે તેપરનું ઘાસ વધારે સારી ખાતરી કરેછે. જેમ તે જમીન સુધરેછે, તેમ સારૂં ઘાસ વધેછે અને ઉતરતી જાતના ઘાસને હાંકી કાહાડેછે. સઘલું મલીને આસરે ૧૫૦ જાતનું ઘાસ આવેછે, અને એકજ મેદાંનમા તેના આશરે ૩૫ મા ભાગ જેટલી જાતોનું ઘાસ એકજ વખતે મળી આવેછે.

---

**શું પાંણી ઉકલેછે?** દીનબાઈ ચુહુલાપર પાંણીની દેગ મહડાવેછે અને થોડા વખતમાં પાંણીમાં કકરા આવીને તે ઉકલેછે. પણ શું ખરેખર એ પાંણી ઉકલેછે? નહી. અગરજો પાંણીમાંની સઘલી હવા બુમબા વાટે કાહાડી નાખવામાં આવેતો પછે તે પાંણીને ગમે એટલી ગરમી લાગા છતાં તે ઉકલતું નથી. એ ઉપરથી જણાયછે કે દેગમાનું પાંણી ઉકલતું નથી, પણ પાંણી માહેલી હવા આતશની ગરમીથી બાહેર નીકલેછે અને તે હવાના કકરા પડેછે.

---

**સીકંદર અને ચાંચીઓ**—એક પરખેઆત ચાંચીઆ લુટારાને સીકંદર આગલ પકડી લાવયા તારે સીકંદરે તેને પુછયું કે "ચંડાલ, મારા દરીઆવોમાં લુટ ચલાવાની તેં કેમ તાકાત ચલાવી?" ચાંચીઆએ જવાબ દીધો કે "જેમ તમે તમારા નફાને વાસતે લુટ ચલાવોછો તેમજ હુંબી ચલાઉં છઉં. તફાવત એટલોજ કે લુટવા સારૂં મારા પાસે એકજ વાંહાંણ છે તેથી લોકો મને લુટારો કેહેછે, અને તમારી પાસે મોટો કાફલો છે તેથી તમોને શાનશાહા કેહેછે." આ જવાબથી સીકંદર એટલો ખુશી થયો કે તે લુટારાને તેણે છોડી મેલયો.

---

**ચીનાઈ કેહેવતો**—તરશ લાગે, કુવો ખોદે—વાખા પડે, વાવવા દોડે.

મીઠા બોલ મધુર ખરા, પણ માહે રાખે વીશ—કડવા બોલ કડણ ખરા, પણ આપેછે આસીશ.

ભરેલાં પેટને કાંઈ ભુખીયાની કદર નહી.

ઈંડું બંધ ખરૂં, પણ શેવટે બચું નીકલી આવેછે.

એક હોય જો ગાય, તેના બે ચામડાં કયાંથી થાય?

(જીંદગી જોગવવાની જુગતી.)

---

**વરતમાન પતરો અને ચોપાંનીયાં**—વીલાત ખાતે હાલ આસરે ૧૩૦૦ વરતમાન પતરો ચાલેછે. તેમાં નજદીક ૭૫૦ ઈંગલંડ મધે, ૪૧ વેલસમાં, ૧૫૦ સકાટલંડમાં, ૧૩૫ આયરલાંડમાં તથા ૧૪ બરીટીશ આઈલમાં છાપયછે. એમાના આસરે ૧૦૦ રોજીંદાં પતરો છે. એ ઉપરાંત આસરે ૫૬૦ ચોપાંનીયાં ઈંગલંડ ખાતે છપાયછે, પણ તેમાં અરધોઅરધ ભાગ ધરમ સંબંધી ચોપાંનીયાઓનો છે.

**મેહેમાંનો**—સાપુરજી શેઠને તાંહાં રાતને વખત એક દોસત મલવા ગયો. એટલા ઉપર તેના ચાકરે કહયું કે થોડાક મેહેમાનો ઘરમા આવેલાછે તેની સાથ શેઠ વાતે બેઠાછે. દોસતે વીચારયું કે જારે ઘરમાં મેહેમાનો છે તારે જવું ઠીક લાગશે નહી. બીજે દાહાડે તે દોસત પેહેલાને મલયો તારે પુછયું કે તમારે તાંહાં મેહેમાનો કોણ આવેલાછે? શાપુરજી શેઠે કહયું કે કોઈ આવેલા નથી. દોસતે ફરીથી પુછયું કે રાતે કોઈ પહરોણાઓ આવેલા હતા? તારેબી પેહેલાએ ના પાડયું. એ ઉપરથી દોસતનો મીજાજ જતો રહયો અને શાપુરજી શેઠના ચાકરની પાસે દોડી જઈ તેના કોઠાંમા મુકીઓ જાહાડવા લાગો. ચાકર હજીબી કેહેવા લાગો કે હા રાતના મેહેમાનો આવેલા હતા. તેઓ લડતા લડતા શાપુરજી પાશે પાછા આવયા. ચાકરે પુછયું કે "સાહેબ રાતના કાદર, કરીમ, ને કાસમ મેહેમાનો તમારે તાંહાં નહી આવેલા હતા." શાપુરજી શેઠે અલબતાં હા કહી અને દોસત પસતાવા લાગો કે મેહેમાનની વાતને તે પહરોણા સમજીઓ.

---

## ઘરધતુ નુસકાઓ.

---

**બાફેલું બતક**—એક ખીર બનાવવી જેમા દર ૧ રતલ મેદાએ ાા રતલ માખણ લેવું. બતકના પીછ સરેસતા મુજબ કાહાડવા પછે તેના પાંખ અને પગ તેનાં બદનમા ખોસવાં કે નીકલી આવે નહી. તેના સીનામાં થોડાંક મરી અને નીમખ તથા કાંદાની બારીક કાતરીઓ ભરવી. એ પછે થોડીક જેલી સાથની ગરેવી અને ઊપલી ખીરમાં બતકને બોરવું. તારબાદ તેને કપડાંમા લપેટીને બાફવું તથા તેનાપર બીજી ગરેવી નાખીને ખાવું.

**પટેટાના લાડવા**—થોડાક પટેટા છોલીને એક પાંણીના વાસણમા તેમને ખમણવા. તેનો જે માવો થાય તે આસરે બે કલાક સુધી પાંણીમા રેહવા દેવો. તારપછે પાંણી કાહાડી નાખીને પટેટાનો ગર તોલમા જેટલો થાય, તેથી અરધા વજણભર મેદો ઉમેરવો. તારપછે મરી, નીમખ, લાલકરેલા કાંદાની કાતરી અને મીઠી બાજી ઉમેરવી. અગરજો આ સઘલો માવો બરાબર ભીંજેલો નહી હોયતો જરા પાંણી પણ ઉમેરવું. એ સઘળું એકરસ કીધા પછે તેના લાડવા બનાવવા, તેમના ઊપર સારીપઠે મેદો ભભરાવવો અને પછે તેમને ઊકલતાં પાંણીમાં નાખવા. જારે તે પાંણીની સપાટી ઊપર તરે તારે તેમને કાહાડીને ખાવામા લેવા.

**અનીનાસની એક લેહેજત**—એક અનીનાસને લગાર એવું વધારે છોલવું કે જેથી તેપર તેના ગાંઠના કાળા દાઘ રેહે નહી અને તેની ાા ઈંચ જાડી ગોલ કાતરીઓ કરવી. એ પછે ાા રતલ ખાંડનો સીરો બનાવી તેમા ઊપલી કાતરીઓ મુકીને ૧૦ મીનીટ સુધી ઊકાલવી. તારપછે આંધરાંવાલી ચમચે કરીને તે કાતરીઓને બાહાર કાહાડવી, પણ બચસા સીરાને વધારે ઊકાલવો અને તે ઘાટો થયા પછે કાતરીઓ ઊપર રેડવો. સીરો ઠંડો પડયા પછે ખાવામાં ઘણી લેહેજત મલેછે.

**ફરેંચ પુડીંગ**—ાા રતલ મેદો, ાા રતલ ચરબી સારીરીતે કાપેલી, ાા રતલ કરંટ દરાખ, ાા રતલ કાકવી, અને ાા પોટ દુધ એ સરવેને સારીપઠે એકરસ કરીને તરણથી ચાર કલાક સુધી ઊકાલવું.

**કુઈન કેક**—માખણ ૧ રતલ, ખાંડ ૧ રતલ, મેદો ૧ રતલ, કરંટ ૦॥। રતલ, ઈંડાં ૮, કડવી બદાંમ ૨ આંઊસ, જાયફલ ઘરે એટલું, બરાંડી ૧ વાઈન ગલાસભર, આરંજ ફલાવર વાટર, જોઈએ એટલું.

પેહેલાં માખણને આરંજ ફલાવરવાટરમાં ધોવું, ખાંડની બારીક ભુકી કરવી, આટો સારીપઠે ચાલવો, ઈંડાંને શારીપઠે કાલવવાં, જાયફલને ખમણવાં તથા બદામની ભુકી કરવી. "આરંજ ફલાવરવાટર" માં ધોયલાં માખણને લાકડાના ચમચા વરે કાલવીને મલાહી જેવું બનાવવું, તેમાં પેહેલાં ખાંડ ફુમેરવી, પછે કાલવતાં જવું અને ઈંડાં નાખતા જવું, તારપછે મેદો અને ઊપલાં બીજાં વસાનાં નાખવાં, અને છેલે તેમાં બરાંડી નાખવી. એ આખી મેલવણીને ૧ કલાક શુધી કાલવવા પછે માખણ ચોપડેલાં નાહાનાં ટીનોમાં એક તેજી ભઠી ઊપર ભુંજવાં.

**સેકનું શરબત**—૦॥ દજણ આપલ અથવા સેફ્ફલને છાલવા વગર ભુંજીને એક કુંજામાં નાખવા તથા તે ગરમ હોય તેટલામાંજ તે ઊપર ૦॥ ગેલ્યાલન ઊકલતું પાંણી નાખવું, જે પછે તે ઠંડું થાય તાંહાંસુધી ઢાંકી રાખવું અને તારબાદ ખાંડ અથવા મધ નાખીને પીવામા લેવું.

---

## રમુજે ફુરસત.

દો હો રા.

ઘુમટ પણ તંબુ નહી, નહી દેવલ નહિ દ્વાવ,
જંગમ તંબુ જો વદો, તોપણ થાય પસાર

નારી પ્રસવે તનથી, રૂડો આપ તું ભુજ,
સાકરવે રવીવા કરી, ભાવે જમે મંજુંજ.

કા૦ મે૦ કછી.

ઘેનો અક્શર મારો પેહેલો છે, આશકની માએ,
મંન વાદલ મધે કધી, તે ન દેખાએ.
બઈરી માં નહી—પણ ઓરતમાં ખાશ,
અકશર મારો બીજો, આપેછે પરકાશ.
શરમમાં ખરો—પણ—લાજમાં— નહી,
અકશર મારો તરીજો, છે એટલું શહી.
અકશર મારો ચોથો, નથી દશાતુરની પાશ,
તોપણ ચોમેદના પેટમાં, રેહેછે તે ખાશ.
અકશર મારા પાંચમાંથી છે આલશુઓ અનજાંન,
તોપન હરાંમખોરનેછે, તેશે શારીકાની પીછાંન.
નહી જાદુમાં, નહી કોતલમાં કે નહી કશા કેહેવામાં,
છે મારો છેરો માતર, તલેશંમના છેરામા.
આખું વાંચો એહેનો, મારૂં જો—નાંમ,
તો પારશીઓનું થશે, એક પાકીજે મુકાંમ.

ફરામરોજ.

---

## પ્યારી પત્નીના મરણ પર સ્વામીનો વીલાપ.

હોરી—રાગ કાફી.

કામીની કૂર કાળે ગીબાવ્યો,
કે ફુલ મનહર ચુંટી ચાલ્યો—કામીની કૂર કાળે ગીબાવ્યો. ટેક.

ખીળી કળી ગુલ ફુલ બની જવ,
જમડા એ જુલમ જણાવ્યો,
વૃક્ષથી વેળી ને નાંખી વીદારી,
અમૃત મ્હારૂં પીવા આવ્યો;
હળાહળ ઝેરજ લાવ્યો—કામીની કૂર૦ ૧.
તૂતી ભણાવી તૈયાર કરી મેં,
લીધો નથી પુરો લ્હાવો,
મુજ પીંડ પંજર પડ્યું પૃથ્વી પર;
પખી ઝડપી પારી ચાલ્યો,
મુકી પાંજરૂં કયાં એ મ્હાલ્યો—કામીની કૂર૦ ૨.
લોચન લુટી અપંગ અંગ કીધું,
રેહેમ તજીને રડાવ્યો,
કુમળી કાયા પર કેહેરજ કીધો,
જુલમીએ જીવડો જલાવ્યો,
બહુ બ્હાવરોજ બનાવ્યો—કામીની કૂર૦ ૩.
બાળપણે શુભ સંબંધ થયો પણ
તરૂણ વયે સ્નેહ વાધ્યો,
પ્રેમ પરસ્પર જામ્યોછે જ્યારે,
જખમ જાલીમનો લાગ્યો,
વજર તીર છાતીમા વાગ્યો—કામીની કૂર૦ ૪.
પ્યારી નથી તને કંઇ સુખ આપ્યું,
નથી પોશાક પ્હેરાવ્યો,
નથી તુજ ઇચ્છા મેં એક સંતોખી,
નથી રૂડો ઘાટ ઘડાવ્યો,
નથી રે રૂડો અવસર આવ્યો—કામીની કૂર૦ ૫.
દુખમાં જે તું દીલાશા સુખ દેતી,
અધરોથી કળીયોજ ખરીયો,
અમૃત કેરાં ટીપાં જાંણે ઝરતાં,
સ્મૃતી † કોવચની કળીયો,
વીખની જાંણે નદીયોજ ઝરીયો—કામીની કૂર૦ ૬.
સંસાર સાગર વીકટ વીધે બહુ,
સારો સુકાંની હતો મળીયો,
જોડ રૂડી કરતારે કરી પણ
છાજી ન પ્યારી પરી હો,
હવે કયાં મળું રે ફરી હો—કામીની કૂર૦ ૭.
વૈદ જોશી તમે યુકતી કરો કાંઇ,
હૈયાનો જખમ રૂઝાવો,
પ્યારી મ્હારીને સજીવન કરોતો,
દઉં રત્ન લાખ સવાયો,
જાંણે પ્રાંણ મ્હારો ઉગાર્યો—કામીની કૂર૦ ૮.
આશાના મેરૂની ટોંચ ચહાવી,
પ્રભુ કયમ ઢાળી તેં પાડયો,
કરવું આવું તો પ્રથમ પરણાવી,
સુખસ્વાદ શાને ચખાડયો,
પછી વીખ વાડકો પાયો—કામીની કૂર૦ ૯.
આખર વીનંતી હરી કરૂં ત્હારી,
દીલનો ઉભરો મેં દબાવ્યો,
કોટી જનમ ધરી એ પ્યારી પામું,
દે વરદાન તું માંગ્યો,
લક્ષ્મીરામ હેતથી જાચ્યો—કામીની કૂર કાળે ગીબાવ્યો;
કે ફુલ મનહર ચુંટી ચાલ્યો. ૧

† તે યાદ ત્યારે આવેછે.

---

મુંબઈ; દફતર આશકારા પરેસમાં બેહરાંમજી ફરદુનજી કંપનીએ છાપીયું તથા પરગટ કીધુંછે. ઠા૦ કોટ:—બેહરામજી હોરમજજી સ્ટ્રીટ, ના૦ ૬ તથા ૧૧.

# સ્ત્રીબોધ.

પુસતક ૧૫ મું. મેએ ૧૮૭૧ આંક ૫ મો.

## ધીરજનું ધન

અથવા

### છુપાં શંકટપર છુપી ફ્તેહ.

એક વારતા.

### પરકરણ ૧૨ મું.

### વળાંનો વળ.

શુંદર મુરવારીદનો જોડીયો ભાઇ અકબર જેને એ મનમોવન બીબી મુવેલો ગણતી હતી તે પણ બસરા શેહેર ખાતે આવી ચુકયો હતો, એ વાત વાંચનારી બાનુઓ જાણે છે, પણ તેના આવયા પછે તેનું શું થયું તે હજી સુધી આ પણા જાંણુવામા આવયું નથી.

તેની બેહેન મુરવારીદતો ખોદાદાદ તરીકેના પોતાના લેબાશમાં રાસામશાહની માંનીતી થઈ પડી હતી અને રાસામશાહના કાસદ તરીકેની ફરજ બજાવતાં એ હાકમની માશુક આરજુની પણ માનીતી થઇ પડી હતી, તે હીઆં સુધી કે આરજુએ પોતાની મોહોબતનો મેહેલ આ નાજુક નાજનીનના નબલા પાએઆ ઉપર ઉઠાવીઓ હતો, જેથી આરજુના છુપા પેઆરથી જલતો મુરખ તેહેમુરનો કરોધ વટીક તેનાપર ઉસકેરાયો હતો અને આ જવાન કાસદ સાથ કુસતી માગવાની તેણે પોતાના દોસત બેહેરામની કુસલવણીથી તઇઆરી કીધી હતી.

એટલી હદ સુધી મુરવારીદને વધી ગએલી આપણે જોઇછે, પણ તેના ભાઇ અકબરનું કાંઇ હેકાંણું માલમ પડે ! તેની બેહેનને બસરા શેહેરે જેવો આસરો આપયો તેવો આસરો આપવાને શું અકબરને એ શેહેર ના પાડેછે ? દરીયામાથી બચેલી મુરવારીદ રાસામના મેહેલ મધે જેમ મોહોબતના દરીયાવમા ડુબીછે, તેમ અકબરબી શું કોઇની મોબત ની જાલમા ફસપોછે ? બસરાનું બંદર આજ સુધીતો મુરવારીદને ફલયુંછે અને જો કે એ પરીચેહેર નાજનીનની, પોતાના શેક રાસામનો હાથ ખાવીંદ તરીકે મેળવવાની ઉમેદ ફલી નથી, તો પણ તેણીની ધીરજ આગળ સઘળો મામલો તે ધન તેને હાથ લાગે એવો થતો આવયોછે, તેમ શું જવાન અકબરને એ શેહેર કોઇ રીતે ફલયું નથી ?

હજી તેમ લાગતુંતો નથી. અલબતાં અકબરને બંદરને કીનારે ઉતરવાને હજીતો એક દાહાડો ગયો નથી. જો કે તે અરસામા આપણે કામ ઘણું જોયુંછે, તોપણ એ સઘળું એકજ દાહાડાનું કામ છે, મગર એ એક દાહાડામાબી મુરવારીદની હાલત જેટલી સુધરીછે તેટલી અકબરની સુધરી નથી.

ગઇ કાલે તેને આપણે બસરાના એક એકાંત રસતા ઉપર ફરતો જોયો હતો અને આજેબી તેને તાંહાંજ આપણુ મળીએ છઇએ. તેનો સોબતી માતર એકજ હતો અને તે તેને દરીયાવમાથી બચાવનાર બાબર નાખોદા હતો. આજેબી તેજ સોબતી એની સાથે છે. ગઇ કાલે તેણે બસરાના એક મુસાફરખાંનામા ઉતારો લીધો હતો અને હજી તેના ઉતારાની જગા તેજ છે. તેણે એકવાર રાસામશાહના આસરા તલે નોકરી મેળવવાની ખાએશ કીધી હતી, પણ તે હજી પાર પાડવાને બનયું નથી.

તેની હાલત સુધારવાને, તેનું નસીબ ફેરવવાંને, તેનો ભેદ ખોલવાને માતર થોડાક રસતા, થોડાક મોહોલા અને થોડીક દેવાલોનો અંતર આડે હતો. જો તે પોતાના પેહેલા ઠરાવ મુજબ રાસામશાહના મેહેલમાં તરતજ ગયો હોત તો પોતાની વાહાલી બેહેન તેને મળત અથવા બેહેનની ગેરહાજરીમાં તે મુરવારીદ તરીકેજ ઓલખાત અને એકસરખા ચેહેરાને લીધે એટલો ગુચવાડો થાત કે મુરવારીદની હાજરીજ તેનો ખોલાસો કરત.

પણ હજી અકબર પાદશાહી મેહેલથી દુર ફરેછે, એટલુંજ નહી પણ વસતીવાલા ભાગોથી, બસરાનાં મોટાં બાજારોથી, આરાસતે બાગ બગીચાઓથી, જાહેર હમામોથી પણ દુર ફરેછે. તેનો સાચો સાથી બાબર નાખોદા, જેણે અકબરને દરીયાવમાં ડુબતો ખેંચી કાહાડી જીવતદાંન બખશયુંછે, અને જેની તરફના હેશાનને ખાતર તે નાખોદાની સંગત છોડી જવાને નારાજી છે, તે સબબથી અકબર આ પરમાંણે શેહેરથી હેલાએદો રહયોછે.

બાબર નાખોદાને શેહેરમાં પોતાનું મોહોડું દેખાડવાનો ઘણો ડર છે. એક દરીઆઇ જંગમાં આ નાખોદા રાસામશાહની સાંમી બાજુએથી લડનારો એક દુશમન હતો. તેના શેહેરીઓએ રાસામના કાફલામાંથી લુટ મેળવી

હતી. પાછળથી તેઓએ સુલેહ કરી તે લુટ પાછી આપી હતી, પણ બાબર એવી સુલેહની સામે હતો અને હજી રાસામશાહનો દુશમન ગણાતો હતો. તેને પકડી લાવવા માટે મોટું ઇનામ પરસીધ કરેલું હતું. એટલા માટે બાબર પરસીધ રીતે શેહેરમાં ફરી શકતો નહી હતો.

પણ આ પરમાંણે જવાન અકબર શેહેરથી દુર કાંહાં સુધી ગોંધાઈ રેહ ? બાબરે પોતે તેને અરજ કીધી કે તેણે શેહેરમાં એકલો ફરવા જવું, એટલુંજ નહી પણ બસરાના બાજારોમાં અકબરને કાંઈ ખરીદ કરવાજોગ જીણસ મળી આવેતો પઈસાની તંગીથી તે ખરીદ કરવાથી પાછો નહી હઠે, એટલા માટે આ માયાલુ નાખોદાએ અકબરને પોતાના નાણાની ઠેલી વટીક આપી. અકબરે આ સઘલો ઉપકાર ના પાડયો તથા બાબરની સાથેજ રેહવા માગયું, પણ બાબરને પોતાને ખાતર એક ગબરૂ જવાનને મોજ અને ગમત વગર રોકી રાખવા ગમયું નહી. તેણે ઘણી બોહોસ ફરી અકબરને પોતાની ઠેલી રાખવા આપી તથા બોહોશ કરીને શેહેરમાં મોકલયો.

આગલાં પરકરણમાં અકબરને આપણી વારતાની સાંકલના એક વલાં લેખે ગણયોછે. મુરવારીદ મરદનો લેબાશ એખતીઆર કરવા પછેથી તેણીને મળતો ચેહેરોજ નહી પણ સઘલો આકાર, કદ અને લેબાશ ગુચવારો નીપજાવે એવો હતો. પણ તારપછે વળી બાબર નાખોદાએ અકબરને ઠેલી રાખવા આપી તથા તેને શેહેરમાં ફરવા મોકલયો એ તે વલાંને એક વળ ખવાડવા બરાબર થયુંછે અને ફીકર લાગેછે કે એથી રખે આ વારતાની સાંકલમાં વધારે ગુચવાહો થાય.

---

## પરકરણ ૧૩ મું.

## દાહાયાને ઘેલો કેમ બનાવેછે ?

અકબરને બસરાના વાંકાટીકા મોહોલાઓમાં મન રીજવતો મેળીને હવે આપણ જરા આગલાં મકાંનો તરફ પાછી નજર ફેરવીએ. છેલા આપણ બીબી આરજુના મેહેલમાં ગયા હતા, જાંહાંના ખાનસામાન બાધરને ઠગવા અને ઘેલામા ખપાવા સારૂં પેલી કારસતાંની ભરેલી દાસી ફરંગે આરજુના કાકા તથા બીજાં માણસો સાથ મળીને કેવી અછી હીકમત લગાવી, તે આપણે જોયું હતું.

ઉમરાજાદી આરજુ ગોયા આ બેવકુફ બાધર ઉપર પેઆર રાખતી હોય તેવી મતલબનો કાગળ તેણીના અખશરમા લખીને તથા તે બાતુની ખોટી સહી કરીને ફરંગે બાધરખાનના મારગમાં નાખયું હતું અને તે સેકમલીએ તે કાગળ વાંચીને તેમાંની સઘલી બીના ખરી માની હતી તથા તે ઉપરથી સેકચલી સહી હવાઈ કીલા ઉડાવયા હતા. આરજુના પેઆરને ખાતર કાબરચીતરો પોશાક પેહેરવાનું તે કાગળમા તેને ફરમાવયું હતું અને તેમ કરવાને બાધરે ઠરાવ કરેલો હતો. તે કાગળ આપણે વાંચયુંછે અને હવે તે હીકમતથી બાધર ઉપર કેવી અસર થઈ તે જોવાનું રહયુંછે.

ઉપલો કાગજ પોતાને હાથ આવવા પછે ઘોડાજવારમા આરજુને બાધરનું કામ પડયું અને તેને તેણીએ બોલાવા મોકલયો. આ વખતે આરજુ ઘણી ગમખાર હાલતમા હતી. રાસામશાહનો મોહામણો કાસદ પોતાના શેઠનો પેઆરતો નહી પોતાનો પેઆર તે માહાતાબી મેહેજુબના દીલમાં ઉસકેરી ગયો હતો અને તે વખતથી જ બાંનુએ માતર એક દીવસ અગાઉ કોઈ પણ મરદની સીકલ નહી જોવાને સપત લીધા હતા, તેજ ઓરત હવે ખોદાદાદની મોહોબતમા દેવાંની બની હતી તથા તેની યાદમાં દુખી થતી હતી. તેણીએ પોતાની પરીતી ખોદાદાદને જાહેર કરવા છતાં તે જવાંને તેણીને મચક આપયો નહી અને તે જવાંને પોતાના શેઠનો પેગામ લાવવા ફરી આવવા કહયું હતું, પણ હજી આવયો નહી, માટે આરજુની ધીરજ ઉઠી ગઈ હતી.

આવી હાલતમા કાંઈ કામ સારૂં આરજુએ બાધરને બોલાવી મંગાવયો, પણ તે આવવા આગમચ પેલી સાએલી ફરંગે જરાજરા સતકન પાડવા માંડયું. તે કપાતરે પોતેજ હીકમતથી બાધરને બેવકુફ બનાવયો અને પોતેજ આરજુ આગળ બોલી કે "બાઈ સાહેબ બાધર હમણા આવેછે ખરો, પણ તમે સંભાલજો હો. મનેતો એવું લાગેછે કે તેના દીલમા આવેલુંછે."

આરજુએ આ હકીકતથી ઘણી અચરત થઈને પુછયું કે "ફરંગ એ તું શું બોલેછે અને એમ બોલવાના તારાં કારણ સું છે ?"

ફરંગે વધારે મરચાં ભભરાવયાં. "અરે બાઈ બાધર કાંઈ બાધર નથી પણ મારા ધારવા પરમાણેતો બદલાઈને ભુત થયોછે. કાંઈ કાબરચીતરો પોશાક પેહેરીને ફરેછે અને આખો વખત બડબડ કરયા કરેછે તથા હસયા કરેછે. એના હસવા પર તમે ભુલશોનાં હો ! એતો ભુતમામા કોઈના દીલમા ભરાય તારે હસાવીનેજ પછે ફસાવે."

આરજુને આ વાતની કાંઈ સમજ પડી નહી, પણ તેની આરજુમા લાંબો વખતભી ગયો નહી. થોડા વખતમાં બાધરે પોતાનો દેખાવ દીધો અને આરજુની ખાતરી થઈ કે ફરંગે જે કાંઈ ખબર આપી હતી તે સઘલી ખરી હતી.

બાધરના નવા લેબાસ તથા દેખાવમાં તેની સીકલજ ગોયા ફરી ગઈ હતી અને તે વાંદરા જેવો લાગતો હતો. આરજુ ખુશી થશે એવું ધારીને તેણે કાનીયાની ટોપી પેહરેલી હતી, તથા ચેહેરા ઉપર ઘણોક પાઉડર ચોપડયો હતો અને હોટ તથા ગાલ ઉપરના ખુદરતી રતાસ કરતાં વધારે રાતો રંગ લગાડયો હતો. વળી બાધરે પોતાના હાથની હથેલી ઉપર સારીપઠે મેંદી લગાડી રંગારા જેવા હાથ કરી મેળયા હતા. તેનો પોશાક વીચીતર રંગોથી વાઘના ચામડાંને મળતો હતો, પણ સઉથી રમુજી તેના પગ હતા જે પગમાં તેણે પીળાં મોજાં પેહેરી તે ઉપર લાલ ગાટર બાંધયાં હતાં. છેલે બાધરે પોતાના હોટ ફાટેલાને ફાટેલાજ રાખયા હતા અને તેમાં પોતે સદા હસતો દેખાવાનું કરયું હતું.

આ સઘલું પેલાં કાગળમાં બેહેકાવા ઉપરથી તેણે કીધું હતું અને વળી તેમાં તેણે વાતચીતભી તેવાંજ ઘેલાં ચેડાંની ચલાવી. આરજુએ પુછયું કે "કેમ બાધર શું છે !" તારે બાધર ખરખર ખોટું હસવા લાગો. આરજુએ તેને

અટકાવ્યા ક ·· [illegible] હસવાનો નથી" તારે તે વધારે ફાટું ફાટું બકવા લાગો. "હું હસતે નહી, પણ આ પીલાં મોજાંને લાલ ગારટર જોયા ? તે મેં પેહેરયાં અને કોણુને ખાતર પેહેરયાં તેનો જારે વીચાર કરૂંછું તારે હું જેમ એ હસવા સરખા દેખાવ ઉપર હસુંછું તેમજ એમાં હું કોણુને ખુશી કરૂંછું તેના ખેઆલમાં પણ ખુશી થાઉંછું. એ બધું તેનેજ ખાતર છે કે જે 'જાંહાં હુકમ ચલાવેછે તાંહાં ચાહેછે'."

એ પરમાંણે બાધર લુચી ફરંગનાં પેલાં ખોટાં કાગળમાંના ફકરાઓ મોહોડે કરેલા બોલવા લાગો, તે એવા વીચારથી કે આરજુ તે ફકરાઓને ઓલખી કાહાડશે અને જાણુશે કે તે કાગળ તેના હાથમાં ગયોછે ! પણ જેમ બાધર આ બકબકારો કરતો, તેમ આરજુ વધારે ગુચવાતી અને તેને એક બોલની સમજ પડતી નહી હતી. આરજુએ પુછ્યું કે "શું છે બાધર ? તારાં મોહોડાંમાં એ શું બગાડ થયોછે ?"

બાધરનો જવાબ હસવા સરખો હતો. "મારા પગ જેટલા પીલા છે તેટલું મારૂં મોહોડું કાલું નથી."

આરજુએ દયા ખાઇ પુછ્યું કે "બાધર, તું જઇને જરા બીછાનાપર આરામ કરશે."

બાધર એનો અરથ ઉલટોજ સમજયો અને બોલયો કે "આવશે—તેબી વખત આવશે. હા તારે હું કેવો સુખી થવશ !"

હીઆં વળી ફરંગ દાહી થઇને પુછવા લાગી કે "અરે બેવકુફ, આજે તું બાઇ સાહેબ આગલ એવો ઘેલો ગાંડો બનીને કેમ આવયોછે ?"

બાધરે પોતે જવાબ આપવાને બદલે પેલાં કાગળમાંનો વળી એક ફકરો બોલયો. "મારી મોટાઇ જોઇ તું બીહીનાં." આરજુએ તેનો ખોલાસો પુછયો તારે વળી તે બીજો ફકરો બોલયો કે "કોઇ જનમે મોટા હોયછે, કોઇ મોટાઇ હાંસલ કરેછે અને કોઇપર તે હડસેલવામાં આવેછે."

આરજુ આ કાંઇ સમજી નહી, માટે પુછયું કે "આ સઘલું તું કોણુને વાસતે કેહેછે ?"

બાધરે બીજા ફકરાઓજ બોલવાનું જારી રાખયું. તે બોલયો કે "તારૂં નસીબ પોતાના હાથ ઉંઘાડેછે, વાસતે તારાં બદનને કોટી કરાવ અને તારો દેખાવ સુધારવા સારૂં હલકો અવતાર તજી દે અને વધારે તાજગી દેખાડ."

હવે આરજુની પકી ખાતરી થઇ કે બાધર દેવાંનો થયોછે. બાધરતો પેલાં કાગળમાં પોતાને કહેલા વાકીયઓ બોલતો ગયો પણ આરજુ એવું સમજી કે "બાધર એ સઘળું મને કેહછે." બાધરની હાલત ઉપર એ દયાલુ - શેઠાંણીને ઘણુંજ દુખ લાગુ.

પણ આ બાબતના તે વીચારમા હતી તેવામા તેણીને ખબર મળી કે રાસામશાહનો કાસદ ખોદાદાદ પાછો મળવા આવયોછે. હવે આરજુ હીઆં વધારેવાર રહી નહી. તે માતર પોતાની સાએલી ફરંગને ફરમાવી ગઇ કે "આ દેવાનાની બરદાસત લેજે. ગમેતો મારા કાકા ઇઆ બીજા કોઇના ખાશ હવાલામા એને સોંપજે અને કેહેજે કે એ બીચારાને ઘણી માવજતથી રાખે."

એટલું કહી આરજુ પોતાના જવાન દીલદારની તરીજીવારની મુલાકાતે પધારી. તે મુલાકાત અલબતાં મરીઆદાસર હતી. તે દીલદાર બાહેરથી મરદ હતો, પણ અંદરથી ઓરત હતી અને આરજુ સાથ મોબતની જાલમા ગુંચવાતાં તેને દર હતો. મુરવારીદ પોતાના મરદના પોશાકમાં દુરથીજ વાત કરતી હતી. તે શું વાત હતી તેની આપણ હવે પરવા કરીશું નહી. આ બે દીલદારોની વાત આપણે ઘણી સાંભળીછે અને દીલદારો દીવાના અથવા બચાં સહી બની જાયછે, તેમજ આરજુને પણ પોતાની મોબતની આરજુ વોશે બકબકારો કરતી પડતી મેળી તેના કરતાં વધારે દેવાના દેખાવના પણ માતર ચેરવીને દાહાયાને ઘેલો કરેલા બાધર તરફજ હાલ નજર રાખીએ.

ફરંગ પોતાની શેઠાંણીના હુકમ મુજબ તેણીના કાકા બેહરામને તથા બીજા નોકરોને તેડી લાવી. તેણીએ ખુશાલીથી કુદી કુદી બાધરના ફેસતાની તેઓ આગળ વાત કીધી, પણ તેઓને ઉસકેરી રાખયા કે "બાધરના દીલમાં સેતાન ભરાયોછે એમજ સમજવાનું આપણે દોલ ઘાલવું તથા જાંણે કે બાધરની દયા ખાતાં હોઇએ તેમ એવા દેખાવ કરવા કે જોકે તે ઘેલો નથી તો પણ તેના પોતાના મનમાંબી શક આવે કે હું ખરેખર ઘેલો છેઉં કે શું ?"

બેહેરામ, જફર અને બીજાઓ આ ઉસકેરણી પરમાણેજ ચાલયા. ફરંગ જાંણે કે બાધરના દીલમા ભરાયલા દેવથી બીહીતી હોય તેવા ઢોંગ કરવા લાગી, તારે બેહેરામ હીમત બતાવા અને બોલવા લાગો કે "શું થયું ? બીહેછે શાંની ? ઘડીભર આખા દોજખના દેવો એના દીલમાં ભરાતા હોય તો પણ હું એની સાથ વાત કરવાની હીમત ધરાંઉં છઉં."

અલબતાં બાધર સમજયો કે આ બધા મારી મશખરી કરેછે, પણ વળી તે પોતાનો દરજો એટલો વધેલો સમજતો હતો કે આ લોકોની મશખરીને ધીકારી કાહાડી ને તે બોલયો કે "ઓ મુજીઓ, તમો કોણુ થાઓછો ? હું તમોને કાંઇ ઓળખતો નથી. કાલુ કરો મારી આગળથી."

ફરંગ વધારે મકર કરવા લાગી. તે બોલી કે "ઓ ખોદા, બીચારા બાધર જેવાં સારાં માણસના દીલમાં સા વાસતે દેવ મોકલયો. જોયું કે કેવા ખુન પર આવીને બોલેછ. મેં તમુને કહયું નહી કે એના દીલમાં દેવ ભરાયોછે ! અરે ખીસો ખીસો નહોતો મારી નાખશે."

બેહેરામના ઢોંગ વળી જુદાજ હતા—"જો ફરંગ, તું હીઆંથી નાહાસી જા. તુંને જોઇને એના દીલમાનો દેવ જાગેછે. તુંને કેહુંછું કે તું જા—ઉભી કેમ રેહછે !"

ફરંગ જરા રડવાના ઢોંગ કરીને બોલી "પણ એકલી જવાને મનેતો બીહીક લાગેછે. જોવો જોવો, દેવ કેવા દોળા ધુરકેછ."

એવામાં વળી તેઓનો એક બીજો દોસત નામે જફર ઢોંગ કરવા દાહાંપો થઇ નીકલયો. તે બોલયો કે "અરે યારો એમ કાંઇ દેવ જવાનો છે ? એની સાથેતો આસતેથી સમજાવીને વાત કરવી જોઇએ. કેમ બીરાદર બાધર શું છે ? તેં તારાં દીલમાં દેવને કાંએ આવવા દીધો. તે નાપાક ગનાઅીનોને દુર કર."

હવે વળી ફરંગના ઢોંગ જુવો—"અરે તમે લોકો તે દેવમામાને એમ ના બોલો. તેને સેસ, સેસ. તેવણુને ત

મે માન આપો ને માનતા ચહડાવો. આજે રાતે એના દીલ ઉપરથી ઉતાર ઓવારીને દરીયામા મુકી આંવશ."

બેહેરાંમે બીજો ઉપાય બતાવયો કે "નહી એનેતો સાત વખત ખાસડાં મારશો એટલે એના દીલમાથી દેવ નાહાસી જશે."

આ સઘલો વખત બાધરને થોડીઘણી રમુજ મળી અને થોહોધણો ધીકાર ઉપજયો. તે કરોધ અને ફીટકારથી સઘલા ચાળા જોતો ઉભો રહયો. તેના આ ઢોંગી દુશમનોએ તેને જરા બોલવા પણ નહી દીધો. અંતે જારે તેણે જોયું કે તેઓ હદથી બાહેર જવા લાગા અને તેને ખાસડાંની પણ ધમકી આપવા લાગા તારે બાધર ગડબડ કરતો તાંહાંથી જતો રહયો.

પણ હજી તેને છોડવાનું આ લોકોનું મન થયું નહી. તેઓએ એકમતથી વીચારયું કે આ વાતને હીઆં પડતી મેળવી નહી. આરજુ એને ખરેખર દેવાનો સમજેછે, તારે બેહેતર કે એ બેવકુફને એક અંધારી કોઠડીમાં નખાવવો અને થોડા દાહાડા એને ફકત મીઠાંની કાંજીપર રાખવો. એને એ પરમાણે સવાદ દેખાડવાથીજ બાધરનો મરડાટ નરમ પડવાની તેઓ આશા રાખતા હતા.

આ વીચારમાં તેઓ મશગુલ હતા, એટલામા બેહેરામનો પેલો મુરખ દોસત તેહમુર આવી લાગો. આ સઘલા ઢોંગમાં તેણે કસો ભાગ લીધો નહી હતો. તેનું ધેઆન સઘલું આરજુમા ચકચુર હતું અને આરજુ કરતાં પણ વધારે ધયાન રાસામશાહના શુંદર કાસદ ખોદાદાદ ઉપર હતું. તેહેમુર પોતાના મનમાને મનમાં શુંદર ખોદાદાદ (મુરવારીદ) ઉપર ખીટેલો હતો. આરજુ તરફના પોતાના પેઆરમાં આ જવાનને તેહેમુર એક હાડકું સમજતો હતો અને તેને દુર કરવા સારૂં બેહેરામની ફુસલવણી મુજબ ખોદાદાદ સાથ કુસતી માંગવા સારૂં તેણે એક કાગજ લખી કાહાડયો હતો, તે બેહેરામને વંચાવા સારૂં આ ઠેકાંણે આવયો.

જેવો તેહેમુર અપટ હતો તેવું અપટાઇ ભરેલું આ નામું હતું. પણ તેહેમુરને છાપરે ચહડાવા સારૂં બેહેરાંમે એ નામાને ઘણુંજ પસંદ કીધું તથા જવાન ખોદાદાદ એ નામાંથી ધ્રુજવા પડશે અને આ મેહેલમા આવતો હવે પછે પોતાની મેળે અટકશે એવો તેને સધીઆરો આપયો.

બાધરની એક રમુજમાંથી હજીતો મોકલા થયા નથી, તેટલાં વળી આ બીજી રમુજ માંથે આવી, તેથી બેહેરામ, જફર અને તેના કસરેવદી સાથીઓ સઘલા ખુશી થયા અને બેહેરામે ઠરાવ કીધો કે કોઈબી રીતે મુરખ તેહેમુર તથા પેલા જવાન કાસદ વચે અઠડાઅઠડી કરી તેઓને કુસતીમા ઉતારવા.

લુંચી ફરંગે ખબર કીધી કે તે જવાંન "હમણાજ શેઠાંણીને મળવા સારૂં આવેલોછે." એ ઉપરથી તે મુલાકાત પુરી થાય અને ખોદાદાદ બાહાર નીકલે એટલે તેહેમુરનો પેગામ તેને પોહોંચાડવાનું બેહરામે માંથે લીધું.

ગરીબ બીચારો ખોદાદાદ! ગરજનેસર ઓરતનો મરદ બનયોછે, તે આ દુશટ અને તોફાંની મરદો આગળ કુસતીમાં કેમ ઉતરશે?

---

## પરકરણ ૧૪ મું.

## એક નવો હીમાએતી.

પોતાની આ બુરી ધારણા બજા લાવવાને બેહેરામ અને તેના સાથીઓને કાંઇ વીલમ લાગો નહી.

લુચી ફરંગને બેવકુફ બાધરની ઉપર નજર રાખવા સારૂં બેહેરામે તેના ઓરડામા મોકલી. મુરખ તેહેમુરને તરત વેલા દુર રાખવા સારૂં અંદર મોકલાવયો અને બેહેરામ પોતાના સોબતી જફરની સાથે મુરવારીદને માટે મેહેલની સીહીડી આગળ ઉભો રહયો.

મુરવારીદની આરજુ સાથની આ વખતની મુલાકાંત જાહાજી લંબાણ નહી હતી. આ તરીજી મુલાકાતમા આરજુએ પોતાના પેઆરના એકરારમા લગાર વધારે હીમત કીધી હતી. હવેતો તેણીએ આ ખુશનોમા કાસદ સાથ પરણવાની દરખાસત વટીક કરી હતી, પણ તે જખમી ઉમરાજાદી અતીશય દુખી થઇ કે આ નોજવાન છોકરો પેહેલી મુલાકાતને દીને જેટલો હટીલો હતો, તેટલો હટીલો તે આજ સુધી રહયો, આરજુ જેવી ઓરતનો હાથ હજી તેણે ના પાડયો અને તેણીની સઘળી શુખનદરાજી છતાં પોતાના શેઠ રાસામના પેગામનીજ વાતો કરતો રહયો.

આવી હાલતમા આરજુ અને મુરવારીદ વાત કરતાં મેહેલની દેવરીએ આવયાં. આરજુ અફસોસ કરવા લાગી કે "મેં ફતરના દીલને ઘણુંબી કહયું પણ મારી આબરૂને જોખમમા નાખવા સીવાએ બીજું કાંઇ ફળ નીપયું નથી. મારાં દીલમા કાંઇ એવું છે કે જે મારી આ ખોડને ઠપકો આપેછે, પણ એ ખોડજ એટલી મજબુત અને હુંજતી છે કે તે ઠપકાનીબી મશખરી કરેછે."

આ સઘલું મુગે મોહોડે સાંભળીને પછે ઠંડે પેટે મુરવારીદે જે જવાબ વાલયો તે એટલોજ કે "જેટલી તમારી આગ બલેછે તેટલીજ બલતી આગ મારા શેઠની છે."

"પણ જે હું તુજને આપું છઉં તે તારા શેઠને કેમ આપુ?"

"મારે તે નથી જોઈતું અને તે બીજાંને આપવાની હું તમને છુટ મેલું છઉં."

"તેનો વીચાર આવતી કાલે, જારે હું તુને પાછો આવવાની અરજ કરૂં છઉં"

આટલી ગોફતેગો બાદ તેઓ છુટાં પડયાં. આરજુ નીરાસ દીલે પોતાના મેહેલમાં ગઇ, પણ મુરવારીદ વધારે ખુશાલ દીલે પોતાના મારગ તરફ નીકલી. આરજુ મરદને બદલે ઓરતપર મોહીત થવાનો ગુચવાડો વધયો, પણ તેમા રાસામ ઉપર આરજુની મોહોબતની આશા તદન મરી ગઇ અને તેથી આજે જેની શેઠ તરીકે સેવા બજાવેછે, તેને કોઈ દાહાડે ભરતાર તરીકે માન આપવું પડે એવી રીતે પોતાની ધીરજનો બદલો પાંમવાની મેહેનતુ મુરવારીદની આશા પુરમજબુત થઈ.

આ ખુશ ખેઆલમાં મુરવારીદ ઝડપમાં ચાલવા જાયછે, તેવામાં બેહેરામ અને જફરે વચે આવીને તેણીને અટકાવી. સલામ અકરામ કરીને તેણે એકદમ પેલી કુસતીની વાત કાહાડી. તે બોલયો કે "અઍ જવાંમરદ તુને એ

તું શું ઉંઘું સુજ પડયું કે તારી પાછળ આવો જબરદસત દુશમન તું એ ઉભો કરયોછે ? તુંને સખે ફરવા શું ગમતું જ નથી, કે આવી તારી ખુબસુરતી, આવી તારી અદબ અદા છતાં તેં એક સોસવાટ જેવા આકલા આદમીને અપ માન કીધું ? હવે તું શું કરશે ? તેતો તારો જમ અને સુદ ઇ થઇ લાગોછે અને તારી સાથ કુસતી રમવા સારૂ દરવા જા બાહેરના મોટાં વડ તલે ઉભોછે."

આ લમબાંણ ભાશણ મુરવારીદ કસું સમજી શકી ન હી. બેહેરામને એકાદ બેવાર આરજુના મેહેલમા જોવા સીવાએ તે બીજી કસી રીતે ઓળખતી નહી હતી. તે અ નજાંનો આદમી એકાએક તેણીને અટકાવીને એવી વાત કેહેછે કે જે વીશે તેણીને કસી ખબરજ નહી.

પેહેલાંતો મુરવારીદે બેહેરામને દેવાંનો વીચારયો. જા રે તે વધારે બોલવા લાગો તારે મુરવારીદે ધારયું કે તે મશ ખરી કરેછે, પણ વળી બેહેરામના સોબતી જફરે તેને ટેકો આ પયો કે "હા, ભાઇ, એ વાત ખરીછે અને તમારો તે શતરૂ ઉભો રહી રાહા જુવેછે," તારે એ ઉપર ગંભીરાઇથી વીચાર કરવાની તેને ફરજ થઇ.

પણ તે શું વીચાર કરે ? તેણીએ પોતાના મરદના પો શાકમાં વટીક કોઇને અંપમાન કરેલું નહી હતું, અને તે નો દુશમન પણ એક નહી હતો. તેણીએ જવાબ દીધો કે "યારો તમે ભુલતા હશો અને કોઇ બીજાને બદલે મને સમજતા હશો."

નહી. બેહેરામેતો ખાતરી કીધી કે "તુંજ ભાઇ તું જ. અમે તને-કાંહાં નથી ઓલખતા ? રાસામશાહનો કા સદ ખોદાદાદ તુંજ કેની ?"

"હા હુંજ, પણ મેં મારી જીંદગીમાં કોઇને અપમા ન કીધું નથી, કોઇને એક વાંકો શુખન પણ કહયો નથી, અને મારો દુશમનબી કોઇ નથી."

"અરે ભલાં માણસ તું ભુલેછે ? તારો દુશમન છે, એટલુંજ નહી પણ કટતો વેરી છે. તે દરવાજા પર ઉભો ર હી તારો જીવ લેવાના સોગંદ ઉપર સોગંદ ખાયછે."

"પણ તારે તે મને વગર વાંકે સતાવનારો હોવો જોઇએ."

"અરે નહી. તે તારી એવી ફરીઆદ કરેછે કે જે ખરી હોવીજ જોઇએ અને જો ખરી હોયતો તારો મોટો વાંક હોવો જોઇએ, પણ તારી ઉપર અમોને દયા લાગેછે અ ને તેથીજ અમે તને ચેતવણી આપવા આવયા છઇએ, કે તારી ઉપર તે અચબુચ હોમલો કરે અને તું નાહેક મારયો જતાં અટકે. ભાઇ અમે તુને ખબર આપીએ છઇએ કે જો તારો જીવ તુને વાહાલો હોય, તો તું તઇઆર થા અને તારૂં કુવત એકઠું કર, કાંએકે તારો દુશમન કાંઇ જેવો તે વો નથી. કુવતમા તે એક રાખસશ છે."

ગરીબ બીચારી મુરવારીદના દીલમા આ વાત સાંભ લી અંદરખાનેથી કેટલો ધબરાટ ઉપજયો હશે ! મરદતો તે માતર બાહારના દેખાવમા હતી, પણ તે એક નાજુક અબલા આ લોકોના કેહેવા પરમાણે એક જબરદસત પેહેલ વાન સાથ શી રીતે કુસતી લડી શકે ! તે પોતાના મનમાં ખોદાની બંદગી કરવા લાગી કે આ આફતમાથી છુટવાને કાંઇ રસતો મળી આવે.

તો પણ બાહેરથી તેણે એકદમ હીમત મુકી દીધી નહી. પોતાના આ હમનબરદ વીશે તેણીએ વધારે ઓળખ પુછી, તારે બેહેરામે મોટી સહરાગાત કરવા માંડી, "અરે તે તોખ મે એક ઉમરાવ છે, અને તેની બાજુ ફોલાદના સરખી છે. દીવાનખાંનામા તે અમીર થઇને બેસેછે, પણ ખાનગી ટંટા મા તે દઇત છે. તેણે બાર ખુન કરેલાં છે, અને તેથી બેવડા જણના હાડકાં ભાંજેલાંછે."

હવે મુરવારીદ વધારે ધબરાઇ. તે બોલી કે હું એક દમ મેહેલની અંદર જાઉં અને આ વાતની ખબર બાનુ આરજુને કહું. હું કાંઇ રસતે રસતે મારામારી કરનારામાં નો આદમી નથી."

તેને અંદર જતાં બેહેરાંમે અટકાવયો અને બોલયો કે "નહી, તારા દુશમનની ફરીઆદ મોટી છે, અને તું મર દ છે, એટલે તારે લડવા ઉતરવું જોઇએ. હું તુંને જવા દેનાર નથી, પણ જો તું લડવાને ના પાડેતો કબુલ કર કે તું હીચકારો છે."

મુરવારીદને મનસે હવે કાંઇ બીજો ઉપાય રહયો ન હી. તોપણ છુટી જવાની છેલી એક આશાથી તેણે બેહેરાં મને અરજ કીધી કે "સાહેબ, તમે મારાપર આટલી મેહે રબાની કરોછો તારેતો પુરીજ કરો અને મારા તે દુશમન ને પુછી આવો કે મારો એવો તે શું વાંક પડયોછે અને મેં તેનું એવું શું ખરાબ કીધુંછે ?"

બેહરામે એ વાત તરત કબુલ કીધી. "હા—એ કા મ મારૂં છે. હું હમણા તેને પુછીને પાછો આઉં છઉં." એમ બોલીને તે ગયો, પણ ખોદાદાદ હાથમાથી છટકી નહી જાય એટલા માટે તેની ચોકીમાં જફરને રાખી ગયો ત થા કહી ગયો કે "દોસત, હું આંઉ તેટલાં તું આ જવા નને સંભાલજે અને તેને કેથે જવા દેતો ના."

બેહેરામની ગેરહાજરીમાં બીચારી મુરવારીદને બીહી વાડવાનું જો કાંઇ બાકી હતું તે જફરે પુરૂં કીધું અને તો પણ વળી દાહાયો થવા સારૂં બોલયો કે "તમો લોકોને સુ લેહ થાયતો ધણું સારૂં, અને તે સુલેહ કરાવાને હું પુર ખુ શીથી બનતી મેહેનત કરશ."

પેલી તરફથી બેહેરામને પણ તાંહાંથી જતો રેહેવાનીજ જરૂર હતી. જેમ ખોદાદાદને ઉસકેરી મેળયો, તેમજ મુ રખ તેહમુરને પણ જોસપર ચઢાવાની અગત હતી, માટે જેવો ગયો તેવો તેહમુર આગલ આપણી મુરવારીદ વીશે સહરાગાતો અને સરફરાજી ચલાવા લાગો.

તે બોલયો કે "મારા રફીક તેહમુર, તારો હમનબર દ તો આદમીની સુરતે કોઇ દેવજાદો છે. તે દેખાવમાં તો એક લોંખડી પોરેઆ જેવો લાગેછે, આવાજમા વટીક કોમલ ઓરત જેવો છે, પણ ખોદાતાલાએ તેની એ સઘ લી ખોડનો ખંગ તેની બાહાદુરીમા વાલી આપયોછે. મેં તારી માતર જરા તારીફ કીધી, તેટલામાં તેનો પીતો ઉછલી આવવાથી મને એક આચકો જે મારયો કે હુંતો ગોલાંતીઉં ખાઇને જમીનની ખાક ચુમતો પડયો. તુને ખબર કે ? તેની બાહાદુરીને લીધે લોકોમાં તેહેમતન કરીને તેનુ નામ પડી ગયુંછે."

તેહમુર આ વાત સાંભલીને ધબરાયો, તે બોલયો કે

"તારેતો હું મુવો. જા બાપુ જા—મારે તેની સાથ કુસ તી નથી રમવી."

બેહેરામે ફરેબ લગાવયા. "તેહેમુર એમ નહી ચાલ શે. તેતો બસ લડવા તઈઆર થયોછે અને હવે સમજ શે નહી. તે ધરતાં ધરાતો નથી અને લાગલો તારી તરફ દો ડી આવતોતો, પણ જફરે મુશકેલીથી તેને ધરી રાખ્યોછે."

"અરે જાહાનમમાં ગીઓ તે અને જફર સાથે. મ રવા દેની. તું શું કામ એટલી પંચાતી કરેછે?" એ રી તે તેહેમુર નાખતી કરવા માગતો હતો.

"મારે શું ગરજછે?" બેહેરામ કાનપર હાથ મેલીને બોલયો: "હંઈ કોણને? પછે તું મરવા પડે તારે મને ના કેહેતો. હંઈ હુંતો તારાં સારાંને વાસતે એટલી મેહેનત કરૂં છઉં. તુને આવો બોહીકનો જોઈને તે વધારે તાંણુ કરશે. જો તું તેના હાથમાંથી છટકી જવાનો હોયતો ઓર તું વધારે તાંણ કર. ઘેલા, હજી તુને એટલી સમજ નથી."

આ વાત તેહેમુરના ધેઆનમા ઉતરી ખરી અને બે હેરામ તેને મુરવારીદ આગલ લઈ આવયો. તેહેમુરને એક ખુણામા ઉભો રાખી તે પાછો મુરવારીદ આગળ આ વીને કેહેવા લાગો કે "ભાઈ હવે કાંઈ ઉપાય નથી. તારો દુશમનતો કેહેછેકે તારી સાથ લડવાના તેણે કસમ ખાધા છે વાસતે તે લડશે, પણ તેને મેં સારી સલાહા આપીછે, જે થી તે તમોને ઈજા દેશે નહી. એટલી કબુલાતબી ઘણી છે, વાસતે તમે હવે વેહેલા થાઓ."

હીઆંથી વળી બેહેરામ પાધરો તેહેમુર પાસ ગયો અ ને બોલયો કે "ચાલ તેહેમુર ઉતાવલ કર, પેલો પોરેઓ થોબતો નથી. તે કેહેછે કે તું તારા સોગંદને ખાતર લડ શે તારે તે પોતાની આબરૂને ખાતર લડવા વગર રેહેશે ન હી, પણ એક ગરહસથ તરીકે તે કબુલાત આપેછે કે તુંને જાજું દુખ દેશે નહી."

અંતે બેહુ જણ લડવા તઈઆર થયા, પણ બેહુની છાતી ધાસતીથી ધરકતી હતી. મુરવારીદ વીચારતી કે ક દાચ એકુ કદમમાંજ હું ઓરત દાખલ ઉંધાડી પડશ; તેહેમુર બીહીતો હતો કે એક ચાચકામાં મારી પાંસલી ભાગી જશે.

બેહુ જણ નાખુશી છતાં લડવા ઉતરયાં, અને બા જી ઢોકવા સારૂં બાંહે ચહડાવા લાગાં.

પણ તેઓ બાજુ ઢોકવા જાયછે, તેવામા દુરથી આ વાજ સંભળાયો કે "ખબરદાર! ખબરદાર! આ ખુબસુ રત જવાનને કોઈ હાથ નહી લગાડે, અને જેબી ઘણી હા થ લગાડશે તે પોતાનો જાન ખોહાશે."

આ કેવી નહી ધારેલી મદદ! કેવો અચબુચ છુટકારો!

સઘળા જણ ઉલટમાને ઉલટમા અટકી ગયા અને જુવેછેતો એક મરદ દોડતો આવી લાગીને આ કુસતી અ ટકાવા સારૂં વચે પડયો.

મુરવારીદનો આ નવો હીમાએતી કોણ હતો?

મુરવારીદ તેને ઓલખતી નહી હતી પણ તે મુરવા રીદને અછી તરેહથી ઓલખતો હોય તેમ આવયો હતો.

તેહેમુરે પણ તેને ઓલખયો નહી. બેહેરામ અને બીજાઓને પણ તે અનજાંનો હતો.

એ મરદ પેલો નાખોદા બાબર હતો. મુરવારીદન ભાઈ અકબરને બચાવનાર અને તેનો મદદગાર બાબર હ તો. અકબર શેહેરમાં ફરવા ગયો, તાંહાંથી પાછો નહી ફ રવાથી તેની શોધમાં તે નીકલયો હતો અને મુરવારીદને અ કબરના પોશાકમાં જોઈ તેનેજ તે અકબર સમજયો તથા તે ના બચાવમાં નીકલયો.

તે આવતાંને વાર બોલયો કે "આ જવાંને જો કાં બી વાંક કરયો હોયતો તેનો જોખમ મારે સર છે. વાસ જો તમારે લડવું હોયતો આવો મારી સાથ લડો."

આમ કહી તે પોતાની બાજુ ઢોકવા લાગો.

આ પરભાડા બેગાનાને વચે આવેલો જોઈ બેહેરામને ખીજાજ ગયો. તે બોલયો કે "કેમ ભાઈ! તું શું કેહેછે તું કોણ થાયછે?"

બાબરે હીમતથી જવાબ દીધો. "હું તેજ છઉં કે જ ણે પેઆરને ખાતર જેટલું હમણા બોલી બતાવયું છે તે ક રતાં વધારે કરી બતાવાને તઈઆર છે."

"ઘડીભર તું જલાદ કાંએ નહી હોય, તોપણ તાર થી હું બીહીવાનો નથી." આમ કહી બેહેરામ એકદમ લ ડવા ઉતરયો.

પણ આ લડાઈ ચાલી શકી નહી. આમને સામને થોડી ઝપાઝપી થઈ, તેવામાં તો સરકારના સીપાઈઓ આવ લાગા, તેઓ આ લડાઈની વચે પડયા એટલુંજ નહી પ ણ તેઓએ બાબર નાખોદાને કેદ પકડયો,

બાબર બસરાની સરકારનો દુશમન હતો અને તેને પકડવા મારે ઈનામ કાહાડેલું હતું, તે આગળ જણાવયુંછે તેને પકડવાનો હુકમ આજે પાર પડયો અને ચોકીબાને એ તેને ઘસડવા માડયું.

બાબરે જોયું કે હવે કસો બચાવ રહયો નહી હતો પોતાના દોસતને છોડવવા જતાં પોતે પકડાયો હતો. તે પણ તેણે પોતાના આ દોસત સાથ જરા વાત કરવાનું મ ગી લીધું.

મુરવારીદ, તેના દોસતીના દાવા ઉપર અચરતીથી દ ગ થઈ. તે વીચારવા લાગી કે આ શખસને મેં કોઈ દ હાડે દીઠો નથી ને તે એટલી બધી મીતરાચારી બતાવેછે ? મારી હીમાએતે લડયોછે અને કેદ વટીક થયોછે.

બાબર એકદમ મુરવારીદને ગલે વલગયો. તે બોલયે કે "પીઆરા દોસત, આપણા મુસાફરખાંનામા તારી કે કેટલી રાહા જોઈ અને તું પાછો નહી ફરયો, તારે અંતે ત રી શોધમા નીકલવાની મને ફરજ પડી? તું કાંહાં ગયો હ તો અને આ લોકો સાથ તને હાથદરાજીમા કેમ ઉતરવુ પડયું?"

આ સવાલોનો મુરવારીદ કસો જવાબ આપી શકે નહી. તે વીચારમા ઉભી રહી, તે જોઈને એક હાથ ઉપર બાબર, જેને પોતાનો દોસત વીચારેલો તેની આ ચુપકીદીથી અચરત થયો અને સરકારના માણસો તેને ખોટા ઢોંગ ક રતો સમજી પકડી લઈ જવાની ઉતાવલ કરવા લાગા.

જરાવાર થોબીને બાબર પાછું બોલયો. "દોસત, હું ધારૂં છઉં કે મારી આ હાલતથી તારી છાતી ભરાઈ આ વીછે, પણ તું ફકર ના કર. હું પોતાના કેદ પડવાથી ન

ટલો દુખી છઉં તે કરતાં વધારે દુખી તારાથી છુટો પડવા મા ટે છઉં. હવે હું એટલીજ અરજ કરૂં છઉં કે મેં તુને જે હેલી આપીછે, તેની મને હવે અગત પડશે, વાસતે મેહેરબા ની કરી મને તે પાછી આપ."

હવે મુરવારીદને જવાબ દેવાની ફરજ પડી કે "સા હેબ, તમોએ મારા તરફ જે મેહેરબાંનગી બતાવીછે, અને મારો બચાવ કરયોછે તેને માટે તમારો ઉપકાર માનુ છઉં. પણ હું ધારૂં છઉં કે તમો મારે વીશે ભુલ કરોછો. હું તમોને મુદલ પીછાંણતો નથી."

અકબર જેવો દોસત નામુકેર જાય એ વાત બાબરે માની નહી માટે પેહેલાંતો તે મશખરી સમજયો અને બોલ યો કે "જાંની બીરાદર, હાલ મશખરી કરવાનો વખત ન થી. તારે ગમેતો તારા ખરચને વાસતે તું થોડું નાણું રા ખ, અને થોડું મને આપ."

મુરવારીદે મોટી સલુકાઈથી જવાબ દીધો કે "તમોએ મને જે મદદ આપીછે તેના બદલામા હું મારા પોતાના ના ણામાથી તમોને અરધો હીસો આપવાને ખુશી છઉં, પણ તમારી હેલી વીશે હું કસું જાણતો નથી. મેં તમોને કોઈ દાહાડે દીઠા નથી તો હેલી કાંહાંથી રાખું ?"

બાબરે અચરતીથી પુછયું કે "દોસત, શું તું હેલી નામુકર જાયછે ? મેં તારી જે જે બરદાસત કીધી તેનો મારી કંગાલ હાલતને વખત તું આ બદલો આપેછે ?"

મુરવારીદે સાફ ના પાડયું કે "તમારી બરદાસત હું કોઈ જાણતો નથી. તમારી સીકલ, આવાજ કે હેલી કસાં ની મને ખબર નથી. અગર જો મને આ મારામારીમા મ દદ આપવા માટે તમોને નાણાં જોઈતાં હોયતો માંગી લેવો, પ ણ એ રીતે મારા સરખા એક નીરદોશ જવાનને ગલે ના પડો."

સરકારી માણસોએ હવે વધારે ધીરજ ધરી નહી. તે ઓ બાબરને ઘસડી લઈ ગયા, જે જતાં જતાં લોકોની આ ગળ બોલયો કે "જુવો સાહેબો, આ બેમરવત પોરેઆએ મને દગો દીધો છે. મેં એને દરીઆઈ કબરના દાંતમાંથી છોડવયો, હું તેને આ શેહેરમા લાવયો અને તેની સુરતમાં સઘળી લાએકીજ છે એવું વીચારી મેં ગોયા એની પુંજા કીધી. પણ તેનો બદલો એણે દગાથી વાલયોછે. એની ખીજમતમા મેં મારી હેલી એને હવાલે કીધી, પણ તે લઈને નાહાસી ગયો અને મારી આગલ પાછો ફરકયોજ નહી અને હવે જારે મેં એને શોધી કાહાડયો તારે તે ના મુકેર જાયછે. ઓ પોરેઆ અકબર ! તારી સીકલપર લે આનત છે. તું તારી ખુબસુરતીને એબ લગાડેછે. તું તારાં અકબરના નામને એબ લગાડેછે."

આટલું બોલતાંમા તેનો દીબો ભરાઈ આવયો અ ને સીપાઈઓ તેને દેવાંનો સમજી ઘસડી ગયા.

પણ છેલું અકબરનુ નામ મુરવારીદના કાન ઉપર ર હી ગયું અને તેની છાતી આશાથી ખીલી નીકલી. તેણીએ વીચારયું કે "અકબર તો મારો ભાઈ હતો અને મને મ ળતોજ હતો, અને અકબરના પોશાકનેજ લીધે આ મરદ મ ને અકબર સમજીયો છે. તે કેહેછે કે અકબરને તેણે દરીયા માથી બચાવયો અને આ શેહેરમા તે લાવયોછે. ઓ ખોદા તારેતો મારો ભાઈ જેને આજશુધી હું મુવેલો સમજુ છઉં તે જીવતો છે અને મને પાછો મળવાની આશા છે !"

આ વીચારમાં એકવાર ફરી ખુશી થતી મુરવારીદ રાસામના મેહેલ તરફ ચાલી.

પણ પેલા લુચા બેહરામ અને બીજાઓએ તેનો પી છો છોડયો નહી. તેઓએ પોતપોતામા વીચાર કીધો કે આ પોરેઓ માતર હીચકારોજ નથી, પણ બેમરવત અને દગાખોરખી છે, અને વલી બીખી આરજુ ઉપર લાગુ પડયો છે; વાસતે એને જતો મેલવો નહી પણ સારીપટે સવાદ દે ખાડવો.

આમ વીચારીને તેઓ સઘલા મુરવારીદની પછવાડે તેને પકડવા ગયા.

---

# કુવત.

કુવત શું ચીજછે, કે વી ચીજછે અને શા કા મની ચીજછે, તે એકજ વખતે દેખાડવાને આ કલપીત ચીતર બસ થશે. તેમાં એક જવાંમરદ ગુ સાભર થઈ ૭ માંથાંના એક દેવ સાથ લડેછે અ ને તે દેવનો નાશ કરવા મંડયોછે. આ દેવનું આખું બદન કાંટાદારછે અને અનીદાર ભીંગરાં થી ભરેલુંછે. તે દેવે પોતાનાં પુછડાંને ઉચું અને શખત કરી વલ આપયોછે, પોતાના બદ



નને ઉચું કરયુંછે, પોતા ના છએ જબરદસત મો હોડાં વકાસયાંછે, તેનાં છએ મોહોડાંમાંથી જીભ બાહાર નીકલી આવી છે તથા પોતાના હરીફને ગોયા હમણા ટરડી ખા ય એવી રીતે તેના બી હાંમના દાંતો દેખાતા કી ધાછે. પણ જે બાહાદુર મરદ આ દરામના દઈ ત સાથ લડેછે તેની આ ગળ ઉપલો સઘલો બી હાંમનો બનાવ કાંઈ બી સાદમા નથી. તેનો ચે હેરો ગુસાથી બીહામનો

બનયોછે, તેની આંખો ખુનથી તરસી થઇ હોય તે
મ તેનાં દોળા ચઢીયાછે, તેના બદનના ગોટલે ગો
ટલાં તંગ થઇને દેખાઇ આવેછે. તે ભારી અને મજબુ
ત કદમે, જરા હોલે નહી તેવી રીતે, એક દેવાલની મોશા
લે ઉભોછે. દઇતનાં પુછડાંને તેણે પગ તલે દાબયુંછે અ
ને દઇતના પંજા છેક તેની જાંગવેર આવયાછે અને તે
ઓ તેને નખરયાં દેયછે, તોપણ હીમતથી પગ ઠેરવીને ત
થા હાથ ધુંમાવી તે એક એવો ઝટકો લગાવેછે અને તેટ
લા સારૂં એવાં જોસથી તેણે હાથ ઉંચકયોછે કે તે જોઇને
જ પેલો દેવ ધભરાટથી ગોયા અડધો મરી ગયોછે.

એ તે ખરૂં કુવત છે અને ખરાં કુવતની અસર પ
ણ એવીજ હોયછે. પેહેલાંતો આપણ જોઇએ છઇએ કે
આ પેહેલવાન કોઇ માણુસ સાથ નહી પણ એક ખેઆલી
દેવ સાથ લડેછે, તેમ લડવા માટે કુવતજ જરૂરનું છે.
નબલું માંણુસ બીજાં માંણુસથી વટીક દરેછે અને નાહાનાં
પરાંણીઓને જોઇને બીહેછે. પણ કુવતમંદ માંણુસ દઇતો
તથા રાખશસો સાંમે લડવા જેટલું બળ ધરાવેછે. બીજું
આપણે જોઇએ છઇએ કે આ મરદ એકલે હાથે લડેછે
એ પણ કુવતનીજ ખુબી છે. કુવતમંદ આદમીને પારકા
આધારની જરૂર નથી. તે પોતાનો આધાર પોતા ઉપરજ
રાખેછે અને પોતાંની બાજુના બળથી તે નીરભએ રેહછે.
તરીજું આપણે જોઇએ છઇએ કે આવા ભયાંણક દુશમન
ને જેર કરવા સારૂં આ મરદ માતર એક સોટોજ બસ
વીચારેછે. તે દઇતનાં પાંખ અને પંજા, દાંત અને દાચાં,
નખ અને સીંગડાં, સરવેને ભચડી નાખવા સારૂં એક
લાકડાંના કકડાથીજ આ પેહેલવાનની ગરજ સરીછે. તે
ખુદ હથીઆર ઉપર આધાર રાખતો નથી, પણ જે જોસ
થી હથીઆર વાપરવું જોઇએ તે જોસ ઉપર તેણે સઘલો
આધાર બાંધયોછે. ચોથું આપણે જોઇએ છઇએ કે આ
વા જબરદસત દુશમન પર ફાવવાની પુર ખાતરી આ પેહે
લવાંનના ચેહેરા ઉપર ચીતારી છે. એબી કુવતનુંજ પ
રીનામ છે. ફતેહની ખાતરીથી એક કામ કીધું હોયતો તે
બજાવાની બમની ઉલટ થાયછે, પણ કુવત હોય તોજ ફ
તેહની ખાતરી રેહછે.

પાંચમું આપણ જોઇએ છઇએ કે આ પેહેલવાને બ
ખતર પેહેરયું નથી એટલુંજ નહી પણ પોતાના પોશાક
વીશેબી બેપરવા છે. એનો અરથ એ છે કે તે તક સાંધી
ને લડેછે. જો બરાબર તક સાંધીને જે વખતે જોઇએ તેજ
વખતે ફટકો લગાવયો હોયતો બદનને ઇજા પોંહોંચવાનીબી
ધાસતી નથી. એવી રીતે તક અથવા જોગવાઇને તપાસ
વી એ એક લડવઇઆનું મુખીઅ કામ છે, અને તેને મા
ટે પણ કુવતજ જરૂરનું છે. છઠું આપણ જોઇએ છઇએ
કે આ પેહેલવાન માતર લડવાને ખાતરજ લડતો નથી,
પણ અગતસર, ફરજનો મારયો લડેછે. કોઇબી આદમી ફ
કત શોખને ખાતર આવા દરામના દેવ સાથ લડવા અને
પોતાનાં ગમે એવાં કુવત છતાં પોતાના જીવને જોખમમાં
નાખવા નીકલે એ માનવાજોગ નથી. એક ખરો પેહેલવા
ન પોતાનું કુવત ઘડીએ ઘડી દેખાડવા નીકલતો નથી, પણ
અગતના વખતને માટે એકઠું કરી રાખેછે. આ ચીતર
માં ચીતારેલા પેહેલવાનની મીશાલે તે ઇઆતો પોતાના બ
ચાવને માટે લડેછે અથવા દુનીયામાંથી આવી ખરાબી
નાબુદ કરી પોતાના ભાઇબંધોને તેમાંથી બચાવવા માટે લડેછે

હવે આ સઘલાં ચીતરનો સાર શું છે ? કુવત બદ
ના ખીલવવા ઉપર આધાર રાખેછે. નબલો, દુબલો મ
કટ જેવો, કરાકરી જેવો, દીવાસલી જેવો માણુસ અગત
વખતે લડવા નીકલે એ બનવા જોગજ નથી. તેનો હ
ડુબી જતો હોય, તેનો માલમતા લુટાતો હોય, તેની ઇજ
આબરૂને દાધ લાગતો હોય, તેનાં બાયડી છોકરાંની લા
લુટાતી હોય, તોપણ જે માંણુસમાં કુવત નહી, તે આવે
ખતે શું કરી શકે ? તે મુગો મુગો બેસીને જોયા કરે; દુશ
મનને પોતા પર ફાવવા દીએ; લુટારાને જાસતી ચલાવ
દીએ; બદોને બદી કરવા દીએ. એ મુગો મુગો માર ખ
યા કરે, પોતાની ઉપર બીજાને આવવા દીએ અને પછે બ
જાંની તાબેદારી અને ગોલામગીરીને તાબે થવું પડે, એવ
નબલા માંણુસનાં હાલ હોયછે. જોરાવર માંણુસ એથી
લટુંજ સુખ ભોગવેછે. તે પોતાનોજ નહી, પણ જાન મ
લનો, કુટુંબ પરીવારનો, માંણુસ જાતનો, ભાઇબંધોનો,
શનો, રાજનો અને વાવટાનો બચાવ કરી શકેછે. એ
તે કુવતથી ખુદ લાભજ થઇને રેહતો નથી, પણ જીગરને
શંતોશ, મગરૂરી, ખુશાલી, સધીઆરો તથા સલામતી બા
બે પુર ઇતબાર અને ખાતરી રેહછે તે વળી કુંવતના ઓ
લાભ છે અને એ લાભનું વરણુન કરવાને લખનારની કલ
મ અશકત છે. એવા શંતોશ તથા ખુશાલીને પુરતી રીતે
સમજનારો તો તે કુવતમંદ આદમીજ હોયછે.

કુવતથી બદનને તનદરોસતી અને સુખાકારી મળેછે.
કુવતથી દુખ દરદો નાહાસેછે અથવા લાગુ પડી શકતાં ન
થી. કુવતથી આવતી ઓલાદ વટીક સુધરેછે. કુવતમંદ
મા બાપના બચાં કુવતમંદ થાયછે, પણ નબલાં માંણુસની
પેહેડી થોડાં વરશમાં ખતમ થાયછે. કુવતથી હીમત વધે
છે, કુવતથી સુર છુટેછે અને કુવતથી આપએખતીઆરી ત
થા છુટાપણું મળેછે. નબલાં માંણુસમા કુવત નહી, એટ
લે પોતાના બચાવ તથા સલામતીને માટે તરેહવાર ખુસા
મત તથા તાબેદારીના રસતા પકડેછે. કુવતથી દીલગુરદો
વધેછે, મગજ ખોલલું થાયછે અને મન મોટું થાયછે. ન
બલાં માંણુસ પાસ કુવત નહી એટલે પોતાની પાસ પઇસા
ટકા ઇઆ બીજું જે કાંઇ હોય તે પોતાના બચાવને માટે
ચીસાપણાથી જાલવી રાખવાની તેને ફરજ પડેછે. કુવત
થી શખાવત વધેછે, કુવતથી ધરમ જલવાયછે, અને કુવત
થી રાસતી સુજ પડેછે. નબલાં માંણુસમાં કુવત નહી, એ
ટલે પછે પોતાના બચાવને માટે તેને તરેહવાર જુઠું બોલ
વું પડેછે અને ખરૂં બોલતાં રખે કોઇને દુખ લાગે, તેથી
તેને બીહીવું પડેછે. એ સઘલા કુવતના ફાયદા છે અને તે
જોવા પછે એટલુંજ કેહવું ઘટેછે કે જેનામાં કુવત નહી તે
નું જીવતરજ બલયું.

આપણા લોકોમાં અસલ પેહેલવાનગીરી અને બાહા
દુરી ઘણી હતી, પણ હવે કુવતના કરતાં નબલાઇ વધારેછે.
મોજમજાહાથી, શોખજોખથી, બાલ લગનથી અને બીજી
રાહા રસમોથી આપણા લોકોનું કુવત ઘણું ઘટી ગયુંછે.

પણ એક માંણસમાં જો કુવત નહી હોયતો આપણ અફસોસ કરીએ, તારે એક આખી પરજામા કુવત નહી હોયતો તે કેવું અફસોસ કરવાજોગ હોવું જોઇએ ! એટલોજ દાખલો બસ થશે કે જાંહાંસુધી આપણામા કુવત હતું, તાંહાંસુધી આપણું રાજપાટ હતું, આપણ સુધરેલા હતા અને ઘણી જાહોજલાલીમા હતા; પણ આપણું કુવત ગયું એટલે સાથે રાજપાટ ગયુંછે, સુખચેન ગયુંછે અને આપણે પારકે આધારે પડયા છઇએ..

—ııı—

## લકવાનો મરજ.

બદનના એક અથવા એકથી વધારે ભાગ હીલવવા ચલાવાની શકતી બંધ પડે એ લકવો છે. ભેજાંને થતાં જે દરદોની આપણે આગલા અંકોમા થોડી થોડી તપાસ લીધીછે, તેઓમા સરવેથી સાધારણ અને હેરાનગતી ભરેલો મરજ લકવો છે. જારે ભેજાંની બાંધણી વીશે આપણે તપાસ કીધી હતી, તારે આપણે જોયું હતું કે શરીરની સઘળી હીલચાલનો સરદાર ભેજું છે, જે પોતાની અગણીત નેસો અને બરડાની ગુડને મારગે ઇંદરીઓ તથા ભાગોની ઉપર હુકમ ચલાવેછે, પણ લકવાના મરજમાં ભેજાંની અથવા આ ગુડની અથવા તેની ગતી તંતુઓની શકતી થોડી કે ઘણી ઓછી થાયછે, તેનો હુકમ કોઇ ભાગમા રદ જાયછે અને તેને આપણ લકવો કહીએ છઇએ.

લકવો ઘણી જાતનો થાયછે. કોઇવાર તે હાથ પગના આંગલાં અથવા પોંહોંચા જેવા નાહાના ભાગમા થાયછે. કોઇવાર અડધું અંગ એ મરજને આધીન થાયછે, જારે ડાવી અથવા જમની બાજુનું અડધું શરીર રહી જાયછે, અને તેટલા ભાગમાં માથાંથી તે પગ શુધી તેની અસર લાગેછે. કોઇવાર કમરથી તે બેહુ પગનાં આંગલાં શુધીના અડધાં શરીરમાં લકવો થાયછે. કોઇવાર હાથ પગ અને બીજા ભાગો તનદરોશત રેહુછે, .પણ ચેહેરામા લકવો થાયછે અને તેથી અડધો ચેહેરો તદન ફરી જાયછે. કોઇવાર હાથ પગમાં અથવા ડોકાંમા ધુજરી થાયછે અને જો કે દરદીની હીલવા ચાલવાની શકતી હોયછે, તોપણ ઉપલા ભાગો સઘલી વખત ધુજયા કરેછે. એ સઘલાં લકવાના જુદાં જુદાં રૂપ છે, અને એ સઘલા આકારમા લકવાનોજ મરજ માતર જુદાં જુદાં નામોથી ઓલખાયછે.

આ જુદી જુદી જાતના લકવાના થોડાંક ખાશ કારણો ઉપરાંત કેટલાંક સાધારણ કારણો એ સઘલા મરજો ઉપર લાગુ પડેછે અને તે પેહેલાં જણાવવાં ઘટેછે. ઘણો દારૂ પીવાનો શોખ અથવા ઘણો સી ભોગ કરવાની તબેહ અથવા એવીજ બીજી હવસોને લગતી માઠી ટેવ જેથી નબલાઇ વધેછે, તે સઘલી જાતનો લકવો પેદા કરેછે. એ ઉપરાંત ચોકસ ભાગમા વાગવું અથવા તે ભાગનું જોસથી દબાવું, સરદીની અસર તથા એવાં એવાં બીજાં સાધારણ કારણો પણ લકવાને જનમ આપેછે. લકવાના દરદીઓની તબેહ તથા ખાએશો તથા ચાલચલણ તપાસતાં ઘણું કરીને આજ કારણો સાધારણ નીકલી આવશે, કે જે કારણો તનદરોસત હાલતમાં દુર થઇ શકે એવાં છે, પણ લોભ લાલચમાં ફસેલો આદમ એ કારણોને વસ થઇ પછે આ બુરા મરજનો ભોગ થાયછે.

હવે આપણ ખાશ કારણો ઉપર આવીએ છઇએ. બદનના ચોકસ નાહાના ભાગ અથવા આખાં અંગનો અડધો ભાગ જે રહી જાયછે, તેના ખાશ કારણમાં મગજની અતી ઘણી મેહેનત એક કારણ છે. ઘણો અછો અને પુશતીકારક ખાંનું ખાઈ આલસાઇમાં વખત ગુજારવાથી પણ આ જાતનો લકવો થાયછે. પડી જવાથી અથવા વાગવાથી માંથાંની ખોપરીને જખમ થયો હોય અથવા ભેજાંને આચકો લાગો હોય, તારેબી આ જાતનો લકવો તેનું પરીનામ થાયછે. આ મરજનું એક બીજું ખાશ કારણ સીસું તથા સોમલ છે. એ પદારથોના કારખાનામાં કામ કરનારાઓના દમમાં એ વસતુ જાજી જવાથી તેઓ લકવાને આધીન થાયછે એવું વઇદક શાસ્ત્રે શોધી કાહાડયુંછે. ઘણો ગુસો, ઘણો તડકો અને બીજાં કારણો જેથી મગજે લોહીં ચહડી જાયછે, તેવાં કારણો પણ વકવો પેદા કરનારાં છે.

• કમરની હેડલથી પગો રહી જવાના લકવાના ખાશ કારણમાં કમર ઉપર મારનું પડવું, અથવા તેમાં જોસથી વાગવું, અથવા કમરના કાંઠાના હાડકાંનું ભાંજવું, અથવા બરડાના કાંથામાં સડાનુ લાગુ પડવું અથવા બરડાની ગુડમાં ગાંઠ બંધાઇને તેના ઉપર દબાન થવું, અથવા બરડાની ગુડમાં સોજો પેદા થવો; એ કમરની હેડલના લકવાના ખાશ કારણ લેખે જણાવવામાં આવયાંછે. તેમજ વળી ફુકા, ગુરદા, ગરભસતાંન અને એ વીનાએ બીજાં કમર આગળ આવેલાં યંતરોના રોગોથી પણ આ જાતનો લકવો થતો કોઇવાર માલમ પડયોછે. ધુજરીના લકવાના ખાશ કારણમાં ઘડપણના વખાંતની નબલાઇ મુખ્ખીઅ કારણ છે. તેમજ ચેહેરાનાં લકવાના ખાશ કારણ પણ કાંઇ જાજાં નથી. - એવું કેહેવામાં આવેછે કે ભેજાંના કોઇ ભાગમાં રોગ થવાથી આ મરજ નીપજતો નથી, પણ ચેહેરાને લગતી ગ્યાન અને ગતી તંતુઓને નુકસાન થવાથી એ જાતનો લકવો ઉતપન થાયછે. ચેહેરાના ગોટલાંઓ સાથ લાગેલી એ નેસોને નુકસાન કોઇવાર કાન આગળ વાગવા અથવા જખ્મ થવાથી, કોઇવાર કાનના દરદથી, કોઇવાર દાંતના દરદથી, કોઇવાર ગરદનમાના ગાંઠના દરદથી અથવા કોઇવાર ચેહરાની બાજુને ઘણો પવણ લાગાથી થાયછે.

હવે આ કોઇ પણ આકારમાં લકવો કેવો પીડાકારી મરજ છે, તે જાંણુવા માટે એ મરજોની થોડી થોડી નીશાણોનું બેઆન બસ થશે. અરધાં બદનનો મોટો અને મુખ્ખીઅ લકવો કોઇવાર મગજે લોહી ચઢવાની બેસુધીમાંથી હોશીયાર થવા પછે દરદીને લાગુ પડેલો માલમ પડેછે. એ રીતે ઘણી વખતે એ મરજ એકદમ બીજા રોગમાથી થઇ આવેછે, પણ વળી બીજી ઘણી વખત તે રફતે રફતે થતો જાયછે. તે પેહેલાં આંગલાં અથવા એવાજ બીજા નાહાના ભાગો રહી જવાથી શરૂ થાયછે અને પછે બીજા ભાગો રહી જવા માંડેછે. એ "રહી જવા" બોલથી સંધીવાની મીશાલે ભાગો અકડી ગયલા સમજવા નહી, પ

ણુ તે ઢીલા અને મુવેલા જેવા થાયછે અથવા આપણા લોકો કેહેછે તેમ "જુઠા થાયછે." તે ભાગો સુસત પડી રેહછે, અને તેમને હાલવવાને દરદી ઘણી ખાએશ કરે પણ હીલતા નથી. તેવા હાથ પગને બીજાં માંણુસ ઉંચકેતો ફુતરની મીશાળે ઉંચકાયછે અને પછે પાછા પડી જાયછે. કોઈવાર એ ભાગોમાં લાગવાની ઈંદરી રેહછે, પણ કોઇવાર એ શકતી થોડીઘણી ઇઆ તદન મરી જાયછે અને તે વેળા તે ભાગ એટલો સુહુન મારી જાયછે કે અણીદાર ચીજ જોરથી ભોકવા છતાં દરદીને લાગતી નથા.

આ મરજ જારે ઘણો વધી પડે તારે અરધું માંથું, અરધો ચેહેરો, તેજ બાજુનુ બદન, એક હાથ તથા એક પગમાં એ મરજની અસર લાગુ પડેછે. ચેહેરો ફેરવાઈ જાયછે, તે એમકે જે બાજુએ તનદરોસતી હોય, તે બાજુ તરફ મોહોડું ખેંચાઇ જાયછે. દરદી બાજુનો ગાલ જુહુલાઈ પડેછે તથા હીલવી શકાતો નથી. તેજ બાજુએથી મોહોડું કામ કરી શકતું નથી, ખોરાક બરાબર ચવાતો નથી અને તાંહાંથી બાહાર નીકલી પડેછે. જીભ સીધી બાહાર નીકલતી નથી પણ આડી નીકલેછે. દરદીથી બરોબર બોલાતું નથી, પણ તોતરૂં બોબરૂં અને નહી સમજણ પડે એવું બોલેછે. તે બાજુની આંખ પણ બરાબર ઉઘાડ ધાંક થઈ શકતી નથી. કોઈવાર અકલ અને સમજણ સારી હાલતમાં રેહછે અને કોઈવાર તે તદન બગડી જાયછે, તેમાં ફેરફાર થાયછે તથા સવભાવ પણ બગડી જાયછે. આ રોગમા વળી કોઈવાર તાવ તથા માંથાંનાં દરદો થાયછે, અને કોઈવાર બદન ઠંડું રેહછે અથવા દરદી ભાગ સાજા ભાગ કરતાં ઠંડા લાગેછે. આ મરજ કોઈવાર થવા પછે થોડા કલાકમાંતો કોઈવાર એકુ બે દાહાડામાં દરદીની જીંદગીનો અંત આણેછે. કોઈવાર આઠ દાહાડામાં ભેજાંનું દરદ થઈ આવેછે. કોઈવાર દરદી તદન સાજો થાયછે, કોઈવાર થોડો ઘણો સાજો થાયછે, પણ ઘણીવાર સાજો થવા પછે થોડી કસર રહી જાયછે.

કમરથી હેઠલના લકવામાં બે જાતની નીશાંણો માલમ પડેછે. જારે બરડાની ગુડમાં સોજો આવવાથી એ મરજ થાયછે તારે કમરનો કાંહો ઘણો દુખેછે, તથા દાબવાથી વધારે દુખેછે. કમરની હેઠલનું સઘલું શરીર રહી જાયછે. જાહાડા ઉપર દરદીને એખતીઆર રેહતો નથી, તેમજ પીસાબ બંધ થઈ જાય તથા પછે પોતાનીમેલે જરા જરા ટપકીયા કરે. કોઈવાર દરદી ભાગમાં ખેંચતાંણ થાયછે, તથા આંકડાં આવેછે અને કોઈવાર તે ભાગ ઉદીઆ કરેછે, કોઈવાર અગન બલેછે અને કોઈવાર દોરડીથી સીકડી લીધું હોય તેમ ખેચાંણ માલમ પડેછે. દરદીથી હીલાય ચલાય નહી, કોર વલાય નહી. તેને ચતો શુઈ રેહવું પડેછે અને તેથી હાડકાંને સડો વટીક લાગેછે. એજ મરજ જારે બરડાના કાંઠામા નહી પણ કોઈ બીજા ભાગના દરદથી થાયછે, તારે લકવાની અસર માતર જાંગની હેઠલથી માલમ પડેછે, અને ઉપરના જેટલી હેરાનગતી થતી નથી.

આ ભયંકાર મરજનો એલાજ તબીબને હાથ તથા ખુદરતને હાથ છે. પણ સઉથી પેહેલો ઈલાજ એ છે કે એ દરદ સાથી થયું હોય, તે ખરેખરૂં કારણ શોધી કાહાડી તે કારણને દુર કરવું. આ દરદી જો લોહીયાર અને તનદરોસત હોયતો તેને લોહી કાહાડવામા આવેછે અને જોલાબ આપવામા આવેછે, તથા હલકા ખોરાક ઉપર રાખવામાં આવેછે, પણ જો તે નબલો હોયતો ઉપલા ઈલાજો પડતા મેલવામા આવેછે અને કુવતનો તથા જરપત થાય એવો ખોરાક આપવામા આવેછે.

---

## બાંગલોરના હજામો અને ફેરી ફરનારાઓ.

કનટોનમેંટ અને દેશી લોકોનું અસલ રેહેઠાંણ તે પેંટ જોવાને તમો તમારા બંગલામાંથી બાહેર નીકળતા નહી એટલામાં એ જગાની તરેહવજેનો કંઈ ખયાલ આવેછે—મુસાફરને ઘણું ગ્યાન, હેરત, રમુજ હાંસલ થાયછે. હજામોની હાર અસતરાની હાથપર લપાટ મારતા, કે પીમળીતા સાબુમાં કુંચો મારતા, તમારી આગળ ઈંતેઝાર દીલથી આવેછે. તેઓ સોજજા પોશાકના છે; એકબી ભાંગીટુટી ઈંગરેજી જાણ્યા વગરનો નથી. એમાંનો એક હજામ બીજા બધાઓથી કંઈ રીતે જુદો પડેછે. સુરતમાં "ટામ" નામનો એક જાણીતો હજામ છે તેને મળતો આ છે; અને વધારે અજબ એ કે તે ટામનાંજ નામથી હીંઆંબી ઓળખાયછે. ખરા સુનેરી કસબની ઝાલરવાળો બનાતનો ડગલો તેણે લટકાવયોછે. તેની ખાંધપર સોજજી ગોલાબી પીછોડી નાખેલીછે. પોતાના બધા દેખાવમાં તે હજામના કરતાં એક મોહોટું માણસ વધારે લાગેછે. તેના દેખાવ મુજબ, તેનાં ટાહેલાં મુજબ, તેની ભટાઈ, તેની બડાઈ મુજબ, તેનું કામ નથી. તે જે કામનો કેહેવાયછે તે કામ બરાબર કરી આપવાને તે આવયો નથી. પોતાના મોહોડાંના ફડાકાથી, પોતાના લેબાસથી, પોતાના ભપકાદાર દેખાવથી, તે પઈસો મેળવવાને આવયો છે. અસતરાના થોડાક ઝડપના સપાટા ફેરવી કંઈ મોહોટું હેસાન કરી ઉભો રેહેછે તે જોયું જોઈયે. એક અનાડી હજામની બુઠાં લોહોડાંની હજામતની બરાબર, અને આટલો કે ફાંઈઆંની આશા રાખે! તેનો એક ભાઇબંધ હજામ, કે જેને દાહાડી ફરી સોંપયા વગર છુટકો રેહેતો નથી તે, તમને ઘેડ ઈંગરેજીમાં વાકેફ કરછે કે સાહેબ એનું નસીબજ ફકત મોહોટું છે; બાકી કામમાં તો ઘણો અનઘડ છે, પણ જબરો હીમતવાન અને મશકેરો હોવાને લીધે સાહેબ લોકો એને ઘણો ચાહેછે, અને એને પઈસાથી ભરી નાખયોછે. ગમે તેવા સાહેબનીબી તે મશકરી કરયા વગર રેહેતો નથી. કરનલ પોતાની મેમની સાથે સુતો હોય તે ઓરડામાંબી ઘુસીને જો તે ઉઠયાં નહી હોય તો તેઓને ઉઠાડેછે. ગંમત મેળવવાનો આવો હવસ થોડે ઘણે દરજજે સહુથી સુધરેલા લોકોથી તે સહુથી જંગલી લોકોમાંબી પરવેશ છે. વડોદરાનો રાજા તે માહારાજા ગાયકુવાડને તાંહાં કેટલાક ભાંડો અને ભાંડણીઓ હોયછે કે જેઓને આ હઈઆસી રાજાની મશકરી કરવાને, તેને ભાત ભાતની ગાળો ભાંડવાને, તેના બદન સાથે અનેક પરકારની છુટ લેવાને, તેના પર ધપાબાજી ચલાવવાને ખાતર રાખેલા છે. એજ કારણસર તેઓની પછવાડે દરમાયા અને બક્ષીસો જારીછે; અને એમાં એ માહારાજા ઘણો વખત ગાળી કાઢેછે, મોહોટી મઝા મેળવેછે. મોહોટા ધંધાવાળા

બા, જથાબંધ અને ખભરાયલા છે, પણ તેઓને દાહાડી ઘ
ણી નાહાની ઉગેછે. તેઓની ભાશા પણ ચીનાઈ ભાશા
ને મળતી આવેછે, ઇઆને એકેક અખશર એકેક બોલને
માટે હોયછે. બરમીસ ભાશા પેગુ, આવા અને આરે
કાનંમા બોલાયછે, પણ તે ઉપરાંત પેગુમાં "મોન" નામની
એક ખાશ અને અસલ ભાશા ચાલેછે. બરમાની ધરમ
સંબંધી ભાશા "પાલી" નામની છે; પણ વળી બરમીસો
એ પોતાની ભાશામાં સંસકરીત હરફોનેખી લીધાછે, એટ
લુંજ નહી પણ હીંદુઓના નામીચા મનુ શાસ્ત્રીનાં ગરંથો
ની પણ તેઓ સમજ ધરાવેછે અને એ રીતે હીંદુસતાન ત
થા ચીનની વચે આવવાથી એ બેહુ દેશોનાં થોડા થોડા ખ
વાશો લીધેલા તેઓ બતાવી આપેછે.

બરમીનીસ લોકો સુધરાઈમાં હીંદુઓની બરોબર ન
થી એટલુંજ નહી પણ પડોશનું સીઆમ દેશ, જાંહાં યુરો
પીઅન કેળવણી એટલે દરજે ફેલાવો પામીછે કે તાંહાંના રા
જાએ યુરોપની હાલની તથા આગલી ભાશાઓનો અભી
આસ કરવા ઉપરાંત ઈંગરેજીમાં ચોપડીઓ વટીક લખી હ
તી, અને જાંહાં નેહેરો ખોદાયછે, મોટાં વાંહાંણો બંધાય
છે તથા છાપાખાનુ અને કલાકઉસલો ચાલેછે—તાંહાંનાં જે
ટલી સુધરાઈ પણ બરમા દેશમા રહી નથી. મુસાફરો
કેહેછે કે જારે જાતી ભેદ અને એવાજ બીજા અટકાવો છ
તાં હીંદુઓ ઝડપથી સુધરતા ચાલયાછે તારે બરમીસો છે
ક પછાત પડતા ચાલયાછે. હીંદુઓ પોતાના બાપદાદાની
અસલી રીતીઓની ભુલ જોતા જાયછે, તારે બરમીસો પોતા
ના અસલી રાહા રસમોને વધારે વલગતા જાયછે. ૧૪૦૦
વરસની જુની કેતાબોમાથી તેઓ હાલ દાહાપણ લેવા મા
ગેછે અને બાપદાદાઓના કીસા કાહાનીઓને ખરા સમ
જી તેપર અમરત થાયછે. બરમીસો હીંદુઓની મીશાલે
સુતરાઉ કપડાં વણી જાણતા નથી, જેપાંનીસની મીસાલે કો
ડીકામ જાણતા નથી ઇઆ ચીનાઓની મીસાલે રેસમી કામ
જાણતા નથી. આટલું છતાં પણ તેઓ નકસીકામમાં, કો
તરકાંમમાં અને ઢોર મહડાવાનાં કાંમમાં ઘણા ખબરદાર
છે. સીપ અને એક જાતના રોગાંણના પાસાઓને ગોઠ
વીને કારીગરી બનાવા તથા જીના થીતે રાખશી કદની મુરતી
ઓ કોતરવામાં તથા સુના રૂપાના ચોકસ દાગીના ઘડવાનો
હોનર તેઓ અછી રીતે જાંણેછે.

ખેતીવાડી બરમીસોની એકજ જાતને હાથ છે, જેઓ
મુખીઅ કરીને ચોખા, મખાઇબુટા, ઘહું, કથોલ, સેરડી,
તંબાકુ, રૂ, અને નાલીએરી ઉગાડેછે. તેઓ વીદીઆ હો
નરથી અનજાંના છે. જોતીશ શાસ્ત્ર થોડું ઘણું સમજેછે,
પણ તેઓનું એ ગ્નાન ઘણું હલકી કીસમનું છે. તેઓના
જોતીશો ઘણી અસલી રીત મુજબ સુરજ અને ચંદરની ચા
લ તથા ઘરણો વરતેછે અને ખગોલ વીદીઆ કરતાં ભવી
શ કેહેવાની તેઓ વધારે મતલબ રાખેછે. પણ ખેતીવા
ડીમાં, જાહાડપાંનના ગ્નાનમાં, રોપાઓની જાતી તથા વરણ
પીછાંણવામાં તેઓ ઘણી માહેતગારી ધરાવેછે. મગજને ઘ
ણી મેહેનત પડે એવાં કામ બરમીસ લોકોને પસંદ નથી.
તેઓની કવીતામા કવીતા આગલી લડાઈઓને લગતા થો
ડાક સલોકો અને રેખતાઓ છે. તેઓ ગાએણ ઘણું થોડું
સમજેછે; રસાએણ શાસ્ત્ર મુદલ જાણતા નથી, પણ કીમી
ઉં ઘણું માનેછે અને કીમીઉ કરવામાં ખુવાર થાયછે. તે
ઓનું ચોકસ વણતકામ એટલું વખણાયછે કે ઈંગલંડમ
તેની નકલ કરવાને ઘણાં ફાંફાં મારવામાં આવયાંછે, તોપણ
બરમીશ લોકોના નમુણા બરાબર તેઓ કરી શકયા નથી.

રાજપાટની રીતભાંતો બરમીસોમાં અજાએબ જેવી
રમુજી અને જાંણવાજોગછે. બરમીસ રાજ ઘણું આપખુ
દ અને જુલમાત ભરેલુંછે. પાદશાહનું નાંમ દેવાની રઈ
એતમાં કોઇને સતા નથી, અને જે ધણી રાજાનું નામ બો
લે તેને મોતની સજા ફરમાવેલીછે. એ નામ બોલવાની
સતા માતર થોડાજ દરબારીઓને આપેલીછે. ધરમગુરૂએ
અને સરકારી અમલદારો સીવાએ, બીજા ૨૦ વરસની
પરના દરએક આદમીને દર તરણ વરસે સરકારની નોકરી
માં ઇઆતો સીપાહગીરી અથવા મજુરી કરવાની ફરજ પા
ડવામાં આવેછે. એટલા માટે ધંધાનેસર પરદેશ જવાનો
બરમીસોપર મોટો અટકાવ નાખેલોછે અને મુસાફરી સર
કારી મતા ચોરવા બરાબરનો ગુનાહ ગણાયછે. રાજની ત
રફથી રઈએતના માલમતાની સારી સંભાલ લેવાયછે તથા
એશીયાખંડના બીજાં દેશો કરતાં હીઆં ઇનસાફ પણ સા
રો થાયછે. રાજાને માટે થોડીક જમીનો રાખીને બાકીની
જમીનો સરકારી નોકરોને જાગીર તરીકે આપી દેવાથી જ
મીનની ઉપજ બરમાં દેશમાં કાંઇ નથી. એ પરમાંણે જાગી
રો આપવાનો સબબ એ છે કે બરમીસ સરકાર પોતાના
નોકરોને કસા પગાર આપતી નથી, પણ જે નોકરો પાસે
જાગીર નહી હોય તેઓ પોતાની મરજી માફક કર નાખી
લોકો પાસેથી નાણા ઉઘડાવેછે. રાજા પોતે પણ પોતાના ખજા
ણામાથી જાજાં નાણા ઉપાડતો નથી. જારે એલચીને પર
દેશ મોકલવા હોય, અથવા કાંઇ લડાઈ ચલાવવી હોય તા
રે લોકો ઉપર કર નાખીને રકમ ઉભી કરેછે. આગળી મા
હોમાહેની લડાઈઓથી બરમીસ લોકો ઘણા ખુવાર થયાછે
અને તેઓ સુધરવાને બદલે તેઓ એક ભવીશના વખતની
રાહા જોતા બેઠાછે કે જે વખતે તેઓ ઘણી આબાદી ભોગ
વશે એવું તેઓની પોઢીઓમાં લખેલુંછે !

સંસારી રીતભાંતમા પણ આ લોકો મધે ઘણું જોવા
જોગ અને રમુજી છે. પેહેલાંતો વડા લોકોને માન આ
પવાનો રવઈઓ હીઆં અજાએબ જેવાં જહનુનથી ચાલ
વેછે. ઘણીવાર ચહડતા દરજેના માણસ આગલ તેના
થી ઉતરતો માણસ ઉભો રહી શકે નહી. નાહાનાભાઈઓ વ
ટીક વડા ભાઈ સાથ વાત કરતી વેલા ગુઠણભરીએ પ
ડેછે અને રાજાની પાસે જવું હોયતો ચોપગાં જાંનવરોની
મીશાલે હાથ અને પગે કરીને ફસડાતું જવું પડેછે. બર
માની દરબારમા ઈંગરેજી એલચીઓ પાશેથી એવીજ રીતે
માન માગવામા આવતું હતું અને ઈંગલંડ તથા ફરાન
સની દરબારોમાં એ લોકોના એલચીઓ પણ એજ મી
શાલે ગયા હતા. બરમીસ લોકોમાં હીંદુઓની મીશાલે કાં
ઇ નાત જાતનો તફાવત નથી, માટે તેઓ બીજી ગ્નાતો સા
થ સઘલી તરેહનો વેહવાર રાખી શકેછે અને સંસારી છુ
ટાપણું ઘણું ભોગવેછે.

બરમીસ લોકો પોતાની ચાંમડીને નહી ફીટે એવા
એક રંગથી રંગેછે. બીજો એક રવઈઓ જે સઘલા બ
રમનોમા જોવામા આવેછે તે એ છે કે તેઓ કાંનમા એક

મોટું અને બીહામનું છીદર પાડેછે, અને તેમા એક સુનાનો ઇઆ રૂપાંનો દાગીનો ખોસેછે અથવા તેમ નહી તો એક લાકડાંનો કકડો ખોસેછે ઇઆ કાગજ વાલી તથા વીટાલીને ખોસેછે. આ રવઇઓ બરમીસ ઓરતોમાજ નથી, પણ મરદોમાંબી છે. બરમીસ લોકોમાં સોપારીનો મોટો ખપ છે, આખો દાહાડો અને રાત સોપારીના કુચાને કુચા ચાવે છે, એ તબેહ ઓરત મરદો બંનેને છે; પણ એથીબી વધારે લખ બરમીસ લોકોમાં તંબાકું તથા અફીમની બીડી પીવાનો છે. શું મરદ, ઓરત કે બાલક સઘલી હાલતમાં અને સઘલી ઉમરમા બીડી પીએછે. એજ પરમાંણે જુગાર રમવાનો લખ બરમીસોમા વધી ગયલોછે.

બરમીસ લોકો કેટલીક જાતના હીંદુઓ કરતાં વધારે સારી રીતે બદન ઢાંકેછે, તોપણ બદનનો કેટલોક ભાગ તેઓ નાગો રાખેછે. તેઓનો પોશાક મજબુત છે, પણ સફાઇદાર નથી, તે સાદો છે. બરમીસ ઓરતો બુરખા વાલી નથી અથવા તેઓને ઘરમાં ગોંધી રાખતા નથી. તેઓને ફરવા હરવાની છુટ છે તથા સઘલું કામ તેણીઓને જ સોંપેલું છે તે હીઆં સુધી કે ઘરનુંજ નહી, પણ ધંધા ધાપાનું કામબી બરમીસ લોકની ઓરતોજ બજાવેછે. તેઓ બજારોમા જાયછે, પેહેડીઓ પર જાયછે, લેખાંપોતાં ફેરમાવેછે, માલની ખરીદી તથા વેચાંણ કરેછે, સોદાના સાટાં અને કબાલા કરેછે ! એટલી બધી છુટ બરમીસ ઓરતો ધરાવેછે, તે ઉપરથી કાંઇ એમ નહી સમજવું કે ઓરતજાતને છુટાપણું આપવાના હકની અગત સમજીને એ લોકો તેમ કરતા હોય. ના—તેમ નથી. બરમીસ લોકોના વીચાર એવા છે કે ઓરતજાત મરદનો ગોલામ છે અને મરદે ઘરમા રેહવું જોઇએ તથા સઘલી મેહેનત મજુરી ઓરતે કરવી જોઇએ. એટલા માટે બરમીસ મરદો બાયલાની મીશાલે ઘરમા ભરાઇ બેસેછે !!

બરમીસ લોકો બુધનો ધરમ પાલેછે. આ ધરમના ગુરૂઓને બરમીસ લોકો મોટું માન આપેછે. તે ગુરૂઓ ઉઘાડે માંથે ફરેછે, એટલુંજ નહી પણ તેઓને આખું માંથું બોડાવવું પડેછે અને માતર ઢાંકણ તરીકે માંથાં પર પાતરાં મેળેછે. એ ગોરોનો પોશાક પીલા રંગનો હોયછે, કે જે રંગનો પોશાક બીજા કોઇને પણ પેહેરવાની મના કરેલીછે. એ પીલા રંગના પોશાક વીશે પણ બરમીસ લોકો એટલું માન ધરાવેછે કે જો તે કપડાં કેથે ધોવાતાં હોય અથવા સુકાવા મેળયાં હોયતો લોકો તે ખાલી કપડાંને પગે પડેછે ! એ ધરમગુરૂને "ફુંગીહાઇ" અથવા "રાહન" કરી કેહછે. તેઓને બીજા કસા ધંધાપર ધેઆન આપવાની મના કરેલીછે અને તેઓને પરણવાની પણ શખત બંદી કરેલીછે. તેઓને મજુરી કરવા પડતી નથી, કેમકે લોકો આશોદાદથી તેઓને સારીપડે પાલેછે. એ ગોરોની શાખા ઘણી છે, તેમજ "ઠીલાસુ" નામનો જોગણોનો વરગ જુદો છે. એ વરગમાં મુખીઅ ઘરડી ઓરતો છે, અને જવાન જોગણો ઘણીખરી પરણી જાયછે. ઉપલા ધરમગુરૂઓ પાઠશાળાઓમા શીખસાગુરૂનું પણ કામ બજાવેછે. જેટલા વધતા નીશાળીયા ભણવા આવે તેટલું વધારે તેઓ કમાયછે, એટલા માટે બચ્ચાંને નીશાળે મોકલવાની તેઓ ઘણી બલામણ કરેછે. એ સબબ ઉપરથી વાંચવા લખવાની કેળવણી બરમા દેશમા બધે ફેલાયલીછે અને વાંચી, લખી નહી જાણે એવો દસમાં એક જણબી મળવો મુશકેલછે.

બરમીસ લોકોના દેહડાં ઠારેઠાર બાંધેલાં મળી આવેછે. તે ઘણાંખરાં કામરાં, લાકડાં અને મટોડાંના બાંધેલાં હોયછે, પણ બાહેરથી રંગવા તથા રોગાણ મારવાથી તે ઘણાં ઝલકતાં, ભપકાદાર અને શોભીતાં હોયછે. વલી તેના છાપરાંઓમાં તથા બારી બારણાંઓમાં નાદર કારીગરીની નકસી કોતરવાથી તેમની સોભામા ઘણો વધારો થાયછે. એ ઘણાંખરાં દેહડાં નાહાના કદનાં હોયછે. તેઓમાં બુધની મુરતી બેસાડેલી હોયછે અને હજારો લોકો તાંહાં પુંજા કરવા તથા ખુશબો બાલવા સારૂં જાયછે. તેવાં એક દેહડાંનું ચીતર હેઠલ આપીએ છઇએ.



બરમાં દેશ મધે "પેટરોલીઅમ" (ગાસના તેલ)ના મોટા મોટા કુવાઓછે, જેમાથી દર વરસે લખો ગેઆલન એ તેલ નીકલેછે અને બરમીસ લોકો પોતાના દીવાઓમાં એજ તેલ બાલેછે. બરમીસ લોકો ગાયને ઘણું માન આપેછે અને તેથી ગાયમાંથી પેદા થતી જીણસો તેઓ ખાતા નથી અથવા વપરાસમા લેતા નથી, પણ એ ઉપરાંત તેઓ બીજું સઘલું ખાયછે. તાંહાંની નદીઓમાં સોસવાટ ઉભાઇ જાયછે, જેને મારીને તેઓ ખાયછે. તેમજ સરપ, ઘલોડી અને એવાં બીજાં જનાવરોને પણ તેઓ ખાધામા વાપરેછે. પણ સઉથી રમુજી બીના એ છે કે સફેદ રંગના પરાંણીને બરમીસ લોકો અજાએબ જેવું માન આપેછે. સફેદ ખબુતર, સફેદ ગાય વગેરે જે જાનવરોમાં સફેદ રંગ નવાઇનોછે, તે જાનવરો વીશે તેઓ એવું ઉંચું મત ધરવેછે કે જો રસતામા ચાલતાં એકુ સફેદ મરઘો ઇઆ સફે

વાંદરો નજરે પડયો તો એ લોકો તરત ઉભા રહી તેનો નમશકાર કરેછે !

એજ સબબને લીધે બરમાં દેશમાં "સફેદ હાથી" ને લગતો રવઈઓ પડી ગયોછે. એકેક મોટા સફેદ હાથીને રાજાને ખરચે મોટા દબદબાથી પાલવામા આવેછે. તેને "મોટા નામદાર સફેદ હાથી સાહેબ" એવું નામ આપેલું હોયછે. તેના પગમા, કાનમાં, સુહુનમાં તથા ગલામાં કીમતી ઘરેણા પેહેરાવામા આવેછે. તેને રાખવા માટે એક મેહેલ બાંધેલો હોયછે તથા તેની એક નાહાની જેવી દરબાર સથાપેલીછે, જેમા "હાથી સાહેબ" ના વજીર અથવા ગુરૂ તથા ખીદમતગારોનો રસાલો રાખેલોછે. તે હાથીને ઉંચામા ઉંચો પોશાક પેહેરાવામા આવેછે તથા ઉંચાં પકવાંનો ખવાડવામાં આવેછે. લોકો તેને નમીને સલામ કરેછે. મોટા તેહેવારો તથા બીજા દીવસો ઉપર તેને ફેરવવા કાહાડેછે તથા મોટાં સરઘસોમાં રાજા અને શાહાજાદાઓની પછવાડેજ, વજીરો અને સરદારોની આગમચ તેને ચાલવાનો હક સમજવામા આવેછે. બરમા દેશના સફેદ હાથીનાં એવાં એક સરઘસનું ચીતર આ બાબતને મથાલે આપયુંછે.

---

## અલાહાબાદ શેહેર.

હીંદુસતાનમાં ઉતર તરફ ગંગા અને જમણા નામની પવીતર નદીઓ જાંહાં એકઠી મલીછે, તાંહાં સમાગમની ઉપરજ અલાહાબાદનુ જુનુ અને નામીચું શેહેર આવેલુ છે. સમાગમ ઉપર નદી ૦ાા માઈલ પોહોલીછે. ગંગાનું તલીઉં ૧ાા માઈલ પોંહોલુછે. હીઆં જમણાના પાંણી નીરમલ અને આસમાની રંગનાંછે, પણ ગંગાના પાંણી હંમેશાં ગદલાં રેહેછે, તથા ચોમાસાંમા જમણા પણ લગાર ગદલી થાયછે. જમણાના કીનારા ઉપર શેહેર બાંધેલુંછે અને સમાગમ આગલ મોટી જાતરા તથા મેલો ભરાયછે. જમણાના કીનારા ઉપર બાંધવાથી આ શેહેરની જગા ઘણી સારી સુંદી કાહાડવામા આવીછે, પણ તેની બાંધણી ઉપર કાંઈ ધેઆન આપેલું દીસતું નથી.

બીશપ હીબરના કેહેવા મુજબ એ શેહેર "નાહાનું ગરીબડાં ઘરોનું તથા સાંકડા મોહોલાઓનું છે." યુનાની અને રૂમી ભુગોલ વીદીઆમા "પાલી બુધરા" નામનુ જે શેહેર જણાવેલુંછે, અને જે એક વીદવાનના કેહેવા મુજબ "પટાલી પુરા" છે તથા જે "પટાલી" નામની દેવી ઉપરથી નીકલયુંછે, તેજ શેહેર અલાહાબાદ છે, એવું કેટલાકો માનેછે. પણ વલી બીજાઓ એ શેહેરને અસલ પટના ગણેછે. હીંદુઓમાં એ શેહેર "પરયાગ" ને નામે ઓલખાતું હતું, પણ અકબર બાદશાહે તેની જાહોજલાલી ઘણી વધારી તથા તેનુ નામ અલાહાબાદ રાખ્યું.

દીલીની શાનશાહાત પડી ભાગા પછે સને ૧૭૫૩ મા આ શેહેરને આઉદના વજીર સફદરજંગે જીતી લીધું હતું, જેની તરણ વરશ આગમચ ફરકાબાદના પઠાંણો તેને લુટી ગયા હતા. ૧૭૬૫ માં એ શેહેર ઈંગરેજોને ને તાબે થયું, જેઓએ તેને દીલીના નામના પાદશાહ શાહા આલમના રેહેઠાંણ તરીકે રાખયું. ૧૭૭૧ મા એ શાહા અલાહાબાદને છોડી જવા પછે ઈંગરેજોએ તેને આઉદ ૧૭૭૩ નાં કોલકરારો મુજબ આઉદના નવાબને સવાધીન કીધું, જે પછે ૧૮૦૧ માં નવાબે ઈસટ ઈનડીયા કંપનીને તે પાછું હવાલે કીધું. આ સઘલા રાજદુવારી ફેરફારોથી અલાહાબાદ એટલુંતો માઠી અવસથામાં આવયું કે ૧૭૮૨ માં હાડજીસ નામનો લખનાર ગયો હતો, તે લખેછે કે એ શેહેરમા થોડાંક જાવલીના ઝુહુપડાંઓ સીવાએ બીજી કોઈ ઈમારત શેહેરમાં નજર પડી નહી હતી, અને તેમા ફકીરી હાલત એટલી બધી હતી કે અલાહાબાદને ફકીરાબાદનુ નામ આપયું હતું.

અલાહાબાદ શેહેરે પોતાની જાહોજલાલી ઘણી ખોહી દીધીછે, તોપણ ઈંગરેજી રાજની ખુબીથી તે ધીમે ધીમે પાછું ચહડતું જાયછે. અલાહાબાદ શેહેરમાં ૧૮૦૩ માં માતર ૨૦ હજાર માણસની વસતી હતી, પણ ૧૮૩૪ માં તે વસતી વધીને ૪૫ હજાર શુધી થઈ હતી. તારપછે હજી વસતી વધીછે અને આસરે ૮ હજાર ઘર ધારવામાં આવેછે. ઉપલી ગણતરીમા લશકરને લીધું નથી. અલાહાબાદને લશકરનુ એક મુખીઅ મથક બનાવયુંછે, તેથી તથા વલી વાવીઅખુણાના પરાંતોની આબાદીથી તથા ગંગા નદીમા બારકસો ચાલું કરવાથી તથા છેલે હવે અલાહાબાદમા રેલવે થવાથી એ શેહેરનો દાહાડો ફરી જતાં વાર લાગશે નહી. અલાહાબાદની કાંપમાં શુંદર બગીચાઓ સાથના મોટા બંગલાઓ, અને ફરતાં જાહાડો રોપેલા રસતાઓ બંધાયાછે. સને ૧૮૩૯ માં તાંહાં પેહેલ વેહેલું દેવલ બંધાયું હતું. ટુકમા એ શેહેરના છાવણી તરફના દેખાવની ઘણી તારીફ થાયછે.

પાસેના સફા ઉપર અલાહાબાદના કીલલા માહેલા મેહેલનો ચીતાર આપયોછે. એ કીલલો અલાહાબાદની જુની ઈમારતોમા સઉથી અગતની ઈમારત છે, તથા તેની આગલી જાહોજલાલીની સઉથી સરસ નીશાણી છે. એ કીલલો, પાદશાહ અકબરનો બંધાવેલો છે. ગંગા અને જમણાના સમાગમની બરાબર ઉપર કીનારેથીજ તેને બાંધેલોછે. તેનો ઘેરાવો આસરે ૨૫૦૦ વારનો છે, તે રાતા ફતરનો બાંધેલો છે અને ઘણો મજબુત ગણાયછે. હીબરના લખવા મુજબ એ કીલલો ઘણો ઉમદા છે, અને "બાહેરના દેખાવથી તે જેટલો જમાનાને તાબે થયોછે, તેટલોજ અંદરની મરામતથી તે મજબુત થયોછે." તેનો દરવાજો ઘણો બુલંદ મેહેરાબદારછે, જેની ઉપર મોટો ઘુંમજ અને અંદર દીવાનખાનુ તથા ગાલેરીઓ કરેલીછે, તથા તે મધે ચીતારો ચીતારેલાછે અને બીશપ હીબર કેહેછે કે "એક કીલલાનો આવો દરવાજો મેં મારી મુસાફરીમા કેથે જોયો નથી." એ કીલાના હથીઆરખાનામાં ૩૦ હજાર માણસને પુરાં પડે એટલાં હથીઆર તથા ૩૦ તોપો છે. તેમા મોટી બરાકો લશકરને માટે બાંધેલીછે. એ કીલલાને બાંધવાનો ખરચ ૧ાા કરોર રૂપીઆનો ગણાયછે.

પડોશમા ચીતારેલો શુંદર મેહેલ એ કીલલા મધે બાંધેલોછે. તે ઉપરથી બે નદીનો ઘણો શુંદર દેખાવ નજરે પડે એટલી ઉંચાઈએ તેને બાંધેલોછે. એ મેહેલના મજલાઓને ફરતી અગાસીઓ બાંધેલી છે. તેવા બે મજલા છે



અલાહાબાદના કીલ્લા મધેનો મેહેલ.

અને બીજાં મજલાપર શુંદર બંગલીઓ બાંધેલીછે. આ મેહેલની અગાસી ઉપર તથા બંગલી ઉપર ઘણી રોણકદાર અને બારીક નકસી કરેલી છે, બલકે આખો મેહેલ નકસીદાર છે, અને જાંહાં જોઇએ તાંહાં નકસી છેક પાયાથી છાપરાં શુધી જોવામા આવેછે. એ મેહેલનો ફરતો ઓટલો અને તે ઉપર હીંદુ ઢપમા બાંધેલા નકસીદાર થાભલાઓની હાર તેની શોભામા ઘણો વધારો કરેછે. એ મેહેલની આસપાસ સઘલી ફરસબંદી કરેલીછે અને તેની સામે એક મોટો કુવો બાંધેલો છે. એ મેહેલમાં દીલીના પાહાદશાહો મોજને ખાતર આવતા હતા, પણ તેમા હાલ ઈંગરેજના લશકરી અમલદારો મજાહા કરેછે.

આ કીલલાની પડોશમાં એક મોટું મેદાન બાંધેલું છે, જે પસાર કરવા પછે જુમા મસજીદની ઈમારત આવે છે. એ મસજીદ સાદી બાંધણીની પણ બુલંદ અને લપકાદાર છે. એ પણ જમણાના કીનારા ઉપર આવેલી છે. ઇસટ ઇનડીયા કંપનીના હાથમા અલાહાબાદ શેહેર આવયા પછે આ મસજીદમાં શેહેરનો જેનરલ વસતો હતો, જે પછે ઈંગરેજોના ખાનાપીના તથા નાચ તેમા થતા હતા, પણ પાછલથી એ મસજીદ મુસલમાનોના ધરમને માટે પાછી આપવા છતાં, મુસલમાનો તેને અપવીતર વીચારેછે અને જાજી ચાહાતા નથી. જાંહાંગીરશાહાના બેટા ખુશરોની કબરવાલી ઈમારત પણ અલાહાબાદ શેહેરમાં ઘણી નામીચી છે. તે શુંદર અને ચોખુંદ છે તથા તેને ફરતી કંગુરા સાથની દેવાલ છે. તેની અંદર મુસાફરોને માટે ઉતારા બાંધયાછે; એક મનમોવન બાગ બનાવેલોછે તથા તરણ ઘણી શુંદર બાંધણીની કબરોની ઈમારતો બાંધેલીછે.

અલાહાબાદ શેહેર જોકે હીંદુઓની પવીતર નદીઓના સમાગમપર છે તથા જોકે હીંદુઓની જાતરાનાં મથક દાખલ અસલથી ગણાયછે, તોપણ એ શેહેરમા હીંદુ બાંધકામો જાજાં નથી. કીલલાની અંદર એક મીનારો છે કે જે ભીમસેણની યાદગારીને માટે બાંધેલો કેહેવાયછે. તે ૪૩ ફીટ ઉંચો છે, તથા આકારમાં ગોલ છે. સને ૧૭૯૮મા કીલા મધે ફેરફાર કરતી વેલા એ મીનારો તોડી પાડયો હતો, પણ તારપછે તેને પાછો બાંધયો છે. તેના ઉપર કાંઈ અસલી સંસકરીત ભાશામા પુશકલ લેખો છે, પણ તે ઉપરથી એ મીનારાનો સને માલમ પડતો નથી. અલાહાબાદના કીલાની નીચે, જમીનની અંદર એક દેહડું કોરેલું છે. એક લાંબા ઢોલાવને રસતે તેમા દાખલ થવાયછે. તે ચોખુંદ છે, તથા થાભલાઓની ઉપર તેનુ છાપરૂં ટેકવેલું છે. એ દેહડાંની વચોવચમાં એક લીંગની મુરતી છે, તથા એક મરી ગયલાં ઝાહાડ ઉપર પુંજારીઓ પાંણી સીપયા કરેછે. જમીનની તલે હોવાથી તેમાં પાંણી ટપકયા કરેછે અને વેહેમીઓ એવું વીચારેછે કે સરસવતી નદી તાંહાંથી ૪૦૦ માઇલ દુર સરહીંદ ખાતે થાણેસર આગલ રેતીમા બેમાલમ થઈ ગઈછે, તે પાછી હીંઆં ફુટી નીકલે છે! એજ દેહેડાંની બાહેર કીલલાની અડોઅડ નદીઓ મલેછે, તાંહાં હજારો હીંદુઓ નાહાવા જાયછે. આગલ તો આ ઠેકાંણે તેઓ ડુબી જઇને પોતાના જીવ આપતા હતા, પણ હાલ તેનો ઘણો અટકાવ થયોછે.

## "સોનાની ચલ્લી."

માહાલખશમી, ખંબાલા, વાલકેશવર, પરેલ, મજગાંમ વગેરે લતાઓ ઉપર ઘણીક ચલ્લી બાઇઓ વસેછે. કોટ, બાહારકોટ, ધોબીતલાવ, ચરનીવાડી ઇઆ ખેતવાડીમાં ચલ્લી બાઇઓની વસતી નથી, એમ સમજવું નહી. પણએ પાછલાં ઠેકાંણાની ચલ્લીઓ જારે પોતાના ખુદરતી પીછાંમાં ખીલેછે, તારે ઉપલા વધારે સારા બાગોની ચલ્લી બાઇઓ સોના રૂપાં, હીરા મોતી વગેરે હોનર કામથી વધારે દીપેછે. બીજા બોલોમા બોલીએતો કોટ અને બાહારકોટના કરતાં મજગાંમ ઇઆ માહાલખશમીની ચલ્લી બાઇઓ આદમી જાતની સાધારણ નજરમાં વધારે ચહડતા વરગની છે. તેઓ ગોયા "સોનાની ચલ્લીઓ" છે.

તેઓ રૂપાલી, સોભીતી, અને ખુબસુરત છે. તેઓનો ઘાટ ઘટમ સોહામનો છે, તેઓનુ કદ દેખામણું છે. તેઓનો બાંધો નાજુક છે. તેઓ ચાલેછે તારે હાંસની મીશાલે ઠેકું કરેછે, મોરની મીશાલે પગલાં ભરેછે અને તીતરની મીશાલે થમક થમક કુદીને તથા લેહેંકો કરીને કદમ મેલેછે. તેઓની આંખો ચલકે છે, નાક અનીઆરૂં રેહેછે, મુખરો હસેછે, અને ગરદન મરોરદાર પેચ ખાયછે.

આ "સોનાની ચલ્લી" ઓનો સણગાર પણ અછો છે. કાચોકો અને સુંદરીઓ ઘરમા પેહેરે છે, તથા સાટીન અને મખમલમા બાહેર લપેટાય છે. તાસ અને તનછોઇની કાંચલીઓ છે, તે પર કસબ અને જરીની કોર છે. સુસના ગાલાની ઈજારો છે અને બંગાલી નેટના સદરાઓ છે. કાંન ચોકરાં, લવંગ અને એરીંગથી ભરેલા છે, નાકમાં નથના મોતી અને સુજની જીહુલાઈ પડે છે, છાતી પર મોતીની માલા અને હીરાના હાર વલ ખાય છે, હાથમાં બાંગડીઓ દીપે છે, બાજુ પર ઘુંઘરીઓ ખણખણે છે, અને આંગલે આંગલે વીટીઓ છે.

આ ચલ્લી બાઇઓ ઘણુ કરીને વાડીઓમાં વસેછે. તેઓ બાગ બગીચાઓમાં ઉડયા કરેછે. તેઓને રેહવાના પીંજરાં સોનેરી છે. તેઓને ખાવાના વાસણ રૂપેરીછે. તેઓને લેટવાના પલંગ સીસમી છે. તેઓને આવવા જવાના બારકસો પાદશાહી દબદબાના છે. તેઓની જીંદગાંની આરામ અને નચીંતથી ગુજરે છે. તેઓને ચરવાનું ખાનપાંણ સઉથી સરસ જાતનું મળે છે. ખાધું કે આરાંમ લીધો અને આરામ લીધો કે ખાધું એજ તેઓના જનમારાનું ગોયા કામ છે.

આવી ચલ્લી બાઇઓ મજગામ, પરેલ, માહાલખશમી, વાલકેશવર વગેરે લતાઓ ઉપર નજરે પડેછે. તેઓને જોવાની અનજાંના લોકો હાંસ રાખે છે, પણ તેઓને અછી રીતે ખુબ ચોપથી પાલેલી હોય છે, કે તેઓ જાજી નજરે પડતી નથી. તેઓ બાગ બગીચામા ફરતી હોય, પણ અનજાનાને જોઇને પીંજરામાં જાયછે. તેઓ બંધ ગાડીમા જતી હોય, પણ અનજાનાઓને જોઇને પડદા નીચે તાંણે છે. તેઓ લગન વેહામા જાયછે, પણ લોકોની આગલ સોડ ઘણી નીચે તાંણેછે.

આવી ચલ્લીઓના ચલ્લાઓ ઘણું છુટાપણું ભોગવે છે. તેઓ બાહાર ઉડતા ફરેછે. તેઓ પોતાના વર

ગના મલ્લાઓ વચે સઘલો વખત ગુજારેછે, એટલુંજ નહી પણ ઘણા ઉતરતા વરગોના અને ખરાબ આબરૂના મલ્લાઓ સાથ ખરાબ બાજીમાં ભેલાયછે, અને તો પણ તેઓ પોતાની મલ્લીઓ ઉપર ઘણો અટકાવ અને આં કોશ રાખેછે. જો કે તે મલ્લીઓની પાંખ નથી અથવા તેમને ઉડવાની શકતી નથી, તો પણ તેઓને ઉડી જવાની તે મલ્લાઓ ઘણી ધાસતી રાખતા હોય તેમ તેણીઓ ચાકરો નફરોના ગોથા ચોકી પેહેરા તલે રાખેછે.

આ મલ્લીઓને પોતાના બાલ દેખીતા રાખવાનો હુકમ નથી; પોલકા અથવા બદીઆંનો પેહેરવાનો હુકમ નથી; મોજાં બુટ પેહેરવાનો હુકમ નથી. આ સોનાની મલ્લીઓને ઈંગરેજી શીખવાનો હુકમ નથી; જાજું વાંચવા લખવાનો હુકમ નથી; પોતાની સહી મીતી પર ચીઠી લખવાનો હુકમ નથી. આ મલ્લીઓને બાહાર બર વાસ જવાનો હુકમ નથી; ઉંઘાડી ગાડીએ ફરવાનો હુકમ નથી; નાટકશાળા તથા ગાએણશાળામા જવાનો હુકમ નથી; ખીંટીગોમા ઈઆ મીજલશોમા જવાનો હુકમ નથી.

આવા હુકમોથી આ મલ્લી બાઈઓ સઘલાં સુખ છતાં ઘેરાયલીને ઘેરાયલી રેહે છે. તેઓ ગોંધાઈ રેહેવાથી દુનીયાંદારી તેઓ થોડીજ સમજે છે. બંધ થઈ રેહવાથા છુટાં થવાની ખાએશ બીજી છુટી મલ્લીઓ કરતાં તેઓની ખાએશ વધારે છે અને જે મલ્લીને ઘટતી તાલીમ આપવા પછે છુટી મેલી હોય તેના કરતાં તેવી બંધ રાખેલી મલ્લીને જારે તક મલે તારે ઉપ્પડી જવા અથવા ઉડી જવાની વધારે ધાસતી રેહ છે. તેઓ શેહેરમાં કોઈ વાર બીજી બેહેનીઓને પોતાના ભરતારો અથવા ભાઈઓ સાથ ફરતી જોય છે, કોઈ વાર તેમના સાથ મોરીનાસની દુકાનમાં મોજ મારતી જોય છે, કોઈ વાર નાટકશાલાઓમા તમાસાથી દીલખુશ કરતી જોયછે અને તારે આ "સોનાંની મલ્લી" ઓ પોતાનું સઘલું સોનુ રૂપું ભુલી જાય છે, પોતાના સુખ અને એશઆરામને ભુલી જાય છે, પોતાની આ બેહેનીઓની અદેખાઈ કરેછે અને પોતાના મનમા બલાપાથી બલે છે.

એક "સોનાની મલ્લી" વીચાર કરે છે કે "મારા સઘલાં સુખ અને દમામ છતાં શેહેરની ખુદરતી મલ્લીઓ વધારે સુખી છે, વધારે તનદરોસત છે અને વધારે કુવતમંદ છે. મારા હીરા મોતીથી મઢેલા ચેહેરા કરતાં તેનો ખાલેશ ખુદરતી ચેહેરો વધારે ખુલેછે. તે ચેહેરા પર ખાસ વધારે ચહડેલુંછે, ગાલ વધારે ગોલાબી છે, હોઠ વધારે લાલ છે, બાલ વધારે સોભીતા છે. મારા મરઘી ગોસતના ઉંચા ખોરાક છતાં આ શેહેરી મલ્લીઓ કદે વધારે કદાવર, કાઠીએ વધારે કુવતવાલી અને બધાંએ વધારે સુખી છે. તેને કાંઈ નાક કાનમાં આંધરાં પાડવા પડતાં નથી; તેને કાંઈ હાથ પગમાં દાગીના ઘાલવા પડતા નથી; તેને કોઈ 'આંથાંનો દુખારો,' 'હીસટીરીઆ' કે બીજો રોગ નથી."

એવી આપણી ઘણીક સોનાની મલ્લીઓની હાલત છે. શેહેરી મલ્લીઓ "સોનાની મલ્લી" વીશે તરેહવાર ઉંચાં મત બાંધે છે; તેમની હાલત પસંદ કરે છે તથા તેમના જેવી થવા માંગેછે, પણ "સોનાની મલ્લી" ઓ પોતાની હાલત પર નાસબર છે, અને "શેહેરી મલ્લી" થવાને પસંદ કરેછે. "સોનાની મલ્લી" ઓને ખરેખર સોનાના મુલની- કરવાનુ મલ્લાઓના હાથમા છે. પણ તેઓ વધારે એકલપેટાપણાથી પોતાનું વધારે તાહાડું કરેછે અને બીચારી મલ્લીઓને પડતી નાખેછે. શેહેરી મલ્લાઓને જોઈને તેઓ જરા જરા સુધરે છે અને પોતાની મલ્લીઓને હમણા હમણા વધારે છુટ આપતાં શીખયાછે. પણ તેઓ આવા સુધારાની નકલ કરનારા નહી પણ પેહેલ કાહાડનારા હોવા જોઈએ, પાછલ ચાલનારા નહી પણ આગલ ચાલનારા હોવા જોઈએ.

---

## પેટ.



આપણા બદનના સાંચાનો એક મુખીઅ અને અગતનો ભાગ આપણા પેટમાં ગોઠવેલોછે. માથાંમાં ભેજું ગોઠવેલુંછે, જે માણસની સમજણ ઉપર સતા ચલાવેછે. દોકાંમાં ઈંદરીઓ રાખાછે, જેથી બાહેરની વસતુઓની પીછાંણ કરીએ છઈએ. છાતીમાં દમ લેવાના તથા લોહી ફેરવવાના યંતરો ગોઠવેલાંછે, અને પેટમાં ખોરાક પચાવવાના તથા તેના ગલીચ ભાગને બાહેર કાહાડી નાખવાનાં યંતરો આવેલાંછે. એ ઉપરથી માલમ પડેછે કે પેટમાંના અવીઅવો માણસની જીંદગીમા માહાભારત અગત ધરાવે છે. માણસના જીવતરનો સઘલો આધાર ખોરાક ઉપર છે. ખોરાકથી પુશતી મળેછે, તનદરોસતી મળેછે અને જીવાયછે, પણ તેટલા માટે ખોરાક સારી પઠે પચવો જોઈએ છે અને નહી પચતી ચીજ બાહેક નીકલી જવી જોઈએછે, જો એ કામ બરાબર નહી થાયતો તેથી તરેહવાર દરદો નીકલેછે અને માણસ જાતને થતાં દુખોમાં પોણાંથી વધારે ભાગ એ કારણથી ઉતપન થાયછે.

એટલા માટે પેટમાના આ અગતના યંતરોનું થોડુંક ગ્નાન મેળવવાનો, બદનના બીજા ભાગોની તપાસ કરી રેહવા પછે હવે વખત આવયોછે. પેટમાં ગોઠવેલાં એકેક યંતરની તપાસ હવે પછેના અંકોમાં લઈશું, પણ તેટલાં યંતરોને રાખવાના આ મોટા પેટારા પેટ વીશે થોડીક માહેતગારી મેળવવાની પેહેલે અગત છે. પેટની અંદરના ભાગો કાંહાં કાંહાં ગોઠવેલાછે, તે માતર બાહેરથીજ આ પણ જાણી શકીશું, પણ એ બાબે આપણા લોકોમા ઘણું અનજાનપણું જોવામા આવેછે. જો પુછીએ હોય કે કલેજું કાંહાં છે? તો કોઈ વાંચનારી બાંનું પેટની વચોવચમાં દેખાડશે અથવા કોઈ પેટની દાવી બાજુએ દેખાડશે, પણ કલેજું વચમાબી નથી અને દાવી ગમ પ

ણુ નથી. તેતો પેટમાં જમની બાજુએ આવેલુંછે. એજ પરમાણે બીજા અવીઆયો વીશે પણ ઓછી સમજ હોય, તે પેહેલાં સુધારવી ઘટેછે.

પરથમ સવાલતો એછે કે જેને આપણ પેટ કહીએ છઈએ તે કાંહાંથી કાંહાંવેરનું છે ? છેલી પાંસલીથી તે પીઠુ સુધી પેટની હદ છે. પેટનો પડદો જેની સમજ ગયા અંકમા આપીછે, તે પેટનો ઉપરનો છેડો છે, અને પીઠુ તથા ફુલાંનાં હાડકાં પેટનો નીચલો છેડો છે. પેટની આગળનો ભાગ પોચોછે, તે નરમ માસના લોચા અને ચામડાંનો બનેલોછે તથા પેટની પાછળનો ભાગ કઠણ છે, તેમાં મુખીઅ કરી કમરના કાંઠાનું હાડકું આવેલુંછે. પેટ બધી ફરતો બાજુએથી ગોલ છે. કમર આગળથી બેહુ બાજુએ તેમાં વાંક આવેછે અને તે વાંકનો હેઠલથી થાપા તરફનો ભાગ ઉપસેલોછે. એ ગોલ વાંક તથા ઉપસાટ બદનને ઘણી ખુબસુરતી આપેછે અને અગત કરીને ઓરત જાતમાં તેની શોભા ઘણી વધારે છે.

આ પેટની અંદર હોજરી, આંતરડાં, કલેજું, પીતો, તલલી, ગુરદા, બુકા અને ફુકકાનો એક ભાગ એટલાં અવીઆયો આવેછે. ફુકકો પીસાબથી ભરેલો હોયછે તારે તેનો ભાગ પેટના નીચલા ભાગમા જાયછે, તેમજ ગરભસતાંનમાં ગરભ હોયછે તારે ગરભનું પણ બનેછે. પેટના બાહેરના દેખાવનું ચીતર ઉપર આપયુંછે, પણ વધારે સમજને માટે આડી તથા ઉભી લીટીઓ દોરીને પેટના ૯ ભાગ બતાવયાછે. એમાનો 1 નીશાંણુવાલો પેહેલો ભાગ જે પેટની વચોવચમાં આવેલોછે, તેને પીપડીનો ભાગ કેહછે, તે મધે હોજરીનો વચલો ભાગ અને જમણો છેડો તથા કલેજાંનો દાવો ભાગ મુકેલોછે. તેની નીચેના બીજા (2) કુતીવાલા ભાગ મધે મોટાં આંતરડાંનો ઉપલો ભાગ તથા નાહાનાં આંતરડાંનો પણ ઉપલો ભાગ આવેલોછે. તેની હેઠલના ૩ જા (3) અથવા પીઠુવાળા ભાગમા નાહાના આંતરડાંના નીચલાં ગુંચડાં તથા બુકા અને ગરભસતાનનો એક ભાગ આવેછે.

વચલાં પેટની જમની બાજુએ 4, 6 અને 8 નીશાનવાળા ભાગો આપેલાછે. એમાના પેહેલા જમની પાંસલી આગળના ભાગ મધે કલેજાંનો જમનો ભાગ, પીતો, નાહાના આંતરડાંનો એક ભાગ, મોટાં આંતરડાંની જમની વલન, જમના બુકાનો ઉપલો ભાગ તથા તેનું પડ આવેલુંછે. જમની બાજુએ તેની હેઠલનાં જમની કમર તરફના (6) ભાગમા મોટાં આંતરડાંનો ઉપર ચહતો ભાગ, જમના બુકાનો હેઠલો ભાગ, તથા નાહાના આંતરડાંનો થોડો ભાગ આવેલોછે. એથીબી નીચે જમની જાંગ તરફના ભાગમા નાહાના આંતરડાંનો છેડો તથા મોટાં આંતરડાંના ઉપર ચહડતા ભાગનું મોહોડું અને પીસાબ લઈ જનારી જમની નલી આવેલીછે.

હવે પેટની દાવી ઘોરડુના તરણ ભાગની તપાસ રહી છે. એના છેક ઉપલા દાવી પાંસલીના (5) ભાગમાં હોજરીનો દાવો છેડો, તલ્લી, મોટાં ઉતરતાં આંતરડાંની વલાંણ, દાવા બુકાનો ઉપલો ભાગ, તથા તેનું પડ આવેલુંછે. તેની હેઠલ કમરના દાવી ગમના ભાગ (7) માં મોટાં આંતરડાંનો હેઠલ ઉતરતો ભાગ, દાવા બુકાનો નીચલો ભાગ, અને નાહાના આંતરડાંનો એક ભાગ આવેછે. છેક હેઠે (9) દાવી જાંગ આગળના ભાગમાં મોટાં આંતરડાંનો છેલો વાંક વાળો ભાગ, તથા પીસાબ લઈ જનારી દાવી નલી આવેલીછે.

એ ઉપરથી જણાશે કે હોજરીનો મુખીઅ ભાગ પેટની વચોવચમાંછે, કલેજાંનો મુખીઅ ભાગ જમની બાજુએ છે, પીતો જમણી બાજુએ છે અને તલ્લી દાવી બાજુએ છે. બુકા જમના અને દાવા બે છે તથા તે જમની અને દાવી પાંસલીની હેઠલ છે. આંતરડાં મોટાં અને નાહાના બે છે. મોટાં આંતરડાંનો છેડો જમણી બાજુએ છેક જાંગ આગળ આવેલોછે, જાંહાંથી એ મોટો નળ ઉપર કમરના જમણા ભાગ સુધી આડી વળાંણ લીએછે, અને કમરના દાવા ભાગ આગળ બીજી વળાંણ લઈ નીચે ઉતરેછે, તે દાવી જાંગ આગળ પુરો થાયછે. એ મોટા નળની વચે નાહાના આંતરડાંછે જેનો થોડો થોડો પેટના લગભગ સઘળા ભાગોમાં પોંહાંચી વળયોછે.




એ રીતે માણસનું પેટ બનેલું છે. તે માહેલા સાંચાની વધારે સમજને માટે હીઆં એક બીજું ચીતર આપીએ છઈએ, જેમા પેટ મધેના આખા સાંચાને તેની ખુદરતી હાલતમાં ચીતારયોછે. એમા ખોરાક પેટમા લવવાનો નળ (a) છેક ઉપર આવેલોછે, તે નળ (b) હોજરીમા જાયછે. (c) તે હોજરીનું જમણી બાજીનું મોહો છે, જે નાહાના આંતરડાં (d d) ને લાગેલું છે. એ નાહાના આંતરડાં સઘળાં વળખાઈને પડેલાંછે, પણ પેટની જમની બાજુએ હેઠેથી તેનો એક છેડો મોટાં આંતરડાં (e e) ને વલગેલોછે. એ આંતરડાં ઉપર ચહી, હોજરીની તલે વાંક લઈ દાવી દાવી બાજુએથી પાછાં હેઠલ આવેછે. પીત લઈ જનારી નળી (i) હોજરીના જમણા મોહોડાંની પાસેજ છે, જેની ઉપર કલેજું (l) છે તથા તેનીજ પાસે પીતો (m) છે. દાવી બોરદ ઉપર હોજરીની પાસે (o) તલ્લી આવેલી છે.

## કોરીની કાંહાંની.

કોરીકામ અથવા ચીનીકામનો સામાણ માણસ જાતની સગવડ અને સણગારનું એક મુળ છે. કોરીના પેઆલાં રકાબીથી તે કોરીની મોટી બરનીઓ, ફુલના કુંડાંઓ અને દીવાનખાંનામા મેળવાના "વાસ" સુધી તરેહ

વાર કદ, તરેહવાર આકાર, તરેહવાર રંગ અને તરેહવાર ચીતરો તથા નકસીના વાસણો બનાવામા આવેછે. એક કોરીનું વાસણ ભાગેછે એટલે રદ થાયછે, અને તેવાં કરોડો વાસણને દુનીયાના કરોડો આદમીઓ દરરોજ વાપરેછે તથા ભાંગેછે, પણ એ એક વાસણ બનાવા પર કેટલી મેહેનત લાગેછે અને કેટલો ખરચ લાગેછે, તે કેવું સુભારૂં બનાવયું છે અને ગોયા કાગળ હોય તેમ તે પર કેવા આબેહુબ ચીતાર પાડયાછે, અને છેલે એ હોનર કેટલો સુધરયોછે તથા વધયોછે તેનો વીચાર કરવો તે ગોયા દુનીયાંના સુધારાની આખી તવારીખ વાંચી જવા બરાબરછે.

એ કોરીની જીંદગી કથા અને કાંહાંની ભરેલી છે. કોરીનો હોનર હાલ સુધરાઈના નુકતા ઉપર આવયોછે, પણ તેની બનાવટ તથા હાલની હસતી સાથ થોડી મેહેનત અને થોડી જેહેમત જોડાઈ નથી. એ હોનરની આખી તવારીખ આતરે પરગટ કરવાની ધારણા નથી, પણ તેની તવારીખમાની એકજ કાંહાંની ઉપર હીઆં વીચાર કરીએ છઈએ. તે એ હોનરને ઈંગલંડમા દાખલ કરતી વેળાની કાંહાંની છે. જોકે કોરીકામનો હોનર છેક જુનામા જુના જમાંનાથી જણાયલો જણાવવામા આવેછે, તો પણ યુરોપખંડ કે જાંહાં હાલ તે સઉથી સરસ સણગાર આપેછે અને જાંહાંના એ હોનરના નમુના ઉપર આપણ ઘણીવાર અચરતીથી આફરીન કરીએ છઈએ તાંહાં એ હોનર કાંઈ તેટલો જુનો નથી. તાંહાંતો તે છેક પાછળથી દાખલ થયલોછે.

જે વખતે દુનીયામા બેહેસત હતું તે વખતથી અથવા આદમ અને ઈવના જમાનાથી માણસ મટોડીમાથી વાસણ બનાવતાં શીખયો હતો, એમ કેહેવાયછે. તેના પેહેલા હોનરોમા માટીકામનો હોનર ગણાયછે. સેમોસના કુંભારો અને કોરીકામ બનાવનારાઓ છેક યુનાન દેશના હોમરના વખતમા વખણાયલા હતા. ચીન દેશમા હાલ જેવી કોડીની બાટલીઓ બનાવામા આવેછે, તેવી બાટલી પુરાતન મીસર તરફના કારોઆની કબરોમાથી મળી આવી છે. ફીડીયાસ અને માઈરો જેવા પુરાતન મુરતીકારો પોતાના પુતલાં બનાવાના હોનરમા તે વખતના કુંભારો વગેરેના જોડીયા હતા.

પાછલાં ચીનીકામના વાસણ યુરોપ મધે દાખલ કરવાનું માન સને ૧૫૧૮ મા પોરટુગીસ લોકોએ મેળવયું હતું. ઉગમણ તરફના દેશો કેવાં નાદર વાસણો બનાવી શકેછે તે જોવાની તથા વખાણવાની માતર તાલેવંતોનેજ શકતી હતી, પણ તે કેમ બનતાં તેનો તેઓને ખેઆલ પણ નહી હતો. વાસણો દાખલ કરવા પછે છેક ૨૦૦ વરસે એ હોનર યુરોપ ખાતે બનવા લાગો અને સને ૧૭૦૬ મા જરમની દેશ મધે સાકસની ખાતે પેહેલવેહેલાં ચીનીકામના વાસણો બનવા લાગાં. ઈંગલંડમા જરમનીની મીશાલે પેહેલાં એ હોનર ઘણો છુપો હતો. રખે બીજાઓ શીખે એવા વેહેમથી જેમ આપણામાથી ઘણો હોનર મરી ગયોછે, તેમજ આ ચીનીકામના હોનર વીશે એકવાર બનવાની ધાસતી હતી.

પેહેલી બારીમા એ હોનરને એટલો છુપો રાખયો હતો કે તેમા મજુરીના કામ ઉપર માતર "ઈડીઅટો" ને ઇઆને જનમથી મુરખ માણસોને રાખયાં હતાં. આવું હોવાથી આસટબરી નામનો નામીઓ કારીગર આ હોનર શીખવા મારે જાણેજોઈને ઢોંગથી મુરખ બનયો હતો અને મુરખ જેવા દેખાવથી કારખાંનામા દાખલ થયો હતો તથ ઘણાક વરસો તેણે તે કારખાંનામા કાહાડયાં તાંહાં સુધી તેવા મુરખનોંજ અવતાર રાખયો હતો. તેણે છુપી રીતે સઘળી નોધો કરી લીધી હતી તથા નમુનાઓ કાગળ ઉપર ઉતારી લીધા હતા. એ રીતે શીખીને બાહેર પડવા પછે તેણે એ હોનર દુનીયાંને જાહેર કીધો હતો.

એલડરસ નામના કારીગર ભાઈઓ આ હોનર શીખવા સારૂં જરમની ખાતે છુપા ગયા હતા. ચીની કામ બનાવાના સઘળા નુસકા તેઓ લખી લાવયા, પણ તેમા તેઓ પકડાયા અને તે નુસકા મેળીને તેઓને નાહાસવું પડયું. સારાં ભાએગે તેઓ લંડન પુગા જાંહાં આસરે સવા સો વરસ ઉપર તેઓએ ચેલસીયા ખાતે મોટું કારખાંનું સથાપયું. તાર પછે એ હોનર કેટલો વધયોછે તેનો એક દાખલો આ છે કે ૧૭૩૮ મા થોડાંક ગરીબ ગામડાંઓમા ૩૦૦૦ આ કામના કુંભારો હતા, પણ ૧૦૦ વરસ પછે ૧૮૩૮ મા તેઓની શંખયા ૪૫૦૦૦ ની થઈ. તે ગરીબ કુંભારો આજે લખશાપતી થયાછે. મીનટન, કોપલાંડ અને ડાવનપોરંટ જેવા નામીચા કોરીકામ બનાવનારા દરએકજણ પોતાના કારખાંનામા ૧૦૦૦ થી ૫૦૦૦ કારીગરો રાખેછે તથા દર માસે ૫૦ હજારથી ૧ લાખ રૂપીઆના પગાર આપેછે.

અગરજો એક પલેટને બોલતી કીધી હોયતો તે એટલાજ ઉદીઆગની વાત કેહશે નહી. એક રકાબી દેશદેશનો રોજગાર વધારેછે. ડેવન અથવા કારનવાલથી મટોડી આવેછે; તેને સફેદ કરવા સારૂં કેંટ ખાતેથી ગાર આવેછે; અને તેને સુમારી કરવા સારૂં નારવે અથવા સાકસનીથી તંકનખાર આવેછે. એક રકાબી છ તબકાના કામમાથી પસાર થાયછે. પેહેલાં તેને મટોડીમાથી બનાવેછે; પછે તેને આગમા લુંજેછે; તાર પછે તેને છાપેછે; તે પછે તેને પાલીશ કરેછે; તાર બાદ તે પર ઢોંર ચહડાવેછે; અને સેંકડો માઈલની મંજલે બેજારમા વેચાવા જાયછે અને તો પણ એક પલેટ એક બે આંનાની કીમતે મળી આવેછે.

—॥॥—

## બીવર.



જે નાહાનાં ચોપગાં જાંનવરોમાં કોતરી કોતરીને ખાવાનાં દાંત આપેલાછે, તેઓને જાનવરી વીદીઆમાં "રોડેનશીઆ" કરીને કેહછે. એ જાંનવરોનો આંકાર ઉંદરને મળતો આવેછે. એ જાતમાં નાહાનામા નાહાની લેરીખ

છે, અને મોટાંમાં મોટું સસલુ છે. ઉંદર અને સોસોલી ઉંએજ જાતનું છે અને આ બાબતને મથાલેનું બીવર જાંનવર પણ એજ વરગમાં આવેછે, એ જાંનવરોના કોતરવાનાં દાંત બે હોયછે અને ઘણા પાસે પાસેછે, એ દાંત સદા એકેક સાથ ઘસાયછે અને ખરી જાયછે, પણ જારે એક ખરી જાયછે અને તેની સાંમેના બીજા દાંતને ઘસવાનું કાંઈ નહીં હોતું, તારે તે બાકી રહેલો દાંત ઉગીને ઘણો મોટો થાયછે. આ જાંનવરોનું બદન આગલાના કરતાં પાછલા ભાગમાં વધારે જાડું અને ભારી હોયછે, જેથી કરીને તે ઘણું કરીને કુદકા મારતું દોડેછે.

બીવરનો આકાર ઉંદરના આકારને ઘણો મળતો આવેછે. પણ તેનું પુછડું સદા ચપટું અને લાંબું પણ ઇડાં રોકું હોયછે, તથા તેના ઉપર એક જાતનાં ભીંગરાં મઢેલાં હોયછે. તેના પાછલા પગ એવી રીતે બનાવેલા હોયછે કે જેથી પુછડાંની મદદ સાથે એ પરાંણી પાંણીમા અછી રીતે તરી શકેછે. તેઓ નદી કીનારા ઉપર રેહછે તથા જાહાડોની છાલ ઉપર જીવેછે અને તે દાંખલીઓને પોતાના ઘર બનાવવામાં કાંમે લગાડેછે.

પોતાના ઘર બાંધવામાં અને પોતાને માટે ખોરાક એકહો કરવામા બીવર એટલું દાહાપણ અને દુરઅંદેશી વાપરેછે કે જેથી જાંનવરી દુનીયાનાં દાહયાં પરાંણીઓમા એ પણ ગણાયછે અને તેની અકલ ઉપર માણશજાત અચરત થઈ આફરીન કરેછે. મથાલે આપેલાં ચીતરમાં જે ગોલ ઘુંમજ જેવાં ચીતારયાંછે, તે બીવરને રેહવાના ઘર છે, અને કોઇ પણ વાંચનારી બાનું સવાલ કરશે કે આટલાં નાહાના પરાંણી આવા મોટા ઘુંમજ સી રીતે બાંધી શકેછે. બીવરના આ કામનો હેવાલ ઘણો અજાએબ જેવો છે, અને તે ટુંકમાન હેઠલ ઉતારીએ છઈએ.

ખોદાતાલાએ બીવરને એવી શકતી આપીછે કે જેથી તેઓ એકડાં મલીને અને કોરી કોરીને મોટાં કદના જાહાડોને જમીનદોસત કરી શકેછે. તે જાહાડોની છાલ ખાઇને ડુલીઆં તથા દાંખલીથી પોતાના ઘર બાંધેછે. તેઓના ૧૫ કે ૨૦ કુટંબો સાથે મળીને પોતાનું ગામ વસાવેછે. પેહેલાં તો નદીને કીનારે એક જગા પસંદ કરી પાંણીને અટકાવા માટે એક દેવાલ અથવા બંદ બાંધી લીએછે. એ દેવાલ અલબતાં જાહાડના થડ, દાંખલી વગેરેની બનાવેછે, પણ વધારે અજાએબ જેવું એ છે કે ગોયા ઇનજનેરપણું જાંણતાં હોય તેમ તે દેવાલમાંથી પાંણીને નીકલી જવાના મારગો વટીક તેઓ બાંધેછે, અને પાંણીમા ધસી નહી જાય એટલી મજબુત દેવાલ બાંધેછે, તથા નદીના તલીઆંમાં તરણ ફીટ ઉંડા ખુંટા દાટેછે !

દેવાલ બાંધયા પછે આ શીઆનું જનાવર પોતાના ઘર બાંધવા પર લખશ લગાડેછે. તે ઘરને માટે પેહેલાં સારી પઠે મેહેનત કરીને દાંખલીઓ એકઠી કરેછે અને પછે તેમને બરાબર ગોઠવીને એક માચરો ઉભો કરેછે. તાર બાદ નદીમાથી કાદવ લાવી તે તેને આ માચરામાં ખરચી ચુનાને બદલે કામે લગાડેછે. આ બાંધકામ કરતાં એ મુગાં જાંનવરને કરીઆની થાપી જોઇએ, પણ તેના લાબાં, ચપટાં પુછડાંને થાપી તરીકે કામ લગાડેછે. આ પરમાણે પોતાને માટે બાંધેલાં ઘર ઘણા મજબુત અને સંગીન બનાવેછે. એવાં ૧૫ કે ૨૦ ઘર સાથે બાંધીને પછે શીઆલામાં તે ઘર મધેજ સઘલું વસવું કરેછે.

ઘર બાંધવા ઉપરાંત બીવરો શીયાલાને માટે ખોરાક એકહો કરવા મંડેછે. જાહાડોની છાલ અને ડુલીયાં પોતાનેજ માટે નહી પણ પોતાનાં આખાં ગામને પુરાં પડે એટલાં તેઓ એકડાં કરેછે. પારીસના જાનવરોના સંગરહસથાનમા એક બીવરને એક શખત શીઆલાની રૂતમાં થોડાંક આપલ ફળ તથા જાહાડની દાંખલીઓ આપવામાં આવી. તેણે એ દાંખલીઓને કાપીને એકસરખાં કદની કીધી અને તેમને એકેકમાં ભેલવીને એક ટોપલી બનાવી જેની અંદર તે પોતે ભરાયો અને ટોપલીના ખાંચાઓમાં પોતાના આપલ ખોસીયાં. એ રીતે શીયાલાના દીવસો ઉપર એ જાનવર પોતાના ટોપલીશેકાં ઘરમાં બંધ રેહછે અને મુદલ બાહાર સસરતાં નથી.

—

## ઘરનો ગવરનર.

---

### અંક ૫ મો.

---

### રાંધણીનો સામાન—ચુહુલા.

ઘર માડવા સારૂં ખાનાનો સામાન આપણુ ખરીદી ચુકાં. હવે રાંધણીનો સામાન લેવા જવું જોઇએ. રાંધણી અથવા બબરચીખાનામા ઘણી તરેહના સામાનની જરૂર પડેછે, અને આપણી રાંધણીઓમા તેમાનો ઘણો સામાન વપરાયછે. પણ તે બાબે સુધરેલાં દેશોની કલાએ કેટલી વધારે સગવડ કરી આપીછે, તે આપણે જાંણવું જોઇએછે અને તેટલા માટે આગલા અંકોની મીશાલે આ અંકમાં પણ તેવી કલાઓની આપણુ થોડી થોડી તપાસ લઈશું.

પરથમ રાંધણીમા ચુહુલા જરૂરના છે. આપણી રાધણીઓમા ચુહુલા આગમચથી બાંધેલા હોયછે, પણ થોડાજ ઘરોમાં તે જોઇતી સગવડ તથા સફાઈવાલા હોયછે. ચુહુલા એવા જોઇએ કે તેની ઉપર કામ કરતી વેલા ધુમાડાથી આંખને હરકત પોહોંચે નહી, ઇઆ કપડાંને દાયો લાગે નહી. વલી ચુહુલા એવા જોઈએ કે તે ઉપર થોડા વખતમા ઘણું કામ થઈ શકે, એકજ વખતે ઘણી ચીજ બની શકે. તે સાથે એવાબી ચુહુલા હોય કે થોડીજ જગા રોકે અને ગમે તાંહાં મંડાઈ શકે તો તેથી પણ સગવડમા વધારો થાયછે.

આપણી રાંધણીઓમાંના સાધારણ ચુહુલા એવી કીસમના નથી. મોટાં ખાના કરવાની વાડીઓમાં હારેદાર ચુહુલાઓ બાંધેલા હોયછે, અને તેથી કેટલી બધી જગા રોકાયછે. ઘરોમા મોટું ખાંનુ કરવું હોય તારે ટકોડી જગાએ ફતરાઓ ગોઠવીને તેમા ચુહુલા માડવા પડેછે. કોઈ વખત ખડકીમાં, કોઇવાર ચોકમા, કોઇવાર ઓટલાપર, કોઇવાર રસતામા ચુહુલા માડવા પડેછે અને ઘણી ગલીચી, અકલાટ તથા ધુમાધાર/થાયછે.

આ સઘલી અગવડ વેલાતી ચુહુલાઓથી ટલેછે. એ વેલાતી ચુહુલા તરેહવાર કદના, તરેહવાર બાંધણીના અને નાના પરકારના આવેછે તથા તેથી તરેહવાર, કામ થાયછે. રાંધવાનુ કાંમ એકજ રીતનુ નથી. કેટલીક ખોરાકી બાફવી પડેછે, કેટલીક રોસટ કરવી પડેછે, કેટલીક લુંજવી પડેછે અને કેટલીક "પકાવવી" પડેછે. એ સઘલાં જુદાં જુદાં કામોને માટે તરેહવાર સગવડો કરી આપવામા આવીછે અને તેથી વેલાતી ખાંનાનુ ગોયા રૂપજ કાંઇ બદલાઈ ગયુંછે.

વેલાતી ચુહુલા ઘણાખરા એક ટેબલના જેવા આવેછે. અગત કરીને વચમાં ખાંચો અને આસપાસ એકથી વધારે ખાંનાંઓ વાલી જે ટેબલો આવેછે, તેને બરાબર મલતા આ ચુહુલા હોયછે. તેને ઈંગરેજીમાં "કીચન રેનજ" કેહેછે. તેઓને ઘણાખરાં ઘરોમાં દેવાલ મધે તમને લાએક ખાંચ બનાવીને જડી લેવામા આવેછે. બીજા ચુહુલાઓ એક મોટાં ગોલ પણ બંધ કરેલાં બઘાંણા જેવા હોયછે, જે મુસાફરીમાં કામ લાગેછે અથવા નાહના ઓરડાઓમા ગોઠવી શકાયછે.

આ ચુહુલા લોઢાંના બનેછે અને ઘણા મજબુત તથા ટકાઉ હોયછે. ખુદ આતશથી કામ કરવાને બદલે આતશની ગરમીથી કામ કરવાના નીઅમ ઉપર તે બાંધેલા હોયછે. તેમાના આતશની ગરમી જુદા જુદા ભાગો ઉપર પોંહોંચેછે. સાધારણ જોનારને જે એક ટેબલ, અથવા એક નાહાનુ પીપ અથવા એક પેટી જેવું લાગેછે, પણ આતશબી તેમાજ થાયછે અને પકવાનો પણ તે પરજ થાયછે. એકથી વધારે પકવાંનો તે ઉપર એકજ વખતે સાંમટાં પકેછે. એવા જે કબીલદારોને ભરના મોટા ચુહુલા હોયછે તેમા એક ગમ લુંજવા, બીજી ગમ બાફવા, તરીજી ગમ ઉકાલવા વગરે કામ ચાલેછે.

"કીચન રેનજ" મા ઘણું કરીને આતશ વચલા ખાંચામાં લોઢાંના સલીયાઓની વચે રેહછે. કોઈ ચુહુલામાં વચમાની એ સગડીનુ મથાલું લોખંડની પલેટથી ઢાંકી લીધેલું હોયછે અને કોઈ ચુહુલામા તે મથાલું ખોલલું હોયછે. ઢાંકેલી સગડીમા બલતણ ઓછું બલેછે. આ ચુહુલામાં લોઢાંના પદડાઓ કરેલા હોયછે, જેમને કમાનથી ઉપર હેઠે સેરવી શકાયછે અને તે મુજબ આતસને જેટલો જોઇએ એટલો તેજી ઇઆ નરમ કરી શકાયછે. તેમજ ચુહુલાને મથાલેના ફરકાં પણ એજ કારણશર ઘડીવાલીને ઉંચાંનીચાં કરી શકાયછે.

આતશની સગડીને મથાલે કીટલી ઇઆ એવીજ ઉકલતી વાંણી મુકવા સારૂ એક નાહની પલેટ મુકેલીછે, જે આતશ ઉપર ગોલ ફરતી રેહછે. તેની આસપાસ ચુહુલાની આખી સપાટીપર બીજાં વાસણોને માટે પણ ખાંચા કરેલા હોયછે. સગડીના સલીઆની હેઠલ એક ખાંણું કરેલુંછે, જેને બાહેર ખેંચી કાહાડવાથી જે પકવાંનો ગરમાંગરમ રાખી મેલવાં હોય તેના વાસણો તે પર આતશની નજદીક રેહેછે. સગડીના સલીઆની એક બાજુએ હુકોની ઉપર લોઢાંની સીકો ગોઠવેલી છે, તથા તે આતશ પર ચઢાવા ઉતારવાની સાકલ વગેરેથી એકજ વખતે ઘણી સીકોપર "રોસટ" થઇ શકેછે.

આ ચુહુલાની એક બાજુએ રોટી, કેક, પુડીંગ વગેરે લુંજવાની ભઠાં (તનદુર) હોયછે અને તે ભઠીમાં વસતુઓ મુકવાની પલેટો એકની ઉપર એકં ગોઠવેલી હોયછે. આ ભઠીઓ એવી બનાવેલી હોયછે કે જેની સઘલી બાજુએ એકસરખી ગરમી પોંહોંચી શકે. એટલા માટે ભઠીની આસપાસ ગરમ હવા પોંહોંચાડવાની નલીઓ ચુહુલાની અંદર કરેલી હોયછે. પણ કેટલાક ચુહુલામા નલીને બદલે સગડીની અંદરથી લોખંડના સલીઆઓને મારફે ગરમી પોંહોંચાડવાની ગોઠવણ કરેલી હોયછે. ચુહુલાની બીજી બાજુએ "બાઈલર" હોયછે જેની અંદર પાંણી ઉકલેછે જે પાંણી વપરાસમા આવેછે, એટલુંજ નહી પણ તે બાઈલરમાનો બાફ બાફવાના પકવાનોને માટે ચુહુલાના બીજા ભાગો ઉપર કામ લાગેછે. તે બાફ નીકલી નહીં જાય એટલા માટે આ બાઈલરમા અછી યુકતીઓ કરેલીછે.

આવા સગવડ ભરેલા ચુહુલાઓની આપણા ઘરોમા જરૂર છે. પણ વલી એટલાજ ચુહુલા બનતા નથી. ચોકસ નાહના કામોને માટે નાહના ચુહુલા બનાવામા આવેછે અને તેમા પણ અછી કલા કરેલા હોયછે.

જેમકે એક જાતનો ચુહુલો જેને "કનજુરર" કેહછે, તેમાં માતર પાંચ કે સાત મીનીટ શુધી ફકત કાગલ બાલવાથી ગરમાગરમ કટલેસ બની શકેછે. આ માતર એક નાહાની સગડી છે, જેમા બે પડછે. હેઠેના પડમા કાગલ સલગાવીને નાખેછે, તથા ઉપલાં પડમાં જરા માખણ ચોપડી તે પર કટલેસો મુકેછે અને માતર સાત આઠ મીનીટ તેમને ફેરવયા કીધાથી તે લુંજાઈને તઈઆર થાયછે. આ ચુહુલાપર પાંણી પણ માતર કાગલની ગરમીથી જરા વારમા ગરમ થાયછે. મુસાફરો કરતાં આ ચુહુલાથી ગાડીમાને ગાડીમાં કટલેસ થાયછે, તેમજ બીજી અગવડની વખત પણ તે ઝટ કામ લાગેછે.

"એટના" નામની એક બીજી નાહની સગડી પાંણી ઉકાલવા સારૂ બનાવેલી હોયછે. તેમા એક પતરાંનું વાસણછે, જે મધે "સપીરીટ આફ વાઈન" અને નખતેલ રેડેછે, પછે એક કીટલી જેવાં બીજાં વાસણમા પાંણી ભરી તે પેહેલાં વાસણમા મુકેછે. તલેના વાસણને તલીએથી ઈસપીરીટ તથા નખતેલને સલગાવામા આવેછે, જેના બલતાં પાંણીના વાસણની આસપાસ ફરી વલેછે અને ચાર પાંચ મીનીટમા પાંણી તઈઆર ગરમ થાયછે. બીજી એક નાહાની સગડી જામ અથવા જેલી બનાવા ફરેંચ લોકોએ બનાવીછે. તેમાં તલીએ આતશ રેહછે તથા આતશને વધતો ઓછો કરવાની અને ધુમાડાને અટકાવાની ગોઠવણ કરેલીછે.

"અમેરીકન ઓવન" નામનું એક તનદુંર પેટીના આકારનું આવેછે તેમા અછી તરેહથી "રોસટ" થઇ શકેછે. એક સગડી જેને "રીવાલવીંગ ઓવન" અથવા મકરની મીશાલે "ફરતી તનદુર" કેહેછે, તે કાંઇજ નહી પણ એક વાસણના આકારની છે, અને તેની અંદર રોટી, કેક, પઈ, વગેરે પકવાનો લુંજી શકાયછે. એ ભઠીને આતશની ઉપર ટાંગીને લટકતી રાખેછે, તથા તે ફરીઆ કરેછે અને સાધારણ આતશ ઉપર તે મધે ૧૧ કલાકમાં ચાર ૨તલી પાંઉ બનેછે. એ ઉપરાંત "રોસટ" કરવા માટે ઈ

ગરેજી બાવરચી ખાનાઓમાં ખાસ ભઠીઓ બાંધેલી હોય છે, જેની અંદર "રોસટ" ના વાસણો મેલવાની-અબરા ઈઓ કરેલી હોયછે અને જેની તલેના આતશની ગરમો ભઠીની ચારે બાજુએ પોહોંચાડવાના મારગો કરેલા હોયછે.

## પરચુટણ બાબતો.

**વેહેમ**—"અગનાનપણાના મંદીરનો વડો ધરમગુરૂ"

"મંડળીએ પોતાના પાલણામા પોતાની આસપાસ લપેટેલી સુજની."

"અકલના તાજ ઉપરથી પદભ્રશટ થયલો ઠગારો."

"અધુરા ધરમોની ગોલી ગલવાથી રાતના બીહામના ખોઆબ."

**એક નીમખહલાલ ચાકર**—ઈંગલંડના રાજા ૮ મા હેનરીના વખતમાં ઉલસી નામનો જે જાહોજલાલી ભ રેલો પરધાન ખરાબેહાલ થયો હતો, તેની નોકરીમાં વીલી અમ ફીટજવીલીઅમ ચાકર હતો. ઉલસીએ તેને એક લ તાનો કોટવાલ બનાવયો અને વીલીઅમ પોતાની જીંદગી માં તવંગર થયો. જારે રાજાએ ઉલસીને ખુવાર કીધો તા રે આ એકીનદાર નોકરે તેની પડતી હાલતમા તેને મોટી જીઆફત આપી. એ ઉપરથી રાજો ખફા થયો અને તેના એક દુશમેનને મેજબાનીની કેમ આપી તે પુછવા સારૂં રાજા ની હજુર તેને ઉભો કીધો. તેણે કહયું કે રાજા તરફ ધી કાર બતાવા સારૂં નહી પણ મારા આગલા શેઠ તરફ વફા દારી બતાવા સારૂં મેં એ જીઆફત કીધી. આ સુખનો થી રાજા હેનરીનું દીલ પીગલી ગયું. તે બોલયો કે મા રા પોતાના થોડાજ નોકરો એવા નીમખહલાલ હશે. તેણે તેજ વખતે વીલીઅમને નાઈટનો ખેતાબ બખશીઓ તથા તેને પરીવી કાઉનસીલર બનાવયો. સર વીલીઅમ ઘણો પઈસાવાલો થઈને મરણ પામયો. મરતી વખતે તેણે મો ટી શખાવત કીધી તથા જેઓ પાસેથી નાણાં માંગતો હતો તેઓના કરજ માફ કીધાં.

**વીસ વરસનુ નોતરૂં**—કોઈ નોતરૂં દેવું હોય તો ૭ મહીના ઘણામા ઘણા આગમચથી હોયછે. પણ જોતી શ વીદીઆમા એક અગતનો બનાવ બનવાનો છે, તેને માટે ઈંગલંડના જોતીશોને સામેલ થવાને વીસ વરસ આ ગમચથી નોતરૂં દેવામાં આવયુંછે. તે બનાવ તા૦ ૬ ઠી ડીસેમબર ૧૮૮૨ ને દીને બનવાનોછે, તેનું નોતરૂં ૧૮૬૪ ના શાલથી આપવામાં આવયુંછે અને હવે જેમ તે વખ ત આગળ આવેછે, તો જોકે તેને હજી ૧૧ વરસ બાકીછે, તોપણ જોતીશો હમણાંથી તઇઆરીઓ કરેછે. તે બનાવ એ છે કે આપણી ધરતી અને સુરજની વચ્મે સુકરનો ગરેહ એવી રીતે આવશે કે જેથી તે દીસના એક ધાબાંની મીશા લે માલમ પડશે. તે બનાવ જોવા માટે અમેરીકાના એક ચોકસ ભાગમાં વીદવાંનોનો મોટો કાફલો રવાને કરવાની તઈઆરી થાયછે, તેને માટે અમેરીકાના તેટલા ભાગની સ રવઈ મલાવા ધારીછે અને હથીઆરો તથા ઓજારો વગે રેની શોધ થાયછે. આ તપાસથી સુરજને લગતી શોધોમાં જે કેટલાક શક રહયોછે તે નીકલી જઈ ઘણું મોટું અજવા લું પડવાની આશા રાખવામાં આવેછે.

**કાંન**—બેહેરા કાન અગવડ ભરેલા છે, પણ કાચા કાં ન રાખવા ખરાબી ભરેલાછે.

**આંખ**—આંધલી આંખનો અંધાપો આંધલાને દુખ ભરેલો છે, પણ દેખતી આંખનો અંધાપો દુનીઆને દુખ ભરેલોછે.

**નાંક**—બંધ થયલું નસકોરૂં માતર સુંઘવાને અશક ત હોયછે પણ મીજાજથી ચહડાવેલું નસકોરૂં આલમના નાકમાં ગંધ મારેછે.

**જીભ**—કડવી વાંણીઓને જીભ ધીકારેછે, પણ કડવા સુખનોને જીભ વધારે ધીકારવા ધરેછે.

**ચીના લોકોના "વીજીટીંગ કારડ"**—"વીજીટ" અથવા મુલાકાતે જતો વખતે પોતાના નામનો કારડ લઈ જવા તથા જેની મુલાકાતે ગયા હોય, તે જો નહી મળેતો કારડ મેળી આવવાનો જે રેવાજ આપણામા ઈંગરેજો ઉપ રથી વધયોછે, તે રેવાજ ચીનમાં ૧૦૦૦ વરસનો જુનો છે અને ચીનાઓ ઉપરથી યુરોપીઅનોએ તે રેવાજ લીધોછે. તફાવત એ છે કે આપણા કારડો નાહાના કદના છે, પણ ચીનાઈ કારડોનું કદ મુલાકાતની અગત પરમાંણે તથા મુ લાકાત લેનાર તથા આપનારના દરજા પરમાંણે નાહાના મોટા હોયછે. એ ચીનાઈ કારડો કાગજના એકેકા આખા તાવના હોયછે, જેની વચમાં નામ, ધંધો, પદવી વગેરે લ ખેલું હોયછે. કેટલાક "કારડો" એક ઈંગરેજી બાઈબંધ ના જોવામાં આવયાછે, જેમા એટલા રંગોની મેળવણી ક રેલી છે તથા તેમના કદ એટલાં મોટાં છે, કે તેવા થોડાક કા રડો એક ઓરડાની દેવાલ ઉપર અછાં "વાલપેપર" થઈ શકે !

**સંધાં એક બાપના**—એક દાહાયો થવા ચાહાનારા પાદરી સાહેબે એક ભીખારીના છોકરાને ફુગાઈ ગયલી એ ક રોટી આપવા પછે તેને ખોદાની બંદગી શીખાડવા માં ડી. "બેટા બોલ કે 'ઓ અમારા બાપ'!" ભીખારી. 'ઓ અમારા બાપ.' પણ પાદરી સાહેબ મારા અને ત મારો બેહુનો બાપ એકજકે ? પાદરી—અલબતાં. ભીખા રી—તારે આપણ બેહુ ભાઈ કે ? પાદરી—બેસક. ભીખા રી—તારે તમે કેવા ગુનેહગારછો કે તમારા ભાઈને ફુગા યલી રોટી આપી !

**ચીનાઈ કેહેવતો**—સરોવર ભરવો સેહેલછે; માંણસ ની મરજી ભરવી બહુ કંકટ છે,

જે માતબર થવા જાય ઝટ—તેને અડકે બહુ શંકટ.
જે બહુ નરમાસ રાખે, તેને કોઈ ના ગાંઠે.
ભુલ કીધા બાદ, નશીઅત કરીએ યાદ.
અગનીથી સોનાને નડર—પાંણીથી પીગલે ન પથર.
અગનાન વઈદ કાંઈ, ખુની કરતાં બેહેતર નહી.

(જીંદગી ભોગવવાની જુગતી.)

**ચીતરો સાથી બગડેછે?** આઈલપેનટીંગ (તેલવાલા રંગથી ચીતારેલાં) ચીતરો જાંખાં થાયછે, તેનું કારણ એવું શોધી કાહાડવામાં આવયુંછે કે તે માહેલા રંગો જે બે માલુમ બારીક કરચોથી બનેલાછે, તે કરચો વચેનું ખેંચાંણ ઓછું થવાથી રંગની કરચો છુટી પડેછે અને તેથી ચીતર જાંખું મારેછે. આ ખેંચાંણ પાછું વધારવા માટે અરકના બાફથી ભરેલી હવાના ઓરડામા તે ચીતરો રાખવાની ભલામણ કરવામા આવેછે.

---

**લાકડાંના કાગલ**—આ મથાલું વાંચનારાઓના મનમા નવાઈ પેદા કરશે. પણ તેમાં એટલી નવાઈ નથી. લાકડાંની અંદરથી બનાવેલાં કાગલના નમુના ઈંગલંડ, ફરાનસ અને અમેરીકા ખાતે લોકોએ જોયલાછે અને જલવાઇ રહેલાછે.

## ઘરઘતુ નુસકાઓ.

**"હેસટી (આફલું) પુડીંગ"**—એક સેર અથવા બે પેંટ ભર દુધમાં ૦। રતલ મેદો જરા ઘાટો થાય તાંહાંસુધી ઊકાલવો, તાર પછે જરા માખણ તથા ભુકો કરેલાં જાયફલ અને ગમે એટલી ખાંડ સાથે તે મેદાને એક વાસણમા કાહાડવો, ઠંડો પડવા પછે સારી પઠે કાલવેલાં છ ઇડાં રેડવાં; છેલે એક ડીશમાં પફનાં માનનુ પર કરી તેમાં મુરબ્બા પાંથરવો અને તેની ઊપર ઊપલું પુડીંગ રેડવું, અને પછે ધીમી ભઠીમાં ०॥ કલાક સુધી તેને ભુંજવા મેળવું.

**લવંગના કેક**—ઈડાં, ૬; ગોલાબ, ૩ ચમચીભર; લવંગ, ०॥ આંઊંસ; ખાંડ, ०। રતલ; મેદો, ૧ રતલ.

ગોલાબની અંદર ઈડાં, લવંગ, ખાંડ, તથા મેદો કાલવીને તેનું માન બનાવવું તથા પછે તેના કેકના ચોસલાં કરી સફેદ કાગળમાં તેમને લપેટીને ભુંજવાં.

**દુધમાં આરારૂટ**—તરણ મોટા ચમચા ભરીને આરારૂટને થોડાંક પાંણીમા સારીપઠે કાલવીને પછે તેને ०। કલાક ઠરવા દેવી; ०। કલાક પછે તેની ઊપરનું પાંણી ઘોલી નાખી આરારૂટમાં ઘટે એટલી ખાંડ નાખવી, તે પછે એક પેંટ દુધને ઊકાલીને તે આરારૂટપર નાખતા જવું તથા તેને કાલવતા જવું.

## રમુજે ફુરસત.

### દોહોરા.

૧. ભવીષ અટકલ ઓચરે, નહી પંડીત નહી દેવ;
વર્ષ એક ગુજર્યાં પછી, ગુજરે તે તતખેવ.

૨. વસે જલે જલચર નહી, પવન વડેછે પ્રાંણ;
તોપણ તે પ્રાણી નથી, સંભજો તમે-સુજાણ.
ફ્રા. મે. કછી.

૩. મારો પેહેલોછે આકાશમાં, પણ પૃથ્વીમાં નહી
બીજો છે લડાઇમા, પણ સલાહમા નહી.
તરીજો છે જમાવમાં, પણ સંગ્રહમા નહી.
છેલો છે એશીયામા, પણ યુરોપમાં નહી.
શોધવાનુ મને! થશે ભારે કામ.
જાંણશો કે હું કું, એક દાહી બાઇનુ નામ.

M.

૪. નીચલાં વાકીયોમાથી માછલીના નામ શોધી કાહાડો.

૧. યાદ રાખ દારાં મશતી કરવામાં ફાયદો નથી.
૨. પેલું જબરદસત રીંછ મનાઇ કરવા છતાં ઝાડપર ચઢી ગયું.
૩. જો તોડું મારો કોલ, ભીતર મને ના બોલ.
૪. ભીમજી કાકા લુટ મારવામા શું વલયું?
૫. બાજીરાવનો ગરબો ઇડાંવાલાની જાઇ ગવાડેછે.
૬. એવી તમારી ચાલે સદા હારો તેમા શી નવાઇ?
૭. બજારમા જઇને રૂપીઓ કાલે વટાવી લાવજો.
૮. માછલીના ભીંગરાં તેમનો પોશાકછે.
૯. પાધરે રસતે જા નહીતો કે તું મરી જતો રેહશે.
૧૦. પેટ ભરી ખાધા પછે કશુ મલાહી ખાશોના.

દારાં.

૫. ઊલટાવેલા શબદો.

૧. માજ સીરા આહાધી.
૨. હમરા લાવરા.
૩. ગરખા સીંજાં.
૪. લાટ મેં પાર.
૫. દીનુ નુ છલ.
૬. સલીપ ફુકે.

શીરીન.

---

## ખોલાસો ગઈ વેલાનો.

૧—છતર.
૨—બદામ (બદામના બીજડાં સાકરે ભેલાં ખવાયછે.)
૩—આતશબેહેરામ.

## સુધારા વિષે

### ૫૬.

"પીની પીની પ્રેમાનંદ પ્યાલા"—એ રાગ.

ઓદો ઓદો સુધારાનિ ખાણો,
જડે સૂખ કનક ખુબ માનો રે. ઓદો૦ ટેક ૧.

ખણવા એ ઉંડી સર્વદા ખાણો,
ખરાં શસ્ત્ર હિંમત મુપ જાણો રે. ઓદો૦ ૨.
ખણનાં નડે જે વ્હેમ પાષાણો, *
(તેનો) કહાડો સ્હાસ સુરંગે † ઘાણો ‡ રે ઓદો૦ ૩.

વિદિયા ભણીને સહુ ઇનસાનો,
તમો સાર અસાર પિછાનો રે. ઓદો૦ ૪.
પરદેશ જાઈ સુરીતી નાણો, ¶
પછી તેવી અહીંવાં આણો રે. ઓદો૦ ૫.
પાપો ખણી § દો ઘરકુધારાનો,
ટળે દેશ થકી દુખ હાનો રે. ઓદો૦ ૬.
રાખોછો જુઠો હઠ રે શાનો,
કહે અરદેશીર નમાનો રે. ઓદો૦ ૭.

---

* પથ્થર (વેહેમરૂપી.) † (સાહસરૂપી દારૂથી ભરેલી સુરંગ ફોડીને.) ‡ ચુરેચુરો. ¶ અનુભવથી તપાસવું. § બાંજી નાખવું.

---

મુંબઈ, દફતર આશકારા પરેસમાં બેહરામજી ફરદુનજીની કંપનીએ છાપીયું તથા પરગટ કીધુંછે. ઠો૦ કોટ:—બેહરામજી હોરમજજી સ્ટ્રીટ, ના૦ ૯ તથા ૧૧.

# સ્ત્રીબોધ.

પુસ્તક ૧૫ મું. જુન ૧૮૭૧ આંક ૬ ઠો.


## ધીરજનું ધન

અથવા

## છુપાં શંકટપર છુપી ફતેહ.

એક વારતા.

### પ્રકરણ ૧૫ મું.

### બીજી મારામારીનો ઉલટો સવાદ.

છાકટો બેહેરામ, મુરખ તેહેમુર અને તેઓનો મતલબીઓ સોબતી જફર જેવા પેહેલી મારામારીથી છુટા થયા તેવાજ રાસામશાહના પેલા નવાન કાસદ ખોદાદાદ (બીબી મુરવારીદ) ની શોધમાં, બીજી મારામારી કરવા સારૂ નીકલયા.

આ છોકરવન અને નાનજવાન હલકારા વીશે તેઓને ઘણા હલકા વીચાર ઉપનજયા. તેઓએ જોયું કે આ છોકરો દેખાવમાં બદને ભરેલો છે, છાતીએ ખીલેલો છે, અને બોલવે ઘણો જબાંદરાજ છે, પણ એટલીજ શકતી તેનામા છે. મરદાનગી ભરેલો લડાઇમાં તે ઓરતની મીશાલે ધ્રુજે છે અને નાતવાની તથા હીચકારાપણું બતાવેછે.

તેઓને કસી ખબર નથી કે ખોદાદાદ ખરેખર ઓરતન છે અને પોતાના છુપાં શંકટ સારૂં મરદાની દેખાવ તેણે માતર બાહારથી એખતીઆર કરેલોછે.

વળી તેઓએ જોયું કે આ છોકરો દગાખોરછે, કેમકે જારે તેઓ વચે એ છોકરા સાથ લડાલડી ચાલતી હતી તારે બાબર નાખોદાએ આવીને તેનો બચાવ કીધો તથા તેની તરફ ઘણી મોહોબત દેખાડી અને તોપણ જારે બાબર સરકારી અમલદારોના હાથ તલે કેદ પડયો તારે તે નાખોદાએ આપેલી દેલી એ છોકરો નામુકેર ગયો અને તેના તરફ એટલું નગુણાપણું બતાવયું.

પણ આ લોકોને કસી ખબર નહી હતી કે એમા પણ મુરવારીદનો કસો વાંક નહી હતો; બાબરને તે ખરેખરન ઓળખતી નહી હતી અને એકજ ચેહેરા, રંગ, રૂપ તથા કદના મુરવારીદના ભાઈ અકબર તે મુરવારીદને સમજી બાબરે પોતેજ ભુલાવો ખાધો હતો.

અને તોપણ જારે આ લોકોની નજરમાં વાંક નીકલયો તારે બીચારી મુરવારીદનોજ. ખરેખર દુનીયામાં આવું આંધલે બેહેરૂં ઘણીવાર કુટાયછે. કોણની ખુબી હોય અને તેનો લાહાવો કોણ ખાયછે! કોણનો વાંક હોય અને તેની બદનામી કોણને મળેછે!

નબલાની ઉપર સઉ કોઈ તાંણ કરેછે. મુરવારીદ સાથ પેહેલાં લડવાને તેહેમુર બીહીતો હતો અને તેથી તેને ઉસકેરવા તથા મારામારીના અંત ઉપર લાવવા તેના મકરબાજ મીતર બેહેરામને ઘણી મેહેનત પડી હતી. પણ એકવાર જવાન ખોદાદાદને નબલો તથા પોચો જોયો, એટલે હવે તેહેમુરને હીમત આવી અને મોટી છાતી કાટીને તેઓએ એ જવાન છોકરાને એકવાર ફરી રસતામા રોકવા ચાહાયું.

આ કીના ભરેલી ધારણા બર આવવાને તેઓને જાજો વખત થયો નહી.

એક બીજી ગલીમાં વલાંણ લેતાંવાર તેઓનો શીકાર તેઓને હાથ લાગો. એ ઉપર તેઓને લગાર અચરતી ઉપજી ખરી કે એ પોરેઓ આપણી પાસેથી ઘણીવાર થયો ગયો અને તોપણ હીયાંને હીયાં તે શું કરયા કીધું?

સુધારતું મન બાવરીઆમા હોય. તેહેમુરને તુરત લાગું કે એ પોરેઓ ઉમરાજાદી આરજુનો પીછો છોડતો નથી, અને તેણીને ફુસલાવાની કાંઈ મતલબના ઉંડાં પાણીમાં ફરતો હશે.

ગમે તેમ હોય, પણ તેહેમુરે તો આ છોકરાને મળતાંવારજ તેનાં કોડાંમાં એક મુકી લગાવી.

પણ આ વખતે તે છોકરામા જાણે અચબુથી કાંઈ હીમત આવી હોય, તેમ પોતાને મુકી લાગતાંવાર તે ગુસાથી લાલ તાતો થયો અને તેહેમુરના કોડાંમાં એકને બદલે બે મુકી એવી લગાવી કે તેહેમુર વેહેલો વેહેલો પોતાનું દાચું દાબવા પડી ગયો.

એટલુંજ નહી પણ આ છોકરોતો હજી વધારે લગાવા જતો હતો, પણ તેવામાં બેહરામ વચે પડયો, તેણે આ નાનજવાનને થોબાવયો.

પણ એ જવાન થોબયો નહી. તેણે તેહેમુરને આડાઅવલા હાથ લગાવી થોલ, થબરાક અને લાતથી દોદરો કરી મેળયો અને બેહેરામ વચમાં મુકાવા આવયો તારે તેને પણ થોબડાંમાં બે ચાર મુકી એવી લગાવી કે જનમ સુધી યાદ રહી જાય.

બાધર બોલતો કે—"સઈએદ મને તું દેવાનો નો વીચાર. મને આ લોકોએ ભયંકાર અંધારામાં નાખયોછે."

જકર તમામ ઠગાઈ અને ઠઠાથી પુર હતો. "છટ—છટ—નીમખહરામ જુઠા સેતાન. આ ઘરની બારીઓ દેવાલના જેવી આરપાર છે, અને ઈસાનકોના તરફના ફતર અકીકના જેવા ઝલેહદારછે ! અને તોબી તુંને સઘલું અંધારૂં દેખાયછે ? ભટ પડજો તારી જીંદગાંની ઉપર. અગનાનપણા જેવું બીજું અંધકાર કાંઈજ નથી, અને તેમાજ મીસર દેશના ધુમસ કરતાં તું વધારે ગુંગલાયછે."

"અગનાનપણું દોજખના જેટલું અંધકાર હોય, પણ મારી આ ઓરડી તેથીબી અંધકાર છે. અરે સઈએદ સાહેબ મારાપર જેટલી જફા ગુજરેછે, તેટલી કોઈ આદમીએ ખમી નહી હશે. હું દેવાનો નથી અને મને તમારે ગમે તેમ કસી જુવો."

એ ઉપરથી બાધરની અકલ તપાસી જોવાના ઢોંગને ખાતર જકરે સઈએદ તરીકે એક સવાલ પુછયો અને જોકે બાધરે જે જવાબ આપયો તે સવાલના કરતાં વધારે બેવકુફી ભરેલો નહી હતો, તોપણ જકરે ઠરાવયું કે બાધર ખરેખર ઘેલોછે. "ચાલો, સાહેબજી. હજી તમે અંધારાંમાં જ પડી રહો. હું મારા ઉપાય કરશ તારેજ તારી અકલ ઠેકાણે આવશે, સાહેબજી."

આમ બોલીને જાંણે સઈએદ જતો રહયો હોય, તેમ જકર ચાલી ગયો. બીજાઓએ "સાહેબજી, સાહેબજી" કીધું અને બાધર વીચારમા ને વીચારમાં ઘંભ થઈ ગયો.

તરતજ જકર છુપાં કદમે પાછો આવયો અને હવે શું તાલ કરવી તે બાબે આ સઘલા જણ વીચાર કરવા લાગાં. તે મસલતનું શેવટ એ આવયું કે જકર એકલો તે જાગાપર રહયો અને હવે બાધરનો મરડાટ ભાગો છે કે નહી તથા તેનો મીજાજ નરમ પડયોછે કે નહી તે તપાસવાનું કમીશન તેઓએ તેને સોંપયું.

સઘલાઓ જવા પછે જકર જાંણે કાંઈ જાણતો નહી હોય તેમ પોતાના ખુદરતી અવાજમા ગીત ગાવા લાગો. બાધરે બે તરણ હાંક મારયા તાંહાંસુધીતો જકર અખાડા કરી ગયો, પણ પછે તેને જવાબ આપયો કે "કેમ પીઆરા બાધર કાંઈ મને કેહેતો તો ?"

"હા, મશખેરા દોસત. જો તું મારા ઉપર કોઈ દાહાડેબી ઉપકાર કરવાનો હોયતો આજે કર, મારી આગળ એક બતી તથા ખરીઓ, કલમ અને કાગળ લાવ."

"બાધર—ભાઈ બાધરખાન."

"કેમ લઉવા ?"

"તું જરા મને સમજ પાડ કે તું દાહાયો હતો તેનો ઘેલો કેમ થયો ?"

"લઉવા, જેટલો તું દાહાયોછે, તેટલોજ હુંબી છઉં."

"પણ એક લઉવોતો ઘેલામા ખપેછે અને મારા જેટલોજ દાહાયો તું હોયતો તુંબી ઘેલોછે."

"મને હીઆં કેદ કીધોછે અને પેલા ગધા સઈએદને મારી પાસે મોકલેછે."

"અરર—બાધર એ તું શું બોલયો. અરે સઈએદ સાહેબતો હંઈ ઉભેલાછે."

તેને વધારે ગભરાવા સારૂં લઉવો સઈએદના આવાજમા પાછો બોલયો—"કમનસીબ બાધર, તું મને ગધો કેહેછે તેમા તારો વાંક નથી. ખોદા તુને સલામત રાખે—આંમીન !" પછે પોતાના આવાજમા બોલયો—"સાહેબજી સઈએદ—કાલે વેહેલા આવજો."

બાધર એકવાર ફરી ઠગાયો. હવે તે ખચીત સમજીઓ કે સઈએદ ગયોછે. તેણે ફરીથી લઉવા સોડે કાગળ કલમ માંગી. પણ લઉવાએ તેને હજી બીહીવાડયો. "દોસત હું પુછું તે તું ખરૂં કેહેશે ?"

"હા, લઉવા—પુછ."

"તું ખરેખર ઘેલો થયોછે કે ઘેલાપણાના ઢોંગ કરેછે!"

"જકર હું નથી ઢોંગ કરતો કે નથી ખરેખર ઘેલો બનયો."

"તારે હું માનતો નથી. ઘેલા માણસનું ભેજું જોઉં નહી, તાંહાંસુધી તે દાહાયોછે એમ હું માનું નહી."

અંતે તેને ટવલાવીને પછે કાગજ, કલમ લાવવાનું કબુલ કરી લઉવો તાંહાંથી રવાને થયો.

આ ચીજો મંગાવાની બાધરની મતલબ એ હતી કે પોતાની શેઠાણી આરજુ ઉપર એક પતર લખી પોતા ઉપર પડતા જુલમાતની ફરીઆદ કરવી.

આરજુને બાધરની જફા વીશે કશી ખબર નહી હતી, એટલુંજ નહી પણ બાધરની હાલત વીશે ખબર પુછવાનું પણ આરજુને યાદ નહી હતું. એ પરીજાદનું સઘલું ધેઆન રાસામશાહના ખુબસુરત કાસદ ખોદાદાદ સાથ પરણવામાં મશગુલ હતું. તેની સાથ જેમ બને તેમ જલદી નેકા કરી રાસામશાહથી મળતો કંટાલો દુર કરવો અને પોતાને મન ભાવતી તનની તથા મનની લાએકાત વાલો ધણી મેળવવો એ આરજુના મગજને રાત અને દીન રોકનારી તથા આરજુની ઉંઘ, ભુખ અને આસાએસ લુટનારી બાબત હતી.

એટલા માટે રાસામશાહના નોજવાન કાસદ સાથ લગન કરવાની ઉતાવલમા ગુરવારીદના ભાઈ અકબરને તે કાસદ સમજી પોતાને ઘર લઈ ગઈ તે આપણે ઉપર જોયુંછે.

પોતાના મેહેલમા આરજુએ પોતાના વાહાલા દીલદારને માટે સઘલું આરાસતે કરી રાખેલું હતું, પણ તે સરવે સુખનો કાંઈ પણ ઉપયોગ કરવા આગમચ છુપી રીતે લગનનો ગાંઠ બાંધવાને તે વધારે ખંતી હતી. અગરજો પોતાની ધારણા પેહેલેથી જાહેર કરે તો મેહેલ માહેલો તેહેમુર કદાચ કાંઈ હરકત કરે અથવા કદાચ રાસામશાહ પોતે વચે પડી પોતાનો હક પોતાના નોકરને ખાઈ જતાં જાસતીથી અટકાવે.

એટલા માટે પોતાના દીલકસ દીલદારને પોતાની સાથ લઈ જતાં વાર તેને પોતાના મેવા તથા ફળોથી જીહુલાતાં દરખતો વાલા બગીચામાં લઈ ગઈ અને તાંહાં એકાંત જગામા બેસાડીને પછે પોતે મેહેલમા ગઈ.

આ વખતની આરજુની હોંશ અને ખુશાલીનું બેઆન કરવું એતો તદન નહી બને એવું છે. ભરતારનું સુખ અને મોબતનો સવાદ ચાખવાનો તેનો વખત નજદીક હતો અને તેથી વલી દુનીયાં વરતનો એક દીવદાર જે

નો પેહેલો દેખાવજ દીલને મોહીત કરનારો હતો, તેવા દીલદારનો હાથ મેલવવાની આરજુની આરજુ હવે પાકપર ચહડી હતી. પણ વધારે મઘન તે એમ થઈ કે રાસામશાહનો કાસદ આજથુધી હટીલો થઈ તેની માગણી ના પાડતો હતો,-તે આજે એકાએક, ઠેકાંણે આવયો અને તેને જેમ ચલાવયો તેમ ચાલવા લાગો. જાંહાં લઈ ગઈ તાંહાં તે ગયો તથા જાંહાં બેસાડયો તાંહાં તે બેઠો.

ગરીબ બીચારી આરજુને હજી ખબર નહી હતી કે જે સોહાંમના મરદે તેના દીલને પેહેલાં ખેંચયું તે મરદ નહી પણ ઓરત હતી, અને જે મરદને તે આજે ઘર બોલાવી લાવી તે તેનો પેહેલો દીલદાર નહી પણ બેગાનોજ હતો!

પણ બેગાના અકબરની અચરતી ઉપર આપણ કેટલા અચરત થઈશું! તેતો પોતાને ઉંઘાપસો સમજતો હતો અને જીવતો તથા જાગતો હોય એવું તેના માનવામાજ નહી હતું. એક તદન અંનજાના શેહેરમાં શાહાજાદાઓને લાએકની એક બાનું એકદમ પેહેલાં જોતાંનેવારજ તેને પોતાને ઘર તેડી જાય અને પાદશાહોને જેટલું સુખ નથી તેવું સુખ પાદશાહી દબદબાના મેહેલ તથા બાગમા દેખાડે એ કાંઇ સવપના સરખુંજ હતું.

"ઇઆતો હું" તે બોલતો કે "દેવાનો છઉં અથવા તો આ ઓરત દેવાની છે. પણ તે દેવાની હોયતો આટલી દાહી વાતો કરે, આટલો દરજો તથા મહલાજો રાખે, આટલું માન અને ઇજત ભોગવે એ કેમ બને?"

આ સઘલી અમરતી ઉપર ગોર કરવાને અકબરને જાણે વખત મલયો નહી. તરતજ આરજુ એક કાજીને લઈને હાજર થઈ. તેણે અકબરને અરજ કીધી કે તેઓની સાથે કાજીને ઘર જવું તથા તાંહાં લગનનો કોલ આપવો.

ભલા કામમા ઢીલ કેવી! અકબરે તુરત કબુલ કીધું અને એક બેગાની પણ ગમે એટલી ઓલખાણ છતાં હાથ નહી લાગે એવી મેહેબુબ સાથ પરણવા સારૂં તે કાજીને ઘર ગયો.

## કવાએદ.



કુવત વીશે ગયા અંકમા આપણે તપાસ કીધી. પણ કવાએદ કુવતનો જોડીયોછે અને જે વાંચનારી બાનુઓએ કુવત વીશે વીચાર કીધો હશે તેઓને જણાયું હશે કે કુવત અને કવાએદ બંને એકેકની સાથે ચાલેછે. કવાએદ વગર કુવત ઘણું રદ જાયછે અને કુવત વગર ખાલી કવાએદ પણ ફોકટ છે. માટે કવાએદ ઉપર આજે આપણે થોડુંક ધેઆન પોંહોંચાડીએ. ઉપર કવાએદનું એક ચીતર મેળયુંછે. તેમાં ચીતારેલી કવાએદ લશકરી છે. તોપણ કવાએદનો અરથ અને ખુબી સમજવાને એ ચીતર પુરતું છે. ઉપલાં ચીતરમા એક કવાએદ પામેલું લશકર કુચ કરેછે. જોકે તે લશકર હાલેછે તોપણ સઘલાના સરખા પગ, સરખા હાથ, સરખા હથીઆર અને સરખો પોશાક જોઇએ છઇએ. છોડી આવેલી જગાપર આ સીપાહ બચાઓ જેવા દીસતા હતા, તેવાજ નવી જગાપર દીસેછે અને તેવીજ રીતે તે જગાપરથી કુચ કરેછે. આડી ટીડી ચાલ, લાંબા ટુકાં પગલાં, એવી કાંઇ પણ ખરબચડી ખોડ ઇઆ ખાંમી કવાએદથી આ લોકોમાં દુર થઈછે અને સઘલું એકસાં તથા સમાધાણ માલમ પડેછે.

હવે તારે કવાએદમાં શું છે? કવાએદમાં કાયદો હોય છે. દુનીયાના દરએક કાંમકાજમા કાંઇ કાયદો રાખવો જરૂરનો છે. જેટલો કાયદો તેટલો ફાયદો. કાએદો તે બંધાણ છે અને બંધાણ વગર સઘલો સંસાર છુટી અને તુટી જાય છે. કવાએદ હમેશાં કાયદાને માન આપતાં શીખાડેછે અને ચોકસ નેમી આપેલી હદમા કાંમકાજ કરાવેછે, જે કવાએદનો એક મોટો ફાયદો છે. વળી કવાએદમાં એકસરખાંપણું હોયછે. એકસરખાપણું મન ઉપર હમેશ સારી અસર કરેછે. જીંદગીમાં એકસરખાપણું તે-છે કે જેમાં હમેશાં એકની એક તરેહથી અથવા એકને એક રસતે અથવા એકની એક જાતનું કામ ચાલુ રાખવું પડે. એવાં એકસરખાપણાથી માણસ ઘડાયછે, કહરેલ થાયછે, અને કઠણ થાયછે. કવાએદમાં વળી શખતી અને મેહેનત હોય છે. તન ઇઆ મનને ચોકસ કામમાથી ચોકસ કાયદા પરમાંણે તેરવી લઈ જવાથી તન તથા મનને ચોકસ જેહેમત ખેંચવી પડેછે અને તેથી નાજુકી, નબલાઈ, સુસતી ઇઆ આલસ જેવી ફરીઆદ કવાએદ વાલી કાઠીથી કરી શકાતી નથી.

બીજા બોલોમાં બોલીએતો કવાએદ તે કેળવણી છે. દુનીયાદારીના કામકાજો તથા ફરજો બજાવાને લાએક બનાવા સારૂં તન અથવા મનને જે ચોકસ કીરીયામાથી પસાર કરવું પડેછે તે કીરીયા તે કવાએદ છે. એ રીતે જોતાં કવાએદ દરએક આદમીને કેવલ જરૂરની છે, તો જોકે જુદા જુદા ધંધામાં જુદા જુદા પરકારની કવાએદ ઘટતી હોય. વડાને માન આપવું, નબલાને શાહાએ થવું, જાન માલ અને દેશનો બચાવ કરવો, એ સઘલું કવાએદથીજ શીખાય છે. સચાઈ, શખાવત, ધરમ, માયા, મોહોબત સરવે ગુણોને ખીલવવા તથા તેમના મારગસર રાખવા સારૂ મગજનીજ નહી પણ બદનની કવાએદ પણ ઘણીજ કામ લાગેછે. વધારે ખોલાસાથી બોલીએતો કવાએદ દુનીઆદારીની ફરજોને વધારે સેહેલ કરી આપેછે. તે ફરજો બજાવાને કવાએદ શાહાનુમાઈ કરેછે, એટલુંજ નહી પણ તે ફરજ વગર કવાએદે જેટલા વખતમા બને તેથી અરધા વખતમાં કવાએદથી બની આવેછે. તે કામકાજ બજાવાનો વધારે સુતરો રસતો, વધારે નવી કળા, એવું સઘલું કવાએદ બતાવેછે.

હવે કવાએદને કુવત સાથ કેટલો સંબંધ છે તે આપણે તપાસીશું. કુવત તે ગોયા ખુદરતી બળછે અને કવાએદ તે ગોયા ઇનસાનીએત શકતી છે. કુવત ગોયા એક

ખાનમાથી ખોદી કાહાડેલાં સોનાનો લાથો છે, અને કવાએદ તે સોનાને ઘડનારો સોની છે. કુવતને આકાર તથા ઘાટ બખશનાર કારીગર કવાએદ છે. કુવતને કાંહાં વાપરવું અને કાંહાં નહીં તેની સંભાલ લેનાર ચોકીબાન કવાએદ છે. કુવત પોતે એકલું ગોયા જંગલવાસી છે, પણ કવાએદ જાણે કે શેહેરનો રેહેનાર છે. કવાએદ વગર કુવત ગોયા જંગલી છે, પણ કવાએદ તેને સુધરેલું બનાવેછે. કવાએદ વગરનો માણસ કુવતને સંભાલી શકતો નથી. અરભંગની ઝીશાલે તે જંહાં તાંહાં પોતાનું બળ બતાવા નીકલેછે, પણ કવાએદ વાલો આદમી વખત, જગા, હાલત ઈતી આદીની તપાસ કરીને પછે કુવતને વાપરવા નીકલેછે. પેહેલો કુવતને ઘણી વખત ફોકટ ગુમાવેછે, બીજો કુવત ખરચીને પાછું વધારી શકેછે. પેહેલો લાગો તો ટીકો નહીતો માર ખાઈને આવેછે—બીજો ફતેહજ મેળવીને આવેછે. ટુકમા કહીએતો કવાએદ માણસને સારી આદત પાડેછે અને "આદત તે બીજી ખુદરત છે" જેથી ડાકટર આમરસ બતાવેછે તેમ આદતે આદતે માણસ તેજ રસતા ઉપર જાયછે અને બીજા લોભ, લાલચ તથા બદીની સામે લડી શકેછે.

## દાં ગા ઈ .

માણસ જાતને લાગુ પડતાં દરદોમાના દાંગાઈ અથવા બદનના ઘણા માતવા તથા ફરબે થવાના દરદની આ અંકમાં ટુક તપાસ કરવા માગીએ છઈએ. વાંચનારી બાનુઓ કદાચ વીચાર કરવા પડશે કે બદનના છેક ફરબે બનવાને અમે દરદ કેમ વીચારીએ છઈએ. આપણી ઘણી બાઈઓ બદને માતેલી હોયછે, પણ તેઓના ઓહીપાં જેવાં પેટ અને હાથીના બચાં જેવાં બદનની જાડાઇ છતાં, તે દરદને લીધે છે એવું તેઓએ કવચીતજ વીચારયું હશે. તેવાં જાડાં આંગને દરદ લેખી અમે તેવાં મોટાં માઓને બીહીવાડવા માગતા નથી, કેમકે દાંગાઈનુ દરદ બીજાં દરદો જેવું જોખમ ભરેલું ઇઆ ધાસતી ભરેલું નથી. તોપણ ઘણું માતેલું બદન એક દરદ છે એ વાતતો વઈદો એકમતથી કબુલ કરેછે અને તેથી એ બાબત તપાસ કરવા જોગ થઈ પડેછે.

બદનનુ માતવું ચરબીથી થાયછે. ચરબી થોડી હદ શુધી ખોરાક સાથ જરૂરની છે, તેમજ બદનમા પણ ચરબી મધીઅમ હદ શુધી જરૂરની છે. ચામડીને જે ઘાટ ઘટમ અને સોભા મલેછે, તથા ચેહેરાને જે ખુબસુરતી મલેછે તે ચરબીથી મલેછે. એટલા માટે ચામડીની હેઠલ ખુદરતે ચરબીનું પડ કરેલુંછે. બદનના જુદા જુદા ભાગો ભરેલા અને કમાનદાર ગોલ દેખાવાથી સોભા મલેછે. ચામડીને તેવો આકાર આપવામા ચરબી કામ લાગેછે. જારે તે ચરબી તવાઈ જાયછે તારે શુકાયલો સોહરાયલો આકાર બનેછે, તે ઉપરથીજ બદનમા ચરબીની અગત માલમ પડેછે. પણ ચરબીનું તવાઈ જવું એ જેમ દરદી અને નબલી હાલતમા બનેછે, તેમજ ઘણી ચરબીનુ એકઠું થવું એ પણ એક જાતની દરદી હાલતનુ પરીનામ છે.

તનદરોસત બદન ફરબેતો હોવું જોઈએ, પણ છેક માતેલું નહી જોઈએ. ચેહેરો અને ગાલ ભરેલા, ગરદન થોડીક જાડી, છાતીની ઉપર થોડુંક માસ, ગોટલાં ખીલેલાં, હાથ પગ ગોલ અને ભરેલા એટલી દાંગાઈ સોભા ભરેલી છે. પણ ગરદન ચરબીમા છેક બેસી જાય, છાતીની ઉપર ચરબી જુહુલાઈ પડે, પેટ ઉપસી નીકલે, પીઠ અને અરપર વાટા વલે, હાથ અને પગ ઉંચકાય નહીં તેવા ભરી અને જાડા થઈ પડે એ કાંઈ તનદરોસતી ભરેલી ફરબેહી નથી. એવી દાંગાઈથી બદનને સોભા મલતી નથી પણ એબ લાગેછે. બદન બેદોલ અને બીહામનુ થાયછે એવા ફરબે માણસ બેસેછે અથવા સુવેછે તો ટેકડા જેવે ઉપસાટ થઈ રેહછે અને ઘણીવાર રમુજી લોકોની મશખરીને આધીન થવું પડેછે.

આ દાંગા આંગનો સબબ ઉપર કેહેવા મુજબ ચરબીનો વધારો છે. ઘણી બાનુઓ એ પરમાણે બદનનુ ફુલવું પવણથી વીચારેછે, પણ તે ભુલ છે. ખોરાક જે તતવોનો બનેલોછે, તેમાથી "આકસીજન" નામનુ હવાઈ તતવ છુટું પડવાથી પરાંણીઓના બદનમા ચરબી બનેછે. કોઈવાર ખોરાક માહેલી "ફાઈબરીન" અને "આલબયુમન" નામની જીણસોના પરયકરણ થવાથી અથવા કોઈવાર સાકર, ગુંદ વગેરે સાંધણો છુટાં પડવાથી ઉપલું હવાઈ તતવ ખોરાકથી વેગલું જાયછે તારેજ ચરબી બનેછે. તે ચરબીનો થરો ચામડી તલે વધતો જવાથી ચામડીને ફુલવેછે. એની સાબેતી જોવી હોયતો જુદી જુદી જાડાઈના માણસોના પેટ ઉપરની ચાંમડીને મુઠીમાં પકડવાની કોશેશ કરવી. જેમ દાંગુ માણસ હશે તેમ તેની ચામડી મુઠીમા વધારે આવશે અને તેમા વધારે દલ તથા જાડાઇ માલમ પડશે. જો પવણ અથવા પાંણીથી આંગ ફુલેલું હોયતો આ પરમાણે ચામડી હાથમા રેહ નહી.

એ પરમાંણે ઘણી ચરબી વધી જવાના દરદની નીશાણીઓ સાધારણ છે, અને સરવે લોકોને જણાયલી છે. દાંગુ માણસ કુવતમંદ નહી પણ નબલું હોયછે. તે આલશુ, શુસત અને મુરદાલ થઈ પડેછે. તેને બેસી રેહવા અથવા સુઈ રેહવાનુ વધારે ગમેછે. તેને વધારે ખાવાનુ ભાવેછે, પણ વધારે કામ ભાવતું નથી. તેનાથી ઘણું ચલાતું નથી અથવા ઝડપથી ચલાતું નથી. તેનાથી ધસીને દોડાતું નથી ઇઆ ધસીને કામ થતું નથી. તેને પોતાની ઉપર ગોયા કાંઈ ભાર આવી પડયો હોય અને બદન ઉપર બોજો ઉંચકવા માટે મેહેનત કરવી પડતી હોય તેમ લાગેછે. એ રીતે ચરબીનો સઉથી વધારે જમાવ પેટ તરફ થાયછે અને વધારે ભાર પણ તાંહાંજ લાગેછે. આ હાલતથી એક દાંગુ માણસ આજારી માણસના જેવું હોયછે. તેને ઘણી અગવડ અને કંટાલો ખમવો પડેછે. પણ ચરબદાર બદનને એટલુંજ દુખ નથી. ઘણી ચરબીથી બદનના ભાગો ધાસતીમાં આવી પડેછે. કેટલાક અવીઅવો ઉપર ચરબી ફરી વલવાથી તેનો સાંચો ચાલતાં હરકત થાયછે અને ચરબીથીજ કરીને નાશકારક મરજ પેદા થાયછે. "દીલ" ની ઉપર, કલેજાંની ઉપર તથા બીજા ભાગોપર ચરબીથી બુરા મરજો લાગુ પડેછે. વલી ઘણા દાંગાં માણસમાં ફરજંદ પેદા કરવાની સકતી પણ ઓછી થાયછે.

આ દરદના સબબો સેહેલ અને સાધારણ છે. જો એક જ બોલમા બોલીએતો "પાલીઆપણું" આવી દરદી દાંગાઈનું સઉથી મુખ્ય કારણ છે. કેટલાકોના શરીરને દાંગું થવાની કુદરતી વલાંણ હોયછે તથા કેટલાકો ગોયા ખાનદાંનેજ દાંગા હોયછે, તે ઉપરાંત બાકીના લોકો જે દાંગા થાયછે તે એવા ખુલીઆપણાથી થાયછે. ખોરાક જથામા અથવા જાતમાં ઘણો સરખો ઈઆ ઘણો સરસ લેવો, અને મેહેનત કરવી નહી એ ચરબીનું દરદ વધારવાનો ઉપાય છે. ઘી, માખણ, તેલ, ચરબી, તેમજ સાકર, ખાંડ અને બીજી મીઠી વસતુઓ ઘણી ખાવાથી પણ ચરબી વધેછે. ચાવલ, દાલ, ચના, કથોલ, તેમજ કંદ, પટેટા, સીંગો, વગેરે મીઠી તરકારી પણ ઘણી ખાધામા લેવાથી ચરબી વધેછે. આલસાઈમા વખત કાહાડવાથી, ઘણી ઉંઘથી, બેસીને કામ કરવાથી તથા કસરત અને મેહેનતને પડતી મેલવાથી બદનને આ દરદ લાગુ પડેછે. પાતલાં માણસોને ચરબી વધારતાં વખત ઘણો લાગેછે, પણ એકવાર જો ચરબી વધવાની વલાંણ આવી ગઈ તો પછે તે વલાંણ તુટવી ઘણી મુશકેલ પડેછે. વધારે અજાએબ જેવું એ છે કે જે કામોથી ચરબી વધેછે, તેજ કાંમોનો શોખ પણ જેમ ચરબી વધે તેમ વધતો જાયછે. દાંગાં માણસ ધાનખાઉ વધારે હોયછે. ચરબી, ચીકાસ તથા મીઠાસનો પણ તેઓને ભારી શોખ હોયછે.

ઉપલા હેવાલ ઉપરથી આ દરદનો ઈલાજ શોધી કાહાડવો મુશકેલ નથી. દાંગાઈના દરદને માટે જાજી દવાની જરૂર નથી. જારે દાંગાઈથી નબલાઈ વધી પડે, જારે જરા વારમા દરદી હાંફી જાય, જારે તેનો કોઠો કબજ ચાલયા કરે, તારે ડાકટરની સલાહ તથા દવાની મદદ જરૂરની થઈ પડેછે. પણ બાકીની સઘલી વખતે આ દરદનો ઉપાયમાં ઉપાય એજ છે કે જે કારણોથી ચરબી વધેછે તે કારણોથી દુર રેહવું. ઘણી બાઈઓ પોતાની ચરબી તાવવાને ખાએશમંદ હોયછે, પણ તેના ઉપાય ગમે એટલા કરવા છતાં કાંઈ વલતું નથી. તેવાં દાંગાં માણસોને માટે થોડાક સાધારણ પણ ખરા અકસીર ઉપાયો હેઠલ આપીએ છઈએ. એ ઉપાયો એવા છે કે તેથી બદન પતલું થવા વીના રેહેશે નહી, પણ શરત એટલીજ કે તે ઉપાયો ખતીને તથા પુઠે લાગીને ઓછામાં ઓછા છ મહીના સુધી જારી રાખવા અને વચમાં ખાંચો પડવા દેવો નહી. એ ઉપાયો કાંઈ કડવા નથી, પણ તેમા માતર ધેઆન અને સંભાલ રાખવાનીજ જરૂર છે અને અમારી ખાતરી છે કે જે કોઈ દરદી આ ઈલાજો અજમાવશે તેને ફાયદો થવા વીના રેહશે નહી.

પેહેલો ઉપાયતો કસરત છે. તેને માટે નીચલા કાયદા મુજબ સંભાલથી અમલ કરવો.

૧—ખુલલી હવામાં કસરત કરવી.

૨—બદનને ગરમી આવે તથા દીલમાંથી પરસેવો છુટે તાંહાંવેર કસરત કરવી.

૩—ઘણી થાક ચહડે એટલે કસરત બંધ કરવી.

૪—દરરોજ ઠરાવેલે વખતેજ કસરત કરવી.

૫—દાંગાં માણસોને સઉથી ગુણગારી કશરત ચાલવાની તથા સવારીની છે.

૬—ચાલવાની કસરત કાંઈ માતર દરીએ કીનારે ધીમે ધીમે ફરવામા નથી, પણ પેહેલાં બે તરણ અને પછે ધીમે ધીમે વધારે માઈલ સુધી જહડપથી અને ઉલટથી ચાલવાની ટેવ પાડવી.

૭—સવારીની કસરત આપણી બાનુઓને ઘણીજ જરૂરની છે અને તેને લગતી છીટ કાહાડી નાખી, જેઓની જવસર હોય તેઓએ ખચીત ઘોડે બેસીને ફરવા નીકલવું.

૮—ઘરમા પણ સઘલો વખત કામમા ગુજારવો અને બનતાં સુધી વધારે કામ કરવું, તેમાં હાંડા વટીક ઘસડવા.

૯—દરરોજ સહવારના સકારે ઉઠવું અને બપોરના ખાધા પછે ઉંઘાવાની ટેવ દુર કરવી.

૧૦—દરરોજ ૭ અથવા ૮ કલાકથી વધારે ઉંઘાવું નહી.

બીજો ઉપાય ખાવા પીવાનો અંદાજો છે. તેને લગતા નીચલા કાયદા ઘણાજ ફાયદાકારક માલમ પડશે.

૧—ઘણું ખાવું નહી તથા ઘણું પીવું નહી.

૨—ખોરાકનો વજન ધીમે ધીમે કમતી કરતા જવું તથા તેમજ ઘણું પાણી, દારૂ, ચાહે વગેરે પીવાની આદત પણ ઓછી કરવી.

૩—માખણ, તેલ, ઘી, અને બીજી સઘલી ચીકાસ વાલી વસતુઓ બંધ કરવી.

૪—ખાંડ, સાકર, બતાસા, ગોલ અને બીજી મીઠાસ વાલી વસતુઓ બંધ કરવી.

૫—મીઠાઈ, મીઠા પકવાન તથા મીઠાં મેવા બંધ કરવા.

૬—સઘલી જાતના ચોખા અને આટાના સત વાલી વસતુઓ બંધ કરવી.

૭—પટેટા, કંદ, સલગમ, સીંગો તથા બીજી મીઠી તરકારીઓ બંધ કરવી.

૮—બીર, પોરટર, શમપેન, તાડી વગેરે ફીણ વાલા પરવાહીથી પરહેજ રેહવું.

૯—ગોસત (ચરબી વગર) મરઘી, માછલી તથા બીજો જાનવરી ખોરાક વગર ધાસતીએ લેવો.

૧૦—તરકારીમાં ભાજી, કોબીજ, દોધી, એવી જાતની ખોરાકી લેવી.

૧૧—ચોખાના કરતાં ઘઉંની રોટી, પાંઉં, બીસકીટ અથવા જુવારની રોટી ખાવામાં લેવી.

૧૨—દુધ, ચાહે અંદાજસર લેવું તથા દારૂની જરૂરજ હોયતો શેરી વાઈન અંદાજસર લેવો.

---

## મધરાજ ઈલાકામાં રેસમની બનાવટ.

આ સરવે (બાંગલોરના) ગામોમાં, એ સરવે લતા તરફ, ઘણા લોકો રેશમ બનાવનારાઓછે. આસરે પંચાસી વરશની વાતપર, ટીપુસુલતાન પુર મહીમામાં હતો તયારે રેશમ કેમ પેદા થાયછે તેની તેને ખબર પડવાથી ચીન, જપાન વીગરે મુલકોમાંથી તેણે રેશમના કીડા મંગાવી પોતાની રઈયત લોકમાં વેહેંચયા, તેઓને રેશમ પેદા કરવાનું કામ શીખવયું અને તેઓને આ લાભકારી વેપારમાં બનતું ઉતેજન આ,

યયું. ઘણા વરશ સુધી એ અજમાએશ ઘણુંકરીને ફતેહમં
દ ભરેલી ગુજરીછે, ઘણાઓ નયાહાલ થતા ચાલયાછે. પ
ણ બે વરશ થયાં પોકાર ઉઠી રહયોછે કે એ રેશમના કીડા
ઓમાં કંઈ એવો રોગ દાખલ થયોછે કે તે જીવતા નથી;
અને નાંફા બાંધવા જેટલા મોહોટા થાય શું કે તેની અગા
ઉ તે મરણ પામેછે; તેની અગાઉ ઝાબની ઝાબ ભરીને તે
નાખી દેવા પડેછે. એથી હજારો લોકોની રોજી કમી થઈ
છે; હજારો લોકોની રોજી નાશ થવાની ધાસતી ચાલેછે.
કીડાનો આવો નાશ અટકાવવાનો ઈલાજ કોઈને સુઝતો
નથી. પણ એક નવી અજમાયશ ચાલુ કરવામાં આવી
છે. ચીતલનાં કે ચાપુનાં પાંના આપણે જોયાંછે, તેમ આ
કીડાનાં ઈંડાના પાંના ચીન વીગરે જગાથી લાવવામાં આવ
યાંછે. લાકડું સાફ કરવાના રંદાના કાગળપર કાચની ભુ
કી છાંટેલી હોયછે તેમ જાડા કાગળનાં પાનાંપર એ ઈંડાં
ચોંટાડેલાં જોવામાં આવેછે. એટલુંજ કે પેહેલી રજકણો
સુફેદ અને બારીક; આ રજકણો કંઈ મોહોટી અને કાળી.
આ પાનામાંથી છ માસે કીડા ફુટવા જોઈએ. એ કીડા
કેમ ફુટેછે અને જીવેછે, અને જોઈએ એવા ઉપયોગમાં આ
વેછે કે કેમ, તેની અજમાયશ ઠેકાણે ઠેકાણે ચાલુ છે. જયાં
લોક રેશમ બનાવેછે ત્યાં તેઓને શેંતુરનાં ઝાડોના બાગ
રાખવા પડેછે, તેના પાતરાં આ કીડાઓનો ખોરાકછે. એ
વા એક બાગની પાસેનાં જીહુપડામાં ગયા તો બાજુએ એક
લાકડાંનો માચડો ઉભો કરેલો જોવામાં આવેછે. તેનાં એક
એકની ઉપર આવેલાં ખાનામાં બાંસુની ઝાબો, એક એક
પછી એક, જરા જરા જગાની અંતરે, મુકેલી હોયછે. તે
માં બારીક પંચરસીઆ રંગનો ભુકો દીઠામાં આવેછે.
વાસી પાણીના પેહેલા દાહાડાનાં પોઈઆં જેવા આ કીડા
પોતાની બચગીમાં જણાયછે--બાલ જેવી બારીક શેંતુરના
પાતરાંની ઘણી ઝીણી ભુકીઓ કરી તેમાં નાખવામાં આવે
છે તેની સાથે એ સઘલા કીડા લપટાઈ જઈ પંચરસીઓ
ભુકો સળવળતો નજર આવે છે. એ પાતરાંનો રસ પી એ
કીડા મોહોટા થાય છે. રેશમ બનાવનારના બોલમાં કહી
એ કે જે ચાળીસ દાહાડા આ હાલતમાં તેઓને રાખવામાં
આવેછે તે દરમયાન ચારેક વાર તેઓને "તપ" આવેછે;
તે દાહાડાઓપર તેઓ બીલકુલ ખાતા નથી. પણ આ
મુદત પછી તો તેઓ રસ પીવાનું મુદલ મુકી દીએછે, અને
આપણી છેલી આંગળીની અડધી લંબાઈ અને પોણી જા
ડાઈના હીસસા જેટલા એ કીડા મોહોટા બની જાયછે. એ
મુજબ તઈયાર થયા કે "નાંફા" બનાવવાને સારૂ તેઓને
બાહેર કાટવામાં આવે છે. જે ઝાબોમાંથી તેઓ નીકળયા
તેના કરતાં ઘણી મોહોટી ઝાબો દેવાલ યા કંઈ તેવી ચીજ
નો આશરો આપી ટાળ પડતી મેલવામાં આવેછે. એ આ
ખી ઝાબમાં આસપાસ ફરી વળેળા ગોળ, એક એકની પા
સે, ખુલાં ખાંના કરી લીધેલાંછે, જેમાં આ તઈયાર થયલા
કીડાઓને છોડી દેવામાં આવેછે તેવાજ તેઓ નાંફા બના
વા મંડી જાયછે, એક દીવસમાં એ નાંફા પુરા કરી મેલેછે.
એ નાંફા ચલ્લીનાં ઈંડાં કરતાં બેવડા રેહેછે; રંગે બદખનાં
તુરતનાં સેવનમાંથી નીકળેલાં બચ્ચાંના રંગની સાથે મળતા
હોયછે. જેમ હજારો મધમાખો પોતાનું કામ કરવામાં ગું
થાઈ જાયછે તેમ આ કીડાઓબી કરેછે. ફરક એટલોજ
કે હજારો મધમાખો એક ઘટ નાહાના જીહુમખામાં કામ
કરેછે, અને આ કીડાઓ વેરાઈ જઈ પોતપોતાનું જીદું ઘ
ર બાંધતા જણાય છે. મોહોડામાંથી કેવો રસ કાઢેછે, તે ર
સ ઝીણા તારના જેવો કેવો એક એકમાં આડો અવળો
ચોતરફ લપેટી દેછે, અને સરવે તારો જમા કરી કેવું ઘટ
પણ નરમ કોટલું બનાવતાં કીડો અંદર ગુપ્ત થઈ જાયછે,
એ તેની કારીગીરી બારીકીથી તપાસતાં મોહોટી ગમત ઉપ
જયા વગર રેહેતી નથી—હેરત અને તારીફમાં પડયા વીના
રેહેવાતું નથી. આ રીતે બનેલાં ઘરોને 'નાંફાના નામથી
ઓળખવામાં આવે છે. એક અઠવાડીયાં પછી એ નાંફો
કતરીને કીડો પાછો બાહેર પડે છે. એ દરમયાન તેને પાં
ખો આવેછે; તે પાંખો નાંફો બાંધતી વેળાએ આવેલી નહી.
એ મુજબ કીડાઓ પોતપોતાનાં ઘરોમાંથી પાંખો ફફડાવતા
પુર મસતીમાં બાહેર પડયા કે નર હોય તે માદા શોધે છે;
માદા હોય તે નર શોધેછે. એ પછા એ જોડ થયલા કીડા
ઓ એક એકથી છુટા પાડવામાં આવે છે. નરો નાખી દે
વામાં આવેછે, યા તે મરઘાં બતકાંનો ખોરાક થઈ પડેછે.
તે પછી માદા ઈંડાં મેળેછે તે જાણે ખસખસના દાણા એક
એકની સાથે વળગેલા ઝીણી સાંકળી જેવા હોયછે, એમાંથી
પેલાં બાલ જેવાં બચ્ચાં પેદા થાયછે. જો રેશમ કાઢવું હો
યછે તો પાંખ સાથના કીડા પાછા ફુટી બાહેર નીકળે તેની
અગાઉ નાંફાને ઉપયોગમાં લઈ લેવામાં આવેછે. એ નાંફો
તેજ રેશમનું ગુંછળું છે. અંગારની ભઠીપર મેલેલાં ઉક
ળતાં પાણીની કઢામાં એ નાંફા નાખવામાં આવેછે કે અં
દર કીડાઓ બલી જાયછે, સઘળા નાંફાઓ એક એકની સા
થે વળગી જાયછે જેમાંથી રેશમના તાર ખેંચવામાં આવે
છે. કઢાની ઉપર આવેલાં લોહોડાંના બે પાના જે જમીન
માં ગડાયલી લાકડીઓના આધારપર રહેલાંછે તે પાનાના છે
ડાના નાંફામાંથી રેશમનો તાર પાસેના લાકડાંના ફરતા રેહેં
ટીઆપર લપેટાયો જાયછે. એ તાર દસ બાર સાથે મળેલા
હોય તોએ આ વેહેમાંથી પસાર થતાં તે ઘણો પાતળો થઈ
પેલું ચકર જે એક માણસ ફેરવેછે તેપર લપેટાયો જાયછે.

રાતનાં અઈનગુડી, અચીગીરલ્લી, કલોસપેટ, વલેરં
ડી, મઈગાંનઅલી છોડી સહવારમાં બીરડી આવી પોંહોંચી
યે છીયે. બે તરણ હજાર ઘરોનું આબી ગામ છે. ગામને
છેડે એક ઈંગરેજનું સંચાની મારફતે બનતાં રેશમનું, ના
હાની શોભઈતી બાંધણી વાળું એક કારખાનુંછે. શીરૂઆ
તમાં શેંતુરના બાગનો બે તરફનો લાંબો પટ મેલી અંદર
જઈયે છીયે કે સંચાનાં અને માનેજરનાં રેહેવાનાં શોભાય
માન મકાનોની સામે ફુલના બાગના સુંદર કીતાઓ આ
રાસતે કરેલા જોઈયે છીયે. માનેજરનો બંગલો તો જાણે
ફુલના વેલાઓમાં ડુબી ગયોછે. જયાં ફરીયે તયાં, યા તો
નાહાના નાહાના તરેહવાર આકારોના કકડાપર, કે કુંડા
ઓમાં જાત જાતનાં ફુલોનાં ઝાડો અછી રચનામાં આપણી
નજરને ભેટેછે. માનેજરની મેહેરબાનીથી આ કારખાનું
અંદરથી અમારા જોવામાં આવયું હતું. તેમાં એક ઓ
રડામાં બે બાજુએ હારેહાર આસરે પોણીસો નાજુક સફા
ઈ ભરેલા સંચા ગોઠવેલા છે, કે જેની મારફતે દર અઠવા
ડીયે ૩૦૦ રતલ રેશમ ઉતરેછે. એ સંચાનું બયાન આ
વી કંઈ રીતે થઈ શકે. એક લોહોડાનાં સટાંડપર તેની વ

ચંમાં લોહોડાંની ઉંડી લંગરી મેલેલી છે તેમાં બાફ આવ
વાની, થંડુ પાણી રેડાવાની, ગલીચી ઘસડાઇ જવાની જુદી
જુદી નળીઓ તળીએથી ગોઠવેલીછે, જેનો સંબંધ આવા
સઘળા પાસે પાસે ગોઠવેલા હારેદાર સંચા સાથે લાગુછે.
એકેકી આવી હારની પછવાડે રેશમ વીંટલાવાનાં લાકડાં
ના ચકરોછે, તે ચકરો પેલી લંગરીઓમાંથી રેશમ ખેંચયાં
જાય એવી ગોઠવણ કરેલી છે. નાંફાઓમાંથી રેશમ કાહ્‌વા
ની અગાઉ તેમાંના કીડાને મારી નાખવા પડેછે તેથી તેઓ
ને લોહોડાંની એક મોહોટી પેટીમાં બંધ કરી આસપાસથી
ગરમ બાફ લગાડવામાં આવેછે, જેથી થોડા દેરમાં ખાંડી
બંધ કીડાઓ નાંફામાં નાશ પામેછે. આ કારખાના વાળા
ઓ નાંફા પોતાને તયાં બનાવેછે, પણ ઘણો જથો વેચાતોબી
લેયછે, અને પુરતા નાંફા મળયા તો વરશમાં દોઢ લાખ રૂ
પીઆ સુધીનું રેશમ તેઓ ઉતારી શકેછે.

(દખસીણુ હીંદુસતાંનની મુસાફરી.)

---

## હોજંરી.



માણસના પેટમાના સાંચા
ઓની એક સામટી સરવઈ કી
ધા પછે હવે તેમાના એકેક યં
તરની છુટી તપાસ ટુકમા કરી
એ. પેહેલે હોજરીથી શરૂ કરી
એ, જે અગતના અવીઅયનુ
એક ચીતર ઉપર આપીઉંછે. ખોરાક ગલવા પછે પેહેલ વે
હેલો હોજરીમા જાયછે. તે તાંહાં એકઠો થાયછે અને ખો
રાક પચવા અથવા હજમ થવાનુ કામ હીઆંથી શરૂ થાય
છે. એટલા માટે હોજરી બાહેરના દેખાવમાં કાંઈજ નહી
પણ એક કોઠલી જેવી લાગેછે. તેનો આકાર એક મસક
અથવા પખાલને વધારે મલતો આવેછે, અને જોકે સઘલો
ખોરાક તેમા હજમ થઇ રેહતો નથી, તોપણ ખોરાક ઉપર
એ કોઠલીમા એટલી બધી કીરીઆ થાયછે કે દરએક તપા
સ કરનાર તેમા વાપરેલી કલા ઉપર આફરીન કરવા વના
રેહશે નહી.

ગયા અંકમા આપેલા હેવાલ ઉપરથી વાંચનારી બા
નુઓને યાદ રહયું હશે કે હોજરી પેટની પીપડી આગલ
ડાબી પાસલીની હેઠે મુકેલીછે. તેનુ હેઠલનું તલીઉં એક
કોહલીની મીશાલે ગોલ છે, તેની જમની બાજુપર હેઠેથી
ખાંચોછે તથા ડાવી બાજુએ ઉપરથી ખાંચોછે. તેમાથી એ
ક નલી ઉપર જાયછે અને બીજી નલી હેઠલ જાયછે. ઉપ
લો ચીતરમાં 1 નીશાણવાલી નલી ખોરાકને હોજરીમા દા
ખલ કરેછે, 2 આંકવાલી નલી ખોરાકને હોજરીમાથી બા
હેર લઇ જાયછે. હોજરીમાથી ખોરાક આંતરડાંમાં જાયછે
જે આંતરડાંનો છેડો હોજરીને 3 આગલ લાગેલો છે.

હોજરી સઘલી માસની બનેલીછે. તે એક માસની
હેલીજ છે. તેમાં તમામ માસના સાકા ગુંહેલાછે. જારે
તે ખોરાકથી ભરેલી હોયછે તારે તે એક છેડાથી બીજા છે
ડા વેર ૧૦ ઈંચથી ૧ ફુટ સુધી લાંબી થાયછે તથા તેની વ
ધતાઓ વધતી પોહોલાઈ ૪ ઈંચની રેહછે. પણ જારે તે
ખાલી થાયછે તારે ચીમરાઈ જાયછે, અને તે વખતે તેનુ
કદ ઘણું નાહનું થઈ જાયછે. હોજરી વજનમા ૧૧ તોલા
છે, પણ તેમા ૪ થી ૫ રતલ પાંણી સમાઈ શકેછે. તેની
ઉપરના ભાગમા પેટનો પદડો આવેલોછે તથા કલેજાંની ની
ચલી બાજુછે. હોજરીના આગલાં બારે પેટની ચામડીછે,
જેથી પેટના ખાડામા ચામડીની હેઠલ પેહેલ વેહેલીજ હોજ
રી આવેછે.

વાંચનારી બાનુઓ પુછશે કે આ એક માસની કોઠ
લીમાં કલા શુંછે અને સાંચો કેવો હોય! એ કલા ઘણી
અજાએબ જેવી છે. ગલાંમાના નલને રસતે હોજરીમાં જે
ખોરાક દાખલ થાયછે, તે પેહેલાં જેટલો કઠણ હોય તેટલો
દાંતે ચવાઈને તથા લબ સાથ મલી જઈને ઘણી નરમ અ
ને પોચી હાલતમા હોજરી મધે દાખલ થાયછે. ખોરાક દા
ખલ થવા પછે હોજરીની બનાવટ માહેલા સાકાઓ સંકો
ચાવા માડેછે, જેથી ખોરાક ઉપર ઘણું દબાણ થાયછે અને
તે દબાંણથી હોજરીની અંદર ખોરાક આંણીગમથી પેલીગ
મ ઢેકેલાતો અથવા દોડતો ફરેછે. એ ખોરાક બરાબર
એકસરખો ફરેછે. તે પેહેલાં હોજરીની જમણી બાજુપ
રથી ડાવી બાજુપર જાયછે, અને પછે ડાવીથી જમણી બા
જુએ આવેછે. એ પરમાણે તરણ ચાર કલાક શુધી ખોરાક
હોજંરીમા હીલવાયા અથવા દોહોવાયા કરેછે.

આટલીજ કીરીયા હોજરીમા થતી નથી. હોજરીની
અંદરના માસના પડની કરચલી વલી ગયલીછે તથા તેમા
નાહાના નાહાના ખાડાઓ હોયછે. એ પડમાંથી "ગાસટ
રીક જુસ" નામનો એક રસ નીકલેછે. ખોરાક હોજરીમા
દાખલ થવા માડે એટલે હોજરીના માહેલાં પડમાથી એ રસ
પણ ઝરફવા માડેછે, બલકે કેટલીક વારતો ખોરાક દાખલ થ
વા આગમચ તે રસ ઝરફેછે. ખાવાનો બરાબર વખત
થતાં એ રસ બનેછે. કોઇવાર ખાંનાની ખુશબો અથવા
મસાલેદાર પકવાનનો દેખાવ જોતાંજ એ રસ વેહેવા માડે
છે અને જેને આપણુ પેટમાં ભુખ લાગી કહીએ છઇએ ત
થા જેને ખાવાની રૂચી કહીએ તે આ રસના પેદા થવાથી
થાયછે. એ રસને ગુજરાતીમા "જથરસ" અથવા "હજ
મ કરનારો રસ" કેહેછે.

તે એક જલદ તેજાબ જેવો છે, તેનો રંગ લ
ગાર સફેદાઈપરછે, તથા તેમા "પેપસીન" નામની
વસતુ, કેટલાક ખાર, એક જાતનો તેજાબ તથા પાં
ણી એટલી ચીજનો એ રસ બનેલો છે. હોજરીમાનો
આ રસ દાહાડામાં ૪ થી ૫ રતલને સુમારે પેદા થાયછે.
તેમાં "પેપસીન" નામની જે વસતુ છે તે ખોરાકને પ્રીગ
લાવા માટે અકસીર છે. જે લોકોની હોજરી નબલી હો
યછે, તેમાના જથરસ મધે આ "પેપસીન" ઓછું થાયછે
અને તેથી ખોરાક પચવો મુશકેલ પડેછે. તેવાં માણસોને
દવા તરીકે "પેપસીન" આપવામા આવેછે. તે "પેપસી
ન" ની દવા ખુદ્દ પરાંણીઓની હોજરી માહેલું "પેપસી
ન" કાહાડીને બનાવેલી હોયછે. એ દવા તરેહવાર આ
કારમા બનેછે, જેમાનો એક સવાદદાર અને મનપસંદ
આકાર "પેપસીન વાઈન" છે. જેઓની હોજરીમા "પે
પસીન" ઘટી ગયું હોય તેઓના તે પેપસીનમા આવી દ
વા ઘણો વધારો કરેછે.

હવે જારે ઉપર કહયું તેમ હોજરીમાં ખોરાક ગોલ
આંટા ખાયછે તારે આ જઠરસમાં તેને સારીપઠે ફાલવ
વામા આવેછે. તે રસ સઘલો ખોરાક સાથ મલી જઈ તે
ને દોહોવેછે તથા પીગલાવેછે અને ખોરાક સાથ સઘલો એક
રસ થઈ જાયછે. એ રસ ખોરાકની દરએક વસતુ સાથ
ભેલાઈ જાયછે અને ગોસત, ઇંડાં, રોટી, અનાજ, તરકારી
એવી જરપત ખોરાકીની આ રસની મેળવણીથી બારીક
કગરસો બનેછે તથા તેમા બીજો રસાએણી ફેરફાર થાયછે.
એ સઘલી મેળવણી પાતલી પરવાહી થાયછે તેને ઈંગરે
જીમાં "કાઈમ" કરીને કેહેછે, જેનો અરથ "ખોરાકનો ર
સ" એવો થાયછે. "ખોરાક હજમ થયો" એમ જારે
આપણે કહીએ તારે તેનો અરથ એ કે લોહી સાથ મલી
ગયો. લોહી સાથ મલી જવા વગર ખોરાક પચેલો કેહેવા
ય નહી.

હવે હોજરીમા ખોરાક ઉપર જે મજકુર કીરીઆ થાય
છે તે સઘલી તેને લોહી સાથ મલી જાય એવો બનાવા માં
રે થાયછે. પણ હોજરીમાથી સઘલો ખોરાક કાંઈ પચતો
નથી માને લોહી સાથ મલી જતો નથી. ખોરાકના તતવ
ઓ તરેહવાર આવેછે. તેમા "સટારચ" અથવા આટા
ના જેવું તતવ "અલબયુમન" અથવા ઈંડાંની સફેદીના
જેવું તતવ, "જીલેટીન" અથવા જેલીના જેવું તતવ,
"શુગર" અથવા મીઠાસનું તતવ વગેરે હોયછે. એમાના
ઈંડાંની સફેદી જેવા તથા મીઠાં તતવો ઉપર હોજરીમાથીજ
પુરતી અસર થાયછે અને તેથી તે હોજરીમાંથીજ લોહી સા
થ મલી જવાને તઈઆર બની રેહછે. તે તઈઆર થવા
પછે હોજરીની જીણી નેસો તેને ચુસી લીએછે અને તાંહાંથી
લોહી સાથ મલી જઈ તે લોહી શરીરના ભાગોને પોશણ
આપેછે. એ પરમાણે ખોરાકના ઉપલાં એજ મીઠાં અને
સફેતી જેવાં તતવો હોજરીમાંથી પચેછે. બાકીના તતવો
ઉપલી કીરીઆથી હજી હજમ થવાને લાએક બનતાં નથી.
તે બાકીનો ખોરાક "કાઈમ" થવા પછે આંતરડાંમાં જાયછે
અને તાંહાં તે પચવા આગમચ તેના ઉપર વધારે કીરીઆ
થાયછે, પણ હવે હોજરીનું કામ સમાપત થયુંછે, માટે આ
વતા અંકમાં આંતરડા વીશે તપાસ કરીશું તારે એ બાકી
ના કામ ઉપર આપણ આવીશું.

---

## ભરથારોના ફાંટો.

જયારે એક વણકરનું યંતર ચાલતું નથી તયારે તે
પોતાના યંતરના સઘળા ભાગ એક પછી એક તપાશી જુવે
છે, અથવા કોઈ બાઇની રેશમની લતમાં ગુંચ આવેછે તયા
રે તે અતી સાવચેતીથી દરએક દોરો ખોલીને જોયછે અ
ને આખરે એક નાહાનો જેવો ગાંઠ અથવા ગુચ માલમ
પડેછે જે બરાબર કીધા પછે તેણીનું રેશમ આશાનીથી કા
ટલાં ઉપર વીટલાયછે. એજ પરમાણે આપણા ઘર સંસા
રમા કાંઈ ખલલ પડેલી માલમ પડે તયારે પયારી બેહની
ઓ નકી જાણવું કે તમારા ઘર સંસારના યંતરમાં કાંઈબી
ભાગ ખરાબ થયોછે અથવા તમારી પેર સંસારરૂપી આંટી
મા કાંઈબી નાહાની ગુંચ ભરાઈછે. રેશમની ગુંચ કાહાડ
વા જેટલી તમો સાવચેતી રાખોછે તેથી અરધી માતર ઘર
ની ગેરસમજુતી કાહાડી નાખવા માટે કાલજી બતાવો અ
ને બેશક તમારા કુટુંબમા સહલા સંપજ પોતાનું રૂડું રૂપ
બતાવશે. તમારા ભરથારોનો સવભાવ તમો એકબારગી
સમારી સકશો નહી પણ તદબીરથી તેઓના સવભાવને ત
મારો સવભાવ એકમલતો કરવો એ કાંઈ ઘણું મુશકેલ ન
થી. ભરથાર તથા બાયડી વચેના વીચાર ફેરને કેમ સમા
ધાન ઉતારવા તે વીશે નીચલી વારતા સારી સમજ આપશે
એવી આશાછે.

બેહરામ અને કાઉશ નામના જોડીઆ ભાઈઓ મુંબ
ઈ શેહેરમા આજ આસરે પાંચ વરસ અગાઉ વસતા હતા.
જોકે જોડીઆ ભાઈઓ હોવા છતાં તેઓની પેસાની એક
બીજાથી કેવલ જુદી હતી પણ તેઓના સવભાવ અજબ
રીતના એકમલતા હતા; તેઓની આદત, અભીઆશ અને
વીચાર તથા દોલત ચીંતા પણ એક સરખાંજ હતાં. પુરતી
ઉમરે આવયા પછે બેહુ ભાઈઓએ પરણવાનો ઠરાવ કરી
બેહરામે શીરીન નામની એક કુલવંત ઓરત સાથે નેકા ક
રયા અને તેજ પરમાણે કાઉશે પીરોજ નામની એક આસ
રે અઢાર વરસની સ્ત્રી સાથે લગન કરીઆં. બેહુ ભરથારો
પોતાની દીલદારો ઉપર ઘણી પરીત રાખતા હતા તથા કો
ઈ પણ બાહારના જોનારને તેઓનું કુંટુંબ ઘણુ સલાહસં
પજ વાલું તરત માલમ પડતું હતું. બેહું ભાઈઓ એકે
કથી થોડેજ છેટે રેહતા હતા અને વારેઘડીએ એકકને તાં
હાં આવજાવ કરતા હતા. વરસ દાહાડે એક પછે બેહરામ
ને તાંહાં એક બેટીનો તથા કાઉશને તાંહાં એક બેટાનો
જનમ થયો. બેહુ બેહનપણીઓ અકેકને પોતાના બાલકો
ની માવજતોમાં ખુબ મદદ કરતી. બેહરામ અને કાઉશ
પોતાની મોહરદારોની ખુબીઓ સારીપઠે સમજતા હતા
અને તેઓનું કુટુંબ એક તનદરોશત રોપાની મીશાલ ખી
લવા લાગું, આટલી સમાધાણી છતાં તેઓના કુટુબમાં નીચ
લી બીના કેમ બની તેનો કોણ ખોલાશો કરશે! બેહુ બા
ળકોની નવજેતને બીજે દાહાડે શીરીન, પીરોજને મલવા
ગઈ અને હંમેશના ખુશાલ ચેહરાને બદલે તેણીને ગમગી
ન અને આંશું ભરેલી આંખો શાથે દીઠી.

પીરોજે એ બાબે પોતાની તરફનો ખોલાશો કહી થં
ભલાવયો. "બેહન શીરીન, આજે માહારો દીવશ ગમગી
નછે, કાઉશ આજે ઘણાજ ખરાબ મીજાજ શાથે બાહાર
ગયોછે, એમ કરવાનો એને શું શબબ પડયો હશે તે હું સ
મજી સકતી નથી! પયારી બેહન શીરીન તું સારીપઠે જા
ણેછે કે માહારી આખી જીંદગી માહારા ભરથારને રાજી રા
ખવાની તદબીરો સોધવામા જાયછે. ગઈ કાલને માટે રૂ
શતમ શારૂ નવો પોલકો શીવવામાં માહારો આખો પરમ
દાહાડો ચાલી ગયો અને માહારા આંગલાને એક ઘડીની
ફુરશુદ નહી મલી અને મેં એક મધમાખીની પઠે મેહનત
કીધી કે વારૂ કાઉશતો ખુશી થશે. જો! તે પોલકાએ રૂ
શતમ કેહવો મજાનો લાગતો હતો. કાઉશ બાહારથી આયો
તે વેલા મહને સીવતાં જોઈ કાંઈ બોલીઓ નહી. થોડોક વ
ખત રહીને તે બે તરણ વાર માલ ઉપરથી હેઠે આવી ઘડી
ઘડી દોકાં કાહાડી જોઈને પાછો ઉપર ગયો. એકવાર મેં પો
લકો ઉંચકી હશીને બતાવીઓ—પણ ખુશી થવાને બદલે

ઉલટું મોહડું કુમલાવીને બોલયો કે 'હજુ કાંહાં શુધી નીચે બેશી રેહશે' મેં અજાએબીથી જવાબ દીધો કે 'વલી કાંહાં શુધી ! રાતના નવ વાગા શુધી, ને તેટલાંમાંબી પોલકો કોણ જાણે પુરો થશે કે નહી.' પયારી શોરીન જો તું માને, કાઉશ જોરથી બારણું ધાંકીને જતો રહયો. હું તરતજ ઉઠી અને તેહની આગલ દોડી ગઈ, અને હજુ શું શું કરવાનું બાકી હતું તે સઘલું વીશતારીને કહયું. કાઉશે જરા હશીને માહારા મોહડાં ઉપર હાથ મુકયો અને બોલયો કે 'પયારી પીરોજ એ સઘલી નકામી ખટપટ છોડી દે અને માહારી આગલ બેશીને વાત કર.' મેં કહયું કે 'તમેબી બરા કામના છેઓ, અને કેટલું કરવાનું છે ને હું તમારી શાથે હમના વાત કરવા બેશુ' એમ કહી હું મારે પાછી સીવવા દોડી ગઈ—આજે સવારે મેં પુછયું 'કે ગઈ કાલે નવજોત વખતે તમો એટલા ગમગીન કાંએ હતા. સઘલાઓએ જોયું તે કેવું ખરાબ લાગું' તે કેહજે 'તાહરો નાદાનીની વાત મહને યાદ ના દેવારતી' મેં પુછયું શું નાદાની, નાદાની તો તમે કરોછો, હું તો કાલે ખુશાલ હતી, તયારે કાઉશ બોલયો જે 'પીરોજ તું મારી મતલબ શમજતે તો કેવું શારૂં પણ હવે બસ' એમ કહી ચાલી ગયો. હવે બેહન શીરીન એની મતલબ સમજવાતો જાદુ વાપડવું જોઈએ તે કાંહાંથી લાઉં ?"

શીરીને ધીરજથી જવાબ વાલયો કે "પયારી શીરીન હેમાં જાદુની કાંઈ અગત નથી,. તું વખતે સાંભલીને અજાયબ થશે કે તારીજ માફક હું પણ પરમ દાહાડે જરને માટે તોપી ગુંઠવામા રોકાયલી હતી અને માહારે તાંહાં પણ એમજ બનયું. પણ ભરથાર ભરથારોમાં ફેર હોયછે કોઈને એક ચીજ ગમે તો બીજાને નહી ગમે, પણ ખરીજ, પયારી મોહરદારોની ફરજછે કે પોતાના ભરથારોને જે પસંદ પડે તે કરવાની કોશેશ કરવી યાને તેહના સવભાવનો અભીઆશ કરવો. હું તોપી ગુંઠતી હતી હેવામા બાહારથી બેહરામ થાકેલો આવયો, મેં તરત જોયું કે તે હમેશ ના ખુશ મીજાજમાં નથી, હેવો વખતે પતાવવું, હશાવવું, એજ સરવેથી સારો ઉપાયછે. મેં તરત માહારૂં કામ પડતું મેલયું અને ધારયું કે બેહરામ બીજે દાહાડે ગમગીન, ફરે તે કરતાં જરને બીજી વેચાતી લીધેલી તોપી પેહડાવશું તો વધારે બેહતર. બેહરામની હેવી ટેવછે કે જયારે પોતાની તબીએત નાદરૂશત હોએ તે વેલાએ જો હું સીવવા બેશુ તો કનટાલેછે. મેંતો તરત ભરવાનું મુકી દીધું અને તેની પાશે જઈને બેઠી, તયારે મહને ધીરેથી પુછેચ કે 'પયારી તાહારૂં કામ છોડી દેવા તુને કોને કહયું.' હું બોલીને 'કોઈએ નહી પણ મહને તમારી સાથે વાતચીત કરવા ગમેછે અને કામની કાંઈ ઘણી ઉતાવલ નથી.' બેહરામ બોલયો જે—'આપારે હવેતો હોયને ટાંકા મારવા પડશે. તે દાહાડે હું બોલયો જે—તું ઘડી ઘડી સીવવા સાનુ બેશેચ, તે પરથી આજે હાથમોનું મુકી દીધુ કે ! વારૂ તારી મરજી.' આપરે તો કાંઈ જવાબ આપયો નહી.

પીરોજે પોતાના ખવાશ મુજબ વચમાં ટાહુકો મેલયો કે "હું હોતે તારે ઠેકાણે તો મજાનો જવાબ આપતે, તે દાહાડે બેહરામે, તુને સીખામણ દીધી તે મહને બરાબર યાદછે, કે—શીરીન જો આએ એક વખત કહું છું તે હમેશ યાદ રાખજે, કે કોઈ દાહાડેબી ભરથારને ચીથરાંનાં ડુચા, શોપ દોરો અથવા હેવી બીજી ચીજોથી કંટાલો આપતીના, તેની નજર આગલથી હેવી ચીજો હમેશાં દુર રાખજે અને જયારે તે કામથી કંટાલેલો આવે તયારે તરત તેહને મીઠી વાતોથી રીજવજે."

શીરીને લગાર અધીરાઈથી અરજ કીધી "પણ મહને સાંભલતો ખરી ! હવે બેહરામને કેટલીક બાબદો વીશે વાત કરવા ઘણું ગમેછે ને જયારે એ બેચેન હોય તે વેલા હું તેવી બાબદો વાશે વાત કરૂં તો સઘલી બેચેની ખચીત નાહાશી જાયછે. પરમ દાહાડેબી તેમજ મેં આશતે આશતે હેને પસંદ પડતી વાત છેડી. તેહનો મીજાજ આશતે આશતે ઉતરીઓ, તેહની તકરાર હું સાંભલતી, તે ઉપર ટીકા કરતી અને માહારા વીચારો કેહતી અને એમ કરતાં બેહરામ પાછો હશયો—માહારી વાત છેડવાની મતલબ તે સમજી ગયો અને ખરા પરીતથી મહને બોસા લઈ માહારો ઉપકાર માનયો. મેં તોપીની ઉતાવલ નહી કીધી તેહનો મહને પુરતો બદલો મલયો. હમારી આખી સાંજ ખુશાલ ગઈ અને પયારી તેંબી જોયું હશે કે કાલે તે કેવો રમુજી હતો."

પીરોજ—તયારે તોપીતો રહીજ ગઈ કે ?

શીરીન—પીરોજ, બેહરામની ખુશાલી શાથે સરખાવતાં તોપી સું ચીજછે તોએપણ મેં તજવીજથી થોડીક મીનીટ સાચવી લઈ, તોપી પુરી કરી નાખી—પણ એટલુંતો માનજે બેહન કે કદાચ તોપી પુરી નહીંબી થતે અને જરને બીજી તોપી પેહડાવવી પડતેતો તેહની કાંઈ મહને દલગીરી નહી લાગતે.

પીરોજ—બેહન તારૂં એવું બાયગ કે તું તાહારા મીજાજને કાબુમાં રાખી શકેછે. મારાથીતો હેવી ગુલામગીરી નહી થાય, જહારથી હું પરણી તાહરથીજ હું આશા રાખતી હતી કે માહારી ખુશીનેબી કાંઈ વજન આપવામાં આવશે. માહારા બાપના ઘરમાં માહારી કોઈએ મરજી તોડી નથી અને હજુબી હું કોઈને તોડવા દઈશ નહી. શું સઘલા ભરથારો પોતાની બાયડીઓનું કહયું કરતા નથી ?

શીરીન—બેહન આકલી કાંએ થાએચ—જરા થંડી પડ. તું વીચાર કર કે બેહરામ અને કાઉશે આપણા શેહરની કનયાઓમાંથી આપણને પસંદ કરી નેકા કીધા તેથી વધારે આબરૂ આપનારૂં બીજું શું હોએ ! માહારીતો ભલામણ એજછે કે જેમ બને તેમ આપણા ભરથારોની એણી ગમ પેલી ગમ નાહાની નાહાની ખોડ ખાપણ જોવા તથા સોધવાને બદલે તેઓની માન ભરેલી બીજી ખુબીઓ જે પરકાશે તે ઉપર વધારે ધીઆન આપવું જોઈએછે. માહારી આ શીખામણ બેહની ધયાનમાં રાખજે કે જેમ બને તેમ ભરથારના શવભાવને આપણો શવભાવ એકમલતો કરવાની તજવીજ કરવી, તેને જે બાબદો પસંદ પડતી હોએ તે ઉપર આપણું દીલ લગાડવું.

પીરોજ—વાતતો ખાસી !! વાહા શું શુંદર ગુલામડી તું બની સકે.

શીરીન—તેવું કાંઈ છેજ નહી ! જે વાતમાં તું પોતાને મજબુત શમજે તેમાં તાબે થવાને હું ભલામણ કદીબી કરૂં નહી. ખરો લગનનો મજબુત ગાંઠતો એજ કે જેમાં બે જુદી જુદી જાતના શવભાવ એકએક સાથ મલી

અથવા ભેલાઈ જઈ એક નવોજ સવભાવ પેદા થાય. શરવે ચીજમાં દેકુ હીલવવાથી મુરખમાં ઠડીએ, શરવે ચીજમાં શાંબે થવાથી હઠીલાં ઠડીએ પણ દરએક ચીજમાં ખરો વીચાર જણાવીઆથી તથા તે ઉપર દાખલા દલીલ સાથ તકરાર કરીઆથી આપણું ગ્યાન તથા આબરૂ વધે.

આ શધલું શાંભલીઆથી પીરોજના મન ઉપર અશર થઈ! બેહુ કુટુંબો સલાહ શંપજનો જહરો પાછો વેહવા લાગમો અને તેની શાબેતીમાં બેહુ ભરથારોની નીચલી વાતચીત ઉતારીએ છઈએ:—

કાઉશ—પીરોજ અને હું હાલ ઘણાંજ ઠીક ચાલીએ છઈએ, હમો પેહલાં પરણીઆ પછી થોડીઘણી ગેરસમજુતી થતી હતી, પણ થોડાક દીવશ થયાતો જાણે એક કુંભાર મતોડી ગમે તે આકારમાં ઘડે તેમ પીરોજે મહને ઘડી લીધોછે. લુચી! થોડાક દાહાડા થયા હેવી પતામણી થઈછે કે, અતીઆર શુધી તેણીની અરધી કીમત હું પીછાણતો નહી હતો.

બેહરામ—આપણો બેહુનો મીજાજ કોઈવાર ચકાસી થાયછે પણ તું કેહેછે તેમ આપણી બેહુની મોહરદારો આપણી ઉપર રાજ ચલાવેછે. શીરીનતો મને મીજાજ ખોવા દેતીજ નથી. તે હેવું કરેછે કે ગ્યાહારેથીતો હસાઈ જવાએછે.

કાઉશ—ભાઈ યાદછે આપણે નાહાના હતા તારે કેવી મારામારી કરતા હતા?

બેહરામ—હા! કારણ કે તું કેહતો કે હું શેઠ અને હું જાણતો કે હું શેઠ, પણ હવેતો હું શેઠ ને શીરીન શેઠાણી એટલે લડવાનું કારણ જતું રહયું.

કાઉશ—ભાઈ બેહરામ તું માનશેખી નહી! તેણીને શામજાવવા હું એક નકશ પાડતો હતો, તે તેણીએ જોઈને મહને એટલીતો મદદ કીધી કે માહારૂં કામ અરધું શેહલું થઈ ગયું. હું બાહારથી આવું કે, સઘલો શામાણ તઈઆર! આ બાબદતો નજીવી લાગશે, પણ હું ધારૂંછું કે ઘરશંસારનું મોહટું શુખ આવી દેખાઈતી નજીવી બાબદો ઉપર ધીઆન આપીઆથી વધેછે.

બેહરામ—હા ભાઈ કજીઆને માટે બે જણ ઓછાંમાં ઓછાં જોઈએ, પણ જારે બે માહેનું એક જણ કજીઓ કરવા નાજ પાડે તારે આ કજીઓ થાએજ કેમ! મહને વારેઘડીએ નામીચા કવી દલપતની કવીતા યાદ આવેછે પણ તે પરમાણે દરએક બાયડી ચાલે તારે વલી દુનીઆમાં ફરી આદ તે સાની હોય!

ઘરમાં કુસંપ ન રાખીએ રે,
હશી હશી પતીને રીજાવીરે સુઘડ નાર.
ઘરમાં કુસંપ—ઈતીઆદી.

## લાકડું.

માણુશ જાતના ઉપયોગમાં આવતી વસતુઓમાં લાકડું સરસાઈ ભોગવેછે. જેમ વખત બદલાતો જાયછે તેમ ચોકસ કામોમાં લાકડાંને બદલે લોહડુ અથવા લોહડાંને બદલે લાકડું એ પરમાણે ફેરફાર જોવામાં આવેછે. અને એ બે અતીઉપયોગી વસતુઓ વચ્ચે હમેશની સરસાઈ વીશે ચાલુ લડાઈ ચાલેછે હેવું કહીએતો કાંઈ ખોટુ કેહવાશે નહી, પણ કોઈ પણ ચીજની પુરતી ખુબીઓ સોધી કાહાડવાને આ સઉથી સરસ ઉપાયછે. લાકડાનો ઉપયોગ કાંઈ જેવો તેવો નથી. દરએક દેશ પોતાના લાકડાંના ટકાઉપણા ઉપર મગરૂરી રાખેછે. ઈંગલાંડ દેશને મોહોટાઈ અને નાથલાં દેશો ઉપર સરદારી આપવામાં તયાંના એક ઝાહાડની મોહટી ખુબીછે. હજારો મનવારો અને આગબોટો દુશમનના ગોલાની ધાસતી વગર સમુદરની સપાતી ઉપર બેધડક ફરેછે. હાલમાં વાહાણના કામમાં થોડો ભાગ લોહડાંએ લેવા માંડયોછે પણ તોએ લાકડાં વગર ફકત લોહડાંથીજ તેહનું પેટ ભરાતું નથી.

આપણા રેહવાના ઘરોમાં અને ઘરસંશારના સામાણમાં સગવડ અને સોભાને અરથે તરેહવાર યુકતીઓ લગાડવામાં આવેછે. ટેબલ, ખુરશી કબાટ અને પેટીઓને માટે આજ સો વરસ અગાઉ જે જાતનું લાકડું વાપડતા હતા તે કરતાં પચીસ ઘણુ વધારે જાતનું લાકડું હાલ વાપડવામા આવેછે આજ સો વરસ ઉપર કોણ માણતે કે આખાં માલવાલાં ઘરો સદનતર લાંકડાનાંજ બનાવીઆમાં આવશે! ઘરોજ નહી પણ તેહને લગતી વખારો તબેલાઓ બખરચીખાણા ઈતીઆદી અને હેવાં ઘરો મુંબઈમાં તો થોડાંજ પણ ઈંગલાંડ તથા ફરાનસમાં પુસકલ જોવામાં આવેછે અને ઈંતનાં બાંધેલાં ઘરો કરતાં તેમની કીમતમાં નજદીક વીસ ઘણો ફેર પડેછે વીલાતમાં ૧૮૫૧ માં થએલાં મોહટાં પરદરશનમાં વીએના શેહરથી એક હેવું ઘર દેખાડવા માટે મેલયું હતું તે માહે એક જમવાનો ઓરડો અને તે શાથે ચાલીસ માણુસ બેશી શકે એવડી ટેબલ તથા ખાણુ મુકવા મેલવા માટે આસપાસ કબટો ખુરશીઓ એકસો માણસો બેસો સકે એવડી લાઈબરેરી તે સાથે સોભાયમાણ 'બુકકેસ' એક દરાઈંગ રૂમ એટલે મુલાકાત લેવાનો ઓરડો એક સુવાનો ઓરડો તે સાથે માહેલો પલંગ, સોફા, કપડાં મુકવાની પેટીઓ અને એક બાજુનો ઓરડો, અને લાકડાંની સુવાલી ભોય અને એ સઘલું ઉંચી કીસમનાં લાકડાંનું અને તેબી વલી, અતી સસતી કીમતનું હતું.

લાકડાંને કાંટીઆથી અગણીત નાહાની મોહટી કામની વસતુઓ બનેછે. જેમકે સથંભો કટેરાઓ, પઈઆઓ, કાંઈ પણ ચીજના હાથા. સેતરંજનાં મોહરાં, દડાઓ, રમકડાંઓ, લાકડીઓ, કાંટલાં, ત્રાગલા, જોહારી, પાલણા અને એ વગરે બીજી હજારો ચીજો. કાંટતી વખતે લાકડાંને ગોલ ફેરવવું પડેછે અને કંટારીનું ધયાન બે ગમ પેંચાયાથી તેહના પગમાં ફેરવવાનું જોર રેહતું નથી માટે વેલાતમાં એ કામ ઉપર આંધલાં માણસોને રાખવામાં આવેછે. ઈંગલાંડના ઘરડા રાજા તરીજા જીઆરજને એ સાંચો ફેરવવાનો બહુ સોખ હતો અને પોતે પોતાના મેહલમાં એવા એક યંતરથી રમુજ લેતો હતો. હમારા વાંચનારાઓએ આજ સુધીમાં કેટલી પેનસીલો ઘડીને વાપડી નાખી હશે, પણ એકકી પેનસીલ બનાવાને કેટલો ખરચ તથા યંતરની અગત પડેછે તેનો કોઈવાર વીચાર કીધો હશે.

બતી સલગાવવાની લુસીફર માચીસ (વેલાતી દીવાસલી) બનાવવામાં લખો રૂપીઆનું લાકડું દર વરસ ખપેછે એમ લખ્યેતો હમારાં કેટલાંક વાંચનારાઓને હરાવું.



દમાસકસ શેહેર.

આવશે, પણ એ વાત ખરીછે. વેલાતના ફકત એકજ જા
ણીતાં કારખાનાવાલાને માટે સલીઓ કાપવા દર વરસ ૪૦૦
મોહટાં ઝાડો કાપવામાં આવેછે, અને એ દેખઈતી નજીવી
ચીજ બનાવવાને માટે કરોડો રૂપીઆનું સાંચાકામ વપડા
યછે, હેવા દરએક સાંચામાં ૩૦૦૦૦ સલીઓ એક મીનીટ
માં કપાયછે અને એ સલીઓના કાંઈ નાંધલાં પડીકાં વેચ
વામાં આવતાં નથી પણ સઘલો પીપો સાથેજ હશાબ રાખ
વામાં આવેછે. લંડનના એક સલી બનાવનારે, બરીસટ
લના એક વેપારી ઉપર ૩૦ હાગજેડ મોકલીઆં હતાં તે દ
રએક હાગજેડમાં ૫૦૦ પડીકાં, દરએક પડીકાંમાં ૭૨ દાબ
લી અને દરએક દાબલીમાં ૫૦ સલીઓ. હવે સઘલીઓ
કેટલી થઈ તેહનો હશાબ વાંચનારાઓનેજ સોંફીએ છઈએ.
એ સલીઓ મુકવાની દાબલીઓ સરવે કોઈએ જોઈ હશે.
જરમની માંહેલું એક કારખાનું એ દાબલીઓ એક આના
ની ૧૦૦ ને હશાબે પુરી પાડેછે અને ગંધક વનાની સલી
ઓ એક પઈની ૭૦૦ ને હશાબે વેચેછે !! મીઅર નામના
એક જરમને એક સાંચો દેખાડયોછે, જેમાં એક વખત
હાથ હીલવીઆથી ૩૦૦ સલીઓ બનેછે અને ચાર
કલાકમાં ૧૦૦૦૦૦૦ સલીઓ બનાવેછે. બીજનર નામનો
એક લુસીફર માચ બનાવનાર એક પઈની ૧૧૨૫ સલીઓ
આપેછે, અને ફુરથ નામનો એક બનાવનાર એક પઈની
૧૯૨૫ સલીઓ વેચવાની ખબર આપેછે.

જરમનીમાં રમકડાંઓ લાકડાંના બનાવેછે અને લખો
રૂપીઆના રમકડાં દર વરસ વેલાત આવેછે. જરમનીના
ખેડુતો પોતાના ફરશુદના વખતમાં તે બનાવી વેપારીઓને
વેચેછે અને તેની કીમત ઉતરતી ઉતરતી છેક એક આણાના
એક દજન બાકસ સુધી આવીછે. જરમનીમાં સોંનબરગ
કરી એક શેહરછે અને તે માહે ૪૦૦૦ માણસની વસતીછે
અને મુખ્ય કરી સઘલા વસનારાઓ માતર રમકડાંજ બ
નાવવા ઉપર રોકાયછે અને દર વરસ તે શેહરમાંથી એક
લાખ મણ વજણનું રમકડું બાહેર દેશાવર ખાતે જાયછે અ
ને તેહની બનાવટમાં લાકડું અને લાહી સીવાય બીજું કાં
ઈ આવતું નથી, કોતરકામમાં લાકડું પુશકલ ખપેછે. સ્ત્રી
બોધ મધે દર માશે એકકું ચીતર વાંચનારી બાઈઓના જો
વામાં આવતું હશે. એ ચીતરબી લાકડાંપરજ કોરેલું હો
યછે અને કેટલું બારીક કોતરકામ લાકડાં ઉપર થાઈ સકેછે
તેહનો એ એક અછો નમુનોછે.

---

## ડમાસકસ શેહેર.

પાસે જે ચીતર આપીઉંછે, તે ડમાસકસ નામના
શેહેરનુંછે. આ શેહેર તુરકસતાનના સીરીઆ નાજના પ
રાંતમાં એક ખુશનુમા અને પોહોલાં મેદાનની ઉપર આવે
લુંછે. એ શેહેરને આરબ લોકો અલીશામને નામે બોલ
ખેછે. જે મેદાન ઉપર એ શેહેર આવેલુંછે, તે મેદાનની
તરણ બાજુએ ડુંગરાઓ આવવાથી તેઓ ઉપરનું પાણી
તેના ઉપર આવેછે, અને તેથી તીઆં નાહનાં નાહનાં સ
રોવરો ઘણાં થઈ રહેલાંછે, તેથી કરીને તે ઘણું રલીઆમણું
દેખાયછે. એમાનાં સરોવરોને બાહાર અલમારજી કરી
કહેછે. તેનો અરથ એવો થાયછે કે, મેદાનનાં સરોવરો.
આ મેદાનમાં આવો પાણીનો સુકાલ હોવાથી તેમાં જાહાડ
પાન પણ પુશકલ થાયછે. આવાં રલીઆંમણા મેદાનનો
પશચીમ ભાગ જે બધા કરતાં રલીઆંમણોછે, તેમાં ઉપલું
શેહેર આવેલુંછે.

આ શેહેર ઘણું મોટુંછે, અને તેનો ઘેરાવો તી
સ માઈલ વેરનો ગણાયછે. એ શેહેરમાની ઈમારતો ઈં
ટની બાંધેલીછે. ઈમારતો ઘણી મોટી બાંધેલી હોયછે,
પણ તેમનો બાહારનો દેખાવ સારો હોતો નથી; કેમકે
તીઆંના લોકો સઘલો શીનગાર ઘરની અંદરના ભાગને
આપેછે, અને બાહારનાને જેવો તેવો રેહવા દેછે. આથી
કરીને મોહોલાઓનો અને શેહેરનો દેખાવ જાહજો રલીઆ
મણો દેખાતો નથી. મોહોલાઓ એવા અડોઅડ હોયછે
કે સાંકડી ગલીઓના જેવા લાગેછે. કેટલાક મોહોલાઓ
માંથીતો પાણીનાં નાલાંઓ પસાર થાયછે. આ નાલાંઓમા
નું પાણી તીઆંના રહેવાસીઓ હમામખાનાઓમાં વાપરેછે.
વાંચનારી બાઈઓને ખબર હશે કે એવા દેશોમાં હમામખાં
નાઓ ઘણાં હોયછે, અને તેને મુસલમાનો એક આશીરવા
દ સરખાં સમજેછે. તેવાં હમામખાંનાઓને માટે આ ના
લાંઓ ઘણુંજ ઉપયોગી ગણાયછે.

આ શેહેરમાં કેટલીક સુંદર ઈમારતોછે, તેમાં
સરવેથી સરસ તીઆંની મસજીદછે. આ મસજીદ અ
સલ ખરીસટીઓનું એક દેવલ હતું. આ દેવલ મુ
સલમાનોના હાથમાં જવા પછે તેને મસજીદ બનાવી
મેલીછે, એટલુંજ નહી, પણ તેને તેઓ પોતાનું એટલુંતો
પવીતર મકાન ગણેછે કે, તેમાં કોઈબી ખરીસટીને દાખલ
થવા દેતા નથી. એનાથી ઉતરતી શોભીતી ઈમારત બાન
નામનીછે. આ ઈમારત ઘણી ઉંચીછે, અને તેનું છાપરૂં
ઘણાક ગરેનીટ જાતના લાલ રંગના સંગેમરમરના થાંભલા
ની ઉપર રાખવામાં આવેલુંછે. એ ઈમારતની વચે એ
ક ઘણો મોટો અને ઉંચો ઘુમબજ કરવામાં આવે
છે. એ શેહેરમાં બાગબગીચા પણ ઘણાછે. એ બા
ગોની અંદર ફુલ ફલાદીનાં ઝાડો પુશકલ થાયછે. એ બા
ગોમાં પાણી પોંહોંચતું કરવાને નેહેરો બાંધેલી હોયછે, જેમાં
બારાડો નામની નદીમાંથી પાણી લેવામાં આવેછે.

એ શેહેરમાં એક લાખ માણસની વસતીછે. આ શેહેર
ના રેહેવાસીઓ પુરવ તરફના લોકોની વચે સારૂ માન ધરાવ
તા નથી. તેઓને સામશોની કરીને કહેછે, જેનો અરથ એ
વો થાયછે કે, નરસી ચાલના ડુમાસકન. એઓની માઠી ચા
લ ઉપર કહેવતો ચાલેલીછે. પરથમ એ લોક ઘણા ઝનુની
હતા, પણ જીઆરથી તેઓ ઈજીપશીઅન અથવા મીસરનાં
રાજના તાબામાં આવીઆછે, તીઆરથી, પાધરી ચાલે કેમ
ચાલવું, તે તેઓ શીખીઆછે. આ શેહેરમાં કેટલાક યુરો
પીઅન વેપારીઓ જઈને વસેલાછે, અને તેઓ તીઆં વેપા
ર ચલાવેછે. તીઆં બરીટીશ રાજની તરફનો એક એલચી
છે, જેના મકાનપર બરીટીશ વાવટો ઉડેછે. આ પરાંતને
માથે થઈ ગયલા કેટલાક પાદશાહાઓએ તેનો ખેતીવાડી વ
ગેરેનો ઘણો સુધારો કરવાથી, તથા આ શેહેરને રોનક, રમ
ણા વગેરેથી વધારવાથી, આ આખાં પરાંતમાં એ શેહેર ઘ
ણું વખણાયલુંછે.

આગલા વખતમાં એ શેહેર તલવાર બનાવવાનાં કારખાંનાંઓને માટે ઘણું વખણાતું હતું, પણ હાલના વખંતમાં તેણે તે હુનર અને તે વખાણ એ બધું ખોહી દીધુંછે. જોકે આ તલવાર બનાવવાના હુનરમાં તેઓ પાછલ પડીઆછે, પણ તેમ બીજા હાથ ઉપર સુતરાઉ તથા રેશમી કાપડ બનાવવાના કામમાં કાબેલીઅત ધરાવેછે. ઉપર જણાવીઉંછે કે, એ શેહેર એક પાણીથી ભરપુર અને ફલવંત મેદાન ઉપર આવેલુંછે. આ મેદાન ઉપર તેઓ ફુલ ફલાદીના મોટા બાગ અથવા ઝરા કરેછે, અને તેમાનાં ફુલ એકઠાં કરી, તેમના મુરંબા વગેરે બનાવી, આખાં તુરકસતાનમાં તેઓ તેનો મોટો વેપાર ચલાવેછે.

આ શેહેર ઘણું અસલનાવારાનું વસેલુંછે. એશીઆ ખંડની પુરવથી તથા ઉતરથી, અરબસતાન માહેલી મુસલમાનોની પવીતર જગાઓ તરફ હજ કરવા જનારાં લોકોના કાફલાઓને આ શેહેરમાં એકઠા મલવાનું મકાંન હતું. આ બધા હાજીઓના કાફલા તીઆંના પાછાના અ.સરા તલે સલામતીથી પોતાની મુસાફરી કરતા હતા. આ ઉપરથી આ શેહેરનું નામ "કાબાનો દરવાજો," એટલે કાબા તરફ જવાના રસતાપર દાખલ થવાની જગા એવું આપવામાં આવેલું હતું. આ શેહેરમાં આ પરમાંણે પુસ્કલ હાજીઓના આવજાવ હોવાથી તીઆં વેપાર પણ ઘણો ધોકતો હતો, કેમકે, તેવા હાજીઓ જો પવીતર મતલબથી સાથે વેપાર પણ કરતા મુસાફરીએ ચાલતા જાયતો તેમાં તેમને તેમના કુરાનમાં કશી મના નથી. ઉપર લખવા પરમાંણે એ શેહેરની આસપાસનાં મેદાન ઉપર પાણીનો જમાવ ઘણો હોવાથી ઉનાલામાં ઘણાક ખબોચીઆઓ સુકાવા માડેછે, અને તેમ થતાં તેમાંથી ઝેહેરી હવા પેદા થઈ પવનની લેહેકીની સાથે શેહેરમાં આવેછે, અને તેથી કરીને તીઆં તાવ વગેરેનાં દરદો હમેશાં પંથરાયલાં રેહેછે.

## અઉરાંગઉટાંગ.



અઉરાંગઉટાંગ એ વાંદરાની જાતનું એક પરાણીછે, પણ માણસને ઘણુંજ મલતું આવેછે. વાંચનારી બાઈઓને ખબર હશે કે, વાંદરાઓ ઘણાખરા માણસને મલતા આવેછે. સઘલી જાતનાં જાનવરોમાં માતરે એજ જાનવરો માણસના આકારને અથવા ડોલને મલતા આવેછે. તેઓના હાથપગનો આકાર, મોહોડાંનો ચેહેરો, અને એ વગેરે કેટલાક શરીરના અવયવો માણસના જેવાં હોયછે. હાલમાં એક યુરોપીઅન વીદવાંન એવું કહેછે કે, માણસો અસલ વાંદરાજ હતા, પણ જેમ જેમ જમાનો વધતો આગલ ચાલતો ગયોછે, તેમ તેમ તેમના ઘાટ ઘટમમાં ફેર અથવા સુધારો થતો ગયોછે, અને સેવટે માણસ હાલના આકારપર આવીઉંછે. આ વાતની સાબેતીમાં તે આજ કેટલાંક વરસો થયાં સેંકડો તકરારો લાવેછે, અને હજુ પણ પોતાની તકરાર ચલાવીઓ જાયછે. પણ હજુ આ વાત લોકોના અને બીજા વીદવાનોના ધીઆનમાં ઉતરી નથી, અને તે ખરીછે એમ મનાતી નથી. કેમકે એમ માનવાની આગમચ સેંકડો જાતના વાંધા ઉઠેછે, જેનો નીવેડો હજુ આવીઓ નથી.

આ પરમાણે માણસને મલતાં આવતાં જાનવરો અથવા વાંદરાઓમાં અઉરાંગઉટાંગતો નરદમ માણસના જેવુંજ દેખાયછે; એટલુંજ નહી પણ માણસની માફક બે પગે તે ચાલેછે, અને માણસના સરખું કામકાજ કરેછે. આ માણસ રૂપી વાંદરા આફરીકામાં, હીંદુસતાનના કોઈ કોઇ ભાગમાં અને બોરનીઓના ટાપુમાં ઘણા થાયછે. આ વાંદરાઓ વધતામાં વધતા સાત ફુટ વેર ઉંચા થાયછે. પણ તેઓનું સાધારણ કદ માણસનાં કદ કરતાં જરા નાહનું હોયછે. એ જાનવર ચાલવાની, દોડવાની અને કુદકા મારવાની ઝડપ ઘણી રાખેછે. એનું જોરતો માણસના કરતાં ઘણુંછે. તે હાથની એક ઠાપટ મારેછેતો માણસનું હાડકું ભાંજી નાખેછે. મોટાં માણસને એક બચાંની માફક બગલમાં મારીને દોડી જાયછે. એ વાંદરાઓ જંગલમાં જીઆરે બે પગે ચાલેછે તીઆરે જરા ઘડપણપર આવેલા માણસો ચાલતા હોય તેવા દેખાયછે. તેઓ વખતે હાથમાં લાંબી લાકડી રાખેછે, જેથી જાણે ખરાજ બુઢા બાવા હોય તેવા દેખાયછે. પણ એ બુઢા બાવા ઉપર લખવા પરમાણે એવા મજબુત, જોરાવર હોયછે કે તેને જોનારા જુવાન કાકાને ઉંચકીને દડાની માફક ફેંકી દીએછે.



અઉરાંગઉટાંગને ડાકટરોએ ચીરીને તપાસતાં તેમનાં શરીરની અંદરના પણ સઘલા અવયવો માણસને મલતાજ જણાયછે, ફેર માતરે પાસલીમાંજ જણાયોછે, માણસને બાર પાસલી હોયછે અને તેને તેર હોયછે. તે સીવાય બીજો કોઈ ફેર જણાયોનથી. એની જીભ તપાસતાં તેનો બધો બાંધો માણસની જીભના સરખોજ જણાયોછે, જેથી આટલી વાતની અજાયબી પેદા થઈછે કે, તીઆરે તેમનાથી માણસની માફક બોલાતું કેમ નથી. તેમજ એ વાંદરાનું ભેજું તપાસતાં તે પણ માણસના ભેજાં સરખુંજ જણાયુંછે, તોપણ તેમાં વીચાર શકતી નથી. ઉપર લખીઉંછે કે અઉરાંગઉટાંગ માણસની માફક કામકાજ કરેછે, તેના કેટલાક દાખલાઓ જોવામાં આવેલાછે. ડાકટર ટાઈસન નામનો એક વીદવાન આફરીકાના આંગોલા દેશ તરફથી એવો એક વાંદરો લાવીઓ હતો. તેને માટે જણાવેછે કે, તે ઘણો નરમ

સેવેભાવ્રનોં, ગલતાવરો અને કોઈને હેરાન નહી કરે એવો હતો. ઈંગલંડ આવતી વખતે વાહાણમાં સેલરો સાથે તે ઘણો મલી ગયો. તેમની સાથે તે રમતો હતો અને તેમને વારેવાર કોટી દરતો હતો. આ વાંદરાને ઈંગલંડમાં લાવવા પછે તેને કપડાં પેહેરવાની ટેવ પાડવામાં આવી હતી. આ ટેવ તેને ઘણી જલદીથી પડી ગઈ હતી, અને પછે સારાં સારાં કપડાં પેહેરવાની હોંસ ઘણી વધી ગઈ હતી. તે બીછાનાની ઉપર સુતો હતો, અને માથાં તલે તકીઓ લેતો હતો. તેને ઠંડી લાગે તીઆરે ધાબલી પોતાને હાથે લઈને હોદીને સુતો હતો.

બકુન નામનો નામીચો વીદવાન એજ-અઉરાં ગઉટાંગની એથી વધારે નવાઈ જેવી વાત કહેછે. તે જણાવેછે કે, એક ઠેકાણે એક જણના ઘરમાં તેણે એ વાંદરાને જોયો હતો. તે તેના ધણીના ઘરમાં જીઆરે મીતરો જમવા આવવાના હોય, તીઆરે તેમને લેવાને બારણા આગલ આવીને ઉભો રહેતો, અને જે આવે તેને દીવાનખાનામાં લાવતો. લેડીઓને બગલમાં લઈને લાવતો. આ વાંદરાને જીઆરે ટેબલપર ખાવાને બેસાડતા હતા, તીઆરે તે બીજા મેજબાંનોની માફક બધું કરતો હતો. તે છરી અને કાંટાએ ખાતો હતો. ગલાસમાં દારૂ નામતો હતો, સલાગતીને વખતે તેના હાથમાં ધરીને તે સાંભલતો હતો, અને બીજાઓનાં ગલાસની સાથે પોતાનું ગલાસ અઠડાવીને પી જતો હતો. ટેબલપરના રૂમાલની તે ઘડી ઉખેડતો હતો, અને દારૂ પી રહીને તે વડે તે પોતાના હોઠ નુછતો હતો. પીઆલાં રકાબી લાવીને બધાંની ચાહે કરતો હતો. પીઆલાંમાં ખાંડ નાખતો, તેમાં ચાહે નામતો અને ચમચાએ ડોહોવીને તથા દુધ નાખીને તે તઈઆર કરીને આપતો. તે બધી જાતનો ખોરાક ખાતો હતો. તેને દુધ અને ચાહે ઘણી પીવા ગમતી હતી. મીઠો દારૂ હોય તે તે ખુબ ટીચતો હતો. આ વાંદરો પારીસમાં તરણ ચાર મહીના રેહવા બાદ મરણ પામીઓ હતો. શીએરાલીઅન નામની જગાએ આ જાતના વાંદરાઓ જીઆરે બચાં હોયછે તીઆરથીજ પકડીને તેમને પાલેછે, અને મોટાં થયા પછે તેમને ઘરમાં કામ કરવા રાખેછે. તેઓ માણસના સરખું કામ કરેછે, પાણી ભરેછે, વાસણ ઉજારેછે, સાફસુફ કરેછે, અને એ વીગરે કેટલીક જાતનું કામકાજ કરેછે. તે મોટું વાસણ લઈને છેક નદી વેરથી પાણી લાવેછે. પાણીનું વાસણ તે માથાંપર મેલીને લાવેછે, પણ તેને તે ઉતારતાં આવડતું નથી, તેથી જો કોઈ માણસ ઉતારે નહીતો તેને જમીનપર નાખી દેછે અને તે વાસણના ભાગીને કકડા થયલા જોઈને ગભરાઈને ચીચીઆરી મેલેછે. આ વાંદરાને બીજા વાંદરાની માફક પુછડી હોતી નથી.



# પંજાબમાં એક જીવતો દટાયલો ફકીર.

ઈસવી સને ૧૮૩૭ ના શાલમાં, એક ફકીરને જીવતો દાટયો તેની ખબર સર કલોદવેદ કહેછે કે "જેવી કપતાન ઓસબરને મને કીધી તેવોજ તે બનાવ જોવાને મેં ઠરાવ કીધો; પણ ભોગજોગે તેણે દાટયા પછી થોડા કલાકે હું તયાં જઈ લાગો, તેથી તે દેખાવ મારા જોવામાં આવયો નહીં; તોપણ રનજીતસીંગની સાહેદી તથા દરબારમાંના ઘણા માનવા લાયક ગરહસથો, જેઓની હજુર ફકીરને દાટયો હતો, તેઓની શાખશી આ વાતની સચાઈ બતાવી આપેછે, એટલુંજ નહી પણ જયારે તેને ઘોરમાંથી ૬) અઠવાડીઆં પછી બાહાર કાઢયો અને તેને ધાસતી ભરેલી હાલતમાંથી પાછો તંદરોશત કીધો, તે વખતે હું પોતે (સર કલોદવેદ) તયાં હાજર હતો; અને મારી તે ઉપરથી ખાતરીછે કે એવી અજબ જેવી બીના બજાવવામાં કંઇ પણ દગો તથા જરાબી કાવતરૂં ન હતાં અને નીચે જણાવેલા હેવાલ ઉપરથી વાંચનારની તે વીસે ખાતરી થશે એવું હું ધારૂંછું.

"ફકીરને દફનાવયા પછી ૬) અઠવાડીએ તથા ઠેરવેલા વખતે રનજીતસીંગ સાથ હું તે ઠેકાણે ગયો. લાહોર શેહેરના મેહેલની નજદીકના બાગોમાંના એક બાગની હધવચમાં એક ચોરસ ઈમારત જેને "બારાદરા" કહેછે અને જેની આસપાસ ફરતો ઓટલો તથા વચોવચમાં એક બંધ ઓરડોછે તયાં હમો આવયા, પછી રનજીતસીંગ પોતાની દરબારમાંના સઘલા માણસો સાથ હાથીપરથી ઉતરી જે ઇમારત પોતે બંધ કરી આવયો હતો તેમજછે કે નહી તેની તપાસ કરવા લાગો. ઓરડાની ચારો બાજુએ બારણા હતાં જેમાંના તરણ બારણા ઈટરડી તથા કરચી ચુનાથી બરાબર પુરી લીધાં હતાં અને ચોથાપર ફકીરને અંદર દાટયા પછી રનજીતસીંગે પોતાની હજુર બારણું બંધ કરાવી તેના તાલાંપર પોતાનું સીલ કરાવયું હતું. ખરેખર ઓરડામાં જવાને કસો રસતો ન હતો કે જેમાંથી ફકીરને જરા પણ ખાવાનું અપાઈ શકાએ તથા તે ઓરડામાં જરાબી સુરાખ ન હતું કે જેમાંથી હવા પણ જઈ શકે.

નીસ અને દીન, જેમ બને તેમ દગલબાજી પકડી કાઢવાને રનજીતસીંગે પોતાની સાથે રહેનારી સીપાઈની ટોલીઓમાંની બે ટોલી તયાં રાખી અને તેમાંના ચચાર પેહેરેગીરો બબે કલાકે બદલાતા હતા; અને તેજ વખતે તેણે પોતાની દરબારના વડા અમલદારને પણ તયાં ચોકી કરવા તથા સવાર અને સાંહાંજ તયાંનો હેવાલ મોકલવા ફરમાવયું; તેમજ જયાંસુધી બારણું બંધ રાખવું હતું તયાંસુધી રનજીતસીંગે પોતાનું શીલ પોતાની પાસ રાખયું.

"સઘલું બરાબર તપાસીઆ પછી હમે ઓટલાપર બેઠા અને એક અમલદારે તાલાંપરનું સીલ ઉખેડયું. બારણું ઉઘાડતાંજ એક અંધારો ઓરડો દેખાયો કે જેમાં હું રનજીતસીંગ તથા ફકીરના ચાકરો દાખલ થયા. તે ઓરડામાં ૩ ફીટ નીચું એક ભોંયરૂં હતું તેમાં હમો બતીની મદદથી દાખલ થયા. પછી મેં તયાં એક લાકડાંની ૪) ફીટ લાંબી તથા ૩) ફીટ પોહોલી પેટી જેમાં ફકીરને સુવાડયો હતો અને જેના ઢાકણાના તાલાંપર પણ બાહારના જેવુંજ સીલ કીધેલું હતું તે દીઠી. પેટીનું ઢાકણું ઉઘાડતાં

જ મેં સનના કોથરામાં નાખેલું એક મુરદું માથાંપરથી દો રીએ બાંધેલું જોયું.

"મુરદું જોવાને લોકો જથાબંધ ભેગા થયા હતા અને તેઓએ પોતાની તાજુબી પુરી પાડયા પછી ફકીરના ચાકરોએ પોતાના હાથ પેટીમા લંબાવયા અને મુરદું બાહાર કાઢી પેટીનું ઢાકણું પાછું બંધ કીધા પછી તે મુરદાંને તે પેટી સાથ હપેલાવી હીંદુઓની મુરતી મોશાલ મેલયું અને તે મુરદું બાહાર કાઢતી વખતે એક તોપ ફોડી હતી અને તયાર પછી રનજીતસીંગ તથા હું મુરદાં પાસ ભોયપર બેઠા.

"ચાકરે તે પર ગરમ પાણી રેડવાને શરૂં કીધું, પણ દગલબાજી ભરેલી યુકતી સોધી કાઢવાને મારી ખાએસ થયાથી તેને સજીવન કરવાને કસો પણ ઈલાજ તેઓ લાગુ પાડે તે આગમચ કોથરામાંથી તેને બાહાર કાઢવાને તથા શરીરનો ખરેખરો દેખાવ જોવાને મેં રંજીતસીંગને દરખાસત કીધી, તેમ તેઓએ કીધું. મુરદાંના હાથ પગ કરચલી વલી ગયા હતા, ચેહેરો જીદી ગયો હતો તથા માથું ખાંધ પર પડેલું હતું; તયાર પછી મારા વઈદે તે મુરદાંને તપાસીયું, પણ તેને પેટ તથા હાથની નસો હાથ લાગી નહી અને આખા શરીર સીવાએ ફક્ત તે મુરદાંના કપાલ પર તેણે થોડી ગરમી માલમ પડી. તયાર પછી તેના ચાકરોએ ઘઉંની એક ગરમ રોટી એક ઈંચના આસરે જાડી તેના કપાલપર મેલી અને તેમ બે અથવા તરણ વખત કીધા પછી તેના કાન અને નસકોરામાંથી મીણ અને રૂઉ જેથી તેનાં આંધરાં બંધ રાખ્યાં હતાં તે કાઢી નાખીઆં અને ઘણી મેહેનતે તેના દાંત વચે છરી મેલી તેનું મોહોડું ઉઘાડી એક હાથે તેની જીભ બાહાર ખેંચી કાઢી.

"તરીજી વખતે પેલી રોટી કપાલપર મુકીઆ પછે તે મુરદું જોરથી કાંપીયું તથા તેનાં નસકોરાં ફુકવા માંડીઆં અને સાંધા ખુદરતી રીતે હીલવા લાગીઆ પણ નસો હજુ સુધી ધીમી ચાલતી હતી. જીભ બાહાર ખેંચી કાઢયા પછી તે પર થોડું ઘીઈ મેલી તેની પાસે તે ગરાવયું. થોડા વખતમાં ફકીરની આંખના ડોલા ફરવા લાગા અને તેમાં ખુદરતી રંગ આવીઓ.

ફકીર પોતા પાસ રનજીતસીંગને બેઠેલો જોઈ કદાચજ સંભલાએ એવું ધીમે બોલયો—"શું હવે તમે મારી પર આકીન લાવયા ?"

"રનજીતસીંગે હા કહયું અને મોહોટી ખેલાત આપી તેને નેહાલ કીધો. ખેલાતમાં મોતીની એક કંઠમાલા તથા હેમની પોંહોંચીની એક ઉમદા જોર તથા રેશમી અને મલમલના તાકા અને સાલો હતી. પેટી ઉઘાડી તથા સાધ સંભળાયો તેટલામાં ભાએગે હરધો કલાક થયો હશે અને બીજા હરધા કલાકમાંતો ફકીરે મારી સાથે તેમજ પોતાની આસપાસના ગરહસથો સાથ ખુલી રીતે તોપણ માંદા માણસ માફક વાત કીધી અને તયાર પછી કસો દગો તથા કાવતરૂ ન હતું એવી ખાતરી સાથ હમો સઘલા પાછા ફરીઆ."

---

# લો. કો.



## ચીના લોકો.

આપણા હીંદુસતાન દેશના ઈસાન ખુણામાં ચીન શ આવેલોછે. આ દેશ ઘણા અસલના વારાથી દુનીઆ જાણીતો થયલોછે, અને સુધારામાં મશહુર થયલોછે. એ લોકો મંગોલીઅન ટોલામાંથી નીકલેલાછે, એવું વીદ્વાએ શોધી કાહાડીઉંછે. એ લોકોના માથાં ઘણાંખરાં ગ ટા ઘાટના હોયછે. તેઓનાં નાંખ પોહોલાં હોયછે, અ આંખો જીણી હોયછે. તેઓની ચામડીનો રંગ સફેદ છે, પણ સાથે જરા પીલાશપર હોયછે. પણ વલી તેઓ એવા ઘાટમાં પણ જુદા જુદા ભાગના રેહવાસીઓમાં લોક ફેરછે. ઉપર મથાલે જે ચીતર આપીઉંછે તે એક ર ડતી પદવીના ચીનાનુંછે, જેને માંદરીન કેહેછે અને ઘણા ઉંચા રેશમી પોશાક પેહરેછે તથા બાગ બગીચાઓ રેહછે. એ લોકોમાં ઢોંગાં માણસનો મરતબો પાતલાં મ સ કરતાં ચઢતો ગણવામાં આવેછે. પાતલાં માણસોને ટે તેઓ એમ માનેછે કે, તેનામાં જાહુજી અકલ નહી ય. ચીના લોકો પોતાના માથાંપર ચોટલા એટલા લાંબા ખેછે કે, તેનો છેડો પગની પાટલી સુધી આવે. પોતા બાલની અંદર ખોટા બાલ અથવા બીજા દોરા મેલીને લા લાંબા ચોટલા કરેછે. તેઓ નખ એટલા વધારેછે કે, ણે આંગલાંપર બીજાં આંગલાં હોય. ચીના લોકો કદ ઘણાખરા મધીઅમ હોયછે. લાંબા કદના ચીનાઓ થો જ જોવામાં આવેછે. તેમાં ઘણા ઠીંગણા અથવા એવી રીતના ખોડવાલાતો જવલે દીઠામાં આવેછે.

ચીના લોકો ચાલચલણમાં સુલેહ ભરેલા, મેહેનતુ ને એક ઢડાથી કામ કરનારાછે. એ લોકો પોતાનાં સ વાહલાં ઉપર ઘણો પીઆર રાખેછે. ઘરડા માણસોની રદાસત લેવી એ તેઓ મોટી ફરજ સમજેછે, અને તે જ અદા કરવામાં તેઓ ઘણા તતપર રહેછે. પણ જેટ તેઓ સગાંવાહલાંઓ સાથે મલીને ચાલેછે, તેટલા તેઓ રકાંઓ સાથે જુદાઈથી ચાલેછે. જે પોતાના સગો નહી ય તથા જે પોતાનો જાતવાલો નહી હોય, તે તેમની આં આગલ ટવલીને મરી જાય તોપણ તેને જરાએ મદદ આ તા નથી. પારકાઓ સાથની જુદાઈ તેઓ એટલે વેર રાં છે કે, પોતાના પડોસીઓ વટીકની પણ તેઓ દરકાર કરત નથી. ચીના લોકો નાહની ઉમરમાંથી પરણેછે, અને ઓને ઘણાં છોકરાં થાયછે, તેથી તેમની વસતીનો વધારો

ટલો બધો થઈ જાયછે કે, તેમનો દેશ સઘલી પરકારે ફલવંત હોવા છતાં, ઘણાઓ પોતાનું પેટ બરાબર ભરી શકતા નથી. ચીના લોકોને ચીનમાંથી બાહાર જવાને શકત મના હોયછે; પણ તે છતાં ઘણા ચીનાઓ ચોરી છુપાઈથી નીકલી આવેછે, અને પરદેશોમાં જઈ વસેછે. આવી બંધી છતાં ચીનાઓ આપણા દેશમાં, અને તેવાજ બીજા નજીકના દેશમાં આવીને વસીઆછે એટલુંજ નહી, પણ છેક અમેરીકા સુધી પણ જઈ રહીઆછે.

ચીના લોકોના ચાર ભાગ અથવા વરગ કરવામાં આવેલાછે. તેમાના પેહેલા વરગમાં શીખેલા ભણેલાઓને મેલવામાં આવેલાછે. બીજા વરગમાં ખેડુતો ગણાયછે. તરીજા વરગમાં કારીગરો ગણાયછે, અને ચોથા વરગમાં અથવા સઉથી ઉતરતા વરગમાં વેપારીઓ ગણાયછે. જો કે આ પરમાણે ચાર વરગ કરવામાં આવેલાછે ખરા, તોપણ દુનીઆના રવઈઆ પરમાણે, જેના પાસે ઘણા પઈસા હોયછે તે ચઢતો ગણાયછે. વેપારીઓ જો કે છેલા અથવા સઉથી ઉતરતા વરગના ગણાયછે, તે છતાં તેમની પાસે પઈસા ઘણા હોવાથી તેઓ પોતાથી ચહડતા વરગનાઓને પોતાની ધાકમાં રાખી શકેછે. આટલું છતાં શીખેલાઓએ પોતાનો ટેક ખોયો નથી. તેઓનો દરજ્જો હમેશ ચહડતોજ ગણાયછે, અને તેવા શીખેલાઓનેજ સરકારી ઓધાઓ આપવામાં આવેછે. રાજ વંશના જેઓ હોયછે, તેઓ પોતાની પદવી વંશ પરમપરા રાખતા આવેછે ખરા, પણ રાજદવારી કામમાં તેઓથી કશો ભાગ લેવાતો નથી. એવા હમેશ પોતાની કમરે પીલા રંગનો પટો રાખેછે, અને તે ઉપરથી તેઓ ઓલખાયછે. એઓ સીવાય એક બીજા વરગના રાજવંશીઓ હોયછે, જેઓ રાજાઓના, ભાઈના, મામાના, કાકાના વગેરેના છોકરાઓ હોયછે, જેઓ લાલ જભા ઉપરથી ઓલખાયછે. આ બધાઓને થોડી થોડી જાગીરો આપેલી હોયછે, તેના ઉપર તેઓ આલસુપણે પડી રહીને ગુજરાણ કરેછે. આવાં આલસુપણાને લીધે તેઓ ઘણા અભણ, બેપરવાહ અને બગડી ગયલા હોયછે. ચીનાઓને એકજ બઈરી પરણવાનો હોકમછે, પણ તેવી પરણેલી બઈરી સીવાય, બીજી ગમે એટલી ઓરતોને તેઓ વેચાતી લઈ શકેછે.

ચીન દેશની ઓરતો, આપણા વીચાર પરમાણે નાખ અને આંખની બાબતમાં ખામી ભરેલીઓ હોવા છતાં ખુબસુરત હોયછે. તેઓ રંગે સફેદ, ગરદન લાંબી અને સરખાં કદની હોયછે. તેઓ ભપકાદાર પોશાક પેહેરેછે, અને તેમાં પોતાનું આખું બદન ઢાંકેછે. એવી એક ચીનીનું ચીતર અતરે આપીઉંછે. એક ચીનીની આંખ જેમ નાહની, હોઠ, જેમ લાંબા, બાળ કાળા અને પગ નાહના હોયછે, તેમ તે ઘણી ખુબસુરત ગણાયછે. આવી એક ચીની પોતાને ઘણી ખુબસુરત સમજી ઘણી મગરૂબ રહેછે. સરવેમાં મોટી ખુબસુરતી અને મોટાઈ નાહના પગમાં ગણવામાં આવેછે. તેઓના પગની પાટલી અજાયબ સરખી નાહની રાખવામાં આવેછે. મોટી બઈરીની પાટલી નાહનાં બચાંનાં જેટલી હોયછે, અને તેમાં નાહના બચાંનાં જેટલાંજ બુટ પેહેરેછે. ચહડતા વરગની ઓરતો કદી બાહાર ફરતી નથી, તેમજ તેઓ પારકા મરદોને મોહોડું દેખાડતીઓ નથી. ચીનાઓ ઓરતોનો દરજ્જો મરદોના કરતાં ઉતરતો ગણેછે. એક ઓરત તેના ધણીની ગુલામ દાખલ ગણાયછે. તે તેની બધી સેવા કરવાને બંધાયલી હોયછે, પણ તેના ધણીની જાણે તેના તરફ કશી તેવી ફરજ નહી હોય એમ તેઓ સમજેછે. એક ધણી પોતાની ઓરતને ગમે એવી હેરાન કરે કે માર મારેતો તેને માટે તેને પુછાતું નથી. જો ચીનો પોતાની બઈરીને ઘણો મારતો હોય તથા ઘણી ધાકમાં રાખતો હોય, તે ઘણો ડાહેઓ ગણાયછે. ઓરત જાતને આવા હલકા દરજાપરથી કાહાડીને ઉંચા દરજાપર લાવવાનું, અથવા ઓરતને ઉંચો દરજ્જો આપવાનું કામ ચીનાઓ પાપ ભરેલું ગણેછે.



ચીના લોકો બુધનો ધરમ પાલેછે, અને તેઓ મુરતી પુંજા કરેછે. કોનફુશીઅસ નામનો એક ઘણો ડાહેઓ પુરૂશ આગળા વખતમાં તેમનામાં થઇ ગયોછે, તે તેમને નીતીની બાબતમાં ઘણો ઉતમ બોધ આપી ગયોછે. તેના બોધને અથવા શીખામણોને ચીનાઓ ઘણું માન આપીને ચાલેછે. જેમ બીજા મુરતી પુજકોનો હાલછે, તેમજ આ ચીનાઓનો પણ છે; તે એકે એક ખરા ખોદાની પકી સમજની ગેરહાજરીમાં તેઓ હજારો જાતના ખોદાઓને માનેછે, અને લાખો જાતના વેહેમોને પાલેછે. ચીનાઓમાં બધી વસતુઓના ખોદા હોયછે. આકાશનો ખોદા, જમીનનો ખોદા, પાણીનો ખોદા, આતશનો ખોદા, પાહાડનો ખોદા એટલુંજ નહી, પણ ગામનો ખોદા, ઘરનો ખોદા, કુટુંબનો ખોદા, દુકાનનો ખોદા, બબરચીખાંનાનો ખોદા પણ માનેછે. વળી તેઓ લાકડાંનો ખોદા, અનાજનો ખોદા, જનમનો ખોદા, મોતનો ખોદા અને સીતળાનો ખોદા પણ ગણેછે. ટુંકમાં બોલીએતો ચીનાઓ દરેક વસતુના ખોદાઓ સમજે છે, અને માનેછે. વળી તે સીવાય તેઓમાં ભુત જીનના વેહેમ પણ પુશકલ છે. તેઓ એવું માનેછે કે, પાહાડોમાં, નદીઓમાં, સરોવરોમાં, દરીઆમાં, માછલીઓમાં, પકશીઓમાં અને ચોપગાં જાનવરોમાં પણ ભુતો અને જીનો વસેછે. ધનતર મંતર અને જાદુ તોણા પણ તેઓ ઘણા માનેછે. દરેક માણસ પાસે કંઈ નહી ને કંઈ જાદુ કરવાના બોલો હોયછે. જેમ તેઓના ખોદાઓ પુશકલછે, તેમ તેઓનાં મંદીરો પણ અથાગછે. એ સઘળાં મંદીરોમાં મુરતીઓ બેસાડેલી હોયછે. આવી મુરતીઓના આકાર ઘણા બીહામનાં હોય



છે, એવાં એક મંદીરની અંદરની મુરતીનું ચીતાર પાસે આપી
ઉછે. એમાની મુરતી જોતાં માલમ પડશે કે, તેનો દેખાવ
કેવો બીહામણોછે. આવી બીહામણી અને બદસુરત મુર
તીની સામે ચીનાઓ ધુટણભડીએ બેસીને કે જમીન પર પ
ડીને તેની પુંજા કરેછે. આવી મુરતીઓ ચીનાઓ પોતાનાં
ઘરોમાં પણ રાખેછે. તેઓમાં ધરમ ગુરૂઓની સંખીઆ
પણ અથાગ હોયછે. ચીનાઓમાં તેહેવારના દાહાડા જાહજા
હોતા નથી. તેઓ દર અઠવાડીએ કે દર મહીને એકુ દા
હાડો તેહેવારનો ગણી પોતાનું કામ બંધ કરતા નથી. મા
તરે વરસનો છેલો દાહાડો, અને નવાં વરસનો પેહેલો દા
હાડો, એ બે દાહાડાને ઘણા પવીતર અને મોટા તેહેવારના
ગણી તે દાહાડાઓ પર કામ ધંધો બંધ કરેછે. વરસનો
છેલો દાહાડો પોતાના વડાવાઓની ઈઆદમાં ગુજારેછે, અ
ને નવાં વરસનો પેહેલો દાહાડો સગાં વાહાલાંઓની ભેટ
લેવામાં કાહાડેછે. દર પુનમની રાતને તેઓ તેહેવારની રા
ત ગણેછે, અને આખી રાત મસતી તોફાન કરીને કાહાડે
છે. નવું વરસ બેસવા પછેની પુનમનો અને તેનો બીજો
દાહાડો એ બે દીવસોને તેઓ તેહેવારના દાહાડા ગણેછે.
આ તેહેવારને ફાનસના તેહેવારને નામે ઓળખેછે. આ
બે દાહાડા દરેક મોહોલામાં, દરેક ઘરમાં અને દરેક જગાએ
તથા દરીઆમાંના દરેક વાહાણ અને મછવાઓ પર ફાનસો
ટાંગેછે. આ ફાનસો રંગબેરંગી કાગલોના બનાવેલાં હો
વાથી આખાં શેહેરનો દેખાવ અતી રલીઆમણો લાગેછે.

ચીના લોકોના વીચાર બીજી બાબતમાં ગમે એવા
હોય, તોપણ કેળવણીની બાબતમાં તેઓ એશીઆખંડના
બધા દેશના લોકો કરતાં સારાં મતના છે. કેળવણીની ક
દર તેઓ ઘણીજ જાણેછે, અને તેને ઘણી કીમતી જાણેછે.
રાજદવારી ઓધાઓ મેળવવાને માટેનો એકજ રસતો તેમ
ની પાસેછે, અને તે માતરે કેળવણીછે. ચોકસ દરજજેની
કેળવણી લઈ પરીકશા આપીઆ વગર કોઈબી ચીનાથી સ
રકારી ચાકરીમાં દાખલ થવાતું નથી, અને મોટે ઓધે અ
થવા મોટે દરજજે પોંહોંચાતું નથી. તેઓ એવું માનેછે
કે દુનીઆંમાં જે મોટા દરજજાના અને માનવંતા થવું હો
યતો પુરતી કેળવણી લેવી જોઈએછે. કેળવણીની કીમત
તેમની નજરમાં એવી હોવાથી, કેળવણી લેનારાઓ તથા
કેળવણી પામેલાઓ ઘણા નીકલેછે. તેમજ શેહેરોમાં, કશ
બાઓમાં અને ગામડાંઓમાં નીશાળો અને પાઠશાળાઓ પણ
ઠારેઠાર હોયછે. વળી તે સાથે એવી નીશાળો અને પાઠ
શાળાઓમાં જે કેળવણી મળેછે, તે એવી કીફાયતે મલેછે
કે, ઘણાઓ તેનો લાભ લાઈ શકે. દરેક ગામનો માજીસ
ટરેટ તીઆંની નીશાળોપર દેખરેખ રાખેછે, અને વરસમાં
બે વાર તેમાના છોકરાઓની પરીકશા લેછે. આ પરીકશા
માં જે છોકરાઓ ઘણી ચંચલાઈ બતાવે તેમને ઈનામો આ
પેછે. પીકીન શેહેર, જે ચીન દેશની રાજધાણીછે, તીઆં
એક મોટી પાઠશાળાછે. આ પાઠશાળામાં ઘણે ઉંચે દર
જજેની કેળવણી આપવામાં આવેછે, અને તેનો ખરચ સ
રકાર આપેછે. પણ આ પાઠશાળામાં જે કેળવણી મલેછે,
તે તેમના વડાવાઓથી ઉતરતાં આવેલાં મતનીજ મળેછે.
જે વાત તેમના બપાવાના બપાવા યાને તેના બપાવા કહી
ગયલા તથા માની ગયલા તેજ વાત તેમને પણ કહેવામાં
અને મનાવવામાં આવેછે. તેથી કરીને ચીના લોકોમાં કેળવ
ણીનો આગલ વધારો થતો નથી, તથા તેમના વીચાર આ
ચારમાં જમાનાના આગલ વધવા પરમાણે સુધારો થતો ન
થી. જે વાત તેમના વડાવાઓથી ઉતરતી આવેલીછે, તે
વાતમાં અને તે વીચારમાં જરા પણ ફેરફાર કરવાની કો
ઈની તાકાત હોતી નથી. ચીના લોકો વરતમાન પતરો
પણ કાહાડે છે. જે વખતે આપણને વરતમાન પતરનો
વીચારબી નહી હતો, તથા જે વખતે અંગરેજો સરખા
ઓને પણ વરતમાન પતરનો વીચાર નહી હતો, તે વખ
તનાં ચીન દેશમાં વરતમાન પતરો નીકલેછે. આ વર
તમાન પતરોને પુરતું છુટાપણુ આપવામાં આવેલુંછે. તે
માં તેના લખનારાઓ ગમે તે લખે તેના ઉપર અટકાવ રા
ખવામાં આવતો નથી, પણ દરેક બાબત તેમાં પરગટ થ
યા પછે જો તે ખરાબ, અનીતી ભરેલી અથવા ઉશકેરણી
ભરેલી હોયતો તેના લખનારને ભારે શજા થાયછે. ચી
ના લોકોમાં છાપેલાં પુસતકો અથાગ છે. તેઓમાં બધી
જાતના પુસતકો અને બધી જાતનાં લખાણોછે. બધી જા
તનાં વીદીઆ હુનરનાં, તવારીખનાં, કવીતાઓના, વારતા
ઓનાં, નાટકો અને કથા કાહાણીઓનાં પુસતકો તથા લ
ખાણો છે. આ ચોપડીઓ તેઓ રેશમી કાગલ ઉપર છા
પેછે. આ કાગલને તેઓ એકજ બાજુએથી છાપેછે, અ
ને પછે તેમની મજાની ચોપડીઓ બાંધેછે. આ ચોપડી
ઓ તેઓમાં ઘણી સસતી વેચાયછે. ચીના લોકોમાં પુસ
તકો અને લખાણો આટલાં બધાં છે, તે છતાં તેમની લીવી,
એટલે લખવાની તથા વાંચવાની ગોઠવણ ઘણી અગવડીછે.
તેઓ આપણી માફક મુલાઅક્ષરોની મારફતે શબદો કર
તા નથી, પણ દરેક શબદને માટે ભેલાભલા અકસરના જે
વો અકેકો આકાર હોયછે. આવા આકારની સંખીઆ
કેટલાક લખનારાઓ હેંસી લાખના અને કેટલાક લખના
રાઓ ચાલીશ લાખની જણાવેછે. અલબતે એક માણસ
ને એટલી બધી એકમેકથી જુદી નીશાનીઓને શીખવા
ને અને ઈઆદ રાખવાને ઘણુ મુશકેલ લાગેછે, પણ તે
છતાં તેમાં એક સગવડછે. મુલ નીશાનીઓની સંખીઆ
૨૧૪ નીછે. તેમના જુદી જુદી રીતના ભેલભાલથી જુ
દી જુદી નીશાનીઓ કરવામાં આવેછે, તથા ઓલખી કા
હાડવામાં આવેછે. આ નીશાનીઓની ભાશાને લખવા
ની ભાશા કહેછે. બોલવાની ભાશા દરેક પરગણાની જુ
દી જુદી હોયછે, પણ આ લખવાની ભાશા બધાની એક
જ હોયછે. આ લખેલી ભાશામાં આખા ચીનમાં બધી
બોલી બોલનારાઓ સમજી શકેછે. તેથી કરીને દરેક વાત
લખીને જણાવવાથી આખા દેશમાં તેને સમજાવી શકાયછે.

ચીના લોકો જેવા વીદીઆમા કાબેલછે, તેવાજ તે
ઓ હુનરમાં અને કારીગીરીમાં પણ કાબેલછે. તેઓનું
વણતકામ, ભરતકામ, ચીતરકામ અને કોતરકામ કેવાં
સરસ છે, તેના નમુના આપણે જોઈએછે, અને તેની વસ
તુઓ આપણે વાપરીએછે. ચીનાઓ કશરત કરવામાં પ
ણ ઘણા હુશીયારછે. તેઓ કેટલીક કશરતો એવી કરેછે કે,
જોનારાઓને હેરતઉપજાએછે. તેઓનીએક નવાઈ સરખી



કશરતનું ચીતર અહી આપીઉંછે. તેમાં પરથમ બે માણસો જમીનપર ઉભા છે. તેમાના એકમેકની ખાંધપર એક માણસ ઉભોછે. તે બંનેની ખાનપર એક માણસ ઉભોછે. તેની ખાનપર એક બીજો માણસ એક પગે ઉભોછે, અને તેમ ઉભો રહીને એક હાથે એક માણસને અધર પકડીઉંછે, આ કશરત ઘણી બીકટછે. એમાં એક તરફથી ભાર ખમવાનો છે, અને બીજી તરફથી ટટાર ઉભુ રહેવાનું છે. વલી એમ કશરત કરનારાઓની કંમર, પગ અને બાજુનું જોર ઘણું વાપરવું પડેછે. આ કશરતને ચીનાઓ ઘણી ઉલટથી જોયછે.

ચીન દેશ ફલવંત ઘણોછે. તેમાં તેની ચાહતો આખી દુનીઆંની ઉપર ફરી વળીછે. ચાહ જે છે તે એક જાતના રોપાનાં પાતરાંછે, જે સુકાઈને ઘડી વલી જાયછે, અને જે આકારમાં આપણે જોઈએછે તથા વાપરીએછે તે આકારમાં આવેછે. આ ચાહનો ઉપયોગ ચીનાઓ ઘણો કરેછે. તેઓના ઘરમાં કોઈ મલવાને આવે કે, પેહેલાં તેની આગલ ચાહ લાવીને મેલેછે. ચીનાઓ પોતે એટલી ચાહ પીએછે કે, આખો દાહાડો તેને પાણીની માફક વાપરતા.



તેઓ ચાહમાં આપણાં પેઠે દુધ કે કશું નાખતા નથી, પણ એમજ પીએછે. ચાહ બે જાતની થાયછે. કાલી અને ગરીન, તેમાં ગરીન ચાહ ચીનાઓ જવલેજ વાપરેછે. તેઓ ઘણોખરો ઉપયોગ કાળી ચાહનોજ કરેછે. કેટલાંક વરસની અગાઉ આ ચાહની ખબર યુરોપમાં ન હતી. પરથમ તેને કોઈક વેપારીએ તીઆં દાખલ કીધી. પેહેલાં તેને કેમ બનાવવી તેની પણ તીઆંના લોકોને ખબર ન હતી. તેઓ હાલમાં જેમ આપણે કરીએછે તેમ કરતા ન હતા, પણ તેને ઉકાલીને તેનો કાવો બનાવીને પીતા હતા. પછલથી તે ભુલ ભાગી, અને હાલની રીત પરમાંણે કરવા લાગા. આજકાલ આ ચાહ યુરોપ અને અમેરીકામાં એટલીતો ફેલાઈ ગઈછે કે, તીઆં એકબી માણસ એવો નહી હશે કે જેણે ચાહ નહી પીધી હોય. આ જીનસ દરરોજના ખોરાકના સરખી અગતની થઈ પડીછે, અને તેનો વખત થયો કે તે નાનાં બચાંથી તે ઘરડાં ડોસાં સુધીને જોઈએછે. એશીઆખંડના પણ મોટા ભાગમાં ચાહ વપરાયછે. આપણા દેશમાં અને આપણા લોકમાં પણ ચાહનો ખપ ઘણો વધીઓછે, અને દરેક માણસને તે પીવાની ટેવ પડીછે. ચાહને બરાબર રીતે અને મધીઅમસર વાપરી હોયતો તે કશી રીતનો અવગુણ ન કરતાં સામણો ગુણ કરેછે, માટે એનો આવો બોહોલો વેપાર જોઈને કોઈ રીતની દલગીરી લાગતી નથી. ચાહનો પાક ચીનમાં ઘણા મોટા પાયાપર કરવામાં આવેછે. જાહાડપરથી ચાહનાં પાતરાં ખંખેરી કાહાડવાને વાંદરાઓ ઘણા ઉપયોગી થાઈ પડેછે. તેઓને એ કામને માટે પાલેલા હોયછે. તેઓ એના જાહાડોપર ચહડી જાયછે, અને ચાહને ખંખેરી કાહાડેછે. આ વાંદરાઓની મેહેનત ઘણી કામની અને ઘણી સસતી તથા સગવડ ભરેલી થઈ પડેછે. આ વાંદરાઓ ચાહ કેમ પાડેછે, તેનું એક ચીતર ઉપર આપીઉંછે.

ઉપર લખીઉંછે કે, ચીન દેશ ઘણો ફલવંત છતાં, તીઆંના લોકોને બરોબર પેટ ભરવાને મલતું નથી. તેનો સબબ એટલોજછે કે, ચીન દેશના વીસતારના પરમાણમાં તેમાં વસતી ઘણી થઈ ગયલીછે. આ એક દેશમાં આખી દુનીઆંનો તરીજો હીસો વસતી ગણવામાં આવેછે. આટલી બધી વસતીનાસબબથી ચીનાઓને રેહવાને જમીન બસ થતી નથી, તેથી હજારો અનેલાખો ચીનાઓ



દરીઆની અંદર મછવાઓમાં તથા તરતાં ઘરોમાં રહેછે. જીઆરે વસવાની જમીન ફાલતું નહી મલે, તીઆરે ખેતીવાડીની જમીન કીઆંથી મલે. આ સબબથી તેઓને પુરતો અનાજ મલતો નથી. તેથી તેઓને બધી જાતનાં જાનવરો ખાવાની ટેવ પડેલીછે. તેઓ નહી કે ગાય બકરાં સરખાંજ જાનવરો ખાયછે, પણ ઉંદર અને તેવાંજ બીજાં નજીસ જાનવરો વટીક ખાયછે. ચીનમાં ઉંદર ખાવાના ઘણા સાધારણ હોયછે. આ ઉદરો બારણે બારણે વેચવાને ચીનાઓ લાવેછે. તેવા એક ઉંદર વેચનાર ચીનાનું ચીતર અહી આપીઉંછે. ચીનાઓ ઉંદરનો મુરબો પણ કરેછે. વાંચનારી બાઈઓ કદાચ કમવાશે કે, એ લોક કેવા નજીસ હોશે કે, ઉંદરબી ખાતા હશે. પણ તે બાઈઓએ જાણીઉં હશે કે, ફરેંચ લોકો, અને તીઆની સુંદર અબલાઓ, જેઓ તરેહવાર જાતનાં પકવાનો ખાતાં હતાં, તેઓ

એ પણ હાલની લડાઈના હીગામમાં ઉંદરો ખાધાછે. રોસ કીધેલો ઉંદર ઘણો સ્વાદ લાગેછે, માટે જોઇએ તો કોઈ પારસણ બાઈએ તપાસી જોવું !!

---

## ઘરનો ગવરનર.

### અંક ૬ ઠો.

---

### રાંધણીનો સામન—વાસણ.

રાંધણીના સામનમાં ચુહુલાતો આપણે ખરીદી ચુક્યા. હવે આપણે વાસણો ખરીદવા જઈએ. વાસણો ખરીદવામાં તથા પસંદ કરવામાં ઘણી સાવચેતી જોઈએ. વાસણો એવાં જોઈએ કે, જેમાં ખાવાનું પકાવવાની તથા ગરમ વગેરે રાખવાની ઘણી સગવડ હોય. તેમજ વાસણ એવાં જોઈએ કે ઘણીવાર એકમાં બે તરણ કે વખતે ચાર કામ થાય. એમાં વાસણોથી બે જાતના ફાયદા થાયછે. એકતો એકે, ઘણાને બદલે થોડાં વાસણ લેવાં પડેછે, અને તેથી ઘર માંડતી વખતના ખરચમાં કેટલોક ઉગાહો થાયછે. બીજો એકે, રોજ સાફસુફ કરવાની મેહેનત ઓછી થાયછે. વળી તરીજો ફાયદો ગણીએ તો એછે કે, રાંધણીમાં વગ થોડો રોકેછે, અને તેથી તેનો દેખાવ સારો લાગેછે. એવાં વાસણો વેળાતી ઘણા આવેછે. દેશી વાસણોમાં એવી સગવડ હોતી નથી. પરથમ આપણે ચાહેની કીટલી જોઈએ. સાધારણ કીટલીતો વાંચનારી બાઈઓએ જોઈછે, પણ એક જાતની વેળાતી કીટલી આવેછે, જે આપણી સાધારણ કીટલી કરતાં જુદી હોયછે. આ કીટલીમાં ચુહુલો પણ સાથેજ હોયછે. આ ચુહુલો તેના નીચેના પડમાં કરવામાં આવેલો હોયછે. આમાં બાળવાનાં લાકડાંની ચોક્સ રીતે બનાવેલી લાકડાંની નાહની નાહની જુડુડીઓ આવેછે. એ કીટલીના ઉપલા ભાગમાં પાણી નામીને, નીચલા ભાગમાં પેલી એક જુડુડી મેલીને પજરાવેછે કે, થોડી મીનીટમાં પાણી ગરમ થઈ આવેછે. આ કીટલી માંદગીના વખતમાં ઘણી કામ લાગેછે. ઓરડામાં મેલી રાખીઆથી રાતને વખતે થોડાવારમાં જોઈતું ગરમ પાણી મલી આવેછે. તેમ થતાં કશો ધુંમાડો કે અગવડ થતી નથી. વળી મુસાફરીને વખતે પણ ઘણી કામ લાગેછે. આ કીટલીને "બેમલરસ કેટલ" ઇઆને વગર બઈરીનાને માટેની એટલે એખલા મરદોને માટેની કીટલી.

બબરચીખાંનામાંના વાસણમાં બીજું ઉપયોગી વાસણ, બાઈલર નામનુંછે. આ બાઈલર કાંઈ મોટાં સટીમ એન્જીનના બાઈલરના જેવું હોતું નથી. તે એક નાહના વાસણ જેવું હોયછે. એમાં ખુબી એ છે કે, તેમાં પાણી જલદી ઠંડું પડતું નથી. વળી એ સીવાય બીજી બધી સગવડ એમાંછે. એમાં હાથે કરીને પાણી નામવું પડતું નથી. જેઓ એને વાપરેછે તેઓ બબરચીખાંનામાં પાણીની એક નાહની ટાંકી રાખેછે. તે ટાંકીની અંદરથી નળી મેલી તેમાં બાઈલર વાસણને લગાડેલી હોયછે. તેમાં એવી યુકતી કરવામાં આવેલી હોયછે કે, તેમાં જીઆંરેબી પાણી ઘટે તીઆરે તે પોતાનીજ મેળે ભરાય. એ વાસણમાં એવી ગોઠવણ કરેલીછે કે, તેમાના પાણીનો બાફ બાહાર નીકળી જતો નથી. તેથી તે આખો દાહાડો ગરમ રહેછે, અને જીઆરે જોઈએ તીઆરે તેમાંથી ગરમ પાણી મલી આવે. મોટા અરાબાના ઘરમાં આવાં બાઈલરને [illegible] એક ચુહુલા ઉપર મેલી રાખવામાં આવેછે, અને નાહના અરાબામાં રંધાતા ચુહુલાની આગળ મેલી રાખેછે.

બબરચી ખાંનામાના તરીજું ઉપયોગી વાસણ મરણો રાખવાનુંછે. આપણા બઈરાંઓ એક બરણીમાં નીમક ભરીને ચુલાવટી પર મેલેછે, એક ચંપુમાં મરી ભરીને ગોખલા પર મેલેછે, એક દાબડામાં હલદ ભરીને ચોખાની બરણી આગળ મેલેછે. રાંધતી વખતે મીઠું પાયછે તો હલદ નહી, અને હલદ પાયછે તીઆરે મરી શોધવા જાયછે. હલદી નથી પાતું તો એક ગમ ચુલાપરનું ચરતું ઉંધાડું ઠેછે, બીજીગમ રાંધનારી બાઈનો મીજાજ જાયછે, અને તરીજી ગમથી જેનાથી તે એવી રીતે મેલાયું હોય તેના પર ધા આવેછે, અને તેને લીધે થોડોવાર કોકો, કોકો ચાલેછે. આવી અગવડ મટાડવાને સેહેલી યુક્તી કરવાંમાં આવેલ હોય છે. એક બાકસ બનાવવામાં આવેલો હોયછે, જેમાં કેટલાક દાબડાઓ ગોઠવવામાં આવેછે. આ દાબડાઓના ટાંકણાઓપર મસાળાનાં નામ લખવામાં આવેછે, અને તે નામ પરમાણે તેમાં જુદા જુદા મસાળો ભરેછે. આણી રીતે ઉપર લખેલી સઘળી અગવડ ટલી જાયછે. રાંધતી વખતે તે આખો બાકસ આગળ લીધો, કે એકબી નોકર મેલીઆ વગર તથા એકબી ડગલું તીઆંથી ચાલીઆ વગર કે ઘડી ઘડી ઉઠ બેસ કરીઆ વગર જે જોઈએ તે મસાળો મલી આવેછે. કામ પુરૂં થયું કે, તેને બંધ કરીને પાછો મેલે છે, જેથી રાંધણીમાંની અગતની વાત જે સફાઈ તે બરાબર જળવાયછે.

પાંઉ, અથવા હર કોઈ જાતનું ગોશટ ભુંજવાને આપણે ગલેલ વાપરીએછે. આ ગલેલને માતરે થોડાક ઉભા સલીઆ હોયછે, તેને ચાર પઈઆપર જડી રાખેલા હોયછે. આ ગલેલ ઘણુંકરીને નીરઉપયોગીછે તે તાતી ગયા પછે જલદી બાહાર કહડાતી નથી. પોતાં વગેરેની મદદ લેતાં કે વખતે પોતાંને શોધતાં વાર લાગેછે તેટલે તેના પર મેલેલું બલી જાયછે. એના કરતાં બીજી મોટી અડચણ એ છે કે, તેનાપર ભુંજવા મેલેલી વસતુમાંથી ઘી કે ચરબી નીચે આતશપર ટીપાયછે અને તેથી તે બુજાઈ જાયછે. એને બદલે વેળાતી ગલેલ ઘણી સગવડ ભરેલીછે. તેને ઉંચકવાને એવો હાથો કરેલો હોયછે કે, તેથી તે ગમે તેવી તાતી ગઈ હોય તોબી પોતાં વગર હાથને જરા પણ ગરમી લાગા સીવાય ઉતારી શકાયછે. તેના ઉપરથી ટીપાટાં ઘીને આતશપર પડતું અટકાવવાને ઘણી સરસ યુક્તી કરવામાં આવેલી હોયછે. તેના દરેક સળીઆમાં નીકોરીની માફક કરેલું હોયછે, અને તે બધા સળીઆને એક પોહોલા નીકોલી જેવા સળીઆની સાથે જોડેલા હોયછે. તે સળીઆને બે છેડે બે પીઆળાં જેવાં વાસણ જડેલાં હોયછે. તેમાં પેલું 'બધું' ઘી ઉતરી જઇને એકઠું થાયછે, તેથી બે ફાયદા થાયછે. આતશ હોલવાતો નથી, અને સાથે પેલું ઘી રદ જતું બચેછે.

## પરચુટણ બાબતો.

**ભરથારોને શીખામણ**—સહવારના ઉઠતાંવાર ઠરાવ કરજો કે આખો દાહાડો હસીને ખુશીમા કાહાડવો. તમારા કપડાં બરાબર તઈઆર ન હોય અથવા કાંઈ તુટી ફાટી ગયું હોયતો તે જોઈ ખુબ હસજો. છોકરાંઓએ તમારૂં કાંઈ મુકેલુ મેલેલું ચુંથયું હોયતો જનમા હસીને સમજજો કે "આખરે બચાં તે બચાંજ" કાંઈ દલગીરીનું અથવા દરદનું કારણ આવી પડે કે લાગલા કાંઈ ખુશનુમા ગીત ગાવા મંડી જવું. જે ખાવાનુ તઈઆર ન હોયતો ઉતાવલ કરી તથા બુમો પાડી સામાને ધબરાવશો નહી પણ છોકરાંઓ સાથ રમત કરવામા વખત કાહાડજો અને તમારે કામે ખુશી ભરીઆં દીલે જજો.

**"હવડાં"**—હવડાં એ નાહાનો શબદ હરઘડીએ દર ઘડીઆલની ટકોરી સાથ આપણા મન ઉપર આવેછે. "હવડાં" એ શબદ ડાહાપણવાળાઓનો પયારોછે. "હવડાં" એ શબદ સમજુઓને જુનડોછે. આ નાહાના શબદ ધયાનમા રોખજો અને જયારેબી કાંઈ કામ આવી પડે તયારે યાદ રાખવું કે તે કરવાનો વખત "હવડાં" જછે. "જોઈ લઈશું", "થઈ રેહશે", "ઉતાવલ શું છે" એવા વીચારોથી આ પુરથવીમા કદીબી આગળ વધાવાનું નથી, જે થાય તે "હવડાં", "પછી" કાંઈ થનાર નથી.

**બચાંઓમા તાબેદારી**—પેહલાંથી બચાંમાં તાબેદારી શીખાડીઆથી આગલ ચાલતાં કેટલાં દુખ અને ઘાટકીપણાનો બચાવ થાયછે. જે હોકમ વડાં કરે તે તુરત માનવો જોઈએ અને "શા માટે" અથવા "કાંએ" એવા સવાલ બચાંને પુછવા દેવા નહી. કુમલી ડાંખલી તુરત વલેછે પણ કડણ થયા પછી જો તેને વાલવાનું જોર કીધું તો તે ભાગી જાયછે યાને જુલમથી બચું નાશ પામેછે યાતો તે ખમાયાથી સામે થાયછે. તમો બચાંને તાબેદારી શીખવો તયારે યાદ રાખજો કે તેને તમો ખોટા અને બેહુંધા હુકમો આપી ચીડવશો નહી અને જયારે તમો શોખશ્યા કરો તયારે તપાસજો કે તેને ઘણી ઈજા ન થાય અને માર મારવો તે ફરજ દાખલ મારવો પણ ગુસસે થાઈ મારવું નહી.

**સોનાના શીકા**—આજ નજદીક ૧૪૦૦ વરશ ઉપર ફરાંસમા તેમજ સપેનમા નીકલયા હતા, જયાં તેઓને બ્રાઓંતીસ કેહતા હતા. પછી ઈંગલંડમા ૧૨૫૭ ના સાલમા આસરે ૧૨ આંનાની કીમતના હાલની પેનીને આકારના કાઢવામા આવયા હતા, તેના બાતર બેજ નમુના હાલ હઈયાતછે. પછી ૩ રૂપીયાની કીમતના **ફલોરીન** ૧૩૪૪ મા, અને તયાર બાદ **નોબલ** અને ૧૪૬૫ મા **એનજલ** ૩ રૂપીયા ૬ આનાની કીમતવાળા, અને તયાર પછી બીજે વરસે ૫ રૂપીયાના મુલયના **રોયલ** ચાલવા લાગયા. પછી ૧૦ રૂપીયાની કીમતનો **સાવરેન** ૧૪૮૯ મા અને ૧૫૨૭ મા ૫ રૂપીયાની કીમતનો **કરાંઉન** નીકલયા. તયાર પછી ૨૦ વરસે ૧૦॥ રૂપીયાના મુલયની ગીની કાઢી, અને તેનું નામ ગીની દેશના સુનાની તે બનાવામા આવી હતી તેઉપરથી પાડયું હતું. આ છેલા શીવાય બધા સોનેરી શીકાઓ ૧૭૩૩ મા ફરતા બંધ થયા. હમણાનો વેલાતનો **પાંઉડ** ૧૮૧૭ મા પેહલો પાડયો હતો.

**રંગવાનો હુનર**—રંગવાનો હુનર પેહલ વેહલો ટાયરના લોકોને માલમ હતો અને સરવથી જુનો જાણીતો રંગ ટાયરનો જાંબુલો રંગ કેહવાતો હતો. મધય જમાનામાં યાહુદીઓ રંગવાનું કામ ચલાવતા હતા અને તેઓએજ તે હુનર યુરોપમાં અને મુખય કરી ઈટાલીમાં દાખલ કીધો હતો. ઈંગલાંડમાં રંગવાનો હુનર કોઈને ખબર ન હતો પણ કપડાંને એક જાતના રંગીન દારૂમા બોલી કાહાડતા હતા, પણ રસાયણ સાસતરથી તે રંગને મજબુત બેસાડવાની તજવીજ કોઈના ખયાલમાંબી ન હતી. ઈંગરેજી વણતનો મોહોટો ભાગ સફેદજ હાલંડ મોકલવામાં આવતો હતો અને તયાંથી રંગવાને તે પાછો ઈંગલાંડ આવતો હતો.

**તારના ચેડાં**—ઘણાક દાહાડાવેર તારના સમાચાર એક હાફીસમાં હમેશની ઝડફથી, પણ મુશકલ ગુંચવાયલા મલતા હતા. તેઓમાથી અરથ ઉઘાડવાના સઘલાં ફાંફાં રદ ગયાં, અને અંતે કંટાલીને એ બનાવનો ભેદ શોધવા પાછલ ઘણાકોનું ધયાન લાગયું. ઘણીક ખોલ કીધાથી માલમ પડયું કે એક એલાયધી જગા ઉપર જુદી જુદી હાફીસના તારો એક એક પાસ ખોલવેલા હતા તે સાથ કેટલાક છોકરાઓએ હીચ ખાવાને માટે હીંચોરો બાંધયો હતો અને એ રીતે તારો એક એક સાથ અથડયાથી જુદા જુદા તારોના સમાચારો બધાંમાં ફરી વલીને આ ગુંચવણ પેદા કરતા હતા.

**"ચલ્લી જેટલું ખાનાર"**—ટેરેરી નામે ફરાંસનાં લીઓં શેહરમા જનમેલો એક સીપાઈ પેરીસમા આવીને એક મીતરને ખરચે પેહલાં તો એક ટોપલી ભરી સફરચંદ ખાઈ ગયો. ઘણીકવાર બુચ અને બીજી હજમ ન થાય એવી ચીજો તે ખાઈ જતો હતો. એક દાહાડે એક મોહટી બીલાડીને પકડી, તેનુ લોહી ચુસી લઈને થોડા વારમા તેના સાફ ચુસેલાં હાડકા સીવાય બીજું કાંઈ રાખયું નહી. તે વારંવાર સવાદ લઈને આખાને આખા સાફ ગલી જતો. એક વેલા દુધ વગેરે ચીજોનો ૧૫ શખસોને માટે બીછાવેલો ખોરાક તે થોડી મીનીટમા ખાઈ ગયો. કેટલાક અમલદારોની નજર બાહર તેણે બેઠાં બેઠાં ૩૦ રતલ કલેજાં ફેફસાં ખાધાં, અને એક ૧૪ મહીનાનું છોકરૂં ખાઈ જવાનો શક પણ તેના ઉપર આવયો હતો. મોહત પછી તેનું પેટ ચીરતાં તેનું ઓજરૂં ઘણી ખરાબ હાલતમા માલમ પડયું.

**કુદરતની અજાયબી**—માણસને માટે કેહવામા આવેછે કે આખી દુનીયા બનાવયા પછી સઘળી ચીજથી સરસ તેને બનાવામા આવયુંછે. જો આ વાત સાધારણ રીતે સાચી હોયતો તેના બદનના બાંધામાતો નથીજ. કાંકે જયારે તેનામા ૩૭૦ માસની દોરીઓછે, તયારે એક કામડીયામા ૪૦૦૦ છે. સાધારણ માખને ૮૦૦૦ આંખોછે, અને કેટલીક જાતના પટંગયાંને ૨૫૦૦૦ વેર હોયછે. એક પલમા માખ ૨ વાર અથવા ૬ ફીટ લાંબો રસતો કાપેછે,

અને એટલા માટે તે તેટલા વખતમા ૫૦૦ થી ૬૦૦ વેળા પોતાની પાંખ ફફરાવેછે, પણ ઝડપથી ઉડતાં તેની પાંખ ૩, ૬૦૦ વાર અને તેથીબી વધારે વખત હીલતી માલમ પડીછે.

## ઘરઘતુ નુસકાઓ.

**૧) લાલ પાલીશ**—એક વાસણમાં ચાર આઊસ મીન ઓગાળી નાખી, તે પીઘલી લાહી જેવું થાય તેટલો ઊપરથી "સપીરીટ ઓફ ટરપેનટાઇન" નાખવો; પછી તેમા પા આઊસ રાજમ વાટીને નાખવો. એ સઘલું બરોબર પીઘલી રહે ને માંહે થોડોક ગેરૂ નાખવો, પછી ખુબ એલવીને જે પર લગાડવું હોય તે પર લગાડવું.

**૨) લોહોડાંનો કાટ**—ગમે એવાં કીટાયલાં લોહોડાં ઊપર એક રતલ ડુકરની ચરબીમાં અરઘો આઊસ કપુર નાખી તેમને ઈંગારપર નાખી તાહાડું પાડી ચોપડી એલયું હોય અને પછી બે દાહાડા રાખી લુછીઊં હોયતો તે શાફ ચલક નીકલશે. ટી૦ રી૦ ન.

## રમુજે ફુરસત.

### દોહરા.

૧. અહાર થકી પણ લેખવું, અધીક પ્રાણ ધાર;
વહાન જે આવાજનો, ઊચરો કરી વીચાર.

૨. થલપર જલપર ને વળી, નલે કરવા પ્રવાસ;
કેને કેને પાવ કે, બક્ષ્યો જીવ પ્રકાસ.

૩. કાગલના વાસણ મધે, વસે કરેથી દેવ;
આગ્ના વિના પ્રગટે નહી, નાશક તેની ટેવ.

કા૦ મે૦ કછી.

૪. ચાર નીચે પ્રમાણેના બોલોને, એક ચોરસ કરો કે જે ઊભો ઇઆ આડો વાંચીએ તોપણ એકજ બોલ આવે.

૧ લે—એક બાઈનું નામ.
૨ જો—એક ખંડ.
૩ જો—વીઆજે પઈસા આપનારા.
૪ થો—એક ઈંગરેજી મહીનો. M.

૫. હું જીની પણ કામની ચીજ છું અને એવાં કાંમની કે મારા વગર તમારી જીંદગી નકામીછે. મારી જીભ નથી તોપણ હું બોલુંછું તે મોહોડેથી નહી પણ બીજી રીતે અને મારી ભાશા સારી તથા સાચીછે. હું દલગીરી, ખુશી, કરોધ, વગેરે બતાઊં છઊં. મારા પગ નથી તોપણ હું દોડતી ફરૂંછું, પાંખ નથી તોપણ હું તરૂંછું, અને જોકે મને જડેલીછે તોપણ હું ભટકુંછું. કોઇ કેહછે કે હું બારી છું, કોઇ કેહેજે હું બારણું છું અને કોઇ મને ગોળો, આરસી, સાંકલીઊં અથવા અવીઅપ કેહેછે. કોઇ મને ફતર કેહેછે, કોઈ હીરો કેહેછે, કોઇ રતન કેહેછે. હું કાલી, ધોલી, બલુ અને બીજા રંગની છું. હું ગોલ, વાંકી, નીચી, ચપટી ઇઆ પોહોલી હોઊંછું. હું નાજુક છું તોપણ મજબુત છું. હું જમની છું અને દાવી છું. હું ભીની છું અને સુકી છું. હું કાલી છું પણ ઝલકતી છું. હું નાગી છું તોપણ ઢંકાયલી છું. હું અંધારાંમાં છું તોપણ અજવાલું આપુંછું. ટીરીન.

૬. નીચલા વાકીઆમાંથી મેવાનાં નામો શોધી કાહાડો.

૧. મારા વાંહાલાં બચાં સદા રમતાં અને હસતાં રેહેજો.
૨. વખત ન ખોતાં ટુકી કે લાંબી જેવી તેવી વાત કરો.
૩. પારીસની ખરાબી અને નાસ તેની રયેતથીજ થાઇછે.
૪. ગરીબ બીચારો મીરજા, ખુરા લખમાં પડીઓ.
૫. મારા ઊપર ગુસો કે રીસ કરીને શું ફાએદો જોયો.
૬. આપણો પડોસી વનમાલી ખુટ પેહેરવા લાગોછે.
૭. લંડન શેહેરનાં રંગીન ચીતારો માણસની અકલને હેરાન કરેછે.
૮. આવતી મોશમ બીજા ખેલાડીઓ લાવવા પડશે.
૯. છુપો હસદ રાખવો એ ખુરા માણસનું કાંમછે.
૧૦. દવાઈ માતર ખુબ મારી રાખવાથી સોજી રેહેછે.
૧૧. અમુતરોને પરણાવવાનું એટક મલાહરાવને હતું.
૧૨. આખો દાહાડો હાથ પગ પાંણીમાં બોરવા નહી.

## ખોલાસો ગઈ વેલાનો.

૧. પંચાંગ.
૨. વાંહાણ.
૩. આઇમાએ.
૪. ૧ રામસ. ૬ દાહારો.
૨ છમના. ૭ લેવટા.
૩ કાલમી. ૮ બીગ.
૪ કાજુ. ૯ તુમરી.
૫ બોઇ. ૧૦ ખુમલા.
૫. ૧ માહારાજા સીધીઆ. ૪ પારલામેંટ.
૨ મહલારરાવ. ૫ દીલગુછજું.
૩ ખાજાસીંગર. ૬ ફુલીશકેપ.

## મી૦ કરશનદાસ મૂળજી વિષે.

### દોહરા.

રે શાણા સરદાર તું, ગયો પ્રભુની પાસ;
પણ નિશ્ચળ અહિં નામના, કીધી કરશનદાસ. ૧
પદવી ઉત્તમ પામિઓ, કરિ ઉત્તમ અભ્યાસ;
સુધરેલો સઉથી સરસ, કહિયે કરશનદાસ. ૨
મોટો અનુભવ મેળવ્યો, કરિ પરદેશ પ્રવાસ;
વડિ વિખ્યાતી વિશ્વમાં, કીધી કરશનદાસ. ૩
સુખ દુખ સાંપડવાતણો, તેં નહિ રાખ્યો ત્રાસ;
સ્વદેશની શુભ વાંછના, કીધી કરશનદાસ. ૪
ખાધું રીત ખરાબથી, ઘણા જનોએ *ઘાસ;
અંતે જગમાં જીત તેં, કીધી કરશનદાસ. ૫
થોડા દિન થિરતા કરી, વસ્યો વિશ્વમાં વાસ;
કામ ભલાં આ ઠામ તેં, કીધાં કરશનદાસ. ૬
વળી કાઠિયાવાડમાં, કીર્તી કરી પ્રકાશ;
કુળ અજવાળણ-કર્મ તેં, કીધું કરશનદાસ. ૭
બાડો બહાદુર બહુ ભલો, સઉમાં કર્યો સમાસ;
લાખેણો જશ લઈ ગયો, કપોળ કરશનદાસ. ૮
કોઈ તારા કામમાં, કશિએ નહીં કચાશ;
વખાણુ તારાં વિશ્વ સઉ, કરશે કરશનદાસ. ૯
કીર્તી બધિને કઇકની, વળતી થાય વિનાશ;
પાયા તેં પાતાળમાં, કીધા કરશનદાસ. ૧૦
કપોળ કુળના કોહિનુર, તુજ જશતણો ઉજાસ;
ગણી અમુલ્ય ગવર્નરે, દાખ્યો કરશનદાસ. ૧૧
વીરા તારા વચનની, મહાઅમુલ્ય મિઠાશ;
રહિ ગઇ દલપતરામના, દિલમાં કરશનદાસ. ૧૨

* નિંદા કરી.

મુંબંઈ, દફતર આશકારા પરેસમાં બેહેરામજી ફરદુનજીની કંપનીએ છાપીયું તથા પરગટ કીધુંછે. ઠા૦ કોટ:—બેહેરામજી હોરમજજી સ્ટ્રીટ, ના૦ ૬ તથા ૧૧.

# સ્ત્રીબોધ.

પુસ્તક ૧૫ મું. જુલાઈ ૧૮૭૧ આંક ૭ મો.


## ધીરજનું ધન

અથવા

### છુપાં શંકટપર છુપી ફતેહ.



એક વારતા.

---

### પરકરણ ૧૭ મું અને છેલું.

### ધીરજનો બદલો ખોદા આપેછે.

રાસામશાહના જવાન કાસદ ખોદાદાદ (બીબી ગુર વારીદ) ઉપર આરજુના ફેસાદખોર માંણસોએ એકજ વાર હોમલો કીધેલો, પણ તેઓને મનસે તેઓ બે વાર તેની સાથ લડેલા હતા.

બીજી વારનો તેઓનો હોમલો સુંદર ગુરવારીદ પર ન હી પણ તેના ભાઈ અકબર પર હતો; જેને તેઓ ગુરવારીદ (ખોદાદાદ) સમજ્યા હતા.

પેહેલી મારામારીમાં બાબર નાખોદાએ બીચારી ગુરવા રીદને ફજેતીમાથી બચાવી, પણ તે વેલા તે ગુરવારીદને અ કબર સમજેલો અને તેથી તેની સોહેથી પોતાની આપેલી હે લી પાછી માગેલી અને ગુરવારીદ પાસેથી તે અલખતાં ન હી હોવાથી સરકારના માણસોને હાથ કેદ થતી વેળા તે અ કબર વીશે ઘણો હલકો વીચાર લઈ ગીએલો હતો.

બીજી મારામારીમાં અકબરનો બચાવ બાનુ આરજુ ના આવી પુગવાથી થયો, પણ તે વેલા તે અકબરને ખોદા દાદ (ગુરવારીદ) સમજેલી અને તેથી એકદમ તેની સાથ પરણવાની માગણી કરેલી હતી, અકબરે અચરતી તોપણ ખુશહાલી સાથ તે કબુલ રાખેલી અને તેઓ પરણી ચુકે લાં હતાં.

પણ પેહેલી મારામારીમાજ મામલો એટલા અંત ઉ પર ગયો હતો કે ગુરવારીદથી પોતાના છુપા લેબાશમાં એ ઘુંટાલા મધે વધારેવાર માથું મારી શકાય નહી. તે ણીએ પોતાના આ છુપાં શંકટોનો, છુપા જુસાઓનો, છુ પાં કામકાજેનો કાંઈ પણ અંત લાવી આ ગુચવણ ભરેલા મામલામાથી છુટી જાવું જોઈએ.

સઘલો મામલો પણ પોતાના એવા અંત ઉપર આવે લો હતો કે હવે વધારે આગલ તે વધી શકેજ નહી. આ રજુની મમતથી તેના પેઆરથી બલતો રાસામશાહ હવે છે ક થાકી ગયો હતો. તેનો આ ખુશનમા ચેહેરેનો કાસદ જેની જમાંદરાઇ આગલ હજાર મોહડાંનો રાવન પણ રદ હતો અને જેના પટામણાં તથા મીઠાં નખરાં અને નાજ કસાઈની છાતીને પણ નરમ કરી નાખે એવાં હતાં, તેને આરજુનું દીલ જીતવા ઉપર કામે લગાડવા છતાં જારે તે બાનુએ રાસામશાહના પેઆરના પેગામોનો કસો ઉતર ન હી વાલયો તારે હવે કાંઈ પણ બીજોજ અને વધારે મજબુ ત ઉપાય કરવો જોઈએ એવો વખત આવેલો હતો.

એટલા માટે આરજુના મેહેલમાથી આવતાં મારગ માં તે બીબીનો છાકટા કાકા તેહેમુરે તથા તેના બેવકુફ દો સત બેહરાંમે ગુરવારીદને ઘેરીને જે સતાવણી કરી હતી, તે એ હીમતવાન બાણુકે પાછી ફરતાંવાર રાસામશાહ આ ગલ જાહેર કીધી.

અગરજો મારની ધાસતીનું વરણન એક મરદને મોહડે સાંભલતાં આપણને દયા લાગેછે તો આ દુખ કે હેનાર કાસદ માતર નામનો મરદ અને ખરેખર ઓરત હતી તેના ગુલરોખશાર ચેહેરા ઉપર ધાસતી અને દુખ જોઈ રાસામશાહ કેટલો વધારે પીગલયો હશે. ગુરવારીદે પોતાની પતલી ગરદનમાથી કુમલા શરોદે પોતાની દેહેસત વરનવી એટલે હવે કાંઈ પણ શેવટના ઉપાયની રાસામ શાહને ફરજ પાડવા માટે તે બસ હતું.

હવે તેને માટે એકજ ઉપાય રહયો અને તે એકે પો તાની શુંદર પણ કરૂર દીલદાર આરજુને ઘર પોતે જવું.

તેના આ નોજવાન કાસદને સતાવાને આરજુના આદમીઓએ જે કોશેશ કરી હતી તેથી એ પાદશાહી હા કમને આરજુ પાસે પોતે જાતે જવાને બાહાનુ મલયું હતું.

અને પોતાનો આ ઠરાવ અમલમા લાવવાને રાસા મે વીલમ લગાડયો નહી. તે કાંઈ આરજુને મકાન સુ લતાન તરફની પોતાની સતાને લીધે જતો નહી હતો, પ ણ એક ખાનગી રેહવાસી દાખલ જતો હતો, મારે એ સા દાં દીલનો સરદાર કસી સવારીના ભપકા ઈઆ ઠાઠમાઠ થી ગયો નહી હતો. એવા ભપકાને કસી બીસાદમાં ન હી ગણકાવે એટલી દોલત આરજુ પાસે હતી, મારે રાસા મશાહએ સાદું જવાનુ પસંદ કીધું.

તેનો એકલો સોબતી તેનો જવાન કાસદ ખોદાદાદ હતો.

અને જારે તેની મરોરદાર ગરદન ઉપર હાથ નાંખી આ હાકમ પોતાની ગાડીમા બેઠો તારે એ બંધેના દીલમાં કેવા જુસાઓએ ઘર કીધું હતું ?

રાસામશાહનું દીલ સઘલું આરજુ પર અને ખોદાદાદ (ગુરવારીદ) નું દીલ સઘલું રાસામશાહ પર હતું. આરજુ અકબર સાથ પરણી ચુકા બાબે ગુરવારીદ જો કે રાસામશાહના એટલીજ અનજાની હતી, તો પણ તેણીની ઉમેદોનો બાગ તેણીની છાતીમાં અતારથીજ ખીલી રહયો હતો. તે વીચારતી હતી કે " આરજુનું દીલ રાસામ પર જીતવા જવાથી તેનુ દીલ મારા પર મારા કસા વાંક વગર હું જીતી આવી છઉં, એટલે તે રાસામને કોઇ કાલેબી કબુલ કરવાની નથી."

આવા વીચારમાં અને વાતમાં તેઓ આરજુના મેહેલ તરફ આવી લાગાં.

મેહેલમાં જુવેછે તો કાંઇ ગડબડ, કાંઇ ધામધુમ, કાંઈ ખુશાલી નજરે પડી. ગુરવારીદ અને રાસામ એકેકના મોહડાં જોવા લાગાં. જાંણે કાંઇ મોટાં લગન થયાં હોય એવી આ ગડબડ અને દોડાદોડીનો કાંઇ શબબ જણાયો નહી. રાસામે પોતાના માનીતા ખોદાદાદને પુછયું પણ તે કસો ખોલાસો કરી શકયો નહી. તેણે કહયુ કે " નામદાર સાહેબ હું કશું જાણતો નથી."

તેઓ પુર ઈનતેજારી ભરેલાં દીલે આરજુના દરવાજામા દાખલ થતાં હતાં, તેવામાં સાંમેથી કેટલાક સીપાઈઓ નાખોદા બાબરને કેદી દાખલ પકડી લાવયા.

આ બનાવને લીધે તેઓથી મેહેલમા જવાયું નહી, પણ મેહેલની બાહેરજ થોભવું પડયું.

નાખોદો બાબર શુલતાનની સરકારનો અગતનો રાજદ્વારી કેદી હતો. તેનો જે હેવાલ આપણે આગલ આપયો હતો તે ઉપરથી વાંચનારી બાનુઓને યાદ હશે કે બાબર નાખોદાને પકડવા માટે મોટું ઈનામ જાહેર થયલું હતું. સરકારનો આવો દુશમન જારે બસરાના મોહલામાથી અચણુચ હાથ લાગો, તારે તેને એકદમ રાસામની આગલ લઈ જઈ તેને શું કરવું તે બાબે હુકમ મેલવવાની જરૂર હતી અને તેથી તેને હીઆં આરજુના મેહેલ આગલ લાવવામા આવયો હતો.

ગુરવારીદે રાસામશાહના કાનમા કહયું કે આરજુના બેશીઓના હોમલાને વખતે મારી મદદે દોડી આવી મારો બચાવ કરનાર એજ હતો.

રાસામશાહે પોતાના એક જુના દુશમન તરીકે તેને તરત ઓલખ્યો. તે બોલયો કે " જારે મેં એને છેલો જોયો તારે લડાઈના ધુંવાથી એનો ચેહેરો શીહા રાતની મીશાલે કાલો થયલો હતો. તે એક છાલકાં અને હલકાં વાંહાંણનો નાખોદા હતો અને આપણા બલવંત કાફલા ઉપર તેણે એવો જબરદસત ધસારો કીધો હતો કે અરેખાઈ અને ખુવારીની જુબાંને પોતેબી તેને મારે વાખ્યવાખી અને માનના પોકાર ઉઠાવયા."

સીપાહીઓએ તેને રજુ કરતાં કહયું કે " સાહેબ, મોહલાની અંદર શરમને એક કોરે મેળીને ખાંનગી કજીયામાં લડાઇ કરતો અમે એને પકડયોછે."

ખોદાદાદ (ગુરવારીદ) નાખોદો સાંભળે તેમ બોલી ઉઠયો કે " નામવર હાકમ, આ સીપાહીઓ જે મારામારી વીશે કેહછે તે મારા બચાવની મારામારી હતી. નાખોદાએ પર મેહેરબાનગી કરી મારી તરફથી સમશેહેર ખેંચી હતી, પણ શેવટે તે મને કાંઇ એવો ગળે પડયો કે જે તેના દેવાના પણાં સીવાએ બીજું કશું હું ધારતો નથી."

રાસામે તેને સવાલ કીધો કે કેમ " લુટારા સરદાર, ખારાં પાણીના ચોર ! જેઓને તુંએ તારી મોઘી અને લોહીલુવાન માગણીઓથી દુશમન કરેલા તેઓનીજ દયા ઉપર આવી પડવાની એવી શું બેવકુફી ભરેલી બાહાદુરી તું એ કીધી !".

નાખોદા બાબરે હવે પોતાના દીલના ઉભરા કાહાડી પોતાની છાતી ખોલલી કીધી. " અએ બસરાઈ હાકમ હું કબુલ કરૂં છઉં કે હું તારો દુશમન હતો, પણ હું કાંઈ ચોર ઈઆ લુટારો નહી હતો. હું હીઆં આવયો છઉં તે માતર કાંઈ અજાએબ કઉતકનું, કાંઈ જાદુઇનું પરીનામ છે. તારી પાસે ઉભેલો આ બદગુમાન અને નગુણો છોકરો (ગુરવારીદ તરફ આંગલી કરીને બતાવેછે કે જેને હજી એ નાખોદો અકબર સમજેછે) એ છોકરાને મેં બેઅદબ દરીઆવનાં જોસદાર અને ફીણદાર મોહમાથી છોડવયો. દરીઆવમાં તે એક આશાની તદન બાહાર પડેલું બાથુ વાંહાંણ જેવો હતો. મેં તેને જીવ બખશયો અને તેમાં વળી મેં હદ અને અંત વગરની મોહોબત હુમેરી. એને ખાતર મેં આ દુશમનના દેશમાં પોતાને ઉંઘાડો પાડયો, જારે તે ફસી પડેલો હતો તારે એને વાસતે મેં સમશેહેર ને મેઆનથી બાહાર કાહાડી, પણ તેમાં જારે હું પકડાયો તારે એની જીભ વીદીઆએ એને શીખાડયું કે મારી સઘલી પીછાંણ નામુકેર જવી. એક આંખના પલકારા જેટલા વખતની તાજી દોસતીને વીસ વરસની જુદાઈ જેટલું એણે રૂપ આપયું, અને અરધા કલાક અગાઉ મેં આ પેલી ઠેલી વીશે તે કાનપર હાથ મેળવા લાગો."

ગુરવારીદે હજીબી કાનપરજ હાથ મેળયા.

પણ રાસામશાહે એકજ સવાલ નાખોદા બાબરને પુછયો કે જેનો જવાબ નીરદોશ ગુરવારીદ ઉપરનો સઘલો શક દુર કરવાને બસ હતો.

રાસામના જવાબમાં બાબર બોલયો કે " આજેજ હું એ છોકરાને આ શેહેરમાં લઈ આવયો અને આજ તરણ મહીના થયા હું એની સાથેના સાથે હતો."

તે કેમ બને ? ગુરવારીદતો આજ ઘણું થયું રાસામશાહાના મેહેલમાં નોકરીએ હતી.

રાસામની હવે ખાતરી થઇ કે બાબબ આ છોકરાને જુદો ગલે પડતો હતો.

એ બાબે રાસામશાહ બાબરને ખોટો પાડવા જતો હતો, પણ એક અચીંતા બનાવથી તે અટકી ગયો.

પોતાના દરવાજા આગળ આ ગડબડ જોઇ રાસામની દીલરૂબા માશુક આરજુ પોતે દરવાજા બાહેર આવી.

મેહેલમાની ધામધુમ વીશે રાસામશાહ તથા ગુરવારીદ પોતાના વેહેમને ઉપલી ગડબડને લીધે ભુલી ગયાં હતાં, પણ આરજુને જોઇ તે વેહેમ પાછા વધારે જનુંનીથી ઉભા થયા.

આજસુધી આરજુએ પોતાના મરનાર ભાઈના શોકમાં પોતાના બદન ઉપર કાલું કફન નાખેલું હતું પણ આજે તે સોલે સણગાર સજીને આવી હતી. આજ સુધી તે વીધવાની હાલતમાં ફરતી હતી, પણ આજે તે સુંદર સોવાસન થઈને આવી હતી. તેણીના શીહા જુલફાંની લટે લટ મોતી પોએલાં હતાં. તેના કપાલ ઉપર સોનેરી તાજ રોશન જલેહ મારતું હતું. તેની પેચ ખાતી ગરદન ઉપર હીરાના હાર વલ ખાતા હતા, જેની દીપકમાં તેણીના સોનેરી અને કસબી પોશાકનો ગોથા પડછાંયો હતો. આરજુના ચેહેરા ઉપર આજ સુધીનો ગમ ઉડી જઈ તેને બદલે ગોલાબી સુરખી ફુટી નીકલી હતી અને મેદી, કસતુરી તથા સુખડની સુગંધી લપટ તેના ગોલાબી ગાલ તથા અતર સરખી ચામડીમાંથી નીકલી હતી.

આ સઘલો અચબુમ ફેરફાર રાસામશાહના જીગરને કારી જખમ કરનારો હતો. એક હાથ ઉપર મનમોવન આરજુ ઉપર તેનું દીલ વધારે દોડે એવો આ દેખાવ હતો અને બીજા હાથ ઉપર તે દીલ મેળવવાની ઉમેદ વધારે નીસફળ જાય એવો પણ તે દેખાવ હતો.

રાસામે જોઈ લીધું કે તેની દીલબર ઇઆતો પરણી ચુકીછે અથવાતો પરણવાની તઈઆરીમાં છે.

અને એવો તે કોણ ભાગ્યેશાલી અને જાદુઈ હીકમતનો નર હશે કે જેને આરજુએ પાદશાહી દરજેના આ હાકમ કરતાં પણ વધારે પસંદ કીધો. તે નર તરફ જેમ તારીફ તેમજ અદેખાઈએ રાસામના જીગરમાં ઘર કીધું.

પણ આ ખોલાસો મેળવતાં કાંઈ વીલમ લાગો નહી.

આરજુ આવતાંનેવાર રાસામશાહને બદલે તેના જવાન કાસદ ખોદાદાદને ભેટી, એટલુંજ નહી પણ તેને જે સુખનો કહયા તે વધારે એચંબા ભરેલા હતા. તે બોલી કે "મારાં જીગર, તારી પાસે નહી એવું તું શું ચાહેછે કે જેમાં હું તુને કામની થાઉં. તું તારી કબુલાત રાખતો નથી. તું શું ચાહેછે, મારા મેહેરબાન ધણી."

ખોદાદાદે (સુરવારીદે) વીચારયું કે આતો ગલેજ પડેછે, માટે બોલીઓ કે "મારો મેહેરબાન ધણી નામદાર રાસામશાહ કાંઈ ચાહેછે."

આરજુએ ટણકાથી જવાબ દીધો કે "અગરજો આગલોજ રાગ પાછો કાહાડવાનો હોયતો, સાહેબ, તે ગાએણ ગાવા પછે ભોંસવાના જેટલું કઠોર મારા કાનને લાગશે."

રાસામશાહે ફંગલાઈને પુછયું કે "હજી એ બાંનું તું શું એટલી કઠણ દીલની છે?"

"હું કઠણ દીલની નથી, જાંહાંપનાહ, પણ હજી હું એટલી મકમ છઉં."

"મકમ શા ઉપર? ઇજત ઉપર. એ સંગદેલ આરજુ તારા લુનહરામ અને અપસગની ધુપદાંન ઉપર સઉથી વફાદારી ભરેલી ધુપ મેં નજર કીધી, પણ તે સઉ ફોકટ. હવે કેહ હું શું કરૂં.?"

આરજુ ખોદાદાદ તરફ આંગલી કરીને બોલી "જે મારા સાહેબને વાજબી લાગે તે કરો નામવર હાકમ."

હવે રાસામની છાતીમા ગોયા તીર લાગો. તેણે વીચારયું તથા માનયું કે આ છોકરાને હું મારે વાસતે આ નાજનીન પર મો[illegible] તો પણ તે [illegible]ને વાસતે [illegible] [illegible]રી આવયો. એ ઉપરથી અરધી નાસીપાસી અને અરધાં જહુનુન સાથે રાસામ બોલયો કે—"અગરજો મારૂં દીલ ચાલતું હતેતો મીસર દેશના ચોરોની મીશાલે, જે ચીજને હું ચાહું છઉં તેજ ચીજને મોતની અણી પર મારી નાખતે. જંગલીઓનો કોઈવાર અમીરી કામ બજાવેછે. પણ સાંભળ એ ઘાટકી ઓરત—જારે મારા એતેકાદને તુંએ તુછકાર પર નાખયોછે, અને તારી મેહેરબાંનગીમાં મને મારી ઘટતી જગા ઉપરથી કીઉં હથીઆર મને ખેંચી કાહાડેછે તે જારે હું સમજું છઉં તારે તો હવે તું ફતરની છાતીના જુલમગાર પેરે હજી જીવયા કરજે. પણ આ તારો હઈડાંનો હાર, જેને તું ચાહેછે અને જેને હું પણ કસમ ખાઈ કહું છઉં કે હું ચાહું છઉં તે પોરેઆને હું તારી ઘાતકી નજર આગળથી ઉખેડી કાહાડશ, કે જે નજરમાં પોતાનાં શેકથી ઉપરવારો થઈ એ તાજવર થયોછે. ચાલ છોકરા મારી સાથ ચાલ. મારા વીચારો ખરાબી કરવા પર ખીંચયાછે. કબુતરની અંદર જે ફાડી ખાનારૂં દીલ છુપાયલું છે, તે ઉપર વેર લેવા સારૂં હું જે બકલીઆંને ચાહું છઉં તેનો ભોગ આપશ."

આ ભય ભરેલી ધમકી દઈને નાસીપાસ થયલા રાસામે દુખી દીલથી ચાલવા માંડયું.

ખોદાદાદે (સુરવારીદે) પણ પોતાનું નીરદોશપણું તેની સાથ ચાલી જવાથી બતાવયું જેમ કરતાં તે બોલી કે—"હું તારો હસમુખો, ચપલ દાસ તુંને સુખ આપવા માટે એક હજાર મોહતે મરવાને ખુશી થવશ."

જારે આરજુએ જોયું કે તેનો વાહાલો ધણી મુકીને ચાલી જવા માગેછે તારે તે ઘણી અચરત રહી. અકબરને ખોદાદાદ સમજી તે તેની સાથ પરણી ગઈ, હવે સુરવારીદને અકબર સમજી તેને પોતાના ભરતાર તરીકે રાખવા લાગી. તેણે તેણીને પુછયું કે "વાહાલા ખોદાદાદ તું મારી દાદ લેવા વના કાંહાં જાયછે?"

સુરવારીદે ઘણો બંધબેસતો ઉતર વાલયો કે "હું તેની પાછલ જાઉં છઉં કે જેને હું ચાહું છઉં, અને તેબી જેને તારી ચશમો કરતાં વધારે ચાહું છઉં, મારા જીવ કરતાં વધારે ચાહું છઉં, હું એક ઓરતને કદીબી ચાહું તે સઘલા વધારેના કરતાં વધારે ચાહું છઉં."

આરજુએ અચરત થઈ પુછયું કે "તારે તું શું મને દગો દેશે!"

સુરવારીદે પુછયું, "બાનું પાક જાદ કોણ તને દગો દીએછે? હું સા વાસતે દગો દેઉં!"

આરજુએ મોટાં દુખ સાથ કાજીને બોલાવા મોકલયો કે આ જવાન સાથ તેણીએ કરેલાં લગનની તે ગવાહી પુરે.

રાસામ જતો જતો પાછો ઉભો રહયો. તેના ગુસાનો તો પાર નહી રહયો. તેણે પુછયું કે "એ ચશમચોર છોકરા તુંએ મારી મોબતને ચોરી લીધી તથા મેહબુબને ચોરી લીધી, તેની સાથ નેકા પણ કરયા.?"

સુરવારીદે હીમતથી ના કહયું.

બીચારી ભુલાવો ખાતી આરજુના દુખનું હવે કોણ બેઆન કરશે? પરણવાને હજીતો અરધો કલાક થયો નથી, લ[illegible]નની ધામધુમ [illegible]જીતો પુરી થઈ નથી, [illegible]લાવારમાં

આરજુએ જારેં જોયું કે તેના ભરતાર સાદીનો પવીતર કોલ નામુકર જાયછે તારે તેણીના નાતવાન મગજમાં પેહેલ વેહલો જે વીચાર આવયો તે એજ કે એ વાહાલો જવાન માતર રાસામની બીહીકને લીધે ના પાડેછે.

એટલા મારે તે બોલીકે " અરે, એતો તારી ધાસતીનું નીચાપણું છે કે જે તારી સચાઈને ગુંગલાવી મારેછે. પણ ખોદાદાદ તું નો બીહ. તારાં નસીબને તાબે થા, તું જેવો પોતાને માનેછે તેવો થા અને પછે તું જેનાથી બીહેછે તેના જેવો મોટો પોતાને જોશે."

એટલામા ખીદમતગારો કાજીને લઈ આવયા અને આરજુએ તેને સવાલ કીધો કે " અશો પીર મરદ, તારી અશોઈના કસમ આપી હું અરજ કરૂં છઉં કે આ જવાન અને હું વચે હમણાંજ જે કાંઈ બનયુંછે, અને જે થોડો વખત રાસામથી છુપું રાખવાના આપણા ઠરાવ છતાં જાહેર કરવાની હાલ વખત સંજોગે જરૂર થઈછે, તે જેમ ખરેખરૂં તું જાંણતો હોય તેમ જાહેર કર."

અલબતાં કાજી પણ મુરવારીદને અકબર સમજીઓ અને તેથી તે બે વગની પોતાને હાથે કરેલી કદખોદાઈનો સગલો હેવાલ તેણે રાસામશાહને કહી સંભળાવયો.

પોતાના જવાન કાસદ ખોદાદાદની બદ દેઆનતનો એથી વધારે પુરાવો શું મળી આવશે ! રાસામની ખાતરી થઈ કે તેના આ પાલેલા કુતરાએ પગ કરડયો અને તેનો ધાંન સમારવાને બાંહાંને બગાડયો, માટે તે મોટી બરાર મારી બોલયો કે " ઓ દગલબાજ કુતરા, જારે વખત તારાં ખાલી ખોખાં ઉપર ઘાસ ઉગાડશે તારે તું શું ફેજે પોંહોંચશે ? અથવા તારી દગલબાજી પોતેજ શું એટલી નહી ઉગી નીકલશે કે તારી પોતાની હીકમત તારો નાશ કરશે ? હવે તુંને છેલી સલામ. તુંએ જે મેળવયુંછે, તે તારી પાસે રાખ, પણ જાંહાં તારો ને મારો મેલાપ કદી બીજીવાર થનાર નથી, તાંહાં હવે ચાલ "

ગરીબ બીચારી મુરવારીદ પોતાની છુપી મોહબતને માટે કેટલું છુપું શંકટ સેહવેછે ! પોતાના શેઠ અને મુરબીના પેઆરને માટે પોતાના મરદના લેબાશમા તેણીએ પોતાને માથે કેટલી બધી જંજાલની બલા ખેંચી લીધીછે ! પણ હજી તેને ધીરજ છે કેમકે ધીરજ તેને તેનું ચાહેલું ધન આપશે.

ઉપલા સઘલા હપકાના જવાબમાં મુરવારીદ રાસામ આગળ થોડોક ખોલાસો કરવા જતી હતી, પણ તેવામા વળી એક બીજું વાદળ આવયું.

આરજુના છાકટા કાકા તેહેમુરનો દોસત બેહેરામ લોહીનું ગગરતું મોહ લઈને આવયો તથા બુમ મારવા લાગો કે—" મોકલો, એક હકીમને તેડાવીને જલદી તમારા મેહેલમા મોકલો. ભાઈ, તમારા કાકા તેહમુરનું માંથું ભાગી ગયું છે. રાસામશાહના કોઈ ખોદાદાદ નામના કાસદે અમો બંને સાથ વળી નવી છેડતી શોધીને લડાઈ કીધી છે, તેમાં મને લોહીનો ગગરતો કીધોછે અને તમારા કાકાના હાડકાં ફોદરાં કીધાંછે."

બેહેરામે ઉતાવલમાં ખોદાદાદને આ જગા પર જોયો નહી હતો, પણ જારે રાસામશાહે મુરવારીદને મોટે સાદે પુછયું કે "ખોદાદાદ તું શું કરતો ફરેછે ! આ લોકો સાથ મારામારી કાંએ કીધી !" તારે બેહેરામની પણ નજર તેના ઉપર પડી.

તે લાગલો બીબી મુરવારીદ પાસ ગયો અને તેને પુછવા લાગો કે "ભાઈ નકામી કાંએ તું અમો લોકોની દુશમની લઈ બેઠોછે ? તેં મારા દાંત નકામાં તોડી પાડયાછે. મેં જે કાંઈ કીધું તે સઘલું તેહેમુરના શીખવીઆથી કીધું હતું. શાબાસરે ભાઈ, હું તો તને ઘણો હીચકારો સમજતો હતો, પણ તું તો બાહાદુરી પોતેજ છે."

મુરવારીદ જવાબ આપેછે કે " ભાઈ તું નકામો મને ગલે પડેછે" તેટલામાજ વળી તેહમુર રડતો, લંગડાતો અને લથડતો આવી પુગો અને બેહેરામની ફરીઆદને ટેકો આપવા લાગો.

તેહમુર છાકટો ધુમ બનયો હતો અને લઉવો જકર તેને ટેકો આપી ચલાવતો તારે તે ચાલી શકતો હતો.

તેની આ હાલત જોઈ રાસામશાહ પોતાના જવાન કાસદ ઉપર હજી વધારે ખફા થયો. તે બોલયો કે " ઓ નીમખહરામ પોરેઆ મેં તારાં આટલાં મકર અને ફેલ નહી જાંણયાંતાં."

નીરદોશ મુરવારીદે પોતાનો તદન ખાતરી ભરેલો બચાવ કીધો. તે બોલી કે " મારા સરદાર, મારા ઉપર આ સઘલું શંકટ સામટું આવી પડયુંછે, પણ મારી કસી તકસીર નથી. પેલો નાખોદો બાબર મને ગલે પડેછે, પણ તેણે મને આજેજ આ શેહેરમાં આવેલો જણાવયો તારે તું નામવરની ખાતરી થઈ. આ લોકો મારા ઉપર મારામારી ગલે પડેછે, પણ કેટલો બધો વખત થયોતો તું નામવર સાથે હું છઉં તારે તેઓ સાથ મને આ તાજી મારામારી કેમ થઈ હોય ? આ ઓરત મારી સાથ લગનનો દાવો કરેછે અને આ કાજી તેને ટેકો આપેછે, પણ હું કસમ ખાઈને કહું છઉં કે એ સઘલી બનાવટ છે."

આ ખોલાસો અલબતાં રાસામને મનપતીજ નહી લાગો, પણ ખરેખરો મનપતીજ ખોલાસો તો એજ વખતે અચણુચ અકબરના આવી લાગવાથી થયો.

તે જવાન ઉતાવલે આવીને પાધરો આરજુ સાથ વાત કરવા લાગો. તે બોલયો કે " વાહાલી બાનુ, હું માફ માગું છઉં કે તું નામવરના ખેશી ઉપર મેં હાથ ઉંચકયોછે, પણ મારો સગો ભાઈ હતે તોબી હું તેમ કરવા વના રેહતે નહી. તું દીલબરના પેઆર અને મેહેરબાનગીથી એ લોકો મારી અદેખાઈ કરતા હતા, વાસતેજ મેં તેઓને સજા કીધીછે અને હમણાંજ આપણે સાદીના કોલ લીધાછે તે કોલની ખુબીથી હું માગી લઉં છઉં કે મને માફ કરજે."

અકબરને જોઈ એકેએક જણ અચરતીથી દંગ થઈ ગયું. રાસામશાહના જવાન કાસદના જેવાજ ચેહરા, સીકલ, આકાર, કદ અને પોશાકનો આ બીજો જવાન જોઈ સઘલા વીચારમા પડયા.

અકબર આરજુની ગોદમાથી છુટો તેવો પેલા કેદ પકડેલા નાખોદા બાબર, જેને હજી કેદી હાલતમા જંજીરે જકડેલો તાંહાંજ રાખયો, તેના ઉપર નજર પડવાથી તેની પાસે ગયો. તેને પોતાના ખેરખાહ દોસત તરીકે હાંક મારવા લાગો, તથા તેને કેદ પડવાનું કારણ પુછી બોલયો કે

તારાથી છુટો પડવા પછે એટલા બધા બનાવ બનયા કે તેના હેવાલનું મોટું દાસતાન થયુંછે."

નાખોદો બાબર અચરતીથી બોલયો કે "પીઆરા અકબર તું કે ? તારે આ સાંમો ઉભેલો જવાન કોણ ? અગરજો એક ફલના બે સરખા તુકડા કીધા હોય, તો તેબી તમો બે જણના જેટલા મળતા આવે નહી. - અકબર રાસામશાહનો આ જવાન કાસદ ખોદાદાદ શું તારો ભાઈ થાય ?"

અકબરે મુરવારીદ પર નજર કરીને કહયું કે "મારો ભાઈતો એક નહી હતો અને મારી મુરતી પણ સઘલી જગોએ ઉભી થાય એવી નથી. મારીતો એક બેહન હતી, કે જેને તોફાની દરીઆવના મોજા ગલી ગયાછે." આટલું છતાં પણ અકબરે મુરવારીદ આગળ આવીને પુછયું કે "જવાંન, તું મારો શું સગો થાયછે ? તું કોણ છે ? કાહાનો રેહવાસી છે ? અને શું નામ ધરાવેછે."

મુરવારીદે તુરત પોતાના ભાઈ અકબરને પોતાના મનસે પીછાંણયો અને બોલી કે "હું અબુશેહેરમાં રેહું છઉં. મારો બાપ સોદાગર સલીમ હતો, મારો ભાઈ અકબર નામનો હતો, અને આજ પોશાકમાં તે દરીઆઈ કબર મધે દટાયો હતો. અગરજો તેનું રૂહ પોશાક અને આકાર લઈ શકે તો તે તુંજ છે."

હીઆં સઘલો ભેદ ખોલલો થયો. મુરવારીદ પોતાના ભાઈને જોસથી ગલે વલગી અને અકબરે પોતાની બેહન મુરવારીદને મોટા હરખ અને પેઆરથી પીછાંણી.

જવાન ખોદાદાદતો ઓરત હતી એ ખેઆલથી સઘલાઓ હેરત રહયા.

પણ મુરવારીદે આ શબદોથી સરવેની અચરતી દુર કીધી. "હું મુરવારીદ છઉં તેની સાબેતી જોઈતી હોયતો હું તમને એક નાખોદા સોડે લઈ જવશ, કે જેની મદદથી હું દરીઆવમાથી બચી છઉં અને જેના ઘરમાં મેં મારો ઓરતનો પોશાક ઉતારી મરદનો અને તેબી મારા જીગરના જોત જેવા ભાઈનો પોશાક મેં પેહરયોછે."

હવે સરવેને ખોલાસો થયો.

આરજુએ જોયું કે જેના ઉપર તેનું હેત પેહલીં બારીમા દોરેલું તેથી જુદાજ ધણી સાથ તે પરણી હતી.

તેહમુર અને બેહેરામે જોયું કે પેહેલી મારામારી જેની સાથ કીધેલી, તેથીજ જુદાજ ધણી સાથ બીજીવારની મારામારીઓ થઈ હતી.

નાખોદા બાબરે જોયું કે જે ધણીને તેણે પેહલાં ડેલી રાખવા આપેલી તેથી જુદાજ ધણી પાસે તે ડેલી માગવા ગયો હતો.

રાસામશાહે જોયું કે આરજુના દીલને પોતા તરફ ભડકાવી મેળવામા ખોદાદાદનો વાંક નહી હતો, કેમકે તેણીની સાથ પરણવાનીતો તેને કદી વકીબી નહી હોય.

હવે આરજુતો રાસામના હાથમાંથી ગઈ, પણ આ ખોલાસો થવા પછે તેને કાંઈ પસતાવો લાગો નહી તે હસીને પોતાની મેહબુબ આરજુને કહયું કે "વાહાલી બાનું, જો આ મરદ ખોદાદાદ સાથ તું પરણી હતેતો તારાં લગન ઓરત સાથ થયલાં ગણાતે, પણ તે ઓરતને બદલે તેનીજ સીકલનો અને તેનીજ સાંનનો મરદ તારે હાથ લાગોછે."

એ પછે મુરવારીદને પોતાની ગોદમા દાબીને રાસામ બોલયો કે "છોકરા, તારા શબદો હવે મને યાદ આવેછે, તું મને કેહતો હતો કે તું મને જેટલો ચાહેછે તેટલો કોઈ ઓરતને ચાહાશે નહી."

મુરવારીદે જવાબ દીધો કે "તે સઘલા મારા શબદો પર હું આજે સપત લેવશ અને તે સઘલા સપતોને હું જીવ સાથ જાલવી રાખશ."

રાસામ પોતાનો સઘલો કોફ ભુલી જઈ સાંમો પરસન થયો. તેણે મુરવારીદને કોટી કરી કહયું કે "છોકરા તુંએ તારી જાતીની વીરૂધ જઈ, તારી તોખમ તથા બુનીઆદને વીસારી તારા શેઠની નીમખહલાલીથી નોકરી કીધી તેના અવેજમા આજથી તું તારા શેઠની શેઠાંણી થઈ રેહશે."

હવે પેલા નાખોદાનીજ ખોટી હતી કે જે નાખોદાએ મુરવારીદને તોફાનમાથી બચાવી મરદનો લેબાશ આપયોહતો.

તે નાખોદાનું નામ મુરવારીદે દેતાંજ માલમ પડયું કે તે નાખોદા ઉપરતો આરજુના પેલા મુરખ કારભારી બાધરનું લેહેણું નીકલવાથી બાધરે તે નાખોદાને કેદ નખાવયો હતો.

પણ બાધર પોતેબી અંધારી કોઠડીમા કેદ પડેલો હતો. તેહેમુર, બેહેરામ વગેરેએ મળીને તેને ઘેલામાં ઠરાવી કેદ નખાવયો હતો.

માટ પેહલું કામ બાધરને બોલાવી મંગાવાનું હતું. તેણે આવીને પોતા ઉપર પડેલાં દુખની ફરીઆદ કીધી તથા આરજુના હાથમાં પેલું કાગળ મેળયું કે જેમાં બાધરને એવાં ઘેલાં કાહાડવાનું આરજુના નામ તથા આરજુના અખશરે ફરમાવેલું હતું. આરજુએ તરત પીછાંણયું કે તે કાગળ તેના ખંધા દાસી ફરંગે લખેલું હતું અને તેણીએ તેમજ તેને ઘેલાં કહડાવનારાઓએ કબુલ કીધું કે મજાખને ખાતર બીચારા બાધરને બનાવમો હતો.

બાધર છુટો થવા પછે તેણે માંગણાં લેહણા ઉપરથી કેદ કરાવેલા નાખોદાને પણ રાસામશાહના હુકમથી તુરત છુટો કરવામા આવયો. તેણે આવીને મુરવારીદને ઓલખી તથા હરખથી તેની ભેટ લીધી, તેમજ બાબર નાખોદાએ અકબરની કરેલી બેહદ માવજતના બદલામા તથા ખુશાલીમા રાસામશાહે તેને પણ છુટો કીધો.

તે દીનથી મુરવારીદે પાછો પોતાનો ઓરતનો લેબાશ એખતીઆર કીધો. તેજ વખતે તેજ ઠેકાણે આરજુના મેહેલમા રાસામશાહે ઉતારો કીધો અને આરજુના તરતનાં થયલાં લગનની ખુશાલીમાં મુરવારીદ સાથ તરત લગન કરી રાસામશાહે નવી ખુશહાલીને વધારી.

કેટલાક દાહાડા આરજુના મેહેલમાં ધામધુમથી મોજ કીધા પછે રાસામશાહ પાછો પોતાના મેહેલમા રવાને થયો અને જે ઠેકાંણેથી મુરવારીદને ચાકર દાખલ લઈ ગયો હતો, તે ઠેકાંણે તેને પોતાની મોહોરદાર તરીકે લઈ આવયો.

તે દીનથી રાસામંશાહ અને અકબર ભાઈ તરીકે રહયા તંથા મુરવારીદ અને આરજુ વચે બેહનપણીનું નાવું બંધાયું. મુરવારીદે પોતાની ધીરજનું ધન મેળવયું અને તેની છુપી મોબતના છુપાં શંકટ ઉપર છુપી રીતે થયલી ફતેહ ફલદરૂપ થઈ.

# ગરીબાઈ.



દુનીઆમાં ખરી ગરીબાઇ અને ખરૂ સંકટ થોડાંજ માણસની નજરે પડતું હશે અને તેનાં ખરા ભોગ થઈ પડનારા પણ ઘણુંાંજ થોડા હશે. તોપણ આપણે ઘણાં માણસોને વારેઘડીએ પોતાના દુખો વીશે અતી ઘણાં કંટાલેલાં અને બેહદ ફરીઆદ કરતાં જોઈએછે. કેટલાકતો સાફ એવુજ કેહેવા માગેછે કે બસ હમારા જેવા દુખી, હમારા જેવા કમબખત બીજાં કોઇ મલી આવનાર નથી. વળી કેટલાક લોકો પોતાનાં જુજ સંકટને પાહાડ જેવો આકાર આપેછે અને હાથેં કરી હેરાન થાયછે. ખરૂં છે કે આતો માણસ જાતનો એક ખવાસજ છે કે વધુ દુખ ખમવાને શકતીવાન ન થવું. બીજાનું દેખીતુ બાહારનુ અને ઘડીભરનુ શુખ જોઇ પોતાનાં બારીક દુખમાં વધારો કરવો. બીજાઓ તરફ અદેખાઈથી જોતાં પોતાનાં જુજ સંકટમાં વધારે લપટાતા જવુ અને જરા જરાની ફરીઆદ ઉડાવવી. પણ ખરા સંકટમાં ખરી બાહાદુરી અને પુરો સંતોષ દેખાડનારાં ઘણુંાંજ થોડાં મલી આવશે. બીજે વખત જેઓ ખરી ગરીબાઈ અને ખરા સંકટની હદથી જીઆદા ફરીઆદ કરેછે તેનુ કારણ એકે દુખ, સંકટ અને કમતાલે કેટલે દરજજે વધી શકેછે તે તેઓ જોઈ શકતા નથી. મોટામાં મોટુ દુખ કેવુ થાએ, તેના ઘાહા કેવા બુરા લાગે તેની તેઓને મુદલ અજમાએશ નથી અને તે ઉપરથી પોતાના વારેઘડીએ નજીવા દુખને ખલા જેવા વધારી મુકેછે. તેમાં પોતે મોટો ભાગ લેછે અને તેવુ બીજાઓ પાસ મનાવાને બનતી તજવીજ કરેછે.

વળી બીજી ખામી માણસોમાં એ છે કે પોતાનુ દુખ, પોતાનું સંકટ, પોતા ઉપર પડતી આફત બીજાનાં દુખો સાથ સરખાવવાની ટેવ નથી. જો એ આદત તેઓમાં હોયતો તેઓનુ ગમે એવુ ભારી દુખ હોયતો તે તરત નીકલી જાએ અને ન્હાનુ દુખતો જરાવારમાં નાબુદ થાએ, એવી સરખાવવાની ટેવનો મોટો ફાએદો એ છે કે બીજા માણસનુ દુખ પોતા કરતાં કેટલું ચહડેછે તે તારે જોઇ શકેછે અને જારે પોતાના જાતભાઇને એક દુખી એક ખરો ગરીબ માણસ વધારે ગરીબ અને દુખી જોયછે તારે તેને એક જાતનો સંતોષ ઉપજેછે. તેનો જીવ ખોલસો થાએછે. તે એવુ સમજેછે કે મારા દુખમાં જાને બીજા ભાગ લેછે માટે હવે વધારે બડબડ નહી કરવી જોઈએ. તે છતાંબી જો હું ફરીઆદ ઉઠાવશતો ખોદાની નજરમાં પાપી ઠડશ કે જે હાલતમાં તુને મુકેલોછે તેનાં કરતાં વધારે ન બેહેતર હાલતમાં બીજાઓછે અને તેઓની ફરીઆદ હજુર તારી ફરીઆદ કુમ નથી.

એવી ફરીઆદ કરવાની અને જીવને કંટાલવાની અને જીંદગી રદ કરવાની માઠી ટેવ મરદો કરતાં ઓરતોમાં વધારે હોયછે અને તેનુ કારણછે કે મરદ કરતાં ઓરતો ઘણી બાબતમાં નાજુક હોયછે, તેઓને ખમવાની સકતી થોડી હોયછે, અને તેવું છતાં તેઓ પોતાનું દુખ બીજાનાં સંકટો સાથ સરખાવતાં નથી અને તેમ કરવાનુબી કારણછે. તેઓ ઘરથી બાહર વધારે ફરતાં નથી અને ઘણાં લોકોનાં સંકટો જોઈ શકતાં નથી. પણ તે જોવાડવાને તે ઉપર વારેઘડીએ બોધ આપવાને તે ઓરતોને લગતા વલગતા મરદોની ફરજછે કે પોતાની બેહનો અને મોહોરદારો પોતાના દુખો સહન કરવાને ઇઆ ધીરજથી દુર કરવાને શકતીવાંન થાએ એવી યુકતી કરવી. વળી જેમ આફતનો બોજો વધારે હોયછે, દુખનુ દરદ ભારી હોયછે તેમ તે બાજે વખતે ઘણુ મીઠાસ ભરેલુ પણ લાગેછે. મોટામાં મોટાં સંકટમાં સંતોષ ઉપજાવનારો, દીલ બેહેલવનારો એકબી નાહાનો બનાવ બનેછે તો પેલુ પાહાડ જેવુ સંકટ થોડો વખત આપણી નજરમાં સપાટ જમીન જેવુ થઈ જાયછે.

હમારી નેક વાંચનાર બાનુને ખરૂ સંકટ તે કેવુ થાએ તે જણાવવા સારૂ આ ઠેકાણે એક દેખીતો દાખલો ટાંકી બતાવીએ છીએ. પાસે આપેલાં ચીતર તરફ ભલી બાનુ નજર કરો અને તમોને જણાશે કે ખરી ગરીબાઈ અને ખરૂ દુખ તે એકબારગી એને કહી શકીએ. એ ચીતરમાં એક મોટી જઈફ ઉમરે પુગેલો એક માણસછે. દુનીઆના હાદેસાથી ગડાએલો, લાંબી વયથી બેજાર થએલો, સરવે દુખોથી ધરાઈ ગએલો એક બુઢો આદમછે. માટે એક માણસનુ બધુ સુખ બાતલ કરીએ અને માતર તેનો ભારી બુઢાપોજ જો ધીઆનમાં લઈએ અને તે બુઢાપાની અડચણો અને બેચેની ઉપર વીચાર કરીએ તો તે એક દુખ થઈ પડે. માટે પેહેલુ દુખતો આ માણસમાં તેનો બુઢાપોછે. એથી ચહડતું અને આવો જઈફીની હાલતમાં વધારે લાગે અને બેહેદ બેજાર કરે એવું દુખ જે અતીઅંત ગરીબાઈ તે આ પાશે આપેલાં બુઢાં માણસમાંછે. એ ખરેખર એ બુઢાનું બીજુ મોટું દુખ અને તીજુ તથા કોઈથીબી નહી ખમાઈ શકાએ, જે દુખથી આખી માણસની જીંદગી રદ, જે વીના દુનીઆની હસતીનો ચીતાર અંધારો, જે વીના તમામ સુખ અકારૂ. તે દુખ જે માણસનો અંધાપો, માણસનાં આખનાં રતનની ખામી, તે માહદરદી દુખ એ બીચારા ગરીબ બુઢામાંછે.

હવે જીઆરે આવા તરણ મોટાંમાં મોટાં દુખો સાથે એકઠાં થઈ એ માણસને ઘરબાર, કુટુંબ, પરીવાર વીનાં આ જગતમાં એખલો હાદેસામાં રજલતો નાખીઓછે તારે એના દુખનો ચીતાર કેવો ભયભરેલો હોવો જોઈએ. વાંચનાર બાનુ એ માણસ તે ખરો દુખી માણસ. એના જેવી હાલતમાં જારે ઘણા માણસો આવે તારે તેઓ ખરૂ દુખ શું છે તે સમજે. તારે તેઓ પોતાના નજીવા દુખોની ફરીઆદ કરતાં હઠે. તારે નાંજુક, કંટાલેલી અને નાસબર બાનુઓ સમજે કે જે દુખોની હમો ફરીઆદ કરી

એછે, જે દુખો વાસતે હમો ઘડી ઘડીમા આપઘાત કરવા
તઈઆર થઈએછે, જે દુખો મોટા સમજી હમારામાંની ઘ
ણીક બેઅકલ અને પાપી બાનુએ મીઠા જીવનો નાશ ક
રેછે, તે દુખો આ બુઢાનાં દુખ આગલ શું બીસાદ ધરાવે
છે વારૂં ?

આપણે આગલ કહીચુકછે કે ગમે એવુ ભારી દુખ
હોય અને તેમાં જો એકબી નાહાનો જેવો સંતોષકારક બ
નાવ બનેતો તે દુખ વીસરી જવામાં આવે. તેવો બના
વ સારાં ભાગ્યેગે આ કંગાલ બુઢાનાં બાબમાંછે. એ બુ
ઢો એક ભીખારીછે. દુનીઆને તે અકારોછે પણ એકજ
જીવને એ બુઢો પીઆરોછે. એકજ જીવ ઉપર સબુરી
પામી એ બુઢો બેઠોછે. એકજ જીવથી એ કોઈ કોઈ વ
ખતે દીલાસો લેછે અને ખુસી થાએછે. એકજ જીવ એ
બુઢાનો આ દુનીઆમાં રાહબરછે. એકજ જીવ એનો
ખરો દોસતછે અને એની અતીઘણી ગરીબાઈમાં એકજ
જીવની ખરી વફાઈછે. એ જીવ કીઓ વારૂ ? એ ચીતર
માં ઉપલા બુઢાની પાસે બેઠેલો તેનો નીમખહલાલ કુતરો.
જુઓ કેવો ઈનતેજારીથી, જમતાથી અને ખરા પીઆરથી
એ હેવાન, ભુખી ભરેલી ખસલતનું હેવાન પોતાના ખ
રા ચીતર તરફ તાકી તાકી જોએછે, અને પેલો બુઢો કેવો
પોતાનો ધ્રુજતો હાથ એના તરફ દેખાડી જાંણે દુનીઆ
ને જણાવેછે કે બેકદર, બેઈમાન અને બેવફા દુનીઆ, તા
રી બેવફાઈમાં ખરી વફાઈનો ખરો નમુનો હઈઆં જો તે
મારી હજુરછે, અને આ જગતમાં મારી કંગાલ જીંદ
ગીને તકાવી રાખનાર જે એકજ જીવ તે આ કુતરોછે.

પેઆરી વાંચનારી બાનુએ એ કુતરો આ વખતે
આપણી નજરમાં કેવો ચહડેછે. એકબારગી માણસ
કરતાંબી વધારે અને મોટો દરજજે આપણે આ વખતે
અને આ બનાવમા એને આપવા આપણે ઉશકેરાઈએ
છીએ. આપણે ખાતરીથી કહી શકશું કે કોઈબી આદ
મજાત આ બુઢાને તેની આવી હાલતમાં, આવી એકીન
દારીથી અને આવા ભલા પીઆરથી વલગી નહી રેહેશે.
હવે છેલલી સરવે બાનુઓને ભલામણ એછે કે તમો ઉપ
ર ગમે એવું ભારી શંકટ આવી પડે, તમો દુનીઆમાં સ
રવેથી એકબારગી પોતાને દુખોમાં દુખી ગણો, તોબી
આ બુઢા માણસનો દાખલો મનમાં જરૂર કરી ઈઆદ રા
ખજો અને તેથી તમારૂ દુખ અરધુ ઓછુ થશે અને તે
થી તમો વખત જવે, તમો પોતાને તથા બીજાને પણ સા
રૂં કરી શકશો. વળી તે સાથ એટલુંબી ઈઆદ રાખજો કે
આવા ભારી શંકટમાં આ બુઢાનો તબીબ જેમ આ કુત
રોછે તેમ તમારા મોટા દુખમાં કોઈ એક એવો બનાવ
બનશે કે જે જરાવારમાં બધુ દુખ વીસરાવી નાખશે, અ
ને એવા દુખ પાછલ જે સુખ આવશે તે ઘણુ મીઠુ લાગ
શે, અને વળી તમારી ઈઆ કોઈનીબી ખરી ગરીબાઈમાં
ખરી વફાઈ કેમ કરવી, તે આ કુતરાનાં દાખલા ઉપરથી
તમો મોટો ધડો લેશો.

## લોકો.



જેપાનીસ લોકો.

ગયા અંકમાં ચીનાં લોકોનો થોડો હેવાલ આપયા.પ
છે હવે ચીનની પહોશનું જેપાન દેશ આપણું ધેઆન ખેં
ચેછે. આ પાસેનું ચીતર જેપાનીસ લોકોનુંછે, જેપાન ઘ
ણાંએક ટાપુઓ મળી એક દેશ થયેછે, એ ચીન દેશની પુર
વ દીશા તરફ આવેલોછે. જેપાંનીસ લોકોની વસતી બે ક
રોડ, પચાસ લાખ માણસની ગણવામાં આવેછે. જેપાન
ની આસપાસનો દરીઓ સદા તોફાની રહેછે. એ દેશનાં ધા
રા એવાછે કે પારકા લોકોને વધુવાર પોતાની સાથ ભેલાવા
દેતા નથી, જો કોઈ પારકાં લોકો વેપાર વતનજને માટે જે
પાન જાયછે તો તેઓને પેહલાંતો ઘણા દાહાડા સુધી દરીઆ
માંજ પડી રેહેવું પડેછે. તારબાદ સરકારથી રજા મલવા
પછી તેઓને દેશમાં દાખલ કરેછે અને એક ચોકસ જગી
આ તેઓને આપેછે, જેપાન વીશે જેબી કંઈ સંભાળુથી
આપણે જાંણીએ છીએ તે વલંદા લોકોથીછે. એ લોકો
એ દેશ સાથે વેપારને લીધે વેહેવારમાં આવેલાછે. જેપાન
નાં લોકો આપણ ઈઆ ચરબી વાપરતાં નથી તેથી ઘણીક
જાતના રોપા વાવેછે અને તેમાંથી તેલ કાહાડેછે. એ તેલ
તેઓ પોતાનાં ખોરાકમાં અને બાળવામાં વાપડેછે. જેપાન
માં ઘોડાઓનાં કદ મધીઅમ હોયછે પણ તેઓ જોરાવર
બાંધાના હોયછે, એ ઘોડાઓ બધાં લોકો વાપરતાં નથી, મા
તર શાહાજાદાઓ અને તવંગરોજ તેનો ઉપયોગ કરેછે, ગા
ય ઢોરને તેઓનાં માસ ઈઆ દુધને માટે જેપાનીસ લોકો
રાખતા નથી, પણ તેઓને ગાડાં ખેંચવા તથા જે ખેતરોની
નજદીક પાણી મળી આવતું હોય તે ખેતરો ખેડવા કામે
લગાડેછે. નાગાસાકી નામનાં બાગ ઉપર ડુકરોની વસતી
છે જે ચીનાઓ તાંહાં લાવેલા જણાયછે. એ ડુકરોનો ભ
ખશ જેપાનીસ લોકો કરતા નથી. મરઘાં, બતક અને હાં
સ કંઈક જથાબંધ હોયછે. એનાં ઈંડાનાં જેપાનીસ લોકો
ઘણાં શોખીલાં હોયછે તેથી એ જાનવરોની મોટી કીમત
થાયછે. જેપાનીસ લોકો યુરોપનાં લોકોનાં જેવા મજબુત
નથી, પણ તેઓનાં બાંધા સખતછે,અને તેઓનો ઘટમ અ
ને ઘાટ સારોછે. તેઓ મોનગોલ વંસનાં છે અને જે કાં
ઈબી સુધારો તેઓનાં દેશમાં દાખલ થયોછે તે ચીનાઓથી
છે. તહરેવાર ચીજો બનાવવામાં તથા વીદીઆ હુનરમાં
જેપાનનાં લોકો ચીનાઓની બરોબરી કરેછે અને વળી કે
ટલીક બાબતોમાં ચીનાઓ કરતાં ચહડેછે. ધાતુઓનાં, રે

સમ, રૂ, કાચ, કાગજ અને કોતરકામનાં કારખાંનાંઓ ઘણાં મોટાંછે અને તેમાં તેઓની ઘણી વખાણ થાયછે. તેઓ સરવેથી સરસ ઘડીઆલો, દુરબીનો અને ગરમી માપવાનાં યંતરો બનાવેછે.

મોનગોલનો ટોલો જે હાલ તારતાર દેશમાં રાજ ચલાવેછે તેની ઓલાદનાં એ જેપાનીસોછે. પણ તેઓ ચીનાઈ વંસનાં કેહેવાવાને અપમાન ભરેલું સમજેછે, પણ તેઓ આશમાનપરથી ઉતરી આવેલાછે એવું જણાવવાને તેઓ મગરૂર રહેછે. એઓ ચીનાઓને મળતા આવવા કરતાં યુરોપનાં લોકોને ઘણા મળતા આવેછે. એઓનો ધરમ અને ચીનાઓનો ધરમ તદન જુદોછે.- સીનતો જે સુરજનો છોકરો અને જેપાનનું પેહેલું અને પુરાનુ બાદશાહી ખાનદાન ઉભું કરનાર તેના નામથી ધરમ આશકારછે. આજ નજદીક હડી હજાર વરસની તેઓ પોતાની પેદાએસ સમજેછે. તેઓ હીમતવાન, ભોલા દીલનાં, ઉતાવલા, સખી હોયછે. એઓ પોતાનું ગ્નાન વધારવા અને હલકા વરગોમાં ગ્નાન ફેલાવા ઘણા ખંતીલા હોયછે. આલસાઈ તથા ગરીબાઈ પોતાના દેશમાં આવવા દેતાજ નથી. મોટો ભાગ સીનતોનો ધરમ પાલેછે, તોબી કેટલાક બુતપરસતછે, કેટલાક કોનફુસીઅસ નામનાં ચીનાઈ પેગમબરનો ધરમ પાલેછે. સતરમી સદીમાં ફીરંગી લોકોએ ઈસુ ખરીસટનો ધરમ ફેલાવીઓ હતો પણ પાછલથી તે લોકોએ રદ કીધોછે.

જેપાન અને ચીન વચે ૧૩ મી સદી સુધી વેહેવાર હતો નહી, પણ પાછલથી ચલાવવામાં આવીઓછે તોબી માતર જેપાનનાં એકજ ભાગ ઉપર ચીનાઓને જવાની છુટછે. જેપાનીસ લોકો પોતાનું વંસ અજબ રીતે ઉભું કરેછે. તેઓ જણાવેછે કે જારે સુરજ અથવા સેતારા અથવા ઘરેહો હતા નહી તારે ખોદા પોતે પેદા થયો તેણે ૮૦૦૦૦૦૦ દેવો પેદા કીધા, જેઓ ઉપર સુરીઅ નામની પોતાની બેટીને રાજ સોપીઉં, જેણીએ હડી લાખ વરસ રાજ ચલાવીઉં. તેણીની પછવાડે ચાર બીજા ખોદાઓએ વીસ લાખ વરસ સુધી રાજ કીધું, જે ચાર ખોદામાંનો છેલો દુનીઆમાં માણુસનાં આકારમાં આવીઓ અને એક કુંવારી ઓરત સાથ પરણીઓ અને તેની જે ઓલાદ થઈ તે જેપાનીસ વંઉસ કેહેવાયું.

જેપાનીસો પોતાના શાહને ખોદાના જેવું માન આપેછે. તેઓનો શાહ મીકાડોને નામે ઓળખાયછે. શાહને તેઓ ઈશવરની માફક પુંજેછે, તેને સદા મેહેલમાં ગોંધી રાખેછે, તેને જમીન ઉપર ચાલવા દેતા નથી પણ ચાલવું પડેછેતો માણુસનાં ખભાં ઉપર તેને બેસાડી લઈ જવામાં આવેછે. તેના શરીરનાં દરએક ભાગ વધવા દેછે જેવા કે બાલ, નખ, ઈતીઆદી. તેઓ તેના સરીરને તે ઉંઘાયલો હોયછે તારે સાફ કરેછે કે તે વખતે તેનું સરીર અપવીતર થયલું ન કેહેવાય. તેને, આગલા વખતમાં સહવારથી સાંહાંજ સુધી તખત ઉપર બેસાડતા, તે વેળા તેને જરાબી હીલવા ચાલવાની અડચણ પડતી. જો તે પુતલાની માફક બેસી રહીઓતો ઠીક, નહીતો જો જરાબી તે હીલીઓ તો લોકો એવું ધારતા હતા કે કંઈ મોટી આફત આવી પડશે. એવી રીતે શાહનું માન ધરાવી બીચારાને પુતલાંનો અવતાર ભોગવવો પડતો હતો, પણ હાલ તેને બદલે તખત ઉપર સુનેરી તાજ મુકેછે કે તે કદી હીલે પણ નહી અને લોકોમાં ભય પેદા થાએ નહી. પાદશાહપર પડતાં દુખોને માટે ઘણા રાજાઓ પોતાનું રાજ છોડી દેતા હતા, એ ખોદાઈ દરજ્જો ૧૨ મી સદીમાં તુટો તેથી દેશની હાકમી બે ભાગમાં વેંહુંચાઈ ગઈ, તેમાં એક ભાગ ઉપર રાજા રાજ ચલાવેછે અને બીજા ભાગ ઉપર ધરમનો વડો ઉપાધીઓ રાજ ચલાવેછે. ધારાનાં સપાટામાં શું અદના કે આલા સરવે એકસરખાછે, શાહ પોતે પણ સજાને લાયકછે. દરએક કુટુંબનો વડો પોતાનાં કબીલાનો, ચાકર નંકરોનો અને પરોણાનો જવાબદારછે.

જેપાનીસોમાં આઠ વરગછે. દરએક વરગનો માણુસ જાંહાંસુધી કોઈ ઘણુંજ મોટું કામ બજાવે નહી તાંહાંસુધી તેમજ રહેછે, તેઓ એક બીજા તરફ હલકી નજરે જુએછે. પેહેલા વરગમાં શાહાજાદાઓ, બીજામાં ઉમરાવો, તીજામાં ધરમનાં ઉપાધીઆઓ, ચોથામાં લશકરી લોકો, પાચમામાં વઈદો, સરકારી કામદારો અને ધંધાદારીઓછે. છઠામાં મોટા દુકાંનદારો અને વેપારીઓછે. સાતમામા ફેરીઆઓ, છુટક વેચનારા અને હલકા ધંધાદારીઓછે. આઠમામાં ખેડુતો અને મજુરો. પેહેલા ચાર વરગો મોટા ગણાયછે, તેઓ બે તરવાર બાંધી શકેછે અને એક જાતનો લીલો દગલો પેહેરેછે જે બીજા વરગોથી પેહેડાતો નથી.

જેપાની લોકોનાં ધારા ઘણા સખત હોયછે. દરએક વાંકને માટે મોતની સજાછે. રાજની સામે જરાબી બેઅદબીને માટે જલાદને હાથે દોકુ ઉડી જાયછે. લગનનો ધારો પણ શખત અને અદલછે. દરએક માણુસ પોતાને માટે એક બઈરી કરી શકેછે અને તેને પેટનાંજ છોકરાં હકદાર ગણાયછે, પણ સારા ભાયગે જેપાનની ઓરતને યુરોપની ઓરતોનાં જેવુંજ છુટાપણુ ભોગવવાનું મલેછે. તેઓને, હીંદુ ચીનાઈ ઈઆ મુસલમીન ઓરતોની માફક સંતાડી રાખવામાં નથી આવતી, પણ રમત ગમતમાં, મંડલીઓ અને જાહેર મેળાવરામાં તેઓ પોતાના ધણીઓ, ભાઈઓ તથા બેટાઓ સાથે છુટથી ભાગલેછે. બાઈડીઓ સદા વફાદાર અને પરેજગાર રહેછે. જો તેથી ઉલટું તેમાં માલુમ પડીઉં તો મોત શીવાએ તેણીઓને માટે બીજી સજા નથી. દરએક ઘરની વડી ઓરત સરવ કબીલા ઉપર હાકમઈ ચલાવેછે. જુવાન નાજુક છોડીઓ પોતાનો ફરસુદનો વખત નીરદોશ રમતમાં તથા નાના બાકસો, કાગજનાં ફુલો તથા પક્ષીઓ, ભરેલી કોઠલીઓ, ચમરીઓ અને પંખાઓ બનાવવાના કામમાં ગુતાયછે. વંસતરૂતીની વખતે તેઓ ટોળાબંધ મછવામાં બેસી નદીઓ ઉપર લેહેર મારેછે. રાતની ચાંદનીમાં ખુશ વજનતરોથી મીઠા હલકો સાથ ગાયન ગાયછે. આગસટ મહીનાંની આખેરીએ એક જાતનો તેહેવાર આવેછે જે તેહેવાર તરણ દાહડા ચાલુ રહેછે. એ તેહેવારની વખતે લોકો એવું સમજેછે કે તેઓનાં મુએલાં સગાં વાહલાં ઘેર આવેછે તેથી તેઓ તેઓને માન આપી ઘરમાં લેવા ભારી રોસની કરેછે અને તરણ દાહડા પુરા થાયછે એટલે એક મોટું ઘાસનું વાહાણ બનાવી તેમાં રોશની કરી વાજતે ગાજતે તે નદી કીનારે લઈ જાયછે, તેમાં તે હોમાવેછે જેથી તે યાતો ડુબી જાયછે યાતો આગ સલગાવાથી બળી જાયછે.

રાતની વેલાએ સઘળી ઓરતો સાથે મળી ચાહ પીતી જાયછે અને ગામ ગપાટા ચલાવેછે. મોટી મેંજબાનીમાં સરવે સામાન ઘણોજ ઉતચો અને નાદર જોવામાં આવેછે. કોઈ ધણી ઘર આગલ સહવારનાં મળવા આવીઓ તો તેને ચાહ તથા હુકો આપવોજ જોઈએ. જતી વખતે એક રંગીન કાગજમાં તેને મીઠાઈ બાંધી આપેછે તે લઈ ઘેર પાછું જવુંજ જોઈએ. જો તે લેવા પેલો ના પાડેતો આપનારને મોટું અપમાન થાયછે. જેટલું ખવાએ તેટલું ખાઈ બાંકીનું ગજવામાં મુકી ઘેર લઈ જવું જોઈએ. મોટાં ખાંનાંમાં લોકો બે તરણ ચાકરો સાથે લાવેછે કે ખાતાં બાકી રેહે તે ચાકરો પાસે ઘેર મોકલાવામાં આવે. મોટાં ખાંનાંઓપર મરદોની માફક ઓરતો પણ હુકો પીએછે. મોટાં મોટાં ખાનાં ઉનચા દરજજાવાળા માણસો સીવાએ બીજાથી અપાએજ નહી. જોકે વેપારીઓ ગમે એવા તવંગર હોયછે તોપણ તેઓથી એમ બનતું નથી તેથી લાંચરૂસવતથી સરકારી અમલદારોનાં મોહોડાં દાબી તેઓ મોટાં જમન કરેછે. જેપાનીઓ દારૂનાં ઘણાંજ શોકીનછે.

આટલા બધા સારા ગુણો છતાં તેઓમાં એક માઠો ગુણ એછે કે તેઓ જરા જરામાં આપઘાટ કરવા નીકલેછે, તેઓની આબરૂ ઉપર જરાબી ડાઘ પડીઓ કે તેઓ મરવા શીવાએ બીજો છુટકો સમજતાજ નથી, જરા કોઈનું સાંખી શકતા નથી, જરા જરામાં જીવ લેવા તથા જીવ આપવા તઈઆર થાયછે.

સફાઈથી રેહેવામાં, આંગ સાફ રાખવામાં, ઘરબાર શુંદર રાખવામાં, સાફ કપડાં પેહેરવામાં જેપાની લોકો ઘણાં ખંતીલે. કેલવણી ઘણેક દરજજે સરવે ભાગોપર પંથરાયલીછે. દરએક કુટુંબ પોતાનાં બચાંઓને કેલવણી આપવા વીનાઃ રહેતુજ નથી, સ્ત્રીઓ પણ કેલવાયલીછે. કેટલીક ગરંથ કરતા અને કવીમાં નામ ખપાવેછે. સરવે જાતનું લખાણ તેઓમાં મોજુદછે, તેઓની ભાશા ઘણી કડણ નથી. બીજી રીત વીદીઆમાં પણ તેઓ ચહડેછે. વઈદક, જોતીસ અને ગણીત શાસતરમાં તેઓ પુરવીનછે. ચીતર વીદીઆમાં તેઓ ઘણા હુશીઆરછે, પણ કેટલાક વેહેમોને લીધે તેઓ માણસોનો ચેહેરો પાડતા નથી, પણ ફુલ ફળો અને પક્ષીઓનાં આકાર ઘણા તાજુબી ભરેલા ચીતારેછે. દોસતીનો દાવો કરવામાં તેઓ કદી પછાત રેહેતા નથી. દોસતને ખાતર જાન આપે એ જેપાનીઓની ખાસીઅતછે.

---

## લીવર કમપલેનટ.

આજ ૨૦ વરસની વાત ઉપર લીવરકમપલેનટ તે શુંછે તે કોઈ જાણતું નહી હતું. જારથી ગરાંટ કાલેજમાહેથી ગરાડીયુએટો બાહેર પડીયા તારથી એ નામ આપણા લોકોના મોહોમાં સાધારણ થઇ પડીયુંછે. પણ હજુર સુધી કેટલાંએક તેને નેવરને નામે ઓલખેછે, અને તેનું નામ સાંભળતાંજ ફીકરમાં પડેછે અને તેનું કારણ દેખઈતુંછે. એ દરદ કલેજાનુંછે, અને કલેજું બદનનો એક ઘણો અગતનો અને નાજુક ભાગછે. જો તે કામ કરતાં અટકેછે તો જાન ધાસતીમાં આવી પડેછે.

જો કે એ દરદ વીશે લોકો બોલેછે તોય પણ એ ભાગ બદનમાં કેઈ બાજુ તરફછે તે વીશે ઘણું અજાણપણું હોયછે. કલેજું જમણી બાજુની પાસલીની અંદર ગોઠવેલુંછે અને જારે તેમા દરદ થાયેછે તારે તે મોટું થઈને પેટના પરડામાહેથી હાથ લગાડતાં માલમ પડી આવેછે. કલેજાંનાં દરદ તરેહવાર થાયેછે, પણ ઘણું સાધારણ દરદ તેનો વરમછે; એટલે તે તરફ લોહીનો જોસો થઈને તે સુઝી આવીને કદમાં મોટું થાયેછે, તેમાં દમ લેતાં, છીકતાં અથવા દાબતાં અથવા સુતાં ઉઠતાં દરદ થઇ આવેછે, તે દરદ છેક જમણાં ખભાં લગી લાગેછે; તે સાથે તાપ થઈ આવેછે. જેમ ચામડી ઉપર ઘડ અથવા ફુલો થતી આગમજ ચામડી પેહેલાં લાલ થઈ તે સુઝી આવેછે અને દરદ કરેછે, તે પછી સોજો વધીને થોડા દાહાડામાં નરમ પડીને સઘલું બેમાલમ થઈ જાયેછે અથવા તે પાક ઉપર આવેછે અને પછી પરૂ બાહેર નીકલીને સોજો નરમ પડીને ચામડી દરૂસત થઈ જાયેછે, તેજ મીસાલે પેહેલાં કલેજાંની હાલત થઇ આવેછે, તે સુઝીને મોટું થાયેછે.

જો બરાબર ઉપાયે લાગાતો તે સોજો નરમ પડીને તનદરોસત હાલત થાયેછે, અથવાતો જો દરદનું જોર વધુ હોયેછેતો તે આસતે આસતે પાક ઉપર આવેછે અને ફુટી જાયેછે. ચામડી ઉપર એક ઘડ પાકીને ફુટેછે તો તેની કાંઈ ધાસતી નથી, કાંયેકે પરૂ બાહેર નીકલી જાયેછે અને તરત સઘલું સમાધાન થઈ જાયેછેઃ પણ જારે કલેજાંમાં પરૂ બંધાયેછે અને તે બાહેર મારંગ કરેછે તારે તે પરૂ અગતના ભાગોમાં જઈને તેઓના કામમાં ખલલ કરેછે અને તેથી તે વધારે ધાસતી ભરેલું ગણાયેછે. ચામડી આખા બદન ઉપર પંથરાયેલીછે અને જો તેનું એક ગુચરૂં કરવામાં આવેતો કલેજાંના કદનો પા ભાગ પણ નહી થાયે. જારે થોડી ચામડી ઉપર ઘડ થાયેછે તારે દરદ અને તાપ અંને અકરસાટ થઈ આવીને બેચેની કરેછે, તારે એટલીજ નાહાની ફુલી કલેજાં જેવા નાજુક ભાગ ઉપર થાયે તારે કેટલી બેચેની કરે તેનો ખેયાલ થઈ શકશે. કેટલી વેલા ચામડીના મોટા ભાગ ઉપર સોજા થઈ આવેછે, તે લાલ થઈને પુશકલ દરદ કરેછે, તે સાથે તાપ આવેછે અને પાક ઉપર ચહડીને જાનને ધાસતીમાં લાવી મેલેછે, તેજ મીસાલે કલેજાંનું દરદ ધાસતી ભરેલુંછે, અને વધારે ધાસતી એટલા માટે થાયેછે કે જેમ ઉપર જણાવીયું તેમ જ પરૂ બંધાયેછે તે અગતના ભાગમાં જઈને તાંહાં ઉપદરવ કરેછે.

જેમ થોડી અથવા વધતી ચામડી ઉપર વરમ થાયેછે તેજ મીસાલે કલેજાંનો વધતા અથવા ઓછા ભાગ ઉપર વરમ થાયેછે અને જેમ વધતો ભાગ તેમ વધારે ધાસતી રેહેછે. કોઈ વેલા કલેજાંના વચોવચ ભાગમાં વરમ થઈ આવેછે તેને પાક ઉપર આવતાં ઘણો વખત લાગેછે, અને જોકે એવી વખતે સોજો અથવાં દરદ સેહેજ હોયેછે તોયપણ દરદી પીલાતો જાયેછે, ખાવા પીવાનું છોડી દેછે, સાંજે દરરોજ તાપ આવેછે. એવી હાલતમાં ડાકટર વતીક ભુલાવો ખાયેછે, તેઓને કલેજાંના દરદની કાંઈ પણ નીશાણી માલમ પડતી નથી, તાપનું કારણ જણાતું નથી અને છેલે એકદમ સોજો આવીને અથવા સોજો આવીયા વગર ઘડ આસતે આસતે બાહેર રસતો કરીને ફુટી જાયે

છે, અથવા ઘણીવેલા તે પરૂ ચુસાઈ લેવારેછે અને તનદરોસત હાલત થાયેછે. જારે કલેજુ પાક ઉપર આવેછે તારે તે વારેઘડીએ તરણ રસતા પકડેછે; ઘણું કરીને તે બાહેર પેટની ચામડી તરફ રસતો કરેછે, કેટલી વેલા તે ફેફસાંમાં અથવા આતરડાંમાં ફુટેછે. એ ઘડ ફુટે તેની આગમન દરદી એવીતો હાલતમાં આવી જાયેછે કે તે જીવી શકતો નથી અને જો ફુટેછે તો થોડા વખતમા તેનો અંત આવેછે. જો દરદીનો આગલ બાંધો ઘણો મજબુત હોયછે તો તે એટલો વખત લગી પણ જીવી શકેછે, પણ દરરોજ પરૂ જતાં તે એટલો તો સોહોરાઇ જાયેછે કે તે ઘણું લગી ટકી શકતો નથી. વારેઘડીએ પરૂ જારે ચામડી તરફ રસતો કરેછે તે વખતે તે પેટનાં એક નાજુક પરડામાં ફુટી જાયેછે અને તે પછી જીવવાની આશા રેહેતી નથી. જો ફેફસાં તરફ રસતો કરેછે તો ફેફસાંના પરડામાં ફુટીને તરત દમ બંધ કરી નાખેછે. જો ભાયેગે બાહેર ચામડી ઉપર રસતો કરેછે અને જો કુવત તકી રેહેછે તો ઘણે મહીને સારો થાયેછે, પણ તેવું કોઇ કદાચજ લાગેછે. જો ફેફસાંમાં ફુટેછે અને કુવત સારૂં હોયેછે તો સઘલું પરૂં ફેફસાંને રસતે ઠાંસો થઈને બાહેર પડેછે અને ઘણે મહીને તનદરોસતી આવેછે. જો આંતરડાંમાં ફુટેછે તો જાહાડાને રસતે પરૂ નીકલી જાયછે અને જો આંતરડાંને ઇજા પોંહોંચતી નથી તો તનદરોસતી ઘણે મહીને આવેછે.

એ ઉપરથી સમજ પડશે કે કલેજાંનું આ દરદ કેવું ધાસતી ભરેલું અને જાનને નુકસાનકારકછે અને તેને પાક ઉપર નહી આવે તેના પેહેલાંથીજ ઉપાયે લેવાની જરૂરછે.

એ દરદ થવાનું કારણ ખોલી હવામાં અને થારમાં ખોલું બદન રાખીને સુતાથી અથવા ખોલાં બદન ઉપર જારે પસીનો પડીયો હોય તારે અથવા ખોલી હવામાં નાહાતી વેલા પવન ફુકવા દીધાથી પેદા થાયેછે. એ કારણ દરદ એકદમ જોસથી થઈ આવેછે પણ બરાબર ઉપાયો તરત કીધાથી સારૂં પણ થઇ શકેછે. એ દરદ થવાનું બીજું કારણ ઘણો દારૂ પીવામાંછે. ઘણો દારૂ પીધાથી કલેજાંને આસતે આસતે કામ કરવામાં ખલલ પડેછે અને તે એવી હાલત ઉપર આવી જાયેછે, કે જરા પણ કારણથી તેમાં દરદ થઈ આવેછે. એવી હાલતમાં તરત ચાંપતા ઉપાયો કીધાથી પણ દરદ સારૂં થવામો ઘણો ભરૂશો આવતો નથી.

જો દમ લેતાં અથવા છીંકતાં જમણી પાંસલી હેઠલ દરદ થાયે, તે દરદ છેક ખભાં લગી લાગે, તે સાથે તાહાડ વાગીને તાપ આવેતો સમજવું કે કલેજાંનું દરદ શરૂં થયું છે. તરત રાઈના પલાસતરની એક મોટી પોટીસ કરીને તે ભાગ ઉપર મુકવી અને જો પેટ કબજ હોયેતો તરત સુનામકી, અને વેલાતી મીઠાંનો અથવા જાલાપનો જોલાબ લેવો, અને બદન ઉપર પવન લાગે નહી તેમ બીછાનામાં સુઈ રેહેવું. જો તેથી દરદ નરમ નહી પડેતો તરત ડાકટરની સલાહ લેવી. જો ડાકટર મલી આવે નહી અને જો આંગમાં તાપ હોયે, જો બદનમાં આગલ સારૂં કુવત હોયેતો જલો લગાડવાને કદી ચુકવું નહી. દોહોડ, બે, અથવા તરણ ડજન જલો લગાડી દેવી અને પછી તે ઉપર ગરમ પાંણી અને ફલાનેલથી સેક કરવા. તરત વેલા કાંજી ઉપર રેહેવું, સોડાવાટર, આઇસ લીધામાં કાંઈ અડચણ નથી. કદી પણ કાંઇ જાતનો દારૂ લેવો નહી. એક બાટલી પાણીમાં થોડો સુરોખાર નાખીને તે વારેઘડીએ પીયા કરવું. એ પછી દવા દારૂ ડાકટરના હોકમ મુજબ કરવી.

જારે કલેજું પાક ઉપર આવે તારે કદી પણ નાશીપાસ થવું નહી; કાંયેકે તે ઘણી વેલા બરાબર માવજત કીધાથી નરમ પડી જાયેછે. ફીકર ચીંતાથી ઘણા જણને કલેજાંનાં દરદ થયાંછે અને સેહેજ દરદ માહેથી જાન બરબાદ ગયાછે, એટલા માટે ફીકર ચીંતા રાખવી નહી, પણ ડાકટરની કાબેલીયત અને પોતાની માવજત ઉપર સબુરી રાખીને થોભવું, એ વેલા પુશકલ અને કુવતમંદ ખોરાક લેવાની જરૂર પડેછે, જે લોકો એ વીશેની માવજત રાખેછે તેઓને જલદીથી ફરક પડવા માંડેછે; પણ ઘણા લોકો કુવતમંદ ખોરાક ઉપર ભરૂશો લાવતાં નથી તેઓ એમ સમજેછે કે શું તેથી એવું દરદ ભાગી શકશે કે, પણ એવી વેળાએ ખરી દવા કુવતમંદ ખોરાક સીવાએ બીજું કાંઈ નથી અને એથીજ ઘણા જાંન બંચી ગયેલાછે, કુવતમંદ ખોરાક લેવાની મતલબજ એટલી કે દરદને બદનના કુવત ઉપર ગલબો કરવા દેવાની તક આપવી નહી. જો બદનનું કુવત રેહેતો તે દરદ ઉપર ફાવી શકેછે અને છેલે આશાની થાયેછે.

---

## પારસી બાનુઓ વીશે થોડાક વીચારો.

### ૧.

જેમ વખત જાયછે તેમ અમારી પારસી બાનુઓ 'હીંદુસથાનના જનાનાનાં જાન, ધમક, હોરમતની બાબતમાં વગર કશા ભરોસાના સાવજ' ઓછાં બનતાં જાયછે. એમાં આપણને ખુશાલ ને સંતોશ રેહેવાનુંછે, કેમકે જે રસતે આપણને ખુદરત લાવી મેલેછે, એટલે દેખઈતો શારો ને જરૂરનો, તે રસતામાં વધારે સેહેલાઇ લાવવા સારૂ આપણને કોશેશ કરવાનીછે, પણ પાછલની હાલતનો મુકાબલો કરીને કંઈ પસતાવો દાનાઈથી થઇ શકતો નથી; કેમકે આકેબત આપણે માણસ કરતાં કંઈ ચહતા પરાણી થઈશું, કંઈ વધારે નેક અને અશો થઈશું, કંઈ ફરેશતા બની સદીઓની જીંદગી હાથ કરી શકીશું, એમતો કશું બનનાર નથી. તેઆરે વખતે વખત જે ભલું માલમ પડે અને તે વખતને છાજતું જણાએ, તેની આપણે હીમાએત કરીએ અને તેને આપણે આગલ વધારીએ. પારસી બાનુઓના સુધારાના જેઓ કટતા વેરીઓ છે તેઓ આટલી સાદી સમજ રાખેતો તેઓનું જેહેર ઘણું ઓછું થાએ.

તેઆરે તેઓબી આપણી સાથે ખુશી થાશે કે પારસનો દેખાવની ખુબી, નાજુકાઇ, કે મનની મોહોટાઈ, સાવધ યા મજબુતપણાના બાબમાં કંઇ આગલ વધતાં જણાએ છે. એની નીશાનો ઘરમાંબી અને ઘર બાહારબી આપણે જોઇએ છીએ. જે જે ઘરમાં મનનું, સાદી સમજનું, મરી આદાનું, કે બીજી ખુબીઓનું ખીલવું થયુંછે તાંહાં પારસનોએ મલાજાવાલાં અને શોહામના થવાને દેખઈતા ઇલાજો કામે લગાડીઆછે. એવાં ઘરોમાંથી પારસનોની કેટલીક કંટાલા ભરેલી એબો ગુમ થઈછે. એવા ઘરમાં માછનોના

કલ્લા ને મરાવો દુર થયાંછે. એવે ઘેરે "મુઆ ભસતે ગીઆ", "કાળા છીનાલ, ઢોટલાં ભાગી", "તારો જનતો દોજખમાં જાય", "મારા પાપમાં ગઈ, મુઆંની તેહેલી" એવા એવા ફુલની ખુશબોઈ અને નાજુકાઈના શરપાવોના નામ દેતાંજ પારસી બાનુઓના રૂએ રૂઆં ઉભાં થશે. એવે ઘરે કામકાજે આવેલા બાહેરના માટીડાઓથી પારસી બાનુઓ મોહોડું ફેરવી મેલશે નહી, પણ સલુકાઈના સવાલ જવાબ કરશે અને કામકાજની બનતી મદદગારી કરશે. એવા ઘરમાં, ખડકીમાં, કે ઓટલાપર જારની જાતના 'મેલાગાર' જેવા સદરા સાથે, પેટી કે વાસકુત વગર, સુરેલના જેવા બાલ વીખરાએલા સાથે, પારસનો આપણી નજરે પડવાની નથી. પણ અડકાયલી ઢોલકીપર હશે તાંહાંબી જુદાં રાખેલાં સોજાં અને પુરાં કપડાં સાથે તેને તમો જોશો. એવે ઘર તે વરના "હાલ" માં તરકારીનું ફહોટીયું લઈ સમારવા ફુસડાઇ પડી નહી હશે. એવે ઘરે બેસવા ઉઠવાની, ગીઆં આઆંને મલંવાની જગાપર, બુચો બુચીના પીશાબના ઠારાં કે બીજી નજીસાત તમો જોશો નહી; કે ભાંએપર 'ધાનદાર'ના ખુમચા ને કાંસીઆ લઇ બુક ઘેરતાં ને ઉઠાર તાં માલમ પડશે નહી. જાંહાં શારા ફેરફાર થયાછે તાંહાં ઘરના ચાકરડાંઓ સાથ ભાઇબંધીની પઠે વાતચીત અને મજાખ મશકરી કરે, અને આબરૂદાર શાનવાલા માટીડાઓને ઓરેબી નહી જાય, એવાં પારસનો દીકામાં આવશે નહી. કે માટી બઇએરને જીવે જાન થયું હોએતો સાસુ નરણ તેની ખંણખોડ કે અદેખાઈ હનેસાઇ કરવામાં મશગુલ થશે નહી, એવાં ઘરો સઘલી પાંતીના સુઘડ, રીતભાત ને રાહાધાટવાલાં, એક બીજાંની ખામી તપાસી લેનાર, હસદ કે આકલા સવભાવના રપેદફે કરનારા, મીઠાં સહીઆરાં ભરેલાંછે. એવે કે કાંણે કંઇ અનબનાવ કે કલેશ થવા પામીઓ તો તે વાત ઓસરીની બાહાર જશે નહી, અને બને તેમ જલદીથી સમાધાન થઇ જશે. એવા કુટંબમાં ઘરનું કામ સરવે ખુશી અને એક સંપીથી જેનાથી જે થયું તે કરશે. એકએકના સુખની કે કંઇ શારી ચીજની દફોર થશે નહી. પેહેરવાસના બાબ માંબી જોઇશુંતો કપડાંના રંગ કે ભાતમાં પેહેરનારી બાનુને છાજતાંજ જણાશે. સારીનો કુમાસ કે રંગ તેની કોર સાથે, પોલકાના રંગ સાથે, ઇઆ પેહેરનારીના રંગ સાથે બીહામનો લાગતો નથી. એ સરવેનો કુદરતી દીલપસંદ મેલાપ છે. ચીતલનો રંગ મઝાલ નાજુક હાથની ચામડી સાથે આમેજ થઇ ગયલો જણાએછે; અને એવી પારસી બાનુની સહુથી ચટતી અને પરીતી ખેંચનાર કળા એ છે કે ખાવે પીવે, પેહેરવે ઓઢવે, વાતચીતે, ચાલચલણે—સાસરે મહીરેની, સાસુ સસરાંની, કે દેર દેરાંનીની,—એ બધી વાતોમાં કંઇબી ખામી વગરની ને ખુબી ભરેલી સુંદરી થવાને તે હમેશ તદબીર અને કોશેશમાં રેહેછે. પણ તેના ચેહેરાપરથી, તેની વાનીપરથી, કે તેની કોઇબી હીલચાલ પરથી તમે એમ નહી કેહેશો કે એ તદબીરો અને કોશેશો તે સામા માણસને બતલાવા થકી કરેછે, યા એ તદબીરો અને કોશેશોથી તે પોતે જાણીતીબીછે એ વટીક આપણે કહી શકીશું નહી.

અમે જે બાબત લઇ બેઠા છઇએ તે પારસી બાનુઓની જીંદગીના આજના વખતના પરકાશ અને વધારા વીશેનીછે તો તેમાં જે મોહોટી-ખોહો માલમ પડેછે તે અમે આવતામાં કહીશું.

---

## માટીડાની મીજલશમાં બઈરાંઓ.

શીરીનબાઈ—કેમ સુનામાએ શું કરોચ, બારીએ બેઠાંચકે? ઓહો રતનબાઇ, કુંવરબાઇ, તમે બધાં આજે કાંહાંથી આવી લાગાં? તમારી ખરકી સુની પડતી હોશેની? માણેકબાઈ તમેબી આએઆંચ કે? ઓહો, આજેતો અહીં ઠીક મંડલી મલીચ.

સુનામાએ—આવ શીરીનબાઇ, આવ; કાંહાંથી આવી? તું ઘણે દાહાડે કાંહાંથી દેખાઇ? મરેરે, ઘેરમાની ઘેરમાં રેહે ને જાણે ગામથી આવી હોએ તેવું લાગેચ. આવ, બેસ ખુરસીપર.

માણકબાઈ—અરે માએ એવણતો સુધરેલાં, ને બુટ ઇસટાકીનવાલાં તે કંઇ આપરી આગલ બેસે ને વાત કરે! એવણતો માએ મોટી મંડલીમાં બેસનારાં ને સુધરેલી વાતો કરનારાં. આપરી વાતતો એવણને કુડલા કાંહાંણીની લાગે, અને તેથીતો દરીઆમાં આગ લાગે.

રતનબાઈ—મરેરે માણકબાઇ, તમે વેચાતું લેવા માગોચ કે?

કુંવરબાઈ—રતનબાઇ, વરી તમેબી કોતક ના ગારોરે, એમાં વરી વેચાતું લેવાનું શાનુ થઇઉં?

શી૦—નહીરે રતનબાઇ, તમે કંઇ ગભરાતાંનાં. એવણનેતો એવીજ રેવ છે. મને જોઇને એવણના બારજ વાગી જાયછે.

મા૦—હા માએ કાંએકે તમે બુટ ઇસટાકીનવારાં પરીઆં કેની, તેથી.

શી૦—તે મારાં બુટ ઇસટાકીન જોઇનેજ તમારા પેટમાં ચહરેચ ઉતરેચતો; પણ તમેબી કાંએ નહી પેહેરતાં, તમુને કોણ અટકાવેચ?

સુ૦—જા, એના વરના પગમાં સાજે. જોરો નહી મલે, તે એને બુટ પેહેરાવશે!

મા૦—અરે જાઓરે સુનામાએ, આજે બુટની શું નવાઇ પરીચ; પેહેરવા માગુંતો આજે પેહેરૂં, પણ બરેઆ સુના જેવા પગને એબલગામણા કોણ કરે?

શી૦—અરે તમુને પેહેરવાતો ઘણાબી ગમે, પણ આજે તમુને પેહેરવાજ કોણ દે તેની વાત કરોની, અમથાં દમ શું કરોચ?

મા૦—અરે જાઓરે બેસી રેહો.

શી૦—બેઠાં નથી તો ઉભેલાં કાંહાંછે, તમારી દીકરીએ જાહારનું નહી કે?

મા૦—નહી બાકીજે તમેજ પેહેરતાં હોશો.

કું૦—મરેરે આ બે જણ વેહેંચી લેશે કે શું, ચાલની બાપા હું અહીંથી ઉઠી જાઉં.

સુ૦—નહી રે કુંવરબાઈ, અમથાં તમે શાનાં બીહો મનો. એ બે જનતો જાહારે મળે તાહારે એમજ વાત કરે. એ બેઉનેતો બારમા ચંદરમાંછે તે બનેજ નહી. પણ

તેથી કંઇ કજીઓ થાએ એમ નો સમજેતાં, એતો હસવા
તું કરેછે.

શી૦—કુંવરબાઈ તમે કાંએ બોહાય, એવણતો એ
વાંજછે. મેં કહીઉની, કે મને જોઇને તો એવણના બારજ
વાગી જાયછે.

મા૦—માએ, હજારાતો બાર નથી વાગતા પણ ત
મારાતો બાર વાગી ગીઆંચ. બંધી બુટવારીઓને શેંઠા
વારીઓ બધીઓ કાંહાં ગેઇઓ, હવે તો કંઇ સાહારાતનેજ
દેખાયા કરેચ ! બુટ ઇસટાકીન પેહેરીને, પોલકાંઓ ઓર
વીને, અરધે માથે માથાંબાંનાં કરીને, માટીડાની માફકે છુટે
હાથે ચાલીને બધીઓ ફરવા આવતી હતીઓ તેઓનું શું
થયું. હવે તો કોઇ તેવી દેખાંતી નહી !

સુ૦—અરેરે ખરાંરે શીરીનબાઇ, એવણ કેહેચ તે બ
રોબરછે. હવે શું થઇઉ, એ બધી શુધરેલીઓ કાંહાં ગેઇ
ઓ, હવે તો કેથે દેખાતીઓ નહી. અગાઉતો મીટીનોમાં,
ફેનસી બંજારમાં ને બંધેબધ દેખાતીઓ હતી; ને હવેતો જા
ણે કોઇ મલે નહી. એ શું થઇઉ ?

શી૦—નહીરે સુનામાએ થાય શું ? હમણા કંઇ, તે
વી તકો આવતી નથી, તેથી કરીને કોઇ બાહાર આવતું
જણાતું નથી.

સુ૦—નહી, નહી, એમ કંઇ માનવામાં આવતું ન
હી. શું કંઇ તક આવતીજ નથી ? હમણા છોકરીઓની
પરીકશા ગેઇ, તેમાં દર વખતે બધીઓ આવતી હતી, ને
આ વરસેતો કેહેચ કે કોઇ આવીતીઓ નહી. તે કેમ ?

શી૦—તેતો સુનામાએ, કોઇ તેરે તાંહાં જઇએકેની ?
આ વરસે કોઇએ તેરેઆંજ નહી તાહારે કોઇ ગીઉંજ નહી.

સુ૦—કાંએ એમ કાંએ, એમ લોકોએ એમ કાંએ કી
ધું હોશે ?

ર૦—વરી સુનામાએ, એ મજેતું કીધું, વરી જાંહાં
બધા માટીડાઓ આવે તાંહાં બઇરાંઓ શાનાં જાએ, હોંજી
ઉં નકારૂં નહી લાગે ?

સુ૦—તે માટીડાઓ હોએ તાહારે અગત હોએ તી
હારેબી બઇરાંઓ નહી જાએ કે ? એમતો તેવી અગતના
વખતે આપરા માટીડા બઇરાં એકઠાં ભેરાતાં નહી કે ?

કું૦—સુનામાએ, આપરે કાહારે માટીડાઓ હોએચ
તાહારે જઇએચ ?

સુ૦—કાંએ, લગનમાં અને એવેજ વખતે માટીડાઓ
ની વચે આપરે નથી જતાં, અને આણીગમ માટીડા ને પે
લીગમ બઇરાં નથી બેસતાં ?

ર૦—પણ તેતો જાણે લગન વેહાછે, આ છોકરીઓ
ની પરીકશાબી લગન વેહાછે કે ?

મા૦—અરેરે સુનામાએ, આજે તમુને શીરીનબાઇ
નો વા કાંહાંથી વાગો ? તમેબી આજેતો કંઇ ઘણાં સુધરે
લાં થઇ ગેલાં લાગોચ ! તમે આવાં ઘરડાં થયાં ને તમારા
આજે એવા વીચાર કેમ થઇ ગીઆ, શીરીનબાઇએ કંઇ
ડોહોવીને પાયું કે ?

સુ૦—માએ જો, છોકરીઓની પરીકશા કંઇ લગન વે
હા નથી એતો ખરી વાતછે, પણ લગન વેહામાં બઇરાં ન
હી જાયતો ચાલે. પણ આવે વખતેતો જવું જોઇએ. જાં
હાં આપરી દીકરીઓ જાએ તાંહાં આપરે કાંએ નહી જઇ
એ. જો એવે વખતે આપરૂં જવાનું બેમલાહજા ભરેલું
હોય, તો પછી આપરી જીભરૂ માથાં ઉપરવારી દીકરાઓ
જાએ તે બેમલાજા ભરેલું નહી ગણાએ ?

ર૦—હા અરે ખરી વાતછે, સુનામાએ તમે કેહોચ
તેબી ખરૂંછે. જોવેની મારી અખઇ રહી પીરોજબાઇને ?
રમું વરસ ચાલેચ; ને તેબી તે દારે પરીકશામાં ગેઇતી. ખ
રેખર જાંહાં અખઇ રહી આવી મોટી છોકરીઓ જાએ
તાંહાં આપરે કાંએ નહી જઇએ.

કુ૦—હા માએ, હુંબી કેહુંચકે તાહારેતો જવુંજ
જોઇએ.

મા૦—અરેરે મનેતો તાંહારનો કંઇ વીચારજ નહી
ઉતો! જીભરૂં મારી બેનની છોકરીબી બાર તેર વરસની
ઇસકોલમાં જાએચ. ખરેખર જાંહાં તેવી છોકરીઓ જાએ
તાંહાં આપરે કાંએ નહી જઇએ. પણ સુનામાએ, આપરે
તાં જઇને કરીએ શું ?

સુ૦—કાંએ, આપરી છોકરીઓ કેવું શીખેલીઓછે,
પરીકશામાં કેવા જવાબ દેછે, ઇનામો કેમ મલેછે તે બધું
જોઇએતો આપરી આંખમાં તાહારક નહી વરે ! ને બચાં
ને બે વરસ વધારે શીખવા મોકલવાનું મન નહી થાએ !

મા૦—અરેરે ચાલો સુનામાએ, તાહારેતો બીજી વખ
ત પરીકશા થાએ તાહારે આપરેબી જઇએ. માટીડા હોશે
તો તેને શું છે, માટીડા માટીડાને મલાજે બેસશે ને આપ
રે આપરે મલાજે બેસશું.

શી૦—ઓ હો માણકબાઇ, એ શું થયું ! એ અત
ચીતા તમારા વીચાર કેમ બદલાઇ ગીઆ. તમારૂં તો કી
ટાઇને ખખ થઇ ગયલું મગજ તે એકાએક મલકતું કેમ
થઇ ગીઉં ! એ શું થયું ! તમે હમણાતો સુનામાએની મ
શકેરી કરતાં હતાં, કે ઘરડાં થઇને એકદમ સુધરી કેમ ગી
આં ! તમેતો બોલેઆં કે શીરીનબાઇએ કંઇ ડોહોવીને પા
યું કે શું ? તે હવે તમુને કોણે ડોહોવીને પાયું ?

મા૦—અરેરે, તે હું શું જાણું કે તાંહાં હાવી હાવી
મોટી છોકરીઓ આવેચ. એમ જાણતેતો હું એમ બોલતે
જ નહી. એતો વરી બરોબરજછે. હુંતો ખચીત હવે જવશ.

શી૦—પણ તમે કાંહાંથી જશો, તમોને કોઇ તરશે
તાહારે જશો કે, એમજ સોરીઓ વારીને જઇને બેસશો ?

મા૦—કાંએ નહી કાંએ તેરે ? અલબત તેરે. જાંહાં
આપરી અખઇ રહી માથાં ઉપરવારી છોકરીઓને લઇ જા
એ, તાંહાં આપણને કાંએ નહી તેરે ? લે જો; એ તે વરી
કંઇ વાત હોય કે ?

શી૦—તેતો ખરી વાતછે, પણ તે લોકોની ખુશી ન
હી હોય ને નહી તેરે તાહારે આપરે શું કરીએ.

મા૦—પણ નહી કાંએ તેરે ? હરવાયા બધા માટીડા
ઓને તેરે ને આપણને કાંએ નહી તેરે ? આપણને નહી
તેરે તો પછી આપરી છોકરીઓને કેમ તાંહાં લઇ જાય ?

ર૦—તાં માટીડાઓ આવેચ તે કોણ કોણ આવેચ ?

શી૦—માએ તેતો જાહેર સભા થાએ તે ગમે તે આ
વે ને ગમે તેટલા આવે.

ર૦—શું જેને ગમે તે તાંહાં આવીને બેસે !

શી૦—હા; થોડાક સારા માણસોને ચીઠીઓ મોકલે
લી હોય તેઓ આવે, ને બાકીના જેને ગમે તે આવે.

મા૦—ઓ માએ, મરેરે, જેને ગમે તે માટીડા આંવે ? મરેરે તાંહાં આપરી અખઇ રહી મોટી મોટી છોકરીઓ જાએ ને તાંહાં બઇરાંઓ નહી હોએ ? બલા જાણે તા હારે, કાલે મારી બેનને ઘેર જાઉંતો તેને કેહું કે ખબરદાર છોકરીને પરીકશા બરીકશામાં મોકલે નહી.

ર૦—મરેરે તાહારેતો હું મારી પીરોજબાઇનેબી નહી મોકલું.

શી૦—હવે છેક એવું કારણ નથી કે, આપરે નહી હોઇએતો તાંહાં આપરી છોકરીઓને નહી મોકલાય. તાંહાં કોઇ લુચા, હોંગા લોકો આવતા નથી.

મા૦—ગમે તે પણ બધા માટીડાતો આવેચકેની.

શી૦—હા, તેતો ખરી વાતછે, પણ તેમાં કંઇ તમે ધારોચ તેટલી બધી અડચણ નથી.

મા૦—તારે શું તમે એમ કેહોચ કે તાંહાં બઇરાંઓને નહી તેરવાં ?

શી૦—માણકબાઇ તમેતો કંઇ એટલાં બધાં સુધરી ગીઆં, કે શાંમબા મનેજ સવાલ કરોચ, હું કાંહાં કેહુંચ કે નહી તેરવાં જોઇએ ?

મા૦—તારે તમે એમ કાએ બોલોચ ? એમ 'પાધરૂં બોલો.'

કું૦—પણ શીરીનબાઇ, પરીકશામાં માટીડાઓને નહી બોલાવે ને બઇરાંઓનેજ બોલાવેતો કેવું સારૂં.

શી૦—કુવરબાઇ, એમતો ચાલેજ નહી. પણ માટીડાઓની સાથે બઇરાંઓને અથવા છોકરીઓની માએ બેનોનેબી તેરાવવામાં આવેતો સારૂ.

ર૦—તારે આવતી પરીકશામાં તેરાં આવશે કેની ?

શી૦—કોણ જાણે તેતો.

(બધાં જણ એકઠા આવાજે) જો તેરાં આવેતો આપરે બધાં જશું.

---

## લગન ઉપર નશીહ્યેત.

( અંગરેજી લખનારાઓ ઉપરથી. )

**પરણેલી હાલતના ફાયદા**—પરણેલી હાલતમાં કુમારી હાલત થાને ઓછી ખુબસુરતી, પણ વધારે સલામતી હોયછે. તેમાં વધારે કરાર હોતો નથી, પણ ઓછી ધાસતી હોયછે. એ હાલત વધારે આનંદીને વધારે ગમગીન હોયછે. દુઃખોથી તેમજ વલી સુખોથી તે વધારે ભરપુર હોયછે. એ હાલત ઉપર વધારે બોજો હોયછે, પણ પીઆર તથા પુણનાં સઘલાં જોરનો તેને ટેકો મલેલો હોયછે, અને તેથી એ બોજાઓ ખુશનુમાં લાગેછે.

**લગનનું સુખ**—ઓરતના પીઆરમાં બંધ કીધેલું મરદનું સુખ જેટલું કીમતી હોયછે, તેટલાં કીમતી સમુદરમાના રતનોબી નથી રેહતાં.

**લગનનાં કામમાં માથું ઘાલવું**—માણસનાં બધાં કામની અંદર જે કામમાં બીજાઓને સઉથી થોરૂં લાગેવલગેછે તે કામ લગનનું છે, તોપણ પારકાં લોકો બધાં કામ થાને એ કામમાં સઉથી વધારે માથું ખોસેછે.

**લગન હમેશ સુધીનો એક ગાંઠ**—સદાની દોસતીનો સઉથી મજબુત ગાંઠ તે લગનછે, ને કંઇ પણ દોસતી વીસવાસ વગર થતી નથી, ને પ્રમાણીકપણાં વગર વીસવાસ કદી આવતો નથી જે ધ્યાન સદગુણ તથા પાકીજગી ઉપર આપવું જોઇએ તે જેઓ દોલત અથવા ખુબસુરતી ઉપર આપેછે તેઓએ ખચીત દુખી થવાની આશા રાખવી.

**સુખી લગન**—ખુબસુરતી અથવા પઇસાની બાબદ ઉપર મુખઅ ધીઆન નહી આપતાં, જાહાં બેજણાં મલા એક મેકને **પોતાની મરજીથી પસંદ** કરેછ, તાંહાં લગન સુખી નીપજેછે. એ રીતે બંધાએલું જોડું ગરીબાઇ અથવા આભારીપણાં ઉપરાંત એકમેકને ચાહેછે; પણ બંને બાજુના પઇસા અથવા મીલકતની ગણતરી કરી, જે ગોઠવણ માએ બાપ અથવા બીજાં વચે આવનારાંઓ ઠીક ધારેછે તેવી ગોઠવણ ઉપર, એકમેકને વાસતે ખુશી અથવા હોંસ વગરનાં બે જણ જાંહાં સાથે મલેછે, તાંહાં પરણેલાંઓની જીંદગી રસ વગરની થાયછે.

ઉપલા વીચારોમાંનો છેલો વીચાર નામીચા ગરંથ કરતા સીલનોછે. એ વીચાર પરમાણે હમારી વાંચનારી બાઇઓમાંની કેટલીનાં લગન થતી વખતે ચાલવામાં આવીયુંછે, અથવા આવશે ? હમો ધારીએ છઇએ કે એક બે દાખલાવાલી લાએગેજ મલે. લગનની વખતે હાલ ઘણું કરી છોકરાઓનીતો મરજી પુછવામાં આવેછે, પણ છોકરીઓ વીશે એટલું કેહવાની હમારી હીંમત નથી. તેઓની મરજી પરમાણે તેઓના લગન કરવાનો વખત હજુ પારસીઓમાં આવીઓ નથી. ગરીબ બીચારી છોકરીઓ ! શું એ દલગીરી ભરેલી વાત નથી કે લગન જેવો એક મોટો કરાર થતાં, કરાર કરનારની પોતાની મરજી ઘણી નજીવી ગણાએ ? ને અલફાતુ લોકો—માએ બાપ અથવા બીજાં ખેશાવંદો—જેઓને તે કરાર પરમાણે ચાલીઆના ફાએદા અથવા તેથી ઉલટું ચાલીઆના ગેરફાયદા થોડાજ ચાખવા પરેછે, તેઓ તેમાં મુખ્ય ભાગ લીએ ? લગનનું કામ તદન મરજીનુંજ રાખવું જોઇએ, ને તેમાં દબાન બીલકુલ થવુંજ નહી જોઇએ; એટલું છતાં એ અલફાતુ લોકો પઇસા અથવા એવી બીજી નજીવી ચીજોનું મોહું જોઇ, ઘણી વાર પરણનારની મરજીથી ઉલટાં ચાલેછે અને આગલ ચાલતાં એવાં કફોડી રીતે બંધાએલાં જોડાંને કેટલું દુખ સોસવું પરેછે, તેનો વીચાર કરતાં નથી. વાંચનારી બાઇઓ ! તમોમાંની કોઇને તમારી બેટીનાં લગન કરવાં હોયતો તમે જેને જમાઇ કરવા ધારતાં હોવો તેના પઇસા અથવા ખાનદાન અથવા એવી બીજી થોડી અગતની બાબદ ઉપર જાંની ધીઆન રાખતાં નાં, પણ તેની ચાલચલન, હુશીઆરી તથા બીજા એવા સદગુણો જોજો, કે જેથી તમારી બેટીને ખરેખરૂં સુખ મલે, ને એ બધાં ઉપરાંત તમારી છોકરીની પોતાની મરજી જોજો. M.

## આંતરડાં.



હોજરીમાં ખોરાકનું પાચન થયા પછી તે આંતરડાંમાં ઉતરે છે. પેટ માહેલા સાંચામા પાક પેદાના કરનારની કરામત વીશે બેહદ અચરતી ઉપજાવનારો સાંચો છે. તેનો પેહલો દાખલોતો આજછે કે આંતરડાં નજદીક આખા પેટમાં ગોઠવાયેલાંછે, અને નજદીક ૨૫ ફીટ લાંબાંછે, પણ ગોલ સાંપની મીસાળે કરચલી વલેલાં હોવાથી થોડા ભાગમાં સમાઇ શકે છે. આંતરડાં પોકલ નલી જેવાંછે; એનો પરદો નરમછે અને તેમાં વાસનુ એક પડ આવીયાથી તેમાં જે ખોરાક આવેછે તે ઉપર દબાન કરીને તેને આગલ કાહાડેછે. આપણો ખોરાક હોજરીમાં પચીયા પછી તેનું શુ થાયેછે તે આંતરડાંની બનાવટ ઉપરથી સમજ પડી શકેછે. જેવા હોજરી માહેથી ખોરાક આંતરડાંમાં દાખલ થયો એટલે તે બીજી જાતના રસ સાથે મલી જાયેછે; તેમાં મુખીય રસ કલેજાંનું પીતછે. એ પીત અને બીજા રસથી ખોરાકના બે ભાગ થઈ જતયેછે. ઉપરના ભાગમા દુધના જેવું પર બંધાયેછે, અને હેઠલ કુછો અને કચરો પડેછે. એ પછી તે આગલ ચાલેછે અને આંતરડાંના અંદરના પરડામાં બારીક ગાંઠો આવેછે તે દુધ જેવો વસતુને ચુસી લેછે. એ પરમાણે આંતરડાંની આખી લંબાઈ લગી ચાલેછે, સઘલો દુધ જેવો ભાગ ચુસાયેછે અને છુછો એકઠો થઈને આગલ વધેછે. એ સઘલું કામ નજદીક ૨૦ ફીટ લંબાઈના આંતરડાંના કટકામાં બનેછે જેને નાહાના આતરડાં કેહેછે, એ પછી એક ટાંકણ આવે છે જે માહેથી ખોરાક આંતરડાંના બીજા ભાગમાં ઈઆને મોટાં આંતરડાંમાં જાયેછે. એ આંતરડું નજદીક પાંચ ફીટ લંબાઈનુંછે. તેનો વીસતાર મોટોછે અને પેહેલાં આંતરડાંની મીસાલે પેટમાં એણીગમ પેલીગમ ફરી શકતું નથી પણ એક જગા ઉપર બંધાઈ રહેલુંછે. એ ભાગમાં છુછા માહેથી કાંઇ પણ લેવા લાએક ચીજ હોયેછે તે ચુસાયે છે. ઘણું કરીને પાણી અને ખારનો ભાગ એ ભાગમાં ચુસાયેછે અને છુછો ઘટ થતો જાયેછે, જે છેલે સફરાને વાટે બાહેર નીકલેછે. ઉપલાં ચીતરમાં નાના અને મોટાં આંતરડાંની ગોઠવણ માલમ પડશે. એ આંતરડાંની ઉપર એક બારીક કોઠલીના જેવું પર ફરી વલેલું હોયેછે અને તેમાં નેસ, રગ, અને બીજા ગાંઠો હોયેછે, જે આંતરડાં માહેથી ચુસાયેલો ખોરાક લોહીમાં દાખલ કરેછે. આંતરડાં પેટના જેવી નરમ પેટીમાં રાખીયાંછે તેનું કારણ એ છે કે તે સઘલી તરફ ફરી શકે અને જરૂર પડેતાં તે ઉપર પેટના માસનું દબાન પણ થઈ શકે. સફરા આગલ એક માસની વીટીછે જે ખેંચાયાથી જાહાડાને અંદર રાખી શકેછે અને ખોલું થયાથી બાહેર પસાર થવા દેછે.

---

## જીણાં જાંનવરો.

તે ખાવીંદની અપાર અને અજબજેવી કરામતથી દુનીઆની સપાટી ઉપર હેવી હેરત ભરી ચીજોછે કે જે જારે આપણી જાણમાં આવેછે તારે આપણે ખરાજ અજબ થયા વીના રહેતા નથી. તે સરવે શકતીવાન કીરતારે પોતાની તમામ પેદાએસો, પછી શું જીણી કે મોટી એ બધાંની બનાવટમાં હમેશાં બેહદ ડાહપણ, અપારશકતી અને સભાલ બતાવેલોછે. તેની ઉતમ કરામતોમાંની એક અજબ જેવી કરામત આ પાસેના ચીતરમાં જાહેર થઇછે. એ ચીતરમાં જે જાનવરોનો આકાર પાડેલોછે તે ખોલલી આંખે એટલાં મોટાં દેખાતાં નથી. એઓનો આકાર અતીઘણો નહનો હોયછે પણ શુક્ષમદરશક જેવા બે કીમતી યંતરની મદદથી એઓનો આવો મોટો આકાર જાણમાં આવેછે પાણીમાં, પનીર જેવી ખાવાની પદારથમાં અને બીજી પીવાઈ પદારથોમાં એટલાં જીણા જાનવરો હોયછે કે તેઓ આપણી ખોલલી આંખે મુતલક નજર પડતાં નથી. પણ જારે નાહની અને બેમાલંમ ચીજોને મોટી કરી દેખાડનાર આ યંતરની મદદથી જોઇએ છઇએ તારે પાંણીના એક ટીપામા તરેહવાર કદરબીહામણા કદ અને આકારના લખે અને કરોડો જાંનવરો નજરે પડેછે. બલકે આ પરાંણીએની તે સરવ-સકતીવાન કીરતારે એક બીજી દુનીઆં બનવીછે. આપણે આ દુનીઆંનો વીચાર કરીએ છઇએ તારે આપણને અચરતી ઉપજેછે, પણ એતો દેખીતી દુનીઆ છે, ખોદાતાલાએ બીજી બેમાલુમ દુનીઆંઓ આંસમાનની જેમ મોટી બનાવીછે અને જેની દુરબીને શોધો કરીછે, તેમજ બેમાલુમ જાંનવરોની એક બીજી દુનીઆં ઉપલા યંતરે ઉઘાડી આપીછે. જો એવાં પરાણીઓની ઉપલાં યંતરથી તપાસ કરી હોયતો તેઓ ખરીજ અજબી પેદા કરેછે. એવી રીતે તપાસ કરતાં માલુમ પડેછે કે એવા પરાણીઓને આંખ, મોઢું, ટંગડી વગેરેગે તેઓનુ સરીર આરપાર જોવાઇ શકાએ એવું હોયછે એવા પરાણીઓનાં સરીર ઉપર બાજે વખને લાંબા નીમાલ ઉગેલા જણાયછે. આ પાશેના ચીતરમાંનાં પરાણીઓ ઘણાખરાં કીડાઓનાં વરગમાં મેલાઇ શકાયછે ઈઆ પાણીમાં તેઓ મલી આવેછે. તેઓનું માંથું તેઓના સરીરથી તદન જુદુ હોયછે. તેઓમાં બે આંખો દીશેછે, મોહોડું મસવાલું હોયછે અને વધારે ઈઆ ઓછું લાંબુ ઈઆ ટુંકું થઈ શકેછે. પણ તે મોહોડામાં દાંત દીશતા નથી. માથ

ના. પાછલા ભાગમાં સુંઈ હોતી નથી અને જેમ સરીર ઉપર રેશમી વાલ હોયછે તેમ માથાં ઉપર હોતા નથી. આ ચીતરમાં જે આલસોઆનાં આકારનું નાહાનું પરાણીછે તેને પરાણી વીધીઆમાં પુનીસ કરી કહેછે. એ જાનવરને ગુંચછીદાર સુંઇ હોયછે અને ઘર આગલ શીગડાંદાર જડબાં હોયછે. એના દરએક પગ સાથ બાલનાં જુંબખા લાગેલા હોયછે. માથાં ઉપર બે ઇંદરી હોયછે અને બે ગરદન ઉપર હોયછે. એ જાતનાં જાનવર એકથી ચાર ફીટ લાંબાં હોયછે, પેલાં સરપ જેવાં લાંબા જનાવરને સીરેતુલ કરી કહેછે અને એ બંનેનો તફાવત પાછેનાં ચીતર ઉપરથી માલુમ પડી આવેછે. એનાં માથાં આગલ ઇઆ આખાં શરીર ઉપર જુદે જુદે ઠેકાણે ઇંદરીઓ હોયછે કે જે વાતે એ પરાણી દમ લઇ શકેછે, એ ઇંદરીનાં આકાર વીચીતર હોયછે અને બાજે વખતે તેઓ રંગબેરંગી દીશેછે, એ જાતનાં જાનવરો દરીઆ કીનારાની રેતીમાં ઘણા મલી આવેછે પણ આપણી ખોલલી આંખે તેઓ દેખાતાં નથી. આ કેવી તાજુબી ઉપજાવનારી અને ધાસતી પેદા કરનારી બાબતછે કે જે પાણી આપણે પીવામાં લાવીએ છીએ તેમાં ઉપલી કીસમનાં તહરેવાર પરાણીઓનો જમાવછે અને તેઓ પાણી સાથ આપણાં પેટમાં જાયછે પણ કસી રીતની ઈજા કરી શકતાં નથી. ખરેખર એમાં ખોદાવંદનું મોટું દાહાપણછે અને તેની અપાર શકતીની ખરી પારખ થાયછે. તે ખાવીંદના ડાહાપણને અને તેની બેમુલ પેદાએસને જાહેરમાં ધરવા માણસનાં જેવા અજરાક મગજે એવાં હથીઆરો અને યંતરો સોધી કાહાડીઆંછે કે જેની મદદથી બારીકમાં બારીક ચીજ પણ મોટા આકારમાં આપણી નજરે પડેછે અને આપણને રમુજ સાથ ચાનાક આપેછે.

---

## બંદુકીઓ રૂઉ.

આપણા પેહેરવાના કપડાંમા આપણ પોતા સાથ હમેશ એક એવી વસતુ લઇ ફરીએ છઈએ કે જે નાશનું મોટું હથીઆર છે. વાંચનારી બાનુઓ અચરત થશે કે તેઓના નેટના તથા આગાબાનુના સદરા અને મલમલના ઝાંપાંખાંનામાં તેઓ એવી વસતુ લઇ ફરેછે કે, જો મુંબઇમા રૂશીઆન ઇઆ પરશીઆન ચડી આવેતો ફકત તેટલીજ વસતુથી દુશમનનો નાશ તથા દેશનો બચાવ કરવાને આપણી શકતી ઘણી વધી જાય. તે વસતુ રૂઉ છે. જે રૂ આપણે કપડાંમા પેહેરીએ છઈએ, જે રૂઉ આપણે દીવામા બાલીએ છઈએ, જે રૂઉનો નવો ઉપયોગ એ માલમ પડેઓ છે કે બંદુક, તોપ ઇઆ સુરંગ ફોડવામા દારૂગોલાની માફકજ એ રૂઉ કામ લાગી શકેછે, અને શું કોઈ દાહાડો એવો નહી આવે કે જેમ પુરાતન કારથેજની ઓરતોએ પોતાના બાલની તીર કમાન બનાવી હતી, તેમ આપણી બાનુઓ દુશમનના વાહાણો અથવા કીલાઓ ઉડાડી મેળવા સારૂં પોતાનો પોશાક અરપણ કરે ?

આ અની ઉપયોગી જીણસ રૂ બંદુક વગેરે ફોડવામા બારૂતની જગા લેવાનો કેમ દાવો કરી શકેછે, તે ટુંકમા હીઆં સમજવા માગીએ છઈએ. સને ૧૮૪૪ મા શોનબેન નામના એક જરમને એવી શોધ કીધી કે રૂઉને જો રશાયણ શાસ્ત્રની મદદથી ચોકસ રીતે પાકવયો હોયતો તે બારૂતની મીશાલે ફાટવાની શકતી ધરાવેછે. આ ગુણ માતર રૂઉમાજ નથી, પણ સણ, કાથો વગેરે સરવેમા છે, મગર રૂઉ એ કામને ઘણોજ લાએક માલમ પડેછે. એ રવેસે જે જીણસ બનાવામા આવી તેને "ગનકાટન" નું નામ આપીઉંછે અને તેને આપણ અતરે સગવડને ખાતર "બંદુકીઓ રૂઉ" એવું નામ આપીએ છઈએ. એ રૂઉના બનાવનારે એવી આશા રાખીછે કે એ જીણસ કોઈ દીને આજ ૫૦૦ વરસ થયાં વપરાતા આવેલા બારૂત ઇઆને બંદુકીઆ દારૂની જગા લેશે. એ આશા ખરી પડશે કે નહી તે આપણ કહી શકતા નથી, પણ આટલું ખરૂં છે કે ૫૦૦ વરસે બંદુકના દારૂમા જેટલો સુધારો થયોછે તે કરતાં છેલાં ૨૦ વરસમા બંદુકીઆ રૂઉની બનાવટમા ઘણો વધારે સુધારો માલમ પડેછે. ઇંગલંડમા એ જીણશ ઉપર ઘણો શક બનાવાથી તથા પેહેલી બારીમા બનેલા કેટલાક અકસમાતોથી તેના રોજગાર ઉપર જાજું ધેઆન અપાયું નથી, પણ આસટરીયાની સરકારેતો એ જીણસને તોપખાતાંના લશકરમા દાખલ કીધીછે અને બારનલયુક નામના એક આશટરીઅનેજ તેમા ઘણો સુધારો પણ કરયોછે.

એ નાશકારક રૂઉ આ પરમાણે બનાવવામા આવેછે. જે રૂઉને પાકવવો હોય, તે રૂઉ પેહેલાં ઘણી સારી જાતનો, કપાસીઆથી તદન સાફ અને છુટો, તથા ચીકાસ વગરનો લેવામા આવેછે. તાર બાદ તેને વણીને વજાણમા આસરે ૮ અંઉસના તેના પોહોરીઆં બનાવામા આવેછે. એ પોહોરીઆંને સાફ કરવા માટે થોડો વખત "કારબોનેટ આફ પોટાસા" નામના ખાર સાથ ઉકાલવામા આવેછે, જે પછે તેને એક ફરતા સાંચામા નાખીને ફેરવવામા આવેછે. આ સાંચો એક મીનીટમા ૫૦૦ થી ૬૦૦ આંટા ખાયછે, જેથી રૂઉ સઘળો સુકો થાયછે તથા ખારનું તમામ તતવ તેનાથી છુટું પડેછે. આટલું છતાંબી પાંણીના ચાલતા જહરામા તે રૂઉને ફરીથી ધોયછે, તથા પેહેલાં એજ સાંચામાં અને છેલે તડકામા તે રૂઉને પુરતો સુકવવામા આવેછે. તાર બાદ "નાઈટરીક" અને "સલફયુરીક આસીદ" નામના તેજાબોમા રૂઉને બોરી કાહાડેછે. એ તેજાબોમાથી નીકલતો ધુંવો ઘણો ધાસતી ભરેલો હોયછે, પણ તેમા કામ કરનારાં માણસો પવણની બાજુએ ઉભાં રેહવાથી અથવા તેજાબના પીપો અને તે માણસો વચે આડાં પાટીયાં રાખવાથી સઘળી ધાસતી મટી જાયછે. તાર બાદ તેજાબ સાથ પુરતી રીતે મળી જવા સારૂં તે રૂઉને તેવીજ હાલતમા ૪૮ કલાક સુધી બરનીઓમા ભરી રાખેછે, પણ તે તેજાબ ઘણી ગરમીથી સલગી નહી ઉઠે એટલા માટે હુનાલામા તે બરણીઓને પાંણીમા રાખેછે. ૪૮ કલાક પછે રૂઉને પાછો પેલા ફરતા સાંચામા નાખેછે, જે પછે લાકડાંની ચારણીઓમા મેલી તેને દોડતાં પાંણીમા તરણ અઠવાડીયાં સુધી રાખી મેલેછે અને એ રીતે ગનકાટન તઈઆર થાયછે.

આ હેવાલ ઉપરથી બંદુકના દારૂની બનાવટ કરતાં આ રૂઉની બનાવટ વધારે સુતરી માલમ પડેછે. તેની બનાવટમા કાંઇબી કામનો ભાગ ધાસતી ભરેલો હોય તારે રૂઉને પાણીમા રાખવાથી સઘળી ધાસતી દુર થઈ શકેછે, પણ બંદુકનો દારૂ

ભીણાસ ખમી શકતો નથી, તેને સુકોજ રાખવો પડેછે. ભારી સાંચા તથા મોટા રોલરોથી તેને બનાવતાં તેમા જરા ધુલ ઇઆ તેવી બીજી વસતુ દાખલ થતાં તે દારૂ ફાટેછે. ઈંગલંડમા પેહેલી બારીમા બંદુકીઓ રૂઉ બનાવાનું એક કારખાંનું ઉડી ગયું હતું, જેથી તેના માલેકોએ કારખાંનું બંધ કરી સઘળો રૂઉ ૧૮૪૭ ના જુલાઈ મહીનામા જમીન મધે દાટયો હતો. તે રૂઉને પાછળથી પાછો ખોધી કાહાડતાં તે એટલો ટકાઉ માલમ પડયો કે દાટવાથી પણ તે રૂઉ જાજો બગડયો નહી હતો. જેમ દાટવાથી એ રૂઉ બગડતો નથી, તેમજ ભીણાસથી પણ તે બગડતો નથી. બારૂત કરતાં એ રૂઉ બમનો ભીણાસ ચુસયા પછે બારૂત જારે વધારે ભાણાસ ચુસીને લાહી અથવા ખીર જેવો નકામો થાયછે તારે આ રૂઉ વધારે ભીણાસ નહી ચુસીને જેમનો તેમ રેહછે. ફોડવાના રૂઉની બીજી ખુબી એ છે કે તે રદ જતો નથી. તેને જેટલો સલગાવયો હોય તેટલો સઘળો હવાઈ ધુમાડાનો આકાર પકડેછે, પણ બંદુકનો દારૂ સઘળો એમ ધુમાડો થતો નથી, તેનો ઘણો ભાગ મટોડાં અને રાખના આકારમા બાકી રહી જાયછે. કેહછે કે ૧૦૦ રતલ બારૂતે ૫૦ થી ૬૦ રતલ રદ જાયછે ઇઆને ગોલાને ફેંકવામા માતર અરધો દારૂ ધુમાડો થઇને કામ લાગેછે અને તેથી જેટલો જોઇએ તે કરતાં બમનો દારૂ ભરવો પડેછે, પણ આ રૂઉ સઘળો હવાઈ આકાર પકડી ગોલો ફેંકવામા કામ લાગેછે. હજી એક વધારે ખુબી "ગનકાટન" ની જણાવવાની રહીછે. તે એછે કે જેમ થોડી જગામા તેને દાબયો હોય તેમ વધારે જોસથી તે ફાટેછે. એક વખતે પેટીમા બંધ કરેલા ૨૫ રતલ રૂઉથી એક મજબુત બાંધકામ ઉડી ગયું હતું, પણ તે કરતાં તરણ ઘણા વધારે રૂઉને છુટો સલગાવયાથી કસું થયું નહી હતું.

આ સઘળી ખુબીઓથી બંદુકીઓ રૂઉ બારૂતના કરતાં વધારે ફાયદા કરી આપેછે. પેહેલુંતો એકે તેથી કીફાએત થાયછે. ખપ જોગોજ રૂઉ વાપરી શકાયછે તથા રદ જવાના બદલામા વધારે રૂઉ મેળવો પડતો નથી. કેહેછે કે જેટલું કામ બારૂતથી બનેછે તેટલુંજ કામ તેના તરીજા ઇઆ ચોથા ભાગ જેટલા રૂઉથી બનેછે. બીજું એકે એ રૂઉ થોડી જગા રોકી શકેછે. ગજની અને દીલીહી શેહેરો ઉપરના ઘેરાની વખતે કીલામા રસતો કરવા સારૂં ભાગળ ઉરાડી મેળવાની જરૂર પડી, જેથી દુશમનના જબરદસત મારા વચે ઘણાક બાહાદુર સીપાહને ભાગળ આગળ દારૂ લઈ જઈને સલગાવવો પડયો હતો અને તેટલામા કીલલા મધે ભરાયલાઓથી તેઓને ઘણું ખમવું પડયું હતું. કેહેછે કે આ વખતે જો દારૂને બદલે રૂઉ વાપરયો હોતતો એક ઇઆ બે આદમી નહી જણાય તેમ જઈને કામ કરી આવયા હોત. વળી સલગાવા પછે રાખ ઇઆ કચરો આ રૂઉથી થતો નથી, તેથી ફોડવાના હથીઆરોને ફાયદો થાયછે. બારૂતથી તેઓ મેળાં થાયછે અને બગડેછે પણ આ રૂઉથી ૧૦૦ વખત ફોડવા છતાં તે બગડતો નથી. ઘણો ધુંમાડો નહી રેહવાથી ફોડતી વેળા ધુમાધાર અને ગોંદલ થતું પણ તેથી બચેછે. પાંણીમા નહી બગડવાથી જો ઘડીભર એક એ રૂઉથી લાધેલાં બારકસમા આગ લાગેતો આખાં બારકસને પાંણીએ ધોતાંબી રૂઉ ખરાબ થવાની ધાસતી રેહતી નથી.

આ સઘળી ખુબીઓ વચે બંદુકીઆ રૂઉની ખામીઓ બે છે. એકતો એ કે તે ખટાસ પકડેછે અને કોઈવાર પોતે સલગી ઉડવાની ધાસતી રેહછે, અને બીજું એકે ફુટેછે તારે તેને કેટલાં જોસથી ફોડવો તે મુકરર કરી શકાતું નથી, પણ યુરોપીઅન વીદીઆની આગળ એ બે ખામીઓ સેહેજમા દુર થશે અને આપણ આશા રાખીશું કે હાલ "રૂઉ રાજા" માતર વેપારમા રાજાને નામે ઓળખાયછે, પણ એક દાહાડે તે ખરેખરાં રાજપાટનો રાજા તથા મોટામાં મોટાં લશકરોનો રાજા થઈ પડશે.

---

## બાહદૂર સ્ત્રી ગરેસ ડાર્લિંગ.




(દોહરા.)

ડાહી બ્હેનો સૂણજો, દરસાવૂં હૂં સાર;
એક તમારી બ્હેનિના, વિર રસનો ચીતાર. ૧.
(તે) કેવાં પરઉપકાર ને, હિંમતના કરિ કાજ;
અંજાણી થઇ જાણિતી, અંગ્રેજી જયાં રાજ. ૨.
અઢાર સો અડત્રીસના, નવમે માસે જાણ;
"હલ્લ"* થઇ "ડંડી" જતૂં, "ફોર્ફાર્થીયર"† વ્હાણ. ૩.
"નોર્થમબરલેંડ" આવતાં, સિહા રાતને વજ્ર;
કૂકયો એકાએક ત્હાં, પવન તુફાંની સજ્ર. ૪.
મોજા લાગા ઉછળવા, જેમ જમિનના પ્હાડ;
ખલાસિ ને ઉતારુના, દેખી ધ્રૂજ્યાં હાડ. ૫.
વળિ વાદળ ગગડાટ ને, વીજતણો નહિં થાગ;
એવાં સંકટ ભારિમાં, બચવાનો શું લાગ ? ૬.

---

* "હલ્લ" તથા "ડંડી" એ બંધે બંદરોના નામછે.
† વાહાણનું નામ.

કલજુગનો આરંભ થયોછે કે નહી ? તારે તેને હાથ જોડી
ને કહીયું, માહારાજ કલીકાલ ચાલુ થએલોછે, કેમકે
સંસારમા જુઠાંણુ વધીયુંછે અને સત ઘટીયુંછે. લોકો
મોહાં ઉપર મીઠી મીઠી વાતો કરેછે અને પેટમાં કપટ રાખે
છે. ધરમ જાતો રહ્યો અને પાપ વધીઉં. પરથવી ફલ
ફુંમ દેવા લાગી, રાજા જુલંમ કરવા લાગા, બરાંહમણ લા
લચુ થયા, સ્ત્રીઓએ લાજ છોડી દીધી. છોકરો બાપની
આગના નથી માનતો, ભાઇ ભાઇનો એતબાર નથી કરતો,
મીતરોથી મીતરાઇ જાતી રહી, ખાવંદોમાંથી વફાઇ ઉડી
ગઇ, સેવકોએ સેવા છોડી દીધી અને જેટલી નાલાએક વા
તો હતી તે સરવે નજર પડેછે.

જારે રાજાને એ સરવે કહી સંભલાવીયું તારે રાજા
ઉઠી મેહુલમાં ગયો અને હરીદાસ પોતાના મુકામ ઉપર આ
વી બેઠો, તેવામા એક બરાહમણ તેની પાસ આવી કેહ
વા લાગો કે હું તારી પાસે કાંઇ માંગવા આવીયોછું. હ
રીદાસે કહીયું માંગ શું માંગેછે ? તેને કહીયું તારી બેટી
મને આપ. હરીદાસે કહીયું કે જેનામા સંઘલા ગુણો હ
શે તેને આપશ. બરામણ બોલીઓ કે હું સરવે વીદીયા
જાણુછું. તારે તેને કહીયું કાંઇબી તારી વીદીયા મને દે
ખલાવ કે હું જાંણુ કે તુને વીદીયા આવડેછે. તારે તે
બરામણે કહીયું કે મેં એક ગાડી બનાવીછે તેમા એવી ક
રામતછે કે જાહાં જાવાનો ઇરાદો કરીએ તાંહાં તે એક પ
લકારામા લઇ જઇ પોહોચાડે. હરીદાસે કહીયું કે તે ગા
ડીને સવારના મારી પાસ લઇ આવજો.

બીજે દીને સવારમા ગાડી લઇને બરામણ આવી
ઓ પછી બંધો જણા ગાડીપર સવાર થાઇ ઉજજેન નગ
રીમાં આવી પોહોતા. પણ હુંઇઆંતો તેઓને આવીઆ
અગાઉ એવું બનીઉં કે કોઇ બીજા બરામણના છોકરાએ
હરીદાસના વડા છોકરાને આવી કહીયું હતું કે તું તારી
બેહેન મને આપ અને તેનેબી એમજ જવાબ દીધો હતો
કે જે કોઇ સરવે વીદીયા જાણતો હશે તેને આપશ. અ
ને તે બરામણના છોકરાએબી કહીયું હતું કે હું સરવે ગ
નાન વીદીયા જાંણુછું. એ સાંભલવાથી તેને કહીયું હ
તું કે તારે એ ઓરત તુને મલશે. વલી એક તીજા બરા
મણના પુતરે પેલી છોકરીની માને કહું હતું કે તું તારી
બેટી મને આપ. તેનેબી એવોજ જવાબ દીધો હતો કે
જે કોઇ સઘલી વીદયા જાંણતો હશે તેને મારી દીકરી આ
પશ. તે બરામણના છોકરાએબી કહીયુ હતું કે હું સં
મપુરણ શાસ્ત્ર વીદયા જાંણુછું અને શાધ ઉપર તીર મારૂં
છું. એ શાંભલી તેનેબી કબુલત આપી હતી કે છોકરી
તને આપશ.

એવી રીતે તરણો વરો આવીને એકઠા થાયા. હરી
દાસ પોતાના મનમા ચીનતા કરવા લાગો કે એક બાયડી
અને તરણ વર તો એમાથી કોણને આપું અને કોણને
નહી. એવામા રાતના એક રાખશ આવીને પેલી છોક
રીને ઉડાવી વીંધીઆચલ પરવત ઉપર લઇ ગયો. કેવાત
છે કે કાઇબી ચીજનું જાદાપણું સારૂ નથી. સીતા સુંદ
રી અતી રૂપાલી હતી તો રાવણ તેને ચોરી ગયો. રાજા
બલીએ અતીસ દાન દીધુ તો દલદરી થયો. રાવણે અતીસે
ગરવ કીધાથી પોતાના કુલનો ભોગ કીધો.

જારે સવાર પડી અને ઘરમાના સરવે લોકોએ છોક
રીને નહી જોઇ તારે તરેહવાર ચીનતા કરવા લાગા. એ
વાત પેલા તરણડે વરોએ સાંભલીને તાંહાં આવીઆ,
ઓમાં એક જે ગનીઆની હતો તેને હરીદાસે પુછીયું કે
તુ બતાવ કે કનીઆ કાંહાં ગઇ ? તેને વીચાર કરીને ક
હીઉં કે તમારી છોકરીને રાખશે પરવતમાં લઇ જાઇને ર
ખીછે. તેવામા બીજો બોલીઓ કે રાખશને મારીને હું
તેને લઇ આવશ. પછી તરીજો બોલીઓ મારી ગાડીપર
સવાર થઇ જાઓ અને તેને લઇ આવો. એ સાંભલતાંજ
તે જટ તેની ગાડીપર સવાર થઇ તાંહાં પોહોચી પેલા દેવ
ને મારી તરત છોકરીને લઇ પાછો આવીઓ. હવે તરણે
જણા પોતપોતામા લડવા લાગા અને દરએક તેનો દાવો ક
રવા લાગો તારે તેના બાપે મનમા ચીંનતા કરીને કહીઉં
કે સઘલાઓએ એહસાંનતો એકસરખું કીધુંછે. હવે એ
છોકરી કોણને આપું ને કોણને નહી.

આટલી વાત રાજા વીકરમજીતને કહીને વેતાલ બો
લીઓ કે અએ રાજા વીકરમ, એ તરણડોમાંથી તે છોક
રી કોણની સ્ત્રી થઇ ? રાજા બોલીઓ તે ઓરત તેની થઇ કે
જે રાખશને મારી લઇ આવીઓ. વેતાલ બોલીઓ સઘ
લાઓનો તો ગુણ બરાબરછે, તારે કેવી રીતે તે એની
ઓરત થઇ. રાજાએ કહીઉં કે એ બંધોએ એહસાન કી
ધું તેના બદલામા તેઓને સવાબ થયો અને જે લડીને તે
ને લાવીઓછે તેનેજ તે ઓરત ઘટેછે.

---

## ઘરનો ગવરનર.

### અંક ૭ મો.

### રાંધણીનો પરચુટણ સામાણ.

બાટલીઓંમા કેટલીકવાર ભરેલો પદારથ બાહાર ચો
લાઇને બાટલી ખરાબ કરેછે, અને-તે બાટલી ધરતાં હાથ
ખરાબ થાયછે, તેમજ વલી કોઇવાર બાટલાને હાથ લાગા
થી તેમા ભરેલો પદારથ હાથની ગરમીથી ગરમ થઇ આવે
છે, તેટલા માટે એક કલા કરવામાં આવેલીછે, કે જેથી
બાટલીઓને હાથ લગાડવો પડતો નથી. એક નાહાનું વ
લું કરવામા આવેછે, જે બાટલીનાં દોકાંની આસપાશ બે
સી શકાયછે અને તે વલાંને દુધના વાસણ ઇઆ કીટલી
ના જેવો ગોલ હાથો કરેલોછે, તે હાથો હાથમા જાલવાથી
બાટલી વલાંમા બોસાઇ રેહછે અને પછે તેમાંનો પદારથ
કીટલીનો મીશાલે નામવામાં આવેછે.

ગોસતના નાહના ટુકડાઓ "રોસટ" કરવા માટે
"બાટલજાક" નામનું વાસણ નહી પણ હથીઆર બનાવે
લું હોયછે, તે ઘણું હીકમતી અને સગવડ ભરલુંછે. વ
જન તોલવાના કમાનના જે વેલાતી લાંબાં તરાજવાં આવે
છે, અને જેને ઉપરના હુકે ધરી ઇઆ લટકાવી નીચેના
હુક સાથ તોલવાનો વજણ બાંધવામા આવેછે તેને મલતો
આકાર એ "બાટલજાક" નો હોયછે. તેમાં એક ગોલ ન
લાની અંદર કમાન હોયછે, તે કમાન સાથ નીચે હુક ન

ડેલો હોયછે અને તે હુકમાં ગોસતને ભેરવીને એ આખાં હથીઆરને ભઠીની ઉપર લટકતું રાખેછે, જેમ ગોસત રો[illegible]યછે તેમ તેના વધતા ઓછા વજન મુજબ તે કમા[illegible]પે નીચે ઉતરતું જાયછે. આ હથીઆરને ભાગ [illegible]ંભાલીને ઉંચું રાખવું જોઈએ તથા તેને થોડા દી[illegible]અંતરે તેલ ચોપડવું જોઈએ.

રોટીને ખમણીને તેના સઘલા પોપરા છોલી કાહાડવાની પુંડીંગ તથા બીજાં કેટલાંક પકવાનોમા જરૂર પડેછે. એ કામ સવલ કરવા માટે "બરેડ ગરેટર" ઇઆને રોટીની ખમણી જુદી બનાવેલી હોયછે. એ એક વાસણના આકારનીછે. તે વાસણ પીનરાં જેવું લાંબુ ને ઉચું હોય છે તથા તેની આસપાસ પોપરા ઝીહીલવાની કુંદીઓ કરેલી હોયછે. એ વાસણની બાહેરની સપાટી ઘણી ખબરાયલી હોયછે, તથા તેમાં આંધરાં પાડેલાં હોયછે જે ઉપર રોટીને ઘસડવાથી તેના સઘલા પોપરા ખરી પડીને કુંદીમા એકઠા થાયછે.

ઘરોની અંદર જાહાડુ અને બુતારા ઘણો હલકો તથા સાધારણ સામાન ગણાયછે, પણ તેમાબી સુધરેલા દેશો એ ઘણો સુધારો કીધેલોછે. જેવી જગાપર જાહાડુ ફરવાની હોય તેને બરની વસતુની તે બનાવામા આવેછે. જેમકે ગાલીચાની જાહાડુ એક જાતના સફેદ ઘાસની બનાવેલી હોયછે; નાહના ઓરડા સાફ કરવાની જાહાડુ ડુકરના બાલના પીસતાંઓની બનાવામાં આવેછે; આરસીઓ, ચીતરો વગેરે નાજુક ચીજો ઉપર ફરતી જાહાડુ પીછની બનાવામાં આવેછે. કેટલેક ઠેકાંણે સફાઈને માટે ઘડીએ ઘડી જાહાડુ ફેરવવી પડેછે અને તેથી તે જાહડુને તાંહાં રાખી મેલવી પડેછે. તેમ કરતાં જો તે જગાપર લોકોની આવજાવ હોય તો તે ખરાબ દીસેછે. એ ઉપરથી એક જાહાડુ એવી બનાવામાં આવીછે કે જેનો લાકડાંનો દાંડો દુરબીનની મીશાલે એકમા બીજો સેરવી શકાયછે અને જાહાડુનાં પીસતાં પણ જે દાબડાને જડેલાં હોય તે દાંબડામાં ખેંચાઈ રેહછે, જે પછે તે જાહાડુનો આકારજ તદન બદલાઈ જાયછે.

"ચીસરોસટર" નામનું વાસણ પનીર ભુંજવા માટે બનાવેલુંછે, કે જે અતીઘણી સગવડ કરી આપેછે. વેલાતી પનીરની ઘણી અછી "ટોસટ" વગર વખત ખોહોવે તરત અને સુતરી એ વાસણમાં થઈ શકેછે. એ એક પાતલા દાબડા જેવું લોહડાંનું વાસણછે, જેના ઉપર ધાંકણ કરેલું હોયછે તથા તેની પાછલી બાજુએથી તેને ધરવાનો હાથો હોયછે, આ વાસણમાં પનીર મુકીને આતસપર થોડો વાર ધરી રાખવાથી પનીર "ટોસટ" થઈ રેહછે.

એજ પરમાણે "કાફી રોસટર" પણ કાફી ભુંજવા માટે એક ઘણું અગતનું ઓજાર છે. એ સાંચો લોટાંનો બનેલોછે, અને એક પેટી તથા તેની ઉપર ગોલ નલા જેવો લાગેછે. એ સાંચાની તલેની પેટીમાં કોલસો નાખીને આગ સલગાવેછે તથા ઉપરના નલાનું ધાંકણું ઉંઘાડતાં તેમાં એક બીજો નલો મુકેલો દેખાયછે. તે અંદરનો નલો અડધો કાફીથી ભરેછે, અને એક હાથાની મારફતે તલેના આતસ ઉપર તે નલાને ફેરવવામાં આવેછે. જારે કાફી ગરમ થઈ રેહછે તથા તેમાથી મઘમવાસ નીકલવા માંડેછે તારે તે નલાને વધારે જોસથી ફેરવવામાં આવેછે. આ સાંચામા કાફી ભુંજવાથી તેનો ખવાશ ઘણો સારો જલવાઈ રેહછે.

"કાફી પાટ" માં "ટીપાટ" ની મીશાલે ઘણો સુધારો કરવામાં આવયોછે. "પરકોલેટર" અને "કેફેટીઅર" નામના વાસણો કાફી કરવા માટે બનાવયાંછે, તે પાંણી ગાલવાના જે ફીલટરો આવેછે તેના સરખાં બનાવેલાં હોયછે. તેમા એક ઉપર અને બીજું હેઠે એમ બે વાસણો હોયછે. ઉપરનાં વાસણમાં તેના કદ પરમાંણે કાફી એક સરખી સપાટી ઉપર નાખીને તેને દાબેછે, તથા પછે તેને નીચવતાં ધાંકણાથી ધાંકી તેની આસપાસ ઉકલતું પાંણી રેડવામાં આવેછે. એમ કરતાં કરતાં કાફી ગલાઈને બીજાં વાસણમાં તઈઆર બનેલી એકઠી થાયછે. "આ વાસણમા કાફી, પાંણી સઉ ચોકસ માપ પરમાણેજ લેવાં પડેછે."

"હાટ કલોસેટ" નામનું એક ઉપયોગી વાસણ ખાનાને ગરમાગરમ રાખવામાં ઘણુંજ કામ લાગેછે. તે ઘણું કરીને લોહડાંનું બનાવેલું હોયછે. તેનો આકાર કબટના જેવોછે, અને તેની અંદર ખાનાની રકાબીઓ મેળવા માટે ફરકાંઓ કરેલાં હોયછે. એ કબટની અંદર રાખેલું ખાનું વાપરવામા લેય તાંહાંવેર ગરમ રેહછે. તે ગરમીને માટે કબટની આસપાસ બે પડ હોયછે, જે પડની વચે નલીની મારફતે બાફ પોંહોંચાડવામા આવેછે, તથા તે બાફ કરતાં થંડો પડીને તેનું જે પાંણી બને, તેને કાહાડી નાખવા માટે કબટની નીચે કાક કરેલો હોયછે. આ કબટ કોઈવાર વેલાતી ચુહુલાઓપર રાખી મેળેછે અને કોઈવાર બાઈલરનો બાફ પોંહોંચાડવાની નલી સાથ જોડીને તેને જુદી પણ રાખેછે.

એજ પરમાંણે રકાબીઓને ગરમ રાખવા માટે એક બીજી કબટ બનાવેલી હોયછે, જેને "પલેટ વારમર" કેહેછે. તે કબટ ઘણું કરીને લાકડાંની હોયછે તથા અંદર પતરાંનું અસતર કરેલું હોયછે. તે કબટને ચાર પઈઆ ઉપર રાખેછે તથા તેને ચુહુલા આગલ મેલવાથી તે મધે મેળેલી રકાબીઓ ગરમને ગરમ રેહછે.

તરકારી, મેવો, ભાજી પાલો વગેરે ખોરાકીને પકાવા અગાઉ ધોઈ કાહાડવા માટે "વેજીટેબલ વાશર" નામની એક અછી કલા કરવામાં આવીછે. ચાર પઈઆની ઉપર એક લાકડું ઉભું કરવામાં આવેછે, જેના મથાલાંમાંથી એક આડું લાકડું બાહાર કાહાડવામાં આવેછે. તે લાકડાંને બીજે છેડે દોરી વડે એક ટોપલી બાંધેછે તથા તે ટોપલી જમીન ઉપર એક પાંણીના ટબમા મોકેલી હોયછે. જે ચીજને ધોવી હોય તે ચીજને પેલી ટોપલીમા મેળેછે અને પછે થાંભલાને બીજે છેડે જાંહાં લાકડી ખોસીછે તાંહાંથી એક બીજી દોરી ખેંચેછે, તારે તે આડી લાકડી ઉપર નીચે થાયછે અને તેથી કરીને તેની સાથ બાંધેલી ટોપલી પણ પાંણીના ટબમાં ઉંચકાયછે તથા પડેછે અને તે ટોપલીમા મેળેલી ભાજી તરકારી અછી રીતે ધોવાઈ રેહછે. કેહેછે કે ભાજી પાલા સાથ જે કચરો અને જીનાં જનાવરો હોયછે તે ધોઈ કાહાડવાનો સઉથી સરસ ઉપાય એજછે.

## ચોરી કરવાનું ઘેલાપણું.

ડાકટર ગોલ એવું કેહેછે કે તેણે બંદીખાનામાં એક બંધવાને જોયો હતો કે જેને વારંમવાર માર વખત પોતાના ઘરને આગ લગાડી હતી અને તે આગ લગાડીઆ પછી બુજવી નાખવાની કોશેસ પોતેજ કરતો હતો. એજ ડાકટર એવું કેહેછે કે, સવીડનના પેહેલા રાજાને નજીવી ચીજ ચોરી કરવાની ટેવ હતી. એક જરમન વીસે એવુ કેહેછે કે તે વારંમવાર નાહાની ચોરી કરતો હતો. અને એક બીજાને વાસતેતો એવું કેહેછે કે તેને ચોરી કરવાની ખાએશ થયા કરતી હતી તેથી તો રીજમીટમાં પોતાનું નામ નોધાવીઉં કે તાંહાંની શખત શીક્શાની ધાસતીથી ચોરી કરવા ગમે નહી પણ તાંહાંબી પોતાની આગલી ચાલનો ભોગ થયો અને એક વખત ફાંસી જતો જતો બચી ગયો. તારપછી તે ભગત થયો અને મઠમા જઈને રહયો કે તાંહાં ચોરી કરવાનું મલે નહી, પણ તાંહાંબી તેને આગલીજ ખાએશ થઈ અને પોતાથી લઈ જવાએ એવી દરએક ચીજ પોતાના ભોએરામાં લઈ ગયો. એજ ડાકટર, વાએનાના એક રેહેવાસી વીસે એવું જણાવે છે કે તેને ચોરી કરવાની ટેવ હતી તેથી તેને એક ઘેર ભાડે લીધું હતું, તેમા પોતે ચોરેલી દરએક ચીજ મેલતો હતો અને જાહારે તે ઘર ભરાતું હતું તારે વેચી નાખતો હતો. તે ઘર સંનસારની ચાજોનીજ ચોરી કરતો હતો. લીડનના એક જાણીતા ડાકટરની બઈરી વીસે એવું કેહેછે કે કાંઈ પણ ચીજ ચોરી નહી કરવાની મતલબ વગર કોઈબી દુકાનમાં ખરીદ કરવા જતી ન હતી, અને ફરાનકફોરટમાં રેહેનારી એક કાઉનટેસની પણ એવીજ ચાલ હતી. એક બીજી લેડી, કે જેને ઉધારવામાં અને શીખવવામાં કાંઈ પણ કસુર કરવામાં આવી ન હતી અને તેની પાસે સારા પઈસા હતા તોપણ તેને નાહાની ચોરી કરવાની ટેવ હતી. એક ડાકટર વીસે સાંભલીયું હસે કે તેની ઓરતને દર સાંહાંજે તેનાં ગજવાં તપાસવાં પડતાં હતાં કે કોઈ ઘરાકને તાંહાંથી કાંઈ ચોરીયું હોય તો તેને ઘર પાછું મોકલી આપે. તે પોતાની ફીની સાથે કાંઈનું કાંઈ લાવતો હતો. મેરીટઝ એવું કેહેછે કે એક બંધવો, જેને ડોડા વખતમાં ફાંસી દેવામાં આવનાર હતો, તેને પોતાના પાદરીની તપકીરની એક દાબડી ચોરી હતી. ડાકટર બરનર, જે બેવેરીઆના રાજાનો એક વઈદ હતો તે એક માનસ વીસે એવું કેહેછે કે તેના બાપે તેને સારી કેળવની આપી હતી તથા પઈશા ટકા પણ આપીઆ હતા તોપણ તે ચોરી કરતો હતો. તેના બાપે તેને રીજમીટમાં મોકલીઓ કે જાંહાં ચોરી કરવાના વાંકસર તેને ફાંસી દેવામાં આવયો હતો. એક વીદવાન અને વખણાએલા માણસનો છોકરો, કે જે પોતે પણ હુસીઆર અને શારો મંડલીમાં ફરતો હતો તેને પણ આવી બુરી ટેવ હતી, અને આ વતરોગે ઘણાએક માણસોના હું દાખલા આપી શકું કે જેવો આવા ઘેલાપણાથીજ આવું નીચ કામ કરતા હતા. તેઓની મતલબ ચોરી કરવાની નહી હતી, પણ આંધલી ખાએશને આધીન થઈ તેઓ આવું કામ કરતા હતા. (ડાકટર ઈલીઅટસન.)

---

## પરચુટણ બાબતો.

**પોતે સરસ—બીજાં નરસ**—જેમ છાકટા માનસ પોતે સાવધ છે એવું સમજેછે, તેજ પરમાણે જુવાનીઆઓ પોતે ડાહાયાછે એમ સમજેછે.

---

**બચું**—એક બચાં વીસે બોલતાં, હાલ તે કેવું છે વીસે આપણે બોલતા નથી પણ આગળ ચાલતાં આપણે ના વીસે કેવી આશા રાખીએછે તે વીસે બોલીએછે.

---

**હાજર જવાબી**—એક વખતે વરસાદ ઘણો આવતો હતો તે વખતે એક છોકરો નીશાળમાં મોડો ગયો, થી તેના માસતરે પુછયું "કેમ છોકરા આજે તું મોડો આયો" છોકરાએ જવાબ દીધો "સાહેબ હું શું કરૂં, રસ્તો એટલો કાદવથી ભરેલો અને ચીકણોછે કે એક ડગળું આગલ ચાલું કે બે ડગલાં પછવાડે સરી જાઉં" માસતર બોલ્યા "તારે તું હંઆં કેમ આવી શકયો" છોકરો ઘભરાઈ ગયો કે જવાબ શું દેઉ, પણ પછી હીમત ધરી બોલીયો "વોની સાહેબ હું ફરી જઈને પાછલે પગે ચાલી હીઆં આયો."

---

**મરદો વીસે એક ઓરતના વીચાર**—એક ઓરતને પુછીયું કે "વીસ વરસની ઉમરના મરદ વીસે તમો શું વીચારછે?" તેણીએ જવાબ આપીયો કે "તે ચંમેલીના ફુલનો એક તોરોછે."

"અને તરીસ વરસના વીસે?"
"તે પાકેલો અને સવાદદાર મેવોછે."
"અને ચાલીસ વરસના વીસે?"
"તે છોકરા અને છોકરીઓનો બાપછે."
"અને પચાસ વરસના વીસે?"
"તે એક વાહેજ કરનારછે."
"અને સાહાઠ વરસના વીસે?"
"તે કંઈ નહી પણ રડેવા અને હોંસવાને લાએકછે."

---

**સોનાંને મુલની કેહેવતો**—જેમ લાકડું કઠણ, તેમ તેનાપર પાલીસ વધારે જોઈએ.

એક માણસ કુવો જોઈને રહેછે અને બીજો આસાંરહી વીચાર કરી તેમાં બુમખો મુકેછે.

બંદગી અને ખોરાક કોઈ પણ માણસની મુસાફરીમાં હરકત નાખતો નથી.

અનમાએશ અને ચતુરાઈ સરવેથી સરસ ભવીશ કેહેનારછે.

ખોટી કીરતી એક ફુલછે કે જેની ઉપર કધી પણ મોવો આવતો નથી.

તમારા દોસતો જે તમને કહી શકતા નથી તે તમારી આરસી તમને કહી શકશે.

---

**દરરોજ થતી બેવકુફાઈ**—ગરીબાઈનું બાહાનુ કાહાડી નાણા ઉછીના લેવાં. એક દારૂવારાને પુછવું કે કીઓ દારૂ સારોછે. જુગારમા નાણા ગુંમાવવા અને પછી જીજાન ખોઈ દેવો. છાકટા થવું અને પછી બીજે દાહાડે

માથુ દુખવાની ફરીઆદ કરવી. જારે થાક ચઢી હોય અને ઉંઘ આવતી હોય તારે શુવા નહી જવું, કારણ કે તે સુવાનો વખત નથી. એક પસંદ પડતી ચીજ સસતી ધારવી કારણ કે તેની કીમત આપણને હમેસાં સસતી લાગેછે.

**એક કીમતી "લેનસ"**—ઈંગલંડના નામીચા "આપટીશીઅન" ઇઆને રોશની એકઠી કરવાના કાચ બનાવનારાઓએ ૨૦૦૦ રૂપીઆની કીમતનો એક "લેનસ" ઇઆને તસવીર પાડવાનો કાચ બનાવયોછે જેથી માણસના આખા કદ જેવડી તસવીર માતર સેજ વખતમાં લેવાયછે. ૧૦×૧૨ ઈંચનાં ફોટોગરાફ ૧૦ સેકંડમા લેવાયછે તથા ૧૫ થી ૨૦ આદમીનું "ગરૂપ," દરએકનો ચેહેરો ૦॥ રૂપીઆ જેવડો લેતાંબી તથા આખા ફોટોગરાફનું કદ ૨૪×૨૪ ઈંચ રાખતાંબી તે "ગરૂપ" ૧૦ સેકંડમાં લેવાયછે.

**સેરનો સવાસેર**—બે ખલાસીઓ પોતાની મુસાફરીમાં જે અજાએબ બનાવો બનીઆ તેની વાતો કરતા હતા. તેમાંથી એક જણ બોલીઓ કે "હું તો એવી ગરમી વાલા દેશમાં ગયો છું કે જાંહાં અમારી ચાહેનું પાણી મુકવાને આતશની ગરજ પડતી હતી નહીં અને સરવે ચીજ તુતક ઉપર જે તડકું પડતું હતુ તેની ગરમીમાં રાંધતા હતા." બીજો બોલયો, "આવી ગરમી વાલા દેશમાં હું તો ગયો નથી પણ ઠંડી વાળા દેશમાં ગયોછું કે જાંહાં અમારા મોહોડાંમાંથી નીકલતા શબદો બંનધાઈ જતા હતા અને તેથી સામો ધણી શું બોલેછે તે સમજી શકતા ન હતા. પણ જારે જરા ગરમી વાળા દેશ તરફ આયા તારે શું વાત કેઉં, અમારા શબદો જે બનધાઈ ગયા હતા તેઓએ પીગલી જઈ એક મોહોટા ગગડાટની ચીસાલે શોહોર કરી નાખીયો અને તે શબદો એક બીજા સાથે એવાતો ગુચવાઇ ગયા કે અમુનેતો શમજબી નહી પડી."

**બરેઝીલના સરપો**—બરેઝીલ દેશમાં એક જાતનો જેહેરી સરપ મળી આવેછે, જેને વીસે એવું કેહેવાયછે કે તે આતશને પોતાનો મોટો દુશમન ગણેછે. જંગલો સાફ કરવા માટે જારે જંગલમાં આગ લગાડવામાં આવેછે તારે આ સઘલા સરપો નીકલી આવી તે આતસમાં ધસી જાયછે તથા પોતે અડધા લુંજાવા છતાં પોતાની પુછડી વડે સઘલા આતશને વીખરીને બુજવી નાખેછે. જો કોઈ માણસ રાતને વખતે મસાલ લઇ ચાલેછે તો આ સરપો તેની આસપાસ ફરતા ફરેછે અને તે હાથમાંથી મશાલ નાખી નહી દીએ તાંહાંસુધી તેને પુછડી વડે જપેટાઓ લગાવેછે. મસાલ હાથમાંથી મુકી દેતાંજ સરપ તે મસાલની આસપાસ વીટલાઈ જાયછે તથા તેને બુજવી નાખેછે.

**માછલી પકડનારાં ચીનાઈ પખશીઓ**—ચીનાઇ સમુદરોમા માછલી પકડવાના કાંમ ઉપર પખશીઓ રાખવામાં આવેછે. તે પખશીઓને એ કાંમ સારૂં કેળવેલાં હોયછે. તે પખશીઓ મોટાં અને ખાધરાં હોયછે. દરએક માછી તેમાનાં ચાર પાંચને પોતાની સાથે રાખેછે, જેઓ કોઈવાર પોતાના કદ કરતાં અડધાં કદની માછલીને ઉપર ખેંચી લાવેછે. ખેંચી લાવતાં વાર માછલી ગલી જવાની તેઓની ધારણા હોયછે, પણ તેમનાં ધણી તેમને ફાવવા દેતા નથી. તે પખશીઓની ગરદનને દોરી બાંધીને ચીપટાવી મેળવામાં આવેછે, કે જેથી તેઓ પોતાના શેકારને ગલી શકે નહી.

**શીખવામાં મોડું હોયજ નહી**—જારેબી શીખવા બેઠા હોય, ગમે તે ઉમર હોય, તોપણ એ કામ એવુંછે કે કોઈ ઠપકો આપીને એમ નહી કહી શકે કે તમે મોડા બેઠા છો. સાકરેટસ જેવો ફીલસુફ છેક ઘડપણમાં વાજીંતરો વગાડતાં શીખયો હતો. વખનાયશો કેટો ૮૦ વરસની ઉમરે ઈટાલીની ભાશા શીખવા બેઠો હતો. પલુટાર્કે જારે લાટીન શીખવા માંડી તારે તેની ઉમર ૭૦ અને ૮૦ વરશની વચે હતી. સર હેનરી સપેલમેન મોટો વીદવાન થઈ ગયોછે, પણ ૫૦ વરશની ઉમર પછે તેને એલમોનો શોખ થયો હતો. નામાકીત ડાકટર જાંનસન પોતાના મોહોતની થોડાંજ વરશ અગાઉ ડચ લોકોની ભાશા શીખવા લાગો તથા ફરાંકલીન ૫૦ વરશનો થયો તાંહાંસુધી ફીલસુફીનાં અભીઆસમા પડયો નહી હતો.

**ગોલાબના ફુલ**—ગુલે ગોલાબ કોણને નાપસંદ હશે? ઇરાનીઓ અને બીજા એશીયાટીકો ગોલાબના ઘણા શોકીન કેહેવાયછે, પણ હેઠલ ટાંકેલા બેઆન વીશે શું ધારશો? આગલા વખતમા યુરોપમા ખાનાની ટેબલ ઉપર ખુશબોને માટે ગોલાબનાં ફુલોને હીલવયા કરતા હતા. એક હીકમતથી ખાંનું ખાતી વખતે ફુલો ઉપરથી પહરોણાઓપર પડતાં હતાં. રોમના એક શાનશાહે પોતાના પહરોણાપર એ રસ્તે એટલાં બધાં ફુલનો અથાગ વરસાદ વરશાવયો હતો કે કેટલાક પહરોણાઓ તેમા દટાઇને ગુંગલાઇ ગયા હતા. કલેઓપાટરા રાંણીએ જીઆફત આપી તે વેળાએ ભારી ખરચ કરીને તેણીએ ગાડે ગાડે ગોલાબ મંગાવયો તથા દીવાનખાંનાંઓની જમીન ઉપર તે ગોલાબનું બે કયુબીટ જાડું પડ કરી તે ઉપર સુમારી સાદરી બીછાવી કે પહરાણાઓને ચાલતી વખતે નરમ આચકા લાગે.

**કાફી**—યુરોપમા કાફી પેહેલ વેહલી આ પરમાંણે દાખલ થઈ. ૧૭૧૦ માં વલંદા (ડચ) લોકોએ હીંદુસતાન તરફના પોતાના મુલકમાંથી કાફીનું એક જાહાડ મોકલયું જે હાલંડ દેશમાં આમસટરડામ ખાતે રોપવામાં આવયું, તાંહાંથી એક કલમ કાપીને પારીસમાં ૧૪ માં લુઇપર મોકલવાને સરકારી બાગમાં રોપવામાં આવી. આ જાહાડ ઘણું અછું ઉગયું, પણ તેમાંથી બીજી કલમો અમેરીકામાં માર્ટીનીક તરફ મોકલતાં મરી ગઈ. ૧૭૨૦ માં પારીસથી તરણ બીજા રોપા લઈ જતાં બે મરણ પામયા. જે વાંહાંણ મધે તે રોપા લઈ જવામા આવયા તે વાંહાંણની ખોરાકી ઘટી ગઈ અને પાંણીનો માતર થોડોજ જથો દરરોજ આપવામાં આવયો, તોબી કપતાંને જેમ આદમીઓને કરકસરથી પાંણી વેહેંચી આપયું તે મધે આ છોડવાનો દાવો તે ભુલયો નહી. એ રીતે મોટી મેહેનતથી તે છોડવાને માર

ટીજાક લઈ જવામાં આવપો, અને અમેરીકામાં હાલ જે હ જારો કાફીના ખેતરો બનયાં તે આ એક જાહાડની જણેલી ઓલાદછે.

---

જેલી—જેલીનો ખોરાક સવાદદારછે, પણ પોશણદાર નથી. "જીલેટીન" નામની જે પોશણ આપનારૂં તતવ હોયછે તેનો માતર ૧ ચમચો જેલીના ૧૦૦ ચમચામાથી મળી આવેછે. ઘણી જેલી ખાવાથી પેટનો મરજ થવાની ધાસતી રેહછે.

---

## રમુજે ફુરસત.

### ગુપ્તોતર સમસ્યા.

#### મનહરછંદ.

૧. જગ મધે શેમ રીતે, અંકનો મંડાણ મુલ,
ચાલ્યો અમ બને તણા, વિભાગ હિશાબથી;
તથા ચીજ એવી અમપાશેથી પશાર થાય,
કીરની જે થકી ઊંચી, ચડે મહાતાબથી;
વલી શબી અંક તેની, આરખાય અમથકી,
શબી તેવી નહી કરી, પડો આફતાબથી;
અમતણા ગુણપર, વિચાર પુરણ કરી,
જવાબ ઊચાર કર, શરમની દાબથી; કા૦ મે૦ કછી.

૨. હું મરદમાં છઊં, પણ ઓરતમાં નહી; વાદલમાં છઊં, પણ વીજલીમાં નહીં; દરીઆમાં છઊં, પણ જમીનમાં નહી; કદમીઓમાં છઊં, પણ સેહેનશાહીમાં નહી; દસતુરમાં છઊં, પણ મુલલાંમાં નહી; સદરામાં છઊં, પણ કુસતીમાં નહી; બલદમાં છઊં, પણ ગોધામાં નહીં; મદરાસમાં છઊં, પણ મુંબઈમાં નહીં; દલગીરીમાં છઊં, પણ ખુશીમાં નહીં; વાચનાર! એવો હુ કોણ છઊં? M.

૩. હું એક ચોપગું જાનવર છઊં, અને જો મને ઊલટાવી નાખોતો એક જાતની રમત થાઊ છઊં, તથા હુંજ કોઈવાર મોટી તકરારનો છેડો લાઊં છઊં. જો માંરા પેહેલા હરફને છેલો મેલોતો આજારી, ઘરડાં ને બચાંગોના ઓરડામાં હુ જરૂરની છઊં, અને જો મારો બીજો તથા તરીજો હરફ લેઓ તો હું દરએક ફલમા જરૂરનો છેઊ અને મારા વગર ફલ નકામાછે. Lucy.

૪. ચાર અખશરે હું એક પખશી છઊં, પણ પેહલાને છેલાએ બે અખશરે હું એક ચોપગું જાંનવર છઊં, બીજા અને ચોથા અખશરે તમે તમારા પગ મારાંમાં મુકોછો અને તરીજાને ચોથા અખશરે તમારો માલ ખજાંનો તથા વેપાર સઊ મારા આધારપર ચાલેછે.

૫. પેહલો છે કુવામાં પણ તળાવમાં નહી.
બીજો છે નવરાશમાં પણ ફુરસદમાં નહી.
ત્રીજો છે નેતરમાં પણ લાકડીમા નહી.
ચોથો છે જબાંનમાં પણ બોલીમાં નહી.
છેલો છે ઇનામમાં પણ બખશેસમાં નહી.

સાથે મેલવીઆથી સઘા, થાંઊછું હું એક નામ.
જેનું પારસી ને હીંદુ સીમાં છે સદા મુકાંમ.

A.

---

## ખોલાસો ગઈ વેલાનો.

૧. વાંહાણ.
૨. આગબોટ.
૩. ફાયર બાકસ (દીવાસલીની પેટી.)
૪. આ ઇ બા એ.
ઇ ઊ ર પ.
બા ર વા રી.
એ પ રી લ.
૫. આંખ.
૬. મેવાના નામો.

| | |
|---|---|
| ૧ દારમ. | ૭ નારંગી. |
| ૨ કેલાં. | ૮ મોસમબી. |
| ૩ અનેનાસ. | ૯ દરાખ. |
| ૪ જાંબુર. | ૧૦ તરબુચ. |
| ૫ કેરી. | ૧૧ કમલા. |
| ૬ લીંબુ. | ૧૨ બોર. |

---

## એક વીધવા સ્ત્રીનો વીલાપ.

૫૬.

બાળાપણતો રમતા વીત્યું, ઉપજ્યું જોબન અંગ;
મન મારૂં કબજામાં ન રેહે, શરિર થયું નુવરંગ.
સરખી વયની મારી સૈરો, કરે કંથની વાતો;
તે સાંભળતાં વિરહ વધે તે, જિભે કહ્યો નથિ જાતો.
સંસારી લોકોનાં સુખડાં, જેમ જેમ જોતી જાઊં;
તેમ તેમ તન પરિતાપ વધે નેં, અંતરમાં અકળાઊં.
કોઇ પતિ સાથે પ્રીતે બોલે, તેના જોઇ તમાસા;
એકાંતે જઇ આંસુ પાડું, નાંખું બહૂ નિસાસા.
રોઇ રોઇ ને આંખો થઇ રાતી, પછિ કોઈ કારણ પૂછે;
તો ઉતર એવો આપું જે, દૃષ્ટી દરદ થયું છે.
ક્ષેલી થાઉ ગભરાટ થકી, ઉત્તર દેઉ તૂતે તૂત;
ભોળા લોકો એમ ભણે જે, એને વળગ્યું ભૂત.
અંતરની ગત ઇશ્વર જાણે, બાકિ ન જાણે બીજું;
કોઇનું બોલ્યું ગમે નહિ મને, બોલાવે તો ખીજું.
દિલના દુખની વાત કહેતાં, જીભ ન ઉપડે મારી;
કહેવાથી કંઇ કષ્ટ મટે નહિ, એમ હું જોઉં વિચારી.
કંકુ કેસર કે કસ્તૂરી, જોતાં ઉપજે ઝાળ;
ભર્યું શેહરતે સુજને ભાસે, વન ઉજડ વિકરાળ.
ચંદ્ર ઉગેતો ચિતમાં જાણું, ઉગ્યો આગનો ભડકો;
શુડલા બોલે તે શુણતાં મને, પડે પેટમાં ફડકો.
જો પર દેશે હોય પતિ તો, કદિ સંદેશો કહાવે;
આશાએ આવરદા નિકળે, ધીરજ ચિત ધરાવે.
આતો એક ઘડીજાતાં, જુગ તુલ્ય જણાય જરૂર;
કઈ રીતે દહાડા કાઢું મારે, જોબન જાય ભરપૂર.

વિજયરીતરમાર

---

મુંબઈ, દફતર આશકારા પરેસમાં મેહેરાંમજી ફરદુનજી કંપનીએ છાપીયું તથા પરગટ કીધુંછે. ઠા૦ કોટ:—મેહરા હોરમજજી સ્ટ્રીટ, ના૦ ૬ તથા ૧૧.

# સ્ત્રીબોધ.

પુસતક ૧૫ મું. આગસટ ૧૮૭૧ આંક ૮ મો.

## ભોલો દોલો

અથવા

## ભોલો ભલો—ભુંડાનો ભાઇ.

### એક વારતા.*

### પ્રકરણ ૧ લું.

કામને ઉધું મારવું, સુલટાંનું ઉલટું કરવું, આરનુ દોહોડ કરવું એ ભોલા દોલાનું કામ હતું. કામમા કામ વધારવા અને વધતાં કામને બંધ પાડવા, ગુચવણને ધુંટાલો નહી જોઇએ તાંહાં કરવા અને હોય તાંહાં મટાડવા, નહી કેહેવા છતાં કામ કરવા અને કેહેવા છતાં નહી કરવા, નહી સમજે તેમાં માંથું મારવા અને સમજે તેમાં વધારે સમજનું ડોલ ઘાલવા વગેરેમાં ભોલા દોલાની બરોબરીઓ કોઇ મળનાર નથી.

આ ચાલને ખોડ કહો કે ખુબી કહો, પણ ભોલા દોલામાં ગોપા તે ખુદરતીજ હતી. દરએક કામમાં વચે પડવા અને જેની વચે પડે તેને ઉલટાવાની ગોપા તેના નસીબની સરજતજ હતી. એક કાંમ ઉડાવવું તો નહીં ધારેલો તેનો અંત લાવવા મારેજ ગોપા તે આ બે પલની દુનીઆંમાં જનમયો હતો.

દુનીઆંમાં દોલાની જીંદગી સઘલાં આદમીની જીંદગી મીશાલે બે પલની ગણાશે, પણ તેણે કીધેલાં કામો બે પલમાં ભુલી જવાશે નહી. તેણે કીધેલાં કાંમો માઠાં થયાંછે, તેમજ સારાં પણ થયાંછે. તેણે ઘાંન બગાડયોછે તેમજ ઘાંન સમારયો પણ છે. તેને હાથે ભાગુંછે તેમ આખું પણ થયુંછે, તુટુંછે તેમ સંધાયું પણ છે.

અને તેના પરીનામ જોશુંતો જેમ નજીવાં નીપજયાંછે તેમ માહાભારત પણ નીપજીઆંછે. ભોલા દોલાના એક કામથી મોટા તંટા, ફીસાદ બલકે હુલડ થયાંછે, તેમજ તેની એક ભુલથી લડાઇઓ બંધ પણ પડેલીછે. ઘભરાટ, અફવા, નાહસા નાહાસ એવું પણ ભોલો દોલો બજાવી શકયોછે અને સમાધાની ભરેલી સભાઓ, મસલતો, મુલાકાતો પણ દોલાના એકજ કામથી નીપજયાંછે.

અલબતાં આ સારૂં તેમજ માઠું દોલાના અનજાનપણાથી નીપજીઉંછે. તેની ધારણા સઘલી શુભ હતી, તે જારેબી કરવા જતો તારે કાંઇ કામજ કરવા જતો હતો, અને તે સારૂંજ કરવા જતો હતો, પણ તે કામ માઠું થઇ જશે એ તે જેટલું જાણતો નહી હતો, તેટલુંજ તે કામ સારૂં થઇ જાય તે પણ સમજતો નહી હતો.

એવો ભોલો દોલો થઇ ગયોછે, જેના કાંમોની નોંધ આ સફાઓમાં આપણ લઇશું.

દોલાનો ખુદ જનમજ આવા ગડબડાટ અને ઘભરાટ વચે થયો હતો. સુરતની પડોશમા ભાઠાં ગામમા તે જનમયો હતો અને તેના જનમની વખતે તેની માવીલર લગભગ મરણ પામી હતી, પણ ઘણી મેહેનતે તેનો જાન બચયો, તે પાછળથી દોલાને ખોલામા લઇને રમાડતી વેલા તેના નખરીઆં તથા ખવરીઆંથી ગોપા હેરાન થવા મારેજ બચી હતી. પોતાની માના બાલને મુઠીમાં લઇને પડોસી દોડી આવે એટલી તે બીચારીને બુમ પડાવા સારૂં ચોટલાનું ગુંછડું વાલવા વગર નાહનો દોલુ માતાના થાનને મોહમાં લેતો નહી હતો, અને બીજા હાથે માના હાથમાંથી લોહી નીકલે તાંહાંસુધી તેને નખરીઆં દેવા વગર રેહતો નહી હતો.

પણ બચાં દુખ દીએ તે માતાને પેઆરૂં હોયછે. દોલુની મા પોતાના દોલુને ઘણા હેતથી ચાહાતી હતી અને પોતાના પડોસી તરવરીઆઓ તાડી છેજીને ઘર પાછા ફરતી વેળા વીલર કેહતી કે આખાં ભાઠાં ગામમા દોલુના જેવો બીજો એક દીકરો નહી હતો.

એ રીતે ગામડાંમા થઇ શકે એવા લાડથી અને પેઆરથી દોલો ઉધરીને મોટો થયો હતો. તેની મોટામા મોટી ખુબીજ એ હતી કે તે ઘણો ભોલો હતો. તેનું દીલ ખોલડું અને સાફ હતું. તેના મનમા કપટભાવ કાંઇ નહી હતો. તે મોટાં દીલનો અને સખી જીવનો હતો. સઘલાંનું સારૂં કરવા અને સાચું બોલવાનો તેનો જીવ હતો.

ટુકમાં તે ભોલો હતો તેટલો ભલો હતો, પણ ભોલામા ભલાઇ તે કોઇવાર ભુંડાઇમા ખપેછે અને સાદાં દીલના દોલાની ભલાઇ પણ તેવીજ કીસમની હતી.

ભાઠાં ગામમાં બન્જે બોગો દોલાની પડોસમા રેહતો હ

---

* આ વારતા એક અતીઅંત રમુજી ઈંગરેજી વારતા ઉપરથી લાગુ પાડીને સ્ત્રીબોધનાં વાંચનારાંઓને મારે ખાશ રીતે લીધીછે.

"સાહેબ, પીપતો એક ફાલતું નથી." ધનજીશાહએ કંટા ળીને જવાબ દીધો કે "મને પીપ નથી જોઈતું, હમણા તું જે પાણી લઈ ગયો તેજ લાવ." દોલો તુરત દોડયો અને પેલો હાંડો પાછો લાવયો તથા પુછવા લાગો કે "એ પાંણી શામા નાખું ?" ધનજીશાહએ રૂપાંનો એક શુંદર કાંસાઓ બતાવયો, કે જેમાં મેલું પાણી હતું, અને કહયુ કે "પેહે લા આ નાખીદે." દોલો સમજીઓ કે શેઠે કાંસીઓ નાખી દેવા ફરમાવયુંછે, માટે આખેને આખો કાંસીઓ બારીવા ટેથી ફેંકી દીધો. હવે ધનજીશાહનો ખીજાજ રહયો નહી, તેણે દોલાને એક લપડાક જાહાડીને પોતાની આગળથી કા હાડી મેળયો, પણ તેના એ ગુસાનું કારણ દોલો સમજી શ કયો નહી, માટે એટલુંજ વીચારીને પોતાના ઓરડામા ગ યો કે આ પારસી મારા ઉપર અમસથો જુલમ કરેછે.

તે દીનથી ધનજીશાહએ દોલાને ઘરની અંદર નહી પ ણ ઘરની બાહેરનું કામ સોંપયું, પણ તેવામા ધનજીશાહને તાંહાં મુંબઈથી એક મોટા શેઠ પહરાંણાં દાખલ આવયા અ ને તેની ખુશાલીમા ધનજીશાહએ એક મોટી મેજબાંની આ પી, જે વખતે ઘરનાં કે બાહારના કામ ઉપરના સઘલા નો કરોને ખાંનાની ટેબલ ઉપર ખીજમત બજાવા સારૂં એક ઠા કીધા.

ઈંગરેજી ઢપ પરમાણે ચાકરો જારે ટેબલ ઉપર ટેબલ કલાઠ પાંથરવા લાગા, તારે તે ખાંનાની ટેબલ હોય એમ દો લાના માનવામા આવયું નહી. તેણે ધારયું કે એ તો સુ વાનો બાંક છે ને તેપર ચાદર પાંથરીછે. પણ વળી ટેબલની ઉપર નાહાની નાહની રકાબીઓ મુકવામા આવી તારે તેણે ખાંનાની વાત માની મગર થાલી ભરીને ભોજન જમનારા દો લાએ વીચારયું કે "શેઠ ઘણાં કંજુસછે, આટલી નાહની વાટકીની અંદર પહરાંણાઓના ભોણાં કેમ કરી આપશે અ ને તેઓનું પેટ કેમ ભરાશે ?" જારે ટેબલ ઉપર વચમાં ફુ લો ભરેલાં શુંદર "વાસ" ગોઠવવામા આવયાં તારેતો દોલા ની અચરતીનો પારજ નહી રહયો, તે મનસે હસવા લાગો કે "શેહેરના લોકો ફુલબી ખાવા સારૂં ખાના પર મેળતા દેખું."

ટેબલપરની વસતુઓ સંબંધી દોલાની અચરતી નર મ પડી તારે પહરાંણાઓની વાતચીત, હુકમો વગેરેથી તેને અચરતી ઉપજી. કોઈ પહરાંણાએ માંગેલી ચીજ લેવા જ તાં બીજા બે પહરાંણા ફરતા શરાબના બાહારમાં કાંઈ વા તો કરતા તો દોલો તે સાંભળવા ઉભો રેહતો અને પેલા પહ રાંણાંનો હુકમ તદન ભુલીજ જતો. પણ વળી મેહેમાનોના હુકમ નહી સમજવાથી ભોલા દોલાની થતી ભુલ વધારે રમુજી હતી. જેમકે એક પહરોણાએ થોડા વાલ માંગયા તારે દોલાએ બાલ લાવી આપયા, કેમકે બાલને ગામડાંમા તથા સુધ ગુજરાતીમા વાલ કેહેછે. એક ગરહસથે રાંધેલા ખડીયાની રકાબી માગી તારે દોલાએ લખવાનો ખડીયો લાવી આપયો. એક બીજા ગરહસથે મુડી માંગી તારે ઘર નો કારબારી જેને મોદી કેહેના હતા, તેને દોલો તેડી લાવયો. એકજણે "આઈસ" માગયું, તે દોલો પેહેલાંતો સમજીઓ નહી. તેણે ફરીથી પુછયું કે "સાહેબ શું માગોછો ?" અ ને જારે જોયું કે તેગરહસથ કંટાલાથી ચીરડાઈ ગયોછે, તારે જાંણે સમજયો હોય તેમ "લાપો સાહેબ" એવો જવાબ આપી મુગો મુગો તાંહાંથી ગયો. તોપણ પુછી ગયો કે "સા હેબ ગરમ લાઉં કે ઠંડું ?" જતાંનેવાર વડા કારબારીને તે ચીજની પીછાણ પુછવા ઉભો, પણ કારભારી એટલો કામમાં હતો કે તેણે જવાબ આપયો નહી. દોલાએ જરાવાર થોભી ને વળી પાછું પુછયું કે "ભાઈ—તાંહાં એક ગરહસથ"—

"અરે ભલા આદમી જોતો નથી ? હું કાંમમાં છઉં ને મને કંટાલો ના આપ"

"પણ સાંભળતો ખરો"—

"જો મારા કામમા વચે આવશેતો માર ખાશે, નહીતો મારગે ચાલયો જા."

"પણ પેલો ગરહસથ કાંઈ ચીજ માગેછે."

"માગેછે તે આપતો કાંએ નહી, મને સાવાસતે કેહેછે ?"

"પણ તેવણ શું માગેછે તે હું જાણતો નથી."

"તારે જઈને પુછી આવ."

ભોલો દોલો બીહતો બીહતો વળી પાછો તે ગરહસથ આગળ ગયો અને બીહતાં બીહતાં પુછયું કે "સાહેબ, મે અદબી માફછે, જરા ફરીથી કેહેશો, તમોને શું જોઈએછે" ?

મેહેમાન કંટાલી ગયો ને બુમ પાડી બોલયો—"આ ઈસ—આઈસ—આઈસ."

જોકે દોલો હજી સમજીઓ નહી તોપણ તે વસતુનુ નામ ભુલી નહી જાય એટલા માટે "આઈસ, આઈસ, આ ઈસ" એ પરમાંણે બોલતો બોલતો દોડયો. જમવાના એ ટલાથી તે છેડા તલક પોંહોંચતાં દોલાના મોહોમા "આઈસ, આઈસ, આઈસ" બોલ ઝડપથી બોલતાં બોલતાં "આઈ— સાઈ—સાઈ"—થઈ ગયું, અને હવે દોલાને સમજણ પડી ખરી. તેજ ઘરમાં ધનજીશાહ શેઠના બુઢાં બપાઈ બ બરચીખાનામાં કારભાર કરતાં તેવણ આગલ જઈ દોલો બો લવા લાગો કે "આઈ, સાઈ, સાઈ, આપો."

"હરવાયો ઘેલો બકેછે શું ?"

"અરે મારાં મમાઈ એક શેઠ ટેબલપર બેસીને ફર આવેછે કે 'આઈ, સાઈ, સાઈ' વાસતે હું અરજ કરૂંછઉં કે મારાં આઈ, સાઈ, સાઈ, આપો."

"તો ગરંઘેઆ ઘેલા સાહી, સાહી જોઈતી હોય તારે પેલા લખવાના ઓરડામા સાહીનો બાટલોછે તેમાથી ગમે એટલી લઈ જતો કાંએ નહી ?"

હવે દોલો ખુશી થયો કેમકે તેને જોઈતી ચીજ અંતે મલી આવી. ખાંનાની ટેબલપર સાહી લઈ જવી તે ખાં નાની રીતેજ લઈ જવી, વાસતે તે સાહીનો બાટલો તેણે રકાબીમાં ઉંધો વાલી ખાલી કીધો, તેની અંદર ચમચો મે લયો અને તેની ઉપર રકાબી ઘાંકીને આઈસ માંગનારા ગ રહસથની પાસે લઈ ગયો.

તે ગરહસથ વાતમાં મશગુલ હતો માટે તે રકાબી ટાંકેલીને ઢાંકેલી થોહોવાર પડી રહી. તે ગરહસથને આ ઈસ લેવાની અગત પડી તારેખી તકરારમા એટલો મકગુર હતો કે રકાબી તરફ જોવા વગર ચમચો ભરીને પોતાના ગલાસમાં નાખી દીધો. આ બનયુ ને તે ગરહસથની ન જરબી પડી. તે અચરતી અને ગુસાથી લીલો ને પીલો થ વા લાગો અને દોલો પાસેથી પસાર થતો હતો તેને એક દમ ધમકાવી કાહાડયો. દોલાએ ખોલાસો કીધો કે "શેઠ

તમે આઈ, સાઈ, સાઈ માગી તારે હું આઈની પાસેથી સાઈ લાવયો." આ પાક બેહાઈના શબ્દો શાંભળી પેલા ગરહસથને ઘણોજ ક્રોધ ઉપજયો અને જોકે સાહીની રકાબી છુટી મારવાની તેની ધારણા નહી હતી, તોપણ એમ સથી ધમકી આપવા સારૂં તેણે રકાબી ઉંચકી. દોલો સમજીઓ કે ખરેખર રકાબી છુટી મારેછે, મારે પોતાના બચાવને સારૂં તાંહાંથી ખીસતો જવાને બદલે તેણે પોતાનો હાથ આડો કીધો. તેના આંચકાથી ગરહસથના હાથમા અલગી ધરેલી રકાબી છુટી ગઈ અને ટેબલપર પડી, જેથી ખાંનાની ઘણી રકાબીઓમા સાહી ઢોલાઈ, ટેબલ ઉપર સાહીના રેલા ચાલવા લાગા, આસપાસ બેઠેલા ગેરહસથોના દીલપર તે રેલા ઉતરી ગયા અને બીજા ગરહસથો છંટાઈ ગયા.

હવે ટેબલ ઉપર મોટો ધબરાટ થઈ ગયો. જે મેહમાને આઈસ માંગીઉં હતું તેનીતો પાઘડી, ચેહરો, કપડાં, સરવે સાહી, સાહી થઈ ગયાં. ધનજીશાહ પોતાના ખાશ મેહેમાન આગળ બેઠેલા હતા તાંહાંથી દોડી આવયા અને પેહલી ખબર દોલાએ કહી કે "સાહેબ બધું તમારૂં ખાંતું ખરાબ થઈ ગીઉં." ખાંનાની વસતુઓ ખરાબ થઈ તેથી દોલોતો ખરાં દીલથી બોલયો, પણ "તમારૂં ખાંતું ખરાબ થયું" એમા ધનજીશાહ શેઠ ગાલ સમજીઆ અને દોલાને એક થબડાક મારીને પોતાની આગળથી દુર કીધો તથા તે ગરહસથ જોડે અને બીજાઓ આગળ હજારો હજાર માફ માગવા લાગો.

હજી દોલો પોતાનો વાંક જોઈ શકયો નહી. શેઠની થબડાકથી તેની આંખમા આંસુ આવી ગયાં અને બબડતો બડબડતો ચાલી ગયો. તેની આ હાલત જોઈ એક તેના ભાઈબંધ ચાકરને દયા આવી. તે ચાકર પાંણીની એક તરાબરીમા નાખવા સારૂં થોડું આઈસ લઈ જતો હતો, તેણે દોલાને ઉભો રાખીને તે આઈસ દેખાડયું તથા બોલયો કે "જો ભલાં માણસ, આઈસ તે આ ચીજને કેહછે."

દોલાએ અચરત થઈને પેહેલાંતો માનીઉં નહી, અને બોલયો કે "ભાઈ તું મશખરી ના કર. આ કાચના ગાંગડાઓને કોણ ખાતું હશે ?"

"અરે ગધેડા જરા હાથમા લઈને તપાસી જો કે એ શું છે ?"

દોલાએ એક ગાંગડો હાથમા લેતાંવારજ, તેના હાથને એટલી ઠંડી લાગી કે તે કકડો નાખી દીધો, હવે ચાકર બોલયો "પાણીમા ઠંડું કરવા સારૂં હું એ ચીજ નાખશ. તુંબી જરા દોડ ને પાસેના ગોડાઉનના ઓરડામા એક રકાબી ભરીને બીજું આઈસ છે, તે થોડું થોડું પાણીના કલશીઆઓમા ભર."

હવે દોલાની ખાતરી થઈ કે "આઈસ એબી કાંઈ ચીજ છે," પણ તે એવું સમજીઓ કે "એ ચીજ કાચની બનાવેછે."

તે જમવાના ઓટલાની બે બાજુએ બે ઓરડા હતા. ચાકરે દોલાને જે ગોડાઉન વાળા ઓરડામા જવા ફરમાવીઉં, તેને બદલે દોલો બીજા ઓરડામા ગયો. તેમાં ભાંગેલો તુટેલો સામન એકઠો કરેલો હતો. તાંહાં એક ટોપલીની અંદર જુમરના બીલોરના ગોલ તથા ચપટાં લુલખો એકઠાં કરેલાં હતાં. દોલાએ તેને આઈસના ગાંગડા ધારી રકાબીમા નાખયા. તેને વીચાર આવયો ખરો કે "એ ઠંડા કેમ નથી ?" પણ વલી તેણે પોતાના મનથીજ એ સવાલનો ચુકાદો કીધો કે "પાંણીમાં નાખવાથી તે ઠંડા થશે. ચાકરે કહેલું છે કે ઠંડું થવા સારૂં તેને પાંણીમાં નાખવું." એ ઉપરથી થોડાક કલશીયામા પાણી ભરી તે અમે થોડાં થોડાં કાચના લુલખો નાખયાં અને પછે તે કલશીયા પેલા ચાકર આગલ લઈ ગયો. તેણે પુછયું કે "કેમ હવે તો આઈસ નાખયું કે ?" દોલાએ કલશીયામાં નાખેલાં લુલખ ખખડાવયાં અને ચાકરે માનયું કે આઈસ નાખેલુછે ખરૂં. હીઆંથી દોલાને ધનજીશાહ શેઠે પાછો હાંક મારયો તાંહાં તે ગયો, પણ પેલો ચાકર કલશીયા ઠંડા થવાની રાહા જોતો બેસી રહયો. ઘણોવાર છતાં જારે પાંણી ઠંડું નહી થયું તારે તેણે તે પાંણી તપાસી જોયુંતો તેમાંથી આઈસને બદલે કાચના લુલખ નીકલયાં.

---

## પ્રકરણ ૨ જું.

ભોલો દોલો ખરેખર આ મેનબાનીની મીજલશને બીલકુલ લાએક નોકર નહી હતો. મારે જારે તેને તાંહાંથીજ બીજું બાહારનું કામ સોંપવામાં આવયું તારે તેનો શેઠ અને દોલો બંને જણ ખુશી થયા.

તેને આ બીજું કામ સોંપનાર ધનજીશાહ શેઠ હતા. દોલાની અમકચારીથી તેવણને ઉપજેલો ગુસો થોડા વખતમા નરમ પડયો હતો, જે નરમ પાડવામાં અલબતાં નાચરંગની ખુશાલી, ખાંનું પીનું, વગેરેએ મોટો ભાગ લીધો હતો. ધનજીશાહનો મીજાજ જેમ નરમ પડયો, તેમ બીચારા ભોલા દોલાપર તેના અનજાનપણે થયલી ભુલને મારે હાથ ઉંચકવા માટે ધનજીશાહને ઘણો પસતાવો ઉપજયો. શરાબખાજીની મસતીથી તેવણ ખુશીના લાહાટમા ઉતરેલા હતા તથા પોતાના એક દોસત સાથ કાંઈ ઘણી અગતની વાત તરતના કરી રહેલા હતા, તેવામા તેવણની નજર દોલાપર પડી અને તેને પોતાની પાસે બોલાવી કહયું કે "દોલા, જો બા ફરીથી આજના જેવી કાંઈ ભુલ ના કરતો, હું ! જે કાંમ નહી સમજીએ તે કોઈને પુછીને પછે કરીએ. ચાલ હમણાં તું શું કરેછે ?"

"સાહેબ કલશીઆઓમાં આઈસ નાખીઉંછે તે ઠંડું કરૂ છઉં."

"વારૂં તારે એ તારૂં કામ નથી, વાસતે રેહવારે. હમણાંતો તું જા ને જલદી સુઈજા કેમકે સહવારના પોહરમા મારે તુને ઉઠાડવું પડશે."

"સાહેબ, કાંઈ હુકમ ?"

"હા, હમણા મારા એક દોસત સાથ અગતની વાત થયલીછે, તે ઉપરથી હું ધારૂં છઉં કે સહવારના ટપાલમાં મારે વાસતે એક અગતનો કાગલ આવશે, તે તુને બામદાદમા ઉઠીને લેવા સારૂં શેહેરમા જવું પડશે."

"વારૂં સાહેબ !" દોલો ચાલતો થયો.

"પણ તું સમજીઓ કે ? કાંહાં જશે ?"

"શેહેરમા જવશ, સાહેબ."

"પણ શેહેરમાં કાંહાં ?"

"તમે કેહેશો તાંહાં, સાહેબ."

"તો બેવકુફ, ચાલી ગયો તારે પુછીએ કેની કે કાંહાં જવાનું. જો શેહેરમા ટપાલ ખાતું છે કેની તાંહાં જજે. કાંહાં ? ટપાલ ખાતું સમજેછે કે શું ?"

"હા સાહેબ સમજુ છઉં. જાંહાં દારૂ વેચેછે તાંહાં."

"દારૂ ? દારૂ સાંનો ?"

"આ પીઠાંમા એકેક દોહડીયાંનો ટંપાલ થોકીએ છ ઈએ તાંહાં જવશ."

"અરે ઓ મુરખ, દારૂની ટંપાલ નહી. ટપાલ ખાતું, એટલે કે જાંહાં દાકના કાગળો આવેછે તાંહાં."

"હાં, હાં, હું સમજ્યો સાહેબ. તાંહાં જઈને શું કરવાનું સાહેબ ?"

"તાંહાં જઈને દાક માસટરને મારો સલામ કેહજે ને મારે નામના કોઈ કાગળો આવયાં હોય તે માગી લાવજે."

બીજીવાર "વારૂં સાહેબ" કરીને દોલો ચાલતો થયો તે બરાબર સમજીને ચાલતો થયો.

ધનજીશાહ શેઠ બીજે દાહાડે સહવારના ટપાલમાથી કાગળ મેળવવાને ઘણા ખંતી હતા. તેવણને સરકાર તરફથી ખાન બાહાદુરનો ખેતાબ મેળવવાની મોટી ઉમેદ હતી. તેવણે સરકારની કેટલીક નોકરી બજાવી હતી અને તે આવી ઉમેદને ખાતરજ બજાવી. ધનજીશાહ શેઠ માન અકરામના ઘણા ભુખા હતા અને મોહડે માંગીને માન લેતા હતા. તેમજ ખાન બાહાદુર થવાને તેવણ ખંતી હતા.

પેઆરાં વાંચનારાંઓ કેહશે કે ખાન બાહાદુરના ખેતાબમા દમ શું ? એ ખેતાબતો પોલીસના દરેદારો અને જમાદારોને વટીક મળેછે, પણ જાંણવું જોઈએછ કે આગલા વખતમાં એ ખેતાબ વધારે મોભાદાર ગણાતો હતો.

પણ આ માન લેવાને ઉમેદવાર તેવણ એકલાજ નહી હતા. સુરતમા બેહેરામશાહ કરીને એક બીજો શેઠીયો હતો અને જેમ ધનજીશાહ શેઠ એક છેડે સીગનપોરમા રેહતા તેમ બેહરામશાહ શેઠ બીજે છેડે અથવા ઉમરાના પરાંમા તેવાજ દમામ અને દોલથી રેહતા હતા. તેવણ પણ ખાન બાહાદુર થવાને ખાએશમંદ હતા અને તેથી પોતાનો બનતો વગ લગાડતા હતા.

આ માન મેળવવાના કામમા પોતાના આડતીઆ લેખે ધનજીશાહ શેઠે પુનેમચંદ નામના એક વકીલને વચમા નાખયો હતો. પુનેમચંદ ઈનસાફ દરબારના ધારા સારી રીતે સમજતો હતો તથા સતાવાળાઓમા તેને વગ પણ ઘણો સારો હતો. જે વખતની વાત આપણુ લખીએ છઈએ તે વખતે સુરતના વડા સતાવાળાઓ હજીરે હવા ખાવા જઈ રહેલા હતા અને પુનેમચંદ પણ તાંહાંજ હતો, જેથી ધનજીશાહ શેઠે તેની ઘણી મારફત અને ભલામણ લગાડી હતી. ધનજીશાહને તાંહાંની રાતની મેજબાનીમા એક દોસત પુનેમચંદને તરતનોજ મળીને આવેલો હતો, જેની સાથે છુપી વાત તથા મસલતમા મશગુલ થવા ઉપરથી ધનજીશાહને માલમ પડયું કે પુનેમચંદ તરફથી કાગળ આવવો જોઈએ. તે અગતનો કાગળ લેવા તેવણે દોલાને ટપાલ આફીસમા મોકલીઓ.

વીસવાસુ દોલો સહવારના પોહોરમા ઉઠીને તથા જેડાની ખડે ચહડાવીને ઝડપથી સીગનપોરથી નીકલી પડયો અને સીગનપોરના ખજુરાંના મોટા વનમા તરતની ઉતારેલી તાડીના મીઠા પમેરારે તથા ગરમ ગરમ ઘઉંના પોંકે તેને ઘણોએ લલચાવયો, તોપણ પોતાના શેઠની નોકરી તથા પોતાની ફરજને ખાતર આ સઘળી લાલચની ઉપરવારો થઈને તે ટપાલ ખાતાંમા જઈ પોંહોંચયો તાંહાં સુધી રસતામા કેથે થોબયો નહી.

ટપાલ ખાતાંમાં જઈને દોલો જુવેછે તો ડાક માસટર તરતનીજ આફીસ ઉંઘાડીને બેઠેલો હતો. દોલો લાગલો તેની પાસે ગયો અને બોલયો "સાહેબ, મને કાગુલ જોઇએછે."

પોસટ માસટરે સવાલ કીધો કે "અલેઆ તને સેનુ કાગલ જોઈએછે ?" આ પોસટ માસટર એક અમદાવાદી વાંણીઓ હતો.

દોલાને આ સવાલ પસંદ આવયો નહી. પોસટ માસટરનુ કામજ હતુ કે જે કાગલ લેવા આવે તેને આપવું તારે તે પુછવા સાંનો નીકલયો "કે સાનુ કાગલ જોઈએછે ?" એ સવાલ દોલાને ખાનગી લાગો, મારે પોસટ માસટર તરફ ધીકાર બતાવા સારૂં દોલાએ કસો બોલાશો કીધો નહી, પણ પાછી અરજ કીધી કે "સાહેબ મને કાગલ જોઈએછે."

"પણ સેનું કાગલ જોઈએછે ?"

"તેનુ તમારે શું ? તમે તમારે મને કાગલ આપો."

"પણ ઘેલા ભાઈ જાણવા વગર હું ચેમ આલું ? મને કેહે તને કહયું કાગલ જોઈએછે ?"

"વલી લખેલું કાગલ બીજું કીઉં ? કોઈ કોરૂં કાગલ તો નથી માગતું."

"લખેલું તો ખરૂં, પણ કોને વાસતે જોઈએછે ?

"જેનુ હોય તેને વાસતે એ સવાલ તમોને કેવો પુછવાનો ?"

"અલેઆ, એ સવાલ પુછયા સીવા મારેથી કાગલ અલાશે નહી."

"પણ એ સવાલ ખાંનગી છે. હું તો ફરમાવેલો બંદો છઉં ને હુકમ પરમાણે ચાલું છઉં."

"તને શું હુકમ થીઓછે ?"

"બસ એટલોજ કે કાગલ લઈ જવું, કોણને વાસતે તે કાંઈ તમોને કેહવાને મને ફરમાવેલું નથી."

"પણ એ હુકમ તને કોણે કરયોછે ?"

"મારા શેઠે."

"અને તારો શેઠ કોણ છે ?"

"તેનું તમારે શું ?"

"પણ મેર અલયા ઢોંડફોડા, જો તું નામ નહી કેહશે તો તને કાગલ નહી મલશે."

"કાગલ આપવું હોયતો આપો. વધારે પટપટ નહી જોઈએ. હું જાંણું છઉં કે મને ભોલો ધારીને તમે ખાનગી સવાલો પુછી લોછો."

"હીઆંથી નીકલ, ઓ મારા ઉઘ જેવા તુ ગુરખો છે, તેવોજ તુને મોકલનાર શેઠબી ઉંધરો હશે."

"શું ! સીગનપોરવાલા ધનજીશાહ શેઠને તું ઉંધરો કેહછે. !"

"તારે ધનજીશાહ તારો શેઠ થીઓછે કે ? તો આમ બાંધી મરને."

"હા, ધનજીશાહ મારો શેઠ. તમે કાંઇ તેની પાસે માગો છો ?"

પોસટ માસટરે આ સવાલનો જવાબ કાંઈ આપયો નહી, કેમકે તેવામા એક બીજો ઘરાક કાગલ લેવા આવયો જે પોસટેજનો એક આણો આપીને કાગલ લઈ ગયો.

આ ઘરાક જવા પછે ટપાલ માસટરે ધનજીશાહ શેઠ નુ કાગલ કાહાડયું અને બોલયો—"લે આ તારા શેઠને નામનું કાગલ છે, પણ પેહેલાં ચાર આણા લાએવ.

"ચાર આંણા સા વાસતે !"

"પોસટેજના. સરકારનો ધારો છે."

"શું ધારો છે કે મારે ચાર આણા આપવા ?"

"હા—ચાલ વેહલો થા."

"તે ધારામા મારૂં નામ લખેલુંછે કે મારી પાસેથી પારેખ તમે ચાર આણા માગોછો ?"

"ચાલ, પંચાત છોડ, ને લાએવ પઈશા લાએવ."

"પણ કાંએ ? હજાણા આ ઘરાક આવી ગયો તેને તમે એક આણે કાગળ વેચાતું આપયું ને તેબી વળી કેવડું મોટું કાગળ હતું, ને આ નાહના પરબીડાંને માટે મારી પાસેથી ચાર આણા માગોછો ? હું નથી આપવાનો. તમે શું મને કોઈ ગયો સમજોછે ?"

"હા, મારીતો તેમજ ખાતરી છે."

"વારૂં જેમ તારે ગમે તેમ, પણ બીજાની પાસેથી એક આંણો ને મારી પાસેથી ચાર આણા માગોછો તે હુંતો નથી આપવાનો."

"ચાલ નહીતો રસતો પકડ" આમ કહીને પોસટ માસટર બીજાં ઘરાકોને કાગળ આપવા લાંગો.

આ અરસામા દોલો એક કલાક સુધી ખોટી રહયો અને જારે કોઈ ઘરાક કાગળ લઈને જાય કે દોલો પોસટ માસટર આગળ જઈને "મને કાગળ આપેછે કે નહી ?" એમ દાવો કરે, તેમા ઘણો વખત ગયો. અંતે દોલો સમજીઓ કે "આ પોસટ માસટર લુચો છે. તે એક આણો સરકારમા ભરશે ને તરણ આંણા પોતે ચોરી ખાશે, પણ મારા શેઠની ચોરી શા માટે થવા દઉં ! બેહેતર કે હું જઈને તેને ખબર કરૂં, કે પછે તેવણ સરકારપર લખી મોકલે."

આ વીચારથી દોલો દોડ મારતોકે પોતાના શેઠ પાસ ખાલી હાથે પાછો ગયો.

ધનજીશાહ શેઠ કાગળની વાટ મોટી ઈનતેજારીથી જોતા હતા, પણ દોલાને કાગળ વગર આવતો જોઈને તેવણ નાસીપાસ થયા તથા પુછયું કે "કેમ કાગળ નથી ?"

"છે—સાહેબ, કાગળ છે."

"લાવ તારે મને આપ."

"સાહેબ, તે મારી પાસે નથી."

"એટલે ?"

"મને તે કાગળ આપતા નથી."

"કોણ નથી આપતા ?"

"પેલો પોતીઆંદાસ પોસટ માસટર. કાગળપર ચોગણો ભાવ માગેછે."

"તેણે ભાવ માગયો તે આપયો કાંએ નહી ? કાગળ એવડું હશે."

"અરે શું સાહેબ ! બમનું કોણનું ! એક ઘરાક એક આંણે કાગળ લઈ ગયો તેના કરતાંતો કદમા અડધું બી નથી."

"જા, જા, અને જે માંગે તે આપીને કાગળ લાવ."

"પણ સાહેબ તમોને તે ઠગેછે. કાગળ રેહવા દેવો, ને તમે સરકારમા ફરીઆદ લખો."

દોલાની ભલી મતલબે જો ધનજીશાહમા મેહેર નહી ઉતારી હતે, તો આ વખત ધનજીશાહને હાથે દોલો પાછો માર ખાધા વગર રેહતે નહી, પણ ધનજીશાહએ તેને ધમકાવીનેજ પાછો પોસટ આફીસમા મોકલયો.

દોલો બીજીવાર પોસટ આફીસમા ગયો, તારે ઘણાક લોકો કાગળો લેવા આવેલાં હતાં, માટે પોસટ માસટરે દોલાને ગણકાવયો નહી તથા તરત કાગળ આપયું નહી. એ ઉપરથી પોસટ માસટર રોકાયલો હતો તેવામા દોલાએ કાગળોના ટગલાની અંદરથી ઉપરના બે કાગળો હરૂસેથી ઉંચકી લઇને ગજવામા મેળયાં અને પછે પોસટ માસટરે ધનજીશાહ શેઠને નામનું કાગળ આપયું તેબી લીધું તથા ચાર આંણા આપી ઘર તરફ ખુશી થતો ફરયો કે જોકે ખરચ ચાર આંણાનો થયોછે તેમ શેઠને એકને બદલે ચાર કાગળોનો ફાયદો કીધોછે.

---

## ગઉદાન.



"ગઉદાનનો બીજો બોલ જાનવરો ઉપર પેઆર એવો આપણ સમજીશું. ગઉદાંન બોલના અરથને જો વધારે છુટથી લંબાવીએ તથા તેની મતલબનો જો વધારે છુટથી વીચાર કરીએતો એ બોલની ધાતુ બતાવેછે તેમ ફકત ગાય ઉપર ધરમ કરવો એટલીજ તેની મતલબ નથી, પણ પરાંણી માતર ઉપર ધરમ કરવાની મતલબ તેમાથી ઉઠેછે. આપણા હીંદુસતાનના દેશીઓ ગાયને ધરમના જેટલું માન આપેછે. એ બાબતની બે તરેહથી તપાસ થઈ શકે. તેને લગતા વેહેમો તરફ નજર કરીશું તથા તેને લગતી કીરીઆઓને ધેઆનમા લઈશુંતો તેમા ઘણું દાહાપણ જેવું જણાશે નહી, પણ તેને લગતી ફીલસુફીની તપાસ કરીશુંતો બેહદ દાહાપણ અને અકલ ખરચેલી માલમ પડશે. ગાયને માન આપવાના સઘળા ધરમના હુકમોની ફીલસુફી આપણ એટલીજ સમજીશું કે પરાંણી માતરપર દયા કરવી. પશુ

ઢોરોમા ગાય જેમ ઉપયોગ સંબંધી, તેમજ ગરીબાઇ અને રાંકપણામા એક નમુનો છે. તે નમુણાને દાખલા તરીકે આગળ ધરીને ધરમ રાત દીવસ આપણને યાદ આપેછે કે આ જાનવરનેજ નહી પણ જાનવરના આખા વરગ તરફ ઈનસાને ધરમ કરવો જોઈએ.

આ પરમાણે જારે સમજ ઉડાડીએ છઈએ, તારે આ પણને માલમ પડેછે કે ગઉદાન કાંઈ એક ધરમની ઈચ્છા એક કોમનીજ ખુબી હોય નહી. ગઉદાનનું ફરમાન માતર હીંદુ ધરમમાંજ હોય, અથવા ગઉદાનની ફરજ એકલા પારસીઓનેજ હોય, એવું કાંઇ નથી. પારસી કહો, હીંદુ કહો, ખરીસટી કહો ઇચ્છા બીજો ગમે તે ધરમ કહો, પણ જો તે ધરમનું નામ ધારણ કરતો હોય અને જેબી ખોદાતાલા તરફથી માણશને નીતી શીખાડવાનો દાવો કરતો હોય તે દરએક ધરમમા ગઉદાન અથવા પરાંણીદાન ફરમાવેલું હોવુંજ જોઈએ અને તે દરએક ધરમ પાલનાર ઈચ્છાને દરએક કોમને માથે નીતીની એ મોટી ફરજ ખોદાતાલા તરફથી ઉતરવીજ જોઈએ. જોનસ આફ નેએલાંડ નામની એક ખરીસટી સાહાદત આ પરમાણે છે "જાનવરો ઉપર જુલમાત ગુજારવો એ ખોદાવંદના દાહાપણ અને દબદબાને એક મોટાં અપમાન તરીકે ધરમના પાડેછે તથા ધીકારેછે." આ શાહાદત ખરીસટી મજહબનીછે અને તે ઉપરથી આપણે સમજીએ છઈએ કે ગઉદાન કાંઈ એક નહી પણ સઘલા ધરમોની નીતી છે.

આ બાબતને મથાલે ગઉદાનનુ એક ચીતર આપયું છે. તેમાં એક પેઆસી ગાયને કેટલાંક બાલકો પાંણી પાયછે. એ બાલકો નથી પારસોના કે નથી હીંદુના પણ ઈંગરેજ બાલકો છે અને તોપણ તેઓ જે ધરમ કરેછે તે હીંદુ મજહબનો ફરમાવેલો ગઉદાનનો ધરમ છે અને તે સીવાએ બીજું કાંઇ નથી. આ ચીતરમા ચીતારેલી ગાય જેટલી નીરદોશ છે, તેટલાંજ તેની બરદાસત લેનારાં બાલકો પણ નીરદોશ છે, અને એ બંનેમાં ખુદરતે તે જે જીવ મેલેલો છે તેના ભલા ખવાશો ગોયા એકેક તરફ ખેંચાઇને આ ખુશ દેખાવ નીપજાવે છે. આ બાલકોના ચેહરા ઉપર મીઠો પેઆર નજરે પડેછે અને આ ગાયના ચેહરા ઉપર ઉપકાર અથવા હેશાનની ગોયા નીશાણ નજરે પડેછે. આ ગરીબ પસુની પેઆસ મટાડવા એકજ બાલક બસ છે, તોપણ આ બીજું બાલક પોતાના ખુદરતી ખવાશથીજ આ કામ તરફ ખેંચાયછે અને જાંણે કે તેનુ કામ નહી છતાં માતર પોતાની હાજરીથી આ કાંમને ટેકો આપેછે. આ ચીતરનો મોટો ધડોજ એ છે કે ગઉદાન કરવું એ આદમી માતરમાં ખુદરતી છે.

પરાંણીઓ તરફ પેઆર કરવાની આ ફરજ જેટલી મોટી છે, તેટલી વીચાર કરતાં ખોલલી પણ માલમ પડેછે. માણશને તો વાચા આપેલી છે અને પોતાની હાજત તથા જુસાઓને જાહેર કરી શકેછે. તે છતાંબી નબલાં માણશ પર દયા કરવા, તેને મદદ કરવા, તેનો બચાવ કરવાની આપણી ફરજ છે, તો તથીબી વધારે નબલાં જાંનવરો જેમની વાચા નથી અને જેઓ માણશને તાબે તથા માણસને આધારે છે, તેમના ઉપર માણશે દયા કરવી કેટલી વધારે ઘટઆન છે ! વળી આ પસુ જાંનવરો ખોદાના પેદા કરેલાં છે અને જો તેઓ કોઇને પણ જવાબદાર હોયતો પેદાના કરનાર ખોદાનેજ જવાબદાર હોવાં જોઇએ; માણશ પણ ખોદાતાલાનેજ જવાબદાર છે અને જો માણસની બુધી તથા બલને બાદ કરીએ તો ખોદાવંદની પેદાસ તરીકે તેઓ જાંનવરો સાથ એકસરખી પદવીએ છે અને તેથી ખોદાની એક પેદાસ બીજી પેદાસપર જબરી ચલાવે તે [illegible]દી વાજબી ગણાય નહી.

આપણી તકરારને હજી આગળ ચલાવીએતો આ [illegible]શુ જાંનવરોને જીવ આપેલોછે અને તે જીવ તેમને પેઆરો છે. પોતાની ઉપર જુલમાતને જેટલો માણસ ધીકારેછે તે[illegible]લો એ બીચારાં ઢોરો ધીકારેછે. જીવ બચાવાને જેમ માણસ નાહાસેછે તેમજ એ ઢોરો નાહાસેછે અને તે છતાં માણસ જે પોતે દુખ ખમવાને અશકત છે, તે જાંનવરો પર દુખ પાડે એ પણ નાલાએક છે. છેલી એક તકરાર એ છે કે આ મુંગાં જાંનવરો માણસના ઉપયોગને માટે આપેલાં છે. [illegible]પયોગની ચીજને સંભાલી રાખવી એ ફરજ માણસને ખુ[illegible]રતી છે, પણ નજીવી ચીજોને સંભાલી રાખવા બાદ આ [illegible]વદાર ચીજપર જુલમાત ગુજારવો એ માણસે પોતે પોતાને [illegible]કસાન કીધા બરાબરછે. દુનીઆંમા કોઈબી ચીજ ઉપયો[illegible] વગરની નથી. જીનામા જીના કીડાનેબી ખોદાતાલાએ [illegible]પયોગને વાસતે પેદા કીધા છે. ઉંદર જેવું ગંધીલું પરાંણું પણ ગલીચી સાફ કરવાને ઉપયોગી છે. માટે પરાંણીએ ઉપર બીન જરૂર જુલમાત ગુજારવો તે ખોદાતાલાને અપમાન સરીખું છે.

જાંનવરોથી ઈજા થતી હોય તેમને માણસે મારવાં [illegible]હી અથવા દુર કરવાં નહી એવી ઉપલું કેહેવાની મતલબ નથી. જાંનવરો ઉપર નકામો જુલમાત ઈચ્છા જફા ઘાટકપણે ગુજારવાની સાંમેજ ઉપલી તકરાર ઉભી રહી શકશે. તેમજ વળી જે માણસો પોતાથી ઉતરતાં પરાંણીઓ ઉપર, તેઓ ઉતરતાંછે એટલા વાસતેજ, પોતાના શોખ [illegible] આ ગમત ઈચ્છા એવાંજ કારણસર નકામી અને બીન જરૂર હેરાનગતી ગુજારેછે તેઓનીજ સાંમે આ તકરારને તાકીછે. એવાં ઘાટકી માણસો, એક લખનારના બોલોમાં, "હલકામા હલકા તથા નીચમા નીચ છે." તે માણસ "બાહેરથી દોલત, દબદબા ઈચ્છા દરજાથી પોતાની એબને ગમે એટલી ઢાંકવા માગે, પણ તે બાહેરના સઘળાં ઢાંકણ છતાં તે નીચપણું ઢંકાવાનું નથી." તેવા દરએક માણસે પોતાની છાતીમા આ શબદો કોરી રાખવા જોઈએ કે જે ધણી નીચમા નીચ કીડાને નકામુ દુખ દીએ તે ધણી તે કીડા કરતાં બી નીચ હોવો જોઈએ.

કવી કાઉપર કેહેછે કે "જે ધણી વગર કારણે એક કીડાપર પગ મેલે તેને હું મારા દોસતની ટીપમા લખશ નહી. જે ગોકલગાય સાંજને વખતે રસતા ઉપર ફસડીયાં ભરેછે, તે ભુલમા મુકેલાં એક પગલાંથી કચડાઈ જાયછે, પણ જેનામા ઈનસાનીએત પેહેલેથી ઉતરેલી છે તે જરા બાજુએથી ચાલશે અને તે પસુને જીવવા દેશે." આ વીચાર ઈનસાનીએત ભરેલા છે, અને એ નરીએત દરએક ઈનસાનનેજ માટે આપેલી છે. ઈનસાન જો પોતાથી ચહડતા સોકે

દયા ચાહાતો હોયતો પોતાથી ઉતરતાપર તેણે દયા કરવીજ જોઇએ કેમકે આતો દુનીઆનો કાયદો છે કે ઘાતકી માણસ પર કોઇકાલે દયા થનાર નથી, પણ દયા તેનેજ થશે કે જે દયા કરતો હોય અને તેથી દયાની ખુબી સમજતો હોય.

—ııı—

# લોકો.



## ઈરાંની લોકો.

આપણા હીંદુસતાન દેશની પુરવ તરફના લોકોની મુલાકાત લીધા પછે હવે પશ્ચીમ તરફના દેશોમા નજર કરી એતો ઈરાન દેશના રેહેવાસીઓ આપણું ધેઆન પેહલાં ખેંચેછે—ઈરાંનનો, પારસીઓનો પોતાનો અને પેઆરો મુલક, ઈરાની ઇઆને ફારસી ભાશામા "નીશફે જીહાન" એટલે કે અરધી દુનીઆંના નામથી ઓલખાતો મુલક, કાહની કીસાઓ વાળા બુલંદ અલબરોજ પાહાડવાળો અને ખીણો તથા ખુદરતી આતશખાંનાઓવાળો મુલક, અંજીર અને ખરબુચાં તથા ગુલેગોલાબના બાગોવાળો મુલક, ઈસતખરની અને બીજી નામીચી પણ નાશ પામેલી ઈમારતોનો મુલક, જરતોશતી મજહબને જનમ આપનારો મુલક, યુનાનીઓ અને રૂમીઓ જેવી પરજાઓને હફાવનારો મુલક, શીકંદર અને સીજર જેવા નામચીન શાનશાહોંઓસે લડનારો મુલક. એ દેશના હાલના રેહેવાશીઓને આપણ મોગલને નામે ઓળખીએ છઇએ, પણ પુસતકોમા તેઓ ઈરાંની દાખલજ લખાયછે અને બરોબર તપાસીશું તો હાલના ઈરાંની લોકો તેઓજ છે.

ઈરાંન નામ અસલી આરીઅન ઉપરથી નીકલેલું લાગેછે, અને આરીઅ ભુમી તે થઇ ગઈ છે, કે જાંહાં પારસીઓ, હીંદુઓ, આરબો અને યુરોપીઅનોના વડવાઓ સાથે રેહતા હતા અને જાંહાંથી તેઓ છુટા પડયા હતા. એ રવેસે ઈરાંન દેશનું નામજ તેના પુરાતનપણાની ગવાહી આપે છે. યુરોપીઅન ભાશામા તેને "પરશીઆ' કેહેછે જે તાંહાંના ફારસ નામનાં પરગણા ઉપરથી નામ નીકલેલું લાગે છે, ફારસ ઉપરથી પારસ, પરસીસ, પારસી અને પરશીયા થયુંછે. કેખુશરો અને સાઇરસના વખતથી તે સાસાનીઅન પાદશાહઓના વખત સુધી ઈરાંનીઓએ છેક ટાઇગરી સથી ઈનદસ નદીઓવેર વખતે વખત પાદશાહાત ચલાવી હતી. ૧૬ મી સદીમા શાહ અબાસના વખતમા ઈરાંનીઓએ ઘણી જાહોજલાલી પાછી મેળવી હતી. તેની દરબારે સર આનઠની અને સર રાબરટ શરલી નામના બે ઈંગરેજ ભાઇઓ ભટકતા જઈ લાગા, તેઓને શાહ અબાસે મોટાં માનથી રાખયા, તેઓએ ઈરાંનીઓને યુરોપીઅન કાયદે લશકરી કવાએદ શીખાડી, તથા તોપ અને દારૂગોલો ઈરાંનમા દાખલ કીધો અને ઈરાંનીઓ જે પેહેલાં માતર સમશેહરથીજ તરકીઓ સાથ જબર લડાઈ ચલાવતા હતા તેઓ હવે તોપથી લડતાં શીખયા. ઉપલા ઈંગરેજોની મદદથી ઈરાંનીઓએ પોરટુગીસ તથા તુરકીઓનો દોર ઘણો તોડયો. શાહ અબાસ પછે નાદીરશાહ ઈરાંનીઓનો મોટો શાનશાહ થઈ ગયોછે, જેણે પાછો હીંદુસતાન સુધી પોતાનો દસત ચલાવયો હતો.

સાસાનીઅન તબકાની શાનશાહાત સુધી ઈરાંનીઓ જરતોશતી ધરમ પાલતા હતા, પણ છેલા યજદજરદના વખતમા જરતોશતીઓનું રાજ પડી ભાગા પછે આરબોનો મુસલમીન દોર ઈરાનીઓ વચે ફેલાયો, જેઓએ કોરાન અને સમશેહેર હાથમા રાખી સરવે લોકોને વટલાવા માડયા અને જે થોડાક ઈરાનીઓ નાહાસી ગયા તથા જે થોડાકો સઘલો જુલમાત છતાં પોતાની અસલી દીનને વલગી રહયા તેઓ સીવાએ સઘલા ઈરાંનીઓ મુસલમાન થયા. હાલના મોગલો ઘણાખરા અસલી પારસી ઓલાદના છે. તેઓમાના કેટલાકોતો હજીબી જરતોશતી મજહબને બાતેનમા માનેછે. એ મોગલો સઘલા ઈરાંનની અસલી પારસીઓની તવારીખને પોતાની તવારીખ ગણેછે તથા કેખુશરો અને બીજા નામીચા પાદશાહઓના હેવાલો જે ઈરાંન દેશના અમરગ કવી ફીરદોશીએ જાલવી રાખયાછે તે હેવાલો ઉપર તેઓ ગોયા જીવ આપેછે. અલબતાં પારસીઓ તરફનો બીજો સઘલો પેઆર અને પારસી તરીકેના સઘલા જુસા તેઓના દીલમાથી મરી ગયાછે અને ઈરાંની લોકોની આજે એક જુદીજ કોમ થઈ પડીછે.

આ બાબતને મથાલે હાલના ઈરાંનીઓનું એક જોડું ચીતારયુંછે. તેઓનો ચેહરો અને અગત્ કરીને તેમાની ઈરાંની ઓરતનો ચેહરો આપણા જરતોશતી ઈરાંનીઓને બરાબર મલતો આવેછે. એ ઈરાંની લોકો બદને ઉંચા અને કદાવર હોયછે. તેઓની ચામડીનો રંગ સફેદ અને સોહામણોછે. તેઓના હાથ પગ જાડા અને ભરેલા છે. તેઓના ચેહરા લગાર ગોલ અને લાંબાછે તથા કાકેસીઅન ઓલાદના તેઓ ગોયા નમુના છે. ઉપરના ચીતરમા તેઓનો જે પોશાક ચીતારયો છે તે ઘણું કરીને ઘરમા પેહરી ફરવાનો છે. તેઓ ઘણું કરીને આંગમા એક ટુકો દગલો પેહરેછે, પગમા ઢીલી ઈજારો પેહરેછે, માથે લાંબી રૂઆંની ટોપી પેહરેછે તથા પગમાં રંગીન પોહલી સપાટો પેહરેછે. બાહાર બરવાસ જતી વેલા તેઓ બદન ઉપર મોટા જભા જેવું પેહેરણ નાખેછે. ઓરતોનો પોશાક માથાના લેબાશ સીવાએ બીજી બાબતોમા મરદોના પોશાકથી જાજો જુદો નથી. તેઓ ઘણીખરી પદદેપોશ રેહછે, કેળવણીથી બેનસીબ છે, પણ ઈરાંની મરદોનો તેઓ ઘણો પેઆર ધરાવેછે.

ઈરાંની લોકો મેહેનતુ, ખરતલ અને ચાલાક છે પણ તેઓ ગલીચ, નજીસ અને ફુવડ છે. એકનો એક પોશાક વખતે એક વરસવેર પેહરી રાખેછે અને તે તદન કોહી

જાય તાંહાંશુધી બદલતા નથી. તેઓનો મોટો ભાગ ખેતીવાડી કરેછે. આખું ઈરાન દેશ કાંઈ ફલવંત નથી. તેનો એક મોટો ભાગ તો ઉજડ અને નીમખના મેદાનનો છે, પણ વળી જે બાગો ફલવંત છે તાંહાં એટલો પાક થાયછે કે તેમા સઘલા ઉજડ ભાગ કરતાં વધારે ખંગ વલો રેહછે. એ બાગોમાં ઈરાંનીઓ ઘણીજ અછી ખેતીવાડી કરા જાંણેછે. જાંહાં નજર કરીએ તાંહાં આંખને તાહાડક આપનારી લીલોતરોના બાગો અને ફુઆરાઓનો ગોયા એક ગાલોચો બીછાવો દીધોછે. અકબી યુરોપીઅન ફલ એવું નાહી હયે કે જે ઈરાનમાં મલી નહી આવે. અગત કરીને અંજીર, તરબુચ, દરાખ, બદામ, અને પીચ વગેરે મેવા ઉપર તો લોકોનો મોટો ગુજારો ચાલેછે. એ રીતે ઈરાંનીઓ બાગાએત અને જીરાએતમા ઘણા પાહાવરદા છે. તેઓ એવા તોફો ગોલાબ ઉગાડેછે કે ૧૫ ફીટ ઉંચાં તેમના જાહાડ થાયછે.

ઈરાંનીઓ બાગબગીચાના ઘણાંજ શોકીન છે અને અગત કરીને ગોલાબ ઉપર મોહી પડેલા છે. ગોલાબમાથી તેઓ નાદર અરક બનાવેછે તથા બીજા અતરો તથા ખુશબો પણ ઘણી સરસ બનાવી શકેછે. તેઓ શીરાજની દરાખમાથી ઘણો તોફો દારૂ ગાલેછે. હથીઆરો, ગાલીચા, ઘણા દીપતા રંગોની છીટ, વગેરે બનાવીને તેનો તેઓ વેપાર પણ ગલાવેછે. તેઓનો વેપાર ઘણું કરીને અરબસતાન, હીંદુસતાંન, ટુરકસતાંન, રૂશીયા અને યુરોપના થોડાંક દેશો સાથ ચાલેછે. હમણા તેઓમા અફીણનો વેપાર વધી પડયોછે. ચીન દેશને અફીણ પુરૂ પાડવામા ઈરાનીઓ આપણા દેશ સાથ હરીફાઈ ચલાવા લાગાછે, જે વસતુનો પાક તેઓના બાગોમા દર વરશ વધતો ચાલયો છે. ઈરાંનીઓ ઘોડાનો વેપાર કરેછે. તે મુલકના ચોકસ ભાગોમાં જેમકે આજરબાઈજાનની ઉતરે તથા જાગરોસના હારેકટાર પાહડોની વચે ઘણાં ફલવંત ચરાધા આવેલાછે. તે ઉપર જાંનવરનો ચારો ઘણો અછો છે અને અગત કરીને મેંઢાં તથા ઘોડાની તોખમ ઉપર તાહના ઈરાનીઓ અતીશય ધેઆન આપેછે. છેક અસલી જમાનાઓથી એ ચરાધા આખાં ઈરાનનેજ નહી પણ દુનીઆના બીજા ભાગોને ઉંચો તોખમના ઘોડા પુરા પાડેછે.

ઈરાંની લોકો કસરતબાજ છે. તેઓ સવારી કરવામા હોશીયાર છે, અને જે પરદેશીને સવારી કરતાં નહી આવડે તેને તેઓ સઉ કરતાં વધારે ધીકારેછે. ઈરાન દેશની બાંધણીજ એવીછે કે આવજાવ કરવા માટે સવારી જેવો બીજો ઉપાયજ નથી. ઈરાંની લોકો કેળવણીથી ઘણા બેનસીબ છે. તેઓની કેળવણી કોરાંન પઢવામા તથા વાંચવા લખવામા આવી રહીછે, પણ વાંચવા લખવાનુ ઘણાખરા સઘલાઓ જાંણેછે. તેઓની ભાશા ફારસી છે, પણ ગામડાંઓમા તે બગડી ગઈછે અને દરી નામથી ઓલખાયછે. એ ભાશામા કવીતા, કાંહાંની કીસા, સહરાગાત અને નશીએતો પુશકલછે, પણ જે વીદીઆ હોનરોથી માણસનુ મગજ ખીલેછે તથા બુલંદીએ પોંહચેછે તેનું કશું જ્ઞાન એ ભાશામાં સાચવેલું નથી. તોપણ યુરોપીઅનોના સંબંધમા આવવાથી ઈરાંનીઓમા એલમ હોનરોનુ જ્ઞાન વધવા માડશે એવું લાગેછે. અગત કરીને ફરેંચ લોકો ઈરાનીઓ સાથ સારી મીતરાચારી બાંધેછે અને ઈરાનના અમીર ઉમરાવો પોતાના બેટાઓને ફરાનસ દેશમા કેળવણી લેવા સારૂં મોકલવા લાગા છે. ઈરાંનમા હમણા હમણા કાલેજ પણ થવા લાગીછે, છાપાનો હોનર દાખલ થયોછે, વીજલીનો તાર દાખલ થયોછે અને બીજી કલાઓ દાખલ થતાંજ સુધારો ચાલુ થશે એવી આશા છે. વરસો વરસ ધરતીકંપથી નાશ પામતા તબરીજ શેહેરથી ૧૮ માઈલ દુર મારાઘા નામનું શેહેર જંઘીસખાનના દોતરા હલાકુના વખતમા વીખયાત હતું, કે જાંહાં તે શાહજાદાએ પંદીતોને ભેગા કીધા હતા અને જાંહાં એક ડુંગરને મથાલે "આબસરવેટરી" ની નીશાણી હજી નજરે આવેછે.

ફારસી ભાશા જેને યુરોપીઅનો "એશીયાખંડની ઈટાલીઅન ભાશા" કેહેછે, તે મીઠી અને ફશાહત ભરેલી છે. એ ભાશામા શહુરાગાત એટલી થઈ શકેછે કે સાંમો ધણી ખુશાલીમાં ગરક થાયછે. એ ભાશાના મીઠાસથી તેને બોલનારા ઈરાનીઓની ચાલચલગતમા પણ મીઠાસ આવી ગયોછે અને એ લોકોમાં તાજીમતવાજો તથા અદબ અદાના જેટલા કાયદા જાએજ છે, તેટલા બીજા કોઈ લોકોમા નહી હશે. માન અકરામના એ કાયદા તે ઈરાંનીઓમા ગોયા એક વીદીઆ થઈ પડીછે અને તેને "કાયદએ નીશેશત વ બરખાશત" ઈઆને "બેસવા તથા ઉઠવાના કાયદા" એવું નામ આપેલુંછે. બચપણથી એ કાયદાની તાલીમ આપવામા આવેછે અને તેથી એક બાલક પણ પોતાના બાપની ગેરહાજરીમા તમારી એવી નમનતાઈથી મુલાકાત લેગે, તથા એવી અદા અને કુરનશ બજાવશે અને એવા મીઠા શબદોમા તમારી તારીફ કરશે કે તમે ખુશી થઈનેજ ઘર જવાના. કેઈ મીજલશમા બેસવું, કેઈ મીજલશમા ઉભા રેહવું, સરઘસમા કેટલી હારમા આલવું, અથવા પહરાણાને લેવા કાંહાંસુધી જવું, કેરે અને કેમ હુકો પીવો અથવા કાફી પીવી, એ સઘળી ફીરીઆમા તમારી હાજરી એક ઈરાંનીને પસંદ છે કે નહી તેની નીશાણી છે, પણ વધતી સહરાગાત તે ખુસામતની બેહેન છે અને ખુશામત સાથ જુઠું, દગો, તથા ઠગાઈ જોડાયલી રેહછે. ઈરાંનીઓ જેટલા મોકાછે તેટલા તેઓ જુઠાંથી વેગલા નથી.

અગત કરીને દરબારમા આ ઉઠ બેસની રીતભાંત ઘણી કંટાલો ઉપજાવનારી થઈ પડીછે અને યુરોપીઅન એલચીઓ તે સઘળા કંટાલામાથી પસાર થવા કરતાં પાદશાહના તખતની આગળ જવાનુંજ માડી વાલેછે. પાદશાહને "કેબલે આલમ" કેહેછે. ઈરાનના હાલના શાહ પાસે એક બાંગડીની જોડ છે, જેની કીમત એક કરોર રૂપીઆની ગણવામા આવેછે. એક બાંગડીમા હીરો છે, તેને "દરીઆઈ નુર" કેહછે અને તેના જેવો ઝલકાટ બીજા કોઈ હીરામા નથી. બીજી બાંગડીમાનો હીરો "તાજે માહ" નામથી ઓળખાયછે અને તે પણ ઝલકાટમા કોઈ બીજા હીરાથી બરોબરી થઈ શકે એવો નથી. ઈરાંનના શાહનું નાદર કારીગરીનું તખત હીંદુસતાનથી નાદરશાહાએ કરેલી લુટમાથી મળયુંછે. એ તખત સોનાનું અને હીરાનુંછે, તથા તેને હેઠેથી મોરનું રૂપ આપેલુંછે. એ તખત અતી ઘણું વખણાયછે.

ઈરાંની લોકોની વસતી ૧ કરોર માણુશની ગણાય છે. તેઓના બે ભાગ છે. પેહેલો ઠરીઠામ વસનારો ભાગ ૭॥ લાખ માણુસોનો છે, બીજો ભટકતો ભાગ બાકીના ૨॥ લાખ ઈરાંનીઓનો બનેલોછે. હંમેશના રેહનારાઓથી શેહરો અને ગામડાંઓ વસેલાંછે, અને વેપાર તથા ઉદયોગ તેઓના હાથમાં છે. ભટકતા લોકો મોસમ અને વખત પરમાણે પોતાના રેહઠાણુ બદલતા ફરેછે. બીજા ભાગમા તરકોમાન, આફઘાન, અને બીજી કોમોની ભેલસેલ થયલીછે. એ ભટકતા લોકોના ઘણાક ટોલા થયલાછે, જેમાના કેટલાક ટોલાઓ એકેકથી તદન સવતંતર છે, પોતાનું સઘળું રાજ પોતાની જંગલી રીત પરમાણે પોતે ચલાવેછે અને તોપણ સરકારને માન આપેછે જેઓથી સરકારને હંમેશ મોટી મદદ મળેછે. તેઓ ઘણાખરા ભરવાડનું કામ કરેછે અને તે પરજ જીવેછે. એ ભટકતા ઈરાંનીઓના પણ બે ભાગ થયાછે. કેટલાકો ભટકવાની આદત મુકી બેઠા છે, જેથી બીજાઓ તેમને ઉતરી ગયલા વીચારેછે. એ ભટકતાઓ આખું વરસ તંબુઓમાજ કાહાડેછે અને ઘરોમા વસવું તથા સુકું પાકું સીવાએ વધારે ખાવું તેમને મનસે હરામ છે.

સઘળા ઈરાંનીઓ ઇસલામી ધરમ પાલેછે, પણ તેમના ઉપલા બે ભાગ વચે ફરક પડી ગયોછે. "શેહેરેનશીન" ઈરાંનીઓ શીહા ગણાયછે, તેઓ મહમદના પેહલા તરણ કલીફો અબુબેકર, ઉમર અને ઉસમાનને ના પસંદ કરેછે તથા તેમને માતર ધરમની ગાદીના લુટારા ગણેછે, જે ઉપરથી તેઓ માતર ચોથા ખલીફ અલીનોજ દાવો ઘટતો વીચારેછે. ઈરાંની લોકોની પોણી વસતીનો એતેકાદ એ પરમાણેછે, પણ ભટકતા લોકોથી બનેલો બાકીનો પા ભાગ સુની મુસલમાનોનો છે, જેઓ ઉપલા તરણે ખલીફોને ખરા માનેછે તથા ઘણા ચાહેછે અને તેથી ઈરાંની લોકોના આ બે તડાં વચે ઘણીવાર જઘડો ચાલયા કરેછે.

---

## સોજાનું દરદ.

બદનના ભાગો ઉપર સોજો ચહડેછે, તે તરેહવાર જાતનો હોયછે અને તરહવાર કારણોથી થાયછે. નબલાઈનો સોજો ચહડેછે, લોહીમાંથી પાંણી થાયછે તો સોજો ચહડેછે, ઘણાક દરદોની આગળ ઇઆ પાછળ સોજો ચહડેછે. કેટલાંક દરદો જેમકે ભાગેલાં હાડકાંના છેડા ઉપર સોજો ચહડેલો ફાયદો કરેછે અને કેટલાંક દરદોમાં ફાયદો કરવા સારૂ સોજો ચહડાવાની દવા વાપરવી પડેછે. પણ અતરે જે સોજા વીશે બોલીએ છઇએ તે સાધારણ સોજાનું દરદછે, જે સોજો બીજાં દરદોને કારણ આપેછે, જે સોજો લોહી ધાઈ આવવાથી થાયછે. કદાચ એને મારે ઈંગરેજી શબદ વાપરવાથી વધારે સમજ પડશે. જેને ઈંગરેજીમાં "ઇનફલેમેશન" કેહછે, તે બદનના સાધારણ બનાવ ઉપર અમે અતરે થોડુંક લખવા માંગીએ છઇએ.

આ જાતનો સોજો બદનના કોઈ પણ ભાગ ઉપર આવી શકેછે. બદનની ઉપરના ભાગોમાં, જેમકે હાથ પગ વગેરેપર, તેમજ બદનની ઈંદરીઓપર જેમકે આંખ, કાંન, વગેરેપર અને તેમજ બદનના માહેલા ભાગોમાં જેમકે ભેજું, કાલજું, ગલું, ફેફસું વગેરેપર એ સોજાનું દરદ લાગુ પડેછે. એ રીતે જોતાં બદનનો કોઈ ભાગ એવો નહી હશે કે જે કોઈ પણ વખતે આ મરજને આધીન નહી હોય. તેમ કોઈજ એવો મરજ પણ હશે કે જે માણશજાતના બદન ઉપર આના જેટલી અસર ચલાવતો નહી હોય. કોઈવાર આ સોજો જલદી ઉતરી જાયછે અને કોઈવાર તે વધી પડી બીજાં દરદોપર નાખેછે. બદનના કોઈ ભાગ ઉપર તે થોડીજ ઇજા કરેછે, પણ ભેજાં અથવા ફેફસાં જેવા કોઈ ભાગ ઉપર લાગુ પડતાં તે મોટી ધાસતી પેદા કરેછે.

કોઈ પણ ઠેકાંણે આ "ઇનફલેમેશન" અથવા સોજો કેમ થાયછે તેની થોડીક સમજ આપણે ધરાવવી જોઇએ. આ દરદનો જનમ ચામડી તલેની બારીક "કપીલરી" ઇઆને બાલ બરોબરની નલીઓમાં થાયછે, કે જે નલીઓ તનદરોસત હાલતમાં લોહીથી પોશન કરવા તથા પરસેવ વગેરેને બાહેર કાહાડવાનું કાંમ બજાવેછે. પણ તે નલીઓમાં બીગાડ થવાથી તેઓ રાતાં લોહીથી ભરાઇ જાયછે, જેથી તે ઉપસી આવેછે અને તે ઉપર સોજો ચહડેછે. લોહી ભરાઈ જવા છતાં વધતું લોહી તાંહાં આવયા કરેછે, જેથી તે સોજાવાલો ભાગ બાહારથી લાલ થઈ આવેછે તથા ગરમ થઈ આવેછે. અને છેલે તે નલીઓ તંગ, કઠણ તથા ભારી થઈ હેઠલની જ્ઞાનતંતુઓ ઉપર દબાણ કરેછે તેથી આ સોજામાં જેવો બદનનો ભાગ તે પરમાંણે ધટકા ભરવાનું, અથવા હોંસા મારવા અથવા બીજું દુખ થાયછે. આ દરદી હાલતમાં સોજાવાલા ભાગના લોહી મધે ઘણો ફેરફાર થાયછે. તેમાં "ફાઈબરીન" નામની વસતુ તથા પાંણીનો ભાગ ઘણો વધેછે અને લોહીની બનાવટમા જે લાલ દાંણા આવેછે, તે ઘણા ઓછા થઈ જાયછે.

સોજાના દરદની સાધારણ સમજ એટલીજ છે. પછે તે સોજો એક આંગલાંપર હોય ઇઆ બદનના છેક અંદરના ભાગ ઉપર હોય, તોપણ તેનો સબબ અને સથીતી ઉપર જણાવવા પરમાંણેજ છે. ઉપલી સમજણથી એમ નહી વીચારવું કે હંમેશ આ સોજો લોહીમાં બીગાડ થવાથીજ આવતો હોય, લોહીના ફરવામા તથા હાલતમાં ઉપલો ફેરફાર બીજા કારણોથી પણ થાયછે. બાગીયાથી, જખમ થવાથી, ભોંકાયાથી, દાજવાથી, હવાનાં અથવા બદનની ગરમીના અચબુચા ફેરફારથી પણ લોહી એ પરમાણે ચોકસ ભાગ ઉપર ધાઈ આવીને સોજો પેદા કરેછે. એ વખતે તે આખા ભાગ ઉપર લોહી ઓછું વધતું કરેછે; કોઈ ઠેકાંણે ધીમે અને કોઈ ઠેકાંણે જલદી કરેછે.

ઉપલી હકીકત ઉપરથી "ઇનફલેમેશન" ને પીછાણવાની નીશાણો તરતજ વાંચનારી બાનુઓના ધેઆનમાં ઉતરશે. પેહેલાંતો સોજાવાલો ભાગ લાલ થાય, પછે તે સુજી આવે, તરીજી નીશાણુ એકે તે ગરમ થાય અને ચોથું તેમા બહુ આગ બલે, ધટકા ભરે અથવા ખેંચાંણ અને દુખાવો થાય. ભાગનું લાલ થવું, બીજાં દરદોમાબી થાયછે, પણ જારે આ "ઇનફલેમેશન" ના સોજાથી લાલ થયું હોય, તારે આંગલાં દાબવાથી તે જગા સફેદ થાયછે અને આંગલાં કાહાડવાથી પાછી લાલ થાયછે, તે ઉપરથી આ સોજો માલમ પડેછે. બદનની બાહારના અવીઅપો ઉપર સોજો લાગુ પડેછે તો આ નીશાણોથી તેની સેહેલમા પરીખશા

થાયછે, પણ બદનની અંદરના ભાગો ઉપરનો સોજો એ પરમાંણે દેખાતો નથી અને તેથી જલદીથી ઓળખાતો નથી. નબલાં માણસોને આ દરદ વધારે લાગુ પડેછે અને પોચા ખવાશના આદમીઓને હેરાનગતી વધારે માલમ પડેછે.

વઈદક શાસ્ત્રમા આ દરદના બે ભાગ કરેલા છે. એક "લોકલ" ઇઆને બદનના કોઈ ચોકસ ભાગ અથવા સાંધાને થતો સોજોછે. પણ જારે ઘણું લાગે એવા કોઈ ભાગ ઉપર "ઇનફ્લેમેશન" થાયછે તારે બદનની એવી હાલત બનેછે કે જે સાધારણ રીતે તાવને નામે ઓલખાય છે અને જારે ચોકસ રગોમા એ દરદ લાગુ પડેછે તારે "ઇનફ્લેમેટરી ફીવર" થાયછે. એ બીજી જાતના સોજાને "જેનરલ ઇનફ્લેમેશન" કેહુછે. વળી આ સોજો જુદા જુદા ભાગ ઉપર વધતા કે ઓછા વખતમાં ચહડેછે ઇઆ ઉતરેછે, તેમજ જેવો બદનનો ભાગ તેવો વધતો કે ઓછો વખત તે ટકા રેહછે. દરદના તે પરમાણ પરમાણે આ દરદના બીજા બે ભાગ કરવામાં આવયાછે, એક તીખશણ અથવા જોરાવર સોજો અને બીજો જુનો અથવા નબલો સોજો. દરએક દરદની હાલતમાં ખુદરત પોતેજ તે દરદને મટાડવાની તજવીજ કરેછે અને તેજ પરમાંણે આ દરદની વેળા બદનમાં તેને દુર કરવા માટે પોતાની મેળે હેઠલ ટાંકેલા ઉપાયો થાયછે.

૧ લો ઉપાય "રેસોલયુશન" ના નામથી ઓલખાય છે, ઇઆને ધાઇ આવેલું લોહી ધીમે ધીમે પાછું વીખરાતું જાયછે અને સોજો બેસી જાયછે. સાધારણ ધડ, ઘુમડાં તથા ફુલા એ પરમાણે બેસી જાયછે. ૨ જો ઉપાય જે ખુદરત કરેછે તે "હેમરેજ" નામથી ઓળખાયછે ઇઆને ફુલેલો ભાગ ફાટે અને તેમાંથી લોહી બાહેર નીકલી જાય. એ પરમાંણે ઘણાક સોજાના સાધારણ દરદો ફાટીને સાજાં થાયછે. ૩ જો ખુદરતનો ઉપાય "સુપરરેશન" નામનો છે, જેમાં લોહીનું પરૂં બનેછે અને તે ચામડી ઉપર ધીમે ધીમે દબાંણ કરી ચામડીને પોતામાં ચુસી લીએછે અને પછે ચામડીની ઉપર મોહડું કરી બાહેર નીકલેછે. ૪ થો ખુદરતી ઉપાય "ગાંગરેન" નામનો છે, તે એમ કામ કરેછે કે સુજેલો ભાગ અતીઘણો સુજી આવીને પછે કોહવા માંડેછે અને તે સુહુન મારી જાયછે, જેથી તનદરોસત ભાગ સુવેલા ભાગથી વેગલો રેહછે અને દરદ સોજા ભાગપર જતું નથી. એ પરમાણે આ દરદ સાજું કરવાને ખુદરત પોતેજ કોશેશ કરેછે અને કોઇવાર બાહારની દવા વગર દરદીને ખુદરતના આધાર ઉપર સંભાલથી રાખી મેળવામાં આવેછે, અથવા જો દવા દારૂની અગત પડેછે તો માતર ખુદરતના કામને મદદ આપવાનેજ તે દવા કામ લાગેછે.

આ દરદના ઇલાજો દરદી ભાગ તથા દરદની હાલત પરમાણેના હોયછે. જુદા જુદા ભાગ પરમાણે જુદી જુદી દવા વાપરવામાં આવેછે અને તે દવા આપણે અતરે લખવા બેઠા નથી. તેવી દવા કરવાનું કામ ડાકટરોનું છે. પણ આ દરદના ઇલાજોમાં જે સાધારણ કાયદા ધેઆનમાં રાખવા જોઇએછે, તેની ટુક સમજ આપીને આ વીશય આ પણ પુરો કરીશું. એક કાયદોતો એ છે કે જે બાહેરના કારણથી દરદ થયું હોય, તે કારણ પેહલાં દુર કરવું, જેમકે ગોલી વાગવાથી સોજો ચહડયો હોયતો પેહલાં તે ગોલીને દુર કરવી. બીજો કાયદો એ છે કે દરદી ભાગને જેમ બને તેમ આસાએસ આપવી અને તે ભાગને કાંઈ પણ મેહેનત ઇઆ હીલચાલ કરવા દેવી નહી. તરીજો કાયદો એ છે કે દરદી ભાગ ઉપરથી લોહીને ઓછું કરવું. જો દરદી કુવતમંદ હોયતો ડાકટરની સલાહ લઇને સંઘરાથી અથવા જલોથી લોહી કાહાડવામા ફાયદો છે. તેમજ લોહીનું જોસ ઓછું કરવા માટે જોલાબ પણ ઉપયોગીછે અને અકસર કરીને કબજ પેટવાલા દરદીનેતો જોલાબ જરૂરનો છે. જો દરદી નબલો હોયતો સંભાલ એ લેવો જોઇએ કે તેનું લોહી કાહાડવાને બદલે તેને કઉતીનો ખોરાક આપવો. ધાઇ આવેલાં લોહીપર જેમ જોરાવર માણસમા લોહીનું ઘણું જોસ થતું લગાર અટકાવવું જોઇએ; તેમજ નબલાં માણસમા લોહી ધીમે ફરેછે, તેના ધાઇ આવેલાં લોહીને નીકલી જવા માટે પુશતીકારકર ખોરાકથી કુવત પણ આપવું જોઇએ.

—ooo—

## બે જવાહેરોની કાંહાંની.

યુરોપખંડમાં રસીઆ દેશના શાનશાહા પાસ ઘણું જવાહીરછે, પણ તેમાના બે સરવેમા સરસ હીરાછે, તેની તવારીખ જાણવા જોગછે. એ બે હીરામાં એક કબુતરના ઇડાં જેવો છે, અને તેને રસીઅન લોકો "ઓરસુફ" કરી કેહેછે બીજો આપણી નાહાની આંગલીના જેટલોછે અને તેનુ નામ શાહાછે. એ બંને નંગો પેહેલા સોફીસ લોકો પાસ હતાં. તારબાદ તે નાદીરશાહાના તાજમાં બીરાજવા લાગા, જેને ઇરાનીઓ "દરીઆનો આફતાબ" અને "પાહાડોનો માહાતાબ" ને નામે ઓલખતા હતા. જારે નાદીરશાહાને મારી નાખવામાં આવયો, તારે તેનું જવેરાત લુટાઇ ગયું અને તેના જે કીમતી હીરાઓ હતા તે કેટલાએક સીપાઇઓને હાથ ગયા, જેઓએ ઘણી સંભાલથી છુપાવી રાખીયા.

એ પછે શા ફરાસ નામનો એક આરમીનીઅન પોતાના બે ભાઇઓની સાથ તે વખતે બુસોરામાં રેહેતો હતો. એક દાહાડે એક આફગાન તેની પાસ આવીયો, અને એક હીરો, જે "પાહાડોનો માહાતાબ" હતો તે એક પાનું, એક ઘણાજ મોહોટા કદનું માણક, એક સરસ પાણીનું સનીસચર જેને મોગલો "અલ્લાની આંખ" કેહેતા હતા, તથા બીજું કેટલુંક જવાહીર વેચવા જણાવીઉં. પણ આ જવાહીરની કીમત એટલીતો થોડી માંગી કે શાફરાસને શક ગયો કે એમાં કાંઇ દગોછે તેથી પોતાની પાસ ઘરમાં પઇસા નથી કરી બાહાનું કાહાડી તે આફગાનને બીજે દીને આવવા જણાવીઉં. શાફરાસ કાંઈ દગો રમે એવો શક તે આફગાનને ગયાથી તે શેહેર છોડી બીજે શેહેર નીકલી ગયો. સાફરાસ અને તેના ભાઇઓએ પેલી આફગાનની ઘણી પણ તલાસ કીધી પણ કેથે માલમ પડીયો નહી. થોડાંએક વરસ ગુજરવા બાદ એક દીવસ પેલો આફગાન પેલા તરણ ભાઇઓમાના એકને બગદાદમાં મલીયો. તેને પુછપરછ કરવાથી જણાવીઉં કે તેણેતો એક ઘણાજ સરસ ઘોડાની જોડ અને પાંસટ હજાર પીએસતરે તે સરવે જવેરાત વેચીયું.

એ ઉપરથી સાફરાસે તે જવેરાત ખરીદ કરનારનું ઘ

સોધી કાહાંડીયું કે જે એક જુ અથવા યાહુદી હતો. શાફરાસ તે જુની પાસ ગયો અને તેણે જે કીમત પેલા જવેરાતની આપી હતી તેના કરતાં બમની સાફરાસે આપવા જણાવીયું પણ તે જુએ આટલી કેમ તે વેચવા ના કહ્યું. પેલા તરણડે ભાઈઓએ પેલા જુને મારી નાખી તેની પાસનું જવાહીર ચોરી જવાનો ઠેરાવ કીધો. એ પરમાણે એક દીવસે પેલા જુને ઠોર કરી તેની સરવે માલ મતા ચોરી ગયા અને બીજે દીવસે તેના અસલ ધણી આફગાનને પણ ઠોર કીધો કે આ ખુન વીસે કાંઈ પણ પતતો મલે નહી. તાર પછે એ બે જણના ખોખાને નદીમા નોકાવી દીધાં. થોડા દીવસ પછે આ ચોરેલા માલના ભાગ કરતી વેળા તરણડે ભાઈઓ વચે કજીઓ થયો, તે ઉપરથી શાફરાસે પોતાના બે ભાઈઓને ઝેહેર દઈ ખુન કીધું.

તાર પછી આ બે જવેરાતોની ચોરીને સારૂં નાતરસ ખુન કરનારો શાફરાસ કાંનસટાનટીનોપલ નાહાસી ગયો, તાંહાંથી હોલંડ દેશમા ગયો, તે દેશમા રહી પોતાની પાસનું જવેરાત ઈયુરોપખંડની મોટી દરબારોમા વેચવા મોકલીયું. રૂશીયાની રાંણી બીજી કેથેરાઈને એકલો "પાહાડોનો માહાતાબ" જ ખરીદ કરવા જનાવીયું, એ ઉપરથી શાફરાસ રસીઆ દેશ ગયો અને તેને દરબારમા રાણીની હજુર દાખલ કીધો. આ એક હીરાની કીમત શાફરાસે નીચે પરમાણે માંગી—તેની જીંદગાની સુધી દર વરસે દસ હજાર રૂબલશનું વરસાન આપવું, પાંચ લાખ રૂબલશ દર વરસે પચાસ હજાર રૂબલસના અફતાએ દસ વરસમાં પુરા કરી આપવા અને અમીરી ખેતાબો આપવા. કાઉનટ કેનીન કે જે તે વખતે પરધાન હતો તેણે આ સાટું કરવાને જેમ બને તેમ વીલમ લગાડીઓ. એટલામાં શાફરાસ ઘણા લખલુટ ખરચથી કરજમાં આવી પડીઓ. એ ઉપરથી લાભ લઈ કેનીને આ હીરો ખરીદ કરવાનું સાટું એકદમ માંડી વાલીયું.

રસીઆ દેશના ધારા પરમાંણે શાફરાસથી પોતાનું દેવું અદા કીધા સીવાએ આ દેશ છોડી જવાએ નહી અને તેની પાસ પઈસા ન હોવાથી દરબારના જવેરીઓએ પેલો હીરો ઘણીજ જુજ કીમતે પડાવી લેવાનો ઠેરાવ કીધો. આ સઘલું તરકટ શાફરાસને માલમ પડવાથી તેની પાસનું બીજું જવેરાત જે હતું તે આ શેહેરમાં વેચી નાખી પોતાનું દેવું અદા કીધું અને શેહેર છોડી કેથે જતો રહો, એની પછવાડે જાસુસો મોકલવામાં આવેઆ પણ તેમને હાથ એ આવીયો નહી. દસ વરસ પછી પેલું સાટું પાછું જારી કરવામાં આવીયું તે વખતે શાફરાસ એસટરાખાનમાં રેહેતો હતો. એ વખતે શાફરાસે જરા ભારી થઈ રાણીને જણાવીઉં કે અગરજો તમારે આ હીરો લેવો હોએતો હું સમીરનામાં આવું અને તાંહાં તમારો એક આડતીઓ મોકલીને સાટું નકી કરવું. કેથેરાઈને એ પરમાંણે કરવાને કબુલ કીધું. અને તે હીરો આ રાણીએ છ લાખ રૂબલસ રોકડા, એક લાખ સીતેર હજાર રૂબલસની નોટ અને અમીરી ખેતાબો એ સરવે મલી નજદીક પચીસ લાખ ફરાનકસે વેચાતો લીધો.

સાફરાસે પોતાના બે ભાઈઓના ખુન તથા એક જુ અને એક આફગાનના ખુન કીધાથી પોતાને વતન જઈ શકીઓ નહી તેથી આશટરાખાનમાંજ રહો અને પોતાની જાતવાલી એક ઓરત સાથ નેકા કીધા. તેઓને સાત છોકરીઓ થઈ. તારપછે તેના એક જમાઈએ પોતાનો વારસો જલદીથી મલવાની ધારણાથી પોતાના સસરાનું ખુન કીધું. આ ખુની સાફરાસે જે મોહોટી દોલત એકઠી કીધી હતી તે શરવે જમાઈઓ વચે વેંહેચવામાં આવી. એ દોલત નજદીક પચાસ લાખ ફરાનકસની હતી તે શરવે જમાઈઓએ ઉડાવી નાખી, અને આજે આ શાફરાસના કુટુંબ કબીલા આશટરાખાનમાં ભીખારી હાલતે રેહેછે. (ક)

# રાત અને રૂત.

"દુનીયાંના દોડ" ના મથાલાં હેઠલ આપણે આ પરૂથવીના ગોલાની ગતી વીશે થોડીક તપાસ કીધીછે. પરૂથવી ફરેછે કે થંબછે, તે કેમ ફરેછે અને કેટલી ઝડપથી ફરેછે તે સઘલાંનો ટુક સાર એ છેલી બીનામા આપણે વાંચેયોછે. હવે દુનીઆંની એ દોડના પરીનામનો આપણે થોડોક વીચાર કરીએ. સુરજને થંભ રાખી પરૂથવીને દોડતી કરવામા શું ફાયદો થાયછે? શું ગરજ સરેછે? કોણની ગરજ સરેછે? એ અગતના સવાલો છે. આ બાબતની સમજ ઘણી સેહેલ છે, તે હેઠલ આપીએ છઇએ, જે ઉપરથી જણાશે કે રાત અને દીસનો દુનીઆમા દરરોજ જે બનાવ બનેછે અને વરશમા જે ચાર રૂતુ બનેછે તે આ પરૂથવીની ગતીનું પરીનામ છે, અને એ દોડ દુનીઆને ફાયદો કરનારી છે.




આગલી બાબતમાં લખેલી તરણ બીના આ વખતે યાદ કરવી જોઈએછે. એકતો એકે પરૂથવી પોતાની ધરી

ઉપર દરરોજ આસરે ૨૪ કલાકમાં ફરી રેહેછે. બીજી બીના એકે એ ગતી ઉપરાંત પરૂથવી આસરે ૩૬૫ા દાહાડે સુરજની આસપાસ ફરી આવેછે. અને તરીજી બીના એકે આ બેહુ ગતી વચે પરૂથવીની ધરી સુરજની સાંમે બરાબર સીધી રેહતી નથી, પણ હંમેશ જરા આરકતરી રેહુછે. આ પાછલી બાનાની વાંચનારી બાનુઓને આગલ સમજ પાડેલીછે, પણ ઉપલી આકરૂતીથી એ બીના ફરીથી વધારે સારી રીતે સમજ પડશે.

એ આકરૂતીમા પરૂથવીના ગોલાને એક કુડાંલાંમાં સુરજની આસપાસ ફરતો મેલયોછે. તેમાં ઉતરથી દખણ તેની ધરી પાડેલીછે અને મધીઅરેસા (ઇકુવેટર) નો છેડો સુરજની તરફ છે. પરૂથવીની ધરી ઉતરથી દખણ હોવાથી તેની આસપાસ પરૂથવી પુરવથી પશચમ અથવા એક બાજુથી બીજી બાજુએ ફરેછે, જેથી પરૂથવીના ભાગો ૨૪ કલાકમાં સુરજની બાજુએ એકવાર ફરી જાયછે અને તે બાજુના ભાગ ઉપર દીસ અને પછવાડેના ભાગ ઉપર રાત રેહછે. પણ આ ધરી દુનીઆના બેહુ દરૂઓની વચે હોવાને બદલે પુરવ અને પશચમ છેડાની અથવા મધીઅરેસાની વચે હતે અને તેથી જો પરૂથવી પુરવ અને પશચમ વચે અથવા બે આસપાસની બાજુઓ વચે ફરવાને બદલે ઉતરથી દખણ અથવા ઉપરથી હેઠે ફરયા કીધી હતેતો જેમ ઉતરથી પશચમ ફરવાથી સઘલા ભાગ સુરજ આગલ આવી જાયછે તેમ બનતે નહી, પણ માતર અડધાજ ગોલાપરના ભાગ ઉપરથી હેઠે ફરયા કરીને હંમેશ સુરજની બાજુએ રેહતે તથા બાકીનો અરધો ગોલો ઉપરથી હેઠે ફરવા છતાં તે શુરજ ગમ આવી શકતે નહી.

તેનુ પરીનામ એ થાત કે દુનીઆના અડધા ભાગ ઉપર હંમેશે દીસ અને બાકીના અડધા ભાગ ઉપર હમેશ રાત રેહત. પણ એ પરમાણે ધરતીને ઉપરથી હેઠે ફરતી મેલી નથી, મગર એક બાજુથી બીજી બાજુ ફરતી મેલીછે તેથીજ રાત અને દીસ સરવે જગોએ સરખાં પરમાણમા થઈ શકેછે. પણ વળી ચોકસ વખત સુધી ઇઆને શીયાલામા રાત લાંબી રેહછે અને ચોકસ વખત સુધી ઇઆને હુનાલામા દીવસ લાંબો હોયછે. તે ઉપરથી પેહેલેથીજ અટકલ કરી શકાયછે કે દુનીયાં એક બાજુથી બીજી બાજુએ ફરતાં તેની ધરી સુરજની સાંમે સરખી નહી પણ જરા આડી અથવા એક તરફ ઢલેલી હોવી જોઈએ. તે કેટલી ઢેલાવદાર છે, તે ઉપલી આકરૂતીમા જણાશે. આ કુંદાલામા ઉતર અને દખણ દરૂની લીટી સીધી નથી પણ કલમતરાસ છે, તે લાંબી ટુકી રાત અને દીસનું કારણછે.

ઉપલાં કુંદાલામા ઉપર અને હેઠે મારચ તથા સપટેમબર મહીનામા પરૂથવીને ફરવાની જે જગા બતાવીછે, તાંહાં પરૂથવીની આડી ધરી સુરજની સામે બરાબર આવે છે તથા તેના સઘળા ભાગપર કીરણો સરખાં પડેછે, જેથી વરસમા એ બેવાર દાહાડો અને રાત સરખી થાયછે, પણ કુંદાલામા આપણા જમના હાથ ઉપર દુનીયાંની ડીસેમબર માસની હાલત ચીતારીછે, જે વેળા ધરીનો ઉતર છેડો સઘળો અંધારાંમા ધંકાઈ ગયોછે તથા દખણ છેડો સઘળો અજવાળામા રહયોછે. એ છેડાઓ ઉપરથી જેમ ધરતીની વચેની લીટીઓ જોતાં જઈએ છઈએ તેમ તે લીટીઓ વધતાં ઓછાં અજવાળાં તથા અંધારાંમા માલમ પડેછે. એજ પરણે વળી કુંદાલાંના ડાવા હાથ ઉપર જુનમાસમા દુનીઆં ઉતર છેડો સઘળો ઉજરડાંમા રેહેછે અને દખણ છેડો છડામા લપેટાયલોછે. એ પરમાણે જેમ પરૂથવી સુરજની આસપાસ ફરતી જાયછે તેમ તેની ધરી આડી હોવાથી ધરતી ચોકસ ભાગો સુરજની તરફ વધતો ઓછો વખતજ રહીકેછે અને તે મુજબ વધતો ઓછો દીવશ અથવા રાત થાય

પણ હવે એમ સમજીએ કે આ ધરી એટલી આતરી રાખવાને બદલે કુંદાલાંમા સીધીજ રાખી હતેતો પનામ એ નીપજતે કે દુનીઆના સઘળા ભાગોમાં હંમે સરખો દાહાડો અને સરખી રાત રેહતે, પણ તેમ થતાં રસતી આર રૂતુની હાલની ગોઠવણમા ફેરફાર થતે. ર લાંબી હોયછે એટલે ધરતી એવે ઠેકાણે આવે છે કે તેના કસ ભાગ સુરજ આગળ ઓછો વખત ફરે તાંહાં સુરજ કીરણ પણ તેના ઉપર ઓછાં અથવા આરકતરાં પડેછે, ને તેથી તેટલા ભાગ ઉપર ઠંડી વધારે લાગેછે. તેમજ ળી ધરતી એવે ઠેકાણે હોયછે કે ચોકસ ભાગ સુરજની ત વધારેવાર રેહછે તો તાંહાં ગરમી વધારે માલમ પડેછે. પરમાણે દુનીઆંની દર વરસની મુસાફરીમા ધરતીની જ જુદી જગા મુજબ જુદાં જુદાં મુળકોમા એકસરખી આવયા કરેછે. રાત અને રૂતનો એટલો સંબંધ આપ જોઈએ છઈએ અને આશા રાખીએ છઈએ કે રાત અ રૂત કેમ થાયછે તેની વાંચનારી બાંનુઓને થોડીક સમજ ડી હશે.

---

## અજાએબ જેવી કસર.

ડયુક ઓવ માલબરો જારે ઘરડો થયો અને ચાલને અશકત હતો, તારે પણ પોતાની કલબમાંથી ઘેરવેર ડતી થંડીમાં અને અંધારી રાતે એક પાવલી બચાવવા સારૂ પગે ચાલીને જતો હતો. અગરજો આ ડયુકને એવું માલમ હતે કે તેની દોહોડ કરોડની દોલત તથા તેના ખેતાબો તેના કટા વેરી લારડ ટરેવરના નબીરાને મલસે તો તે આવી રીતે નાણું એકઠું કરતે ?

સર જેમસ લુથર એક દાહાડો "સેંટ જોરજીસ કોફી હાઉસ" માં ગયો હતો. તાંહાં પોતે જે કાંઈ ખાધું તથા કાફી પીધી તેના પઈસા આપવા સારૂ એક રૂપાનો સીકો વટાવીયો અને બાકીના પઈસા પાછા લીધા. પછી ચાકરોએ તેને ઉંચકીને ગાડીમાં બેસાડીયો, કારણકે તે લંગડો હતો. તે પોતાને ઘેર જઈને જોએછેતો પેલા તરાંબાંના સીકામાં એક સીકો સારો ન હતો, તેથી પાછો "કાફી હાઉસ" માં આવયો અને પેલો ખરાબ સીકો બદલી લીધો. આ સર જેમસને વરસ દાહાડે સાડાચાર લાખની આવક હતી. અને પોતાના મરણ પછી કોણને વારેસ નેમવો તે તેને માલમ ન હતું.

સર થોમસ કોલબી જે કીનસીંગટનમાં રેહતો હતો તે એક વખત ધરમશાલામાં જઈને રહયો હતો. તે એક વખત સીક હતો તેથી પરસેવો પડે એવી દવા ડાકટરે આપી અને જણાવીયું કે એ પીધા પછી બીછાનું છોડવું નહી

અને હવા જરા પણુ આંગપર લાગવા દેવી નહી. આ દ
વાઈ લઈને તે સુતો, પણ ઉંગમાં તેને યાદ આવયુ કે તે
પોતાના દારૂના ગોડાઉનની કુંચી હેઠેના ઓરડામાં ભુલી
આવીયોછે, તેથી લાગલો ઉઠીયો, કારણકે રખેને તે કુંચી
ચાકરોના હાથમાં જાએ અને તેઓ એકાદ બાટલી પોરટવા
ઈનની ચોરી કરે. આ તેના ઉઠવાથી અને ઓરંડા બાહા
ર ગયાથી તેને પવન લાગો અને તેથી આખેરસ તે મરણુ
પાંમીયો. આ માણુસની દોલત બાર કરોડની હતી. તે
વગર વીલે મરી ગયો જેથી તેની સઘલી દોલત ચાર પાંચ
પેગારીઓ, જેઓ તેના નજદીકના સગા હતા તેમને વેંહે
ચી આપવામાં આવી.

સર વીલીઅમ સમાઈથ જારે સીતેર વરસની ઉમરે
આવયો તારે તે બંને આંખે અપંગ થયો હતો. આ સ
માઈથને, ટેલર નામના ડાકટરે શંમજાવીયો કે જો તે જરા
જરા દેખતો થાએતો તેની મેહેનતના બદલામાં શાહાઠ ગી
ની આંપવી, આ વાત સમાઈથે કબુલ કીધી અને ટેલરે
પોતાની દવા જારી કીધી. થોડા વખતમાં ડાકટર પોતાની
મેહેનતમાં ફતેહ પાંમીયો અને સમાઈથ પોતાની બાકીની
જીંદગીમાં ચસ્માં વગર વાંચવા લખવા લાગો. પણ સમા
ઈથ પોતાની આંખ પાછી આવેલી જોઈને ખુંસી થવાને બ
દલે દલગીર થવા લાગો અને પોતાની દોલતમાંથી શાઠ ગી
ની જતી રેહેસે.તેનો વીલાપ કરવા લાગો. અને છેલે ડાક
ટરને ઠગવાની એક યુકતી સોધી કાહાડી, તે એકે તેણે એક
વધું મહીનો પોતાની આંખે પાટો બાંધી રાખીયો, અને ડા
કટરને કહુ કે મને બરાબર દેખાતું નથી, વાસતે ગમેતો
તમારી મેહેનતના બદલામાં વીસ ગીની લેવો. બાપડા ડાક
ટરે તે વાત કબુલ કીધી.

લોભી માણુસો પોતાના પઈસા બનચાવવાને ગમે તે
વી યુકતી કાંમે લગાડે તેને તેઓ ખોટું સમજતા નથી. (ક)

—•••—

## કલેજાું.



પેટ, પેટનો પદડો અને તેમાના કીમતી સાંચાઓની
તપાસ કરતાં કલેજુ ઓછું કીમતી અવીઅય માલમ પડ
તું નથી. હોજરીમા ખોરાક થોડો ઘણો પચેછે તથા પીગલે
છે, તાર પછે આંતરડાંમા તે ખોરાકના છેક છેલા તુબકા ઉપ
ર જે ફેરફાર બનેછે તેમા કલેજુ ભાગ લીએછે. વાંચનારી
બાનુઓને યાદ હશે કે ખોરાક હોજરીમાથી પસાર થાયછે,
આંતરડામાથીબી તેમજ પસાર થાયછે, પણુ કલેજામા કાંઈ
ખોરાક દાખલ થતો નથી તે છતાં ખાંનું પચાવાની કીરીઆ
મા કલેજુ કામ લાગે છે. જેમ જુસાઓને દીલ અથવા જી
ગર સાથ જોડવામા આવેછે તેમ કલેજુ પણ પેઆર અને
મોહોબતના ખેઆલ સાથ જોડાયલુંછે. એ સાંચો બદનમા
કેટલું કામ કરેછે તે તેના નીચલા હેવાલ ઉપરથી માલમ
પડશે.

પેટમાના સાંચાઓની આગળ અમે જે જગા બતાવી
હતી, તે જે વાંચનારી બાનુઓને યાદ હશે, તેઓ કેહશે કે
કલેજુ પેટના ઉપરના ભાગમા જમણી પાંસલીની હેઠલ મુકે
લું છે અથવા બરાબર બોલીએતો (કરેનીઅમ) પેટના પ
દડા સાથ તેને બાંધી રાખેલુંછે. એ મોટા ગુંબજ અને
ઘમન જેવા પદડા સાથ કલેજુ પાંચ જુદા જુદા સાંધાઓથી
વલગેલું છે. કલેજુ ઉપરથી ઉપસેલું અને ગોલ છે, પણુ
તલીએથી તેમા જરા ખાડો છે અને એ તલીઆંમાથી તેના
પાંચ ભાગ થયલાછે. કલેજું ૧૦ થી ૧૨ ઈંચ લાંબું, ૬ ઈં
ચ પોહલું તથા ઉપરથી હેઠલ ૩ ઈંચ જાડું છે. ઉમરે પોં
હોંચેલાં માણસના કલેજાનો વજન ૩ થી ૪ રતલ થાયછે.

એ યંતર પેટમા હોવા છતાં છેલી બે પાંસલીઓ તેને
ઢાંકેછે તથા બચાવેછે. તે પેટમા જેમ ગોઠવાયલું છે, તેને
ફેરવતાં તલીએથી એ યંતર કેવું લાગેછે તેનો એક દેખાવ
મથાલેના ચીતરમા આપયોછે. એ ચીતરમા કલેજાના તલી
આમા થયલા પાંચ ભાગ બતાવયાછે, અને તેમા જાંણવા
જોગ માતર એકજ ભાગ છે, જે ઉપલાં ચીતરમા 10 નીશા
ણુથી ઓળખાશે. તે પીતો છે, જેમા પીત એકઠું થાયછે.
પીતો કલેજાના આ તલીઆંને વલગેલોછે. તે પેરના આ
કારની માસની એક કોથલી જેવો છે અને કદમા માતર ૪
ઈંચ લાંબો ને ૨ ઈંચ પોહલો છે. કલેજામા પીત પેદા થા
યછે, તે આ પીતામા એકઠું થઈ રેહછે અને જારે આંતર
ડામા અડધો પીગલેલો ખોરાક દાખલ થાયછે તારે તે ખોરા
કને મદદ આપવા પીતામાથી પીત તેહાં ખાલી થાયછે.

કલેજાની બનાવટ લગાર નવાઈ જેવીછે. તે રેતીના
દાંણા કરતાંબી બારીક કણરસોનું બનેલુંછે. એક કલેજામા
એવા હજારો દાંણાનો જથો એકઠો થાયછે, પણુ તે
દરએક દાણાની અંદર અને બાહેર લોહીની જીણી
જીણી નેસોની જાલ પાંથરેલીછે. કલેજાનું એક મો
ટું કામ લોહી સાફ કરવાનું છે. તેમાં હજારો બા
રીક નેસોને રસતે લોહી દાખલ થવા પછે જાણે કે
ચારણીમાં ગલાતું હોય તેમ સાફ થઈને તથા તેમાં મીઠું
અને ચીકણું તતવ હુમેરાઈને તે પાછું નીકલેછે. કલેજા
નું બીજુ મોટું કામ ઉપર કહયું તેમ પીત પેદા કરવાનું
છે. જેમ હોજરીમાં ખોરાક પીગલાવાને રસ પેદા થાય
છે, જેમ આંતરડાંની બાજુઓમાથી પણ એજ કારણુસર ર
સ નીકલેછે, તેવોજ પીત પણ એક ખોરાક પચાવનારો રસ
છે. એ રસ પાતલો પાંણી જેવો છે, રંગમા અડધો લી
લો તથા અડધો પીલોછે અને સવાદમાં કડવો છે.

આંતરડાંમા બાકી વધેલા ખોરાકને એ રસ પીગલાવે
છે, એટલુંજ નહી પણ આંતરડાં હીલવવા અને તેની મા
રફતે ખોરાકને આગલ ઢકેલવામા પણ એ પીત કામ લાગેછે.
હોજરીમાંથી પીગલેલો તથા બાકી વધેલો ખોરાક આંતરડાં

મા આવયા પછે, તરણ જાતના રસ તેના ઉપર લાગુ પડે છે. એક રસ "પેનકરીઆસ" નામના એક ગાંઠમાથી નીકલી આવેછે, બીજો રસ આંતરડાંને લગતા બારીક ગાંઠો માથી પેદા થાયછે અને તરીજો રસ કલેજાંનો પીત છે. આ રસોથી ખોરાકનો પચવા જોગ સઘલો ભાગ આંતરડાં મા હેલી નેસો મધે ચુસાઇને પછે તેનુ લોહી બનેછે. એ રીતે ખોરાક ફરતો ફરતો નાહના આંતરડાંમાથી મોટાં આંતરડાંમા આવેછે, તેટલાં તેનું પાંણી વતીક ચુસાઈ જાયછે અને બાકી છુંછો વધેછે તે આંતરડાંમાં બંધાયછે અને સફરાવારે નીકલી પડેછે. નહી પચેલો ખોરાક જે રંગમા નીકલી પડેછે, તે રંગ પીતને લીધે મહડેછે. એ પીત દર રોજ બદનમા તરણ રતલને આસરે પેદા થાયછે.

## સમેદાની રોકાં ઝાડો.

ખુદરતની અજાએબીઓનો અંતજ કાંહાંછે ? પાસેના સફા ઉપર એક જાતનું જાહાડ ચીતારયુંછે કે જે આપણે ઇઆ આપણા વડવાઓએતો કદી જોયું નહી હશે એટલું જ નહી, પણ જે જોવા પછેબી ખરેખર જાહાડજ છે કે કાંઈ બીજું તે તરત વાંમનારી બાનુંઓના ખેઆલમાં પણ નહી આવશે. આસપાસના દેખાવથી જો આ જાહાડને છુટું પાડયું હોયતો મીનબતી બાલવાની ઘણી દાહાલોવાલી જે સમેદાંની આવેછે, તેવી કોઇ મોટી સમેદાંની મુકી હોય તેમ લાગે. અથવા જો તેને જાહાડ ગણીએતો દુનીઆના હાલના પોપડા તથા પેદાસની આગમય રાખશી કદના જાંનવરો તથા રાખશી કદના જાહાડોની જે વસતી થઈ ગયલી લુરઅના શાસ્ત્રે બતાવીછે, તે વખતનાં કાંઈ જાહાડનું આ ચીતર હોય એમ લાગેછે. પણ તેમ નથી. તે ખરેખર આપણી દુનીઆનું, હાલના જમાનાનું એક ઉગતું—અને તેનો દેખાવ ગમે એવો નવાઇ જેવો છે, તોપણ પોતાના વનમાં સાધારણ રીતે ઉગતું—દગેદગ ઉભાઇ જતું જાહાડ છે.

આ જાહાડ "ફરન" અથવા પાલાની જાતનું છે. જે જાતમાંથી નાહના "મશરૂમ" (ટોપીઓ) થાયછે, તેજ જાત આ મોટાં જાહાડમા પણ છે. એ જાહાડ અમેરીકાખંડમા મેકસીકો દેશનું વતની છે. કાલીફોરનીઆ દેશ છોડી જતાં તથા તેને લગતી કોલેરાડો નામની નદી વટાવા પછે, મેકસીકોને લગતું "ગલાડસન પરચેશ" નામનું મોટું પરાંત આવેછે. એ પરાંત પાહાડી અને સઘલું ફતરતું છે, અને તેના દેખાવમાં આ જાહાડથી અજાએબ જેવો હુમેરો થાયછે. ઉંચી કે નીચી સઘલી જગાઓમાં ઠારેઠાર મોટા સાટકાની મીશાલે જુદાં જુદાં કદના આ જાહાડો ઉગી નીકલેછે અને આખાં મુલકને નવાઇ જેવો દેખાવ આપેછે.

એ જાહાડને "સેરીઅસ જાઇગાનટસ" ઇઆને "રાખશી સેરીઅસ" કેહછે. જેને આપણ સાધારણ રીતે પાતરાં કહીએ છઇએ, તેવાં પાતરાં આ જાહાડ ઉપર મુદલ નથી, પણ સેજ અને બારીક રૂઆં જેવું કાંઇ ઉગેછે. એ જાહાડ પેરા લીલા રંગનું છે. તે આખું સીધુંને સીધું વીસથી પચાસ ફીટની ઉંચાઇ સુધી ઉગેછે અને સઘલી ગમથી એકજ સરખું જાડુ છે, જે જડાઈ એકથી બે ફીટની આવેછે. કોઇ સીધુંને સીધું એકજ થાંભલાની મીશાલે ઉગેછે, અને કોઇમા દાહાલીઓ ઉગેછે. તે ઘણીખરી દાહાલીઓ જાહાડના વચલા ભાગથી વધેછે, અને કોઇમા જાહાડને તલીએથી તો કોઇમા તેને મથાલેથી એ દાહાલીઓ ફુટેછે.

પેહેલાં ચાર અથવા બે અથવા એક બાજુએથી આડી દાહાલ નીકલેછે અને પછે તેમાથી વલી ઉભી દાહાલીઓ અસલ જાહાડનીજ મીશાલે સીધીને સીધી ઉપર વધે છે. એ દાહલો પણ જાહાડના જેટલીજ જાડી હોયછે અને તે પણ થાંભલાની મીશાલે ઉગયા કરેછે. કોઇવાર આ જાહાડનો દેખાવ દુરથી કોઇ નાશ પામેલી ઇમારતના થામલાઓ રહી ગયા હોય તેવો લાગેછે. કોઇવાર મોટી રાખશી સમેદાનીઓ આસમાનને લાગી હોય તેમ લાગેછે અને કોઇવાર એક માણશ હાથ આડા કરીને ઉભું હોય તેમ લાગેછે. એ જાહાડોનો દેખાવ, તેના કદ તથા તેની દાહાલીઓના આકાર પરમાણેનો છે.

આ જાહાડને મથાલે એક જાતના સફેદ ફુલોનો જુમખો ઉગેછે, જે ફુલ ખરી જવા પછે એક મીઠું ફળ થાય છે. એ ફળ કદમા અને ખવાશમા અંજીરના જેવું લાગે છે અને તાંહાંના જંગલી અપાચી તથા નવેજો જાતના લોકોને એ ફળ સારો ખોરાક પુરો પાડેછે. જે ભુમી ઉપર આ જાહાડ ઉગેછે, તાંહાંની હવા સીતલ, જમીન ધુલ વગરની અને આસમાન ઘણુંકરીને ખોલલું રેહછે અને તેમની વચે આ જાહાડોનું એક વન ઘણી મજાહ આપેછે.

## પચાર ઉપર નશીએત.

(અંગરેજી લખનારાઓ ઉપરથી.)

**પચારનું શુખ**—ઓ શુખી પીયાર ! કાંહા મલે એવો પયાર ! ખુશાલી, જેની હદ નહી ! સુખ, જેની જોડ નહી! દુનીઆના આએ કંટાલાથી ભરેલા ગોલા ઉપર હું ઘણો ફરયોછું, અને અનુભવી ડહાપણ મારી પાસ જાહેર કરાવે છે જે, જો ઇશવર, આ ઉદાસી ખીણમાં—આ દલદરી જીંદગીમાં આકાશી સુખના શરાબનો એકાદ ગોટ ચખાડતો હોય, તો તે તયારેજછે કે જયારે એક નરમાસ વાલું, એક મેકને જીવેજાનથી ચાહતું જુવાન જોડું એક મેકના હાથમા બંધ થઈ પોતાની નાજુક વાત જાહેર કરેછે.

**પચારમાં સુખી**—પચારમાં તેજ સુખી જે વરસોનાં વરસ સુધી પયાર જારી રાખેછે, તથા એકજ જણને ચાહેછે.

**ખરો પચાર**—જેમ વખતસરના વરસાદથી ફુલો કરમાતાં નથી, તેમ ખરો પયાર દુઃખના મોટા ઝપાટાઓથી પણ કમી થતો નથી.

**પચારની સુખી હાલત**—પયાર કરવો એ ઇનસાની વીચારોથી એક મંદીર બાંધવા બરાબરછે, જયાં એક સુંદર ખબુતરની મીસાલ આશા બેસેછે, જયાં આપણી જીંદ

ગી એક ખોદાઈ મીન જેવી તથા જુવાન દીસેછે, જેને સઘલી મઝાઓ, સઘલી મોજો તથા સઘલી ઈચછાઓ એકઠી મલી પવીતર કરેછે, જેની ઉપર તારાઓ, વાદલથી ઢંકાયા વીના ખુબસુરતીમા પરકાશેછે, તથા આસપાસ ઝરાઓ પોતાની ફુલથી ભરેલી કોનારીઓને બોસા લીએછે, અને જો દુનીઆં ઉપર બેહસત હોય, તો તે બેહસત એજછે.

**કબુલેલા પયારનું જોડું**—દીલ જરા પણ હાલીઆ વગર, કાંઈ પણ વીકાર થયા વગર તેઓ એક ઘરમા સાથે રહી શકતાં નથી; એકમેકની પાસે હોવાથી દરેકને કેટલો કરાર થાયછે, તે લાગીઆ વગર તેઓ સાથે બેસી જમી શકતાં નથી; એકમેકને વાસતે સપના આવીઆ વગર, દરરાતે આંસુ પાડયા વગર એક છાપરાં હેઠે તેઓ નીંદ લેઈ શકતાં નથી. દરેક નવી સવાર તેઓના પયારને વધારે નાજુક બનાવેછે, તથા દરેક નવી સાંજ તેને એથી પણ વધારે નાજુક, ને વધારે ઉંડો બનાવતી.

**પયારના ગુણ**—એક ઠંડીથી ભરેલી ગરમી, કવડાસથી ભરેલો મીઠાસ, મોજથી ભરેલું દુઃખ, જે વીચારોને આંખ, કાન તથા દીલ આપેછે; જે ઈછાથી પળાયછે, ખુશીથી પોશાયછે, અદેખાઈથી છુટું પડેછે, ઢોંગ કરવાથી મરી જાયછે, તથા અપકારથી દટાયછે.

**પયારમાં નાસીપાસી**—દુનીઆના સઘળાં દુખોમા જે દુખ સઉથી તીખું, સઉથી હરડતું જે દુખ છાતીના તુકડા કરેછે, તથા અકલનો નાશ કરેછે, તે દુખ આપણને તયારેજ લાગેછે જે જેયારે આપણી ખાતરી થાયછે કે જયાં આપણે પયારનો સઘળો વીસવાસ મુકયો, તયાં આપણે ઠગાયા છઈએ.

**સદગુણી પયાર**—જે પયાર ઉપર સદગુણના કાયદાની સતા ચાલેછે, તેજ પયાર માણસની છાતીમાં દાખલ કરવા લાયકછે.

**પયારને માટે પરણવું**—પરણવું હોયતો પયારનેજ માટે પરણજે, પણ તે આગલ જોજે કે જેનાં ઉપર તું પયાર રાખેછે, તે રમણીયછે કે નહી ! • A.



## કા ચ બો .



જાનવરોને લગતી વીદીઆમા કાચબો "પેટે ચાલનારાં પરાંણી" ના વરગ મધે આવેછે. એટલે કે તેઓના પગ મુદલ નથી એમ નથી, પણ તેઓના પગ જાજા મોટા નથી અને જાજા કામના નથી, અને ચાલવામા તેઓ સઘલી મદદ બદનની લીએછે. જેમ સરપ પેટે ચાલનારૂં જાનવર કેહેવાયછે, તેમજ દેડકો એ વરગમા આવેછે, ઘલોડી અને સોસવાટ પણ એજ વરગમાં છે અને કાચબાને પણ વીદવાનોએ એજ વરગમા મેલયો છે. એ વરગના સઘલાં જનાવરાંને, કાચબાથી સરપ સુધી બદન ઉપર ભીંગરાં અથવા કોટલાં જડેલાં હોયછે, તેઓ ઇડાં મેલેછે અને તે ઇડાંમાંથી તેમનો જનમ થાયછે, અને તેઓનુ લોહી માછલીની મીશાલે ઠંડું હોયછે. માછલી કરતાં આ જાંનવરોમા તફાવત એ છે કે માછલીને ફેફસાં નથી, પણ આ જાંનવરો ફેફસાંવાટે દમમાં હુવા લીએછે. તેમજ લોહીને ફેરવવા માટે માછલીના બદનમા જે દીલ મેલેલું છે, તેમા બે ખાડાછે, પણ આ વરગના જાનવરોનું "દીલ" તરણ ખાડાનું છે, જેથી પરીનામ એ નીપજેછે કે લોહી બદનમા ફરીને દીલમા પાછું આવવા પછે, તે સાફ થવા માટે તેનો માતર એકજ ભાગ ફેફસાંમા જાયછે અને બાકીનું લોહી સાફ થવા વગર પાછું ફરવા નીકલેછે. આ પરાંણીઓનું લોહી ઠંડુ રેહવાનો સબબ એ છે અને તેઓ ખાઈને સુસત પડી રેહછે તથા ખાધેલું જલદી હજમ થતું નથી તેનું પણ એજ કારણ છે.

ઉપલાં પેટે ચાલનારાં પરાંણીઓના વરગમાં સઉથી પેહલો ભાગ કાચબાનો છે. તેઓનાં હાડકાંનું પાંજરૂં તેઓનો બચાવ કરવા માટે ખાશ રીતે ઘડેલું હોવાથી એ જાતનાં સઘલાં પરાંણીઓનો ઉપલા વરગમા એક આખો જુદો વીભાગ કરી નાખયોછે. કાચબાની પાંસલીઓ ખભાં આગલથી પોહોલીછે તથા પીથ ઉપરની પાસલીઓને કદમા વધારી તથા પોહલી કરીને એવી રીતે જોડેલીછે કે છુટી પાંસલીઓને બદલે ગોયા એક આખું હાડકાંનું કોટલું બનાવેલું હોય તેમ લાગેછે. એ પાંસલીની બાહેર ચામડું નથી, પણ ભીંગરાં અથવા કોટલાંનું પડ કરેલું છે. જેમ આપણા લોહીમાથી નખ અને બાલ ઉગે છે, તેમ કાચબાઓનાં લોહીમાથી પાંસલીનાં કોટલાંની ઉપર આ ભીંગરાં ઉગેછે. હેઠલની ઇઆને કાચબાની છાતી આગલની પાંસલીઓ પણ ઉપરની પાંસલી માફક હાડકાંની પલેટની મીશાલે એકઠી થઈ ગઈછે તથા ઉપરની અને હેઠેની એ બેહુ પલેટો બાજુએથી સાથે જોડાઈ જવાને લીધે હાડકાંની ગોયા એક પેટી બનીછે અને કાચબાનુ આખુ શરીર તે પેટીમાં ગોઠવાયુંછે.

એ પાંસલીઓનાં પીંજરાંમાં કાચબો ધાસતીને વખતે પોતાનું દોકું અને પગ વટીક ખેંચી લઈને આખો પેટીમા બંધ થઈ અથવા છુપાઈ શકેછે. કાચબાની જાતને દાંત, પંજા ઇઆ એવાંજ બીજાં બચાવનાં સાંધનો ખુદરતે આપેલાં નથી, તારે તેને ભરાઈ જવાની આ હાડકાંની પેટી બનાવી આપવામા કુદરતનું મોટું દાહાપણ દીસેછે. કાચબાના જડબાંની આસપાસ પખશીઓની ચાંચ જેવાં સીગડાંનું પડ કરેલુંછે, પણ તેમને હેઠલથી ગોલ કીધેલાંછે, જેથી એ પરાંણીઓ પોતાના દાચાં વટે કરડી શકતાં નથી, પણ માતર બચડી શકેછે. જે કાચબાઓને પાંણીમા તરવા સારૂં બનાવયાછે, તેઓના હાથ, પગ એક આગબોટના "પાડલ" ની મીશાલે કામ કરેછે. કાચબા કાંઈ સઘલા પાંણીમાં તરતા નથી. પાંણીમાં વસનારા કાચબાની જાત જુદી અને ખુસકીપર વસનારા કાચબા જુદા છે. પે

હેલા "ટરટલ" અને બીજા "ટારટાઇસ" ના નામથી ઓલખાયછે.

પેહલી જાતના ઇઆને પાંણીમા વસનારા કાચબાનું એક ચીતર ઉપર આપયુંછે. એ પરાંણીઓની પાંચ જુદી જુદી જાત છે. એ પરાંણીઓ દરીઆઈ પાલા ઉપર ગુજારો ચલાવેછે, અને માતર પોતાના ઇંડાં મેલવા સારૂં જમીન ઉપર આવેછે. એ પરમાણે વરશમા તરણવાર તેઓ ઇંડાં મેળેછે અને દર વખત આસરે ૧૦૦ ઇંડાં મેળેછે. એ કાચબાની કેટલીક જાતનાં પરાંણીઓ ઘણા કદાવર હોયછે; કોઈવાર લંબાઈમાં પાંચ ફીટથીબી વધારે અને વજનમાં ૮૦૦ રતલ હોયછે. જમીન ઉપરના કાચબામાં ભીંગડાં ઘણાં શખત જોડેલાં હોયછે, પણ આ પાંણીમાંના કાચબાના ભીંગડાં જરા ઢીલાં હોવાથી તે વધારે વલી શકેછે.

પાંણીમા વસનારા કાચબામા એક "લીલો કાચબો" નામની જાત છે. એ જાનવરોના મોટાં ટોલાંને ટોલાં અમેરીકાના ગરમ મુલકોના દરીઆવોને તલીએ ઉગતા રોપાઓ પર પડી રેહછે અને વખતે વખત દમ લેવા સારૂંજ સપાટી ઉપર આવેછે અને પોતાના ઇંડાં મેળવા લાએક છુટી રેતીના કીનારાઓની શોધને માટે તેઓ સેંકડો માઇલની મુસાફરી કરેછે. એ કાચબો ખાધામા ઘણો લેહેજતદાર છે. બીજી જાત "ખલીરરોકો કાચબો" કેહેવાયછે. તે ઉપલાં ચીતરમા પાહેલો કાચબો છે. એ જાનવરનું મુડું ખલીરના દોકાં જેવું કઠણ અને અણીદારછે. તેની પીઠ ઉપરના કોટલાં વધારે કઠણ, સુમારાં અને શુંદર રીતે રંગબેરંગી હોવાથી, કાંસકી, નીખીઆ, દાબડીઓ વગેરે એજ કોટલાંમાથી બનેછે. દરએક જાનવરમાથી ૧૨ રતલ કોટલું નીકલેછે. એ કોટલાં કીનારી આગળથી એકેક સાથ જોડાયલાં નથી, પણ એકની ઉપર બીજાં પડની મીશાળે ગોઠવેલાંછે.

ઉપલીજ જાતનો એક કાચબો "ઠોઠ કાચબા" ને નામે ઓળખાતો લુમધીઅ સમુદરમા તથા આટલાનટીક અને પાસીફીક માહાસાગરોમા વસેછે. તેની પીઠ ઉપર કોટલાંને બદલે જાડું ચામડું આવેછે. "તાજાં પાંણીના કાચબો" વળી એક બીજી જાત છે, જેમા અમેરીકાની એકજાત લગાર નાશકારક અને કુવતમંદ છે. તેના પંજા અણીદાર તથા પુછડું લાંબું હોયછે અને તે અરધો ઇંચ જાડી લાકડીને કરડી ખાયછે. જમીન ઉપરના કાચબાના બદન પરનું કોટલું વધારે ભારી, જાડું અને કઠણ હોયછે. તેના પગ ટુકા અને જાડા અને હાથીના પગને મળતા આકારના હોયછે. એ કાચબો મજબુત જમીન ઉપરજ ચાલી શકેછે. તે કોઇને ઇજા દેતો નથી, તથા મુલીઆં, પાતરાં અને જીના જાનવરો ઉપર ગુજરાણ ચલાવેછે. તે શીયાલામા રેહવા માટે જમીનમા ખાડા ખોદેછે. એ જાનવર લાંબી મુદ્દત સુધી, નજદીક સો દોહોડસો વરસ સુધી જીવેછે.

# ઘરનો ગવરનર.

અંક ૮ મો.

## બજાર કરવું.

આપણા ઘરના ગવરનરને ઘર માંડવાનો ઘણોખરો સામાન અપાવયોછે અને હવે એ જવાન શેઠાંણી ઘર ચલાવાને તઇઆર થયાંછે. ઘર માડનારો નવી ઘર ધનીઆંણીએ અગત જોગ સામાન શું, કેવો અને કેમ ખરીદ કરવો તે આપણે થોડુંક દેખાડયુંછે અને હવે તેવણ ઘરનું કામ ચલાવાનુ શરૂ કરેછે.

પેહલું કામ સહવારના પોહોરમા બજાર મંગાવાનું છે અને હીઆં પણ આપણા ઘરના ગવરનરને ઘણું શીખવાનું છે. ઘરને માટે બજાર કરવું એ કેટલીક જવાન બાનુઓ વીચારેછે તેટલું નજીવું કે સેહેલ કામ નથી. ઘણી બાનુઓ ચાકરને જોઈતાં બજારના નાણાં આપેછે અને ઘણી તજવીજ રાખેતો એટલીજ કે તેની પાસેથી હીસાબ લીએછે.

પણ બજાર કરવાનુ કામ એટલુંજ નથી. પોતાના ભરતાર તથા કુટુંબને માટે સારો ખોરાક દરરોજ પુરો પાડવો એ બજાર કરવાની મતલબ છે. એ કાંમ જો બરાબર કીધું હોયતો કુટુંબના સુખમા તથા શંતોશમા ઘણો વધારો થાયછે. એટલા માટે બજાર સોજી, તથા તનદરોસતી અને સુખાકારી આપનારૂં મંગાવવું પડેછે. વળી તે સાથે ખરચમા લખલુટ ખરચ નહી થાય તેને માટે કીફાએત તથા કરકસરની સંભાલ રાખવી પડેછે.

પણ કેટલી વાંચનારી બાનુઓને દરરોજ બજાર બાબે કંટાલો થાયછે. જો બજાર સારૂં નહી આવયું હોય, જો ખોરાકી ખરાબ જાતની આવી હોય, જો ગોસત ચરતું નહી હોય ઇઆ તરકારી કાચી રહી ગઈ હોયતો ઘરમા કેટલો બલાપો થાયછે ? સરવે જણ જમતી વખતે કેટલી બડબડ કરેછે ? તેવું બજાર કુટુંબની તનદરોસતીને કેટલું આડે આવેછે ? કુટુંબની સલાહા સંપજ અને શંતોશમા કેટલો બગાડ કરેછે ?

વળી ખરચની બાબતમા દરરોજના બજારથી કેટલી બાનુઓને બલાપો થાયછે ? બરાબર ખરચ ચલાવતાં નહી આવડવાથી, ખરચ ખુટી જવાથી, ભરતારે આપેલાં નાણા કરકસરથી નહી વાપરવાને લીધે પુરાં થઈ જવાથી જીવને કેટલો કુહુરાપો થાયછે ? તેમજ કેટલી બાનુઓ ચાકરોને હાથે ઠગાયછે ? કેટલીવાર ભાવ તાલ નહી જાંણવાથી એકના બમના ભાવ ચાકરોને લેવા દઈ પછે પસતાવો અને કંકાસ થાયછે ?

આ સઘળું જો અટકાવવું હોયતો બજાર કરવા બાબે આપણા ઘર માડનારાં ગવરનરજીએ થોડીક તાલીમ લેવી જોઇએ. વાંચનારી બાંનુ પુછશે કે વળી બજાર કરવાની તાલીમ કેવી જોઇએ. અમે કહીશું કે 'બજાર કરવું એ એક વીદીઆ જેવી વીદીઆ છે, અને તેનાથી ફાયદા જાણવાના છે, તારે વાંચનારી બાંનુઓ અચરત થશે, પણ તે ફાયદાઓની ટુક સમજ હેઠલ ઉતારીછે, તે ઉપરથી ખાતરી થશે.

એક અગતનો કાયદો આ ઘર માંડનારી નવી પરણેલી વહુજીએ એ ધ્યાનમા રાખવો કે બનતાં સુધી બજાર લેવા પોતે જવું. પોતે જાતે બજાર કરવાથી જેટલો ફાયદો થાયછે, તેટલો બીજાઓ પાસ મંગાવાથી થતો નથી. પોતે જવાથી ઘણી રીતે નજર ખોલેછે, અકલ ઉંઘડેછે અને દુનીઆના વેહેવારનો અનુભવ મળેછે. પોતે જવાથી પોતાને મનગમતો માલ લેવાને બનેછે, તથા પોતાને મનભાવતો ખરચ કરી શકાયછે. હમણા આપણા મેદાનમા એવું શુંદર બજાર બંધાયુંછે કે તાંહાં પોતે જવાને કોઈબી બાંનુને કસી ગલીચીનો ઈઆ બીજી હરકત રહી નથી.

પણ બજારમા પોતે જાય અથવા બીજાને મોકલે તોપણ કાંઈ ખાલી હાથે જવાતું નથી. ખરચ જેટલું રોકડ નાણું સાથે રાખીને બજારમાં જવાથી જે સગવડ થાયછે તે ઉધાર ખરીદી કરવાથી થતી નથી. જેની પાસે રોકડ નાણું હોય તેને જો એક દુકાને નહી પરવડે તો તે બીજી દુકાને જાયછે. પણ જો ઉધાર માલ લેવો હોયતો ઘણું કરીને એકની એક ઓલખીતી દુકાનને વલગી રેહવું પડેછે. તેમ ઉધાર ખરીદીથી ઘણીવાર માલ ખરાબ મલેછે, એટલુંજ નહી પણ દસ પંદર ટકા મોંઘો ભાવ આપવો પડેછે. રોકડા ઘરાક ઉપર દુકાનદાર પોતેજ વધારે ધ્યાન આપેછે, કેમકે રોકડા પઈસા મલવાની લાલચ તેને મોટી છે અને તેવાં ઘરાકને તે ખોહોવા ચાહાતો નથી.

બજારમાં જતી વેલા શું શું જોઈએછે, તે સઘલું આગમચથી તપાસી તથા જાંણી લેવું એ બજાર કરવાનો એક બીજો અગતનો કાયદો છે. આજે શું શું જોઈશે તેજ નહી, પણ હંમેસ ભરી રાખવા જોગ સામાનમાં શું ખુટેછે અને શું કરવાનું છે, તે પણ આગમચથી નકી કરવાથી પછવાડેનો ઘણો કંટાલો ઓછો થાયછે. બજારવેર ફેરો ખાધા પછે કોઈ નવી હાજત નીકલી આવે એ ખીજવનારી બીના છે. વલી આ સઘલું બજાર મોહડેથી યાદ રાખવા કરતાં કાગલપર લખી લેવાથી પણ ઘણો કંટાલો ઓછો થાય છે, બજારવેર ફેરો ખાધા પછે કોઈ ચીજ ભુલી આવવું એ ઓછું ખીજવાટ ભરેલું નથી.

ઘરના ગવરનર બાઈ પોતે બજારમા ગયાં, પુરતા પઈસા પાસે લીધા, શું જોઈએછે તે લખી લીધું, પણ હજી તેવણ બજાર કરવાને પુરતાં લાએક થયાં નથી. બજાર ભાવની વાકેફગારી મેલવવી એ એક બીજી અગતની શરતછે, અને એ શરત ધ્યાનમા રાખવા વગર બરાબર બજાર કરતાં આવડશે નહી. બજારમા મલતી સઘલી ચીજોનાં ભાવ બજારમા ખરીદીપર જનારે જાણવા જોઈએ, નહી તો માલ વેચનારને હાથ તે ઠગાવા વીના રેહશે નહી. તે ભાવ તાલથી વાકેફ છો કે નહી તે દુકાંનદાર સેજમાં પીછાંણી લેશે. જારે તે જોશે કે તમે ભાવો સારીપઠે જાંણોછો, તારે વધારે ભાવ કેહેવામાં તે પોતાનુંજ નુકસાન વીચારશે, પણ જારે તે જોશે કે તમોને ભાવની કાંઈ ખબર નથી તારે ગમે એવા ભાવ અરાવામાં તે પોતાનો નફો જોશે.

છેલે ભાવ તાલ જાણવા ઉપરાંત માલની પરીખશા કરતાં આવડવી જોઈએ. બજાર કરવામાં એ સઉથી છેલો, પણ સઉથી અગતનો કાયદો છે. બજારમા જવુંતો માલ સારો લાવવો જોઈએ. સઘલી ખોરાકી તાજી, નરમ, અને સોઘી જોઈએ. પણ જુદો જુદો માલ સારો છે કે નરસો તે પારખવાની જુદી જુદી રીતી આવેછે. ગોસત તાજું છે કે વાસી, મરઘાં ફરબે છે સુકાં, માછલી તાજી છે કે કોહેલી તે સઘલું પીછાણવાના કાયદા હોયછે. તે કાયદાથી દરએક ઘરના ગવરનરે વાકેફ રેહવું જોઈએ. તેવા થોડાક કાયદા હવે પછેના અંકોમાં આપણી ઉપરતી શેહ્રાંણીઓને જારે પરગટ કરીશું.

---

## પરચુટણ બાબતો.

**તરકારી**—તરકારી અથવા વનસપતીના ખોરાકમા કેઈ ચીજ વધારે અને કેઈ ચીજ ઓછું પોશણ આપેછે, તે બાબે ફરાંનસના એક રસાએણીએ પોતાના અખતરાઓનું પરીનામ હેઠલ મુજબ આપયુંછે. ઘહુના આટાના બનાવેલાં પાંઉના ૧૦૦ ભાગમા ૮૦ ભાગ પોશણ કરનારી ચીજોના છે, ફરેંચબીનમા ૧૦૦ એ ૯૨ ભાગ, બીજી સીંગોમા ૮૯ ભાગ, વટાણામા ૯૩ ભાગ, અને મસુરમા ૯૪ ભાગ પોશણકારક છે. ૧૦૦ રતલ કોબીજ અને સલગમમા સંગીન ભાગ માતર ૮ રતલ છે, ગાજરમા ૧૦૦ એ ૧૪ રતલ અને પરેટામા ૧૦૦ એ ૨૫ રતલ સુકો ભાગ છે, બાકીનું પાંણી અને એવીજ બીજી પરવાહી છે. સારૂં પાંઉ અથવા રોટી માતર ૧ રતલ હોયતો તે ૨॥ થી ૩ રતલ પરેટાની બરોબર પોશણ કરેછે.

---

**લાગણીઓ**—આપણને જારે દરદ થાયછે તારે તેનું દુખ ઘણું લાગેછે, અસંતોશીઓ એ ઉપરથી વીચારતા હશે કે આપણને એવી લાગણી મેળીજ નહી હોતતો કેવું સારૂં, કે દુખ લાગતજ નહી, પણ તેઓ ભુલી જાયછે કે જેમ દુખ જલદી લાગેછે, તેમ જલદી તેનો ઉપાવ થાયછે. અગર જો દરદો લાગતાં નહી હોતતો કાંહાં સુધી તે ઉપાવ કરવા વના વધયા કરત !

---

**લારડ બેકનની નશીએતો**—"આબાદોની વચે નેકી, મઘીઅમપણું છે; શંકટ વચે નેકી, હીમત છે."

"પુસતકખાંના તે મંદીરો છે, કે જાંહાં ખરી નેકીથી ભરેલા આગળા ગુરૂઓની બાકી વધેલી ચીજ ઠગાઈ કે ખોટાં ડોલ વગર મેલીછે તથા જાલવી રાખીછે."

---

**થોડી જગામા બંધ કરેલી હવા** માહાભારત કામ બજાવી શકેછે. જેમ બાફની મદદથી સાંચા ચાલેછે, તેમ આ હવાની મદદથી સાંચા ચલાવા પાછલ વીદવાંનો ઘણુ ધ્યાન આપેછે અને હમણાથીજ ભુમખા, ગાડીઓ, એનજીનો વગેરે બંધ કરેલી તથા દાબેલી હવાના જોરથી ચલાવામા આવેછે. એરીકસન નામના ઈજનેરે અમેરીકા અને ઈંગલંડ વચે મુસાફરી કરનારી આગબોટોને બાફને બદલે હવાથી ચલાવા માટે એક મોટું એનજીન બનાવવું હતું, પણ તે કામ કરી નહી શકયું હતું; મગર અમેરીકામાં બેથી ચાર ઘોડાના બલના નાહના એનજીનો એન પરમાંણે હવાથી કામ કરનારાં ઘણાં સાધારણ છે. પાછલ

થી કપડાં વણવાના કારખાનામા બાફને બદલે દાબેલી હવા ને કામમા લેવા ઉપર ઇજનેરો મંડયાછે અને એવા સાંચો બનાવાંમા આવયોછે કે જેમાં કાંટલાને એકથી બીજી ગમ ફેરવવા માટે ચામડાંના પાટા, તેલ વગેરેની જરૂર પડતી નથી, પણ હવાનો ફુંફારોજ તે કાંટલાને ફેરવયા કરેછે. હાલના સાંચામાં કાંટલો એક મીનીટમાં ૧૮૦ ફેરા ફરેછે, પણ આ હવાઈ સાંચામાં કાંટલાને દર મીનીટે ૨૫૦ થી ૨૬૦ ફુક અથવા ફુંફારા લાગેછે.

---

**સચાઈ**—પકી મજબુતીથી રાસતીને વલગી રેહજો. પણ જારે સચાઈ જાહેર કરો, તારે ખુશી કરે એવા આકારમા જાહેર કરજો. સચાઈ તે એક ચીતરછે, પણ તેને કેહેવાની રીત તેની આરસીછે, જેમા મુકવાથી સચાઇ વધારે શોભેછે. અફલાતુન કેહતો હતો કે સાચું સાંભળવું અથવા બોલવું એના જેવું ખુશી ઉપજાવનારૂં બીજું કાંઈ નથી. તેનું કારણ એ છે કે એક ઈમાનદાર આદમીના જેવી બીજી મનપસંદ વાત એકે નથી, કે જે આદમી કાંઇ પણ દગાની ધારણા વગર સાંભળેછે અને કાંઈ પણ ઠગાઈની ધારણા વગર બોલેછે. (ફેમીલી ફરેંડ.)

---

**મોજ વીશે ઈંગરેજી કેહવતો**—"મોજ—ઘણાને વાસતે આપેલાં દુધમાથી થોડા જણને મળતી કીમતી મલાહી."

"મોજ—સુલેહના વખતમા લડાઇનો કારભારી."

"મોજ—એકલપેટા ખુલીઆ દેવોનું દોજખ, જેનો ધરમે હજી નાશ કીધો નથી."

"મોજ—ખહીથી ખવાતી એક પરજાના રોગીશટ ચેહરા ઉપર લોહીનો ધસારો."

---

**સવાલ**—ટાઈમસ આફ ઈંડયા છાપખાંનું મજબુત કેમ છે ? જવાબ—કારણ કે તેનો માલેક મલ છે.

---

**ઈંગલંડનો કોલસો**—ઈંગલંડના ઉદીઓગ અને આબાદાંનીનો બલકે દરરોજના ગુજરાણનો આધાર તાહનાં કોલસા ઉપર છે, કેમકે તાંહાં લાકડાં બાલવામા આવતાં નથી પણ લોકો કોલસો બાલેછે. આજ કેટલુંક થયું વીદવાનો ધાસતી બતાવેછે કે ઈંગલંડની કોલસાની મોટી ખાંનો ખપી જવા આવીછે અને બસો તરણસો વરશમા તે પુરી થશે. આ બાબત ઉપર મોટી તકરાર ચાલેછે. ઈંગલંડના વડા પરધાન મી૦ ગલાડસટનનુ એવું મતછે કે વેલસ પરગણાની કોલસાની ખાંનોમાં ૧૦૦૦ વરશ સુધી ચાલે એટલો કોલસો છે. વલી ઈંગલંડમાં ગેઆસનો ખપ એવો વધયોછે અને તે એટલી સસતી થઇછે કે માતર રોશનીને માટેજ નહી પણ ગરમી અને ખાનુ પકાવાને માટે પણ ગેઆસે કોલસાની જગા લીધીછે.

---

**વેચવાનોછે**—બાનુઓને માટે ઉંચો માલ કે જે વના કોઇબી બાનુએ બકાત રેહેવું નહી જોઈએ, તેની વીગત—

ઉંચું અતર, કે જેની ખુશબો કોઇબી રૂતુમાં ઉડી જશે નહી—નેકી.

ખુબસુરતી આપનારી દવા—નરમાશ અને વફાદારી.

હોટને સુધારવાનો ઉંચો મલમ—સખી જીવનો હસતો ચેહરો.

મગજની સઉથી સરસ તરી અથવા પાખ—હેશાનમંદી.

ઠંડીની મોસમનું સુકથાંનું—મીઠાસ અને માયા.

બાલને જેબ દેનારૂં તેલ—મલાહજો.

"કોલડકરીમ"—દાહાપણ.

આમડીને નરમ રાખવાનું "મીલક આફ રોસ"—પેઆર.

ઉંચામાં ઉંચું પોમેટમ—સબુરી.

લવંડર, કે જે જલદી ઉડી જાયછે માટે મજબુત બુચ દઈ રાખવું—દોસતી.

ચેહરા ઉપરની કરચલી અટકાવાની દવા—ખુશમીજાજ.

---

**આરસ પાહન** અથવા સંગેમરમરનો ફતર હોનરથી બનાવાની કળા નીકલીછે. વીદવાનોએ એવું બતાવયુંછે કે ખુદરતી જે સંગેમરમર જે બનેલોછે, તેની એક જાતમા કાંઈજ નહી પણ પાખ છે, જેમાથી કારખાનીક આસીદનો ગરમ થયલો બાફ પસાર થવાથી તે ચાખનો સંગેમરમર બનેલો છે. એ ઉપરથી ખુદરતની નકલ કરીને આદમી સંગેમરમર બનાવા માગેછે. તે બનાવાની રીત એ છે કે એક કોઠીના વાસણમાથી હવાને કાહાડી નાખી તેમા ચાખ અને લાઇમસટોન ફતરની લુકીને ગરમ કરવામા આવેછે, જેથી સંગેમરમર બનેછે.

---

**બોલતી વેળા** ઉલટું બોલાઇ જવાથી ઘણીવાર રમુજી ભુલો થાયછે. "પારો ભારીછે," તેને બદલે "પારી ભારો છે," એમ એક ભાશાણ કરતા બોલયોછે. આદુ કાંદાને બદલે "કાંદુ આદાં" કેટલીવાર ઘર ધણીઆંનીઓના મોહમાથી નીકલેછે ! ગલીમા ગાડી આવી એમ કેહતાં "ગાડીમા ગલી આવી" કેહેવાઈ જાયછે. નાટકકારોમા એવી ભુલ ઘણી અચબુંચ રમુજ પેદા કરેછે. "બાપ બરા કે બેટા ?" તે બદલે "બાપ બેટા કે બરા ?" એમ બોલતાં એક મીતરને સાંભળયોછે. એક નાટકકાર બોલવા માગતો હતો કે "તેણે બારણું બંધ કરી કુંચી ખીસામા મેળી" તેને બદલે તેનાથી બોલાઈ ગયું કે, "તેણે કુંચી બંધ કરી બારણું ખીસામા મેળયું." એજ પરમાણે "ગાલરીપરથી હાથમા બતી લઈને એક માણુશ પસાર થયો" એમ કેહેવાને બદલે "ગાલેરીપરથી હાથમાં માણસ લઈને એક બતી પસાર થઈ" એમ એક નાટકકાર બોલયો હતો.

---

**ધરમ પુસતક**, એ ધારાની ચોપડીછે, કે જે ખરૂં અને ખોટું બતાવેછે; એ, અકલની ચોપડીછે, કે જે ઘેલાને ડાહયો બનાવેછે; એ, સચાઈની ચોપડીછે, કે જે દરએક માતવીની ભુલો શોધી કાહાડેછે; એ, જીંદગીની ચોપડી છે, કે જે જાવેદાન સુધી દોજખમાં જવું કેમ તીયાગ કરવું તે દેખાડેછે. એમા, સઉથી સરસ ભરુસો રાખવા જોગ અને મનોરંજક તવારીખો સમાવેલીછે. એ, ઇશવર જ્ઞાનની એક સંપુરણ કેતાબછે એ જીંદગાનીની કેતાબછે. એ મુસા

ફરીની કેતાબછે, એ સફરની કેતાબછે. એ સઉથી સરસ ઈકરારનામુંછે. એ સઉથી સરસ કબાલોછે. એ જુવાનીઆઓનો સરવેથી સરસ દોસતછે. એ નીશાલીઆઓનો સરવેથી સરસ શીક્ષકછે. એ સીખેલા માનસનું મોહોટી કારીગીરીનુ કામછે. એ અનજાનીઆ માણુસનો કોશછે, અને દરએક માણુસને રસતો દેખાડનાર છે. એ નીમખહલાલી અને વીસવાસુને ઈનામની કબુલાત આપેછે. ક.

---

જાનવરોની ઉંમર—રીંછ ઘણામા ઘણું વીસ વરસ જીવેછે. કુતરો વીસ વરસ જીવેછે. કોહલું ચઉદથી તે સોલ વરસ જીવેછે. સીંહ લામબી જીંદગી ભોગવેછે. બીલાડી સરાસરી ચઉદ વરસ જીવેછે. ખીસકોલી અને સસો સાતથી તે આઠ વરસ. હાથી બારસો વરસ. ડુકર વીશે એવું કેહેવામા આવેછે કે તે તીસ વરસવેર જીવેછે. ગેનડો વીસ વરસ. એક ઘોડાને સારૂં એવું કેહેવામા આવેછે કે તે બાસટ વરસવેર જીવીયો હતો, પણ સરાસરી ૨૫ થી તે ૨૦. કોઈ કોઈ ઉંટ સો વરસ જીવેછે. સાબર ઘણી લામબી ઉંમર વેરં જીવેછે. ,મેંઢો દસથી વધારે જીવતો નથી. ગાય પન દર વરસ જીવેછે. કુલીયર એવું ધારેછે કે કોઈ મગરમછ એક હજાર વરસ જીવેછે. ડોલફીન નામની માછલી તીસ વરસ જીવેછે. વીએનામાં એક ગરૂડ પક્ષી મરણ પાંમીયું તેની ઉમર ૧૦૪ વરસની હતી. જંગલી કાગડો ઘણામા ઘણો સો વરસ જીવેછે. રાજહંસ તરતથીને સાઠ વરસ જીવેલાંછે. મી૦ મેલરટ નામના સખ્સ પાસ એક હંસનું પાંજરૂ હતું, તે હંસ ૨૯૦) વરસની ઉંમરે મરણ પામીયું હતું. કાચબા એકસોને સાત વરસ જીવેલાછે. ક.

---

## ઘરઘતુ નુસકાઓ.

**મરઘીની કરી**—મરઘીના પીછ કાહાડવા પછે તથા તેને સાફ કરવા પછે, તેના નાહના કકડા કરીને તેમને એક કલાક સુધી ઠંડાં પાંણીમા રાખી મેલવા. એક જુદા "સાસ પેન" માં એક કાંદાને ચુરો કરીને નાખવો, તેપર બે અંઊસ તાજું માખણ નાખવું અને થોડોક મેંદો નાખવો, ને પછે કાંદો, મેંદો અને માખણને ધીમે ધીમે કાલવયા કરવું. આખી મેળવણીનો રંગ બદલાયા પછે મરઘીના કકડાને તેમા નાખવા, એક મોટો ચમચો ભરીને કરી પાઊડર નાખવો તથા તરણ પેંઠ પાંણી નાખીને ચુલાપર મેલવું. મરઘી તદન નરમ થાય તાંહાંસુધી પકાવવું, ને પછે ચુલેથી ઊતારવા બાદ લીબુનો થોડોક રસ છાંટીને એ કરીને વાપરવામા લેવી.

**આઈસકેક**—આટો ૨ રતલ, માંખણ તાજું ૧ાા રતલ, ખાંડ ૨ રતલ, ઈડાં ૧૦, દુધ ૦ાા પેંઠ, સંતરા અને લીબુની છાલ (ભેળેલી) ૦ાા રતલ, જાયફલ ૧, રાઠાંબીઆ ૧ વાઈન ગલાસ ભર, આરેંજ ફલાવર વાટર ૧ વાઈન ગલાસ ભર, બાન ૨ મોટા ચમચા ભર.

આટાને સારીપઠે સુકવવો, ખાંડને સારીપઠે વાટીને ભુકી કરવી, ઈડાંને સારીપઠે કાલવવાં, સંતરા અને લીબુની છાલની ઝીણી કાતરીઓ કરવી, અને જાયફલને ખમણવું. પેહેલાં માખણને લાકડાના ચમચા વડે કાલવીને મલાઈ જેવું કરવું, ને પછે ઊપલાં સઘલાં વસાંણા, દુધ, રાઠાંબીઆ તથા આરેંજવાટર સુધાં તેમાં ઉમેરવાં. તેમને સારીપઠે એકરસ કીધા પછે બાન નાખવું. અરધો કલાક સુધી તેને આતશ ઊપર ઊપસવા દેવું, ને પછે માખણ લગાડેલાં તીનમા તેને ૧ કલાક સુધી સેંકવું. ભઠીમાંથી બાહાર કાહાડતાં વારજ તેના મથાલાં ઊપર ઈડાંની સફેદી ચોપડીને તેનો પાકો કરવો, ને પછે ખાનની ભુકી તે ઊપર પુસકલ ભભરાવવી અને તે ઊપર ભોહરો કરવો.

**લીબુના પફ**—ખાંડ ૧ા રતલ, છાલ ૨ લીબુની, સફેદી ૩ ઈડાંની.

પેહેલાં સોઝ ૧ા રતલ ખાંડને ચારવી તથા એકરસ કરવી, ને પછે લીબુની છાલને સારીપઠે ખમણીને તે ખાંડ સાથ મેલવવી, તારપછે ઈડાંની સફેદીને ઘુટી કાલવીને તે ખાંડ તથા છાલ સાથ મેલવવી અને તે સઘાને એક કલાક સુધી કાલવયા કરવું. એ પછે મેલવણીને ટીનની પલેટોમા કાગલ પાંથરીને તેમાં પફના આકારમાં રેડવું તથા મધીઅમ ભઠીમાં સેંકવું.

---

## રમુજે ફુરસત.

૧. પીલો પણ નહી પોપટ, કાલો પણ નહી નાગ,
પંખાલો પણ નહી પંખી, ઊડે પણ નહી કાગ.

૨. કાલો છે, પણ કાગ નહી,
લાંબો છે, પણ સાપ નહી,
તેલ ચડે, હનુમાન નહી,
ફુલ ચડે, માહાદેવ નહી,
બોલો બીજું શું લઈએ ?
નામ કામ શું કહીએ ?

૩. છઊં હું કેઆનીઆન ઓરતનું એક નામ,
મારો પેહેલો અરધો માગેછે લોક તમામ.
મારા પેહેલા બીજાથી રેહેછે સારવે સગાઈ,
હોઊ જેની પાસે તેની કરાયું વડાઈ.
મારે વાસતે થાય સારાં માઠાં કામ,
મારા પેહલા અરધાથીજ સઊ કીરતીને નામ.
મારો પેહેલો અને તરીજોછે મોહડાંનો એક ભાગ,
જે ઓરતમા તે પરો તેના માટીનાજ અભાગ.

LUCY.

૪. આપુંછું હર સાળ ચોકસ તમાશાની યાદ,
લાવુંછું કોઈવાર ફંકાસ અને કોઈ વખત રીસાદ.
પેહેલા બે અક્ષરોથીછે શરીરનો એક ભાગ,
જે બોલવાને ખાવા કરેછ મેહેનત અથાગ.
છેલા બે બોલથી છે એક દારૂનું નામ,
જે પીવા તેમજ ભરવામાં આવેછે બહુ કામ.
પેહેલા અને તીજાથી છું હું પક્ષી વાંચનાર !
દેખાવ બહુ રંગીલો ને ખુબસુરતી અપાર !
પેહેલા, બીજા, તરીજાથી વળી છું હું સીકકો એક,
વપડાસમા થોડો પારખો બેહેનો નેક.

S. E. D.

૫. મારો પેહેલો અક્ષર કાહાડી નાખયા છતાં મારો અરથ જેનો તેજ રહેછે. પેહેલો અને બીજો મલી હું એક જાતનો અનાજ છું, અને પેહેલો અને છેલો મલી હું એક જાતનો મસાલો છું. રોજના વપરાસની ચીજ છઊં. S. E. D.

૬. પેઆરી બાંનુઓ જયારથી તમો બાર વરસના થયાંછો તયારથી હું તમારી સાથેછું તે છેક તમારી જીંદગીના છેડા સુધી રેહેવાની. મારો જનમ ચીનમા થયો હતો અને પછે પેંસાનમા પણ મારી બેહનો જનમેછે. હું સફેદ છઊં, કાલી છઊં, લાલ, પીલી, લીલી, બધુ ને બીજા દરએક રંગની છઊં. ખુશીમા કે ગમીમા તમારી સાથેજ છઊં ને હું ગમે તેવી ખરાબ છઊં તોબી તમો મને સારીજ કેહોછો.

૭. હું સઘળાં માણસોને પેટમાં રાખુંછું સદાકાળ—અને જ્યારે જરાક તેમના પેટમાં હું બાઊંછું ત્યારે તેઓ મને આંચકો મારીને કાહાડી મેલેછે, તો પણ હું એવી હઠીલીછું કે દર પલે જ્યા વગર રેહેતી નથી. જો કે મારા વગર કોઇને એક પલવાર પણ ચાલતું નથી, તોપણ મને મેલવાને કોઇ કાલજી રાખતું નથી કેમકે હું જ એટલી સોખ છઊં કે પોતે તેમને જઇ મળું છઊં.

---

## ખોલાસો ગઈ વેલાનો.

૧—કર, એટલે હાથ. દસ આંકડા હાથની આંગલી ઊપર ઊપરથીઆછે. હાથમાથી ધન પસાર થાયછે. ધનની સખી આં જેમ પંદર રૂપીઆની સખી ૧૫ છે.

૨—૬ અખશર.

૩—તરસ—સરત—તસ—રસ.

૪—ખબુતર—ખર—બુત—તર.

૫—કુંવરબાઇ.

---

## મી૦ ટી. સી. હોપ.

### દોહરા

(નવસારીના રેલવે સ્ટેશન ઉપર જલાલપોરના એક રેહેવાસીએ ગાઇ સંભળાવેલા.)

દેશી જણુની બુજની, પારખનો લેનાર,
રૂશવતખોરા લાંચિયા, ખુલ્લી દેનાર.
ભાષા ગુજરાતી ભણી, લીધીછે ભરપુર,
શાળાઓમાં સંચરી, પસરી પુરેપુર.
દીલમાં દેખંતી દયા, કરે નહી તે કોપ,
ભરતખંડમાં ભાળીયા, હેતે ટી. સી. હોપ.
અગાડસે સત્તાવને, નીકળી નોરમલ ક્લાસ,
હેતથી હોપે રચી, રાખી નહી કચાસ.
એજયુકેશન ઉપરે, નીમાયાના હોપ,
તે અવસરતો તેમણે, વાવયા વિદ્યા રોપ.
સુરત શે'ર સુધારિને, ઇંદ્રપુરી અનુસાર,
કીધું કોડ કારમું, સુશોભિત આ વાર.
ગરીબ ગુરબાઓ તણાં, થયાં દુઃખ સહુલોપ,
કોપ ગયો કયલાસમાં, આવયે મીસ્તર હોપ.
રેવનીઆુની રીતના, ટયાં પુસ્તક જોર,
ઇલાકા આખા વિષે, પુરી પાડી ખોર.
જળથી જુદી જઇ પડે, મીન કદી કો વાર,
અવસર એ આવી અડયો, સુરતની મોઝાર.
સુપાટ રસ્તા, પુલ ને, નિરમલ તાજી નીર,
હદયેથી રૂદન કરે, ધારી ન શકે ધીર.
ઇમારત ઊંચી અતી, ઘડી જાણવા કાજ,
તે તો કંપારો કરે, મુકી મનની માજ.
દીવા બતીઓ ડોલીઓ, વીચરવા કંથ વિદેશ,
રડાપાની રાતનો, ધારણ ધરિયો વેશ.
મુંબઇવાસી માનવી, આશા રાખે હોપ,
તે જઇ પુરી પાડજો, અડચણ કરજો લોપ.
કરી કાયદો દુરને, તેડયા ઉલટ ભેર,
બાર માસાની અંદરે, કરજો લીલા લે'ર.

---

## મી૦ કરસનદાસ મુલજી વીશે કવીતા.

### પદ (રાગ બિલાવળ).

દૈવ અરે તેં આ શું કરયું ? કિધો અકરારે કેર,
કરસનદાસ જે વિરને, લેતાં ઉપજી ન મ્હેર. દૈવ અરે૦
મીત્ર તણા સ્વર્ગે વાસનાં, જ્યારે સાંભલ્યાં વેણ,
પેટમાં પડીયોરે ધ્રાસકો, ગળવા માંડયાંરે નેણ. દૈવ અરે૦
મિત્ર તણા પત્ર આવતા, બિજે ત્રીજે હમેશ,
કોણ હવે લખનારરે, રહી આશ ન લેશ. દૈવ અરે૦
પ્યારા ભાઈ કરી મને પત્રતો, લખશે કોણરે મીત્ર,
હેત ઘણું તારૂં સાંભરે, ખરા મીત્ર પવીત્ર. દૈવ અરે૦
દુર વસ્યા જઈ તોયપણ, નોતી જરા જુદાઈ,
નિશકપટીપણે પત્રતો, લખતા લાયક ભાઇ. દૈવ અરે૦
મનસુબા સૌ મારા મન તણા, રહ્યા મનડારે માંય,
આશાતો પુરી નવ થઈ, ધારયું ધણીનું થાય. દૈવ અરે૦
ભર ચોમાસામાં પક્ષીઓ, માળા મુકે ન ભાઈ,
રાજ વૈભવ મુકી કયમ ગયા, કરી કુટુંબ જુદાઈ. દૈવ અરે૦
દુર દેશથીરે આવતા, મળતા હસતેરે મુખ,
અમારા મનનીરે વાતતો, કેહેતાં ભાઈ સુખ દુખ. દૈવ અરે૦
મિત્ર તારીતો માયા ઘણી, નવ વિસરે લગાર,
વિસારીએ પણ તોય તે, આવે એજ વિચાર. દૈવ અરે૦
અમે અમારા મન વિષે, રાખતા અભીમાન,
મોટો અમારેરે મીત્રછે, રૂડો રાજા સમાન. દૈવ અરે૦
વિશેક વર્ષ આ વિશ્વમાં, રહ્યા હોત જો ભાઇ,
પરમારથી અનેકાં કરી, કરતે સારી ભલાઈ. દૈવ અરે૦
ભલા સ્વભાવના મીત્રને, હવે કયારે હું જોઉં,
ગણતાં ખરો અમે ભાઇ તને, નામે સંભારી રોઉં. દૈવ અરે૦
ભાંડું જેવા અમને ગણી, રાખતા ઘણો પ્યાર,
ધીરજતાની રીતીનો, લખતા વારમવાર. દૈવ અરે૦
કુટુંબ અને સંસારનું, નવ પામી આ સુખ,
કરવા પરમારથ દેહમાં, ઘણું વેઠીયું દુઃખ. દૈવ અરે૦
નાનાં બાળક નાની વય તણા, મુકયા ચારે અપુત્ર,
દૈવને દયા આવી નહી, ભાગ્યું, તારૂં ઘર સુત્ર. દૈવ અરે૦
તારા જેવા તારા પુત્રને, કોણ કરશેરે વીર,
હીમતવાન ને સદગુણી, ધારે ઘણીજ ધીર. દૈવ અરે૦
નાનાં બાળક જે તમતણાં, પ્યારી તારી જે નાર;
તેને નોધારાંરે દેખતાં, થાએ દુઃખ અપાર. દૈવ અરે૦
પરમેશ્વર પરીવારરે, રાખો સુખીયો હમેશ,
તેને પણ તારા જેવા કરો, વધું શું રે વિશેશ. દૈવ અરે૦
મીત્ર છવીશમી તારીખે, પડયો ફેર લગાર,
રાણી ને સૌ રાજી થયાં, દીધાં દાન તે વાર. દૈવ અરે૦
પણ અઠાવીસમીને દીને, કયાંથી આવ્યો કસાઈ,
નવ કલાકમાં કાળડે, લીધો કરીને ઘાઇ. દૈવ અરે૦
અંતર ઉભરા છે ઘણા, લખું કેટલા આંહીં,
લખતાં લેખણ નથી ચાલતી, આંસુ આંખે વ્હે ભાઇ. દૈવ અરે૦

---

મુંબઈ, દફતર આશકારા પરેસમાં બેહરામજી ફરદુનજીની કંપનીએ છાપીયું તથા પરગટ કીધુંછે. ઠા૦ ઠેઠ :—બેહરામજી હોરમજજી સ્ટ્રીટ, ના૦ ૬ તથા ૧૧.

# સ્ત્રીબોધ.

પુસતક ૧૫ મું. સપટેમબર ૧૮૭૧ આંક ૯ મો.

## ભોલો દોલો

અથવા

## ભોલો ભલો—ભુંડાનો ભાઈ.

—∞—

### એક વારતા.

#### પ્રકરણ ૪ થું.

ભોલા દોલાની હેમકાત ઉપર તેનો શેઠ ધનજીશાહ અતીશય હેરત રહયો.

જારે એ નીરદોશ ગામડીઆએ જોયું કે ચાર આણા આપવા વગર ટપાલ માસટરતો શેઠનું કાગળ નથી આપતો, તારે પોતાના શેઠને તેના નાણાંનો પુરતો બદલો મળે એવી આશાથી તે શેઠના કાગળ ઉપરાંત બીજાં બે કાગળો ચોરી લાવયો, એવી તેની અકલ ઉપર ધનજીશાહ શેઠને એક હાથ ઉપર હસવું અને બીજા હાથ ઉપર ધીકાર ઉપજયો, તોપણ પોતાના શેઠનું ભલું કરવાની તેની ભલી નેમને માટે તેને દયા પણ ઉપજી.

પણ હમણા તેને ઠપકો આપવાનો વખત નહી હતો. હમણાતો ધનજીશાહને પોતાનો દોળા તનાવનારો કાગળ વાંચવાની વધારે ઉતાવળ હતી, માટે બીજાં કાગળો તરફ તેવણે નજરખી નહી કીધી, પણ પેહેલાં પોતાને નામનો કાગળ ઉખેડીને નીચે પરમાણે વાંચી જોયો.

"સરસવતી શ્રી, પુંજરાધિ માહાસુભસથાંને સરવ ઉપર માહાજોમ શેઠ ધનજીશાહ પેસતનશાહ કોટવાળના, એતાનથી લા○ પુરેમચંદ માણકચંદ વકીલના જેગોપાલ હજીરાબંદરેથી લખયાછે તે કબુલ રખાવજો. જત અતરે ખુશી છે, તમારી ખુશીના કાગળો લખતા રેહજોજી, પેલી ખાનબાહાદુરના ખેતાબ બાબત કલેકટર સાહેબ ઉપર મળામણ અને મારફત જારી રાખીછે અને આપ જાણવાથી ખુશી થશો કે સંધી મેહેનત ફળે એમ ભાસેછે. પરંતુ તમારા હરીફ ઊ—વાલા બેહેરામશાહનો વગ પણ ભારી પોંહોંચેછે અને ડેપ્યુટી સાહેબ પણ તેવણની પખરા ખેંચતા હોય એવો મને સંભવ જપછે. બેહેરામશાહની પખવાળા એવું કહેછે કે તમારી આગમચ તેને એ ખેતાબ ઊપર હક પોંહોંચેછે અને કલેકટર સાહેબ હજી ચોકસ ઠરાવપર આવતા નથી ને ઘડીમાં આમ ટલેછે અને કોઈવાર પેલી બાજુ ઢલેછે. તેઓ સાહેબ કેહેછે કે એકજ વેળા બેનીતો મળામણ થઈ શકશે નહી, તારે બેમાં કોની મળામણ કરવી તે વીશે તેઓનું મન બહુ આતુર ને શંકાશીલ થયુંછે. તમારી ધારણામા પેલા પેલા મોદીના કુટંબવાલા મંછુભાઈ બહુ નડશે, તેની સંભાલ લેજોજી. આપતો કેહતા કે મંછુભાઈ તમારી પખશે છે, પણ ના, તમે ઠગાશો. તેણેતો બેહેરામશાહની પખશમાં મળામણ લગાડવાને પોતાના લાગવગવાળા સંધાને કહી મુકયુંછે. આપ ધારોછો કે આપે મનજીભાઈને નાણાંની મદદ કરેલીછે, માટે તે તમારો થશે. પણ હવે બેહરામશાહ શેઠની તેનાપર મેહરબાની છે અને તાંહાંથી નાણા મળવાની તેને લાલચ છે, માટે મનજીભાઈતો આપના હરીફની ખુશામત કરશે. તોપણ ચીંતા કરશોમાં, પરમેશવર કરશેતો તમારી ઊમેદ પાર પડશે. એકાદ દીવશમાં મળીશ તારે વધારે વાત કરીશ, એજ વીનંતી.

લા○ પુરેમચંદ માણકચંદના<br>જેગોપાલ વાંચજો.

ધનજીશાહને ઘણી રાહા જોવાડનારો કાગળ તે આ હતો અને ખુશીના કરતાં વધુ દલગીરીથી સીગનપોરના એ શેઠીયાએ આ લાખોટો વાંચયો. બેહરામશાહની હરીફાઈ વીશે વાંચતાંતો તેને ફકત નાઉમેદી પેદા થઈ; પણ મનજીભાઈની બેવફાઈ વીશે વાંચીનેતો ધનજીશાહને મોટો ગુસો ઉપજયો. સુરતના પેલા મોદીના કુટંબમા મનજીભાઈ સરકાર દરબારે વગવાલો હતો. પણ તેના ખાનદાનનો પડતો વખત ચાલતો હતો અને માતર અસલ પેહડીની આબરૂજ રહેલી હતી. પઈસા ટકાની ગરીબાઈ વચે વળી મનજીભાઈ માંદો ને કાએર ચાલયા કરતો હતો અને લુકમાનજી નામના સુરતના પરખેઆત વોહોરા વઈદની દવા ચાલુજ હતી.

મનજીભાઈની માઠી અવસથામા ધનજીશાહ તેના ઉપર મેહેરબાની રાખતો હતો અને તેણે તેને નાણાંની સારી રકમ ધીરેલી હતી, જેથી તે મનજીભાઈનો એક મોટી રકમનો માગનાર થયલો હતો. એટલા માટે ધનજીશાહની ખાતરી હતી કે મનજીભાઈ પોતાના સઘલા વગથી મારા દાવાને ટેકો આપશે. તે બેહરામશાહની તરફેણ થાય એવું સાંભળવાની ધનજીશાહને મુદલ વકી નહી હતી, માટે આ અચબુચ ખબરથી તે ઘણો ખીજવાઈ ગયો તથા તેના ઉપર શખત થવાનો ઠરાવ કરયો. તે બોલયો કે "વાંસથી સેલડીની આશા રાખવી બેજા છે. પેલો મોદી તે દાહાયો થવાનો નથી. મારાં નાણાંની ચાંપતી ઉઘરાંણી હું કરતો નથી, ને હું એ કંગાલને જવા દેઉંછું, તેથી એ મનેજ દગો દીએછે. પણ હવેતો પુરમચંદ મળવા આવે કે તરત એ ક

વાખના હાડકાંને જેર કરવાનો વીચાર કરવો પડશે. પણ હવે આ બીજાં કાગળોનું શું કરવું ?"

આ ઠેકાણે ભોલા દોલાએ ચોરી લાવેલાં બીજાં કાગળો ધનજીશાહને યાદ આવયાં, જે હાથમાં ધરીને તે વીચારવા લાગો કે "આ મુરખ દોલો કોઈ વખત ફાંસી જશે અને મારૂં દોકું ઉડાવશે. આ પારકાં કાગળોની તે ફોકટની વેઠ લાવયોછે."

આ કાગળોનું કરવું કેમ ?

જો ટપાલ આફીસમાં પાછાં મોકલેછે તો દોલા ઉપર લાગલો ચોરીનો વાંક આવેછે.

એ ઉપરથી વીચાર કરતાં ધનજીશાહ શેઠ શેવટ એવું લાવયા કે આ કાગળો જેને નામના હોય તેમના ઉપર મોકલવાં અને તેઓ જોડે આ "ભુલ" ને માટે દરગુજર ચાહાવી.

એટલા માટે ધનજીશાહ તે બીજાં કાગળો ઉપરના સરનામા વાંચવા લાગા.

પણ કેવો અજાએબ સમાગમ ! દાક આફીસમાથી જે કાગળ દોલો ચોરી લાવયો હતો તેમાનું એકતો પેલા મનજીભાઈ પેલા મોદીતાનેજ નામનું હતું ! જે ધણી ઉપર હમણાજ ધનજીશાહ શેઠ ખીજવાયા હતા, તેનેજ જોગ તે લોખોટો હતો !

ધનજીશાહ શેઠ તે કાગળને હાથમા ધરી ઉપર તલે ફેરવવા લાગા. એ વખતે જો કોઈએ તેનો ચેહરો જોયો હોતતો તરત કહી શકત કે "જાંણે હમણાં ઉખેડોને વાંચું" એવો તે ચેહરો હતો.

તે કાગળપર લાખે કરીને મોહર કરેલી હતી અને ધનજીશાહએ જરા દાબી કે ઉખેડાઈ આવી. હવે ઘર બેઠાં આવેલું, પોતાની મેળે ઉખડી ગયલું અને વળી પોતાના દુશમનનું કાગળ ધનજીશાહ કેમ નહી વાંચે ?

અલબતાં જરા બીહીકથી તથા એક પોલીસનો સીપાઈ પીઠાંમા દારૂ પીતાં આસપાસ જેમ જોય તેમ જોઈને ધનજીશાહ શેઠ મનજીભાઈનો કાગલ વાંચવા લાગા. તે કાગલ ધનજીશાહ વીશેજ હતો અને વળી પેલા ખેતાબની બાખત ઉપરજ લખેલો હતો.

આ કાગલ જેમ વાંચતાં ગયા, તેમ ધનજીશાહનો ચેહરો લાલ અને લીલો થતો ગયો. પણ તે કાગલના લખનારે મનજીભાઈ ઉપર આ રવેસે લખેલો વાકીય આવયો કે—"પેઆરા મનજી, તમો કહોછો તેમ ધનજીશાહ કોઈ ખરો બુબખ છે," તારે તો ધનજીશાહથી ગુસો તામોસ થવાયો નહી અને તે બોલી ઉઠયો કે "વારૂં મનજી હું તુને બુબખ બનાવી આપશ."

ધનજીશાહએ આતશની નેઆશ કરવા માટે મંગાવેલાં આફરગાનીયામાંનો આતશ પાસેજ એક ટેબલ ઉપર લગભગ બુજવાઈ જવા આવયો હતો, તેમધે ધનજીશાહએ કેહેરમાને કેહેરમાં પેલાં ચોરાઈ આવેલાં બેહુ કાગલો બાળી નાખયાં અને પછે બુમો મારીને દોલાને બોલાવયો.

દોલો આવતાંજ સમજયો કે કાંઈ ધાર આવેલી છે ખરી.

"એ કમ અકલ ગધેડા" એમ ધનજીશાહ બોલયા.

"હા સાહેબ—કાંઈ હુકમ ?"

"તું ફાંસી જશે ફાંસી. તું જાંણેછે કે આજે તેં શું કીધુંછે ?"

"હા, સાહેબ, આજે મેં ઘણું કામ કીધુંછે."

"અરે તેં ચોરી કીધીછે. દાક આફીસની ચોરી કીધીછે."

"સાહેબ, પઈસાની ચોરી થાય, માલની ચોરી થાય, પણ દાક આફીસની આવડી મોટી ઈમારત તેની ચોરી કેમ થાય ?"

"એ મુરખ, આખી ઈમારતની ચોરી કોણ કેહે છે, તાંહાંના કાગલો તેં ચોરયાંછે. !!

"જેટલું નાણું આપીએ તેનો ખ઼ંગ લેવામાં કાંઈ નહી કેહેવાય સાહેબ. !!

"મુગો રેહ નાદાન, તુંએ ફાંસીની શીખસાને લાયક તકસીર કીધીછે."

"સાહેબ મને ખબર નહી હતી કે એકેક કાગલ વલાનું થાયછે. એમજ છે તારે તો બાકીના બેહુ કાગલ હું પાછાં લઈ જાઉં."

"અરે હવેતો મુગો મરીરેહ. વારૂં એ વીશે કોઈ આગલ તું બોલયોછે ?"

"કેથે નહી સાહેબ."

"તારે હવે જા—તે કાગલોને મેં બાલી નાખયાં પણ જો કોઈની આગલ એક હરફ કાહાડતો ના."

દોલો ગયો અને માથેથી એક મોટી બલા ગઈ રે એવી રીતે ધનજીશાહ ખુશી થયા. જેટલી દોલાની તકસીર હતી તે કરતાં ધનજીશાહએ વધારે તકસીર કીધી હતી. દોલાએતો કાગલ ચોરયાં તે પોતાના ભોલાપણથી ચોરયાં હતાં, પણ ધનજીશાહએ જાંણીજોઈને તે ચોરી કાગલમાનું એક વાંચયું તથા તે કાગલોને બાલી નાખયાં અને વળી તે છુપું રાખવાને ભોલા દોલાને શીખાડયું.

ધનજીશાહ શેઠ આબરૂદારમાં ખપતા હતા અને ... ન તથા ખેતાબોના ઉમેદવાર હતા, પણ તેવણની આ ... કેવી હતી !

તેવણ બીજાઓને શીખામણ દેતા હતા, પણ પોતે ... વા હતા !

દુનીઆમાં કેટલાં બધાં માણસો એવી ખોડવાલાં હોય ...

---

## પ્રકરણ ૫ મું.

પેલા મોદીવાળા મનજીભાઈની આવી દગલબાજી ને નીમખહરામી જોઈ ધનજીશાહ શેઠે પકો ઠરાવ કરયો, તેને ધીરેલાં જે નાણાંની ઉઘરાંણી વટીક દયા કરીને ઢીલ નાખી હતી, તે નાણાને માટે મનજી ઉપર હવે એકદમ ફરીઆદી માંડવી, તેને ખુવાર કરયો, તેને હેરાન કરવો ને પોતાનું ભલું કરનાર તરફની તેની આ બેવફાઈના શ... દ શખત શીખસાથી તેને બતાવી આપવો.

એટલા માટે પોતાના માનીતા વકીલ પુણમય... આવી મળવાની ધનજીશાહ શેઠ ઘણી ઈનતેજારીથી રાહ જોતા હતા.

ઉપલો કાગળ મોકલવા પછે બે દીવસમાં પુણમય હજરે ઈંગરેજોને હવા ખાવાના મથક ખાતેથી પાછો ફર...

અને સુરત આવયો, તેવોજ સીગનપોરમાં શેઠ ધનજીશાહને મળવા ગયો.

ધનજીશાહ હજી ઘણા આકલા ધાબરા હતા. મનજીભાઈપર ફરીઆદી માડવાની તેણે એકદમ વાત છેડી અને પુણેમચંદને પુછ્યું કે તે દગાખોરની પાસેથી તરતના તરત નાણાં કહડાવાને ધારામાં કાંઈ ઉપાયોછે ?

વકીલ પુણેમચંદે ખાતરી કીધી કે તે ઉપાયો ઘણાબી છે, પણ મનજીભાઈ સાંમે એટલા શાખત થવાની એ વકીલે સલાહ આપી નહી, કેમકે તે બોલયો કે "મનજીભાઈ હજી ખોલલી રીતે આપની ખાએશની વીરૂધ ગયો નથી, વેટલામાં તેની સાંમે થવું દરૂસત નથી."

ધનજીશાહને એ સલાહ મુદ્દલ પસંદ આવી નહી. તે બોલયો કે "વકીલ સાહેબ, તમેજ તમારાં કાગળમાં લખો છો કે મારે બદલે બેહેરામશાહને ખાનબાહાદુર બનાવા મારે તે કોશેશ કરેછે અને તેબી વીરૂધ જવાનું શું પુછોછો ?"

"મને એવું લાગેછે. પણ બેહેરામશાહ પાસેથી તેને સારો છાંદો મળવાની આશા હોયતોજ તે આપની વીરૂધ થવાનો".

"થવાનો કે થયો તે બધું સરખુંછે. તેણે મારા તરફ દુશમની ખોલલી બતાવીછે."

"અરે સાહેબ એટલા ખફા નો થાઓ. તેણે દુશમની હજી જાહેરમાં બતાવી નથી."

"હું કહું છઉં કે તે લુચો છે."

"અલબતાં—પણ તે લુચો છે, માટેજ આપને કામનો છે અને માટેજ આપે તેને સાહેબની બોરદુએ રાખવો, નહીતો બીજી બોરદુએ તેના જવાથી પંચાત થશે."

"ના—ના—એવું હું કાંઇ સમજવાનો નથી. મારેતો બસ તેને શીખસા કરવીછે. હું એકદમ તેનું માંથું ભાંજશ. પુણેમચંદ, તરતના તરત ઉપાય શું બનશે ? વારંટ—કેપીઅસ—ઈનટરીમ આરડર—કે બીજું શું હુકમનામુ મેળવશો ?"

"અરર—પેઆરા શેઠ તમેતો કાંઈ ખુબ રસપર ચઢયાછો. પણ કાંઈ ઢીલા ઉપાયથી ધમકી આલોને ? કે સાંમી બોરદુએ તે જાએજ નહી."

"મેં તમને કહયુંની કે તે સામે જાય ઇઆ નહી જાય તેની મને દરકાર નથી. બસ તેણે મારી સાંમે થવા મનમાં ધારયું એટલેજ તે મારો શતરૂ થઈ ચુકો."

ધનજીશાહનો આ ઠરાવ જોઈ વકીલ બહુ અચરત થયો અને તેવણ એટલા બધા કેમ ચીરડાઇ ગયાછે તે સમજી શકયો નહી.

અલબતાં એ ઠરાવનું કારણ પેલું છુપું કાગલ હતું, કે જે ભોલા દોલાની ચોરીથી ધનજીશાહએ વાંચયું હતું, પણ જે કાગલની આ વકીલને ખબર નહી હતી. મનજીભાઇએ ધનજીશાહને બુબખ કહેલો તે કાગલમાં માલમ પડયું અને તેને ઉસકેરવાને તે થોડું નહી હતું.

"બસ દોસત પુણેમચંદ હવે વધારે પંચાત ના કર. હુંતો એનું લોહી પીવાનો, એને બલીસટર મારવાનો. તમારા આટલા બધા લાહમાં એને ફોફઈઆ ઉઠે એવું કોઇ ધારાનું બલીસટર નથી ?"

અંતે વકીલને હા કેહેવાની ફરજ પડી. "ઠીકછે તારે મનજીભાઇપર હું તમારે નામે એકદમ ફરીઆદીનુ કામ ચાલુ કરૂં છઉં, પણ બહુ આપદા છે. મનજીભાઇપર સમન લાગુ પાડવો બહુ મુશકેલ છે."

"તમે તેની ચીંતા ના કરો પુણેમચંદ, બસ તમે તમારે નોટીસ, સમન જે હોય તે મારા ઉપર બીડી દેજો ને જોજો કે તે ગુનેહગારને હું એ ધારાનું બલીસટર કેવું લગાડું છઉં."

"અરે પણ શેઠ એવાતો તેના માગનારા ઘણા છે ને તે આગમચથીજ ભરાઈ બેઠેલો છે. તેણે પોતાનુ ઘર કીલાના જેવું મજબુત કીધુંછે અને જેલના જેવું બંધીઆર કીધુંછે."

"ઓ-હો-હો-આ કાંઈ વકીલને પંચાત લાગીછે ! અરે પણ બાપુ, તે ગમે તેમ રેહતો હોય તેની તારે કાંઈ ફીકર ? તું તારે તારી નોટીસ, સમન જે હોય તે મારાપર મોકલની, હું તેને એ બલીસટર કેવું લગાડું છઉં તે જો."

"ઠીક છે, ઠીક છે. બીજી કાંઈ ખબર બાદ ? આપણો અરદેસર આગા કેમ છે ? તેતો પેલી વીધવા સગીની પુઠે બહુ લાગોછે."

"પુણેમચંદ હમણાં બીજી વાત કરવાનો વખત નથી ને મરજીબી નથી. હમણાંતો તમે વખત ના ખોહવો. બસ એકદમ જાઓ ને તમારા ધારાના ગ્યાનથી તમે મનજીને વાસતે ધારાનું કેવું બલીસટર મોકલોછો તે દેખાડો. હા—હું એના દીલને તે બલીસટના આતશથી ગોયા દહજાડી દેવશ અને એના દીલમાં આગેઆગ લગાડશ."

"વારૂ તારે બપોરે માણસને લેવા મોકલજો. તમે જે બલીસટર ચાહોછો તે પેહલાંતો એક નોટીસના રૂપમા તમોપર આવશે. સાહેબજી"

વકીલ સલામ કરીને ચાલતો થયો અને ધનજીશાહએ સહવારનો નાસતો તથા ચાહે પાંણી કીધા પછે બપોરનાં ભોલા દોલાને હુકમ કીધો કે પુણેમચંદની આફીસમા જવું અને તે જે દસતાવેજ આપે તે લઇ આવવો.

આ કામમાં કાંઇ દોલાને વધારે હોશીઆર કરવાની જરૂર નહી હતી. બસ કાગળ આપે તે લાવવાનું—ને શું દોલાને એટલુંબી નહી આવડશે ?

દોલો સુપરાં જેવો પોતાનો જોડો પેહરીને બાહેર નીકલતો હતો તેવામા ધનજીશાહના ધનીઆંણીએ તેને બોલાવયો. દોલાની એ શેઠાંનીને છેલી મોટી મેજબાનીથી ખાધેલું જરયું નહી હતું, અને મરદો થયલો હતો, મારે શેહેરમાના પેલા લુકમાનજી હકીમ પાસેથી એક જોલાબ મંગાવાનો હતો. તેણીએ દોલાને પુછ્યું કે "તું કાંહાં જાયછે ?"

"જી, પુણેમચંદ વકીલને તાંહાં શેઠના હુકમથી એક કાગલ લેવા જાઉં છઉં."

"અરે તારે તો લુકમાન હકીમ પુણેમચંદની પડોશમાંજ રેહછે તાંહાં જજે ને મારે વાસતે એક જોલાબ લેતો આવજે."

"કેવો જોલાબ લાઉં બાઈ ?"

"તુંને વળી યાદ રેહવાનું ? લે આ કાગલ ઉપર તે જોલાબ લખેલોછે તે લેતો જા. જો સંભાલીને લાવજે. સીસીમા આપેતો ભાંજતોના, ને જો પડીકું આપે—"

"મીઠાઈનુ પડીકું કે ?"

" નહી મુવા મેડ સાંભલ, જોલાબનું પડીકું આપેતો ગઈ કાલે ખાંડ ને પાંણીમાં ભીણવીને લાવયો તેમ ભીનવતો નાં. જા. સંભાલીને કામ કરજે."

દોલો ચાલયો. તેની ધારણા પેહલાં હકીમજીને દવા ખાનેથી દવા લઈ, પછે વકીલને તાંહાં કાગલ લેવા જવાની હતી, પણ શેહરની રચના જોવાના ધેઆનમાં તે રસતો ભુલી ગયો અને તેથી પુણેમચંદ વકીલને તાંહાં બીજે રસતે જઈ લાગો અને લુકમાન હકીમનુ ઘર પછવાડે રહી ગયું.

" હવે તેમાં શું થયું ?" દોલાએ વીચારયું કે "વકીલને તાંહાંથી જતી વખત બાઈની દવા લેતો જવશ."

પુણેમચંદ ધનજીશાહના માણસની રાહા જોતો બેઠો હતો. તેણે મનજીભાઈપર ફરીઆદી માડવાની નોટીસ લખી રાખેલી હતી અને વળી તે ધનજીશાહપર બે તરણ ચીઠીઓ જુદી હતી. તે સઘલાં કાગલીયાં વકીલે દોલાને આપયાં.

દોલો તે કાગળોને ગજવાંમાં મેળી, સલામ કરી લુકમાનજી હકીમને તાંહાં ગયો અને તેને કહયું કે "સાહેબ, મને જોલાબ આપો."

" કેમ ભાઈ, તને શું છે ? જોઉં તારી નાડી લાવ."

" નહી હકીમજી, મને મારે વાસતે જોલાબ નહી જોઈતો, મારાં ઘરને વાસતે લેવા આવયો છઉં."

" અરે સમી સમી વાતો કર. હુંઈ ઘણા ઘરાક આવાંછે, પણ તારા જેવોતો આદમ કોઈ આવો નથી. ઘર આજારી પડુંછે કે ઘરને વાસતે જોલાબ જોઈએછે ?"

" ઘેરને વાસતે એટલે કે મારી બાઈને વાસતે. મારાં બાઈને વાસતે એટલેકે ધનજીશાહ શેઠનાં બઈએરને વાસતે."

" તેવણ કેવો જોલાબ માગેછે ?"

" તેતો હું નથી જાણતો. તમારે ગમે તે આપોની. પણ અરે સબુર, તેવણે જોલાબનું કાગળ લખી આપેલુંછે."

આમ કહીને દોલાએ પોતાના ખીસામા હાથ નાખયો અને જોલાબના કાગળની શોધ કરવા લાગો. પણ વકીલે આપેલાં કાગળોબી તેજ ખીસામા ભરેલાં હતાં, જેની સાથ જોલાબનું કાગળ એવું ભેલાઈ ગયું કે તેને જડયું નહી. એ ઉપરથી હકીમજી બીજાં ઘરાક સાથ વાત કરતા હતા તેટલાં દોલાએ પોતાનો આખો ખીસો હકીમજીની ટેબલપર ખાલી કીધો અને સઘલાં કાગળો બાહાર કાહાડીને જોલાબનું કાગળ ખોલવા લાગો. આમ કીધાથી જોલાબનું કાગળ તેને તરત જડયું જે લઈને તેણે હકીમજીને આપયું.

હકીમજી સીસીમા દવા બનાવેછે, તેટલાં દોલાએ ગજવામાંથી કાહાડેલાં સઘલાં કાગલીઆં પાછાં ગજવાંમાં મેળવા માંડયાં. પણ તેજ ટેબલ ઉપર હકીમજીના પણ કેટલાંક કાગળો મેળેલાં હતાં. તે કાગળો પોતાના શેઠને લગતાં કાગળો સાથ ભેલાઈ નહી જાય, તેને માટે દોળાએ ઘણી ચોકાસી રાખી તોપણ એક ભુલ તેનાથી થવા વના રહી નહી

ટેબલની ઉપર એક પરબીડાંમાં બલીસટર બીડીને હકીમજીએ પોતાના ઘરાકને માટે તરતનુંજ મેળેલું હતું. હવે એવું બનયું કે પુણેમચંદ વકીલે ધનજીશાહને માટે દોલાને "નોટીસ" નું જે પરબીડું આપયું હતું, તે આ ટેબલપરના બલીસટરના પરબીડાંને બરાબર મળતું હતું. માટે દોલાએ તે નોટીસવાલું પરબીડું ટેબલપરજ રેહવા દીધું અને તેને બદલે બલીસટરવાલું પરબીડું ગજવામાં મેળયું, જે પછે "આજે સઘલું કામ સંભાલથી કીધુંછે" એમ ખુશી થતો થતો ધનજીશાહના ઘર તરફ ગયો.

થોડા વખતમાં હકીમજીને તાંહાં એક માણસ આવી પુછવા લાગું કે "પેલા મોદીના મનજીભાઈ શેઠની દવા તઈઆરછે ?"

હકીમજીએ જવાબ દીધો કે "હા પેલી ટેબલ ઉપર પરબીડાંઓ તઈઆર બાંધીને મુકેલાંછે. એમા એક પરબીડાંમાં બલીસટર મેળેલુંછે તેબી લઈ જજો."

બલીસટરનું પરબીડુંતો દોલો ભુલથી લઈ ગયો હતો, માટે મનજીભાઈનો ચાકર જે પરબીડું લઈ ગયો તે તેને બદલે દોલાને હાથે રહી ગયલું વકીલની પેલા મનજીભાઈને જ નામની નોટીસનું પરબીડું હતું !!

---

## પ્રકરણ-૯ મું.

મનજીભાઈ માંદો ચાલયા કરતો હતો અને અકસર કરીને માગનારાઓના દુખથી વધારે માંદો પડયો હતો.

તે માંગનારાઓના સમન, વારંટ, નોટીસ વગેરે લાગુ નહી પડે એટલા માટે મનજીભાઈ પોતાના બંગલાના છેક કાતરીઆંપર રેહતો હતો અને તોબી છેક હેઠેથી બારીબારણા બંધ રાખતો હતો એટલુંજ નહી, પણ વળી માગનારાઓ જે "ભોંશીયાં" મોકલે તેમના ઉપર ભોસવા બલકે તેમને કરડીખાવા મનજીભાઈએ પોતાના કમપાઉંડમાં મોટા જંગલી કુતરા વટીક રાખયા હતા.

એટલુ છતાં પણ મનજીભાઈનો પોતાનો નોકર દવાની સીસી અને પડીકાં સાથે બલીસટરને બદલે વકીલની નોટીસનું પરબીડું લઈ ગયો અને એ રીતે જે નોટીસો સરકારના માણસોથી મનજીને નહી પોહોંચતી હતી, તે તેના જ માણસ સોડે ઘર બેઠાં તેને પોંહચી !

ભોલા દોલાની ભુલનુ એ કેવું પરીનામ !

મનજીભાઈ એક અઢેલવાની ખુરસી ઉપર પગમાં ગરમ મોજાં અને માથે કાનીયાંની ટોપી પેહરીને બેઠેલા હતા, તથા તેની ઓરત તેની પાસે બેસીને તેને દીલાસો દેતી હતી, તેવામા મનજીભાઈના નોકરે દવાની સીસી, પડીકાં તથા પરબીડું બાઈના હાથમાં મેલયાં.

મનજીભાઈ ઘણો આકલા સવભાવનો હતો, તેમાં વળી માંગનારાઓથી અને માંદગીથી તેનો સવભાવ છેકજ બગડી ગયો હતો. તે સરવે જણ સાથ ચીડડાં ફાડતો હતો અને ગાલમેર તથા મારફાર કરતો હતો.

હકીમજીને તાંહાંની ચીજે ચાકરે લાવી આપયા પછે મનજીભાઈની ઓરત ધીરે રહીને બોલી કે "આ શું ? આતો પડીકાંછે. જી એ ઉંમાં મેળું, હકીમજી રાતનાં સુતી વખત લેવા કહી ગયાછે."

" હકીમજી ને તું બેહુ જણ કુવામા જઈને પડો. જા પડીકાંવાલી જા હુંઈથી, નહીતો માર ખાશે. પડીકાં પાવા આવીછે."

" વળી તમોને કહું તમે એમ ચેડાં ના કાહાડો. હ

મણુ કોણ તમોને પડીકાં પાયછે ? રાતનાં એક પડીકું ગળી જવાનું. હમણાતો આ દવાનો એક ગોટ પીઓ. મરે, 'કેવી મીઠી દવા છે ?"

"તારી મીઠી બોલીતો છે, લાવ જોઉં."

મનજીભાઈને દવા પીધા વગર કાંઈ ચાલે ? એક ગોટ પીધો, પણ તેની બાયડીની ઠગાઈ માલમ પડી. દવા કડરી જેહેર હતી અને મનજીભાઈએ મોડમા આવીને ગલાસ, દવા તથા પાસેનો કેટલોક સામાન ફેંકી દીધો.

હજી બીચારી સુનાં—મનજીભાઈની બાયડીએ ધીરજ રાખી. તે જરા ધમકાવીને બોલી કે "તમે એમ નાહાંન શું થાઓછો ? વાએ વાએ—તમારી આગળતો બચું બી હટી ગયું. એ બલાપો તે હોંજીઓ કેમ જોવાય ? ખોદા મોત આપેતો તમારાં દુખથી છુટું."

"પણ અકલા નાં—તારી આગમચતો હું મોત માંગુ છઉં."

"વારૂં હશે હશે, મુંગા બેસો ને હવે વખત થઈ ગીઓ૩ વેહેલા થાઓ."

"સાંનો વખત થઈ ગયો ?"

"તમારી છાતીપર જરા બલીસટરની આગરી મેળવાનીછે. હકીમજી બે વાગતે મેળવા કહી ગયા તેના તરણ વાગાછે. મોડું મેલશો તો પછે તે ઉડશે કારે ?"

"મુગી મુગી રેહેજે, નહીતો તારાં દીલપર હમણા ઉઠીને છાગરા ઉડાડશ."

"ઓવાએ, પણ પોપટજીની ખીશાલે દુખ લઈને ફરયા કરશો કે ઉપાય કરવા દેશો ?"

"ના હું બલીસટરતો નથી મેલવાનો. તારી જીભલી ઘણી ચાલેછે, વાસતે જોઈએ તો તારી જબાંપર બલીસટર મેલ."

"વારૂં તેમબી કરશું. પણ તમેતો લેવો. ચાલો બદીઆન ઉંચકો. હીરાં, જરા એવણનું બદીઆંન ધર."

હીરાં ભરૂચી મનજીભાઈની ચાકરી કરવા માટે રહેલી ચાકરડી હતી. "બાપ મનજીભાઈ, આ બીલીસટર આએવુંછે તે લગાડવા દેવો."

"જા, ભરૂચી બાજી જા, નહીતો હમણા ખુરશી છુટી મારશ."

"પણ હોવાહે--કાંજી ચુલાપર દાઆજી ચાએલી-વેકો-વેકો."

મનજીભાઈએ જોયું કે એ લોકો બલીસટર મેલવા વના રેહશે નહી. માટે નરમ પડી ગયો અને માંગી લીધુ કે "લાવો, એ બલીસટરનું પરબીડું મારા હાથમાં આપો."

"લાવી બાવા, લાવી મારા બાપ" એમ કહીને હીરાં ભરૂચીએ તે પરબીડું બીહેલુંજ વેહેલી વેહેલી લાવીઆપયું.

મનજીભાઈએ મોહોડું કુમલાવી તથા બલીસટરની આગની બીહીક બતાવીને આનાકાંનીથી પરબીડું ઉખેડયું. પણ તે શું જુવેછે ? બલીસટરને બદલે તો લખેલું કાગળ નીકલયું ! અને કાગળબી કેવું ? વકીલને હાથની નોટીસ !

આ નોટીસ જોઈને મનજીભાઈને જહનુનનું જે જોસ ચઢયું તેનું બેઆન કરવાને લખનારની કલમ અશકત છે. એટલુંજ કેહવું બસ છે કે તે આ નોટીસ જોઈને જંગલી બની ગયો, દુખ તથા માંદગી સઘલી ભુલી ગયો, તેની આંખોમાં ખુન ચઢયું, વાઘની મીશાળે તેણે બરાડ મારી અને જે પેહલું હાથમાં આવશે તેને ફાડી નાખશે એવું સરવે જણ ધારવા લાગાં.

કીલા જેવાં ઘર છતાં, કુતરાઓના અટકાવ છતાં, બંધબસત બારી બારણામાથી થઈને આ નોટીસે આરાન મારગ કીધો અને તેના પોતાના માણશને હાથોહાથ તેને નોટીસ પોંહોંચાડવામા આવી, એ મનજી જેવા માંજાજી આદમીથી કેમ ખમાય ?

તેની બાયડી સુનાં તો પલંગની પછવાડે કુરટીનના પદડામા છુપાઈ ગઈ અને હીરાં ભરૂચી નાહાસતાં પડી ગઈ તથા દાદર ઉપરથી ગગડી ગઈ તોબી પાછી ઉઠીને રાંધણીમાં મોરીની પછવાડે સંતાઈ ગઈ.

મનજીભાઈ એકદમ બીછાંનાપરથી ઉઠયો, હાથમા મોટો સોટો લીધો અને જે હકીમને તાંહાંથી બલીસટરને બદલે આ નોટીસ મળી તે હકીમની ફેંટ પકડી તેને પુછવા તથા તેનુ ખુન કરવાના એરાદાથી વચમાં જે આવયું તે ભાંજફોડ કરતો ધસારાબંધ ઘરની બાહેર નીકલી પડયો.

પેલીમગથી બીજા હાથ ઉપર દોલાના શેઠ ધનજીશાહના મગજની હાલત કાંઈ ઓછી ઉસકેરાયલી નહીં હતી.

• દોલાએ લઈ જઇને બીહેલું પરબીડું શેઠના હાથમાં મેળયું અને ધનજીશાહ મોટી ઉલટથી ઉખેડીને જોયછેતો તેમાંથી વકીલની નોટીસને બદલે ખરેખરૂ બલીસટર નીકલયું !

ધનજીશાહ પેહલેતો અચરત થયો, અને એકદમ વકીલની ચીઠી ઉખેડીને વાંચી, તે આ પરમાંણે હતી.

"જત શેઠજીની ખીજમતમાં લખવા અરજ એછે જે આપ સાહેબે મનજીભાઈને માટે જે 'બલીસટર' આજ સહવારનાં માગયું હતું તે આ ચીઠી સાથ મોકલયું છે તે સંભાળી લેજોજી."

હવે આનો ધનજીશાહ શું વીચાર કરે ? દોલો ડાકટરને ઘર ગતો આવયો ખરો, પણ ધનજીશાહએ વીચારયું કે આ કાંઈ દોલાની ભુલ નહી હોય. આ બલીસટરતો ખુણેમચંદ વકીલે પોતે મોકલયું અને વળી વકીલે સાફ ખોલું લખીને મોકલયું. સહવારનાં શેઠે વકીલ સોડે બલીસટર માંગયું હતું ખરૂં, પણ તે કાંઈ ખરેખરૂં બલીસટર માંગયું નહી હતું. તેતો ટકોરમાં માંગયું હતું. તેતો ધારાનું બલીસટર એવા અલંકારમાં માંગયું હતું. તેતો વકીલની નોટીશને બલીસટરનું નામ આપયું હતું. તેમ સમજવા છતાં ખુણેમચંદે ખરેખરૂં બલીસટર મોકલયું, તે કાંઈજ નહી પણ ધનજીશાહની મશખરી હતી, તેને આ વકીલે સજડ બનાવયો અને તેબી વળી જે વખતે મનજીભાઈપર ફરીઆદી માંડવાની મોટી ઉલટમાં તે વખતે બનાવયો !

આવા આવા વીચારોથી ધનજીશાહને અતીઘણો ગુસો ઉપજયો. તેણે એકદમ એ વકીલને પકડવા, પુછવા તથા શીખસા કરવાનો ઠરાવ કીધો. અને તે શીખશા કેવી ? ફેશવન મગજના ને હોલીઆ ઈંગરેજો પોતાને અપમાન આપનારને "ડાગ વીહીપ" કરેછે, એટલેકે ચાબુકે મારી આવેછે, તેમ ધનજીશાહાએ આ વાંણીયા વકીલને ચાબકા મારી આવવાનો ઠરાવ કીધો.' એટલા માટે તેણે એકદમ ગાડી જોડાવાનો હુકમ કીધો અને મોટો ચાબુક લઈને મોટા સુરતી બલદના માફામા દોલતા દોલતા તેવણ નીકલી પડયા.

એકગમથી મનજીભાઈ લુકમાન હકીમને મારવા ગયો, બીજીગમથી ધનજીશાહ તેજ લતાપર પુરોમચંદ વકીલને મારવા ગયો અને હવે આપણ જોઇશું કે શું થાયછે!

અલબતાં આ સઘલું ભોલા દોલાની એક ભુલથી હતું!

---

## "ડાનસ."



કસરતના ફાદયા વીશે આ અને બીજાં ચોપાંનીઆંઓમાં ઘણું બોલાયુંછે. કશરતને પડતી મેળવાથી બદન કેટલું નબલું પડી જાયછે, ગોટલાં કેટલાં નરમ થઈ જાયછે, સાંધા કેવા ઢીલા થાયછે, આખું આંગ કેવું સુસત અને મુરદાળ બનેછે અને તેથી બદન કેવી અશુખાકારી અને દરદોને આધીન થાયછે, તેમજ વળી કશરત કરવાથી બદન કેવું ખીલેછે, તનદરોસત અને કુવતમંદ થાયછે, મન વધારે ચપલ થાયછે, હીમત અને હોશીઆરી વધેછે તે સઘળું જો અતરે જણાવવા બેસીએતો એક જણાયલી બ'નાથી વાંચનારી બાંનુઓને કદાચ કંટાલો ઉપજવા વના રેહ નહી. એટલા માટે કસરતના ઉતમ ફાયદાને જે પેઆરી બેહનો કબુલ કરે તેઓને કસરત, ચાલુ કરવાને બની આવે એટલા માટે આ બાબતનો તપાસમા આજે આપણ આગળ ચાલીએ અને બદન ખીલવનારી થોડીક જુદી જુદી કસરતો ઉપર નજર પોંહોંચાડીએ. કસરતો ઘણી તરેહની આવેછે, પણ પસીને ગરકાવ થઈ દંડ પેલવા અથવા કુસતીમા બાજુ ઠોકવા અથવા ઉનટા સુલટા ગોલાંટોની કશરતો વીશે આપણ હીઆં લખવા બેઠા નથી. કેટલીક સેહેલ કશરતો જેમાં અંગની મેહેનત સાથ મોજ અને રમુજ ભેલાયલી છે, અને જે ઘટતા મલાહાજા સાથ સરવેને છાજેછે, તેવી સેહલ અને બાનુઓને લાએક કશરતો ઉપરં આપણ ધેઆન આપીશું.

એવી કશરતોમાં એક "ડાંનસીંગ" છે. આ બાબતને મથાલે એક "ડાંનસ" અથવા નાચનુ ચીતર આપયુંછે. તે ચીતર એક ખેઆલી ચીતર છે. તે ચીતર પરીઆંઓના નાચ જેવું છે, અથવા કોઈ ગામડાંના ટોલાંઓની વધારે છુટી ઓરતો માહોમાહે પોતા વચે રમત કરે તેમાંનો એ "ડાનસ" છે. જે ધંધાદારી મરદ ઓરતો હોયછે, તેમના નાચ તરીકે પણ કદાચ એ ચાલી શકે, પણ આપણ એવા "ડાનસ" વીશે લખતા નથી. ગરહસથ માણસો અને ધંધાદારીઓના "ડાંનસ" વચે સઘલો તફાવત માત્ર બાહેરની ટપછપમાં છે. બાકી "ડાંનસ" તો ગમે તે જાતનો હોય તોપણ તેમાં કસરતતો થાયજછે. એ કશરત ખોદાવંદના પેદા કરેલાં પરાંણીઓમાં ખુદરતી હોય તેમ લાગેછે. મોરનુ નાચવું કેહેવતની મીશાલે જણાયલું છે, બીજાં પરાંણીઓ વજંતરના શરોદ ઉપરં ડાનસ કરેછે. હાથીથી તે સરપ સુધી એ અસર માલમ પડીછે. વાંદર અને ઘોડા ડાનસ શીખી શકેછે. આદમીઓમાં શું જંગલી કે શું સુધરેલાં સઘલાં દેશોમાં જુદી જુદી પરકારનો "ડાનસ" હોયછે અને ખુશાલી ઇઆ ગમતને વખતે તેઓ કુદવાની એ કશરત કરેછે. એવી રીતે હલકા પગે કુદવામાં કેવી ખુશાલી હશે તે માણસના કે પરાંણીઓના બચાંની ખુશાલીને વખતે આપણ જોઇએ છઈએ.

એ કસરતમા મુખીઅ તસદી પગને કુદવામાં પડેછે અને વજંતરના શરોદ તથા તાલ ઉપર પગની સરખી રીતે છલાંગ લેવામા એ કશરત સમાયલી છે. તેમાં શરોદની રાહ, વલાંણુ તથા ઢપ અને માપ શીખવું પડેછે. તેમજ જુદી જુદી જાતના ગાએણમાં "ડાંનસ" ની ઢપ પણ જુદી આવેછે. જો કે આ કશરતમાં મુખીઅ કામ કરનારા પગ છે, તોપણ એમા આખાં બદનને કશરત મેળેછે. બદનના સઘલા ભાગો ગતીમા રેહછે તથા સઘલાં સાંધાઓને મેહેનત પડેછે. લોહીનું ફરવું વધારે ઉતાવલું થાયછે. તનમા વધારે ગરમી આવેછે. મગજ ઉસકેરાયછે તથા આનંદ પામેછે. સઘલું જે દીલ પેહલાં બોજા સરખું અથવા જે જીંદગી ભારી લાગતી હતી તેને બદલે તન મન સઘલું હલકું હલકું લાગેછે. "ડાનસ" નીજ કસરતમાં એમ થાયછે એવું અમે કેહતા નથી. ઘણી કશરતોમાં બદન આવું હલકું થાયછે, પણ "ડાનસ" માં એ અસર વધારે માલમ પડેછે.

માઠાં ભાગ્યેગે કેટલાંક માણસજાતે જેમ ઘણી સારી ચીજોને બગાડીછે, તેમજ આ "ડાંનસ" ની કશરતને પણ આડે મારગે લઈ જવામાં આવીછે તથા તેને ઘણીવાર બીગાડનું હથીઆર કરી મેળવામાં આવયુંછે. પણ તેમાએ ખુદ કશરતનો વાંક નથી; તેવાં માંણુશોનો વાંક છે. કોઈબી કામ હદની બાહેર જવાથી ખરાબ થાયછે. "ડાંનસ" ની કશરતને બદનામી લગાડવામાં આવીછે, તે બે શબબોથી છે. એકતો એ ખુદ કશરતમાં અંદાજની બાહેર જવાનો શબબ છે. દરએક કશરતનો આતો કાયદો છે કે તે માફકસર કરવી, બદનને ઘણી થાક નહી ચહડાવવી, બરાબર નેમેલા ઠંડા વખતે કરવી, તે વખતે બદનને ઢાંકેલું રાખવું. એ સઘલા કાયદા તોડીને "ડાંનસ" થી મળતી મોજને ખાતર આખી રાત સુધી એ કશરતમાં પડવું, તેથી દીલને થાકવી નાખવું; તેમાં મોડી રાતનો ઉજાગરો કરવો અને તેથી બીજે દાહાડે કામકાજ ચુકીને સુસત પડવું; બદનને ઢાંકવું નહીં અને તેથી શરીરને હેરાન કરવું; એ કસરતને બાંહાંને પોશાક વગેરે ઉપર ઘણો ખરચ કરવો, અને તેથી આઠ દાહાડા આગમચથી તઈઆરી કરવી એ સરવે "ડાનસ" ની બદનામીનું એક જાતનું કારણ છે. બીજું કારણ "ડાનસ" કરનારાં માણસો બુરાં હોય અને બુરાઈ કરે તેથી બદનામી મલેછે.

એ સઘલું હદની બાહેર જનારાઓનું કામ છે. પણ એક કુટુંબ પોતપોતામાં અથવા પોતાના અતલગના સગાં વાહાલાં અને દોસત આશનાવોમા મલીને ફકત કશરતને ખાતર જો થોડો વખત "ડાનસ" મા ગુજારે તો તેમા કાંઈજ હરકત નથી. ઈંગરેજ લોકોના "બાલ" વીશે આપણા લોકોમાં ઘણો હલકો વીચાર ચાલેછે અને તેમા ઉપર જણાવયા તેવા વાંધા નીકલી શકેછે. પણ આબરૂદા

ર લોકોમા "બાલ" ને માટે ખુદ કાયદા ઘડેલાછે. તેમાં મરદ ઓરતોએ કેમ બેસવું, કેમ ઉઠવું, કેમ ચાલવું, એ કેક વચે કેટલો વેહેવાર રાખવો, "ડાંનસ" કરતી વખતે એકેકને કેમ ધરવું, એકેકથી કેટલા તફાવતે રેહવું, વાતચીત કેવો પરકારનાં કરવી એ સરવેના કાયદા ઘડેલા છે અને તેથી આબરૂદાર ટોલીમાં જો ખરેખરાં સારાં માણસો હોયછે તો "બાલ" ની બાહેરની દેખીતી છુટ છતાં ઘણો અટકાવ થઇ શકેછે. પણ અમે આ ઠેકાણે એવા "બાલો" ની હીમાએત કરવા બેઠા નથી. અમે આપણા લોકોમાં ખામખા "બાલો" દાખલ કરવા માગતા નથી અને ચાહાતાબી નથી.

પણ વર બઈએર, ભાઈ બેહનો, વગેરે સનેહ સંબંધીઓ એકમેકમાં ફકત બદનની શુખાકારીને માટે "ડાંનસ" ની કશરતનો માહાવરો રાખે તેમાં કોઇબી સમજુ આણશ વાંધો લઈ શકશે નહી. એક લખનારના આ શબદો છે કે "ચાલવા, દોડવા, લડવા વગેરેના કશરતખાંનાંઓ માણશની એકેક શકતી તથા ગોટલાંને લોહાં જેવા શખત બનાવેછે, પણ 'ડાનસ' બદનની ભાશામાં કવીતાની મીશાળે સરવે ગોટલાંઓને એકજ વખતે સરખાં કરેછે, માહાવેરો પાડેછે અને સોભા દેછે." તેની મતલબ આપણી હીલચાલ તથા ગતીને પુર સોભા આપવાની છે, અને સોભાની સમજ ધરાવવી એ આપણ માણશજાતમાં ખોદાએ મેલેલો એક ગુણ છે તે કોણ ના પાડશે ! ઈંગરેજોમા પણ કેટલાકો આ કશરત વીશે છીટ ધરાવેછે, પણ તે બાબે રોચટરના વીચારો હેઠલ ઉતારી આ વીશય સમાપત કરીએ છઈએ.

"'ડાંનસ' ની રમતને આપણા દેશમાં ઘણાં સારાં માણસો તોડતા આવયાછે અને તે કંઈ તદનજ વગર કારણે નથી. તેઓના મગજમાં 'ડાંનસ' 'બાલ' સાથ ભેલાઈ ગયોછે અને 'બાલ' સંસારી મોજ મજાહનો એક બુરો આકાર છે. 'બાલ' ને માટે તઈઆરી કરવામાં ગુમાવેલો વખત, તેનાં ઉપર ગુમાવેલી મનશકતી, રાતનો ઉજાગરો, કુવતને ચહડતી થાક, એ અને બીજી ખરાબીઓ 'બાલ' ને આ દેશમાંથી દુર કરવા માટે મજબુત કારણ આપેછે. પણ 'બાલ' તરફના ધીકારને માટે 'ડાનસ' ને ધીકારવો નહી જોઈએ. તેથી ઉલટું 'બાલ' ના રેવાજને તોડવાનું આતો એક કારણ સમજવું જોઈએ કે 'બાલ' નીકલી જવાથી 'ડાંનસ' જે હમણા નવાઈના અને કોઈજ વખતના થયાછે, તે હંમેશનાં થઈ પડે અને જે ખરચાલુ થયાછે તે આપણા દરરોજનાં સંસારમા સસતા અને સાધારણ થઈ રેહ."

---

## ગાસ લાઈટની સોધ.

આ દુનીઆમાં કેટલીએક ચીજોનો આપણે ઉપીયોગ કરીયે છઈએ, પણ તેનો પેહેલ વેહેલો બનાવનાર તથા સોધી કાહાડનાર કોણ તે જાણવાની આપણ જરા પણ ખાએસ રાખતા નથી એ કેવું અજાએબછે. જો કે ગાસ લાઈટ અથવા આપરા બોલોમાં બોલીયે તો "ઘાસ લાઇટ" ની આપરા રસતાપર, પઇસાવાલાઓના ઘેરોમાં, દુકાનોપર અને તેહેવારને દીને કેટલાંએક જાહેર મકાનોપર રોશની દેઠામાં આવેછે; પણ બેહનો તમોએ કોઇ દાહાડેબી એવો વીચાર કીધોછે અથવા કોઇને શવાલ કીધોછે કે આ ગાસ લાઇટ પેહેલાં કોણે સોધી કાહાડી ? હું ધારૂછું કે તમો ના કેહેશો. વાસતે તમારી જાણને માટે આ ગાસ લાઇટ કાંહાં, કોણે અને કેવારે સોધી કાહાડી તેનો ટુક હેવાલ નીચે આપુંછું.

ગાસ લાઇટને પેહેલાં સોધી કાહાડનાર ફીલીપી-લી-બોન નામનો એક ફરેનચમેન હતો, તે રસતા અને પુલો બાંધનાર ઈજનેર હતો, જેણે ૧૭૮૫ માં લાકડાં બાલી તેમાંથી ગાસ એકઠી કરી તેહેવારના દાહાડાપર રોશની કરવાનો વીચાર કીધો. આ તેની કાચી સોધને સંપુરણ કરવાના ફાંફાંમા ઘણીએક વખત કાહાડીયો, અને છેક ૧૭૯૯ ના વરસમા પોતાનો આ વીચાર જાહેરમા લાયો. શને ૧૮૦૦ ના સપટેમબર મહીનામા તેને સનદ મલી અને ૧૮૦૧ મા પોતાની સોધનો એક રસાલો છપાવી બાહેર પાડીયો. લીબોને લાકડાં બાલી તેમાંથી ગાસ, તેલ અને તાર કાહાડવા માંડીયો, પણ આ તેના અખતરા ઉપરથી તેલવાળી અને ચરબદાર ચીજેમાંથીબી આવી ગાસ નીકલી શકે એવો તેને જરા પણ વીચાર આયો. શને ૧૭૯૯ થીતે ૧૮૦૨ સુધીમા લીબોને ઘણાએક અખતરા કરી જોયા. તેને પોતાની બડી પેહેલાં હેવરમાં કાહાડી, તેમાંથી જે ગાસ નીકલતી હતી તે કાંઈ સવચ્છ ન હતી. રોશની ઝાંખી આપતી હતી, અને નહી ખમાએ એવી બદબો નીકલતી હતી અને તેનું પરીનામ એ નીપજીયું કે આ નવાં સોધને પુરતી મદદ મલી નહી. છેલે લીબોન આવા અખતરા કરવાના ફાંફાંમાજ મરણ પામીયો.

લીબોનની આવી કાચી સોધને ઈંગરેજોએ તરત ઉચકી લીધી. ૧૮૦૪ માં ગાસથી રોશની કરવાના કામની સોધની કીરતીનો દાવો ઉર્ત્તોનડસર નામના એક ઈંગરેજે કીધો અને સનદ મેલવયો. ૧૮૦૫ મા બરમીંગામ શેહેરમા ઉર્વીનડસર અને મારડોકની રીતે બનાવેલી ગાસથી રોશની કરવામા આવી. પેહેલાં જેઓએ એ ગાસ વાપરી તેમાં બાકથી ચાલતો સાંચો શોધી કાહાડનાર મીં૦ ઉવોટ હતો. ૧૮૧૬ માં લનડન શેહેરમાં પેહેલવેહેલી ગાસથી રોશની થઇ અને છેક ૧૮૧૮ માં આ શોધ, કે જે ખરેખર ફરેનચોની તે ફરાનસમાં ગઈ અને તાંહાં ગાસથી રોશની થવા લાગી.

ક.

---

## જલંદરના મરજ.

પેટમાં અથવા બદનના બીજા ભાગોમાં પાંણી જેવો પરવાહી પદારથ એકઠો થવાના મરજને જલંદર કેહેછે. બદનમાની લોહોની લાવ લઇજાવ કરનારી રગો તથા પાંણી વગેરે ચુસી લેનારા અવયવો ઉપર ચોકસ દબાણ થવાથી, લોહી બરાબર ફરતું નથી અને પાછવાંથી બરાબર કામ થતું નથી, તારે લોહીમાંથી પાંણી ઝરકેછે અને એકઠું થાયછે તે જલંદર છે. એ પાંણી બદનના જુદા જુદા ભાગો જેવાકે હાથ, પગ, ચેહેરા વગેરેપર એકઠું થાયછે, પણ મુખીઅ ક

રીને પેટમાં એકઠું થવાનું એ મરજમાં શાધારણ છે. એ પાંણી પેટમાં કાંહાં એકઠું થાયછે, તે બાબે વીદવાંનો એકમત થતા નથી. પણ આતો ચોકસ છે કે હોજરી, ઇઆ આંતરડાં, ઇઆ કલેજા જેવાં પેટ માહેલાં અવીઅયોમાં આ પાંણી જમાવ થતું નથી. તેમજ વળી પેટની ચામડી તલે જે મંઉશનો જથો હોયછે તેમા પણ આ પાંણી એકઠું થતું નથી. પેટમાંનાં ઉપલાં મંતરોની ઉપર પણ માશના પહોતી નીચે એક નાજુક અસતર કરેલું છે, અને એ અસતર ફુલીને તથા પોકલ થઇને તેના અંદર આ પાંણી ભેગું થાયછે. બદનમાં પાંણી જમા થવું સાધારણ છે. કોઇવાર જેમ મગજમાં પાંણી હોયછે, જેમ ગોલામાં પાંણી ભરાયછે, તેમ આ જલંદરથી અગત કરીને પેટમાં પાણી એકઠું થાયછે.

એ જલંદરના મરજની સમજ છે, પણ જાણવું જોઇએ કે એ મરજ પોતે એક જુદા રોગનાં કરતાં બાજા મરજોની નીશાણ દાખલ તથા બીજા મરજોના પરીનામ દાખલ વધારે ગણાયછે. જલંદર ઘણી જાતનો હોયછે, અને જોકે તેને એક ખાશ દરદ તરીકે ગણવામાં આવેછે, તોપણ કલેજું, અથવા ગુરદા, જેવા સાંચાઓના રોગથી અથવા બદનની નબલાઇથી એ મરજ ઉતપન થાયછે. સાધારણ જલંદરની ઘણી સાધારણ નીશાણ ભુખનું મરી જવું, જીભનું લાલ થવું, ચામડીનું સુકાઇ જવું, સવાસ લેવાનું મુશકેલ થવું, હાંફન અને હાંસો થવો, પરસેવો બંધ પડવો તથા પેટ ઉપર અથવા બદનના બીજા ભાગો ઉપર એવો સોજો ચહડવો કે જે ઉપર આંગલું દાબવાથી તેમા ખાડો પડે અને તે ખાડો જરાવાર રહીને પોતાની મેળે પાછો પુરાય. આ સાધારણ નીશાણોની સાથે અતીઘણી તરસ, અને ચામડીનો ઘણોજ ફીકો રંગ એ પણ જલંદરને પીછાનવાના ચીનહો છે.

જલંદરમાં એકઠું થતું પાંણી એક બંધીઆર મસકમા ભરેલાં પાંણીની મીશાળે ઓલખાઇ આવેછે. પેટને આંચકો લાગાથી તેમાના પાંણીનું હીલવું, દગદગવું અથવા આંમકો લાગવો એક પખાલના જેટલી સેહેલાઇથી આ રોગમા બનેછે. દરદીની એ તપાસ જો કરવી હોયછેતો પેહલાં તેને બેસાડવામાં આવેછે, અને પછે તેના પેટની એક બાજુએ હાથ મેળી બીજી બાજુએ બીજા હાથનાં આંગલાં વડે ટકોરા મારવામા આવેછે અને જેટલા ટકોરા મારવામા આવે તેટલા બીજા હાથને આચકા લાગેતો પેટમાં પાંણી માલમ પડેછે. તે ભરેલાં પાંણીપર ટકોરા લાગાથી પાંણી હીલેછે અને હીલીને બીજા હાથને આચકો આપેછે તથા તે હીલતું લાગેછે. પેટની જુદી જુદી બાજુએથી તરણ ચાર વાર એ પરમાણે તપાસ કીધાથી પાંણી ભરાયુંછે કે નહી તે તબીબોને માલમ પડેછે.

જલંદર પારખવા માટે એ ઉપરાંત બીજી રીત મણ કરવી પડેછે. એક રોગ પીછાણવાના જોખમ ભરેલાં કામમા આવી એકજ તપસ બસ નથી, પણ જેટલી બીજી થઇ શકે એટલી બધી તપાસ કરવી જરૂરની છે, કે જેથી સઘલો શક દુર થાય. તે બીજી તપાસ એ છે કે દરદીને ચતો સુવાડીને તેના પેટની બેહુ બાજુ ઉપર ડાવા હાથનું આંગલું મેલી જમના હાથનાં આંગલાંને તે ઉપર ઠોકેછે એ પરમાણે કરવાથી બેહુ બાજુએ આગલથી સંગીન અથવા બટ આવાજ નીકલેછે, અને દુટી આગલથી પેટ પોકલ ઢોલની મીશાલે આવાજ કરેછે. પણ હવે ચતા સુતેલા દરદી પાસે કોરવલાવેછે તો, પછે ઠોકવા છતાં પેટની બેહુ બાજુએથી બટ આવાજ થતો નહી, પણ હેઠેની બાજુ ભરેલો અથવા બટ અને ઉપરની બાજુ પોકલ આવાજ કરેછે. જારે દરદી ચતો સુતો હોય તારે તેના પેટમાનું પાંણી બેહુ બાજુએ ઢલી જાયછે, જેથી પેટ ઉપરથી પોલું અને બાજુએથી બટ બોલેછે; પણ જારે દરદી કોરવાલેછે, તારે પાંણી સઘલું હેઠલ ઉતરી જાયછે, અને તેથી તે ભરેલો ભાગ બટ અને ઉપરનો ખાલી ભાગ પોકલ સંભલાયછે.

આંગલું દાબવાથી ખાડો પડવાની નીશાંણ, જલંદરનો સોજો પેટ ઉપરાંત હાથ પગપર ચહડયો હોય તારે કામની છે. એ પીછાંણતને માટે આંગલું જોરથી દાબેછે અને જો ખાંડો પડે તથા ધીરે રહીને પાછો પુરાયતો તે જલંદરના જલથી સોજો ચહડેલો મુકરર ઠરેછે. ચરબીથી ફુલેલું પેટ સઘળી બાજુએથી બટ અવાજ કરેછે તેમજ ખાંનું હજમ નહી થવાને લીધે પવનથી ફુલેલું પેટ સઘળી તરફથી ઢોલની મીશાલે પોકલ આવાજ કરેછે, અને તે ઉપરથી પાંણીથી સુજેલું પેટ પીછાણવું મુશકેલ નથી. પાંણીથી સુજેલું પેટ દરદીની હાલત વીશે જેટલી ધાસ્તી પેદા કરેછે, તથા તેની તનદરોસતીમા જેટલો બીગાડ કરેછે, તેટલી ધાસતી અથવા તેટલો બીગાડ ચરબીથી ઇઆ પવનથી ફુલેલાં પેટે થતો નથી.

જે જુદાં જુદાં દરદો ઉપરથી જલંદર પેદા થયો હોય, તે પરમાણે ઉપલાં સાધારણ નીશાંણો ઉપરાંત બીજી ખાશ નીશાણીઓથી પણ તબીબો એ મરજની પીછાણ કરેછે. એ નીશાંણો ઘણી વીગતવાર તથા બારીકીથી તપાસવામા આવેછે, અને એ જુદા જુદા જલંદરોની જુદી જુદી નીશાંણો અનજાંનાને ગુચવણમા નાખે તથા ભુલાવો ખવાડે એવીછે. કલેજાંના દરદથી જલંદર જનમ પાંમેછે, તારે જમણી પાંસલી આગળ જાંહાં કલેજું આવેલુંછે તાંહાં પેહલાં દુખારો થાયછે અને જુદી જુદી પરકારનું દુખ થવા પછે છેલે પેટ મોટું થવા માંડેછે, તે એટલું ઉપસેછે કે તે ઉપરની બલુનેસો ખેંચાઇ આવેછે. પેટ જોકે ચહડતું જાયછે, તોપણ બદન સુકાતું અને લેવાતું જાયછે, અને દરદીના મોટાં પેટ સાથ ખાલી હાડકાંનો દેખાવ થઇ પડેછે. ગુરદાના દરદથી જારે જલંદર ઉતપન થાયછે, તારે કોઇવાર માતર તાવ આવવા પછે જલંદર માલમ પડેછે, અને ઘણીક નશાંણો સાથે પીસાબ ઘણી થોડી આવેછે તથા તેનો રંગ બદલાઇને લોહી જેવો લાલ થાયછે. કોઇવાર તાવ ચટવા વગર ગુરદાના રોગનો જલંદર થાયછે, તે વખતે પીશાબ હંમેશાની મીશાલે થાયછે. પણ આ ગુરદાના જલંદરમા કોઇવાર માતર આંખના તોપચાંજ સુજેલાં હોયછે તથા માતર ચેહરા ઉપરજ થોથરો ચહડેછે અને પેટ ઇઆ બાકીનું બદન સુજતું નથી; એ વખતે પીશાબ ઘણી વધારે થાયછે, અને તેનો રંગ સફેદ હોયછે, જે પછે પાછળથી પીશાબ બંધ થાયછે.

ગુરદાના જલંદરવાલા દરદીની પીશાબને એક કાચની નલીમાં નાખીને ઇસપીરીટના દીવા ઉપર ધરવાથી તેમા ગાંગડા બંધાયછે, જે ગાંગડા બીજી દવાથી "અલબુમન" નામની વસતુના ઠરેછે. તો ગુરદાના જલંદરની તે એક ચોકસ નીશાણ ગણાયછે. એ ઉપરાંત દીલ ઇઆને લોહી દોડાવનારાં મંતરના દરદથી પણ જલંદર થાયછે. એ સાં

ચો છાતીમા દાવી બાજુએ આવેલોછે, તેની તરેહવાર ની શાણો વચ્ચે દરરોજ સહવારના આંખનાં રોપચાં સુજી આવેછે, તે હીઆંસુધી કે કોઇવાર ઉંઘાઇ ઉઠવા પછે તરત આંખ ઉંઘડી શકતી નથી. એજ મીશાલે નબલાઈનો જલંદર જુદો થાયછે. તેમાં નાકઉતી, કામકાજની સુસતી અને આલસની સાથે ફીકો ચેહરો, સફેદ હોટ, વગેરે ની શાણીઓથી એ મરજ ચાલુ થાયછે. તેમાં પેટ ઘણું ફુલતું નથી પણ બદનના બીજા ભાગો વધારે ફુલેછે. આ સઘલી જુદી જુદી નીશાણીઓ માતર વાંચનારની સેજ સમજણને માટે તથા એ દરદ બદન ઉપર કેવી બીહામણી અને ભયંકાર અસર કરેછે તે દેખાડવા માટે આપીછે. જેઓને દરદ પારખવાનો અનુભવ નથી તેઓએ એવી નીશાંણીઓ ઉપરથી જલંદર પીછાંણુવાની કોશેશ કરવી નહી. એ જુદી જુદી નીશાંણો વચ્ચે એટલી બારીકીઓ છે કે તેથી જરા અનજાંનપણાંથી અથવા ગફલતથી એક જાતનું દરદ બીજાં સાથે ભેલાઈ જવા વના રેહ નહી અને દરદીને વગર કારણે ઘભરાટ પેદા થાયે.

આ નીશાણીઓ કરતાં એ મરજના સબબોએ આપણું વધારે ધેઆન ખેંચવું જોઈએ. જલંદરનો મુખીઅ અને મોટો સબબ નબલાઈ છે. પછે તે નબલાઈ કલેજાંનાં, દીલના ઇઆ ગુરદાના રોગમાં થઈ હોય ઇઆ તેથી ઉલટું નબલાઇથી એ રોગો પેદા થયા હોય. પછે તે નબલાઈ દારૂથી, ઘણા ખોરાકથી, બદહજમીથી, ઘણી થાકથી, આલસથી, કસરત નહી રાખવાથી ઇઆ ગમે તે શબબથી ઉતપન થઈ હોય. કલેજાંના સોજાનો રોગ મુખીઅ કરીને દારૂના લખથી પેદા થાયછે. જલદ દારૂ પીવાનો માહાવેરો અને આદત રાખવાથી કલેજું ગોયા ખવાઈ જાયછે. તેના જે ભાગમાંથી ખોરાકને હજમ કરનારૂં પીત પેદા થાયછે, તે ભાગ બીગડી જાયછે એટલુંજ નહી પણ તેની બાંધણી અને રંગ વટીક બદલાઈ જાયછે. એ પછે કલેજું ધીમે ધીમે નાહનું થતું જાયછે અને છેક તલલીના જેટલાં કદનું થાયછે, તેમાથી લોહી બરાબર ફરતું નથી પણ એક ઠેકાણે જમા થઈ રેહછે અને પછે તેમાથી પાંણી ઝરફેછે. ગુરદાના જલંદરમાં પણ દારૂ અને બીજી કેફ એક મુખીઅ શબબછે. દારૂથી અથવા બીજી નબલાઇથી ગુરદાની બાંધણીમાં પણ ફેરફાર થાયછે, મગર તે કલેજાંની મીશાળે નાહના થતા નથી, પણ ફુલીને મોટા થાયછે. દીલ અથવા અંતકરણ એ કજ રોગને આધીન નથી, પણ તેમાનો એક રોગ જેથી દીલ ઘણું ધીમું ચાલેછે, તે જલંદરને કારણ આપેછે.

જલંદરની દવા અને ઉપાય કરવાનું કામ મોટું અને ઘણી સંભાલનું છે. એ કામ ડાકટરનું છે, પણ અતરે એટલુંજ જણાવવાનું છે કે આ ઉપાય કરતાં એક મુખીઅ નીઅમ ધેઆનમા રાખવામા આવેછે, તે એકે જે રોગથી જલંદર થયો હોય તે રોગને પેહલાં દુર કરવો. જલંદરની દવા કરતાં બદનમાંથી પાંણીને બાહેર કાહાડવા માટે દરદીની હાલત તરફ સંભાલ રાખીને પરસેવ અને પીસાબ વધારનારી દવાઓ આપવાની જરૂર છે. તે સઘલા ઉપાયોની મતલબ બે હોયછે, એક એ છે કે લોહીનો ફેલાવો સઘલા ભાગ ઉપર એકસરખો કરવો તથા બીજી મતલબ એકે જમા થતા પરવાહને ચુસી લેવો. જારે પેટ ઉપર પાંણીનો ઉપસાટ અતીઘણો થાયછે, તારે નસતર મેલીને પાંણી કાહાડી નાખવાનો ઉપાય ઘણો લાભકારી છે. જો પાંણી વારે ઘડીએ જમાં થાયતો ફરી ફરીથી તેને ફોડીને બાહાર કાહાડવામા આવેછે અને તેમ થતાં ઘણીવાર દરદીને આરામ થાયછે.

---

## દોહોડ કરોરનો મેહલ.



ઈંગલંડની મુશાફરીના મી૦ ડોસાભાઈ ફરાંમજી કરાકા તથા મી૦ કરસનદાસ મુલજીનાં કીમતી પુસતકો જે બાનુઓએ વાંચયાં હશે તમો આ ચીતરમા ચીતારેલા મેહલને તરત ઓલખી કાહાડશે. એ લંડન શેહેરમા એક મેહલ છે, જેની પાછળ દોહોડ કરોર રૂપીઆનો ખરચ બેઠો છે. પણ તે કોણનો મેહેલ છે? દુનીઆના એક મોટા

ભાગ ઉપર કાબુ ધરાવનાર ઈંગલંડની બખતાવર રાંણીનો શું એ મેહલ છે ? નહી. દોલતમંદ લંડન શેહરના ખજા ને પુર કોઈ ઉમરાજાદાને રેહવાનો શું એ મેહલછે ? નહી. સુધરેલાં દેશોમા વગ અને આગેવાંની ચલાવનાર વીલાએ તી સરકારનો શું એ મેહલ છે ? નહી. એતો ઈંગલંડના લોકોનો મેહલ છે. એ બલવંત દેશના લોકો જે મેહલમા ભેગા થઈ પોતાનું રાજ પોતેજ ચલાવેછે, તે એ મેહલ છે. જે મેહલમાં સવતંતર ઈંગરેજી આલમે પોતાના વકીલોને પોતાના હક જાલવવા સારૂં મોકલયાછે, જાંહાં પોતાના વ કીલોની મારફતે તેઓ રાંણી થીતે રંક સુધી દેખરેખ અને સરવે કામોનો રાજ કારોબાર ચલાવેછે, તે એ મેહલ છે. રાંણીને આટલોજ પગાર આપવો, શાહાજાદા અથવા શાહ જાદીઓને આટલુંજ સાલીઆનું આપવું, સરકારે આટ લોજ ખરચ કરવો, રઈએતપર આટલાજ કર નાખવા વીગેરે બાબતોમાં ઈંગલંડના લોકોને મનપસંદ બં દોબસત કરી આપવાનો મેહલ એ છે. દેશને માટે ધારા બાંધવા આગમચ જે મેહલમાં પરધાંનો લોકોની સલા હ પુછેછે, લડાઈ ચલાવા આગમચ જે મેહલમા સરકાર લોકોની રજા પુછેછે, અને દરએક નવી મોસમમાં રાજ ચ લાવા આગમચ જે મેહલમા રાંણી પોતાની ધારણા લોકો આગળ જાહેર કરેછે તે આ મેહલ છે. સરકારના આડાં કામોને માટે લોકોએ ઠપકો આપવાનો આ મેહલ છે. સ રકારની રાજનીતી બાબે લોકો તરફથી સવાલો પુછવાનો આ મેહલ છે; આપખુદ અમલદારો ઉપર ધીકાર નાખવા અને તેમને સજા ફરમાવાનો આ મેહલ છે. મોટાં મોટાં રાજ્યોના મામલા ઉપર તકરાર ચલાવાનો આ મેહલ છે, એટલુંજ નહી, પણ હીંદુસતાન અને બીજાં દુરના દેશોની ફરીઆદો સાંભળવા અને દાદ મેળવવાનો પણ એજ શેવ ટનો મેહલ છે. ટુંકમા એ ઈંગલંડની પારલામેંટનો મો ટો, શુંદર અને નામીચો મેહલ છે.

જારે આપણે જોઈએ છઈએ કે આ મેહલ પછવાડે દોહડ લાખ નહી, કે દસ લાખ નહી, કે પચાસ લાખ ન હી ઈઆ એક કરોરબી નહી, પણ દોહડ કરોર રૂપીઆનો ખરચ થયોછે, તારે જોકે આપણે એ ઈમારત નહી જોઈ હો ય તોપણ આપણ કહી શકશું કે એ કાંઈ મેહલ નહી પણ મેહલોનો મેહલ હોવો જોઈએ. દોહોડ કરોર રૂપીઆ ! મુંબઈમા ટાંઉનહાલ આવી સોભીતી ઈમારત છે, પણ તેની પાછળ માતર ૧૫) લાખ રૂપીઆનો ખરચ થયોછે. મેદાનમાનું મોટું બજાર બાંધવાનો ખરચ ઘણો લખલુટ થયો તોપણ ૧૬ લાખ રૂપીઆનો થયોછે. એલફીનસટન કાલેજ આટલી નાદર બંધાઈછે, તે છતાં તેનો ખરચ મા તર તરણ લાખ રૂપીઆ થયોછે. મુંબઈમાં યુનીવસીટીનો "હાલ" બંધાયછે તે ઘણો રોણકદાર છતાં તેનો ખરચ ચાર પાંચ લાખ રૂપીઆ ધારવામા આવેછે. પણ ચાર પાંચ લાખમાં જો અતરે આવા મેહલ બંધાયાછે તો તેના કરતાં પચાસ ઈઆ પોણાસો ઘણો વધારે ખરચ કરીને લંડ નનો આ પારલામેંટનો મેહલ બંધાયો તારે તે કેવી નાદર કારીગરીનો, કેવી શુંદર રચનાંનો, કેવા બપકાદાર દેખાવ નો હશે તેનો આપણા મનમા ખેઆલ પણ ઉતરશે નહી. એ ખેઆલ મનમાં ઉતારવાને આટલી વીગત થોડીઘણી કા મ લાગશે. એ મેહલે ૮ એકર જમીન રોકી છે. તે આ સરે ૧૦૦૦ ફુટ લાંબો છે. તેમાં ૧૧ મોટા ચોક છે. તેમાં બે મોટા અને બીજા ઘણા નાહના મીનારાઓ છે. તેમાં મોટાં દીવાનખાંના સીવાએ ૫૦૦ ઓરડા છે. તેમાં ૪૫૦ પુતલાં છે. તેમા ૯ લાખ ટન ફતર ખપયોછે, ૨ કરોડ ૪૦ લાખ ઈંતરડીઓ ખપીછે, અને ૫ હજાર ટન લોઢું ખ પયુંછે. એ મેહલનો નકસો પાડવામાં ૯૭ ચીતારાઓ કા મે લાગેલા હતા, જેમાના એકનો નકસો પસંદ આવયો અ ને તેને નાઈટનો ખેતાબ મળયો. આવો એક નામીચો મેહલ કોણને જોવા નહી ગમશે ? પણ આપણ સરવેથી એ જોવાને બને એવું નથી, તોપણ કોણને તેનો થોડોક હેવા લ વાંચવા નહી ગમશે ?

જે જગાપર આ મેહલ લંડંનની ટેમસ નદીને કીના રે હાલ બાંધેલોછે તાંહાં આજ ૯૦૦ વરશ થયાં ઈંગલંડ ની મોટી રાજ સભા મળતી આવીછે, પણ આ મેહલ પોતે ૯૦૦ વરશનો જુનો નથી. હાલનો મેહલતો માતર ૩૫ વરશ થયાં સને ૧૮૩૬ માં બાંધયોછે, જેની આગમ ચ તે એકવાર (સને ૧૨૩૮ માં) નદીની રેલથી ડુબો હતો અને તેના દીવાનખાનામાં બોટો ચાલી-હતી, અને તરણ વાર તે આગમાં બલી ગયો હતો. દર વખત નવો બાંધ તાં તે સરસ બનતો ગયો અને છેલે હાલના નામીચાં રૂપ માં તે ઉભો છે. આટલું છતાં પણ આ મેહલમાં અસલી મેહલનો એક ઓરડો અનામત રાખેલો છે. તે "વેસટ મીનસટર હાલ" ના નામથી ઓલખાયછે, અને તે આજ ૯૦૦ વરશનો પુરાનો છે. એ દીવાનખાનું પુરાંનું છે, તો પણ તેની ખુબસુરતી થોડી નથી. તે ૨૩૮ ફુટ લાંબુ, ૯૮ ફુટ પોહલું અને ૬૦ ફુટ ઉંચુંછે, અને આવડાં રાખશી કદ છતાં તેના છાપરાંને ટેકાવા માટે એક પણ થામલો આ પેલો નથી. તેના લાકડાંના છાપરાંપર ફરેસતાઓના આ કાર અને બીજી નકસી કોરેલી છે, તે છાપરાં સીવાએ આ રલીઆમણા મેહલના બીજા કોઈ ભાગ ઉપર બાંધકામમાં લાકડું વાપરયું નથી. કેહછે કે આ મોટાં દીવાનખાનાં માં આગલા એક પાદશાહ તરફથી ખરીસટમાસના તેહવાર ઉ પર ખાંનું થતું હતું, જે વેળાએ દરરોજ બે હજાર માણશો તેમા જમતાં હતાં અને દરરોજ-૨૮ બલદ, ૩૦૦ મેંઢાં અ ને મરઘાં બટકાંતો સુમાર વગરના ખપતાં હતાં. આ નાં મીચું અને તવારીખની જીવતી યાદદાસત જેવું દીવાન ખાંનું ઉપલાં ચીતરમાં વચોવચમાં ચીતારેલા મીનારાની ૫ ડોશમા આવેલુંછે, જાંહાંથી એ વચલા મીનારાની હેઠલ આઠ ખુણાના મોટા ઓરડામા જવાયછે. એ ઓરડો ૬૦ ફુટ પોહલો છે, તેમા એક ગંજાવર જુમર જમીનથી ૩૨ ફી ટની ઉંચાઈએ ટાંગેલુંછે. એ ઓરડાની જમની બાજુએ. થી ઉમરાવોની સભાના ઓરડામા તથા ડાવી બાજુએથી આમની સભાના ઓરડામાં જવાયછે. જે વચલા મીનારા તલે એ આઠ ખુણાનું દીવાનખાનું બાંધેલું છે, તે મીના રની ઉંચાઈ ૩૦૦ ફીટ છે.

પણ ઉપલાં ચીતરપર એકવાર ફરી નજર પોંહોંચાડી એ. તેના ઠારેઠારના મીનારાઓ, તેના હારેકટાર કંગુરા ઓ, તેના જલેહદાર બારી બારણાઓ, તેની ખુશનુમા અ ગાસીઓ ઈતીઆદીથી નદીની પડોશમા કેવો રલીઆમનો

દેખાવ થતો હશે તેનો ખેઆલ વાંચનારી બાનુઓની હુર સતપર રાખી, ચાલો આપણે એ મેહેલનાં બીજા અંદરના ભાગોમાં એક ફેરો મારી આવીએ. એ મેહેલના ઉપલાં દીવાનખાંનાંઓતો આપણે જોયાં અને હવે તેમને બાજુએ મેળીએ. પણ એકવાર ફરી જે દરવાજે નામદાર રાંણી પોતે આ મેહેલમાં દાખલ થાયછે તેજ દરવાજે આપણે પણ દાખલ થઇએ. એ દરવાજો ઉપલાં ચીતરમાં દાવા હાથ ઉપરના ઉંચા અને મોટા મીનારા તલે છે. એ દરવાજાનું આરકુંજ ૬૫ ફુટ ઉંચુંછે, આખો મીનારો ૩૪૦ ફુટની ઉંચાઇનોછે, તથા તેની ચારે બાજુ ૭૫ ફુટ પોહલીછે. એ મીનારાનું નામ "વીકટોરીયા ટાવર" છે. તેના આ દરવાજામાં આગલા મોટા પાક માણુશોના પુતલાં ગોઠવેલાંછે અને તેઓની સાથે "ઇનસાફ" તથા "દયા" ના બાવલાંની વચે નામદાર રાંણી વીકટોરીયાનું બાવલું મેળેલું છે. આ દરવાજામાં દાખલ થવા પછે શુંદર ચીતરો પસાર કરવા બાદ નામદાર રાંણીનો "રોબીંગ રૂમ" ઇઆને તખત ઉપર બેસતી વખતે. તાજ અને જભો પેહરવાનો ઓરડો આવેછે. એમાં પણ ભલા ગુણોને લગતાં ઘણાક ચીતરો પસાર કરી, ૧૧૦ ફુટ લાંબાં, ૪૫ ફુટ પોહલાં અને ૪૫ ફુટ ઉંચાં એક બીજાં દીવાનખાનામાં જઇએ છઇએ, કે જાંહાંની બારીઓમાં રંગીન કાચો ઘણી સોભા આપેછે. હીઆંથી "શાહાજાદીઓનું દીવાનખાંનું" આવેછે, કે જેમાં નામદાર રાંણીને એક બીજાં ઘણાં રોણકદાર બાવલાંમાં એક હાથમાં રાજદંડ અને બીજા હાથમા બખશેશ કરવાના ફુલોનો હાર આપી ઉભી રાખીછે, અને તેના તાકની બાજુઓપર વેપાર, વીદીઆ, હોનર ઇતીઆદી વીશે શુંદર ચીતરો છે. આ મોટા ઓરડામાંથી થઇને ઉમરાવોની દરબારના દીવાનખાનામાં આપણે જઇએ છઇએ, જાંહાં નામદાર રાંણીનું તખત મેળેલુંછે અને રાંણી પારલામેંટ ઉંઘાડવાની કીરીઆ એજ દીવાનખાનામાં કરેછે. નામદાર રાંણીને આવવાનેજ રસતે આપણ હીઆં આવી પુગાં છઇએ.

એ દીવાનખાંનું આ મેહેલનો ગોમા સરતાજ છે. તે ૯૧ ફુટ લાંબું, ૪૫ ફુટ પોહલું અને તેટલુંજ ઉંચું છે, તથા તેમા ૧૨૦૦ માણસો સમાય એટલી જગાછે. એ દીવાનખાંનાંની બે બાજુએ બાર મોટી બારીપર બાર મોટા પાદશાહઓની કાચમા બનાવેલી તસવીર મુકીછે, તે દરએક તસવીર જુદા જુદા રંગના કાચોને એકઠા મેળવીને બનાવેલીછે. રાતના બારીઓની પાછળ સુંદર રોશની કરવાથી એ ચીતરો ઘણા દીપેછે. દીવાનખાનાના બે છેડાની દીવાલપર આરકાં પાડીને શુંદર ચીતરો મેળવાંછે અને ઉપલી બારીઓ તથા આરકાંઓની વચેના થામલાઓ ઉપર આગલા વખતના ૧૮ નામીચા ઉમરાવોના કાંસાંમાં ઓરેલાં બાવલાં ગોઠવયાંછે. આ દીવાનખાંનામા ફરતી ગેઆલરી કીધી અને આખાં દીવાનખાનામાં જાંહાં નજરં ફરીએ તાંહાં સોનેરી રૂપેરી દોરનો ચકચકાટ દીસેછે. ઓરડાને છેડે નામદાર રાંણીનું તખત છે. સીંહ અને ફુલોના ચીતરવાલા સુનેરી કસબની કીનારી સાથના લાલ ગાલીચા ઉપર, સોનાંનો દોર ચહડાવેલાં માઘનીના લાકડાંના તરણ તખતો મેળેલાંછે, જેમાની વચલી ઇઆને રાંણીની ખુરસીપર તરેહવાર મતલબ દેખાડનારી નકસી છે, ખુરસીને મથાલે તાજછે, પીચે હીરા જડેલાછે, અને આગળ પગ મેલવાને તોકો ફુલ મુકેલું છે. આ તખતની ઉપર અતી શુંદર છતર છે. આ દીવાનખાનામાં ચાર બાજુએ ૧૭ ફુટની ઉંચાઇનાં ચાર મોટાં જુહુમર જમીન ઉપર જડી લીધાંછે. દીવાનખાંનાની સીલીંગ અને છાપરાં વચે ૩૦ ફુટનો ખાંચો છે, તેમા જરૂર પરમાણે ઠંડી ઇઆ ગરંમ હવા દાખલ કરી શકાયછે, તેમજ દીવાનખાનાની તલીએ પણ ગરમ હવા રાખવા સારૂં ભોંઅેરૂં કરેલુંછે, અને રાજા ઇઆ રાંણી પારલામેંટમાં આવવાની બે કલાક આગમચ તે ભોંઅેરાંની અંદરથી તપાસ કરવાનો રેવાજ આગલા જમાનાથી ચાલતો આવેલો છે. આ દીવાનખાનાને ફરતી ગાલેરી છે, તથા તેની બાહેર ઉમરાવોને આસાએસ લેવાની જગા કરેલી છે.

• હવે આમની સભાનો ઓરડો રહયોછે, કે જાંહાં અમ તરેથી દાબી બાજુએ વચલા મીનારા તલેના આઠ ખુણાવાલા ઓરડામાંથી પસાર થઇ જઇ પોંહોંચીએ છઇએ. એ દીવાનખાંનું પણ ઘણું શુંદર છે. તે ૭૫ ફુટ લાંબું, ૪૫ ફુટ પોહલું અને ૪૧ ફુટ ઉંચું છે. તેની બેહુ બાજુએ કાચની રંગીન બારીઓ, જુદાં જુદાં પરગણાની નીશાણના ચીતરો સાથે જડેલીછે. એ ઓરડાની આસપાસ બાહારના લોકોને માટે ગેઆલરી છે, જેમા ઓરતોની ગેઆલરી પર પીતલની જાલી કરી લીધીછે. સભાના વડાની ખુરશી ઘણી ભપકાદાર છે. આ દીવાનખાનાની સીલીંગમા સઘલો કાચ જડેલોછે અને તેની બાહેર રોંશની થવા પછે સઘલી રોશની અંદર આવેછે. આ ઓરડાની બાહેર એક કલું છે. સભામાં જારે તકરાર થવા પછે મત લેવાનું હોય છે, તારે તે કલું ખેંચેછે, કે જેથી સઘલા ઓરડાઓમાં ઘંટો વાગેછે અને જે સભાસદો ઓરડાઓમાં આસાએસ લેવા ગયા હોય તેઓ તરત મત આપવા સારૂં ભેગા થાય છે. આ દીવાનખાના ઉપરાંત ઉપલા મેહેલમાં મોટાં અને શુંદર પુસતકખાંના તથા એ મેહેલને લગતા વીજલીના તારના અને બીજા ઓરડાઓ છે તથા ઇનસાફના કેટલાંક મોટાં ખાતાં વગેરેની જગા આ મેહેલમાં કીધીછે. પારલામેંટનો મેહેલ લંડન શેહેરની સોભા છે, પણ તેનો વધારે વીગતવાર હેવાલ જાણવો હોયતો શેઠ ડોસાભાઇ ફરાકાવાલાં નાદર પુસતકનો વાંચનારી બાનુઓને હવાલો આપીએ છઇએ.

# લો કો.



## આફ્ઘાન લોકો.

આપણા ઈરાંની પડોશીઓની હાલત તથા રીતભાંત ઉપર આપણે ગયા અંકમા ધેઆન પોંહોંચાડયુંછે, પણ આપણ હીંદુસતાનીઓના વધારે અતલગના પડોશી આફઘાન લોકો છે. તે લોકો, કે જેઓ આજ લાંબી મુદત થઈ પોતપોતામાં લડેછે, જેઓમાં રાજની ગાદી વીશે ભાઈ ભાઈઓમા જઘડો ચાલેછે અને બેટાએ બાપ સામે બલવો કરવાનો બનાવ હમણાજ વહી ગયેછે, તે લોકોની લગાર તપાસ લીધા વગર બીજાં દુરના લોકો ઉપર આપણ જઈ શકશું નહી. આફઘાંન અથવા સાધારણ રીતે વપરાતું કાબુલી નામજ તરાસ પેદા કરેછે—કાબુલી લોકો એ શબદજ કતલ અને ખુનામરકીનો ખેઆલ ઉપજાવેછે. ઈંગરેજોને એ નામ આગલી ખુનખાર તવારીખની યાદ આપેછે, જે તવારીખમા ઈંગરેજી લોભ અને ઉતાવલે આફઘાન લોકોના સંબંધમાં ઈંગરેજી નામને દાઘ લાગેલોછે. આફઘાન લોકો તરફનો માહેલો મુલક ઈંગરેજો સાંમે બંધ કરેલોછે. તાંહાં ઈંગરેજોએ જીવ આપયોછે અને જીવ આપી આ વેલાઓ લુટાઈ આવયાછે. આ બાબતને મથાલે મેલેલાં ચીતરમાં જંગલી આફઘાંનો વચે એક ઈંગરેજને ફસી પડેલો દેખાડયોછે. જાહાડીની અંદર ભરાઈ બેઠેલા હથીઆરબંધ લુટારાઓ અચયુચ નીકલી આવી આ મુસાફર ઉપર હોમલો કરેછે અને તે એકલા ઈંગરેજને ખુબ ઘભરાવી મેલવાથી તેના માથાં ઉપરથી ટોપી વટીક ઉડી ગઈછે.

હીંદુસતાંનથી નકસા ઉપર આફગાનીસતાન તરફ નજર કરતાં પેહેલાં આપણી વધારે નજદીકનુ જે નાહનું બલુચીસતાન મુલક આવેછે, તાંહાંના બલુચી લોકોને એક દમ પસાર કરી દેવાને બદલે તેઓની પણ જરા ખબર આજ વીશયમા લેવી જોઈએ, કેમકે તેઓ વીશે જાજું બોલવા જેવું કાંઈ નથી અને વળી તેઓ આફઘાન લોકોથી ઘણા જુદા પણ નથી. આપણા આ ગુલજાર શેહરમા કાબુલી તરીકે જે લોકોને આપણે પીછાનીએ છઈએ તેમાં મોટો ભાગ આવા બલુચીઓનો તથા હજારાના અડધા જંગલી રેહેવાસીઓ વગેરેનો છે. બલુચી લોકોનો મુલક પુરાતન તવારીખમા વખનાયલો ગેદરોશીઆ દેશ છે, કે જાંહાંથી પાદશાહ સીકંદર હીંદુસતાનથી પાછો ફરતીવેલા પોતાના લશકર સમેત પસાર થયો હતો અને જાંહાં તેના ઉપર ઘણાં હાંદેસા પડયા હતા. ઈંગરેજી લશકર પણ આ બલુચીઓના મુલકમાંથી થઈને કાબુલ ખાતે સને ૧૮૩૯ મા ગયું હતું. હમણા ઈંગલંડ અને હીંદુસતાન વચેના દરીઆઈ તારના દોરડાંને ઈરાંની આખાતમાથી આ મુલકમા મકરાનના કોસતા ઉપર આણયુંછે અને તાંહાં ઈંગરેજી તાર આફીસ સથાપેલીછે, તે ઉપરથી બલુચી લોકો સાથ આપણને વધારે પીછાંણ થવાની આશા રાખવામા આવેછે.

સીકંદરના અસલી વખતમાં આ બલુચી લોકોનો જે હેવાલ પરસીધ થયો હતો તેનેજ મળતી ચાલચલણ અને રીતભાંત આબેહુબ આજનાં જમાના સુધી તેઓએ જાલવી રાખીછે. પોતાના મુલકમા પારકો પગ દાખલ નહી કરવા માટે શીકનદરના વખતમા તેઓ જેમ લડયા તેમજ ૧૮૩૯ માં ઈંગરેજ સાંમે તેઓ બાહાદુરીથી લડયા હતા. તેઓનું મુખીઅ શેહેર ખેલાત જાંહાં તેઓની ૧૨૦૦૦ માણશની વસતી છે, તાંહાંના ખાંને ઈંગરેજ સાંમે લડતાં હીમતથી જીવ આપયો હતો, પણ ૧૮૪૦ માં તે શેહર બલુચી લોકોએ પાછું ઝીતી લીધું હતું. એ બલુચી લોકો ઘણા ખરા ભટકતા છે અને સઘલા મહમદીઆન ધરમ પાલેછે; પણ તેઓની મુખીઅ બે જાત કરેલીછે. એક જાત બલુચી નામની છે, તે કદાવર અને લડાએક છે. તેઓ અછા તીરનદાજ છે અને શેકારના ઘણા શોખીછે. તેઓ લુટારાનો ધંધો કરેછે અને ફારસી ભાશાને બગાડી નાખીને તેઓ બોલેછે. બીજી જાત બરાહુ નામની છે. તેઓ કદમા મધીઅમ, તથા વધારે નરમ ખવાશના છે, અને સંસકરીતમાથી ઉતપન થયલી એક ભાશા બોલેછે. તેઓનો અને અગત કરીને કોસતા ઉપરના લોકોનો સઘલો ગુજારો માછલીપર અને તેબી કરચલાં, કાલુ, વગેરે હલકી જાતની માછલીપર છે. તેઓને દરીઓ ખેડતાં અને માછી મારતાં વટીક આવડતું નથી, માટે ઓટની વખતે ઉંડા ખાડાઓમા જે ખોરાક રહી જાય તે તેઓ ખાયછે. જારે યુનાની લોકો ખજુરના જાહાડો લઈ તેમના દેશમા ગયા હતા તારે જાહાડ પાંનનો ખોરાક મલવાથી તેઓની ખુશાલી અનંત હતી.

ખરા આફઘાંન લોકો સંસારી હાલતમા બલુચી લોકો કરતાં ચહડતા છે. વધારે મોટો દેશ, વધારે વસંતી, વધારે ખેતી, વધારે પેદાસ અને વધારે સારાં પડોસીને લીધે તેઓની હાલત બલુચી કરતાં વધારે સુધરતી જાયછે અને અગત કરીને ઈંગરેજના સંબંધમાં આવયા પછે તેઓ વધારે સારો દેખાવ આપેછે,



જેના નમુના તરીકે એક અડધા સુધરેલા આફઘાનનું ચીતર હીઆં આપીએ છઈએ. એ શેહેરોમાં વસનારા રાજ દરબારી આફઘાંન લોકો પોતાના બદનને વધારે સારીરવેસે ઢાંકેછે તથા વધારે અદબ અદાથી ફરેછે. આફગાન લોકો કદમાં ઘણાં ઉચા નથી પણ ઘણાજ સખત અને તાલીમબાજ હોયછે. તારતાર લોકોથી તેઓ પોતાનાં લાંબા નાકથી અને ગાલના ઉપસી આવેલાં હાડકાંથી ઓળખાયછે. તેઓના ચેહેરાનો રંગ તહરેવાર હોયછે. કોઈ યુરોપનાં લોકોનાં જેવા ખુબસુરત અને વળી કોઈ હીંદુ જેવા

સામરા હોયછે. તેઓનાં બાલ અને દાહાઢી ઘણીખરી કાલી હોયછે. કોઈનં વખત તપકીરીઆ રંગની ઈઆ રાતી હોયછે. તેઓનો હમેસનો પોસાક એક પોહોલી કાલી સુતરની ઈજાર અને ગુડણવેંર આવે એવો ખમીસ હોયછે. માથાં ઉપર ચપટી ટુંકી ટોપી મેલેછે અને તેને ફુમટાં હોયછે. પગમાં અરધાં બુટ પેહેરેછે.

એ લોકો પોતાને આફઘાન નામ નથી આપવા દેતા, તેઓ પોતાને "પશતેના" કેહછે, અને "પશતુ" નામની ભાશા બોલેછે. જેમ બરમા દેશ, ચીન અને હીંદુસતાનની વચે આવવાથી બરમીસ ભાશા અરધી સંસકરીત અને અરધી ચીનાઈ છે, તેમ આ આફઘાન લોકો ઈરાંન તથા હીંદુસતાન વચે આવવાથી તેઓની ભાશામા અરધા ફારસી અને અરધા સંસકરીત શબદો આવેલા છે. એ ભાશામાં રંગીન કવીતાઓ અને ગાએણના પુસતકો મલી આવેછે, જેમા કેટલાકો નીતી સંબંધી છે અને તેમાની નીતીનાં એ દાદ,બે નાદર નમુણા અતરે ઉતારીએ છઈએ—

"જો તું અરેખાઈપર કાન રાખવામાં રોકાયલો રેહતો ખજાંનાનો ધણી થવા છતાં પણ તું એક ભીખારી છે."

"તું ઊંચો પોશાક પેહરે, મીઠાંન વાંણીઓ ખાય અને સરરરાજી કરે તેથી કાંઈ દોજખના બલતા આતશમાથી સલામત બચવાનો નથી."

આ સઘલું થોડીક સુધરેલી હાલત બતાવેછે. આફગાનીસતાન દેશની વસતી ૫૦૦૦૦૮૦ માણશની ગણવામા આવેછે, પણ તેમા સુધ આફઘાંનો ઉપરાંત ઉપલા બલુચી તથા ઈરાંની અને હજારા લોકો પણ ગણાયછે. સુધ આફઘાનો જુદા જુદા ટોલામા વેંહેંચાઈ ગયલાછે, અને ખુદ ટોલાની સરદારી એક જણને સોંપી તેની તાબેદારી કરવાને બદલે સરવેને એકસરખા ગણી તે આખા ટોલા તરફનો તેઓનો ચાહા વધારે છે. આફઘાંન લોકો પોતાની ઓલાદ અને બુનીઆદને માટે ઘણા મગરૂર હોયછે. તેઓ પોતાની પેહડી દર પેહડીની ઘણી સંભાલથી નોધ રાખેછે અને જે ધણી પોતાની ૭ પેહડીબી નહી ગણાવી શકે તે ધણી વીશે તેઓ ઘણું હલકું વીચારેછે: તેઓ પોતાને ઘણી પુરાતન તોખમના સમજેછે, તે હીઆં સુધી કે અસલી પેહલવાનો રૂસતમ અને શોહોરાબની ઓલાદના તેઓ પોતાને સમજેછે!! રૂસતમ પેહલવાન શાહનામા પરમાણે સીસતાનમા થઈ ગયો અને તે મુલક આફઘાનોનો પોતાનો હોવાથી રૂસતમ, શોહોરાબ, બરજો વગેરેને આફઘાનો ઘણું માન આપેછે. જે મીશાલે કેખોશરો અને બીજા પાદશાહોને માટે ઈરાનના મોગલો મગરૂર છે, તેજ મીશાલે કાબુલના આ પેહલવાંનો સારૂં હાલના કાબુલીઓ શાહનામાઉપર ફીદા થાયછે. હજીબી માલકમના જણાવવા મુજબ તેઓના દેશમાં એક શેહરનું નામ શોહોરાબ કરીને આપેલુંછે.

આફઘાન લોકોનો ધરમ મહમદી છે, પણ બીજા મહમદીઆનો જેટલા આફઘાનો જહનુની નથી. તેઓ આતશના જેવો ગરમ મીજાજ રાખેછે અને જો ઉસકેરાયછે તો સઘલું ધુલધાંની કરેછે:, તેઓ જુદાં જુદાં માણશની જુદી જુદી પદવી બાબે ઘણા બેદરકાર છે. તેઓની એક ખુબી એ છે કે ઓરત જાતને બીજા મુસલમાનો કરતાં તેઓ વધારે માન આપેછે અને ઘરડાં માણસોનું પણ તેઓમાં ઘણું માન છે. તેઓનો ચેહેરો ધાટકી લાગેછે. તેઓ શેકારના ઘણા શોકીન છે. તેઓ ઘણાખરા તંબુઓમા રેહછે, તથા ભરવાડનો ધંધો કરેછે, પણ વસતીનો એક ભાગ શેહેરોમાં વસી બીજા ધંધા ચલાવેછે. આફઘાનો વેપાર વનજ કરતા નથી ઈઆ દુકાન માડતા નથી. સરકારી અમલદારો, શીપાઈઓ, ધરમાચારીઓ અને કદાચ થોડાક મજુરો આફગાનો હોયછે. તવંગરોનાં ઘેરોની આસપાસ ફરતી ઉંચી દેવાલો હોયછે. ઘર આગલ તરણ ચાર ચોક હોયછે. હમેસાં દરએક ઘેરમાં બાગ અને ફુવારા હોયછે. દરએક ચોકમાં અકેકી બાંધણીની ઈમારત હોયછે, એ ઈમારતમાં મોટાં મોટાં દીવાનખાના હોયછે. છાપરાં લાકડાંનાં થાંભાઓથી ટેકાવેલાં હોયછે અને તે થાંભાઓને રંગેલા ઈઆ કોરેલા હોયછે. ઓરડાની અંદરની દેવાલો અને બારણા શીનગારેલાં હોયછે. જમીન ઉપર ગાલીચા પાથરી ઉંચી મખમલ તથા રેસમી કપડુ નાખેલુ હોયછે. તેબલ અથવા ખુરસી વાપડવાને બદલે જાડી સેતરંજી અને મોટા તકીઆ વાપરેછે.

આફગાન લોકો ઘણા ભોલા અને ખોલલા દીલનાં હોયછે, તેઓ ઘણા મીલનસારછે અને વારેઘડીએ ખાનાં આપેછે ને સાથે નાચવાનું, ગાવાનું અને વજાડવાનું જારી રહેછે. ખાના અગાઉ ઘણી રમત રમેછે તેમાં કોઈ કોઈતો બચાંને લાયકની ને હસી કાહાડવા જેવી હોયછે, જેવી કે લખોટા દાવ, નાસોગોસો અને એવી બીજી રમતો. તેઓ વાત સાંભલવાનાં ઘણાં શોકીન હોયછે અને ફુદાલું વાલી વાત કરનારની આસપાસ બેસી જાયછે. પરોણાગત કરવામાં તેઓ જાણીતાછે. પોતાના પરોણાપર ફીદા ફીદા થઈ જાયછે અને એક ધણીના પરોણાને બીજાએ બોલાવી લીધો તો તે ધણી પોતાને મોટું અપમાન સમજેછે. આફગાનીસતાનનાં એક છેડાથી તે બીજા છેડા સુધી તમો પઈસા વગર મુસાફરી કરોનો જરાબી અડચણ નહી કારણ લોકો દર રોજ તમોને પોતાના ઘરમાં ઉતારી તમારી બનતી ચાકરી બજાવશે અને એવાં દેશમાં એક ગમે એવો કરડો હરીફ હોયછે તેબી પરોણાગતનો આસરો પકડી પોતાના જાનપર તપેલા વેરીનાં ઘરમાંજ આબરૂ તથા માન સાથ ખાઈ આવેછે. જો કોઈને બીજા પાસથી કંઈ માગણી કરવી હોયછે તો તે તેને ઘેર જાયછે અને જીઆંસુધી તેની માગણી પુરી પાડીઆમાં નથી આવતી તાંહાંસુધી તે ખાતો નથી ઈઆ જમીન ઉપર બેસતોબી નથી. આએ રસમને તેઓ "નાનાવટી" કરી કહેછે અને કોઈ બીજે એ રસમની ઉલતો ચાલીઓતો તેના ઉપર મોટી બદનામી આવેછે.

પણ જેમ પરોણા ચાકરી કરવામાં તેઓ વખણાયલા છે તેમ તેઓ આરબ લોકોની માફક મોટા ચોરોછે. કોઈબી મુસાફર સરકારનો આસરો લાધા વગર એક પરગણેથી બીજે પરગણે સલામત નઈ શકતો નથી, આવી ચોરીઓ સાથ કદાચજ ખુન થાયછે. આફઘાનોમાં કેળવણી ઘણી પસરેલીછે. દર ગામડામાં એક કાજી ઈઆ ઉપાધીઆનાં હાથ હેઠલ નીશાળ હોયછે. ઘણે વખતે આફઘાંનોની એક ટોલીને બીજી ટોલી સાથ બનતું નથી. બનતાં સુધી ઈ

નસાફ દર ટોલીનો વહેંા ચુકવેછે તેથી નહી બનેતો પછી દ
ર પરગણામાં કાજી ઠેડવીઓ હોયછે તેની પાસ જાયછે.
ખંદાર અને હીરાતમાં બાહાર મોકલવાની જનસો બનાવી
આમાં આવેછે અને તે જનસોમાં રેસમ, ઉન અને તરવાર
નાં પટા હોયછે જે ઈરાન જતાંજ તરત ખપી જાયછે. ખં
નદારમાં જે બધી ચીજોનો મોટો ખપ હોયંછે, ખંદારમાં જ
વેરીની, સોનીનો, ચોપડી વેચનારાઓની, ચોપડી બાંધનારા
ઓની, કાગદીની, હથીયારો વેચનારાઓની, સરબતવાલા
ઓની, અતરવાલાઓની અને બીજા તહરેવાર ધંધાઓની
દુકાંન હોયછે. હમણાં આફગાનીસતાનમાં કેટલાક અસલ
નાં વારાનાં બાંધકાંમો જણાયછે અને તે હીંદુસતાનનાં કોત
રી કાહડેલા પાહડોને મલતા આવેછે તે ઉપરાંત જુના સીક
કા જડેલાછે તે ઉપર તહરેવાર લેખો અને માણસોનાં ચીતા
રો જણાયછે. આટલું બધું જે દેશ આપણી નજર આગ
લ ધરેછે તે દેશ હાલ નહીતો આગલા વખતમાં ઘણું પંકા
યલું અને જાહોજલાલ હોવું જોઇએ એવી આપણી કેટલે
ક દરજજે ખાતરી થાયછે.

---

## તલ્લી, ગુરદા, ઈતીઆદી.

પેટમાના સઘલા મુખીઅ અવીઅપોની સમજણ આ
ગલા અંકોમાં આપણે આપી ચુકયા છઈએ. હોજરી, આં
તરડાં, કલેજાં વગેરેનાં બાંધા, આકાર, કદ, કામકાજ, મત
લબ ઈતીઆદીની થોડીક તપાસ આપણ કરી ચુકયા છઇ
એ, પણ હવે કેટલોક નાહનો સાંચો તપાસવાનો બાકી ર
હયોછે. તે તલ્લી, ગુરદા અથવા બુક્કા વગેરે છે.



તલ્લીનું ચીતર પાસે આપેલુંછે. એ એક
નવાઈ જેવા આકારનું નાહાનું અવીઅય
છે. તે હોજરીની દાવી બોરદુએ હોજરીને
વલગેલી રેહછે તથા બીજી બાજુએથી દાબી
તરફના બુકાને વલગેલી છે. તલ્લી પેટમા જે
બાજુએ છે તાંહાં પાંસલીના દાવી બાજુના
છેડા તેને ઢાંકેછે, અને તેથી તે હાથની તપા
સ કરતાં તલ્લી આપણને લાગતો નથી. એ
સાંચો અરધ ગોલ છે, બાહેરથી ઉપસેલો અને અંદરથી બેઠે
લો છે તથા અંદરથી હોજરી સાથ અંદરની બાજુએથી જે
જે છેડા સાથ વલગેલો છે, તે છેડામા એક નાહાનો જેવો
દાંહો અને તેને ફરતી દાહાલીઓ જણાયછે, જે એ સાંચા
માં લોહી ફેલાવનારી નલીઓ છે જેથી તલ્લી ઉપલાં ચીત
રમાં ઉભી ચોતારી છે, તેને બદલે જો તેને આડી લઈએતો
તેનો આકાર એક ભાગી ગયલા દાંડાવાલી છતરીને મળતો
આવેછે. તલ્લી નરમછે, તોપણ કકડી અને જલદી ભાગી
જાય તેવી છે. તે માતર ૫ થી ૫ાા ઈંચ લાંબીછે, તે ૩
થી ૪ ઈંચ પોહલી છે, ૧ થી ૧ાા ઈંચ જાદી છે અને
૧૦ થી ૧૫ તોલા વજનમાં છે.

તલ્લીનો ઉપયોગ શું છે ? વાંચનારી બાનુઓ સાંભ
ળીને અચરત થશે કે આ સવાંળનો મનમાનતો જવાબ હ
જી સુધી વઈદક સાસ્તે આપયો નથી. પેટમાના મોટા સાં
ચાઓનો ઉપયોગ આપણ જાણી શકયા છઈએ, પણ તલ્લી
પેટમાં શું કામ બજાવેછે, તે જાણવાને હજી આપણ અશ
કત છઈએ અને તેને માટે માતર ખાલી અટકલોજ કરવા
માં આવેછે. આપણા લોકોમાં "તલ્લી સેકવી" બોલ મ
શખરીમાં સાધારણ છે અને તેનો અરથ માર મારવો થાય
છે તથા મારના સંબંધમા એ અવીઅયને લેવામાં આવે
છે. ઘણું ચાલવાથી અથવા ઘણું દોડવાથી અથવા ઘણી
મેહનત કરવાથી તલ્લીમાં દુખારો થાયછે, એટલુંજ આપ
ણ જાંણીએ છઈએ, પણ તેનો ઉપયોગ માલમ નહી હોવા
થી એક વખત એવોબી હતો કે જારે પેટમાના એ સાંચાને
માણસો ધીકારતાં હતાં. રોમન લોકો વીશે એવું કેહેવાય
છે કે જે વખત ઉપર તેઓ અંગબલની કશરતોના મોટા
અખાડા કરતા હતા, તે વખતે તલ્લી નકામી છે, તથા એ
ર વધારે કશરતને આડે આવેછે, એવા ખેઆલથી તાલીમ
બાજ પેહલવાંનો તલ્લીને પેટમાંથી કાહાડી લેવાની કોશેશ
કરતા હતા; મગર તેનું પરીનામ શું થતું તે જાણવામાં
આવયું નથી.

આજ લાંબી મુદત થઈ એવો ખેઆલ ચાલેછે કે ચી
રડાઉ અને આકલો સવભાવ તથા ચીબાવલાપણું તલ્લીથી
થાયછે અને જે માણશ ખાંઉ કરડુ કરતો ફરે તેને વીશે એ
વું કેહેવામાં આવેછે કે તેની તલ્લી ખરાબ ("બાડ સપલી
ન") છે. પણ એ સઘલું હસવા સરખું છે. જેમ હો
જરી, કલેજાં ઈતીઆદીને દરદો થાયછે, તેમજ તલ્લીના પ
ણ દરદો હોયછે અને કોઈ પણ દરદથી સવભાવ બીગડી
શકેછે, પણ તલ્લીને આ ખાશ બદનામી લાગુ પાડવાનો
કાંઈ સબબ નથી. એટલુંછે કે બીજાં દરદો ઈજા કરેછે,
પણ તલ્લીનું દરદ પોતે એટલી ઈજા કરતું નથી, પણ લાં
બો વખત સુધી ચાલયા કરેછે. કોઈવાર એક તાવના દરદી
ની તલ્લી ઘણી મોટી થઈ આવેછે, જે વેળા પેટમા મોટાં
ઢેફાંની મીશાળે કડણ થઈ રેહછે તથા ૧૦ કે ૧૫ તોલાના
તેના સરેસતાના વજનને બદલે તે ૩૦ થી ૪૦ રતલના બ
પંકાર વજનની થાયછે. તોપણ ઘણીવાર આપણ આવી
મોટી તલ્લી લઈને ફરતા ફરીએ છઈએ અને સઘલું કામ
કાજ કરી શકીએ છઈએ. તલ્લી લોહી ધાઈ આવવાના સો
જાના મરજને પણ આધીન છે, તેમજ વળી તે તવાઈને
નાહની પણ થાયછે, જારે તે વજનમાં માતર ૧ તોલા જેટ
લી થાયછે !



ગુરદો અને બુક્કો એકનું એકજ નામ
છે. પણ એ બુકા પેટમા બે છે અને કમ
રના પાછલા ભાગ ઉપર બે બાજુએથી તે
મને મુકેલા છે. એક ગુરદા અથવા બુક્કા
નું ચીતર પાસે આપયુંછે. જમની બાજુ
નો બુક્કો કલેજાને લાગેલો છે. અને દા
વી બાજુના બુક્કા ઉપર તલ્લી આવેલીછે.
તેનો આકાર ઈડાં રેકો છે જેની એક બા
જુએ વચમાંથી ખાહોછે જે મધેથી એક
નલી હેઠલ ઉતરે છે. એ બુક્કાની બાંધણી
વીશે એટલુંજ કેહેવાનું છે કે તે સઘલો બારીક નલીઓનો
બનેલોછે, જેમના ઉપર લોહીની નેસો એક જાલીની મીશા

તે પથરાયલી છે. એકેક ગુરદાની લંબાઈ ૪ ઈંચની, પોહોલાઈ ૨ ઈંચની, જાડાઈ ૧ ઈંચની અને વજન ૧૦ થી ૧૨ તોલાનો છે. બારીક નલીઓનો બનવા છતાં અને લોહીની નસોની તે પર જાલ છતાં, આ સાંચાની બાહેરની સપાટી સુમારી છે.

ગુરદા પીસાબ બનાવાને કામ લાગેછે, અથવા બીજા બોલોમા બોલીએ તો જેમ આતરડાંમાંથી ખોરાકના ખરાબ ભાગને છુટો પાડેછે, તેમ ખોરાકનું લોહી થવા પછે તેમા નાખી ગલીય ભાગને ગુરદા બાહાર કાહાડેછે. લોહીના જે નકામાં ભાગ લોહી સાથ ફરવાથી નુકસાન કરે, તે હી આં સુધી કે જો તેમાથી પીસાબ નહી બને અને જો તે ભાગં, લોહી સાથ ફરવા દીધા હોયતો શરીરને "યુરીઆ" નામનું જેહેર લાગેછે, તે ખરાબ ભાગને પીશાબના આકારમા ગુરદા બાહાર કાહાડેછે અને એ રીતે લોહીમા જેહર ચહડવું અટકાવેછે. જેમ આ બુક્કાની ઉપર પાથરેલી જાલમાં લોહી ફરતું જાયછે, તેમ તેમ તેમાથી ટીપે ટીપે પીસાબ બનીને બુક્કાની નલીઓમા ઉતરતી જાયછે અને એ રીતે લોહીમાથી એકક ટીપું ટપકાવાની કીરીઆ આ કીમતી સાંચામા સદા ચાલયું જાયછે. બેહુ ગુરદા મલીને આખે દાહાડે ૨ થી ૩ રતલ પીસાબ બનાવેછે.

આ દરએક ગુરદામાથી એકેક નલી હેઠલ ઉતરેછે, જે દરએક નલી આસરે ૧॥ ફુટ લાંબી અને આસરે ૦। ઈંચ જાડી હોય છે. કમરમાં મુકેલા બુક્કા આગલથી એ બેહુ નલીઓ પીરૂની અંદર પીસાબનો ફુક્કો છે, તેમાં આવીને જોડાયછે તથા મલેછે અને બેહુ બુક્કાઓમાંથી બનતી પીશાબ આ ફુક્કામા રેડાયછે. એ ફુક્કો ઈટાંરીકા આકારની બાશની એક કોઠલી છે, પણ તે મથાલેથી જરા પોહલો અને તલીએથી જરા સાંકડો છે. કુલાંના પોહલાં તથા જાડાં હાડકાંની વચે જે ખાહો છે, તેમા પીરૂની આગલ એ કોઠલી ગોઠવેલી છે. તેમા પીસાબ એકઠી થાયછે, તારે એ કોઠલી ઘણી ઉપસીને છેક પેટના નીચલા ભાગ સુધી આવેછે. સારોપટે ફુક્કો ભરાયલી પીસાબથી ઉપસવા પછે, તે સઘલી બાજુએથી દબાવા માંડેછે. જેથી તેમાની પીસાબ ફુક્કા સાથ જોડેલી હેઠલી પીશાબની નલી વાટે બાહાર નીકલી પડેછે, અને એ રીતે ખાલી થવા પછે ફુકો ચીમરાઈને પાછો પોતાનાં અસલી કદ ઉપર આવેછે.

આપણા પેટના પેટારામાં ખોદાતાલાએ મુકેલાં યંતરોની તપાસ હવે આપણ પુરી કરીએ છઈએ. મોહડાં વાટે ખોરાક દાખલ થયો, તારથી તે હજમ થાય, તેનુ લોહી બને, તથા બાકીનો ભાગ નીકલી જાય તાંહાંસુધીની આખી કીરીઆ આપણ જોઈ વલયા છઈએ. એ કીરીઆને વાસતે ખોદાતાલાએ કેવો બારીક, કેવો સમપુરણ સાંચો ગોઠવેલો છે, તે આપણે જોયું છે, અને તેમજ વલી એ સાંચો પોતાનુ નેમેલું કામ રાત અને દીસ કેવું બજાવયો જાયછે તે પણ આપણે જોયુંછે. એ સઘલું જોવા પછે કોણ વાંચનારી બાનુ અમારી સાથે પોકાર મારીને નહી કેહશે કે "ઓ ! દાદગર, સઘલું બલ, સઘલી શકતી, સઘલું દાહાપણ ને સઘલા ભેદતો તુંજમાં છે અને અમે આદમીની મગરૂરી સઘલી ધુલ બરાબર છે."

# ચંદન રાજાની વાત.

એક રાજો અને રાંણી સાત છોકરા અને એક છોકરીને મેલીને મરણ પામયાં. તે સાતે છોકરાઓ પરણીને સાત બઈરી લાવયા, જેઓમાંની છ બઈરીઓ પોતાની એકપુરી નણંદની અદેખાઈ કરવા લાગી પણ સાતમા છોકરાની બઈરી તે બીચારીપર ઘણી દયા કરતી હતી. છએ રાંણીઓ પોતાની નણંદ ઉપર ભુખમરો ગુજરતી, તારે સાતમી રાંણી પોતાથી બને તેમ તેણીનું પેટ ભરતી પણ તેનું ચાલતું નહી હતું. છએ રાંણીઓએ પોતાની નણંદ વીશે પોતાના ભરતારોને જુઠું સમજાવવાથી તેઓએ પોતાની આ બેહનને ગામ બાહાર કાહાડી મેલી અને સાતમી રાંણી એટલુંજ કરી શકી કે તે બીચારીને મુસાફરીમા ચાલે એટલું ભાતીઉં બાંધી આપયું. જતી વેળા આ શાહજાદીએ પોતાનું બેગુનાહપણું જાહેર કીધું, પણ છ રાંણીઓએ તેને જવાબ દીધો કે "નીકલ રાંડ નીકલ, અને ચંદન રાજા સાથ પરણે તાંહાંસુધી અમોને તારી સીકલ દેખાડતી ના. જારે તેની સાથના લગનમાં અમોને તેડાં કરશે અને તાંહાં જારે અમો છ જણને હલકા લાકડાંના પાટલાપર બેસાડી અમારી આ સાતમી દેરાંનીને સોનેરી પાટલો બેસવા આપશે તારે અમે જાણશું કે તું બેગુનાહછે." એમ કહી તેઓ શાહાજાદીને કાહાડી મેલીને મનમાં મલકાયાં કે આપણો પકોશી ચંદન રાજાતો મરણ પામેલોછે, તેની સાથે પરણશે નહી ને બેગુનાહ ઠરશેબી નહી.

ગરીબ બીચારી શાહજાદી દુખી દીલે જંગલે જંગલ ભટકવા લાગી અને તેની દયાલુ નાહાની ભોંજાઈએ બાંધી આપેલું ભાતીઉં પણ ખપી ગયું. એમ કરતાં તે એક મોટા તલાવને કીનારે આવી પુગી અને પોતાનું બાકીનું ભાતીઉં છોડીને ખાવા લગી. તે તલાવની વચે એક રાખસરાનો મેહેલ હતો અને શાહાજાદીએ વીચારયું કે હવે એ રાખસરા આવીને મને ગલી જશે. પણ સારાં ભાગ્યેગે રાખસરા તે વેળા બાહેર ગયલો હતો અને તેના મેહેલના બે રખેવાલ, એક કુતરો અને એક બીલાડીજ તે મેહલમાં હતાં. તેઓ શાહજાદીને જમતી જોઈને કીનારે આવયાં અને તેને કહયું કે "અમે ભુખાં છઈએ અમોને કાંઈ ખાનું આપ" શાહજાદીએ કહયું કે "તમોને ભાગ આપુંતો પછે હું ભુખી રેહું. પણ તોબી તમોને હું આપું તેના બદલામાં તમે મને શું આપશો." કુતરાએ જવાબ દીધો કે "મારો રાખસરા જે કેસરથી પોતાનું મોહડું રંગેછે, તે કેસરનો હું રખેવાલ છઉં." બીલાડીએ કહયું કે "રાખસરાની આંખમા આંજવાનાં સુરમાનો હું રખેવાલ છઉં." એમ કહીને તે એઓએ થોડો કેસર અને સુરમો શાહજાદીને લાવી આપયો, જેના બદલામાં તેણીએ તે કુતરા અને બીલાડીને ખાંનું ખવાડયું અને પછે તેઓ રાખસરાના મેહેલ તરફ ગયાં અને શાહાજાદીએ જંગલનો રસતો ધરયો.

તરણ ચાર દીવસ પછે એક રાતને વખતે શાહજાદી એક ઘુંમજ આગળ આવી પુગી. તે શાહજાદીને ખબર નહી હતી કે તે ઘુંમજમાં પેલા ચંદન રાજાની કબર હતી. ચંદન રાજો મરણ પાંમયો તારે તેના મા બાપ તથા બેશી

ઓએ તેને જમીનમા દાટવાનું પસંદ કીધું નહી, માટે તે
ઓએ એક ઘુંબજ બાંધયો તથા તેને અંદરથી આરાસતે
કરીને તેમાં એક બીછાંના ઉપર ચંદન રાજાની લાસને સુ
વાડી અને તેમા રાજાનું બદન તાજું તથા સલામત રહયું
હતું, તે હીઆં સુધી કે ચંદન રાજો જાણે બીછાનાપર અ
મસથો ઉંઘાયલો હોય એમ દીસતો હતો. એટલા માટે
રાજાના મા બાપ, વગેરે લોકો તેની આ કબર આગળ દર
રોજ આવીને ઘુંબજની અંદર આખો દાહડો રેહતાં અને
રાતે પાછાં જતાં. વળી તેઓએ ઘુંબજની પડોસમાં એક
મંદીર બંધાવયું તથા રખેવાલીને માટે એક બરામણ રાખેલો
હતો. 'શાહુજાદી જારે આ ઘુંબજ આગળ આવી પુગી,
તારે તે સઘલાં સગાં વાહલાં ઘર ગયલાં હતાં અને ઘુંબજ
ની બાહેર જોસમાં તોફાન ચાલતું હતું તથા એટલો વર
સાદ પડવા લાગો કે શાહજાદી તમામ ભીંજઈ ગઈ. આ
વખતે ઘુંબજમાં જવાનો રસતો નજરે પડવાથી તોફાનથી
બચવા માટે તે ઘુંબજમાં ભરાઈ અને એક ગોખલાપર મુ
કેલી દીવીથી તે જોયછે તો કીમતી છતર પલંગ ઉપર કોઈ
રાજા ઉંઘયો હોય તેમ સુતેલો નજર પડયો.

આ દેખાવથી શાહાજાદી બીધી નહી, પણ હીમતથી
બેસી રહી. રાતના બાર વાગા તારે રાજા જીવતો થયો,
અને આ છોકરીને જોતાં વાર હાથમા દીવો લઈ તેણીની
પાસે આવી પુછવા લાગો. શાહાજાદીએ પોતાની સઘલી
બીના કહી સંભળાવી તથા તેની ભોંજાઈઓએ તેણીને મર
ણ પામેલા ચંદન રાજા સાથ પરણવા બાબે મોહીનું મારયું
હતું, તે પણ કહી સંભળાવયું. આ છોકરીના દેખાવ
ઉપરથી અને વળી તેણીએ ચેહેરાપર કેસર લગાડેલો તથા
આંખમા સુરમો આંજેલો, તે ઉપરથી રાજાએ માનયું કે તે
કોઈ ઉંચાં કુલની શાહાજાદી છે. તે બોલયો કે "બાઈ તું
બીહીનાં, હું તારી સંભાલ લેવશ" એમ કહી તેણીને ગર
મી આપવા સારૂં પોતાના બીછાંણા ઉપરથી કસબી ચાદર
કાહાડીને તેણે શાહજાદીને હોરાડી તથા બરામણને ઘર જઈ
તેણીને માટે ખાવાનું લાવયો. તે જમતી તેટલાં રાજો બો
લયો કે "ચંદન રાજા હુંજ છઉં. હું મરી જવા પછે મા
રી લાસને હીઆં મેળી, પણ હું દરરોજ મરી જાઉં છઉં
અને રાતના થોહો વખત જીવતો થાઉં છઉં. એવી મારી
દરરોજની થોડા વખતની જીંદગી મારે કામની નથી અને
બોર મારાં સગાં વાહલાં મને દરરોજ મુવેલો જુવેતો તેમના
દુખમા વધારો થાય, એટલા માટે આ વાત તેઓથી મેં છુ
પી રાખીછે અને એકલો હીઆંનો બરામણજ જાણેછે."
એ પછે રાજાએ બરાહમણને બોલાવયો તથા આ શાહાજા
દીને તેણીનાં સંભાલમા આપી ફરમાવયું કે તેની પુરતી
જતન લેવી અને તેને કસી તંગી રાખવી નહી. એટલું ક
હી રાજા પાછો મરણ પામયો.

બરામણ શાહાજાદીને પોતાના મંદીરમાં લઈ ગયો
અને સઘલું સુખ આપયું. દીસનાં રાજાના માંબાપ આ
વયાં, પણ કાંઈજ બનયું નહી હોય તેમ હંમેશની મીશાલે
તેઓ પાછાં ગયાં. રાતનાં રાજા પાછો જીવતો થયો તારે બ
રામણને બોલાવી શાહજાદીની ખબર પુછી અને પોતાનું
ઘરબાર નહી હોવાથી તાંહાંજ રેહવાની મરજી માલમ પડ
તાંજ રાજાએ તેની સાથ લગન કરવા માંગયાં અને બરાંમ
મણે તે બેહુને પરણાવી આપયાં. આ લગનથી શાહાજાદી
ખુશાલ થઈ. એક દાહાડે તેણીએ પોતાના ભરતારને કહ
યું કે "જોકે તમારી સાથ વાત કરવાના મને બે તરણ ?
લાક મળેછે, તોબી એકસો વરસ સુધી એક રાજાની રાં
થવા જેટલી હું જારે સુખી છઉં, તારે જો તમારી જીંદ
તમામ પાછી મળેતો કેટલું બધું સુખ થાય !" રાજાએ
વાબ દીધો કે "તે બને એવું નથી. મારાં ગલાંમાં એ
ચંદન હાર હતો, તેમાં મારો જીવ હતો, પણ એક પ
મુજપર મોહીત થઈ અને જારે મેં તેનીસે પરણવા ના પ
યું, તારે તે મારાં ગળાંમાંથી હાર કાહાડી લઈ પોતાનાં
લામાં પેહરેછે, જેથી મારૂં મોત થયુંછે. હીઆં દર રાત
૧૨ કલાકે તે પરી આવેછે અને પોતાનાં ગલાંમાંથી હાર
હાડેછે, એટલે હું જીવતો થાઉં છઉં, પણ મને ફુસલ
છે અને હું ના પાડું છઉં, તારે તે ચંદન હાર ગલાંમાં
છો પેહરેછે અને હું મરણ પામું છઉં. અગરજો એ હ
મારે હવાલે થાયતો મારી જીંદગી પાછી મળે, માટે એ
ર લુટી લેવાને મેં ઘણાં ફાંફાં મારયાંછે, પણ તે પરી બે
થઈ જાયછે અને તેથી હું નીશફળ થાઉં છઉં." આટ
વાત કીધા પછે ચંદન રાજા પાછો મરણ પાંમયો અને તે
આ રાંણી દુખી થઈને પાછી મંદીરમાં ગઈ.

એ દીવસથી આ શાહજાદી ઘણી ઉદાસ થઈ, અ
જોકે બાર મહીના પછે તેને પેટે એક બેટો અવતરયો તે
ણ તે આજારી ને કાએલી ચાલયા કીધી. એ ઉપરથી ચંદ
રાજાએ તેણીને કહયું કે "તું આજારી ચાલયા કરેછે,
સતે બચાંને લઈને મારા મેહેલમાં જા. તાંહાં બાગમાં
ગેમરમરનો એક તકીઓ છે, તે ઉપર બેસવાનો મને ઘ
શોખ હતો, માટે મારાં મા બાપે તે તકીઆને મારી ય
ગારીમા સંભાલી રાખયોછે અને તેપર કોઈને બેસવા દે
નથી. તે તકીઆપર લઈ જઈને તું આપણા બેટાને બે
જે ઉપરથી મારાં મા બાપ તુને હાંકી કાહાડવા આવશે.
વખતે જો તું કેહશે કેં તું આજારી છે, તો તેઓ તારાપ
દયા લાવશે અનેં તુને સુખી કરશે." રાંણી પોતાના ભ
તારના હુકમ મુજબ ચાલી. ચંદન રાજાના બાગમાં જ
પોતાના બચાંને પેલા તકીઆપર બેસાડયો અને પોતે આ
ગળ રમાડવા બેઠી ચંદન રાજાની બેહેન પોતાની બારી
થી આ બનાવ જોઈ, તકીઆ તરફ દોડી આવી, પણ
યું તો તેણીના મરનાર ભાઈ ચંદન રાજાની આબેહુબ સુર
પેલાં બચાંના ચેહરામા હતી. એ વાતની તેણીએ પોતા
મા બાપને ખબર કીધી, જેઓએ આવીને તે બચાંપર ઘણે
પેઆર કીધો તથા તે પેઆરને ખાતંર તેને અને તેની
તને રેહવા માટે એક ઘર આપયું.

આ ઘરમાં ચંદન રાણી ઘણું સુખ પામવા લાગી
ચંદન રાજા પોતે દર રાતે તરણ ચાર કલાક જીવતો એટ
તેણીને મળવા આવતો અને મરવાને વખતે પાછો જતો
એમ કરતાં તેનું બચું બોલતું થયું અને એક દાહાડે રાજ
ની બેહેન ચંદન રાંણીના ઘરમા આવી તારે રોજ રાતન
એક મોટો માણસ આવીને તેને કેવો રમાડેછે, તે તે બમ
એ રાજાની બેહેનને કહયું. તેણીએ મેહલમા જઈ પોત

ના મા બાપને ખબર કીધી અને પોતાની તરફથી પણ કહી યું કે "ઘરમાં મોડી રાતે વાતચીતના આવાજ તથા દીવા નો ઉજાસ મને પણ જણાયછે." એ ઉપરથી તે દાહાડે રાતના છુપી રીતે સઘલાઓ ચંદન રાંણીના ઘરમાં ગયાં અને જુવેછે તો તેમનો વાહાલો ચંદન રાજા પોતે બેઠેલોછે અને બચાંને હુસાહુસ કરીને રમાડેછે. હવે સઘલો ભેદ પોતાના મા બાપ તથા બેહનને કેહવાની ચંદન રાજાને ફરજ પડી, તથા પોતાની રાણીને તેણે જાહેર કીધી. સઘલાંઓ ચંદન રાજાને જોવાથી ખુશી થયાં અને દરરોજ રાતના ૧૨ કલાકે તેને મળવા આવતાં, પણ રાતે બાકીનો વખત મરણ પાંમતો, માટે દલગીર હતાં અને તેના જીવ બખશનારો ચંદનહાર પેલી પરીના ગલાંમાંથી કેમ કાહાડવો તે બાબે ઘણાં ઈનતેજાર હતાં.

એક રાતે ચંદન રાજા પોતાના બચાંને રમાડતો હતો તેટલાં પરીઓનું એક ટોલું તેની આસપાસ ફરી વલયું, તે પરીઓ એકલા રાજાનેજ દેખાતી હતી. જે પરીએ તેનો ચંદનહાર લુટી લીધો હતો, તે પરીને આ બાલક ઘણુંજ ભાવતું હતું અને તેથી તે બાલકને દેખાવ આપતી હતી તથા એ બાલક તેની સાથ બહુ રમતું હતું. ઉપલી રાતે તે બાલકને હાથે રમતાં રમતાં પરીનાં ગલાંમાનો ચંદન હાર તુટી ગયો, જે તરત ચંદન રાજાએ ઉંચકી લીધો એટલે પરી નાહાસી ગઈ અને રાજાને જીવતદાન પાછું મળયું. હવે મેહલમાં મોટી ખુશાલી થઈ. આખાં ગામને ખબર થઈ કે ચંદન રાજા જીવતો થઈ પાછો આવયોછે. તેના માબાપે તેને તેની રાંણી સાથ ધુમસર પરણાવાની કીરીઆ કીધી. તે કીરીઆમાં ચંદનરાંણીના પેલા સાત ભાઈઓ અને તેમની બઈરીઓને તેડાં કરવામાં આવયાં અને જારે તે સાતે શાહજાદાઓ પોતાની બઈરીઓ સાથ લગનમાં આવયા, તારે ચંદન રાંણીએ તેમાના છની બઈરીઓને લાકડાંના પાટલા પર બેસાડી તથા સાતમાં ભાઈની ઓરતને બેસવા માટે શોનાનો પાટલો આપયો. એ ઉપરથી તેની છએ ભોંજાઈઓએ ફરીઆદ કીધી, તારે ચંદન રાંણીએ તેમની નણંદ તરીકે પોતાને જાહેર કીધી તથા તેમને આગલી સઘલી બીના યાદ દેવાડી. પોતાની બેહન તરફ તેમની આ અદેખાઈ માલમ પડવાથી તેમના ભરતારોએ તેમને ગરદન મારી, અને પછે ચંદન રાજાની છ બેહનો સાથ લગન કરી સઘલાંઓ હંમેશગી તલક ખુશખુશાલ રહયાં.

## મી૦ જાન બરાઈટ.

બેહનો, પાસેના સફા ઉપર એક એવા માહાપુરૂશની તસવીર તમને ભેટ કરીએ છઈએ કે જેને તમે કદાચ પીછાંનતાં નહી હોવો, તોપણ તે તમારો અને આપણ સરવેનો એક ખેરખાહ મીતર છે. મી૦ જાંન બરાઈટનુ નામ આખી દુનીઆંમાં મશહુર છે, અને તે એક નામી આ રાજદુવારી તરીકે, રાજ સુધારાના આગેવાન તરીકે તથા જબાંદરાજ, હીમતવાન અને સવતંતર ભાશણકાર તરીકે પરસીધછે. ખરેખરા વીચારોને બેદેહેસતપણે જાહેર કરીને ગને એવા મોટાને મરવત વગર સરવેની એકસરખી ધુલ કાહાડવાની તેની જાહેર હીમત અને સવભાવની તેનો ચેહેરો પેહલા દેખાવેજ ગવાહી પુરેછે. મી૦ બરાઈટના શુખનો આતશી છે, તેના વીચારો તીખા છે અને તેવીજ કડક નીશાણી તેના ચેહરા ઉપરથી મલી આવેછે. નેણોની કડણાઈ છતાં મી૦ બરાઈટનો ચેહરો મીલનસાર માલમ પડેછે. તે ૫૯ વરશની ઉમરનો, કદે ઠીંગણો, પણ બદને માતેલો અને કદાવર છે. આજ કેટલુંક થયું તે માંદગીથી હેરાંન થાયછે, પણ મી૦ બરાઈટ પારલામેંટમાં જલદીથી પાછો દેખાવ દેશે એ ખબર તેને પીછાણનારાઓએ પાછી ખુશાલી સાથે તારમાં વાંચીછે.

જાંન બરાઈટ રાશડેલ પરગણામાં રેહનાર મી૦ જેકબ બરાઈટ નામના આબરૂદાર ગરહસથનો બેટો થાયછે. તે સન ૧૮૧૧ માં જનમયો હતો અને બાલપણ તેણે સારી કેળવણીમા ગુજારયું હતું. તેણે પુખત ઉમરે પોંહોંચવા આગમચથીજ રાજદુવારી બાબતો ઉપર ધેઆન આપવા માડયું હતું. અને ૧૮31 માં માતર ૨૦ વરશની ઉમરમાં "કારન લાસ" ની ભાંનગડમાં તેણે મોટો ભાગ લીધો હતો. એ ભાંજગડ ઘણાં વરશવેર ચાલુ રહી હતી. ઉપલા ધારા રદ કરાવા માટે ૧૮૩૯ માં ઈંગલંડ ખાતે એક મોટી મંડળી ઉભી થઈ, તે ઉપરથી "કારનલાસ" ની સાંમે જઘડો ચલાવાને કરેલી એક રાજદુવારી ટોલીમાં મી૦ બરાઈટ પેહલ વેહલો સામેલ થયો. તારબાદ તેણે પારલામેંટમા દાખલ થવાની ઉલટ પકડી. ૧૮૪૩ ના એપરેલ મહીનામાં ડરહામ શેહેરના વકીલ તરીકે પારલામેંટમાં જવાની તેણે ઉમેદવારી બતાવી, પણ લોકોએ વધતાં મતથી એક બીજા ધણીને ચુંટી કાહાડયો, તે વતને બે મહીના ગયા નહી એટલામાંતો તેજ વરશના જુલાઈ મહીનાથી મી૦ બરાઈટ તેજ શેહેર તરફથી પારલામેંટમાં બીરાજતો થયો.

આ વખતથી જાન બરાઈટનુ નામ પારલામેંટના સંબંધમાં પરખેઆત થતું આવયું છે. મી૦ બરાઈટ કાંઈ મોટો પરધાન થયો નથી ઈઆ રાજદુવારી મોટા હોધાઓ નો ઉમેદવાર નથી. તેતો માતર એક વેપારી છે અથવા બરાબર બોલીએતો માનચેસટરના એક મોટાં રૂના કારખાનામાં મી૦ બરાઈટ માતર એક ભાગીઓ છે. તે કારખાનું મી૦ બરાઈટ અને તેના ભાઈઓના માલેકપણાં તલે આજ ઘણા વરશ થયાં ચાલેછે. એ રીતે પોતાના ધંધાની વલાંણ તદન જુદીજ હોવા છતાં મી૦ જાન બરાઈટે આખી જીંદગી રાજદુવારી ભાંનગડોમા ગુજારી છે અને હજી સુધી તે એજ ભાંનગડોમાં ગુંતાયલો રહયોછે. કારખાંનાના કાંમકાજની રોકાણ ઉપરાંત રાત અને દાહાડો રાજદુવારી સવાલો ઉપર તે ધેઆન આપી શકે એ જેમ એક હાથપર તેના મથાગ અલીઆસની તેમજ બીજા હાથ ઉપર પોતાના ખુદ નફાના કાંમ તરફ તેના બેદરકારપણાની નીશાણી છે. ૧૮૪૩ માં મી૦ બરાઈટ પારલામેંટમા દાખલ થયો તારથી ૨૮ વરશ થયાં તે એ મોટી સભામા રહેલોછે. ૧૮૪૭ માં તે પેહલ વેહલો માનચેસટર જીલાના વકીલ તરીકે બીરાજયો જે

પછે ૧૮૫૭ થી આજસુધી તે બરમીંઘામ શેંહેરનું આ મોટું માન ધરાવેછે.

આ તીસ વરશમાં ઈંગલંડના રાજદ્વારી સવાલોમા માહાભારત ફેરફારો થયાછે, તે સરવેમાં મી૦ બરાઈટે આગેવાંની કરીછે. તેણે હમેશ એકજ બોરદુ પકડીછે અને તે છુટાપણાની, સચાઈની તથા ગરીબ ઉદીઓગી વરગોની બોરદુ છે. ગરીબોના હક વધારવા અને તવંગરોનો દોર તોડવા, નબલાની શકતી વધારવા સતાવાલાઓની આપખુદી તોડવાની મી૦ બરાઈટે આજ સુધી કોશેશ કરેલીછે. તેની મુખીઅ શકતી એ છે કે તે એક અસરકારક ભાશણ કરનાર છે. કલાકના કલાક સુધી બોલવા ઉભો રેહતાં તે થાકતો નથી, એટલુંજ નહી પણ તેના શખુનોનો મારો ઓછો થતો નથી, તેના વીચારોનો પરવાહ બંધ થતો નથી, તેની ભાશાનું ભંડોલ ખુટતું નથી, કે તેની બોલવાની ઢપછપ અને ફસાહત ફેરવાતી નથી. આવી રીતે આ કાબેલ વાકચાતુરીઅ ઘણી સભા જીહીતી ગયોછે અને જેમ એક બીનગરજુ અને સુધા તથા પરદુખ ભંજન ઈંગરેજ તરીકે તેમજ ઈંગલંડની પારલામેંટના એક સણગાર તરીકે તેણે માન મેળવયુંછે.

ઈંગલંડના રાજદ્વારી ફેરફારોમાં મી૦ જાન બરાઈટે કરેલી આગેવાંની સઘલી વાંચનારી બેહનીઓના ધેઆનમાં ઉતરશે નહી. તોપણ તેના મુખીઅ કાંમોની એક નાહાની ટીપ અતરે આપવી જોઈએછે. ૧૮૪૩ માં મી૦ બરાઈટે પારલામેંટ મધે જે પેહલ વેહલું ભાશણ કરયું, તે વેપારને કરોના બોજાથી છુટો કરવા બાબે હતું. આયરલાંડમાં મોટો દુકાળ પડયો તે વેળા તાંહાંને માટે પણ તેણે એવાજ કાનુનની હીમાએત કીધી હતી. ઈંગલંડના લશકરી અને દરીઆવરધી ખરચનો ઘટાડો કરવા માટે તે દેશના નાણાં સંબંધી કારોબારમાં સુધારો દાખલ કરવાને મરનાર મી૦ કાબડન જે અથાગ મેહેનત કરતો હતો, તેમાં મી૦ બરાઈટ તેનો એક જોડીયો હતો. ૧૮૫૧ માં પાસીફીકને લગતા મુંથારામાં મરનાર પરધાન લારડ પામરસટનને ઠપકો આપવાના ઠરાવમાં બરાઈટ સામેલ હતો. હંગરી દેશનો નામીચો પેહેલવાન કાસઠ, જેણે તે દેશના લોકોપરથી જુલમ ટાલવા સારૂં સરકારથી દુખ ખમયુંછે, તે ૧૮૫૨ માં ઈંગલંડ આવયો તારે તેને પુરતું આદરમાન આપવાની મી૦ બરાઈટે આગેવાની કરી હતી. રૂશીઅન લડાઈની વખતે મી૦ બરાઈટ મજબુતીથી સરકારની સામે થયો હતો. ચીનની લડાઈની વખતે તે પણ લારડ પામરસટન જેવા પરધાનની સામે થઈ તેને હરાવામાં બરાઈટ સામેલ હતો. પારલામેંટની અંદર અધીકારીઓને ચુંટી કાહાડવાનો રઈએતનો હક વધારવા તથા ગરીબ ઉદીઓગી વરગોને તે હકો અપાવવા માટે મી૦ બરાઈટ આજ ઘણા વરશ થયાં બાથ ભીડેછે. એ અને ઉપલા સઘલા સવાલોમાં થોહોજ વખત નહી પણ હંમેશ એકી ટગર મી૦ બરાઈટે ચરચા જારી રાખીછે અને એ સઘલી બાબતોમાં જે કાંઇ બનયુંછે તેને માટે એ ભલા નરને મોટું માન મલેછે.

મી૦ બરાઈટ ફરાનસ, આયરલાંડ અને અમેરીકા જઈ આવયોછે, જાંહાં છુટાપણાના હીમાએતી દાખલ તેણે ઘણી હોરમત મેળવીછે. આયરલાંડમાં જે ઘણું અંધેર ચાલેછે, તે બાબે ફરીઆદ ઉઠાવામાં અને તાંહાંના લોકોને માટે, વધતા હકોનો દાવો કરવામા મી૦ બરાઈટે કશું બાકી રાખયું નથી. અમેરીકાની છેલી લડાઈમાં ગોલામોની તરફેણ કરવા તથા તે બીચારાઓની તરફવાલાં રાજયોને ટેકો આપવામાં મી૦ બરાઈટે એકસરખી રીતે આગળ પડયો હતો. જમેકાના બલવાની વખતે તાંહાંના બીચારા દેશીઓ ઉપર ઈંગરેજ સતાવાલાઓના જુલમાતનો બદલો લેવાને ઈંગલંડના ભલા નરોએ જે દાવો કીધો હતો તેમાં મી૦ બરાઈટનો ટેકો હતો.

પણ હવે વાંચનારી બાનુઓ પુછશે કે આપણ હીંદુસતાનીઓની મી૦ બરાઈટે કેવી સેવા બજાવીછે ? આ સવાલનો જવાબ પણ એટલોજ મનમાનતો આપી શકાયછે. પારલામેંટમાં મી૦ બરાઈટ હીંદુસતાનનો એક ખરો ખેરખાહા છે. આજ થોડાંક વરસ થયાં ઈંગલંડના રાજદ્વારી મુંથારાઓમાં મી૦ બરાઈટ રોકાઇ જવાને લીધે હીંદુસતાન ઉપર તે ઓછું ધેઆન આપેછે. પણ દસ બાર વરશ ઉપર જારે હીંદુસતાન ઉપર પારલામેંટમાં ધેઆન આપનારાઓ થોડા હતા, તારે અને અગત કરીને ૧૮૫૭ ના બલવાના વખત ઉપર મી૦ બરાઈટે હીંદુસતાનના સતાવાલાઓ સામે એવો ધુજારો ચલાવયો હતો, સરકારના અંધેર સામે એવો પોકારો ઉઠાવયો હતો, સરકારના મોટા ખરચો બાબે, રસતા વગેરેની તંગી બાબે, કેળવણીની માઠી હાલત બાબે મી૦ બરાઈટે એવી ફરીઆદો ચલાવી હતી કે કોઈ અનજાનો કદાચ એમજ વીચારી શકે કે મી૦ જાન બરાઈટ ગોયા હીંદુસતાનનોજ રેહેવાસી હોય.



# ભરતી અને ઓટ.

દરીઆના કીનારા ઉપર આપણ એક બે કલાક ઉભા રહીએ છઈએ તો કેવો નવાઇ જેવો દેખાવ આપણી નજરે પડેછે. જાંહાં થોડા વખત ઉપર મુલશું પાંણી નહી હતું તાંહાં પાણી ભરાયછે; જાંહાં આપણ ચાલયાં જતાં હતાં, તાંહાં પાંણી ચાલયું આવેછે; જાંહાં આપણ સલામત ઉભાં રેહતાં હતાં, તાંહાં આપણ દુબી જઈએ છઈએ; અને જાંહાં સઘલું ચુપચુપ અને સમાધાનં હતું તાંહાં મોટા સુસવાટાના અવાજ સાથ જોસભર મોજાઓ એક ઉપર એક ઉછલેછે. આ ઉદીઓગી શેહરનું બંદર પાંણીના મોજાથી છલાછલ ઉભાઈ ગયુંછે અને આગબોટો સરસરાટ

છેક ધકા સુધી ચાલી આવેછે. થોડો વખત પાંણીની ભરતી થવા પછે તે પાછું ઓસરી જાયછે અને સઘલી જગા પાછલ ખાલી મેલી જાયછે.

દરરોજ ચંદરને ફરીને આસમાનમાં આપણે માથે આવતાં ૨૪ાા કલાક લાગેછે, તેટલા વખતમાં બેવાર ભરતી અને બેવાર ઓટ થાયછે. દુનીઆંના દરીઓના કરતાં વચલા ભાગો તરફના દરીઆવમાં ભરતી ઓટ વધારે થાયછે કેમકે પરૂથવીના ગોલાના વચલા ઉપસેલા ભાગના પાંણી ચંદરની જરા નજદીકના છે. આદમી જાતની સપરપેહલી તપાસમાં ભરતી અને ઓટ સાથ ચંદરનો સંબંધ માલમ પડી આવયોછે. અગત કરીને દરીએ કીનારે રેહનારી કોઇ પણ વાંચનારી બાનુ જો ધેઆનથી તપાસ કરશે તો માલમ પડશે કે દરરોજ જેમ ચંદર ફરતો જાયછે, તેમ ભરતી ઓટનો વખત બરાબર તેનાં સુમારપરજ ફરતો જાયછે.

ઉધાંણ ઇઆને અમાસ અને પુનમ ઉપર ભરતીનુ જોસ વધારે છે તેથી પણ ચંદર સાથનો સંબંધ પુરવાર થાયછે. તથીના સુમાર ઉપરથી ભરતી અને ઓટનો સમો સાધારણ ખલાસીઓ સમજેછે. ફલાંની તથીપર ફલાંને વખતે ચંદર ઉગે તો ફલાંને વખતે ભરતી થાય, એ પરમાણેની ગણતરી રાત દીસના માહાવેરાથી વીદીઆ ભણવા વગર દરીઓ ખેડનારાઓ શોધી શકયાછે. એ જ બાબત અસલી વખતના ફીલસુફો જણાવી ગયાછે. દરીઆવનાં પાંણીને માહાતાબ ખેંચેછે એ બીના પેહલવેહેલી નામીચા જયોતીશ કેપલરે જણાવી હતી. નામાંકીત ગાલીલીઓએ તેનો ઇનકાર કીધો તથા કહયું કે દુનીઆંના ફરવાથી તથા ગગડવાથી તે પરનાં પાંણી એક બાજુથી બીજી બાજુએ ધોલાવાથી ભરતી ઓટ થાયછે. આ દરીઆઈ તલેસમાતમાં ચંદરનું ખેંચાણ બતાવી આપવાનુ માન સર અઇજાક નીયુટને મેલવયુંછે.




અગરજો ધરતીના ગોલાપર ચોતરફ પાંણી ફરી વલેલું સમજીએ, તો તે પાંણી પાસેની આકરૂતીમાં (ધ) ધરતીની આસપાસ પ નીશાણથી બતાવા મુજબ ગોલાની ચારે બાજુએ એકસરખી પોહોલાઈ, ઓહોલાઈ અને સપાટીપર રેહશે. પણ પાંણી એક ધોલાતી અને રેલાતી ચીજછે, તથા ગમે એટલાં સેહેજ દબાણને તાબે થાયછે અને તેથી ઠારેઠાર ખીસી જાયછે. હવે એવી એક ચીજનું દુનીઆંની આસપાસ ચોતરફ એકસરખું પડ થવા પછે, તેની એક બાજુએથી જો તેને ખેંચાણ થાયતો ઉપલી એકસરખી સપાટીને બદલે તે કેવો આકાર પકડે તે દીસતું છે. આ આકરૂતીમા કની બાજુથી જો ખેંચાણ થાયતો ઉપર તથા હેઠેની બાજુ ખ આગલથી તે ખીસી જાય અને ક આગલ એકઠું થઇ ઉપસી આવે.




હવે પરૂથવીનાં ગોલાને જો ઉપર મુજબ પાંણીમા લપેટેલો હોયતો, તેની જે બાજુએ ચંદર આવે તે બાજુએ એક મોટા ખુદરતી કાયદા મુજબ કામ થાયછે. તે કાયદો એ છે કે દુનીઆમાં દરએક ચીજ એક બીજાંને ખેંચેછે, જે મોટી ચીજ નાહનીને વધારે ખેંચેછે. એ અકરશણના કાયદા મુજબ ચંદર ગોલાની આસપાસના પોતાની તરફના પાંણીને ખેંચેછે, તારે ચંદરની બાજુએ પાંણી ટલી આવીને તેનો મોટો જથો ઉપસવો જોઇએ એ પાસેની આકરૂતીમાં બતાવયુંછે. ધરતીના ગોલાના (પ) પાંણીને ચંદર (ચ) ખેંચેછે, તેને આપણ ભરતી કહીએ છઇએ.




પણ ભરતી એટલીજ થતી નથી. તેમાં ચ આગળથી પ પાંણી ખેંચાયછે, એટલુંજ નહી પણ તેજ વખતે સામેની બાજુ ક આગલ પણ પાંણી વધારે જમા થાયછે. ખની બાજુજ ખાલી થાયછે, ઇઆને ચંદરના ખેંચાણથી પાંણી ભરાયછે તે એક બાજુએ નહી પણ આમન સામનની બેહુ બાજુએ ભરાયછે. આની સમજ દીસતી છે. ચંદરની બાજુએ (પ) પાણીના તલીઆં (ત) આગળ ચંદરનું જેટલું ખેંચાણ છે, તે કરતાં સાંમી બાજુ (ક) આગળના પાણીનાં તલીઆં (ત) માં ખેંચાંણ ઓછુંછે. પણ વળી તે બાજુએ પાંણી (પ) ને તલીએ (ત) માં જેટલું ખેચાંણ છે તે કરતાંબી તેની સપાટી (ક) તરફનું ખેચાંણ હજી ઓછું છે, અને ખેંચાંણ એટલું નીકલી જવાથી પાણી છુટું અથવા ઢીલું પડી તે બાજુએ પણ એકઠું ઝળેછે. બીજા બોલોમાં બોલીએતો ચંદરની બાજુએ જારે પાંણી ખેંચાઇને ભરાયછે તારે સામેની બાજુએ ખેંચાણ નહી હોવાથી ભરાયછે. એક ગોલ કમાનને ખેંચવાથી તે એકજ તરફ ખેંચાતી નથી પણ બેહુ બાજુએ ઉપસીને ઇડારેકો આકાર પકડેછે, તેજ મીશાલે ધરતીના ગોળાની જે બાજુએ ચંદર આવે તે તથા સામેની બાજુએ ભરતી થાયછે.

પણ વળી ઉધાંણપર ભરતીનું જોર વધારે કેમ થાયછે ? તે દીવસોપર પાણી ઘણું વધારે ભરાયછે તથા વધારે ખાલી થાયછે તેનો શબબ શું છે ? આ સવાલની તપાસ કરતાં દરીઆના પાંણી ઉપર એક નવું ખેંચાણ માલમ પડે છે. તે સુરજનું ખેંચાણ છે. પાંણી જેવી હલકી ચીજ જો ચંદર જેવા નાહના ગોળાથી ખેંચાયતો સુરજ જેવા તેથી કરોર ઘણા મોટા ગોળાએ નહી કાંએ ખેંચાય ? પણ સુરજ લાખો માઇલ દુર પડેલોછે અને તેથી ચંદર જોકે નાહનો છે, તોપણ નજદીક હોવાથી સુરજ કરતાં તરણ ઘણું વધારે ખેંચાણ કરેછે. હવે જે વાંચનારી બાનુંઓએ ચાંદરાત અને પુનમ થવાના કારણો આ ચોપાનીયાંમા વાંચયાં હશે તે ઓને યાદ હશે કે ચાંદરાત અને પુનમપર ચંદર તથા સુરજ એક સીધી લીટીમાં આવેછે. તે વખતે બેહુ ગોળાઓનું જોર એકઠું થવાથી પાંણીપર વધારે ખેંચાંણ થાયછે. પણ જારે સુરજ એક બાજુએ અને ચંદર બીજી બાજુએ થાયછે તારે બે બાજુએથી આમન સામન બે ખેંચાણ થવાને

લીધે, એકના ખેંચાણનું જોર બીજાના ખેંચાણથી તુટેછે અને તેથી ભરતી ઓટ ઓછી થાયછે. એ બાબતની વધારે સમજ નીચલી આકરૂતીથી પડશે, જેમાં ધરતીના ગોળા (ધ) ની આસપાસ ચાર બાજુએ ચંદર (ચ) પાડયોછે તથા દુર એક બાજુએ સુરજ (સ) છે. હવે ચંદર જારે અમાસની જગા (અ) પર આવેછે તથા તેમજ જારે પુનેમની જગા (પ) પર આવેછે તારે (સ) સુરજ સાથ એક લીટીમાં રેહવાથી એ બેહુ નુરાંની ગોળાઓ એકઠું ખેંચાણ કરી શકેછે તે તેથી ખેંચાણ વધારે થાયછે ને ભરતીનું જોસ વધુછે. પણ ક ખ ની બાજુએ ચંદર છુટો જાયછે તારે સુરજ એક તરફ અને ચંદર બીજી તરફ ખેંચાણ કરવાથી એકેકના ખેંચાણ થોડાં થોડાં તુટેછે ને ભરતીના પાંણી ઓછાં રેહછે.




## ઘરનો ગવરનર.

અંક ૯ મો.

### બજાર—ગોસત.

બજારમાં ખરીદી કરતી વખતે ધેઆનમા રાખવાના થોડાંક સાધારણ કાનુનો નોધી લેવા પછે, હવે આપણ તે ખરીદીઓ કરવા માંડીએ. માલ તાજો અને સોજો લેવો છે. સોજા બજાર ઉપર તનદરોસતીનો ઘણો આધાર છે. માટે ખપજોગી વસતુઓને સારી માઠી કેમ પીછાણવી તે બાબે થોડીક સમજ મેળવીશું. પેહલાં ગોસત અથવા મંઉશ એટલેજે જાંનવરી ખોરાકની પરીખશાથી આપણ શરૂ કરીશું.

જાંનવરી ખોરાકમાં તે જાંનવરનાં ગોસત, ચાંમડાં, લોહી, હાડકાં, સાંધા, સાકા, દુધ, ઈતીઆદીના પરમાણ પર માંણે ખોરાક તરીકેની વધુ ઓછી શકતી ગણાયછે અને એજ પરમાણ મુજબ જાંનવરી ખોરાકની જુદી જુદી જાત કરવામાં આવીછે. તેમજ વળી તે જાંનવરના પોશણ, ચાલચલણ, આદત, તથા તેને ઉછેરવાની રીત ઉપર પણ ખોરાક દાખલ તેના સારા નરસા ગુણનો આધારછે.

જેમકે કુમલાં અથવા જવાન પરાંણીઓનું ગોસત બુઢાં પરાંણીઓ કરતાં વધારે કુમલું હોયછે. તેમજ નરનું ગોસત માદાના ગોસત કરતાં વધારે જાડું અને ચીકટ હોયછે. વળી જાંનવરને જેવો ખોરાક આપયો હોય, જેવા ચારાપર તેઓ ચરયાં હોય, જેવી આબોહવામાં તેઓ રહયાં હોય, જેવા પાહાડી ઈઆ મેદાનની જીંદગી તેઓએ ગુજારી હોય, તે પરમાણે તેઓનું ગોસત નરમ ઈઆ કઠણ હોયછે. તે સઘલાંની વીગત જણાવવાને બદલે આટલુંજ કેહેવું બસ છે કે જેમ ગોસતના સાકા ઢીલા અને નરમ હોય તેમ તે ગોસત વધારે જલદી જરપત થાયછે, પણ જેમ તે વધારે મજબુત ને કઠણ હોય તેમ તે વધારે કુવતી આપેછે.

"મટન" અથવા મેંઢાંનાં ગોસતની પરખ કરતી વેળા નહી ઠગાવા માટે ઘણી અજમાશ અને સમજ જોઈએછે. આપણા લોકો "મટન" નો માતર એકજ ભાગ ખાધામા લીએછે, પણ તેના હજી વધારે ભાગો ઈંગરેજોના ખોરાકમા જાયછે અને તે સઘલી ખરીદી કરતાં ઉપર કેહેવા મુજબ અનુભવની અગત પડેછે. "મટન" માં સઉથી સરસ ભાગ થાપાનો છે, જેમાં લટાંગરી ("લેગ") આપણાં સાધારણ વપરાસમાં આવેછે, તે ઉપરાંત એજ ભાગમાં પેટ અને કેડ તરફ બીજા ભાગો ("શાંક," "ફલાપ" ઈતીઆદી) આવેછે તથા આખા મેંઢાના બીજા જુદા જુદા ભાગો પણ ઈંગરેજોમા સારીપઠે વપરાયછે.

મેંઢાંની પાંચ વરશની ઉમરમાં તેનું ગોસત સઉથી સરસ ગણાયછે, જે વખતે તે વધારે રસીલું, સુગંધી, લેહેજતદાર અને પુશટ થાયછે, પણ જાડું અને ચીકટ થતું નથી. તેની ચરબી પણ એજ વખતે સારીપઠે બંધાયછે. તે ગોસતને આંગલી અને અંગોઠા વચે દાબતાં તે કુમલું લાગેછે, તે સોજું અને લાલ હોયછે તથા ચરબી સઘલી સફેદ હોયછે. જો ગોસતનો રંગ ફીકો હોય તથા ચરબીનો રંગ પીલાસપર હોયતો તે ગોસત વાસી જાંણવું. મેંઢામા નાહાની ગુડનું ગોસત સઉથી સરસ ગણાયછે.

તરણ વરશની અંદરનું મટન કુચા જેવું હોયછે અને ફીકા રંગથી માલમ પડી આવેછે. પાંચથી વધારે વરશનું મટન પણ ઉતરતું હોયછે. અગરજો ગોસતપર હાથ દાબવા છતાં કરચલી વલી રેહ તથા જો ચરબી ચીકાસમા લપટાયલી અને સાકા સાકાવાલી હોય તે મટન વધારે જુનું અથવા ઘરડું જાણવું. પેઠાંનાં તાજાં ગોસતનો દાંનો ઘેરા રાતા રંગનો હોયછે તથા તે ચીકટ અને લગાર કસવાળ છે. મેંઢીના ગોસતનો રંગ ફીકો હોયછે. જો બે વરશની અંદરનું ગોસત હોયતો તે ખાધામાં સારૂં છે, પણ તારબાદ તે કઠણ અને ચીકટ થાયછે.

હલવાંનનું ગોસત મટનના કરતાં વધારે નરમ છે, પણ જલદીથી જરપત થતું નથી. ઘણું કુમલું અને નાહનું હલવાન એક કુટુંબમાં કદી બસ પડે નહી. પાંચ મહીનાંનાં હલવાંનનું સારૂં કદ હોયછે. હલવાંન સારૂં નરસું પીછાણવાની પરીખશા મટનના જેવીજ છે. તેમાં પણ ચરબી સફેદ અને બંધાયલી, ગોસત લાલ, અને આંગલાં તથા અંગોઠા વચે દાબતાં કુમલું દીસે તે તાજું જાણવું. તાજાં હલવાનમાં ગરદન મધેની નેસ લાલ અથવા જરા બ

લુ રંગની જોઈએ, પાછલા પગનાં ટાંચાં શખત જોઈએ તથા ચુકો નાહાનો અને તાજો જોઈએ. પણ હલવાનની સઉથી સરસ પરીખશા તેની મુદીની આંખ ઉપરથી થઈ શકેછે, જાંહાંસુધી તે આંખ ભરેલી અને ચલકતી હોય, તાંહાંસુધી ખરીદદારે ખાતરી રાખવી કે તે હલવાન તાજુછે.

---

## પરચુટણ બાબતો.

**પઈસા કમાવા વીશેના ઉપાયો**—"પઈની સંભાલ રાખજો, કે પઈસા તમારી રાખશે". "ઉદપોગ સારાં નસીબની માદરછે". "વગર મેહનતે ન હોય લેહઝત". "કદવાશ વીના મીઠાશ કાંહાંથી"! "મેહનત કર, તુંને મલયા વીના રેહેશે નહી". "દુનીયા એ સંતોશી અને ઉદપોગી માણસને કીજેજછે". "ફરજથી માથું સહવારે ભારી લેઈને ઉઠયા કરતાં વગર ખાનું ખાવે ખાખ કરવો બેહતરછે". "કીડી પાસે જા, અએ આલશુ અને તેણી કેમ કામ કરેછે તે તપાસ, અને ડાહાપણ વાળો થા". "જે મેહનત કરવામાં આળશુછે તે મોટા ઉદાઉ (દીવાલીયા) નો ભાઈછે". પા.

---

**દરીયાના પાણીનું વજણ!**—નવસારીનો એક મોબેદ પોતાના બે નાહાના છોકરાઓનાં લગન કરીને તેમને ઉદવારાના આતશબેહરાંમને પગે લગાડવા લેઈ ગયો, અને તાંહાંથી બીખીઅરજાણીના દરીયાને સેજદો કરવા ગયો. હંઈઆં ફુંફાલ દરીયાને જોશમાં આવેલો જોઈને એક છોકરાએ પુછયું કે—"બાવા એ દરીયામાં કેટલાં બધાં પાણી હશે"? બાપે જવાબ દીધો કે—"હોશે સાત આઠ હજાર મણ! કાંએકે મુંબઈના દરીયામાં બાર હજાર મણછે, ને તેથી તો એ દરીયો નાનોછે"!

---

**એક આંધલો કુવામાં પડયો** તારે પાસે ઉભેલાઓને ધમકી આપવા લાગો કે—"અરે કોઈ મને કાહાડોછ કે? કાહાડોતો જલદી કરો નહીતો કેથો ચાલી જવશ જો!" પાસે એક લંગડો ઉભેલો હતો તેણે કહયું—"અરે ભાઈ તું કુવામાં પડયો તે મરયા બરાબરછે; તું કેથો ચાલી જાય તે કરતાં બેહેતર એકે તારા પગ મને આપ કે હું સાજો થઈને નાચતો કુદતો ફરૂં". પા૦

---

**"છાબ મારૂં નામ લખો; બાપનું લુછો!"**—એક દાહાડે નવસારી કસબા મધે એક જાણીતા જમીનદારને તાંહાં એક નવો સાંઠીયો જમીનનો પટો કરાવા આવયો. અલબતાં તેની સાથે તે જમીનદારનો જુનો સાંઠીયો હાજર હતો. બંધે બોરકુ વચે સમજુતી થવાથી જમીનદારે પટો લખવો શરૂ કીધો, અને જે ઠેકાંણે તે પટાદાર સાંઠીયાનું નામ લખવાનું તાંહાં જારે તેવણ આવયા તારે તેનું નામ પુછયું. પટાદાર ખેડુતે કહયું કે—"છાબ, મારૂં નામ લખો." જમીનદાર—"શું તારૂં નામ?" ખેડુત—"છાબ, મારૂં નામ લખો." જમીનદાર—"પણ તે શું લખુ?" ખેડુત—"લખો છાબ, ને મારા બાપનું નામ લુછો!" આ ઠેકાંણે જમીનદારનો મીજાજ ગયો અને પુકારી ઉઠયો કે—"પણ વગર નામ જાણવે શું લખું ને વગર લખવે શું લુસું!" "લખો, છાબ, ને બાપ લુછો," ફરીથી પેલો સાંઠીયો એમજ બોલયો. "જેહાનમમાં જાઓ તુંને તારો બાપ બંધે! લુસો ને લખો, લખો ને લુસો, શું તારૂં કપાલ!" એમ બોલીને જમીનદારે હાથમાંથી કાગજ, કલમ વીગરે નાંખી દેઈ, મોહોડું ફેરવયું. અંતે પેલા સાથે આવેલા જુના સાંઠીયાએ સમજ પાડી કે, એ નવા સાંઠીયાનું નામ "લખો" યાને લખુભાઈ છે, અને એના બાપનું નામ "લુછો" (લુસો) યાને લુલાભાઈછે, તારે જમીનદાર સમજયો અને પટો લખવો શરૂ કીધો. પા૦

---

## ઘરઘતુ નુસકાઓ.

**"ટરાંસપેરંટ પુડીંગ"**—તાજુ માખણ ૦॥ રતલ; ખાંડ ૦॥ રતલ; ઈડાં ૮; જાયફલ ખમણેલું ૧ ચમચીભર.

એક નાહના પેનામા માંખણ, ખાંડ તથા સારીપઠે કાલવીને ઈડાં નાખવાં તથા તે ઘાટું થાય તાંહાંસુધી તેને ચુલ્હુલાપર કાલવયા કરવું. એ પછે તે મેલવણીને ઠંડું રાખવા ઠંડા પાંણીમા તે પેણો મોરી મેલવો તથા તેમાં જાયફલની ભુકી નાખવી. પછે એક ઊંડી રકાબીમાં પફનુ માંન પાંથરીને તથા ઊપલી મેલવણીને તેમા રેડીને ભુંજવું, તથા ખાતી વખતે લોફસુગરની ખાંડ ભભરાવીને ખાવાખા લેવું.

**નાલીએરના મકરૂન**—નાલીએર ૦॥; ખાંડ ૧) રતલ સફેદી ૮ ઇડાંની.

તાજાં નાલીએરને છાલી તથા ભાંજીને એક ઊંડી રકાબીમાં પાંથરવું તથા બે દાહાડા સુધી તેને ધીમે ધીમે સુકાવા દેવું. એ પછે ખાંડ સારીપઠે ચાલીને તથા સફેદી મજબુત કાલવીને તેમાં ઉમેરવું. એ મેલવણીના નાહના લાડવા કરવા તથા તેમને માખણ ચોપડેલાં એક ટીનપર મેલીને ધીમી ભઠીપર ૨૦ મીનીટ સુધી ભુંજવાં. તે ગરમ હોય તેટલાંજ તેમને ટીનપરથી કાહાડી લઈ તે ઠંડા પડે તેવાજ એક સુકાં કાનીસટરમા ભરવા.

**મટનના કટલેટ**—એક લટાંગરીને જાંહાંસુધી ખરાબ નહી થાય તાંહાંસુધી ટાંગી રાખવી. પછે તેમાથી આડી કાતરીઓ કાપીને તે એકક કાતરીને મરી તથા મીઠાંમાં આથવી; તેમના ઊપર થોડો અજમો જીરૂં, વગેરે ભભરાવયો; તેમને આટામાં ખમેટવા અને પછે થોડાંક માખણ સાથે તેમને તેજ આતશવાલા ચુલ્હુલાપર મેલવા. ૦। કલાક ઈઆ ૨૦ મીનીટમાં આ કટલેટ તઈઆર થશે, જે પછે તેપર ૦॥ પાંઈટ આગમચથી તઈઆર રાખેલી ગરેવી તથા બીજો ગમે તે મસાલો નાખી તેને ભડભડાવીને ખાધામા લેવા.

**કઉતીદાર કસટર**—દુધ ૧ પેંટ; ખાંડ ૦। રતલ; દાર ૬ ઇડાંની; બરાંડી ૨ ચમચો ભર; મેદો ૨ ચમચો ભર; નીમખ સુમાર પરમાણે.

બરાંડીની અંદર મેદો, ઇડાંની દાર, તથા નીમખ ભેલવવું; સારીપઠે ભેલવયા પછે ખાંડ તથા દુધને તેપર નાખતાં જવું અને કાલવતા જવું; જે પછે માખણ લગાડેલાં, ટારટ બનાવાના વાસણમાં તે સઘલી ભેલવણીને રેડી એક મધીઅમ ભઠીપર ૦॥ કલાક ભુંજવું; તથા ખાતી વખતે તેપર બીજી ખાંડ છાંટવી.

**જરદઆલુનુ ફીણવાલું શરબત**—છુંદેલાં જરદઆલુનો રસ ૧ પેંટ ભર લઈને તથા ગાલીને તેમાં ૦॥ રતલ ખાંડ નાખીને સીરો બનાવવો તથા પછે તેમાં ૧ આંઊસ ટારટારીક આસીડ ના

મીને તેને બાટલીમાં ભરી મજબુત બુચ મારવો. એ પછે જારે પીવું હોય તારે પીણાં ટંબલરમાં પાંણી ભરી ઊપલો સીરો ૨ ચમચા ભરી નાખવો તથા "કારબોનેટ આફ સોડા" ૧ સકરૂપલ નાખીને હીલવવાથી જેવું શીણ ચહડે કે પીઇ જવું.

—ııı—

## રમુજે ફુરસત.

૧. મારે શાખ પણ મુરગ નહી,
નહીં સસલો ને સવાંન,
દોક ઊંચી પણ નહી ઊંટ,
નહી વાંદરો, હેવાંન.

૨. લાંબી પુછ નહી વાંદરો,
ચાર પગ નહી ઢોર,
સીર ચંમર અને ચમરી,
પણ નહી હંસ નહી મોર.

૩. મારો પેહલો અને છેલલો અકશર લેવોતો તે એવી ચીજ થશે કે તેને લેવાને કોઇબી લોક ના નહી પાડશે—મારો પેહલો ને બીજો અકસર લેવોતો તે એવી ચીજ થશે કે તે હરેક માનશને જરૂરીઆતની તથા ઇશવરની એક મોટી બખશેશછે. મારો ચોથો અને પાંચમો અકશર લેવોતો એવું રેહેઠાણ થશે કે જેમાં કોઇબી માણશ રેહવાને ના પાડશે. મારો તરીજો અને પાંચમો બોલ લેશોતો તે એવો બોલ થશે કે જેમાં ખપવાને સઊ ખુશી થશે, પણ મારો આખો બોલ લેશો તો તે એક રોગ થશે જે મારા પેહેલા ને બીજા પરથી જ ઊભો થયોછે તોપણ એ પેહેલા બીજાને પસંદ કરી આખાને તમો નાપસંદ કરશો.

૪. ઊલટાવેલાં નામો.
૧ ગોરને પ સસશ રરરા તતાતી અઅકા.
૨ જાંજ મેશે દમ.
૩ બસ ચાર મા મુઇ.
૪ બુઈ મુંક બચા.
૫ બાગ ખરે સો અરદા.
૬ માણસપર ચાદર.
૭ તઅમી રરીઆ.
૮ તરાતર જશુમી.
૯ દુમસે હરસ બાહાર.
૧૦ પીટીઓ અને નીવન.
૧૧ કાદુર ઇંસપ.
૧૨ શાદુર મરી રહી.
૧૩ યાદ આઇ ટામ રસાઇ.
૧૪ બે બાંજેટ ગે.
૧૫ ઇંડર આ યાર ઇંસટાફ.

---

## ખોલાસો ગઈ વેલાનો.

૧—ભમરો.
૨—ચોટલો.
૩—જરઆંબું—જર—જરબાં—બાંબું.
૪—મોહોરમ—મોહો—રમ—મોર—મોહોર.
૫—મગરરી—ગરરી—મગ—મરી.
૬—સારી.
૭—હવા.

—∞∞—

## શેઠ કાવસજી જાંહાંગીરજી રેડીમની.

### રાગ શોરઠ—(પદ).*

શુનો તુમ ઇઆર પરદેશીઃ બચન કેશે નીભાવેગે. (એ રાહાપર).

---

ચલો શબ મીલકે ગાવો, ઉમંગશે એ બીન બજાઆ હએ.

ધંન ધંન માંત પીતા તુમકુ, કે જાએઓ એશો શપુત જીનકુ;
જગાએઓ રેડીમની વંશકુ, જો ધાએઓં હએ શદા પુનકુ.

શેઠ કાવશજી નાંમ પાએઓ હએ, દાંનશુર દાતા કહાઓ હએ;
જગમેં જીનકો જશ છાએઓ હએ, એશો તેં ધરમ બહાઓ હએ.

જાંહાં જાંહાં ભીર પરીધંનકી, પુરી હએ આશ શબી જંનકી;
નહી ગીનતી લખો લખકી, ધન ઉદારતા તેરે દીલકી.

ઓ ધરમકી બેલ ઇંગલંડ પોંચી. માહારાંણીને દીલમેં શોચી;
એશો નર પરઉપકારી જાંન, દીઓ શી. એશ. આઇ. કો બહુ માંન.

કોંહાં ફરાંનશ શુની પુરશીઆ કાને, દુખીઆ રંણ ભુમીકો જો દુખ જાંને;
દઆકર કીની શાહેતા બહુદાને, જાત કુલ બરંન કછુ નાંહી માંને.

બરંન બરંન ને જદ જાંની કીરતી, શકલ શભા ભરકે કીની શુરતી;
બરી શબને ઉમંગશોં રકમ પુરતી, મંગાને ઓ નેક નરકી શુંદર મુરતી.

ચીરકાલ રહે એશો શાહાશીક નાંમ, શ્થાપનાં ઉશ બાવેનકુ માંહાં શુભ ધાંમ;
ભઓ જેએ જેએકાર ભુવખંડપર, ધન જરથોશતીમે ભઓ એશો નર.

શેઠ જાંગીરજી હએ પીતાકો નાંમ, જીન બૈકુંઠમે કીઓ હએ ધાંમ;
માંતાજી નેકનાંમ મેરબાઇ, જો નીત શદાબરત ધાઇ.

કરતાશેં એઇ બરમાંગો, શદા એશો નર જીઓ જાગો;
અચલ પુશ્ટી નીરોગ કાએઆ, અખંડ શુખકો છત્ર છાએઆ.

રહો કાએંમ દાએંમ તેરા ડેહેરા, શકલ કુટુંબ પરીવારા;
જાંહાં રતનાંગર સે રહી લેહેરા, તુતો હએ રાંમકા પેઆરા.

કીરત જીશ નરકી ગાઇએં, અવંનતેં જન શુખ પાઇએં;
શદા ઉશ પંથકુ ધાઇએં, નીર ભઇત બૈકુંઠકુ જાઇએં.

અશીશ હંમ દીલશેં ચાએઆ, ગુનીજન કે મન શદા ભાએઆ;
નાંમતો હંમ દાશકા પાએઆ, શગુન જાંનકે એ જશ ગાએઆ.

* જે પારસી ગરહસથે આગલ મરહુમ સર જમશેદજી વીશે હીંદુસતાંની બાશામા "હોરી" જોડી હતી, તેજ ગરહસથે ઊપરનું પદ બનાવયુંછે.

---

મુંબઇ, દફતર આશકારા પરેસમાં બેહરાંમજી ફરદુનજીની કંપનીએ છાપીયું તથા પરગટ કીધુંછે. ઠા૦ કોટ:—બેહરામજી હોરમજજી સ્ટ્રીટ, ના૦ ૬ તથા ૧૧.

સ્ત્રીબોધ.

પુસ્તક ૧૫ મું. અકટોબર ૧૮૯૧ આંક ૧૦ મો.

## ભોલો દોલો

અથવા

## ભોલો ભલો—ભુંડાનો ભાઈ.

એક વારતા.

### પ્રકરણ ૭ મું.

પુણેમચંદ વકીલને કોરડે કોરડે શખત માર મારવાના એકજ ખેઆલે ધનજીશાહ શેઠના મગજમા મજબુત ઘર કીધું હતું.

ઘેલા મોદીના મનજીભાઈ પર ફરીઆદી માડવાના સમન ઇઆ નોટીસને બદલે ભોલો દોલો એ વાંણીયા વકીલને તાંહાંથી બલીસટર લઈ આવપો એ શું અપમાન થોડું હતું !

માટે સીગનપોરના પોતાના બંગલાંમાથી એ પારેખને સજા કરવા સારૂં ધનજીશાહ શેઠ પોતાના માફામા બેસી નીકલી પડયાં, તે વખતે માફો સુરત શેહેરના કટાર ગામના બજાર-અને બીજા ઘણા ભાગોમાથી પસાર, થવા છતાં ધનજીશાહ શેઠના મગજમાથી આ અપમાનનો ગુસો જરા નરમ પડયો નહી.

આ ટુંક મંજલ વચે રસતા મધે તરેહવાર વસતી નજરે પડી, તરેહવાર દેખાવો આંખ આગળ ફરતા અને બદલાતા ગયા, તરેહવાર બનાવોથી ધેઆંન ખેંચાતું ગયું, પણ તોબી પુણેમચંદે મોકલેલાં બલીસટર ઉપરથી ધનજીશાહનું ધેઆન એક પલવાર ખીસીઉં નહી. આ વાંણીયા વકીલના ઘર આગળ માફો કારે જઈ પુગે તેનીજ માતર એ શેઠને ઇનતેજારી હતી.

માફામા ધનજીશાહ શેઠ એકલા નહી હતા, તેવણે રૂસતમ આગા નામના પોતાના સગાને પોતાની સાથે લીધો હતો અને તેવણનો ભોલો દોલો પણ શેઠ નહી જાંણે તેવી રીતે માફાની બાહેર હાંકનારની પાસે ચહડી બેઠો હતો. ઘણેક દુર જવા પછે ધનજીશાહની નજર દોલા પર પડી, પણ તેની તેવણે કાંઇ પરવા કીધી નહી.

તેવણની સાથે બેઠેલો તેવણનો સગો રૂસતમ આગો સુરત શેહેરમાં ઘણો જાંણીતો, નગીનો હતો. તે કાંઇ લુચો ચોરો નહી હતો, પણ તોફાંની તાલીમબાજ હતો. જુદી જુદી કશરતોનો તે અછો ખેલાડી હતો, તે જોરેમંદ તેમ ચપરખંદો અને ફેસાદીઓ હતો. દરરોજ એકબી કુસતી લડવા વગર તેને આરામ થતો નહી હતો અને એકબી જણ સાથ મારામારી નહી કીધી હોય તો તેના હાથ ચવરયા કરતા હતા.

તેના આ અરબંગ કુવત ઉપરથી તથા જરા જરામાં બાહે ચહડાવીને ઉતરી પડવાના તેના જહનુન ઉપરથી લોકોએ તેનુ નામ રૂસતમ આગો કરીને પાડયું હતું. તેણે શેહરના જુદા જુદા ભાગો ઉપર ઘણીક તાલીમો કાહાડી હતી અને તેમાં કુસતીના ઘણાક અખાડાઓ થતા હતા, તે અખાડાઓમાં સારા સારા ખાનદાની પારસીઓ લડવા ઉતરતા હતા, કે જેઓ ઘણાખરા રૂસતમ આગાના ચેલા હતા. હાલના બાયલાપણાના વખતની મીશાલે તે વખત ઉપર મરદાંનગીની કશરતો સાંમે આબરૂદાર લોકોને છીટ નહી હતી અને તેથી રૂસતમ આગો તાલીમબાજ છતાં આબરૂદારમા ખપતો હતો.

પુણેમચંદ વકીલ ઉપર લડાઈ લઈ જતી વખતે તાલીમબાજ રૂસતમ આગાને પોતાની સાથે રાખવામા ધનજીશાહની કાંઈ બીહીક ઇઆ બીજી મતલબ નહી હતી. રૂસતમ આગાએ પોતેજ ધનજીશાહ તથા પુણેમચંદ વચેની મારામારીની મજાહ જોવાની ખાએશ બતાવી હતી અને તેને પોતાની સાથે આવવા દેતાં ધનજીશાહાએ માતર એટલોજ વીચાર કીધો હતો કે "કદાચ તે મને કામ લાગશે."

ગાડીની અંદર ધનજીશાહએ જાજી વાત પણ કીધી નહી. તે એકનો એક વાકીઅ ઘણી વખત બોલયો અને તે એકે "હું હવે જોવશ કે ખરૂં બલીસટર કોણ ઉઠાડેછે અને વધારે મોટા ફોફઇઆ કોણ પાડેછે."

રૂસતમ આગાએ ટકોરમા કહયું કે "ધનજીશાહ શેઠ બીચારા પુણેમચંદને છેક જીવથી નો મારતા. ગમે તે પણ બીચારો પોતીઆંદાસ વાંણીઓ છે."

ધનજીશાહાએ પોતાના બળપર વીસવાસ રાખી જવાબ દીધો કે "અમે તે પણ એ વકીલ મુવેલો છે. જો કોઈ બીજા આદમીને સવાદ ચખાડવો હોયતો, હું તેને જરામાં જતો મેલું; પણ આતો વકીલ છે. હું જાંણું છઉં કે તે મારાં ઉપર મારામારીની ફરીઆદ ચલાવાનો ને મને દંડાવાનો, તારે દંડ ભરવા અગાઉ આ કોરડા વરે તે દંડનો પુરો બદલોજ એની સોડે લઉંની."

આમ કરતાં પુર્ણેમચંદનું ઘર જે ગોઈપરાંમા હતું તાંહાં ધનજીશાહની ગાડી આવી પુગી. ધનજીશાહ અને રૂસતમ દુરથીજ ઉતરયા અને વકીલના ઘરમાં જોવાડયું તો તે બાહેર ગયલો હતો. ગોઈપરાંની પાસેના ચકલાપર તે વખતે હાલના જેટલી વસતી નહી હતી, માટે આ વાણીયા વકીલને કોરડાનો સવાદ દેખાડવા એ જગા ધનજીશાહને ઘણી પસંદ આવી અને હાથમાં કોરડો તઈઆર રાખી ધનજીશાહ શેઠ તાંહાંજ થોભયા.

થોડા વખતમાં પુર્ણેમચંદ પોતાના દોસત અરદેસર સાથ વાત કરતો આવી પોંહોતો. વાંચનારી બાનુંઓને યાદ હશે કે આ અરદેસર વીશે પુર્ણેમચંદે આગળ એકવાર ધનજીશાહ આગળ વાત કીધી હતી, તે અરદેસર ધનજીશાહનો પણ ઓળખીતો હતો અને તે આલીબાઈ નામની એક વીધવા સાથ પરણવાના ફાંફાં મારતો હતો. પુર્ણેમચંદ અરદેસર સાથ તે વીધવાનીજ વાત કરતો આવતો હતો અને ખુશ લાહાંટપર આવીને હસતો હતો.

તે નજદીક આવયો એટલે ધનજીશાહ એકદમ બાહેર નીકલી તેની રૂહુબરૂ ગયો. પુર્ણેમચંદ તેને જોઈને અચરત થયો, તોપણ પોતાના નીરદોશપણાથી પોતાની ખુશાલી બતાવી કે "ઓ-હો ભાઈ શાહાબ, કારે પધારયા ?" પણ ધનજીશાહ એક સવાલ પુછવા ઈઆ જવાબ આપવા થોભયો નહી. તે બોલયો કે "ભાઈ શાહાબના બચા ભીખારી, બલીસટર કેમ મોકલવું તે હું તુંને શીખાડું છઉં." આમ કહીને ધનજીશાહએ સપોસપ કોરડાના ફટકા લગાવા માંડયા. પુર્ણેમચંદ બુમો મારવા લાગો, અરદેસર ઘબરાટમાં પડયો, રૂસતમ આગાને હસવાનું થયું અને ભોલો દોલો તો એટલો દબાઈ ગયો કે નાહાસીને બાફાની અંદર ભરાયો.

થોડાક શખત ઝપેટા ખાધા તાંહાંસુધી બીચારો પુર્ણેમચંદ આ સઘળા માર વીશે કસો વીચાર કરી શકયો નહી, પણ અંતે રૂસતમ આગાએ આસરે દજણ ફટકા ગણવા પછે અરદેસર ચીરડાઈને વચે પડયો, રૂસતમ આગાએ ધનજીશાહનો હાથ પકડયો અને પુર્ણેમચંદે બુમો પાડી તારે આ શીગનપોરનો શેઠીયો પોતાનું જોર ચલાવતો અટકયો.

જો કે પુર્ણેમચંદની પીઠ ઉપર ફટકા ઘણા પડયા નહી, તો પણ તે મજબુત પડયા હતા અને એકગમથી પુર્ણેમચંદ ચમચમતી ચામડીને પસવારતો ગયો તથા બીજીગમથી પોતાનું પોતીઉં સંભાલતો સંભાલતો ગડબડ ઉઠાવી બેઠો અને આ અપમાનનું કારણ પુછવા લાગો.

અરદેસરે બેહુને ઠંડા પાડયા અને પછે પુર્ણેમચંદની તરફથી ધનજીશાહને ઠપકો આપયો. પણ આ હાથ ચલાવીઆથી તેને કાંઈ ધીરજ આવી નહી, માટે અરદેસરે સમજુતી કરવા જતાં શેવટતો એ આવયું કે ધનજીશાહએ પુર્ણેમચંદ સાથ કુસતી રમવા માંગી.

અલબતાં રૂસતમ આગાને એ વીચાર ઘણો પસંદ આવયો. કેટલા દાહાડા થયા કુસતી જોવા વગર તે અધીરો બનયો હતો અને તેમા વળી આજના આ કોરડાપાખથી તેના હાથ ચવરી રહયા હતા, વાસતે આગો પોતે લડે નહીતો કોઈની લડતમાં મદદબી શું નહીં આપે ?

ધનજીશાહાએ પોતાના અપમાનના બદલામા વકીલ સાથ કુસતી માંગી, તે માગણી બાહાલ રાખવાને વકીલની જાજી મરજી નહી હતી, તો પણ આગાએ સમજાવાને કાંઈ બાકી રાખયું નહી. તેણે કહયું કે "મારા સાહેબ તમારો વાંક નથી તારે તમે બીહોછો શા માટે ? તમેતો તાલીમ એલેલીછે, તારે તમારા ઉસતાદના નામને ખાતરતો બાહાર નીકલો.".

પુર્ણેમચંદે એક અઘું બાહાનું કાહાડયું, તે બોલયો કે "મારા બરદા ઉપર શખત સડ ઉડયાછે, માટે મારાથી ઉંઘાડાં દીલે કુસતી કરાશે નહી, હુંતો માતર ધારાની મદદથી બદલો લઈશ." રૂસતમ આગાએ એ વાંધોબી તરત રદ કીધો. તે બોલયો કે "તમે ઉંઘાડે દીલે નો રમતા, પણ બદીઆન પેહેરજો." ધનજીશાહાએ કહયું કે "હું પણ મારૂં જાડીદાર ટીનનું બાકા પટા પટાની તરાંહવાલું બદીઆન પેહેરીને રમવાનો છઉં."

અંતે ધનજીશાહએ માગેલી કુસતી બાહાલ રાખવાની પુર્ણેમચંદને ફરજ પડી. એ વખતે લોકોના દેખતાં જાહેર જગામાં આવી મારામારી ઠીક નહી હતી, માટે ધનજીશાહએ પોતેજ અકલ ખરચીને દરખાસત કીધી કે સાંજ પડવા આવેલીછે, તેટલાં થોડોવાર થોભીને નદીના કીનારા પર રાતના ૮ કલાકે આ લડત કરવી.

એ દરખાસત સાંમી તરફથી બાહાલ રહી. પુર્ણેમચંદ ચવરતી ચામડી સાથ અરદેસરને લઈને પોતાને ઘર ગયો; ધનજીશાહને આસાએસ આપવા સારૂં રૂસતમ આગો તે તરફના પોતાના એક તાલીમખાનાંમા લઈ ગયો અને ભોલા દોલાને હુકમ થયો કે શેઠનું પટાપટાની તરાંહવાળું બદીઆન તથા સુરવાલ લઈ નદીના કીનારા પર ઠરાવેલી જગાએ સકારેથી જઈને બેસવું.

પેલા લુકમાનજી હકીમનું ઘર તથા દુકાન પણ, વાંચનાર જાંણેછે કે, એજ મોહલામા હતાં. પુર્ણેમચંદ પોતાના દોસત સાથ અફસોસ કરતો આ વઈદની દુકાન આગળથી જતો હતો, તેવામા તેઓએ જોયુંતો એ વઈદની દુકાનમાંથી મોટી અફાડ છપનો આવાજ આવયો. ટેબલો ઉંધી વલવાનો, દવાની સીસીઓ ઉડી જવાનો અને બારી બારણા ફોટ થવાનો તે ભેગો આવાજ હતો અને તે અવાજ થતાં તરતજ દુકાન બાહેરનું બારણું જોસથી અફડાયું તથા હકીમજી ઉંઘાડે પગે અને ઉંઘાડે માથે બાહેર નીકલીને જોસથી નાહાસતા જણાયા, જેની પાછળ ઘેલા મોદીનો મનજીભાઈ ડુંબાલે દોડતો માલમ પડયો. આ નવી મારામારીનો શબબ પુર્ણેમચંદ ઈઆ અરદેસરને કસો સમજાયો નહી. માતર મનજીના મોહમાથી તેઓએ એટલાજ શબદો શાંભળયા કે "બચા તુંએ બલીસટરને બાંહાંને પડીકાંમાં મારાપર નોટીસ મોકલાવી."

આ બનાવનો ખોલાસો પુછવાને પુર્ણેમચંદ થોભયો નહી. તેણે જોયું કે મનજી ખુનપર ચઢેલોછે ને પુર્ણેમચંદ પરબી તે ખીટેલોજ હતો, વાસતે ગોયા સેતાન દુર કરવા આ વગર વાંકે માર ખાનારો વકીલ બીલાડીની મીશાળે દોડીને પોતાના ઘરમાં ભરાયો.

પોતાના મુરબીના હુકમ મુજબ કુસતીના મેદાન તરફ ભોલો દોલો શેઠનો લડવાનો પોશાક લઈને જઈ બેઠો. એ વખતે પાંચમ ઈઆ છઠની સેજ ચંદની પડતી હતી, નહી

કીનારે સઘલું એકાંત અને ગુપચુપ હતું તથા પવણની ઠં
ડી લેહેકી દીલને તાહોડક આપતી હતી.

દોલાનો સઘલો વીચાર પેલા પટાપટાના બદીઆન
તથા સુરવાલ ઉપર રોકાઈ રહયો. ઘણાક વીચારો કીધા
પછે એ પોશાક પેહરવે હું કેવો લાગું છઉં, તે જાંણવાની
તેને ખાએશ થઈ. માટે તેણે પોતાના કપડાં ઉતારી પટા
પટાનુ બદીઆન પેહરયું, તથા કાનમા રેતી નહી જાય, એ
ટલા માટે કાનીયાંની ટોપી પેહરી અને પછે સુરવાલ લટ
કાવી તે ઉપર તંગ કાછો બાંધયો. આ તંગ અને હીમત
આપનારો પોશાક દોલાને અતીશય પસંદ આવયો અને
કોઈ સાથ કુસતી રમવાની તેને પોતાને ખાએશ થઈ.
આ વાતના વીચાર ઉપરથી તેને બીજો ખેઆલ એ સુજ
પડયો કે "પુણેમચંદ વાંણીયા સાથ કુસતી રમવાની શેઠ
મેહેનત લીએ, તે કરતાં શેઠને બેસાડી હુંજ તેવણને બદલે
કુસતી રમશતો શેઠ ઘણાં ખુશી થશે ને મારો ઉપકાર માં
નશે. મારા જેવા કામ કરનારા નોકરો છતાં શેઠે શા વા
સતે કામ કરવું જોઈએ ? હું તેવણની વતી લડનાર કેવો
છઉં, વાસતે હુંજ લડશ અને તેવણને જીતાવી આપશ."

આ વીચારથી શેઠનો પોશાક પેહરી દોલો ઉલટઆને
ઉલટમાં રેતીપર બેસી રહયો.

કુસતીના આ અખાડામાં અરદેસર સાથ પુણેમચંદ
પેહલ વેહલો આવયો, અને આવતાંનેવાર દોલાને લડતના પો
શાકમા બેઠેલો જોઈ તે સમજીઓ કે ધનજીશાહ છે. તેણે
હાંક મારી પુછયું કે "કેમ એ સીગનપોરીઆ તઈઆર છે
કે ?" આતો એકદમ ભીડી પડવાની દોલાને ગોયા સી
ગનલ હતી. તે એક બોલ બોલવા વગર દોડીને પુણેમચં
દને વલગી પડયો અને પુણેમચંદનો સોબતી અરદેસર જે
દુર ઉભો રહીને જોતો હતો, તેને નવાઈ જેવું એટલુંજ લાગું
કે "ધનજીશાહ જેવો માણસ આજે એટલો જીવપર કેમ
આવયોછે કે લડતી વેલા એક બોલ પણ ઓચરતો નથી!"
આ સવાલનો જવાબ પણ અરદેસર નાજ મને આપયો કે
"સાંજે કોરડા મારવાથી એ ઘણી અચબુચ બોલવા વગર
નીકલી પડયો હતો, તેમ હમણાં પણ કરેછે."

પુણેમચંદને જમીન ઉપર અબરૂ પાડતાં કદાવર દો
લાને જરા વીલમ લાગો નહી. એ કામ એટલા થોડા વ
ખતમા થયું કે પુણેમચંદ પોતાના હમનબરદને ઓલખી
વટીક શકયો નહી. જમીનદોસત થવા પછે, પુણેમચંદે
રેતીમાં અબરૂ પડયો પડયો દોલાને અતીશય હંફાવયો
અને કુસતીના કાયદા પરમાણે ચતો થયો નહી, તેમાં લ
ગારે વધારે વખત ગયો.

પણ આ રસાકસી ભરેલી કજએહેસી ચાલેછે તેવામા
ધનજીશાહ રૂસતમ આગાની સાથે આવી લાગા. તેણે ભા
રી અચરતી સાથ જોયું તો તેને બદલે દોલોજ આ વાંણી
આ સાથે ભીડી ગયલો અને ખુબ હાંફતો તથા ફુંફારા મા
રતો હતો.

ધનજીશાહાએ અને રૂસતમ આગાએ બુમ મારી દો
લાને ઉઠાડયો. આ બે જણાઓને જોતાંજ પુણેમચંદ અ
ચરતીમા ગરક ગયો અને અરદેસર પણ દુર બેસીને તમા
સો જોતો હતો તાંહાંથી દોડી આવયો.

અગત કરીને પોતાના હમનબરદને આ મુરખ નોક
રે આગમચથી રોકી રાખવાથી તેનીસે લડવાની ધનજી
શાહની બાજી ગઈ માટે તેને ઘણી નાસીપાસી ઉપજી; પણ
પોતાના જુના સાગરીદનુ બલ તપાસવાની તક હાથથી ગ
ઈ તે માટે રૂસતમ આગાના ગુસાની તો હદજ નહી હતી.

પણ હવે શું ચાલે ! બીચારા પુણેમચંદને હજી વ
ધારે કાંઈ હેરાંન કરાય નહી. ધનજીશાહાએ સાફ જોયુ કે
હવે ઘણું થયું અને તેથી તેણે મોટી નાસીપાસી સાથ કુ
સતીનો દાવો જતો મેળયો. ધનજીશાહને નરમ પડેલો જો
ઈને પુણેમચંદે પણ જરા નાખતી કરી અને અરદેસરે વ
ચે પડી સાંજનાં માર વીશેની ફરીઆદ માડીવલાવી તેઓ
વચે સલાહા કરાવી.

આ જોસપર ચઢેલા હમનબરદોએ લડવા આગમચ
એકેકથી જે ખોલાસો મેલવવો હતો, તે હવે સુલેહ કરવા
પછે તેઓ એકેકને પુછવા લાગા. પુણેમચંદની તરફથી
અરદેસરે ધનજીશાહને ગુસે થવાનો સબબ પુછયો. રૂસ
તમ આગો, જેને દોલાની ભુલથી આ કુસતી બંધ થવા
ઉપર અગત કરીને ગુસો લાગો હતો, તેણે જવાબ દીધો કે
પુણેમચંદે નોટીસને બદલે બલીસટર મોકલી શેઠને અપમા
ન આપયું. પુણેમચંદે આ વાતનો તદન ઈનકાર કીધો.
ધનજીશાહ બોલયા કે "દોલાને હાથોહાથ મને તે બલીસ
ટર મલયું."

આ અરસામા નદી કીનારે આવતાં જતાં થોડાંક
આદમીઓ એકઠાં થયલાં હતાં. ઉપલી બીનાં સાંભલવા
થી "દોલાને પુછી જુવો" એવો પોકાર નીકલવાથી દોલા
ને નામની બુમ પડી રહી. દોલો બીહતો બીહતો આગ
લ આવયો. તેને ધનજીશાહાએ પુછયું કે "પુણેમચંદે તુ
ને મારે નામનું પરબીડું આપયું હતું તેનું તેં શું કીધું ?"

"મેં લાવીને તમો સાહેબને આપયું."

"ના-ના-" વકીલે બુમ પાડી "તે પરબીડાંની તેં
કાંઈ ભુલ કીધી છે."

"સાંની ભુલ સાહેબ ! મને તમે આપયું તેવું હું ઘ
ર લઈ ગયો."

"તું મારે ઘેરથી તારા શેઠને ઘર પાધરો ગયો હતો ?"

"હા સાહેબ, હું પાધરોજ ગયો, અને રસતામાં લુ
કમાનજી હકીમને તાંહાં થઈને ગયો."

હવે ખોલાસો થયો. વકીલે ધનજીશાહને કહયું કે
"હીઆં આ મુરખે ભુલ કીધીછે. નોટીસના પરબીડાંને
બદલે તે વઈદને તાંહાંથી બલીસટરનું પરબીડુ લઈ ગયો."

"પણ તારે" ધનજીશાહાએ પુછયું કે "નોટીસનુ પ
રબીડું કાંહાં છે ?" વકીલ પુણેમચંદેજ આ સવાલનો ઉતર
વાલયો કે "હવે મને સમજ પડેછે. હમણાજ થોડા વ
ખત ઉપર લુકમાન નાહાસતો હતો અને મનજીભાઈને તે
ની પુઠે દોડતો મેં જોયો, જે દોડતાં બોલતો કે આ વઈ
દે તેને બલીસટરને ઠેકાણે નોટીસ મોકલાવી દોલાની
ભુલથી પરબીડાં અદલ બદલ થયાંછે અને વઈદને તાંહાંથી
મનજીભાઈનું બલીસટર ધનજીશાહને ને ધનજીશાહની નો
ટીસ મનજીને પોંહતીછે."

હવે ધનજીશાહાએ પુણેમચંદ જોડે માફ માંગી અને
હીઆં મોટી હસાહસ થઈ રહી. આ સઘલી મારામારી
અને ધબરાટ ફોકટનો સાબેત થયો અને ધનજીશાહાએ વ

ગર તેહેકીકે આ ફીતનો ઉડાડવા માટે તે ઘણો મુરખં ગણાયો.

તોપણ ધનજીશાહતો ખુશીજ થયો. સારૂં થયું કે દોલાએ ભુલ કીધી, જેથી પોતાની નોટીસ મનજીભાઈને મળવી હતી તે મળી અને સારૂં થયું કે દોલાએ બીજી ભુલ કીધી, જેથી પુણેમચંદ વકીલ ધનજીશાહને હાથ બીજીવાર માર ખાતાં બચી ગયો.

પણ આ ફુસતીનો દાવ બંધ પડયો તે રૂસતમ આગાને નહી ગમયું. તે દોલા પર અતીશય ગુસે થઈને ધસયો, તથા આવા એક જોરેમંદ ખેલાડોને પોતા પર આવતો જોઈ દોલાએ તેમાં પોતાનું મોહોતજ વીચારયું.

એટલા માટે દોલાએ નાહાસવા માડયું. એ ભોલો ગાભડીઓ ચાલવે અને દોડવે જબરો હતો. રૂસતમ આગો ઘણાં જોસથી તેની પુઠે દોડયો, પણ દોલો એક સપાટામા દુર નીકલી ગયો અને રૂસતમને દોડતાં એક હોકડ એવી લાગી કે નદીને કીનારે કીચલની અંદર ચતોપાટ પડી ગયો! હવે સરવે લોકો તેને હસવા લાગાં. તેની મગરૂરી તથા ગુમાનને ઘણો ઘા લાગો કેમકે બીજાઓની મદદ વગર તેનાથી કોચલમાંથી નીકલાયું નહી અને નીકલયો તારે માથાંથી પગ સુધી કાડવમા લપટાઈ ગયો હતો.

પણ બાહીકથી બાવરો બની ગયલો દોલો પછવાડેની આ મજાહ જોવાને ઉભોબી રહયો નહી. તે દોડયોતો આંખ વીચાને દેડયાજ કીધો અને તેવામા કીનારાપરથી નદી ઓલંગા પેલી પાર જવાને તઈઆર થયલી એક તર ઉપર ચઢી બેઠો. તે બીજે કીનારે પોતાના ગામમા ઉતરયો તેવો તાંહાંના કીનારા પરથી પાછો દોડવા લાગો અને પોતાના ઘર આગળ આવયો તાંહાંસુધી કેયે ઉભો રહયો નહી. પોતાના ઘરમાબી તે દોડીજ ગયો અને પોતાની માં ઈઆ બેહેનને જોયા વગર ઈઆ તેમને મોહડું દેખાડવા વગર લાગલો માંના ઓરડામાં ખાટલાની તલે જઈને ભરાઈ રહયો.

વાંચનારી બાનુઓ જાંણેછે કે જારે દોલાને ઘણી બીહીક લાગતી તારે પોતાની માના ખાટલા તલે સંતાઈ જવાની તેને ટેવ હતી.

હમણા પણ તે ખાટલા તલે ભરાવાની તેની માને મુદલ ખબર નહી હતી.

## પ્રકરણ ૮ મું.

જારે ભોલો દોલો રૂસતમ આગાથી પોતાને બચાવા સારૂં પોતાના ઘરમા નાહાસીને પોતાની માતના ખાટલાની તલે ભરાયો, તારે દોલાની મા વીલર ઘરની પછવાડેના પોતાના ખેતરમાં ગયલી હતી અને દોલાની માસીની છોકરી રતન ગામમા ઈડાં વેચવા ગઈ હતી.

રતન એક મા બાપ વગરની જવાન છોડી હતી. તેની માસી વીલરનું તેના ઉપર ઘણું હેત હતું અને તેથી તેણીએ તેને પોતાના ઘરમા રાખી હતી, જાંહાં જવાન અને શુંદર દેખાવની રતન ઘરનું વહીતરૂં કરી ખાધા બદલે રહેલી હતી.

વીલરે પોતાના નાહના ખેતરને પોતાના સંભાલમા રાખયું હતું, જાંહાં તે દરરોજ પોતાને હાથે કામ કરવા જતી હતી. તે મોસમ ઉપર જમીનના સુકા તરગરા-પોતાને હાથે બાંનતી, પોતાને હાથે હોળ ખેડતી, અને વાવણીથી કાપણી સુધી પોતાને હાથે કરતી. તેની મેહેનતના બદલામાં થોડું પોતાના અગતજોગ અનાજ અને તરકારી તે મેળવતી હતી.

રતનને ઘરના જન જનાવરોની સંભાળ સોંપેલી હતી. બે ચાર બકરી તથા ગાયને ચારન ઉપર લઈ જવા, નાલાંમા પાંણી પાવા, નહવાડવા, દુધ દોહોવા, તથા ખવાડવાનું કામ; તેમજ થોડીક પાલેલી મરઘીઓને દાણો આપવા, સહવારના છુટી મેળવા, સાંજના એકઠી કરવા, તેમની સેવણ બેસાડવા, અથવા નહીતો તેમના ઈડાંને બજારમા વેચી આવવાનું નાહની રતનનું કામ હતું.

વીલરનું આ ઘર પાકી બાંધણીનું નહી હતું. તેની દેવાલો કાદવ અને કામરીની બનાવેલી હતી, તેના છાપરાં પર જાવલી નાખેલી હતી અને તેની જમીન છાનથી લીપેલી હતી. આ ઘર નહી પણ ઝુપડું હતું, મગર વીલરને મન સેતો ત તેનો મેહેલ હતો અને તેના ઘડપણમાં દોલો પછવાડેથી સારીપઠે પઈસા કમાવી આપીને આથી સરસ મેહેલમાં તેના બાકીના દાહાડા ગુજારશે એવી વીલરને ઉમેદ હતી!

હમણાતો દોલાએ પોતાના ઘરની અંદર કોણ છે, ને બાહાર કોણ છે તે જાંણવાનીબી દરકાર નહી કીધી. જાંહાંસુધી રૂસતમ આગાની બીહીકથી તે માના ખાટલા તલે ગયો નહી, તાંહાંસુધી તેને ધીરજ આવી નહી. પણ ખાટલા તલે ભરાવા પછે તે કીલામા ભરાવા જેટલો પોતાને સલામત સમજવા લાગો. આ પાટીના પલંગ તલે તેને એવી આસાએસ મળી કે જે છતર પલંગમાં મખમલના તકીઆ અને સાટીનના બીછાનાપર સુનારાઓને પણ મળતી નથી.

માટે રૂસતમ આગાના ખેઆલમાને ખેઆલમાં દોલો ઉપર કેહેવા મુજબ ઢોલીયા તલે ઉંઘાઈ ગયો.

થોડાવારમાં વીલર પોતાના બેટાની હાજરી વીશેના તમામ અનજાનપણામાં થોડાક વેંગણા અને મુલાને એક ટોપલીમાં ભરીને ઘર આવી તથા બીજીગમથી રતનબી આવી લાગી, જેને આ તરકારી ધોવાનો હુકમ કીધો. રતન કુવા પરથી બાલદી ભરી લાવી તરકારી ધોયછે તથા વીલર ચુલહો ફુંકેછે, તેવામાં બજો ખોગો નામનો બાડાંમાં રેહનારો એક પડોશી મળવા આવયો. આજે વીલર તથા રતનને ઘરમાં આવતાં મીડા જુડાના પીઠાંમાં તાડી પીવા જવાથી વધારે મોડું થયું હતું, પણ ખાંણું પકાવેલું તઈઆર હતું, માતર ગરમ કરવાની બોટી હતી.

આવે મોડે વખતે બજો ખોગો મળવા આવયો તેથી વીલર જરા તાજુબ થઈને બોલી "આવરે બાપા બજા, બેસ, બેસ, ખુશીતો છે? તારો બગલી કેમ છે!"

"હઉ હારી પખીન છે."

હીઆં રતને સવાલ કરયો કે "ભાઈ બજા આજે છેક અતારે કીહાથી ભુલો પડેલો!"

બજાએ પોતાની સાથ લાવેલાં એક બાંડાંની અંદરથી એક વાટકામાં ભકભક તાડી રેડીને વીલર તથા રતનને પીવા આપી, જવાબ દીધો કે "ખરેખાતર આજતો હું ભુલો જ પડેલો પાર. અને કાંઈ હુનતુંજ નથી, ને ચાલવાની તાકાતબી નથી, તે હારૂં જરા તમારા ઘરમાં પગ પેહાડીએ."

વીલરે તેને આસાએસ લેવા સારૂં તકીઓ લાવી આ

પયો, તથા રતને તેને સઘળું સુઝ પડવા સારૂં મીઠા જુઠાના પીઠાંમાંથી લાવેલી પોતાની તાડી બજાને પીવા આપી, જે પીતાં બજો બોલયો કે, "હું કહું બાઇ વીલર, આજેતો મને ભુતે ઘેરેલો."

ભુતનું નામ સાંભળતાંજ વીલરે હબતીને "હેં" કરી પોકાર મારયો અને રતન સુકી માછલી ભુનવા જતી હતી તે ઘાઘરજ તેના હાથમાંથી પડી ગયું.

"હેં ? શું ? ભ-ભ ભુત ! બજા, તુને ભુતે ઘ-ઘ-ઘ-ઘેરેલો ? ભુત ક-ક ક-ક કીકા છે ?"

બજાએ ભુતની વાત ચલાવી અને વીલર તથા રતન બીહીકથા દાચાં વકાસીને સાંભલવા લાગાં.

બજો બોલયો "અરે કીકા હજામના વાડા પાછલથી હું હમણા આવતોતો, તાંહાં મેં એક જબરો આકાર દીઠેલો, તે ઓલુ કીધુને ભુતના જેવો લાગેલો, પણ ભુત નહી હોય હં, પણ તોએ મને ઘેરેલો."

આ બેઆંન એવું હતું કે બજો બોલે ને બજોજ સમજે. "ભુતે ઘેરેલો," "તે ભુત નહી હતો"! "તો પણ ઘેરેલો" !!

પણ વીલરતો એટલાંથીજ બીહી ચુકી. તણીએ હીમત પકડીને ધીરજ આપી કે "ઘેલા રે, ભુત કાંઇ અતારે બાહાર નીકલે ? તેતો રાતના બાર વાગતે પાવરી પેહરીને ફરે."

"જોને હં વલી. હું તે નથી જાણુનો કે ? હું કાંહાં કેહું કે તે ભુતજ હતો, પણ હું ઘેરાયો. બાપરે મને બહુ બીહાક લાગેલી, એ ! એ ! જરા તાડી લાવતો."

રતને આખું બાંકું પાસે મેલયું અને બજો બોગો એક ટાંસે તેમાની બાકીની તાડી સઘલી પી ગયો.

વીલરે ફરી પુછયું કે જે આકારથી તે બીધો તે આકાર કેવો હતો.

બજાએ ખોલાસો કીધો કે તેમા ભેંસનું માથું હતું, તે પર ગાયના સીંગડાં હતાં, તેનાં માથાંપર પાઘડી પેહરેલી હતી, તલીએથી એક જભો જુહુલાતો હતો, ને તેના હાથ લાકડાંના હતા, જે પર જભાનાં બાંહે પોહલી કીવેલી હતો. ખરૂં કહું બેહેન વીલર કે તું જોતેકેની તો જીવતી ના ફરતે."

"અરે તારે એ કાંઇ ભુત નહી." વીલરે ધીરજ આપી. "એતો પેલું પરમ દાહાડે ખુન થયલુંની, તાંહાં ની શાણુ કરેલી."

"ખુન ! કોણનું ખુન ? કોણે કીવેલું ? એ બાપરે."

"તુંને ખબર નહી કે ?"

"ના હુતો વલહાડ ગીએલો, આજેજ આએવો."

"અરે પેલા જગુ ભાહેલાનો તરવારો કેંની તે પરમ દાહાડે તાડી છેઇને આવતો, તેવામાં ભાંણા લુહાડની ભેંસે શીંગડું મારીને તેનું ખુન કરેલું. ભાહેલાએ આવીને ભેંસનું ખુન કીધું. તેનું દોકું પહેલું તે પર કોઇએ ખેતરમા જનાવરને બીહીવાડવા સારૂં આ ચેડાં કાહાડેલાં"

"હાએ હાએ—જગુનો તરવારો મરી ગયો. આઠ દાહાડામાં કેટલાં બધાં ખુન થયાં ! આઠમે દાહાડે ચાર બલદ મારયા ગયા; પાંચ દાહાડાની વાતપર કોઈ પીંઢારાઓએ ખીમા કનીઆંની દુકાન ફાડીને તે કનીઆને મારી નાખેલો તે તમે હાંભલેલું કે."

જેમ આ વાત ચાલતી ગઇ તેમ બીચારી રતન બીહીતી ગઈ અને વીલરના પાસાંમાં વધારે ને વધારે ભરાતી ગઈ.

પણ બજા બોગાએતો આ બીહીવાડનારી વાત ચાલુ રાખી. "એ કનીઆનાજ કાકાને તેની દુંકાનમા કોઇ ચોર બાંધીને તેની બાયડીને ચોરી લઈ ગયા તે યાદ છે કે ? બીચારા કનીઆના હાથ પગ બાંધીને ગાંહડો કીધો, તે ગાંહડાને ગાડામા લાખી નદીમા નખાએવો ને તેની બઇરીને ઉંચકી ગીયા. બાપરે ! મનેતો બહુ ધ્રુજરાં છુટેલાં. હું ઘેરે કેમ જવાહ."

એક મરદ આટલી બીહીક બતાવે તો, આ બીહામની વાતો સાંભળનારી ઓરતો નહી કાંએ બીહે ? અગત કરીને તાડી પીધા પછેતો એની વધારે વકી રાખી શકાય.

વીલરે બજાને અરજ કીધી કે તેણે આજની રાત હીઆંજ કાહાડવી. પણ તેમ કાંઈ બને ? તેની બગલી ઘરમા એકલી બીહીને લાકડું થઈ જાય ? વાસતે હવેતો બજો ઉઠયો, પણ એક મોટું દીંગોલું હાથમા રાખીઉં. વખત છે રસતામા કામ પડેખી.

જેવો બજો વદેઆ થયો તેવાજ "બાપા બજા આવજો" એ શબદોની સાથેજ વીલરે વેહલું વેહલું બારણું બંધ કરી લીધું. કોઇ દાહાડે વીલર પાછલું બારણું ધાંકતી નહી હતી, પણ આજે તેબી ધાંકયું અને કોઈ દાહાડે વીલર બારીને સાંકળ દેતી નહી હતી પણ આજે તેબી દીધી

જેટલી વીલર બીધી હતી, તે કરતાં રતન વધારે બીધેલી હતી અને વીલરની બીહીકે રતનની ધાસતીમાં ઘણો વધારો કરી મેળવ્યો. વાડાનું બારણું તપાસી આવવા સારૂં વીલરે ધારયું કે રતન જાય અને રતને ધારયું કે વીલર જાય; જે પછે અંતે બેહુ જણુ સાથે જઈને ધાંકી આવયાં અને તેબી એવાં જોસથી ધાંકયું કે ગોપા પછવાડે ખચીત ચોર આવેલાજ હોય—તો જો કે તે રાતબી રોજના જેરીજ વગર ધાસતીની હતી.

હવે વીલરે ભાણું કીધું, પણ ખાવા કોણુને ગમે ? વીલરેતો જરાબી ખાધું, પણ રતન બીચારી મોહમા એકેક બુક લીએ ને ડુચા વલી જાય અંસે રતન ખાતી ખાતી ઉઠી ગઈ અને બીહીકને બદલે બાહનુ કાહાડયું કે મોડી રાત થવાથી ભુખ મરી ગઈ.

વીલરને પણ એવુંજ બાહાનુ જોઇતું હતું. ખુન અને ભુતની બીહીકમા તેઓ ભુખાં ઉઠયાં અને દરરોજ રાતના વાસણ ઉઝરીને સુતાં હતાં, પણ આજેતો વાસણ ઉઝારવાનુબી સહવારપર રાખી જલદીથી સુહુલો જાલવાને તેઓ ખાટલાપર સુવા ગયાં.

વીલર અને રતનનો સુવાનો ખાટલો એકજ હતો, અને તેઓ ચાંપીને કોટી કરીને ઉંઘાવા ગયાં, પણ ઉંઘ કોણુને આવે ? રતનના મનમા ભુતના અને ખુનનાંજ વીચારો આવયા કીધા અને અંતે તે બોલી કે "મરેરે, મુવો બજો બોગો આજે કાંહાં આવી લાગો ? જગુના તરવારાની, ને ખીમા કનીઆની વાતજ નહી કીધી હતેનો સારૂં, તેની તેજ વાત મનેગ યાદ આવીઆ કરેછે."

"ને મને ખીમાના કાકાની વાત યાદ આવેછે. મુવા ચોરો તેની બઇર ને ચોરી લઇ ગયા હશે તારે મરે બીચારીએ કેવી ચીચારી પાડી હશે."

રતન હવેતો ઘણીજ બીધી " ઓ, માંસી તમે એ વાત ના કરોરે."

પણ ના કરો, ના કરો, કરતાંજ તે વાતો વધારે યાદ રહી અને હજી વધારે બીહીક થવા લાગી. વીલરની છાતીતો જાંણે બેસી જતી હોય તેમ થતી હતી; તોબી પોતાને હીમત આપવા રતનને ધમકાવતી કે " ચાલ હવે મુગી મુગી પોટ, એનુ એ શું યાદ કરયા કરેછે ! "

વીલરને પોતાને યાદ આવતું તેથીજ તે રતનને ધમકાવતી. પણ રાતના બાર વાગા, બરાબર ભુતને બાહાર ફરવાનો વખત થયો ! તોબી ઉંઘતો નહી આવી. હવે બીચારી રતનના મનમાં ચોર અને ખુનના વીચારમાં ભુતબી હુમેરાયો અને તે ઘણીજ ઈનતેજારીથી બોલવા લાગી કે " ખોદા સહવાર કારે પડશે ! "

વીલરે પચાસ વખત આંખ વીચી હશે, પણ દર વખત તે પાછી ઉંઘાડી. ગામના કુતરાં દર રાતે ભોંસતાં હતાં તે વખતે વીલરનુ ધેઆનબી નહી હતું, પણ આંજે વીલર બોલવા લાગી કે " મરે આ કુતરાં કેમ ભાંસેછે ! " આ વાતથી રતનનુ ધેઆન વળી તે પરબી ખેંચાયું અને જેમ કુતરાં ભાંસતાં તેમ રતન પોતાની માસીને વધારે લલગતી અને તે બીચારીને આવતી ઉંઘ પાછી જતી.

એવામા રતનની નજર પડી કે ખાટલાની સાંમેની બારી બંધ કીધેલી હતી, તે જરા ઉંઘડેલી જણાઇ ! હવે !! રતને વીલરને કહયું. વીલરે પુછયું કે સાંકલ દીધીતી કે નહી ? રતને જવાબ દીધો કે સાંકલ કીટાયલી હોવાથી આવતી નહી હતી તોપણ બારીને ચપટાવેલી હતી, તે ઉંઘડી કેમ ? બીચારીને એટલો ખેઆલ નહી આવયો કે પવણુથી કદાચ ઉંઘડી હશે અથવા છેક ચપટાવાને લીધે પોતાની મેલે ખેંચાઇને ઉંઘડી હશે. વીચારને વીમાર તેને એજ આવતો કે રખે પછવાડે કોઈ માણુસ હોય.

પણ વળી બારીને મથાલે એક ખોલલો તીરકસ હતો. તે આજેજ નહી પણ હંમેશ ખોલલો રેહતો હતો, મગર રતનને આજેજ સુજ પડયું કે " આ તીરકસ બંધ કીધેલો હતેતો કેવુ સારૂં " આ ખેઆલમાને ખેઆલમા જેમ રતન બીહતી ગઈ, જેમ કુતરાં ભાંસતાં ગયાં, જેમ સામેની બારી વધારે ને વધારે ઉંઘડતી ગઈ, તેમ રતનનાં હાથ પગ જાંણે ટાટ થતા ગયા.

વીલર આ સઘલો વખત જાગતી હતી, તોપણ ઉંઘાવાનુ દોલ ઘાલીને પડી રહી હતી. પણ તેને ઉંઘાયલી સમજીને તથા પોતાને એકલી પડેલી જોઇને રતન વધારે બીહીતી હતી. તેણીએ બે વખત પોતાની માસીને ઉઠાડી કહયું કે "માસી, માસી, તમે ઉંઘાઇ જાઓછ, ને મનેતો બીહીક લાગેછે "

વીલરે કંટાલીને ધમકાવી કે " કોઇ આવીબી અભાઘણી દુકતી છે ? મુગી મુગી પડી રેહની. ઓઢીને સુઈજા. બારી ને તીરકસગમ જોયા શું કામ કરેછે ? "

રતને મોહડાંવેર હોઢયું, પણ તેથી કાંઈ ઉંઘ આવે ? જરા ખખડાટ થાય કે રતન ચાદરમાથી દોકું બાહાર કાહાડીને જોતી. એમ કરતાં કરતાં રતનની બીહીક એટલી વધી ગઈ કે હવેતો તેના અરધાં ઉંઘરેટાં મગજમા બીહામના આકારો ઉભા થયા. તેણે ધારયું કે તીરકસમાથી કોઈ દોકું કરીને જોયછે, એટલા માટે પોતાની જાગતી પણુ ઢોંગ કરીને સુઇ રહેલી માસીને વળી પાછી જગાડી અને માસીએ જાગી ને વળી પાછી બેચાર ગાલ દઇ ઠપકો આપીઓ.

પણ આ વખતે વીલરે આંખ ઉંઘાડી હતી, તેવામાં એક એવો બનાવ બનયો કે વીલરનો ઢોંગ ઉડી ગયો અને પોતાની બીહીક જાહેર કરવાની તેને ફરજ પડી.

વીલર રતનને ઠપકો આપેછે, તેવામાં સાંમેની બારી જોરથી અફડાઈને ઉંઘડી ગઇ, ઠંડા પવણુનો એક ઝપાટો આવયો અને તેજ ઝપાટા સાથે ઓરડામાં દીવીપર મેલેલાં કોડીયાંમાંનો દીવો જે જુંફતો હતો તે એકદમ બુજવાઈ ગયો.

આ બારીના આવાજ સાથ માસી ભાંણેજ બંને ચોંકયાં અને હવે ઓરડામા સઘલું અંધારૂં થઈ ગયું એટલે તેઓનો જીવ ઉડો ગયો. રતને માસીને ઠપકો આપયો કે " હું તારની તમોને કહું છઉં કે કોઈ ચોરનું મોહડું તાકમાથી દેખાયછે. "

આ અણુગમતી વાત વીલરે માનવાને ના પાડી અને દીવો પાછો સલગાવાની પોતાની છાતી ચાલી નહી માટે રતનને તે કામ સોંપયું. રતને ખાટલાપરથી ઉઠવાને ના કહયું, તેમજ વીલરે તેને ઠપકો આપવા સીવાએ વધારે કસીં.હીમત ચલાવી નહી.

હવે આ બેહુ જણુ જાગતાં રહયાં, પણ બેહુ જણુ અંધારાંમા રહયાં અને બારી ઉંઘાડી હોવાથી બેહુ જણુને લાગુ કે કોઇબાં માણુસને અંદર કુદી આવવાને હવે અડચણ રહી નથી.

આ કેવો ભયંકાર ખેઆલ !

પણ વળી એજ વખતે આગમા તેલ નાખવા દોલો જાગયો !

તે આજ ખાટલાની તલે સુતેલો હતો, તેની બારીના ખખડાટથી ઉંઘ ગઈ અને તે જાગી ઉઠયો.

પણ હજી ઘણો ઉઘરેટો હોવાથી આ વખતેતો માતર જરા હાથ લાંબા કરીને તેણે કોર વાલી. તેના હાથ લાંબા કરતાં ઢાલીયાના તલીઆંને અડડયા, કોરવાલતાં તેનું માથું વાગયું અને તેના પગથી ખાટલાના પગને લાત વાગી.

રતને હલુસેથી માસીને પુછયું કે " માસી હમણા ઢાલીયાને કોઈનો લાત વાગી, તે તમારી લાત હતી ? "

" નહી, રતન, મેંતો પગબી નથી હીલવયો. "

" પણ તમોને લાગું કે નહી ? "

" શું દીકરી ? "

એજ વખતે દોલાએ બીજી કોર વાલી અને વળી ખાટલાને આંચકો લાગો.

" હે ! માસી જોયું કે ? "

વીલરબી હવે ઘભરાઈ ખરી અને રતન અડધી બંધ થયલી છાતીએ જેમ તેમ બોલી કે " માસી, માસી ઘોલીઆની તલે કોઇ ભરાયલું છે."

હવે શું કરવું ? કોઈ તલે હોવા વગર પલંગને આટલા ગોદા કેમ લાગે ? ઈઆનો કોઈ માણુસ હોય અથવા ભુત હોય.

દોલાનો આખો ઉંઘમા તે દાહડાના બનેલા બનાવનો સવપનો આવેલો હતો. તે દાહાડાનો કોરડાનો માર

અને કુસતી અને રૂસંતમ આગાનુ દોલાપર ધસવું તથા દોલાએ તાંહાંથી નાહાસી આવવું, એ સઘલું ખાબમાં જોઈ સંજાગરૂ થવા જતાં દોલાથી ઉંઘમાં બોલાયું ગયું કે "રૂસતમ, રૂસતમ, મને કોરડો આપ."

રતને રડમસ થઈ પોતાની માંસીના કાનમાં ફુક મારી કે "જોયું કે કોઈ બે જણ ભરાયલાછે ને તેઓ વાત કરેછે ને વળી કોરડો માંગેછે."

"અપરે—રતન જરા ચપ."

રતન ચુપ રહી અને વળી જરાવાર રહીને દોલો સવપનામાં બોલપો કે "અરે લાવરે પાર લાવ. ચાબુક, કોરડો, લાકડી, સોટો, કાંઇબી લાવ."

"ઓ ખોદા ! માંસી, સાંભલયું કે ? આપણને મારવા સારૂ સોટો મંગાવેછ."

વીલરનું તો ગલુંજ ગુંગલાઈ ગયું. તેણીએ રતનને કહયું કે "ર-ર-ર-રતન બ-બ-બ-બ-બુમ પાડ-બુમ, બુમ, બુમ, બુમ પાડ."

"મ- મ- માસી, મારીથી તો બ બ-બ-બોલાતું" નથી બોલતો રતનથી બોલાપોજ નહી.

પણ વળી ખાટલાતલેથી દોલાનો સાદ નીકલપો "રૂસતમ, તું મને જવાદે-જો હું તુને સાંફ કહુંછ, તું મને જવાદે."

રતન પાછું બોલી "માસી આપણને મારી નાખવા એક જણ પેહેલે આવવા માગેછે."

"રતન, આપણે ઉઠીને નાહાસી જઇએ."

"પણ મારીથી તો પગબી નથી હીલવાતો."

હીઆં દોલો સવપનામા બુમ પાડી ઉઠયો કે "પકડ-પકડ-પકડ-" અને એટલાં જોરથી કોરવાલી કે ખાટલો તલેથી ખુબ અફડાપો.

"માસી હું તો હવે મરી જાઉંછ. ઓ ! મોત નજદીક આવયુંછ. વીલર ઉઠ, ખોદાની છેલી બંદગી કરી લે."

આ ઠેકાંણે દોલાએ ખાબમાં એવું જોયું કે રૂસતમ આગાએ તેને અંતે પકડયોછે, એ ઉપરથી દોલો ખાટલા તલે ઉંઘમાં બુમ પાડવા લાગો કે "મારેછ રે ! મારેછ રે !."

આ બુમની સાથે વીલર અને રતન પણ બુમ પાડી ઉઠી કે "ઓ ! મારેછ રે ! મારેછ રે ! મારી નાંખયાંરે ! ઓ કોઇ આવો રે ! બાપ રે ! માએ રે !

દોલાનું પણ બોલકું જારી રહયું. "રૂસતમ મને ના મારે ! રૂસતમ મને જવા દે ! બચા તારો જાંન લેવશ."

આમ બોલતો ગયો ને દોલો અરધી ઉંઘમાં ઉઠતો ગયો. જારેબી ઉઠતો તારે તેના માંથામાં ખાટલો વાગનો ને સે પાછો જમીન પર પડતો; તથા જારેબી ખાટલો અફડાતો તારે વીલર અને રતન એકેક ચીસ વધતી પાડતાં.

પણ બારણાંતો સઘલાં અંદરથી બંધ કરેલાં હતાં, તારે ચીસ બાહેર સંભળાય કેમ ને લોકોની મદદ અંદર આવે કેમ !

આ વખતે જવાન રતનને એક ઉપાય સુજ પડયો. ઘરમા હીરા નામનો રતનનો માંણીતો કુતરો હતો અને રતને વીચારયું કે કોઇ માણસની નહુંતો એ કુતરાનીતો મદદ લેઉં. એટલા માટે રતને બુમ પાડી કે "હીરા દોડ, હીરા દોડ, પકડ."

પોતાની બાઈનો આ સાદ સાંભળીને નીમખહુલાલ હીરો લાગલો દોડયો. પણ કાંહાં ? જારેબી વીલરના ઢોર એકઠાં નહી થતાં હતાં, તારે હીરો તેમની પાછળ જઈ તેમને દોડાવી, ભડકાવી તથા બુમ પડાવીને એકઠાં કરનો હતો. માટે હીરો પોતાની જવાંન બાઇનો હુકમ સાંભળતાં વાર મધરાત છતાં વાડાના ચોકમા જાંહાં બકરાં, વગેરે ઢોરો સુતેલાં હતાં તાંહાં દોડયો અને પછે માલીઆ પર જાંહાં મરઘાં બટકાં સંતાડેલાં હતાં, તાંહાં દોડયો અને એ બેહુ જગામા એ નીરદોશ પરાંણીઓને જગાડીને એટલાં ઘભરાવી મારયાં કે તેઓ દોડાદોડી, કલાબકોર અને બુમાબુમ કરવા લાગાં. મરઘીઓના કચકચાટ અને બકરાંના બકારા વચ્ચે ખાટલાની તલે દોલાની બુમ તથા ખાટલાની ઉપર વીલર અને રતનની બુમતો ઢંકાઈ ગઈ, પણ સરવેની બુમ મળીને કાંઇ દોજખ ઉલટયું હોય એવો શોહોર થઈ રહયો.

દોલો ખાટલાની બાહેર નીકલવા માંટે એક બાજુએથી ઢોલીયાનો પગ પકડવા ગયો, પણ ઢોલીઆને બદલે રતનનો બાહેર ઝુલાતો પગ તેના હાથે પકડાઇ ગયો, અને રતન તથા વીલર બંનેએ બુમો મારી કે "ઓ મુવા છુટાં, હવેતો ઉપર આવયા. ઓ રતન ! ઓ વીલર !"

આ અરસામા રતન અને વીલર નામ સાંભળવાથી દોલાની સુધ આવી. તે ઉભો થઈને પોતાની માં પાસ ગયો અને બોલપો કે "માંએ શું છે, માએ શું છે ?"

એજ વખતે હીરો કુતરો માળીયા પર જઈ લાગો હતો અને તેનાં ઘભરાટથી પીલું કોકકોક કરતું ઉડીને નીચે દોલાના માથાપર પડયું, અને દોલાએ કંટાલીને બુમ મારી "છી ! ફુ ! ફુ ! આ શું થયું !"

વીલરે અંધારામાં સુતાં સુતાંજ પુછવાની હીમત કીધી કે "તમો લોક કોણછો, પારો !"

દોલાએ પુછયું "મા, તું મને નથી ઓળખતી."

વીલરે અલખતાં કાનપર હાથ મેળપા. હું તમોને નથીજ ઓળખતી. ખોદાને વાસતે, હમોને દુખ ના દેવો પણ મુગા મુગા આ ઘરની બાહેર જાવોતો ઘણી મેહેરબાંની થશે."

આજ વખતે એક મરઘી એક અભડાઈ ઉપર જઈ પડી જેના આચકાથી બરની, બાટલી અને રકાબી, પીઆલાં સઉ મોટા કડાકા સાથ જમીન પર પડીને ભાગી ગયાં.

વીલરે આ ચોરોનું કામ સાંભળીને બીહીતાં બીહીતાં અરજ કીધી કે "પારો મારો સામાન નો લાંજો. એક ગરીબ રાંડીરાંડને દુખ દેવાથી તમારા હાથમાં શું આવવાનુંછે!"

દોલાએ કંટાલીને પુછયું કે "તુંને કોણ દુખ દોએછે ? તમે લોકો આંધલાં છો ? હીઆં કોણ છે ? જોતાં નથી એતો હું દોલો છું."

હવે આ બંધે અબલાઓને સુધ આવી. વીલર ઉઠીને બોલી "શું દોલો ! અરે તારેતો અમોને બચાવ !"

"પણ ઇએ ! તમોને મારેછ કોણ ?"

"આ તારી સાથે આવેલાછે, તે લોકો. હમણાંજ સોટાની વાત કરતા હતા."

"ઓ પેલી ધામટ હીઆં કોણ હોય ?"

"ખાટલાની તલે ભરાયલાછે."

"પણ ખાટલા તલેનો હું એકલો હતો."

"તારે તે લોકો સોટો લેવા ગયા હશે."

એવામા વળી એક બીજી ઝરઘીના આચકાથી બીજી અભરાઇ તુટી પડી.

"હે! જોયું દોલા જોયું! હું કહુંછની કે કોઇ ભરાયલાછે."

"અરે યાર મેંડ, એતો મરઘી તોફાંન કરેછ."

"ને બકરાંબી ઘેલાં થયાંછે."

હવે વળી જરા સમાધાન થયું. દોલાએ ધીરજ આપી કે તમો લોકો ધભરાવો ના. વીલરે દોલાને પોતાની પાસે બેસાડયો અને રતનને દીવો સલગાવા કહયું. દોલાની હાજરીથી રતનને જરા હીમત આવી, તોપણ દોડતી જઇને ચુહુલામા દીવાસલી ખોસી દીવો સલગાવી લાવી. તે કોડીયું લાવીને દીવીપર મેળેછે, તેવામાજ તેની નજર પાછી પલંગ તલે ગઈ અને વળી પાછી "બાપ રે!" કરીને બુમ પાડી તે બીછાંનાંપર ગોદરાંની તલે ભરાઇ ગઇ.

વીલરે અને દોલાએ બંને જણે પુછયું કે વળી શું થયું?

"છે, છે—હજી ચોર ભરાએલોછે."

"કાંહાં છે?"

"ઢોલીયાની તલે."

"પણ હજી સુધી ઢોલીયા તલે કોણ ભરાઈ બેસે. તમો લોકોને થયું શું? ઈએ?"

"છે કોઇ ભરાયલોછે. મેં નજરે જનર જોયું. કોઈ માણુસ છે, તેના દીલમા કપડાંબી નથી."

દોલાએ જોયું કે આ બીહીકણાએોની ખાતરી કરવી જોઇએ, મારે ચુહુલાવાટી પરથી એક મોટી બાવળની ચીર ઉંચકી લાવયો અને ગોયા કોઈ પેહેલવાન સાથ લડતો હોય તેમ લાકડું હાથમા ધરી તથા ખાટલા આગળ મજબુત ઉભો રહી બોલયો "આ ઢોલીઆ તલે કોણછે? નીકલ, અતર■ડી બાહાર નીકલ."

દોલાનો આ હુકમ થતાંજ તલીએથી પલંગ હીલયો અને વીલરની ખાતરી થઈ કે તલે કોઈ ભરાયલુંછે.

પણ તલેથીતો એક બકરો નીકલયો! દોલો પલંગ તલેથી બાહેર આવયો કે તરત આ બકરો જે હીરા કુતરાના દોરથી કંટાલી ગયો હતો તે આવીને ઢોલીયા તલે ભરાયો. રતનને નજરે પહેલો કપડાં વગરનો ચોરતો આ બકરો હતો!

પણ હજી રતનની ખાતરી થઈ નહી. તે બોલી કે "એતો ભુત હોશે તે આપણને ખાવા આવયો, ને આપણ જાગયાં તારે બકરો થઈ ગયો."

પણ દોલાએ દીવો લાવીને દેખાડયું કે એતો ઘરમા પાલેલો બકરો હતો. હવે દોલાએ બારણાં ઉંઘાડી નાખયાં અને વીલર તથા રતન ઢોલીયા પરથી ઉતરયાં.

ઉતરીને જોયછેતો આખા ઓરડામાં સામાન વીખરાઈ પડેલો, મસાલો વેરાઈ ગયલો, દારૂ ઢોલાઈ ચાલેલો, પાંણીના માટલાં ફુંટી ગયલાં, અનાજની બરણીએો ઉંધી વળેલી.

વીલરે દીવો લઈને આખાં ઘરમા શોધ કીધી અને જારે કોપંજ નહી મળયું અને જારે ખાતરી થઈ કે ઢોલીયા તલેતો દોલો ભરાયલો હતો તારે બુમ પાડી ઉઠી કે "મુવા, ચોર, તું રાતને વખને આવી ખાટલા તલે ભરાયલો કાંએ?"

"મારો જીવ બચાવવા. હું નાહાસી નહી આવતે તો મારૂં ખુન થતે."

ખુનનો બોલ સાંભળતાંજ રતનને રાત વાલી સઘલી વાત યાદ આવી. પણ હવેતો વધારે હીમત હતી. તેણીએ પુછયું કે "તારૂં ખુન કોણ કરવાનો હતો?"

અરે "પેલો રૂસતમ આગો."

"પણ રૂસતમ આગો તો સારૂં માણુશ દેખું. ખચીત માસી આ કાંઈ દોલાની ભુલ થયલી."

હવે વીલરથી થોભાયું નહી. તે સાવરની લઈને દોલા પર ધસી આવતાં બોલી કે "કમબખત, તું તારો જીવ બચાવા સારૂ ઢોલીયા તલે ભરાઈને હમારા જીવને ધભરાવે કે?" આમ કહી દોલાની પીઠ ઉપર જપાજપ ઝપેટા લીધા અને બીચારો ભોલો દોલો આ મારના દુખથી કંટાલી અને થાકી ગયો.

---

# સવારી.



"ડાનસ" ની કશરત વીશે ગયા અંકમા આપણે થોડું ધેઆન પોંહોંચાડયુંછે. આપણે જોયુંછે કે એ કસરત અકસર કરીને બાંનુએોને છાજતી છે, અને જો મર્યાદામ હદમા રહીને કીધા હોયતો એથી બદન સારી રીતે રગડાયછે, તથા તેથી લોહીનું ફરવું, પરસેવ અને બીજી ગલીચોનું બાહેર નીકલવું, આંગમા ગરમી આવવી, ગેટલાંએોને કુવત વધવું તથા સાંધાએોનું છુટું થવું વગેરે બીજા ફાયદા થાયછે. ઓરત જાતને "ડાનસીંગ" જેવી કશરતની આ પણ અકસર કરીને એટલા માટે ભલામણ કરીએ છઈએ કે તેઓને મરદોની મીશાલે ઘરની બાહેર, ખોલલાં મેદાંનોમા બીજી રમતો જાહેરમા ચલાવાને બનતું નથી. મરદો ખોવલી જગામા દોડવાની, દડા ખેલવા ઈઆ બીજી કશરતો કરી શકેછે, તેટલી જોગવાઈ ઓરતોને મળતી નથી. તેઓને પોતાના ઘરોના ટુક મંડળમાં પોતાના સનેહીની સાથે ખેલવા જોગ રમત અને કશરત "ડાનસીંગ" છે.

પણ ઘરની બાહેર ખોલલી હવામા બાંનુએોને છાજતી એક કશરત છે અને તે સવારીની કશરત છે. કસરતોનો પુરતો લાભ મેળવવા માટે એક મોટો અને અગતનો કાયદો એ છે કે જેમ ખોલલી હવામા કશરત બની શકે તેમ સારૂં. આ કાયદા ઉપરથી સવારીની કશરત એકનખે "ડાનસ" કરતાં પણ ચડતી છે. કશરત કરતી વેળા આપણા ફેફસાં વાટે જોરથી દમ ચાલેછે, અને જેટલો જોરથી દમ ચાલે તેટલાં ફેફસાં વધારે ઉંચકાયછે તથા તેટલી વધારે હવા દમમા જાયછે અને તેટલો વધારે ગુણ થાયછે. એટલા માટે ઘરમા અથવા બંધીઆર ઓરડાના કરતાં ખોલલી હ

વાની કશરત વધારે ફાયદાકારક છે. જોકે તનદરોસતી જાલવવાનો આ એક કાયદો છે કે જારે બદન ઉપર પરસેવ પડેલો હોય તારે તે પર પવન ખાવો નહી, તોપણ ખોલલી હવામાં કશરત કરવાથી આ કાયદો તુટેછે, તે છતાંબી ઈજા થતી નથી.

કશરતમા વીદીઆ એવું શીખાડેછે કે જે વખતે કશરત ચાલતી હોય, તે વખતે જો અંગમા ગરમ કપડું પેહેરેલું હોયતો પછે તે વખતે પરસેવ પડવા છતાં તેટલો વખત હવા લાગાથી નુકસાન થતું નથી, પણ જેવી કશરત બંધ પડી કે પછે પરસેવથી ભીના દીલ ઉપર પવન લાગવા દેવો નહીં. એટલા માટે પવન લાગવાના કાએદાને વંટીક એક કોરે મેલીને ખોલલી હવામા ચોકશ કશરત કરવાની ગજબુત ભલામણ કરવામા આવેછે. ઈંગરેજોની ઘણુંખરી કશરતો ખોલલી હવામાજ હોયછે. ઈંગલંડની કશરતશાળાઓમા બંધ ઓરડાઓ પણ કશરત કરવા માટે રાખેછે, મગર જારે વરસાદ ઈઆ ઠંડીને લીધે બાહેર કશરત નહી બની શકે તારેજ તે ઓરડાઓનો વધારે ઉપયોગ કરવામા આવેછે. બાકી ઘણીખરી કશરતો હવા વાળી જગા મધે હોયછે.

એ પરમાણે બાંનુઓને ખોલલી હવાની કશરતનો લાભ લેવાનો ઉપાય સવારી છે. બઈરી જાત ઘોહેસવાર થાય એ ખેઆલજ કેટલીક બાંનુઓને કમકમાટ ઉપજાવનારો લગશે, પણ એ માતર લાંબા વખતની ચાલતી આવેલી છંટ છે. અસલી ઈરાન મુલકમા ઓરતોએ ઘોહેસવાર થઈ તરેહવાર હીમતના કામો કરેલાં આપણ જાણીએ છઈએ. હીંદુસતાનમા રજપુત, મરાઠા વગેરે લોકોમા ઓરતોમા સવારીની કસરત સધારણ હતી. હમણા પાછળથી એ રાબેતો નીકલી ગયોછે અને તેથી એ ઘણું કહોર લાગેછે, પણ યુરોપીઅનોમાંતો ઓરત જાત એ કશરતનો ભારી ઉપયોગ કરે છે. પોતાના મરદ સાથ તેઓ દરરોજ સવારીએ જાયછે અને લાંબી મંજલ કરી પોતાના બદનને કશરત આપેછે. તેઓ સવારી કરતી વેળા કોઈબી રીતે કઢંગાં, ઈઆ બેડોલ, ઈઆ નકારાં લાગતાં નથી. તેઓનો દેખાવ વધારે ખુશનુમા અને તેઓ પોતે વધારે ખુશી દેખાયછે તથા આપણુ સરવેની તેથી ખાતરી થાયછે કે સવારીની કશરત ઓરતને તદન બને એવી, માફક આવતી અને છાજતી છે.

કસરત કરતાં બદનને રગડ આપવી પડેછે અને રગડ કરતાં માણસ જલદી કંટાલેછે. એટલા માટે કશરતો એવી હોય કે જેથી બદનને મેહેનત પડવા છતાં મંનને ખુશી, મોજ ઈઆ ગમત ઉપજે અને તે ઉલટમા બદનની થાક ઈઆ મેહેનત માલમ નહી પડે, તો તેવી કશરતો વધારે પસંદ કરવાં જોઈએ. સવારી એ કીસમની કશરત છે, તે ખોલલી હવા મધે થવાથી, હવાની લેહેર તથા તાહાડકથી ઘણી તાજગી અને કરાર મળેછે. વળી એકની એક જગા પર નહી પણ એ કશરત કરતી વેળા લાંબા તફાવત વચે જુદી જુદી જગાઓ, જુદા જુદા દેખાવો પસાર કરવા પડેછે અને તેથી માગજને ઘણું સોહોવાઈ જાયછે, નવરાંત મળેછે, અને આનંદ ઉપજેછે. સવારીની કશરતનો તીજો લાભ એ છે કે ઘોડા જેવું ઉમદા, અખીરી ખવાશનું જાનવર જેના ઉપર એ કશરત થાયછે તે જાનવર પોતેજ પોતાના મરોરથી, પોતાની સોભાથી, પોતાની લટક ચાલથી, પોતાની તાબેદારીથી બેસનારને ખુશી ઉપજાવેછે, બલકે પેઆર અને બીજા ખુશ મીજાજ ઉસકેરેછે.

એતો બાજી કશરતો સાથ સરખાવતાં સવારીની કશરતના ખાસ ફાયદા થયા, પણ એ બદનને પોતાને ખરી કશરત શું થાયછે, તે પણ જરા જણાવવું જોઈએછે. સવારીની કશરતમા આખાં બદનને ગતી મળેછે, પણ અગત કરીને બદનના ઉપલા ભાગોને તેમા વધુ કશરત પડેછે. બરડો, થાપો, છાતી, ગરદન તથા હાથને એ કશરત તદ્દે સારો માહાવેરો પડેછે. એ ભાગો રગડીને મજબુત તથા કુવતમંદ થાયછે અને તેમના બાહેરના ગોટલાં તેમજ અંદરના અવીઅયોને સારી શકતી વધેછે. આ કશરતમા દમ જલદી ચાલેછે, લોહી જલદી ફરેછે, દીલની ગરમી વધેછે, પરસેવ સારીપઠે છુટેછે અને ચરબી જો વધારે હોયતો તવાયછે. એ ૫ છલાં કારણને લીધે, જેઓ વધારે ફરબે હોય તેઓને સવારીની કશરતની અગત કરીને ભલામણ કરવામા આવેછે. સવારી તરેહવાર ઢપની હોયછે, પણ કોઈબી ઢપની એ કશરત બાંનુથી નહીં બને એવી નથી. અગત કરીને ઘોડાના ચારે પગે દોડવાની કશરત ("ગાલપ") મા ગોયા એક પાલખીમાં આગાંની થાં જતા હોઈએ તેમ લાગે છે. આ કશરત લગાર મેઘી છે અને સઘળી બાંનુઓથી તેટલા માટે બને એવી નથી, પણ જેઓથી બને, જેઓને અવસર હોય, જેઓ પાસ ઘોડાબી પઈસા હોય તેઓમા આ કશરતનો શોખ વધવાની અમે ઘણી આરજુ રાખીએ છઈએ.



## રગતપીતનો રોગ.

માણસ જાતને થતાં દુખદાએક અને હરામના દરદોમાં એક આ રગતપીતનો રોગ છે. એ દુખે હમણાં આપણા શેહેરમા લગાર વધારે ધેઆન ખેંચયું છે, કેમકે આપણી ટાપુના પંકાયલા તબીબ ડાકટર ભાઉ દાજી તરફથી એવું જાહેર થયુંછે કે તેઓએ આ ભયંકાર દરદનો ઉપાય શોધી કાહાડયો છે. જેમ કોલારામાં તથા બીજાં ઘણાક દરદોમાં ચોકસ ઉપાય કરવાને વઈદક શાસ્ત્ર આટલાં બધાં પોતાના બળ છતાં હજી નીગફળ થાયછે, તેમજ આ રગતપીતના રોગ ઉપર હજી સુધી કોઈ પણ ચોકસ ઈલાજ ચાલી શકતો નથી. જુદી જુદી વખતે જુદા જુદા વઈદો તરફથી જુદા જુદા ઉપાયો આ દરદને માટે થોડા કે ઘણી સીફારસ સાથે જાહેર કરવામા આવેછે, પણ બીજાઓ તેના ઉપર બેવીસવાસપણે જુવેછે. કોલારા ઈઆ બીજા દુશટ મરજીની મીશાલે આ રોગ કાંઈ દરદનો તતકાલ અંત આણતો નથી. એ દરદ ઘણાં વરસો સુધી ચાલેછે અને પોતાના શેકારને જીંદગી ભોગવવા દીએછે, તોપણ એ દરદ પોતે સાજું નહી

થાય એવું ગણાતું આવયુંછે અને તેનુ દુખ એટલું બુરૂં
છે કે જેબી ધર્ણી એનો ઈલાજ બતાવે તે માંણસ જાત ઉ
પર એક મોટો આસીરવાદ બખશે અને મોટો ઉપકાર કરે
એટલો તેનો ગુણુ જાણુવામા આવેછે. ડાકટર ભાઉ દાજી પો
તાના એલાજ ઉપર ધણો વીસવાસ રાખેછે અને કેટલાક દ
રદીઓ તેથી પોતાને આરામ થયલો જણાવેછે. પણુ જાંહાં
સુધી એ ઈલાજ છુપા રહયાછે, તાંહાં સુધી તેમની ખુબી ચો
કસ પુરવાર થતી નથી.

અગત કરીને એશીયાખંડના લોકોમા રગતપીત વી
શે ધણો ભય ચાલેછે અને તે પુરાતન વખતથી છે. અસ
લી જમાનાઓથી આ રોગ ખાકી માણુશ જાત ઉપર વાર
શા દાખલ ઉતરપોછે અને તે એટલી દરામની સુરતે માણુશ
ના બદન ઉપર પરગટ પડેછે કે છેક તે વખતથી તેના તરફ
મોટો ધીકાર બતાવામા આવેછે. એક મરકી અથવા એક
આફતથી જેમ લોકો દરે તેમ આ રોગ વીશે અસલના લો
કો દર બતાવી ગયાંછે અને ગોયા એ રોગ કાંઈ પરજા તર
ફનો અપરાધ હોય અથવા કોઈ અપરાધની સજા હોય તેટ
લા ધીકારથી અસલના લોકો તેને ગણી ગયાં છે. બાઈબલ
અને બીજાં અસલી ધરમ પુસતકોમા એ રોગને ઘણુા બીહા
મના આકારમા મેળપોછે અને રોગવાલાં માણુશને મંડલીથી
દુર કરવા, તેને નહી અડકવા અને તેની આગલથી નાહાસી
જવા જેટલો દર બતાવેલો છે. જારેબી માણસોને શરાપ દે
વો હોય તારે કોહોર અને રગતપીતના શરાપ આપવામા
આવેછે. કોઈવાર એ દરદીઓના એકઠા આખા ટોલા દે
શ બાહાર જઈ વસેલા જણાયલા હતા. આજના વખતથી
એ રોગના ભોગ જે ઘણાખરા ગરીબો હોયછે, તેમને હેલા
એદી હાસપીટાલ મધે રાખવાની ભલામણુ કરવામા આવેછે.

પણુ આ રોગ સંબંધી આગલો ધીકાર હાલના વખ
તમા ઘણો ઓછો થયોછે. તેવાતો રગતપીત સંબંધી હા
લના જમાનાની વંધારે સારી સમજને લીધે હોય અથવા
એ રોગ હાલના કરતાં અસલ કાંઈ વધારે જબુન આકાર
પકડતો હોય. પેહેલી અટકલ વધારે ખરી છે. રગતપીત
વીશેની સમજ જો કે પુરતી નહી તોપણુ સારી વધીછે.
માણુસ સમજવા લાગુંછે કે આપણુ દરએક જણુ ખામીવા
લાં છઈએ અને આપણું ફાંની તન કાંઈને કાંઈ છુપાં દર
દને આધીન છે. માટે એક ખુદરતી દરદને ખાતર આ
પણુાજ સરખા એક ભાઈબંધને હીનવો તે આપણે પોતા
ને હીનવા બરાબર છે. એવા આપણુા ભાઈબંધ ઉપર તો
આપણી વધારે દયા લાગવી જોઈએ, તેના દુખમા આપણે
વધારે ભાગ લેવો જોઈએ, તેની આપણે વધારે મા
વજત કરવી જોઈએ. રગતપીતના દરદીને સારો ખો
રાક, સારી હવા, સારાં કપડાં, તનની સફાઈ વગે
રેથી ઘણો ફાયદો થાયછે અને આજના વખતમા વ
ઈદક શાસ્ત્ર એટલું પણુ શીખાડેછે કે જો એ રોગ શરૂઆત
મા હોયતો ચાંપના ઉપાયો, પરહેજી અને સફાઈથી તે દુર
વટીક થઈ શકેછે આ અનુભવ પછે જો માણુસ આગળા
વેહેમને વલગી રહી આ માઠાં ભાગ્યેગના દરદને હીનેતો તે
પાપી ઠરેછે અને ખોદાતાલાને અપમાન કરેછે.

રગતપીત માતર એક ચામડીનો રોગ છે અને તેનું
મુળ બગડેલું લોહી છે. "ઈસકરાફોઉલા" નામની બદન
ની દરદી હાલત, જે દરદી લોહી અને બદનના ખાંધાની
નબલાઈ સાથ નીશબત રાખેછે અને જે હાલતમાથી ખહી
તથા બીજાં તેને મળતાં દરદો થાયછે, તેજ હાલતનું એક પ
રોનામ રગતપીતછે. બદનને પુરતી પુશટી નહી મળે, ખો
રાક પુરતો નહી હોય અથવા હોવા છતાં તે સારી પઠે જ
રપત થઈ લોહીને પોશન નહી કરે તેથી લોહી બગડેલી અ
ને રોગીશટ હાલતમા રેહવા પછે રગતપીત ઉતપન થાયછે.
તેમજ મેળું શરીર, મેળાં કપડાં, તથા બીજી ગલીચીથી પણુ
લોહી બગડીને આ રોગ થઈ આવેછે. ઘણુા મુફલેશ લોકો,
જેવા કે ભીખારી, ફકીર ઈતીઆદીમા એ રોગનો ફેલાવો વધારે
જોવામા આવેછે, તે એટલાજ શબબથીછે. પણુ બીજા હાથ ઉપ
ર કેટલીકવાર સારી હાલતવાલા તવંગરોમા પણુ એ રોગ ન
જરે પડેછે, તે અલબતાં ગરીબાઈ અથવા અધુરા ખોરાક
સીવાએ બીજા શબબોથી લોહીનો બીગાડ થવાથી હોયછે.
એ રોગ વલી હોધે ઉતરતો છે, મા બાપને થયો હાયતો બ
ચાંને પણુ થાયછે. કોઈવાર રસી લાગવાથી એ રોગ બીજા
ને થાયછે, પણુ તોબી તેને ઉડતા રોગમા ગણુવાને ઘણુા ડા
કટરો ના પાડેછે.

હવે લોહીમા બીગાડ થવાથી આ રોગમાં બદન ઉપ
ર શું ફેરફાર થાયછે ? ઉપર કહયું તેમ એ ચામડીનો રોગ
છે અને તેનુ ઘણુ ખરૂં દુખ સઘલું બદનની બાહેરથી શ
રૂ થાયછે; એ રોગ ૧૫ થી ૩૦ વરસ શુધીનો વએમા વ
ધારે થાયછે અને કોઈ વખત માતર બે ચારતો કોઈવાર ૨૦
વરશ શુધી તે જારી રેહછે. કેહછે કે ઓરત કરતાં મરદ
મા તે વધારે થાયછે અને દેશના માહેલા ભાગ કરતાં કોસ
ટાઓ ઉપર તેનો વધારે ફેલાવો હોયછે; એ સઘલી હાલ
તમાં તેની મુખીઅ અસર ચામડીને લગતી પતલી ઝીલી
ઉપર થાયછે. ચામડીનું એકજ પડ નથી. એમા જે પત
લું ઝીલીનું પડ છે, તે આ રોગમા શખત થાયછે અને
તેના નોહના નાહના છુટા કકડા બંધાઈ અથવા ગંઠાઈ જા
યછે અને એકેકની ઉપર એ સુકા ગાંઠ એકઠા થઈ માણુસ
ની ચામડી માછલીના ભીંગરાં જેવો આકાર પકડેછે. રગ
તપીતથી ચામડીમાં થતો પેહલો ફેરફાર એ છે, પણુ તાર પ
છે તે ઘણો દરામનો આકાર પકડેછે. ચામડી કોઈવાર
સુજીને તે પર ગાંઠ અને ટેકડા બંધાયછે અને કોઈવાર
રંગ બદલાઈ ચામડી સુહુન મારી જાયછે. આ પછે એ
રોગ જે ભયંકાર દેખાવ પકડેછે તે જાંણીતો છે અને તેનું
અતરે બેઆન કરવાનું દરૂસત નથી. એટલુંજ કે તેમા
શેવટે બદનના ભાગો ખરી જાયછે અને અતીશય પીડાકા
રીથી દરદી મરણુ પામેછે.

અલબતાં આવા એક રોગમા સંભાલ અને જતન
ઘણીજ જરૂરની છે. એને માટે ચોકસ ઉપાય નથી, તોપ
ણુ વઈદો જે ઉપાય ફરમાવેછે તેની મતલબ એ રોગમા બ
દનના માહેલા બીગાડને સુધારવાની છે. લોહી તથા બીજા
માહેલા પરવાહીની અપવીતરાઈ દુર કરવા, ખોરાકને બરો
બર પચતો કરવા, અને ચામડીની ખોહેલી શક્તી તેમા પા
છી લાવવાની મતલબ ધરાવનારી દવાઓ આપવામા આવે
છે. એટલા માટે ગરમ પાંણીએ નાહાવું, કઉતીની દવાઓ,

ફથરત, અને ચામડી નુછવાના બરશ વગેરેની મુખીઅ મદદ લેવી પડેછે. જેમ બને તેમ તાજો અને પુશટીકારક ખોરાક, તેમા મુખીઅ કરીને ગોસત; દુધ, માખણ, ઘી, ઘઉં, બેડાં અને પટેટા વગેરેની માવાદાર તરકારીની ભલામણ કરવામા આવેછે. તીખી, ખાટી, વીસરી, ઘણી મીઠી, વાસી અને કેફી ચીજોની શખત મના કરવામા આવેછે. બીજી જે ઘણી મોટી જતન આ દરદીમા જોઈએછે તે સફાઈનીછે. દરરોજ અંગને ગરમ પાણીએ સાફ કરવું અને દરરોજ સોજાં કપડાં બદલવાં એ વગરતો ચાલેજ નહી. તેમજ વળી આ રોગના માણશને કસરત પણ જરૂરનીછે અને કસરત વગર પણ ઉપલી સધલી જતન ફોકટ છે. ઘણી શખત કસરતની કાંઈ જરૂર નથી, પણ દરરોજ સહવાર સાંજ ચાલવાની કસરતનેતો દરદીએ પડતી મેળવી નહી જોઈએ. આવી પરહેજી અને જતન ઘણી મુદત સુધી જરાબી અટકવા વગર જારી રાખવાથી રગતપીત શરૂઆતમા હોયછે તો તદન દુર થાયછે અથવા કોઈવાર તે વધતો અટકી પડેછે.



## માહારાંણીને રેહવાનો એક મેહેલ.



સ્ત્રી બોધની વાંચનારી બાનુઓ આગલ ગયા અંકમાં લંડન શેહેરના રઈએતના એક મેહેલનું ચીતરં તથા બેઆન આપયું હતું; હવે આ અંકમાં લંડનની આગળ માહારાંણીજીના એક મેહેલનું ચીતર અને બેઆન આપીએ છઈએ. તે મેહેલને બાંધતાં ૧॥ કરોર રૂપીઆનો ખરચ લાગો હતો. આ મેહેલને બાંધતાં નહી પણ તે બંધાવા પછે આજસુધી તેને ફકત સમારતાં ૧ કરોર રૂપીઆ લાગા છે. તે મેહેલનો એક ભાગ ૯૦૦ વરશનો જુનો હતો; આ મેહેલ પેહેલો બાંધયાને ૮૦૦ વરશ થયાંછે. તે પારલામેંટનો મેહેલ હતો, આ વીંડસર કાસટલનો મેહેલ છે. માહારાંણીજી જારે લંડનમા રેહછે, તારે આ મેહેલમો ચોકસ મોસમપર ઉતારો કરેછે. જો કે તે મેહેલ છે તોપણ તેને કીલલા (કાસટલ) નુ નામ આપેલુંછે, અને મેહેલના જેટલી ખુબસુરતી છતાં ખરેખર તેમાં કીલલાના જેટલી મજબુતી પણ છે. જો કે મેહેલ તરીકે તેમા રેહવાયછે, તોપણ કીલલા તરીકે તેમાં બચાવ કરી શકાય એવી રીતે તેને બાંધયોછે અને વલી જારે અગત પડે તારે કામ લાગે તેવી સારી હાલતમા તેને રાખયોછે. પણ આજ ઘણા જમાના થયા એ મેહેલ કીલલા તરીકે ખપમાં આવયો નથી અને ખોદા તેનો એ ચહડતો સેતારો જારી રાખે !

લંડનથી ૨૧ માઈલ દુર વીંડસર નામનું ગામ આવેલુંછે, તે ગામમા આ મેહેલ બાંધયોછે. વીંડસરથી આસરે ૪ માઈલને તફાવતે ટેમસ નદી ઉપર "માગનાચારટા" નામનુ ટાપુ છે, એ નામ તેને "માંગનાચારટા" ("માહા ભારત ખત") ઉપરથી મલયુંછે, કે જે સનદ ઉપર સને ૧૨૧૫ માં સહી કરવાની ઈંગલંડના રાજા જાનને ફરજ પાડવામા આવી હતી, અને જેથી ઈંગરેજોને છુટાપણું મલયું હતું. તે ખત આવઠ ઉપર થવાથી તેને એ નામ આપવામા આવીઉંછે. આ ગામ પડોશમા પાંચ માઈલ ઉપર "વરજીનીયા વાટર" નામની એક બીજી જગાને માટે પણ જાણીતું થયલુંછે, કે જે જગા ઉપર નાલાં હોનરથી બનાવેલાં નાલાં, ખડક, વગેરેથી ખુદરતને મલતો પણ ઘણો ખુબસુરત દેખાવ આપવામા આવયોછે. વલી એ વીંડસર ગામમાં એક મોટું અને નામીચું જંગલ આવેલું છે, કે જેનો ૧૮૦૦ એકરનો વીસતાર છે. એ રણમાં મુખીઅ ઓકના જાહાડ છે.

આ વીંડસર ગામમાં જાંહાંથી ટેમસ નદી વેહેછે, તેની નજદીકમાજ ઉપલો વીંડસરનો મેહેલ બાંધેલોછે. આ મેહેલમા દાખલ થવા આગમચ તેનો જે બાગ આવેછે, તે ફકત બાગજ ૫૦૦ એકરનો વીસતાર ધરાવેછે. એ ઉપરથી તેમજ એ મેહલને બાંધવાનો નહી પણ ફકત તેની મરામતનો ખરચ જે રૂ૧) કરોરનો ગણાયછે તે ઉપરથી આ મેહેલ કેવો નામીચો હોવો જોઈએ તેનો પુરતો ખેઆલ પણ મનમા ઉતરયે નહી. એ મેહેલેનો દેખાવ બાહેરથીજ ગંજાવર લાગેછે. તે દુરથી હુવામાં એક મસ મોટી જગા રોકનારી હવેલીનાં જેવોછે, અને તેના બુરજો તથા કંગુરા ભારી ઉંચાઈએ વાદલાંઓ સાથે વાત કરતા હોય તેમ દબદબાથી ઉભેલા દેખાયછે. ઉપલાં ચીતરમાં એ મેહલનો માતર એક છેડા તરફનો દેખાવ ચીતારયોછે, પણ તે કાંઈ તેની ઘટાનો ખેઆલ મનમા ઉતારવાને બસ નથી. એ મેહેલ છેક ૮૦૦ વરશ પર "વીલીઅમ ધી કાનકરર" રાજાએ બંધાવયોછે, તાર પછે તેમા ઘણા ફેરફાર થતા આવયાછે, પણ સઉથી મોટો ફેરફાર તેમા માહારાંણી વીકટોરીયાની આગમચ થઈ ગયલા રાજા ચોથા જારજે કરયો હતો.

આ મેહેલમાં લંડનથી ૧ કલાકમાં રેલવેથી જવાયછે, જેથી તે લંડનમાજ હોય તેમ લાગેછે. એ મેહેલમા ઘણાંક શુંદર દીવાનખાનાંઓ છે, જેમાના મુખીઅઓનો થોડોક હેવાલ હીઆં ઉતારીએ છઈએ. "સેંટ જારજીસહાલ" નામના દીવાનખાનામા નામદાર રાંણી પોતાના ઉમરાવોને નાઈટના ખેતાબનો ચાન પેહેરાવેછે. એ દીવાનખાનુ ૨૦૦ ફુટ લાંબુ અને ૩૪ ફુટ પોહલું છે. હીઆં રાંણીને માટે શુંદર તખત છે, તથા તેની દેવાલ ઉપર ઈંગલંડના આગલા પાદશાહાઓની તસવીરો તેમજ આગલા નાઈટોનાં નામ અલમત વગેરે લટકાવયાંછે. નામદાર રાંણીને મલેલી કેટલીક કીમતી બેટો પણ હીઆંજ મેલીછે, જે મધે ટરાવનકોરના રાજાએ મોકલાવેલી શુંદર

અંમારી, પાલકી તથા ગાડી, તથા ટીપુ સુલતાનનાં વખતની એક ટોપ આ દીવાનખાનામા ગોઠવીછે. જારે માહારાણી ખાંનુ આપેછે, તારે આ દીવાનખાનામા ખાનુ થાયછે, અને પાસે એક મોટાં તથા શુંદર દીવાનખાનામાં "બાલ" થાયછે, કે જેની સઘલી દેવાલ નાદર તસવીરોથી ભરેલા છે.

વીંડસર કાસટલનુ એક બીજું મોટું દીવાંનખાનુ તે છે કે જેમા માહારાંણી સાહેબ લોકોની મુલાકાત લેયછે. તેની સીલીંગ, જે ઉપર ફરેશતાઓ વગેરેની તસવીરો પાડેલીછે, તાંહાંથી તે તેની જમાન સુધી સઘલા ભપકા અને સણગારમા કશી મના નથી. તેની દેવાલ ઉપર "ગાબલીન" જાતના ભરતના રોણકદાર ચીતરો છે. તેની પાસેના એક ઓરડામાં રંગીન કાચ ઉપરની તસવીર છે. એક દીવાનખાંનું આખું "વાટરલુ" નામનુ છે. "વાટરલુ"ની નામીચી લડાઇ કે જેમાં, ઈંગરેજ બચાએ આખાં યુરોપને ધુજાવનાર નેપોલીઅનને શીકસત ખવાડી હતી, તે લડાઈની વખતના સઘલા પાદશાહાઓ, સરદારો, વગેરેના ચીતરો આ દીવાનખાનામાં છે જે મધે તે લડાઈ જીતનારા નામાંકીત ડયુક આફ વેલીંગટનની ફતેહના પોશાક સાથની તસવીર છે. "શાહાજાદી" ને નામનુ દીવાનખાનું વલી જુદાજ ઠાઠથી દીપેછે.

"ગારડ" ના દીવાનખાંનામાં સઘલી લડાએક નીશાનો ભરીછે. વેલીંગટન અને નેલસન જેવા ઈંગરેજ સુરાઓના બાવલાં તથા આખાં બખતર સાથના મોટા આકારો હીઆંછે, નેલસનનુ બાવલું તેનાજ વાહાણના ડોલ ઉપર ગોઠવેલું છે તથા તેની આજુ બાજુએ પંજાબની લડાઈમાં જીતેલી ટોપો છે. આજ મેહેલમાં રાંણીનું રૂપાંકામ બે ઓરડાઓમાં ગોઠવયુંછે અને એ ઓરડા આગમા નહી બલે એવી રીતે બનાવયાછે, એ ઉપરાંત "વીંડમર કાસ્લ" માં બીજા ઘણા ઓરડાઓ છે. એકેક ઓરડાને ચોકસ જમાનાનુ નામ આપી, તે ઓરડાની બાંધણી તેજ જમાનાની રાખીછે, તથા તે ઓરડાનો સણગાર પણ તેજ જમાનાની ઢપમા કરયોછે, જેથી આ મેહેલમા આગલા વખતના ઓરડાઓનો ગોયા એક સંગરહ કરયોછે. આ મેહેલનો પેહલ વેહલો દાદરજ, તે ઉપરના બાવલાં તથા હથીઆરોના સણગાર સાથ અતીશય ભપકો મારેછે. મેહેલના છેક ઉપરના મજલાપરથી બીજું ૧૦૦ પગતી ચહડવા પછે છેક ઉપરના બુરૂજપર જવાયછે, જાંહાં અસલ રાજકુવારી કેદીઓને રાખતા હતા. આ મેહેલને લગતું એક ખાશ દેવલ જુદું બાંધેલુ છે.

—ooOoo—

## લોહડાં ઉપર "લોહરાં."

સ્ત્રી બોધના એક છેલા અંકમા "કોરીની કાંહાંની" એવાં મથાલાં હેઠલ ચીનાના કોરાં પેહલવેહેલી યુરોપમા દાખલ થઈ તારે તેના ઉપર કેવી કાહાંની વીતી હતી તેનું બેઆન આપવું હતું. હવે આ અંકમા એવીજ રીતે લોઢાં ઉપર વીતેલા ગજબ અને કાંહાંનીનું થોડુંક દાસતાન આપીએ છઈએ, જે વાંચનારી બાંનુઓ કહવા વના રેહશે નહી કે લોહડાં પરખી થોડાં "લોહરાં" પડયાં નથી. આજે દુનીઆંના ઉદપોગમા લોઢાંએ મોટો ભાગ લીધોછે. આપણી જમાદાંના સાથ લોઢું જોડાયલું છે. દરએક કામમા લોઢાંનો ખપ પડેછે. લાકડાં કરતા લોઢાંનો ઉપયોગ વધતો જાયછે. ખાવા, પીવા, પેહેરવાના હોનરોમા—ખેતીવાડી, મુસાફરી ઇઆ રેહેવા કરવાના ઉદોઓગોમા જાંહાં જોઈએ તાંહાં લોઢાનું કામ વધતું જાયછે. એક ઝીણા ખીલાથી તે મોટાં બાઇલરો અને બાફના સાંચા લોઢાંના બનેછે. મનવારો અને વાંહાંણો લાકડાંને બદલે લોટાંના બનેછે. ટુંકમા આજને કાલતો લોઢું ઉદોઓગનો રાજા છે અને આ જમાનાને "લોટાંનો જમાનો" કેહછે, પણ એ માહ કીમતી વસતુનો આટલો ઉપયોગ સેહેલ સુહુજે થયો નથી. ફકત ઈંગલંડ દેશનો દાખલો લઈશું તો જણાશે કે તાંહાં કારખાંનાનો ઉદપોગ કેટલો બધો વધયોછે, તો પણ તાંહાં વટીક લોઢાં ઉપર થોડાં "લોહરાં" પડયાં નથી.

સાધારણ વીચાર હેવોછે કે ઈંગલંડમા રોમન લોકો ચહડી આવયા, તે વખતથી લોઢાંની ખાન ખોદવાનો ઉદયોગ ચાલતો હતો. એ ખેઆલ ખોટો છે. છેક પાછલા જમાના સુધી લોઢાંના ઉદપોગની એ બળવંત દેશમા નવાઇ હતી. તે હાંઆંસુધાં કે ૩ જા. એડવરડ રાજાના ખજાનાખાંનાના મધેની તપેલા, કહડા વગેરે લોઢાંના વાસણો પાદશાહી ઝહવેરાત લેખે નોધેલાં હતાં. ઈસપાંનીઅરડ લોકો જે વખતે જાહોજલાલીમા હતા, તે વખતે "આરમેડા" ના લડાએક કાફલામા ઈંગલંડના લોટાં કરતાં સપેન દેશના લોઢાંની વધારે કીમત ઉપજી હતી. ૧૪ મી અને ૧૫ મી સદીમા સપેન તથા જરમની દેશોથી લોઢું ઈંગલંડ આવતું હતું. તાર પછે સુવીડન દેસે એ બાબે મોટાઈ મેલવી હતી અને છેક ૧૮ મી શદીની અધવચ સુધી ઈંગલંડમા ખપતાં લોઢાનો પોણો ભાગ સુવીડન દેશથી આવતો હતો. એ રીતે જોતાં લોખંડી ધંધામા ઈંગલંડે હાલ જે બુજરગી મેળવી છે તે માતર તરતની અને થોડા વખતની છે. ઘણું તો એક સદીમા ઈંગલંડ દેશના લોઢાંના કારખાંનાઓએ આટલી બધી અરસાઈ મેળવીછે.

લોઢાંનો ઉદયોગ ઈંગલંડમા આટલી લાંબી મુદત સુધી પડતો રેહેવાના શબબ દીસતા છે. લોઢું ખાનમાથી ખોદવા પછે તેને ગાડવાની ભઠીઓમા આગલા વખત ઉપર લાકડાંનો ઘણો ખપ પડતો હતો. લોઢાંનો એક લાથો બનાવા મારે હાલ જેટલો કોલસો ખપેછે તે કરતાં ચાર ઘણું લાકડું ખપતું હતું અને લોટાંના "બાર" બનાવા પાછળી કોલસા કરતાં સાત ઘણું વધારે લાકડું જોઈતું હતું. એ કતો આગલા વખતમા કાંઈ રેલવે નહી હતો, તેમજ વળી ઈંગલંડના જંગલ થોડાં એટલે લોઢું ઉપજાવાના ઉદીઓગમા આ લાકડાંને લીધે મોટી અગવડ થતી હતી. લોટાંની ભઠી જંગલોની નજદીકમા બધવી પડતી હતી, પણ જાંહાંથી એ ભઠીઓ બંધાતી તાંહાં થોડાં વરસમા આખું જંગલને જંગલ કપાઈને સફા થઈ જતું હતું. લાંબહુરસટના જંગલમાંથી દર અઠવાડીએ માતર પાંચ ટન લાકડું કાપતાં બી દર વરસે બે લાખ મોટા ઝાડાંનો ખપ થતો હતો. એ મરપાંણું લેતાંનો કેંટ, સરરે અને સસેકસ નામના પરગણાઓમાના મોટાં રણ તદન નાશ પામવાનો વખત આવયો

હતો. ઘણીખરી લોઢાંની ભઠીઓ એ જંગલો આગળ બાંધી હતી અને તેથી ઈંગલંડના એ મોટાં જંગલોમા કોરાડીનો ખુબ મારો પડયો હતો.

પણ જંગલોનો નાશ કરવામા ઈંગલંડને એક બીજી ધાસતી હતી. આગળી સદીઓમા ઈંગલંડ એક મોટું દરીઆવરધી રાજ હતું અને દરીઆઈ લડાઈમા તેની બરોબર બીજું કોઈ ગણાતું ન હતું. તેની એ સઘળી મનવારો લાકડાંની હતી, જેને લાકડાંના કીલલા કેહેવાને ઈંગરેજો મગરૂર હતા. ઈંગલંડની એ દરીઆવરધી મોટાઈને ટેકવી રાખવા માટે તાંહાંના નામીચાં લાકડાંના જંગલોને અનામત જાલવી રાખવાની જરૂર હતી; માટે લોઢાંની ભઠીઓથી જંગલોનો નાશ જેવો માલમ પડીયો કે આ ભઠીઓ ઉપર બદનામી આવી પડી. લોટાંના કારખાંના ઈંગલંડની મોટી આફત અને શરાપની મીશાલે ગણાવા લાગાં અને જેમ બને તેમ એ કારખાંનાઓને બંધ પાડવા ઉપર દેશહીતકારી લોકોનું તથા સરકારનું ધેઆન લાગું. એટલા માટે ૧૬ મી સદીની આખરીએ ઘણાક ધારાઓ પસાર થયા, જેમા એક એવો હતો કે લંડનથી ૨૨ માઈલ સુધીના તફાવતમા કોઈએ લોટાંની ભઠી કાહાડવી નહી. આ હુકમથી સસેકસ ખાતેના ઘણા કારખાંનાઓ બંધ પડયાં. ૧૭ મી સદીમા ઈંગલંડ મધે જે માહોમાહેની લડાઈ ચાલી, તે વખતે પાદશાહી ટોલીવાળાઓના સઘળાં લોટાંના કારખાંનાઓનો નાશ કરવામા આવયો, પણ તેથી કાંઈ તે વખતે ધણીઓ સીવાએ બીજાઓ દલગીર થયા નહી. તે એટલે સુધી કે પાદશાહી પાછી ચાલુ થવા પછેથી સરકારે પોતે રાજની તરફના મોટાં લોટાંના કારખાંનાઓને ઉપલીજ ધાસતીને લીધે બંધ કરયાં.

એ વખતથી ઈંગલંડનો લુહાડનો રોજગાર તદન બંધ પડતો ગયો. સને ૧૭૪૦ મા આખાં ઈંગલંડ દેશ મધે સઘળી મળીને માતર ૫૯ ભઠીઓ હતી, જેમાની માતર ૧૦ ભઠીઓ સસેકસના મુખીઅ મથક ખાતે હતી. થોડાં વરસ પછે સસેકસમા એક પણ ભઠી રહી નહી અને એ કારખાંના બીસમારં થઈ ગયાં. લોહાડના હથોડાનો રાત દીસ જે આવાજ ચાલતો હતો તે ચુપ થઈ ગયો; ભઠીઓના આતશ બુજવાઈ ગયા. ધમનના ફુંફારા બંધ પડયા અને તે પરગણું ખેતીવાડીની પોતાની આગળી હાલત ઉપર પાછું આવી ગયું. ભઠીઓને લગતા કેટલાક અંબારાઓમા જવ વગેરેનો પાક ઉગાડયો; બીજા અંબારાઓ આસપાસના બગીચાઓમા શુંદર સરોવર જેવા થઈ પડયા; અને બાકીની ભઠીઓના કુવા તલાવના પાંણીથી રેંહેંટ અને ચકીઓ ચાલતી થઈ. તાર પછે લોટાંનો ઉદયોગ પાછો સજીવન થયોછે, અને લોટાંનાં કારખાના તથા કારીગરીમાં ઈંગલંડે પેહેલી પદવી મેળવીછે. ઈંગલંડમાં કારખાંનાં એટલાં વધી પડીયાંછે કે જાંણે હજારો વરશથી એ ઉદીઓગ ચાલતો આવયો હોય. પણ ઉપલા હેવાલથી જણાશે કે માતર બે સદીનાઅઠી એ ઉદીઓગ નથી. તે કેમ થયો તેની તપાસ બીજા અંકમા કરીશું.

---

# લો કો.



## ટારટાર લોકો.

એશીયાખંડના મધીઅ ભાગનો મોટો મુલક જેને આપણ ટારટરી કહીએ છઈએ અને જેને તાંહાંના લોકો તુરકસતાન કેહેછે, તે દેશના લોકોની તપાસ ઉપર હવે આપણ આવીએ છઈએ. પારસીઓની પેહેલી પાદશાહાત એ દેશના એક ભાગ ઉપર હતી. જમશેદ અને ફરેદુન પાદશાહુઓના રાજ હીઆં થઈ ગયાં હતાં અને જરતોશત પેગામબરે પોતાની દીન પણ એ દેશમા જાહેર કીધી હતી. હીઆંથી હેઠલ ઉતરી આવતાં મીડીયા અને ઈરાંનના રાજયોને આપણા પુરાતન વડવાઓએ પાયો નાખયો હતો. પણ વળી તે બાકતરીયાની પાદશાહાતને દુખ આપનારા તુરાનીઓ, જે ઈરાંનની પાદશાહતની વેલા "સાઈકીઅનસ" ને નામે ઓલખાતા અને જે પાછલથી "તુરાંની" ગણાતા હતા તેઓની અસલ ભુમી પણ એજ મુલુકની ઉતરે હતી, અને આલેમી સર અલેજાંડર બરનસ આપણને કેહછે કે બોખારા શેહેરની હાલની તવારીખમાં પણ "અફરાશીઆબના મશહુર નામ" સાથ એ પુરાતન શેહેરને જોડવામા આવયું છે. આ ટારટાર લોકો તે ઈરાંનીઓના દુશમન તુરાનીઓ છે અને અસલ તુરાંનીઓની જે આદત અને ખવાશ હતા તે આજે એ ટારટાર લોકોમા જલવાઈ રહયાછે.

તુરકસતાન દેશ ઘણા ભાગોમાં વેહેંચાઈ ગયલો છે અને તે જુદા જુદા ભાગો ઉપર જુદા જુદા ખાનોનો અમલ ચાલેછે. સમરકંદ, બોખારા અને બલખ શેહેરો, તેમજ યારકંદ, કાશધર, કોકંદ, કુદુશ, બદખશાન અને બીજા મુલુકો પણ એશીયાના એજ ભાગમા ગણાયછે. તેમા વસનારા લોકો પણ ઘણી જાતમા વેહેંચાઈ ગયાછે, મગર તે ઘણાખરા તારતાર અથવા તુરકસતાંનીના આખાં કુટુંબમા સમાયછે. બોખારા, બલખ વગેરે ભાગના તારતારો અજબેગને નામે ઓલખાયછે અને તે ઉપરાંત ટરકોમાન, અને બીજી જાતો અને તેના વીભાગો કરેલાછે. કેટલાકોના ધારવાપેરે તુરકોમાન નામ "તુરક ઈમામ" ઉપરથી નીકલયુંછે, પણ સર એ. બરનસના ધારવા મુજબ તુરકમી ઈઆને "ભટકતા" એ બોલ ઉપરથી મજકુર નામ નીકલયુંછે. તેઓ સરવે મહુમદીઆન ધરમ માનેછે. મહુમદના ખલીફો સાથ મલી જઈ મહુમેદી પાદશાહાતનું બલ પેહેલ વેહેલું વધારનારા તેઓ છે, અને પછે તેઓમાથી હા

લના તરકી દેશનું રાજ યુરોપ અને એશીયાખંડ વચે ઉ
લું થયુંછે. ટારટાર લોકો હાલ ઘણી સવતંતર હાલતમાં
છે, તોપણ તેઓ તરકી દેશના સુલતાનને માન આપેછે અને
બોખારાનો મીર તે સુલતાનના ખેતાબોને માટે મગરૂર છે.

સુધ ટારટાર અથવા તરકોમાન ઉપર આવવા આગ
મચ ટારટરી દેશની નાહાની નાહાની સવતંતર કો
મોની થોડી તપાસ લઈએ. બદખશાનના રેહવાસીઓને
તાજક લોકો કેહેછે. તેઓ મંડળીઓમા રેહવાને ઘણું પ
સંદ કરેછે, અને પહરોણાગતના એટલા ખાએશમંદ છે કે
બરનસ કેહેછે કે તેઓના મુલકમાં રોટી અને નાન વેચા
તી મળતીજ નથી. આ લોકો બીજા ટારટારો કરતાં સુધ
રેલા છે, જોકે તેઓ મહમદીઆન છે, તોપણ જહનુનથી વે
ગલા છે. તેઓ ફારસી ભાશા બોલેછે, તથા કીરતારને
"ખોદા" બોલથી પીછાંનેછે, અને એવું પણ કેહેવાયછે કે
તેઓ અસલ ઈરાંની હતા, તથા ટારટારોનો તેમના ઉપર
હોમલો થવા આગમચ તેઓ બળખની પારસી પાદશાહા
તમાથી હીઆં આવયા હતા. બદખશાન અને યારકંદની
વચે પામીર નામનો પાહાડી દેશ આવેલો છે, તાંહાંના ટા
રટારોને કીરઘીસ કેહેછે. તાંહાં હંમેશ પાહાડોપર બરફ
રેહછે અને એટલી ઠંડી પડેછે કે કીરઘીસ લોકો આખાં બ
દનપરજ નહી પણ મોહડાં અને હાથો ઉપર પણ મેંટાંનું
ચામડું પેહરેછે. તાંહાં અનાજ ઉગતો નથી. કીરઘીસ
લોકો સઘલા ગોસત અને દુધ ઉપર જીવેછે. તેઓ આટા
નો ઉપયોગ પણ કરી જાણતા નથી અને જો તેમને લોટ
આપયો હોયતો તેની રોટી બનાવતા નથી, પણ તેને પકવા
નમા નાખીને ખાયછે. આ લોકો ભટકતા છે.

બદખશાંનની પડોશમા કાફરીસતાંનનો મુલક આવે
લોછે. તેમાં વસનારા ટારટારો તેઓ બકરાંના કાલાં ચાંમ
ડાં પેહરેછે, તે ઉપરથી તેમને "શીહાપોશ કુફરો" કેહેછે.
તેઓ મહમદી ધરમને મળતો મજહબ પાલેછે, પણ બીજા
મહમદીઆનો તેમને કુફર કેહછે. તેઓ હીંદુ કુશને લગ
તાં ઉંચાં પાહડી મુલકમા વસેછે અને તેઓ ઘણીજ જંગ
લી હાલતમાં છે. તેઓ રીંછ અને વાંદરાને ખાયછે, તીરોથી
લડાઈ ચલાવેછે, તથા પોતાના દુશમનોનું માથાંનું ચામડું
ઉખેડી કાહાડેછે. તેઓ અતીઘણી કેફ કરેછે તથા પોતાના દેશ
માં સોનાંની ખાન મળી આવેછે તેના વાસણો બનાવેછે. કે
ટલાકો એ લોકોને યુનાની ઓલાદના ધારેછે. તેમની ઓ
રતો ઘરની બાહેર એટલું વહીતરું કરેછે કે હોળ ખે
ડવામા તેણીઓને બલદની મીશાલે જોતરવામા આવેછે.

યારકંદનો મુલક ટારટરી અને ચીનની સરહદ ઉપર
આવેલોછે અને ચીનને તાબે છે. ચીનના ચીનાઓ તથા
ટારટાર મુસલમાનો વેપારને માટે યારકંદ ખાતે ભેગા મળે
છે કે જાંહાંથી એકેકની શરહદમા દાખલ થવાની તેમને ર
જા નથી. યારકંદમા ચીનાઓની વસતી ૫૦૦૦નીબી ન
થી, પણ આસરે ૧૨૦૦૦ ટારટાર કુટુંબો વસેછે, કે જેઓ
ના હાથમા ચીનાઈ સરકારે રાજના હોધા રેહવા દીધાછે.
તુનગાની નાંમના ટારટારો સીકંદરના લશકરની ઓલાદમા
ખપવાનો દાવો કરેછે, પણ તે મુસલમાનો ચીનાઈ પોશાક
પેહરેછે, તેમાથી યારકંદી લશકર બનેલુંછે. એ લશકર ૧૪
અને ૧૫ વરસના છોકરાઓમાથી ઉભું કરેછે અને બીજાં
તેટલાંજ વરસ સુધી તેમની નોકરી લીધા પછે તેમને રજા
આપવામા આવેછે. આ ટારટાર લશકરમા પરણવાની મ
ના કરેલીછે અને જેઓ પરણેલા હોય તેઓને શેહેરથી ૧૫
મંજલ સુધીમા પોતાની બાયડીઓને લાવવાની મના કરેલીછે.

ટારટારોની કાલમક નામની એક જાત યારકંદ અને
તેની આસપાસ વસેછે. તેઓના મોટાં માણસો પોતાની
પીછાંણને માટે નવાઈ જેવી નીશાણ પેહરેછે. વડા તરીકે
ઓળખાઈ આવવા સારૂં તેઓ પોતાની ટોપી ઉપર સાબર
ના સીંગડાં ખોસેછે ! જેમ એક ટારટારની પદવી વધતી,
તેમ તે વધારે મોટાં ને સોભીતાં સીંગડાં પેહરેછે. યારકંદ
ના ટારટારો બીજા મુસલમાનો કરતાં એક વાતે સુધરેલાછે
અને તે એકે તેઓ પોતાની ઓરતો ઉપર જાપતી રાખતા
નથી. તેમની ઓરતો મરદનો દોસત મળવા આવે તારે
ઓરડામા બેસેછે, બુરખો પેહેરતી નથી, ઉંચી એડીના સોભી
તાં બુટ પેહરેછે. તેઓના માથાનો પોશાક પણ શુંદર હોય
છે અને તે ઓરતો પોતે ચેહેરે ઘણી ખુબસુરત છે. બોખા
રાના વેપારીઓ જારે યારકંદ આવેછે, તારે દરેક વેપારી ઉ
પલી જાતની એકેક ઓરતને ૧૫ કે ૨૦ રૂપીએ ખરીદ કરે
છે, તેની સાથ પરણેછે, તેના ઉપર ઘણો પેઆર કરેછે, અને
જારે તે વેપારી પાછો પોતાને વતન જવા નીકળે તારે તે મર
દ ઓરત રાજીખુશીથી તથા પેઆર ભરી મુલાકાત લઈ છુ
ટાં પડેછે. ટારટાર લોકો ઓરત જાતને ચાહેછે તથા કેટલા
કોતો માન આપેછે. એવો એક ટારટાર પોતાનું ઘર છો
ડી પોતાના ભટકતા ધંધા ઉપર જતી વેળાની તેની બાયડી
સાથની મુલાકાતનું એક ચીતર આ બાબતને મથાલે મેળયુંછે.

તરકોમાન જાતના સુધ ટારટારો આખું વરશ ભટક
તા ફરેછે. તેઓની મોટી મગરૂરી એ છે કે "અમે કદી
એક જાહાડ તલે અથવા એક રાજા તલે આરામ લેતા ન
થી." તેઓનો આ હેંકાર ખોટો નથી. વારી કે બાગ
બગીચા જેવું કસું તેઓ સમજતા નથી. તેઓ કોઈબી
રાજાને તાબે રેહેતા નથી. તેઓની આખી જીંદગી લુટ
અને ખુન કરવામાં ગુજરેછે અને તેઓ ફરજંદોને પણ બ
ચપણથી એજ તરબીએત આપેછે. તેઓનો એક બીજો
હેંકાર એ છે કે "ઘોડેસવાર ટારટાર માંને કે બાપને ઓ
લખતો નથી." તેઓ છેક અસલી જમાનાથી દખણના દે
શો ઉપર વખતે વખત ધસારો કરતા આવયાછે અને જંઘી
સખાંન તથા તેમુરના છેલા દાખલા તેની ગવાહી આપેછે.
એ ખરા ટારટારોની કુલે વસતી ૧॥ લાખ કુટંબની ગણ
વામાં આવેછે, પણ તેમાબી જુદી જુદી ચાતો થયલીછે. તે
ઓ જોકે અસલના જેવા રહયાછે, તોપણ બીજી ચાતો સા
થ પરણવાથી તેઓના અસલ રંગ રૂપમા ફેરફાર થયોછે.
તુરકસતાંની ટારટાર ઓરતની ખુબસુરતી આખાં એશીયા
ખંડમાં મશહુર છે અને ઈરાનના નામીચા શાહેર હાફેજની
આ બેતો તેની સીફતમાં છે—

"અગર આં તુરક શીરાજી બદસતઆરદ દેલે મારા,
બખાલે હીંદુઅશ બખશમ સમરકંદો બોખારારા."

ઇઆને "અગરજો હું સીરાજની તે તુરકી ઓરતને
મેળવી શકું, તો તેના રોખશારા ઉપરના એક તલને
માટે સમરકંદ અને બોખારા શેહેરોની તમામ દોલત આ
પી દઉં." ટારટાર ઓરતની આ તારીફ ખરી હોય એમા

નવાઇ નથી, કેમકે આપણે વાંચયુંછે કે ટારટરી દેશમા રોકસાના નામની ઓરત સાથ સીકંદર જેવો જીહાંનશાહ પરણયો હતો અને તેણે કબુલ કીધું હતું કે ઈરાનના પાદશાહા દારાંની રાંણી સીવાએ તેની આ માશુકની બરોબરની કોઈ ઓરત તેણે એશીઆખંડમાં જોઈ નથી.

ટારટાર અને ચીન દેશ વચ્ચે કાયદાસર અને માફકસર વેહેવાર ચલાવા માટે મજબુત તેમજ નવાઇ જેવા બંદોબસતો કરેલાછે. ટારટારોને ઉપર કેહેવા મુજબ ચીનમા દાખલ થવાનો હુકમ નથી, પણ જો અગતને સર કોઇને જવું પડેતો તેના ઉપર તકેદારી રાખવા માટે ખાશ ટારટારોની ચોકીઓ રાખીછે, તેને જાંહાં જવું હોય તાંહાંથી વધારે આગળ જવા દેતા નથી, તેનું કામ પુરૂં થતાંજ તે જે રસતે આવયો તેજ રસતે તેને પાછો જવાની ઉપલા ચોકીવાળાઓ ફરજ પાડેછે. વળી ચીન મધે દાખલ થનારા દરએક ટારટારની આ ચોકીઓ મધે તસવીર ઉતારી લીએછે તથા તેમની નકલો બીજી ચોકીઓમા મોકલેછે કે જેથી તે ટારટાર આડો ફાટેતો પકડાઈ આવે. યારકંદથી વંજાર સાથ પીકીન જતાં પાંચ મહીના લાગેછે, પણ ખાશ દાક કાહાડયો હોયતો ૨૫ દાહાડા લાગેછે, અને અગતને વખતેતો ૧૫ કે ૧૦ દીવસમાબી કાસદ જઈ પુગેછે. એટલા માટે આખે રસતે દર ૮ કે ૧૦ માઈલિ ઘોડા બદલવાની ચોકીઓ કરેલી છે અને એક કાસદને બીજા કાસદ સાથ વાત કરવાની પણ મનાઈ છે. વળી આ દરએક ચોકી આગળ લાકડાંની મોટી ચેહ તઈઆર રાખેછે અને જારે કોઈ બલવા કે બીજા બખેડાની ખબર પોંહોંચાડવી હોય તારે આ ચેહ સલગાવાથી પીકીન ખાતે જલદી ખબર પોંહોંચેછે. એક ચોકીવાળાએ ચેહ સલગાવી, તો બીજો ચોકીવાળો જોઈ શકેછે અને પોતાની ચેહ સલગાવેછે, તેને જોઈને તરીજો આગ લગાડેછે અને એ પરમાણે આગ લગાડતાં લગાડતાં ચીનના, પાએતખત સુધી ખબર પોંહોંચાડી શકાયછે !

—•—

## નડી—ગલામાનું વાજું.

માણશના પેટમાં ખોદાતાલાએ શું શું અવીઅયો મેલેલાંછે કે જેથી તેના બદનનો સાંચો ચાલેછે, તેની તપાસ પુરી કરવા પછે આપણ માણશની છાતીની તપાસ ઉપર આવીએ છઇએ. છાતીની બીના કાંઇ ઓછી જાંણુવા જોગ ઇઆ રસીલી નથી, કેંમકે છાતીના આ હાડ પીંજરાંની અંદર ચાલતો સાંચો પેટમાના સાંચા કરતાં થોડો અજાએબ જેવો અને કરામત ભરેલો નથી. પેટમાંનો સાંચો ઘણું કરીને ખોરાકને પચાવી તેમાંથી લોહી બનાવાનું કામ કરેછે, છાતીમાનો સાંચો તે લોહીને દોડાવા તથા તાજી હવાથી સાફ કરવાનુ કામ કરેછે. પેટમાં હોજરી, આંતરડાં, કલેજં, પીતો, બુકો વગેરે છે. છાતીમા ફેફસું અને "દીલ" બે મુખીઆ ભાગ છે, કે જે ભાગોની તપાસ આપણ હવે શરૂ કરીશું.

પણ છાતીની અંદર તપાસ કીધા આગમચ એક અગતના સાંચા તરફ ધેઆન પોંહોંચાડવું જોઈએછે, તે છાતી અને મોહડાં વચેની નલી છે. જેમ મોહડાંમા લીધેલો ખોરાક હોજરીમાં જવા માટે ગલાંની અંદર પછવાડેથી એક લાંબી નલી ખોદાતાલાએ મુકેલી આપણે જોઈછે, તેમ જ એક બીજી નલી મોહડાંથી ફેફસાં સુધી જડેલીછે, કે જે નલી વાટે ફેફસાંમા દમ લેવાની હવા જાયછે. એ રીતે ગલાંમાં બે નલ મેલેલાછે. હોજરી સાથ જોડેલા નલને પછવાડે અને ફેફસાંને લગતો નલ આગલ મુકેલોછે. પેહેલાને "અનનાલ" કેહેછે, પણ બીજાને નડી કહીએ છઇએ. ઈંગરેજીમાં તેને "ટરેચી" અથવા "વીંડ પાઇપ" કેહેછે. "ટરેચી" નો અરથ ખબરાયલું થાયછે અને એ નડીનો નલ હારેકટાર કડીઓ અથવા વલાંઓનો બનવાથી તે ખબરાયલો છે, તે ઉપરથી તેને યુનાની ભાશામા એ નામ આપયું છે.

આ બેહુ નલ મોહડાંમાં હોવાથી, મોહડાંમાં લીધેલો ખોરાક હોજરીના નલમા જવાને બદલે કદાચ દમ લેવાના નલમાં જતો રેહ અને તેથી દમ લેવાનો નલ બંધ પડવાથી માણસ ગુંગલાઇને મરણ પાંમે. આ ખરાબી અટકાવા માટે ખુદરતે નાદર ઉપાય કીધોછે હવા દમમા જવાના નલ ઉપર ખોદાતાલાએ એક પતલું અને ગોલ ઘાંકણુ કીધુંછે. એ ધાંકણુ રાત દીસ દમ લેવા સારૂં ઉંઘાડું રેહછે. મોહમા ખોરાક લેવા પછેબી તે ઉંઘાડુંજ રેહેછે અને દમ ચાલયા કરેછે, પણ ખોરાક ચાવયા પછે જેવો ગલવાનો વખત થાયછે કે તરત તે ગલાવા આગમચ જીભના આચકાથી દમનાલનું આ ધાંકણુ ધંકાઈ જાયછે અને પછે ખોરાક તેના ઉપરથી થઇને હોજરીના નલમા જાપછે તોપણ તે હવાના નલમાં ભરાતો નથી. કોઈવાર આપણને બુક ખુટેછે, તેની સમજ એ છે કે ખોરાકનો કાંઈ ભાગ અચબુચ દમ લેવાના નલ ઉપર પડેછે અને હવાની આવજાવ બંધ પડવાથી આપણ ગુચવાઇએ છઇએ. કોઈવાર બુક ખુટવાથી માણશનો જીવ જાયછે, તેનુ કારણ પણ એજ છે. જો હવાની નલી કસાંબી કારણથી બંધ થઈ જાયતો માણસથી જીવાયજ નહી. ગલાંપર દાહાડીની હેઠલ હાથ ફેરવતાં હાથને જે કડણ કડણ લાગેછે, તે આ નડી અથવા સવાસ નલ છે.

નડીનો નલ કીમતી છે. તે બે કામ કરેછે. જે ચીજ વના આપણને એક ઘડી નહી ચાલે તેવી કીમતી ચીજ જે હવા તેને ફેફસાંમાં લઈ જવાનું તે કામ કરેછે, પણ તે સાથે ગલાંમાંથી નીકલતો આવાજ પણ એજ નલમાં થાયછે. એ રીતે નડી જેમ દમ લેવાની તેમજ બોલવાની પણ નલી છે. એ મોટા નલના બે ભાગ કરેલાછે. તેનો હેઠેનો ઇઆને ફેફસાં સાથ લાગેલો સીધો ભાગ માતર હવાનીજ આવજાવને માટેછે, પણ ઉપરના ભાગમાં આપણો આવાજ કાહાડવાનું વાજીંતર મુકેલુંછે. નડીનો એ ભાગ તરીકોનાકાર અથવા તરણ ખુણાનો છે, અને તેની બાહેરની સપાટીના વચલા ભાગ આગળથી એક છરા જેવું હાડકું નીકલી આવેલુંછે, જેને આપણે ઘાંટીનું હાડકું કહીએ છઇએ. આખી નડી કુમલાં હાડકાંના વલાં અથવા કડીઓની બનેલીછે, જે કડીઓની એક ઉપર એક ચોર કરવામાં આવીછે. આ મોટા નલના ઉપલા ઈઆને વાજંવાળા ભાગમાં ૯ કુમલાં હાડકાંછે અને નીચલા

અથવા સવાસ લેવાના ભાગમાં ૧૫ થી ૨૦ કડીઓ છે. એ નીચલો ભાગ ૫ ઈંચ લાંબો અને ૧ ઈંચ જાડો છે.

હવે આ નડીના ઉપલા ભાગમાથી અવાજ શી રીતે નીકલેછે, તેનો જરા વીચાર કરીએ. વાંચનારી બાનુઓ જાંણેછે કે અવાજ થાયછે તે હવામા થાયછે. એક સારંગીના તાર હીલવાથી હવા હીલેછે અને તેમાંથી આપણને અવાજ માલમ પડેછે. એજ મીશાળે નાડીની અંદરથી હવા ફેફસાંમાં આવતી અને જતી વેળા નડીના ગળાંના ઉપલા ભાગમાં અવાજને મારે કામ લાગતી આવેછે અને જાયછે. એક વાજાંની પેટીમાં જેવાં પડ હોયછે તેવાં પડ આ અવાજના નળમાં છે, અને એક સારંગીમાં જેમ તાંત મેળેલી હોયછે તેવી તાંત પણ તેમાં ખેંચીને બાંધેલી છે. વીદવાંનો આપણાં ગલાંને એક હારપ અથવા તંબુરા સાથ સરખાવેછે. એ નલ માહેલી તાંતની બે જોડ છે. જારે અવાજ કાહાડવો હોય તારે એ નલને લગતાં ગોટલાંઓની હીલચાલથી ઉપલી તાંત ખેંચાયછે અથવા ઢીલી થાયછે તેથી ગમે એટલો અવાજ નીકલેછે. અવાજમાં બુમ, સોહોર, ચીસ, હસવું, અને રડવાના સાદથી તે ગાએણના સઘલા રાગો અને સુરો નીકલેછે. ગલાંમાની આ ચાર તાંત ચોકસ જુદી જુદી રીતે ખેંચાવાથી એ સઘલો તરેહવાર આવાજ નીકલેછે. પણ યાદ રાખવું કે ગલાંમાંથી આવજાવ કરતી હુવા તાંતના ખેંચાણથીજ આવાજ આપેછે તે માતર સુર અથવા રાગછે. ગલાંમાથી કાંઇ બોળો નીકલતા નથી. જેવો આવાજ નીકલેછે તેવો જીભે કરીને તેના બોલ બનેછે અને તેથી આપણી ભાશાઓને જુબાન કહીએ છઈએ. ખોદાતાલાની આ કેવી કરામત કે માતર ચાર તાંતને ગોટલાંઓની મદદે હીલવવાથી આટલો તરેહવાર અવાજ નીકલેછે.

---

## મી૦ ગલાડસટન.

ઈંગલંડના જે એક રાજદુવારીનું ચીતર ગયા અંક સાથ વાંચનારી બાનુઓને અમે ભેટ કરયું હતું, તે કરતાં એક વધારે મોટા રાજઅધીકારીની તસવીર આ અંક સાથ આપીએ છઈએ. જાંન બરાઈટના જગ પરસીધ નામ કરતાં ગલાડસટનનું નામ વધારે મશહુર છે એમ આપણ કહીશું નહી, પણ જાન બરાઈટ કરતા ગલાડસટન પદવીએ વધારે ચહડતો છે. તે હાલ ઈંગલંડની પરધાન ટોલીનો વડો છે. ઈંગલંડનાં આખાં રાજપાટને મારે એ વડો પરધાન છે, અને ઈંગલંડની બખતાવર રાંણીનો મુખીઅ રાજકારભારી તથા સલાહનો આપનાર છે. હીંદુસતાંન ઉપર એ રાજઅધીકારી જાજું ધેઆન આપતો નથી. તેમજ દુનીઆના બીજા ભાગો તરફ પણ જાન બરાઈટની મીશાળે તેનો ચાહા નથી. તેની સઘલી મેહેનત ઈંગલંડના રાજકારભારમા રોકાઈ છે, પણ ઈંગલંડ સાથ આપણો સરવે તાલુકોછે અને તેથી આપણ સરવેના એ વડા પરધાનની આપણે પીછાણ ધરાવવી ઘટેછે.

રાઈટ હાનરએબલ વીલીઅમ ઇવરટ ગલાડસટન મરનાર સર જાન ગલાડસટન બેરોનેટનો દીકરો થાયછે. એ સર જાન લીવરપુલમા એક માતબર વેપારી હતો, જે શેહેરમાં ગલાડસટનનો જનમ તા૦ ૨૯ મી ડીજેમબર ૧૮૦૯ ને દીને થયો હતો. તેમ ગણતાં મી૦ ગલાડસટનની ઉમર હાલ ૬૨ વરશની છે, પણ એટલી બુજરગ વએ તે પુર સુખી અને તનદરોસત છે તથા તેની મન શકતી ઓર વધારે ચાલાક અને તેજી હાલતમા રહીછે. તેણે બચપણમાં ઈટનની જાંણીતી કાલેજમા તથા આકસફરડમા કેળવણી લીધી હતી અને નાહાનપણના પાલનામાથીજ તે પનોતો માલમ પડયો હતો. ૧૮૩૧ માં તેણે પોતાની છેલી પદવી યુનીવરસીટીમા લીધી, જે પછે તે યુરોપખંડમા મુસાફરીએ ગયો અને માતર ૨૩ વરશની જવાન વએથી, ૧૮૩૨ માં તો મી૦ ગલાડસટનને ઈંગલંડની મોટી પાદશાહી પારલામેંટને મારે ચુંટી કાહાડવામા આવયો.

તે વખતથી આજ સુધી મી૦ ગલાડશટને પોતાની આખી જીંદગી રાજદુવારી ખટપટ અને ઘુટાળાઓમા ગુજારીછે. ૩૯ વરશની લાંબી મુદત સુધી પારલામેંટના જઘડાઓ ચલાવયાછે અને હજી અથાગ ઉલટથી તે એજ જઘડાઓમા પડેલોછે. પારલામેંટના જઘડા તે શું તે બાબે વાંચનારી બાંનુઓને ટુક સમજ આપવી જોઇએ. ઈંગલંડની એ મોટી દરબારી સભામાં મુખીઅ કરીને બે ટોલીઓ છે અને તે બેહુ ટોલીવાળાઓ એકેકને હરાવા તથા પારલામેંટનો તેમનો કાબુ ઓછો કરી પોતાનો કાબુ વધારવાની કોશેશ કરેછે. ઈંગલંડનું રાજ પારલામેંટના હાથમા છે, એટલે પરધાનો ઉપર પારલામેંટ ગમે તેમ સતા ચલાવી શકેછે અને તેમા રાજા રાંણીને વચે પડવાનો હક નથી.

જે મીશાલે અતરે સુધારાવાળા અને જેમ ચાલતું આવયું તેમજ ચાલનારા એવાં બે તડાં પડેલાંછે, તેવી કીસમની ઈંગલંડની પારલામેંટની ઉપલી બે ટોલીઓ છે. તાંહાં સુધારા સંબંધી સઘળું મતફેર રાજદુવારી સુધારા ઉપર અટકી રહયોછે. જેઓ સુધારાવાળા છે, તેઓ "વીઘ" અથવા "લીબરલ" અને તેની સામે વાળા "ટોરી" અથવા "કાનસરવેટીવ" કેહેવાયછે. અમલ ચલાવનાર પરધાંનો આ બેમાંની એક ટોલીના હોયછે અને તેઓ પોતાની ટોલીને મળતા વીચારો મુજબ રાજમામલો ચલાવેછે. સામી ટોલીવાળાઓ તેમના તે કામોને તોડવાના ફાંફાં મારેછે. આવે વખતે પરધાન ટોલીની ફતેહનો આધાર પારલામેંટના અધીકારીઓનો વધતો ભાગ જે તરફ હોય તે ઉપર રેહછે અને તેટલા મારે પારલામેંટના અધીકારીઓ મુકરર કરતી વેળા પોતાની સંફનાને મેળવવાને બેહુ ટોલીવાળાઓ ઈનતેજાર રેહછે. જારે પરધાનોના ચોકસ કામની સામો ઠરાવ કરવામા હરીફ ટોલી ફાવેછે, તારે પરધાનોને ઓધો છોડવાની ફરજ પડેછે અને તે વખતે રાજા અથવા રાંણી રાજની લગામ સામી ટોલીવાળાઓને આપેછે.

આવી રીતનો જઘડો પારલામેંટમા હંમેશ ચાલેછે અને મી૦ ગલાડસટન આજ નજદીક ૪૦ વરશ થયાં એવા ચુંથારાઓમા પડેલોછે. એ નામાકીત રાજદુવારી સુધારાવાલા "વીઘ" ની ટોલીનો છે, પણ એ ટોલીમાં તે પાછળથી આવયોછે. ઉપર જણાવવા મુજબ ૧૮૩૨ માં તેને નીઉમારકના લોકોએ પોતાના "ટોરી" અધીકારી દાખલ ચુંટી કાહાડયો હતો, તે ૧૮૫૨ સુધી એ ટોલીમા હતો, પણ તાર પછે તે નીકલી જઈને "વીઘ" ટોલીમા આવયો, જે



મી૦ ગ્લાડસ્ટન.

નો જુહુનડો આજ સુધી તેના હાથમા છે. પારલામેંટમાં
તે દાખલ થયો તે વેળા સર રાબરટ પીલ પરધાન હતો, જે
મી૦ ગલાડસટનની કાબેલીઅતથી એટલો ખુશી થયો કે થો
ડાજ વખતમા તેણે ગલાડસટને પરધાન ટોલીમા દાખલ ક
રયો. ૧૮૩૪ મા સર રાબરટની પરધાન ટોલીએ હોધો
છોડયો, તેની સાથ મી૦ ગલાડસટન પણ ગયો અને ૧૮૪૧
સુધી એ પરધાન ટોલી બાતલ રહી. એ વરશમા સર રાબ
રટ પીલ પાછો પરધાન થયો, તેની સાથ મી૦ ગલાડસટન
પાછો હોધા પર આવયો. ૧૮૪૬ મા અનાજને લગતા ધા
રાની તકરારની વેળા મી૦ ગલાડસટને નીઉઆરક શેહર ત
રફની પોતાની વકીલાત છોડી દઈ કેટલાક મહીના પારલામેં
ટની બેઠક વગર ગુજારયા. ૧૮૪૭ માં નવી પારલામેંટ થ
વા પછે, યાહુદી લોકોના હક તથા યુનીવરસીટીના સુધારા
બાબે ઘણી ભાંજગડો ચાલી, તે વખતથી મી૦ ગલાડસટને
પોતાની "ટોલી" તરફના થોડા થોડા વીચાર ફેરવવા
માડયા અને ૧૮૫૨ મા લારડ ડરબી સાથ એ ટોલીની પ
રધાન ટોલીમા જવાને તેણે ના પાડયું.

આ લાંબા અરસામાં મી૦ ગલાડસટને તીજોરીનો લા
રડ, સંઉસથાંનોનો અંડર સેકરેટરી, બોરડ આફ ટરેડનો
સરનશીન, ટંકસાલ માસટર, પરીવી કાઉનસીલનો મેંમબર,
સંઉસથાંનોનો પરધાન, અને બીજા હોધા ચલાવયા હતા.
એ ઘણાખરા ઓધાઓમા વેપાર વનજ સાથ વધારે કામ લે
વું હતું અને તે સઘળું મી૦ ગલાડસટને પારલામેંટની ખા
તરી ભરેલી રીતે બજાવયું હતું. ૧૮૪૨ મા તેણે જગાત
ના નવા દર રજુ કીધા તે પારલામેંટે એકદમ બાહાલ રા
ખયા. મી૦ ગલાડસટન વેપાર વેહેવારનાં અતીશય અ
નુભવ વાલો છે, અને હીસાબ, આંકડા, મેહેસુલ, આવક,
ખરચ વગેરેની બાબતતો તેને મનસે બચાંની રમત જેવી
છે. પોતાની જુની ટોલીને તજવા પછે નવી પારલામેંટ
મા નવી ટોલી સાથ દાખલ થતાં વારજ ૧૮૫૨ માં મી૦
ગલાડસટને સાંમી ટોલીને પેહેલીજ કોશેશમા હરાવી ના
ખી. લારડ ડરબીની પરધાન ટોલી તલે ખજાનચી મી૦
ડીસરાએલીએ રજુ કરેલા રાજના હીસાબના મી૦ ગલાડ
સટને વાવરે વાવટા ઉરાડયા અને તે હીસાબ રદ થવાથી
આખી પરધાન ટોલીને નીકલી જવાની ફરજ પડી. એ
પછે અરલ આફ આબરડીને બેહુ પખશને ભેલીને નવી
પરધાન ટોલી ("કોઆલીશન મીનીસટરી") બનાવી, તે
માં મી૦ ગલાડસટન દેશના ખજાનચી દાખલ પેહેલ વે
હેલો નેમાયો.

એ હોધા ઉપર ગલાડસટને પોતાની મુખીઅ આબ
રૂ વધારી છે. આબરડીનની પરધાન ટોલી ઝાઝીવાર
ટકી નહી અને ૧૮૫૫ માં લારડ પામરસટને "વીગ" ની
નવી ટોલી બનાવી, તાંહાંસુધી ગલાડસટને ખજાનચીનો હો
ધો જારી રાખયો, પણ ૧૮૫૫ માં સીબાસટપોલ આગલ
ઈંગરેજી લશકરની માઠી હાલત બાબે તપાસ ચલાવાની જી
કર નીકલી, તારે લારડ પામરસટને તેની સામે થવાને
ના પાડયું, તે ઉપરથી મી૦ ગલાડસટને હોધો છોડી દીધો.
આટલું છતાં પણ તેણે કેટલીક મુદત સુધી પામરસટનને
મદદ આપયા કીધી. ૧૮૫૯ માં આયોનીઆના ટાપુ ખા
તે ઉઠેલો ગુચવાડો મટાડવા સારૂં ગલાડસટનને મોકલવા
મા આવયો, જાંહાંથી તેજ વરશમાં પાછો આવયા બાદ
તેને પાછો ઈંગલંડના ખજાનચીની પદવી મલી, જે પદ
વી આસરે દસ વરશ સુધી તેણે પોતાના હાથમાં જાલવી
રાખી. આટલાં વરસોવેર એ પરમાણે એકજ ખજાનચી
ઈંગલંડમાં કદાચજ ટકેછે, પણ મી૦ ગલાડસટન ટકયો ત
થા પામરસટનની પરધાન ટોલીને તેણે ટેકવી રાખી તેમા
ગલાડસટનની જાતી હોશીઆરીનો ભાગ મોટો હતો.

ઈંગલંડના ખજાનચીની પદવી ઉપર ગલાડસટનના
જેટલી મોટાઈ કોઈ ખજાનચી મેલવી ગયો નથી. મી૦ ગ
લાડસટન જેટલો કાબેલ તેટલો જબાંદરાજ છે અને તે ભાશ
ણ કરવાને એટલો શકતીવાન છે કે આવક ખરચના વારશીક
હીસાબો પારલામેંટમાં બીજા ખજાનચીઓ રજુ કરતા તારે
કંટાલો ઉપજતો હતો, પણ મી૦ ગલાડસટનને મોહડે એ હી
સાબ સાંભળવાને લોકો ઘણી આતુરતા રાખેછે. બીજો એ
ક દાખલો આ છે કે ઈનકમ ટાકસનો કર ઈંગલંડના લો
કો ઉપર લાગુ પાડવાને આગળ કોઈ ખજાનચી ફતેહ પાંમ
યો નહી હતો, પણ મી૦ ગલાડસટન ફાવયોછે. કર તથા
જગાત સંબંધી તેણે ઘણો સુધારો કરયોછે, જેમા કાગળ
ઉપરની જગાત એક છે, જે કાહાડી નાખવા પછે વાંચવા
તથા લખવાના હોનર અને એલમને મોટો ટેકો મળયોછે.
ફરાંનસ સાથના ઈંગલંડના વેપારને છુટો કરવાની કાબડન
અને બરાઈટની કોશેશને મી૦ ગલાડસટનથી હંમેશ ટેકો
મળયોછે.

વડા પરધાનના હોધા ઉપર મી૦ ગલાડસટનને માત
ર તરણજ વરશ થયાંછે. લારડ પામરસટનનાં મરણ પછે
એ માન લારડ રસલને મળયું હતું અને તારપછે ગલાડ
સટન વડો પરધાન થયોછે. તેણે પારલામેંટને લગતા ધારા
ઓમા ઘણો સુધારો કરયોછે. એ સુધારાની બાબત ઉપર
ડીસરાયલીની પરધાન ટોલીને હરાવા પછે ગલાડસટન પર
ધાન થયોછે. આસટરીયા અને પરૂશીયા વચેની લડાઈને
ટાંકણે પરધાંનોની રાજનીતી ઉપર ડીસરાયલીની ટોલીએ
જબર ઘસારો કીધો હતો, પણ તે વખતે ગલાડસટનના મા
આકુલ બચાવથી પરધાનો નીભયા હતા. પારકાં રાજયો વચે
સમાધાની અને પોતાનો દરજો હાલ ઈંગલંડ જેમ જાલ
વી રાખેછે, તે ગલાડસટનની સલાહ અને રાહનુમાઈથીછે.

---

## કોલીફુઈના કાગળ.

સવસતી શ્રી, મુંબઈ બંદરે, માહાશુભસથાંને, પુંજ
રાધે, સરવે ઉપર માહાજોગ, અસતરી બોધકના અધીપતીજી
સાહેબને માલમ થાય જે લા૦ તમારા હુકમા તમોને ફુવા
ની માગનારી કોલાઈફુઈના ફુવા વાંચજોજી. જત લખવા
અરજ એ છે જે આજે ઘણા મહીના થયા તમારી ઉપર કા
ગજ લખયો નથી તે તસદી માફ કરજોજી. તમારાં અસત
રી બોધક ચોપાંનીઆં નામના મહીના દાહડાના નુસમાં મા
રૂં કાગળ છાપામે દાબીને છાપી કાહાડીઉં તેને વાત કર
તાં વરસેક થયું હોશે. મરે વખત જાએછ કે જાણે પાણી

નો રેલો. એટલા વખતમા મારીથી કાગળ નહી લખાયો,
તે વાસતે તમે કેહેશે જે કોલીફુઇ પઇસાવાલી થઇ હોશે,
તે વાસતે આએ કાગળ હમણા ઘણે મહીને લખવું પડેછ,
તે વાસતે તમે કેહેશે જે કોલીફુઇ રહી રહીને કાંહાંથી જા'
ગી, પણ તે વાસતે ભુલ ચુક માફ કરીને આએ કાગળબી
તમારા છાપામા દાબી કાહડજોજી ને તમારા અસતરી બો
ધક નામના નુસની વાંચનારી આઇ બાઇઓ પર મોકલજો
જી; કારણ કે મારી અરજ ઘણી અગતની છેજી, એજઅરજ.

હવે લખવા અરજ એછે જે તમે કેહેશો જે કોલીફુ
ઈ મોટાં લોક થઈ, પણ વારૂં મરૂં એમતોએમ, તમારે મો
હડે સાકર. તમે શું જાંણો જે સાત મહીના ખાટલે અ
ડીને કોલીફુઈના માદમા ગીઆ ! તમે પુછશો જે બા
કીના મહીના શું કરીઆ કીધું જે કાગજ લખીઉં
નહી, તેનું જાણવું એજે મરે હું ઘણી વખત મં
ન કરીને બેઠી જે આલ બે માતરા લખું જે જરા
જીવને મળીઆ જેવી ધીરજ આવે જે પછે તમુને બોલવા
નું રેહ નહી, પણ પરવાર કોણને આવે જે અક હરફબી
લખે જે તમેબી જરા જાણે જે કોલીફુઇ તમોને ભુલી ગે
ઈ નથી. "કોલીની જાત ફુલે, લખે લખેને ભુલે" તેમ
મરે લખું લખું ને ભુલી જાંઉં, કોઇ વખતે એક બે લી
ટી લખાં રેહું કે મુઇ સહીતો ફેજે મારૂં કામ તે એવો ડપ
કો પડે કે તલેના તરણ ચાર કાગળો વેર દાધ પડે. કોઇ
વખત લખવા બેસીને જોઉંતો કારમખાં ફુકતાંઓએ કલમ
ભાંજી નાખેલી ને અખઇ રહેઓ આદરજી આવે તારે ઘડી
આપેકેની ! એકતો મુવો જીવ વીસરફામનો તે લખેલું વી
સરી જાંઉં ને નહી લખેલુંબો વીસરી જાંઉં, ને યાદ કરૂં
તારે ભુલી ગયલું યાદ નહી આવે ને યાદ આવેલું ભુલી ન
હી જવાએ, ને આદરજી ગરથી વધયો કામ લાગે નહી, ને
તેતો ઉનીવરસીમાં પરીખશા લઇને પસાર થવાનો, તે પસાર
થાય તારે હું લખી જણાવશ તેનેબી તમારા છાપામાં દાબી
કાહાડજોજી.

પણ લખવા અરજ એજે તમે હસશો જે એવું ઠીકે પારે
લખવા વગર શું જીવ રરતોતો ? પણ હુંતો આએ કાગજ લખી
નેબી તમોને તસદી નહી આપતે, પણ જરૂરની અરજછે
તે વાસતે આઇ બાઇઓને લખી જણાઉં છઉં. તમારૂં
અસતરી બોધકનું કાગજ છપાયું તારથી હું વાંચુંછ, ને
કોઈ વખતતો તેમાં એવું એવું વાંચવું પડેછ કે લખીઆ
વગર મુવો જીવબી નથી માનતો. આએ કલજુગના કોત
ક કાંઇ થોડાં વધીઆંછ માએ ? હરવાયા છાપાવાળાઓનેબી
રોજ નુસનું ટીપરૂં છાપવાનું તે લાવેબી કાંહાંથી ને ભરી
ભરીને છાપેબી તે શું ? તે વાસતે હમણાંતો ધરતી ફારે એ
વાં કોતક જોઇએછ ને વાંચવાં પડેછ તારે થોડું લખીને બે
ચાર વીચાર આપવા વગર મુવો મારો જીવ રેહતો નથી,
ને તમે વળી મારાં કાગજ છાપીને ઉતેજાન ઘણું આપોછ
તેથી લખવાનો જીવ થાએછ. જેમકે પેલી પારસણે "લે
સન" લાવી તારે શેઠીઆઓ નાતબાહાર મેળવા બેઠા. તા
રેજ મારૂં લખવાનું મન હતું કે હંઇઆવો એ શેઠીઆ
ઓ તે પારસણે છે કાંહાં ? નામ નીશાણ કે ઠાર ઠેકાણું
તો શેઠીઆઓનેજ ખબર નહી ને લાગલા આંનજુમનું ભ
રીને ગડબડ કીધી ને પારસીની હમજાતને દરવંદ લોકમાં
નરસું લગાડીઉં, પણ તે વખતેતો હું મુગી બેઠી ને મુઇ
લખવાની પરવાર નહી મળી.

છેલું કોતક જોવોની કે પુણામા કોઇ શેઠીઆના [illegible]
ની બઇરી અંગરેજ લોકના નાચમાં જઇ આવી, તારે પે[illegible]
રસતાગોપતાવાલાએ તે છાપીઉં, તારે તે કેહેજે તેને નામ [illegible]
લ નહી લખાએ પણ તારે કેહેજે એને "ડાન" કેહેવો [illegible]
ઇએ, તારે વળી પેલો જામા જમશેદજી નુસવાલો નીકલીએ
કેહેજે કોણ બાનું "દાનસી" આવી તે જણાવ, તે પર[illegible]
"રાસ ગોફતર" ને "જાંમાજી જમશેદ" ના નુસવાલાઓ વ
સલગીઉં. હરવાયા એ બે જણાઓને દોલે દીઠું વેર છે,
બારમાં ચંદરમાં છે, તેનાઓને સાથે બાનતુંજ નથી,
રાસ ગોપતરની રાસ જાંમાવાલા સાથ નથી લાગતી, તે
મણા છેડાઇ પડીઓછ, ને વળી જાંમવાળોબી દારૂની [illegible]
મ પીતો હોય તેમ છેડાયોછ ને બેહુ જણ લડેછ. પ[illegible]
એમ કોઈની બઇરીને વાસતે એટલા કાંએ લડતા હોં[illegible]
એક પારસણ બાઇ "ડાંનસી" આવી તે કોતકતો છે. [illegible]
રી ચાલીસ ને પાંચ ઉપર વરશની ઉમરમાં એ એ[illegible]
કોતક મેં નથી દીઠું. પણ જમાનોજ ઉલટાયોછ ને આ[illegible]
એવું કોતક કાંહાં આએ પેહેલું બનીઉં ? આજે તો [illegible]
થાએ તે મુંગે મોહોડે જોવાનુંછે, તારે ભલાં માણસ જા[illegible]
જી જમશેદજીના નુસવાલો અમસથો કાંએ ખીજવાઇને
માઇ બપાઇનો જીવ કાહાડતો હોશે ? રાસ ગોપતારવાલા
બી કાંઇ છાપવાનું છે કે નહી કે એનું એજ ભરીઆ [illegible]
છ ? ને જમશેદજીના જામાવાલાનો અધીપતીજી લોહી પાં[illegible]
બાલેછ તેથી મારો જીવ બલી જાંએછ, તારે મુંકું લખ[illegible]
વગર માલતું નથી, એજઅરજ.

હવે લખવા અરજ એછે જે તમે કેહેશો, જે કોલી
ઇબી ખાખાવરખી અમથી લખું લખું કરીને માથું દુખ
છ ને લખતી નથી. હા-બાવા મારીતો ખાંમી થઇ કે [illegible]
જે ઘણા મહીના, થયા તમોને મારીથી લખાયું નહી.
ણ અધીપતી સાહેબ, લાલાજી તમે મને ઠપકો આપો
વાસતે તમોને હમે અસતરી બોધકની વાંચનારીઓ કેટ
લો ઠપકો આપશુંજી ? તમારા પગ તલે બલેછ ને અધીપ
તીજી લંકાં હોલવવાં કાંહાં જાઓછ ? તમે અસતરી બોધ
કનુ નુસ કેટલે કેટલે મહીને છાપોછ તેં યાદ છે કે ? હમેતો
જાંણે કે બઇરાં માણસ, લખીએબી, નહીબી લખીએ તે
સઉ ચાલે. હમારો કાંઇ ધંધો લખવાનો નથી, પણ ત
મારો તો ધંધોજ લખવાનો છે ને તમેતો કેહે જે હવેથી મ
હીને મહીને ચોપાંનાઉં કાહાડતાં જઇશું તે કાંહાં છે ? બા
ર મહીના થવા પછે તમે મોહોડું દેખાડો તો હમે લખતાં
મહીનાંના મહીના કાહાડી નાખીએ તેની શું નવાઇ ? વ
ચમાં તો તમારીપર એવી ચીડ લાગીતી કે ફરીથી તમારી
પર લખુંબી નહી ને તમારૂં મોહોડુંબી નહી જોઉં. પ
ણ મુવો જીવ નહી માનતો, તે વાસતે એક અગતની અ
રજ કરવાનીછે તેથી આએ કાગજ લખેઓછ, તેથી તે ત
મારાં નુસમાં તમે છાપજો, તેથી આઇબાઇઓ વાંચશે, તથી
તમોને તસદીર થશે તેથી માફ કરજો. એજઅરજ.

હવે લખવા અરજ એ છે જે તમે અરજ કરયો કે

મારી અરજ છુંછે; તેનુ જાણવું એ જે બધી વાંચનારી આઈબાઈઓને હું અરજ કરૂંછ જે આપણી માહારાંણી વીકટોરીઆ બાઈની ઉપર બધી દુનીઆની પારસણો તરફથી એક માન પતર મોકલવું, ને ખોદા સલામત રાખે, તેવણની ઉપર એમ લખવું કે તમારો છોકરાયો વડો દીકરો સાજો થયોછ તેથી હમે ઘણા ખુશાલ છઈએ, એમ લખીને માહારાંણીજી માએને દીલાસો આપવો ને અરજ કરવી કે તમારો દીકરો અખઈ રહયો પખોડી નાખીને સાજો થઈને રેહ ને ઉઠીને ઉભો થાય પછે હમુને મલવા સારૂં તેને હમારા મુંબઈ ગામ તરફ મોકલજો. એમ રાંણીબાઈ પર લખ્યું તો આપણે બધી પારસણોને સોભા મલશે, એ મારી બે ચાર લીસોટી છાપામા દાબી કાહાડજોજી. પછી તો જેમ તમારી મરજી, કામકાજ ફરમાવજોજી, થોડે લખવે ઘણું કરી જાણજોજી. એજઅરજ.

લા૦ કોઈફુઈના

ઘણા ઘણા દુવા વાંચજોજી.

---

## લંબુચ્યાં પખશીઓ.



પખશીઓના વરગમાં વીદવાંનોએ લંબુચાં પખશીઓનો એક આખો ભાગ જે જુદો કરયો છે. તેઓને જાનવરી વીદીઆમા "ગરાલેટોર" અથવા "સ્ટીલટબરડ" કેહછે. કેટલાક મદારીઓ લાંબી લાકડીઓ ઉપર ઉંચા ઉભા રહીને ચાલેછે, તેમ આ પખશીઓ ગોયા કોઈ લાકડી ("સ્ટીલટ") પર ચાલતાં હોય એવાં દેખાયછે તે ઉપરથી તેમને ઉપલાં નામ આપવામા આવયાંછે. તેમને ઉંચાં ચાલવાંની એ લાકડી તે તેમના પગ છે, જે બીજાં પખશીઓ કરતાં ઘણા લાંબાં છે. તેમજ એ પખશીઓના દોકા પણ કુદરતે લાંબાં મેળયાંછે તથા વળી તેમને લાંબી પાંખો આપીછે, પણ તેઓના પુછડાં હંમેશ નાહના માલમ પડેછે. આ લંબુચાં પખશીઓની ઘણી જાત આવેછે, પણ તે સઘળી જાતનો બાંધો ઉપલાંને મળતોજ છે. લાંબા પગ, લાંબી દોક, લાંબી પાંખ, પણ ટુકું પુછડું સરવેમા છે.

આ પખશીઓના લાંબા પગથી તેઓના બદન ઘણા ઉંચાં જાયછે, કે જેથી કરીને તેઓ નદી ઇઆ દરીઆવને કીનારે ઉભાં રહી પાંણીની અંદરની છુણી મછીઓ તથા જનાવરોનો ભખશ કરી શકેછે. કીનારેથી દુરવેર ચાંચ બોરી તે ખોરાક ઉંચકવાને તેમની લાંબી દોકી તેમને મદદ કરેછે. લાંબી પાંખ મોટા તફાવતો સુધી ઉડવાને તેમને શકતીવાન કરેછે. તેઓ મોસમ પરમાણે પોતાના વતન બદલેછે અને એક ગામથી બીજે ગામ વાસો કરેછે, તારે તેમને લાંબી મુસાફરી કરવી પડેછે. આ વરગના એક બગલાંની જાત યુરોપખંડમાં વસેછે, તે હજારો પખશીઓ જારે લુમબીઅ સમુદર ઉપર ઉડીને ઉતરથી દખણ જાયછે તારે તેમનો દેખાવ ઘણો જોવા લાએક થઈ પડેછે. તેઓ ૨૦ ઇઆ ૨૫ ના ટોલાં થઈને નીકલેછે તથા તેઓનું એક વડું પખશી સરવેથી આગળ ઉડેછે.

ઉડતી વખતે આ લંબુચાં પખશીઓ પગને લાંબા કરેછે, જેથી એક છેડેની લાંબી દોકને લીધે તેઓ પડી જતાં બચેછે અને બદનને સમતોલ રાખી શકેછે. પખશીઓનું પુછડું તેમને ફેરવવા માટે સુખાન તરીકે કાંમ લાગેછે. પણ આ લંબુચાં પખશીઓના પુછડાં ટુકાં હોવાથી તેઓના પછવાડે લંબાવેલા પગ સુખાન તરીકે કામ લાગેછે. એ પખશીઓ ઘણું કરીને જમીન ઉપર માળા બાંધેછે, અને તેમના બચાં સેવણ બેસતાંવારજ ઉડી શકેછે. ઉપલાં બગલાંની જાતનું લંબુચું પખશી પાંચ ફીટ ઉંચું હોયછે અને દસ રતલ વજનમાં છે. "હેરન" નામની બીજી જાતનું પખશી ૩। ફીટ ઉંચું હોયછે. "બીટરન" નામનું ઉંચું પખશી જે નાશ પામેલી ઇમારતોમા વસેછે તેના આવાજનો ધુંધવારો છેક એક માઇલ સુધી સંભલાયછે. "સટારક" નામનું પખશી ૪ ફીટ ઉંચું હોયછે અને કીડી મકોડીનો નાશ કરવા માટે ઘણું અગતનુ ગણાયછે. હાલંડ દેશમાં ઘરોને મથાલે એ પખશીને માટે ખાશ રેહેઠાંણો બાંધવામાં આવેછે.

આ બાબતને મથાલે મેલેલો ચીતાર "ફલેમીંગો" નામનાં લંબુચાં પખશીનો છે. તેને વીદવાંનો "બલતી પાંખનુ પખશી" કેહછે, તે નામ તેના ખુબનુમા રંગ ઉપરથી આપવામા આવયુંછે. તેની પીઠ ઉપર જાંબુરો રતાસ છે, તથા તેની પાંખો ગોલાબી રંગની છે. એ પખશીની પાંખો લગાર ટુકી છે. એ પખશી તરણથી ચાર ફીટ ઉંચું હોયછે. તે ગરમ દેશોમા વસેછે તથા પાણીમા વસનારાં છીના જનાવરો ઉપર ગુજારો ચલાવેછે. તેઓ ભીણી અને ખારી જગાઓમા માલા બાંધેછે, પણ તેમના પગ એટલા લાંબાછે કે પોતાના ઇંડાં ઉપર તેઓ બેસી શકતાં નથી, માટે બેસવાને બદલે તેના ઉપર આડાં થઈને પડેછે.

---

## ઘરનો ગવરનર.

અંક ૧૦ મો.

### બજાર—જાંનવરી ખોરાક.

મેંઢાં વગેરેના ગોસત ઉપરાંત આપણને મરઘાં, બટકાં, માછલી વગેરે બીજા જાનવરી ખોરાકનું બજાર કરવું પડેછે. તેમા પણ તાજા અથવા સારા માલની પીછાંણ કરવા માટે કેટલીક માહેતગારી અને ખબરદારી જોઈએછે, માટે ચાલો આપણે એ ચીજોની પણ થોડી પીછાણતા શીખી લઈએ.

ખોરાકના પંખીઓમા માદાના કરતાં નર વધારે ખાવા લાએક છે. તેમજ વળી એ પરાંણીઓની ઉમર પરમાણે પણ તેમના સવાદ અને ખવાશ બદલાયછે. ચોકસ ઉમર પછે પંખીઓનું માસ ટફ અને જાડું થાયછે. આ

તે સપેન દેશનો એક સીધી બનાવતો હતો જણે પોતાનો હુનર જાહેર કરવાને સાફ ના પાડી હતી. બીજી સતા ઉપરથી માલમ પડેછે કે તે સીધીના મરણ પછી સોએ બનાવવાનો હુનર નાબુદ થયો, પણ સને ૧૫૬૬ માં આ હોનર એક જરમને પાછો તાજો કીધો. ક.

## રમુજે ફુરસત.

૧. લાંબી પુછ નહી વાંદરો,
ચાર પગ નહી ઢોર;
થીર ચમર ને ચમરી,
પણ નહી હંશ ને મોર.

૨. પાતલી પેટી ચોમુખી,
નારી નામે નામ;
રાખે પેટ મધે છુરી,
દીસે લાકડ કામ.

૩. હું એક જાતની બંદગી છઊં. ગાઓણ રૂપી મારી ૮૫ મારો પેહલો ને તરીજો દરીઆવમા ધુમ મચાવેછે; પેહલો ને ... માણશનો જમ છે અને તરીજ તથા ચોથાનો જે અરથ તેજ ...મગ બીજા અને ચોથાનો છે. S. E. D.

૪. ઊલટાવેલાં નામો—
૧ રસ લીલા સાત કથા મંડપ કસ.
૨ એક મંજલી ગાઊ ણુડતે.
૩ ભાશકર હવાવી પુજન હોતે.
૪ નાહનું મામાએ જરા અરીશ.
૫ સાકર પર નેન ગમા.
૬ થી મુધ કવર.

## ખોલાસો ગઈ વેલાનો.

૧. દડકો.
૨. જલંનદર—જર—જલ—દર—નર.
૩. ઊલટાવેલાં નામો.
૧ રાસત ગોફતાર અને સતીઅ પરકાશ.
૨ જામે જમશેદ.
૩ મુંબઈ સમાચાર.
૪ મુંબઈ ચાબુક.
૫ અખબારે સોદાગર.
૬ સમાચાર દરપણ.
૭ આરીઅ મીતર.
૮ ગુજરાત મીતર.
૯ સમશેર બાહાદુર.
૧૦ નેટીવ ઓપીનીઅન.
૧૧ ઈંદુ પરકાશ.
૧૨ હીંદુ રીફારમર.
૧૩ ટાઈમસ આફ ઈંડયા.
૧૪ બાંબે ગેઝેટ.
૧૫ ઈસટાર આફ ઈંડયા.

## શાહાજાદા વીશે ઈશવર પરારથના.

કાહારવો.
(બનમે ગુજરીયાં લુટી, હાહીરીયાં લુટી
લુટી લુટી મદન ગોપાલ, બ૦ એ રાગે.)

કર કુવરજીને સારૂ, કુવરજીને સારૂ,
સાર સારૂ કર વિશ્વાધાર,
કર કુવરજીને સારૂં—ટેક.
રેમ નજરથી, સામુરે જોની;
હારે ધાની ધાની એની વાર—કર૦ ૧.
બર દરીયામાં, વહાણ પડયુછે;
તેને તદબીરે તું તાર—કર૦ ૨.
તું વિના કોઈ દાદ નહી સેતું;
માટે તું રાખ દરકાર—કર૦ ૩.
તુંજ પ્રતાપે શેજછે સારૂ;
કાઢ તું રોગથી બાર—કર૦ ૪.
લ્હેરી જગ કરતાં, સૌ દુખ હરતા;
તેથી કરો ઉપકાર—કર૦ ૫.

## પાણીની ખોટ વિશે.

રોલાવૃત છંદ.

સંભવ એવોછે, થશે મોઘવારી ભાઈ;
પેપર કરે પોકાર, દેશ દેશાવર માહી.
મેધે કીધો ક્રોધ, હોણ જાણે નહી આવ્યો;
છતી ખરચ નહી કીધો, કરપીને ઠીકજ ફાવ્યો.
પણ કાંઈ દુકાળ પડે, કંજુસ કાંઈ મનમાં લાવો;
ઈશ્વર નહીં દેખડાવે, આપણને એવો દહાડો.
વિના પાણી વગર, છોડ અનાજ સુકાયાં;
વિના પાણી વગર, કેટલા સરોવર સુકાયાં.
વિના પાણી વગર, હાલમા બુમો પાડે;
કેમ થશે રે યાર, આખર ખરે ઉનાળે.
માટે મ્યુનીસીપાલ, હવેતો સંભાલ રાખો;
કરો કંઇક વિચાર, ઉગાડો તમારી આંખો.
પણ જો એની ખંત, જરા નહી મનમાં ધારો;
તોતો ખમવા પડશે, તમારે લખાણ મારો.
વળી જાજુ નહી ફરાય, સરીયામ રસ્તામાંહી;
લોક આંગળી કરે, કેહેશે કે કરે સુઘરાઈ.
માટે કુવાની જ્યા ખોટ, હોય ત્યાંતો ખોદાવો;
જુના જે જે હોય, તેને ફરીથી સુધરાવો.
એમ કરેથી માન, તમારૂ સઘળે વધશે;
લોક અને સરકાર, તમારી ફરજ શમજશે.
અરે સુધરાઇ વાળાઓ, મીત્રની સામુ જોઈ;
બને એટલું કરો, દુખી થાય જન નહી કોઇ.
લ્હેરી મીત્રો ભાઈ, મનમાં ઓટું ન લાવો;
જગ કર્તા દાતાર, બનાવે નહી એ વારો.

મુંબઈ, દફતર આશકારા પરેસમાં બેહેરામજી ફરદુનજીની કંપનીએ છાપીયું તથા પરગટ કીધુંછે. ઠે૦ કોટ:—બેહેરામજી હોરમજજી સ્ટ્રીટ, ના૦ ૬ તથા ૧૧.

# સ્ત્રીબોધ.

પુસતક ૧૫ મું. | નવેમબર ૧૮૭૧ | આંક ૧૧ મો.


## ભોલો દોલો

અથવા

## ભોલો ભલો—ભુંડાનો ભાઈ.

### એક વારતા.

#### પ્રકરણ ૯ મું.

ભોલા દોલાને તેની માના ઘરમાં પડતો મેલી પેલાં કુસતીના મેદાન તરફ થોડોવાર પાછા ફરીએ.

એક હાથ ઉપર ધનજીશાહ અને બીજા હાથ ઉપર પુણ્યમચંદ વકીલ વચે મોટી મારામારી થઇ પડી તે બલીસ ટર વીશેની દોલાની ભુલથી હતું અને કુસતી વીશેની દોલા ની ભુલથીજ તેઓ વચે પાછી સુલેહ થઇ.

અરસ પરસના બોલાશાથી તેઓ ખુશી થયા અને વગર તેહકીક કરવે ચલાવેલી મારામારી સારૂં તે બેહુ બોર દુવાલા પસતાવા લાગા. અલબતાં ધનજીશાહ શેઠનો વાંક વધારે હતો, માટે તેને પસતાવો પણ વધુ થયો. વકીલ પુણ્યમચંદ વાંણીઓ હતો, પણ વગવાલો અને કામનો મા ણસ હતો, તેને વગર વાંકે કોરડાનો સવાદ ચખાડવા મા ટે ધનજીશાહનો પશચાતાપ અનંત હતો.

જેટલી લડાઈ જોશમંદ હતી, તેટલીજ આ સુલેહ હવે જોસ ભરી થઇ. જેટલી અદાવત અને દુશમની વ ધી પડી હતી તેટલીજ મોહોબત અને મીતરાચારી હવે આ બેહુ આબરૂદાર લડવઇઆઓ વચે વધી પડી. તેઓ એ પેઆરથી કોટી કીધી, શંતોશથી ઓફતેગો કીધી અને ખુશીથી તે રાત સાથે ગુજારવાનો ઠરાવ કીધો. આવી મજ બુત દોસતી બંધાવા પછે શું થોડા વારમાં તેઓ છુટા પ ડી પોતપોતાની જગે જાય ! આ નવી ખુશાલીનું શું એટ લામાંજ શેવટ લાવવામા આવે ? થોડો વખત પણ સાથે ગુ જારવા વગર, પેટભરીને અરસપરસ વાતચીત કીધા વગર ધીરજ કેમ આવે ?

આ સુલેહ અને દોસતીની મુબારક બાદીમા ધનજી શાહાએ પુણ્યમચંદને તથા બીજા સોબતીઓને નદી વટાવી રાંદેર ખાતે પોતાના બંગલામા મોજ કરાવા લઇ જવાની ખાએશ બતાવી. પુણ્યમચંદ વાંણીઓ પડયો, તેને એક ખાનાર પીનાર પારસી સાથ શું ગમત પડે ! પણ ધનજીશા હએ કબુલાત આપી કે પુણ્યમચંદ જે ચાહાશે અને જે પો તાના શાસ્ત્રને અનુસરતું માગશે તેજ ખાંનુ પીણું આપવા મા આવશે. વાંણીયા ભાઈ ગોસત મરધી નહી ખાશે, પણ ભાજી તરકારીતો ખાશે કે ના ? દારૂ તાડી નહી પીશે, પણ દુધતો પીશે કે ના ? અને તે કરતાં કસીબી અડચ ણ લાગતી હોયતો પુણ્યમચંદ પોતાની સાથે પોતાના બરા મણ ભટને લઇ જાય એટલે સઘલી પીડા ઓછી. આ પા છલો વીચાર પુણ્યમચંદને ઘણો બંદબેસતો દીસયો અને રાંદેર જવા માટે તેણે પોતાના બરામણ ખીદમતગારને પો તાની સાથે લીધો.

આ સંગની સાથે અલબતાં રૂસતમ આગોતો જવો જોઇએ, તેમજ પુણ્યમચંદનો દોસત અરદેસર પણ જવો જો ઇએ. પણ તેની સાથે સરવેને જાંણીતા વીકાજી વઇદને લઇ જવાની દરખાસતતો આ બેહુ દોસતોની હતી. લુક માનજી હકીમને પણ લઈ જવામાં ગમત હતી અને આ વીચાર કરતાં રાંદેરની ખેપને માટે તઇઆર થતો આ સં ગ વધી ગયો હતો.

પણ ધનજીશાહની આ ધારણા પાર પાડતાં અલબતાં વીલંબ લાગવા વના રહયો નહી.

પેહેલાંતો રૂસતમ આગા જે ખીજવાઈને દોલાની પુ કે દોડયો હતો, અને કીચલમાં ફસી પડયો હતો તેને પા છો ફરતાં કેટલોક વાર લાગો.

તારપછે વળી અરદેસર જરા ભારી થયો. તેણે જે વીધવા સાથે તરતની દોસતી બાંધી હતી, તેણીને છોડી આ વવાનું તેને ગમીઉં નહી અને તેથી તેને સમજાવતાં જરા વીલંબ લાગો.

વળી વીકાજી વઇદ જે આ કુસતીની ખબર સાંભળી ને નદી કીનારે આવી લાગો હતો પણ જે આ સુલેહ થ વા પછે પોતાના એક દરદી ઘરાકને જોવા ગયો હતો, તે પાછો આવવાની બોલી કરી જવા છતાં પાછો ફરયો નહી, તેમા થોડો વખત ગયો હતો.

છેલે લુકમાનજી હકીમને આ "પારટી" મા કેમ બોલાવવો તે એક સવાલ હતો, જેના ચુકાદા ઉપર સઘલા ઓનું પેઆન લાગેલું હતું, તેટલાં બીજા હાથ ઉપર નદી મા તર તઇઆર કરવાનું તથા રાંદેરમાં વરધી પેગાંમ પોહોંચા ડી સઘલી તઇઆરી રાખવાનું કાંમ ચાલયું હતું.

રૂસતમ આગો આવી પુગા પછે વીકાજી વઈદનેબી
આવતાં વખત લાગો નહી. પણ વળી લુકમાંનજીને પ
ણ હીઆં તે સાથે લેતો આવયો હતો. તે બુઢો ની
મહકીમ પુણેમચંદ વકીલની શોધમાં હતો. દોલાની લુ
લને લીધે ઘેલા મોદીના મનજીભાઈપર ગયલી નોટીસ ઉપ
રથી તેણે બીચારા આ વોહોરા વઈદરાનને નાહેક માર
મારયો હતો, અને તે મારામારીનો બદલો શી રીતે મેળવ
વો તે બાબે પુણેમચંદ વકીલની સલાહા પુછવા સારૂં લુક
માનજી તેને ઘર જતો હતો; પણ વાટમાં તેને વીકાજી વઈ
દ મળવાથી તેને ખબર થઈ કે એ વાંણીઓ વકીલતો ન
દીપર ગયલો હતો માટે હીઆં તે વીકાજીની સાથે આવી લાગો.

લુકમાનજીના ચેહરાપર મનજીના મારથી ઘણો ખલ
રાટ ચહડેલો હતો, પણ ખાલી ખલરાટજ ચહડયો હોત
તો જુદી વાત હતી. ખલરાટ કરતાં કાંઈ બીજી વધારે શ
ખત ચીજ એ બુઢા હોરાને ચેહેરે ચહડી હતી અ
ને તે મારથી સોજો ચહડેલો હતો. મનજીએ મારે
લા સોટાથી કપાલ ઉપર ચાર ઠેકાંણે લીંબુ જેવડાં દી
બાં ઉડયાં હતાં અને ચાર ઠેકાંણે ચીરા પડવાથી મલમપ
ટો કરેલો હતો. એ ઉપરાંત હાથની ઉપર પણ લુકમાનજી
એ પાટો બાંધેલો હતો અને તેનો પગ લંગડાતો હતો.

ઘેલો મનજી તેને એ પરમાણે શખત માર મારીને
નાહાસી ગયો હતો અને થોહોવાર લુકમાનજી એકલો બેસુધ
હાલતમા પડી રહયો હતો, તેને આસપાસના એકાદ બે રા
હાદારીઓ ઉંચકીને ઘર લઈ ગયા, જાંહાં સુધીમાં આવવા
પછે તેણે પેહલવેહેલાં પોતે પોતાની વઈદની સલાહ લીધી
અને તેથી ફારેગ થવા પછે તે આ વકીલની સલાહા લેવા
આવયો હતો.

લુકમાનજી તરેહવાર ગુણનો માણશ હતો. તેને આ
વડ થોડી અને તેનું ડોલ ઘણું હતું. પોતે ગામઠી હકી
મું કરતા હતા, પણ તોલ તથા માપ ઈંગરેજી વાપડતા અ
ને તેથી પોતાને ઈંગરેજી હકીમમાં ખપાવા જતા હતા.
વળી લુકમાનજી પોતાના ધરમપર ચુસત હતો, પણ તેબી
બાહારથીજ. ધરમનું એક પાકીજે ફરમાન કે કેફ નહી ક
રવી તેજ ફરમાનને તે છુપું તોડતો હતો અને "જાંહાં મ
ળી તાડી તાંહાં છોડે ગાડી" તેમાનું આસામી હતો. તે
નામા આ ઓડો સાથ સમજની કોતાઈ હતી, અને જેમ
બેહેકાવે તેમ સઘળું માનવાની તેની ખાશીએત હતી. આ
ચાલથી સાધારણ ગરીબ ગુરબાંમા લુકમાનજીનો વકર અને
દમર ઠીક હતો, પણ ધનજીશાહ, અરદેસર, રૂસતમ, વીકાજી
અને પુણેમચંદ જેવા આ પકા અને ઠાવકાં આસાંમીઓ
માતો લુકમાનજી મજાખ મશખરી કરવાંના એક રમકડાં
જેવો હતો.

વળી "વઈદ વઈદના વેરી" એ કેહેવત પરમાણે વી
કાજી અને લુકમાનજી પણ એકેકના "પેટમા છુરી" રાખ
તા હતા. વીકાજી પણ ઈંગરેજી દવાના ડાકટરમા ખપવા
નો ફાંકો રાખતો હતો, કેમકે તેણે સરકારના લશકર ખાતાં
મા ઘણા વરસ સુધી "અપાઠીકરી" નું કામ કરેલું હતું
અને તેથી દવાદારૂનું તેણે થોડુંક ગ્નાન મેળવેલું હતું. તે
લુકમાનજીની ચહડતી દેખી શકતો નહી હતો, તો પણ બા
હેરના દેખાવમાતો સઘળી દોસતીજ દેખાડતો હતો, અને
અંદરખાંનેથી લુકમાનજીને બેહેકાવામા ઘણા હોશથી સામે
લ થતો હતો.

નદી પર લુકમાનજી પુણેમચંદ સાથ મસલત કરેછે, તે
વામા વીકાજીએ પેહલેથીજ સઘળાઓને શીખવી મેળયું કે
લુકમાનજીપર માર પડવાથી આપણને ઘણી દયા લાગતી
હોય તેવો સઘલાઓએ દેખાવ કરવો અને તેની સાથ સારી
પઠે મળી જવું, પણ જો એવા ઢોંગ નહી કરીશું તો તે આ
પણી સાથે રાંદેર આવશે નહી.

આ સુચના સઘલાઓએ કબુલ કીધી અને અમલમા
પણ આણી.

સઘલાઓ લુકમાનજીની આસપાસ ફરી વળયા અને
તેના જખમો બાબે ઘણી દલગીરી બતાવા લાગા. એકે મ
નજીના મારને "ઘણો હીચકારો હોમલો" કહયો, બીજા
એ મનજીને "જંગલી ડુકર" કહયો, તરીજાએ મનજીની
ચાલને "ફાંસીની સજાને લાએક" જણાવી અને ચોથાએ
આ માર મુગે મોહડે ખાવા સારૂં લુકમાનજીની ધીરજ અ
ને સબુરીની સહરાગાત શરૂ કીધી. પુણેમચંદ વકીલને ધ
નજીશાહએ ઘણા દયાલુ દીલથી નહી પણ દોલથી અરજ કી
ધી કે "લુકમાનજીની તરફથી મનજીભાઈ સાંમે જેટલાં તો
હોમત મુકી શકાય તેટલાં મુકવાં અને તેનો સઘલો ખરચ
હું આપશ." તેમજ પુનેમચંદે કબુલાત આપી કે "હું દો
સત લુકમાનને પુરેપુરો બદલો જીહોતાવી આપશ." વીકા
જી વઈદતો લુકમાનજીના હકીમાંનીજ તારીફ કરવા મંડેલો
હતો. તે બોલતો કે "મનજીએ કોણને હાથ લગાડયો!
બીચારા એક ફરેસતા જેવા બોજોરગ હકીમને. શું કહું
દોસતો લુકમાનજીના હાથને. એટલો જસ છે કે વાપરેછે
તારેતો જમાલગોટા અને પારાની દવાઓ, પણ તેઓથી મુ
વેલાં માણશને જીવતાં કરવાનુંજ એવણે બાકી રાખયુંછે."

આ સઘલી મોહોબત અને સીફતના શુખનોથી લુક
માનજીનું દીલ તમામ પીગલી ગયું અને તેવણ ખુશાલીના
સાતમા આસમાને ચહડી ગયા. માર ખાવાથી જાંહાં તે
વણ આબરૂ જવાની ધાસતીમા હતા, તાંહાં આ લોકોએ
તે ધણીને એટલી આબરૂ આપવાથી તેવણ ગોયા જીવતા
જીવત બેહેસતમા ગયા. તેવણની છાતી એટલી હરખાઈ
ગઈ કે બોલતાં તેવણની જીભ પણ લથરવા લાગી કે—"મે
હેરબાનો, હું હીઆં આવો તેવારે તમારી મેહેરબાનગીને
માંનથી, મેં ખાધો, માર ખાધો, તેથી તમારો દીલગુરદો, મ
ને ગુશો આવો, તારે"—

આ પરમાણે ફાટું ફાટું બોલતો જોઈ વીકાજી વઈદ
વચમાં પડયો "સાહેબો, હકીમજી એટલા હરખમાંછે કે તેવ
ણ તરફથી હું બોલું છઉં. તમારો આવો દીલગુરદો જોઈ
લુકમાનજી તમારો પાડ માનેછે. જમાલગોટાના ગમે એટ
લા મલમથી અથવા ગમે એટલા મેથી પાખથી હકીમજી સા
જા નહી થાય તેટલો કરાર તમારા આ શુખનોથી તેવણને
મલયોછે."

લુકમાનજીએ વીકાજીની આ શેવાને માટે હેશાનમં
દીથી તેનો બરદો ઠોકી શાબાસી આપી અને રાંદેર સાથે
મોજ કરવા જવાની ધનજીશાહની અરજ પણ તેવણે ખુ
શી સાથે કબુલ રાખી.

મછવો, તેમા લાયેલાં બજાર, સુવાના બીછાનાં, અને બીજાં અસબાબ સાથ તઈઆર હતો અને એક ચરબેદાર માણસના ગાલની મીશાલે પવણથી ફુગેલા સડ પા ક લાકના અરસામા આ દોસતોની ટોલીને રાંદેરને કીનારે લઈ ગયા, જાંહાંથી તેઓએ પાધરાજ ગામની પાદરે ધનજીશાહના વડવાઓથી ઉતરી આવેલા જુના વજીફાંની નાહાની બંગલીમા ઉતારો લેવા જવા માડયુ.

---

## પ્રકરણ ૧૦ મું.

તાડીની મોજ અને મસતીની આરજુમંદ આ દોસતોની મંડલીએ ધનજીશાહના બગીચાનો રસતો લેવા આ ગમય તેઓની સંફમા એક નવો દોસત હુમેરાયો. ધનજીશાહના વજીફા તરફ જતાં વોહોરાઓના આ વતન રાંદેરમા જુની મસજીદની પાસે એક ભાટ અથવા ચારન કવીતા બોલતો હતો અને તે સાંભલવાને લોકોનુ મોટું ટોલુ ભેગુ મલયુ હતુ, તાંહાં ધનજીશાહના દોસતોનો આ નવો દોસત ઘોડા ઉપર બેસીને ભાટની ભટાઈ સાંભલતો હતો.

ધનજીશાહ અને તેના પારસી દોસતો ચારન લોકોના કથાવરનણનો શોખ નથી એમ કેહેતા હતા, પણ ખરી વાત એ હતી કે તે પારસીઓને આ બટકબોલા ભાટ લોકોની વારતાની સમજ નહી હતી. પાંણીના રેલાની મીશાલે જારે આ ભાટ વગર અચકવે પોતાનુ વરણન કરયો જાયછે, તારે ધનજીશાહની જાણે બલા કે તે શું બોલેછે. ભાટની ભાશા તેને મનસે પેહલવી ઇઆ સંસકરીત જેવી હતી અને વળી ધનજીશાહ તથા દોસતોનું મન તાડીપર વધારે તપેલું હતું.

પણ પુણેમચંદ વકીલ હીંદુ હોવાથી તેને આ કથાવરનણ ઉપર બહુ શોખ હતો અને તેણે બજીદ થઇ ઉપલી આખી ટોલીને તાંહાં થોભાવી. તેઓ થોભપાતો સારૂં થયું કે તેઓના દોસત જાંહાંગીરશાહને નવો હુમેરવાને બની આવયું. તેને ધનજીશાહએ પોતાના બગીચામાં આવવાને નોતરૂં દીધું, અને જાંહાંગીરે લગાર આનાકાંની કરીને તે કબુલ રાખયું.

જાંહાંગીર આ ભાટની જબાંદરાજીનો તમાશો જોવા હોંશથી ઉભો રહેલો હતો અને વળી ઘોડેસવાર થયલો હતો, એજ બીના વાંચનારી બાનુઓને કહી આપશે કે ઓલપાડવાળો જાંહાંગીર પોતાના ઉપલા સુરતી દોસતોથી જુદાજ ખવાશનો હતો.

જાંહાંગીરશાહ ઓલપાડ તાલુકાનો રેહેવાસી હતો અને પોતાના ખાંનદાંનથી, પોતાના માલ મીલકતથી, તેમજ પોતાના જાતી ગુણથી તે જાંણીતો થયલો હતો. તેના હાથમાં બાપદાદેથી મળેલું એક ગામ હતું, જેની તેને સારી ઉપજ થતી હતી તથા જે ગામને તેણે પોતાની ચંચલાઈ તથા ચપલાઈથી ઘણું સુધારયું હતું. જાંહાંગીર સખી જીવનો, મોટાં દીલનો અને ઉદાર મંનનો હતો. તે બાહાદુર, હીમતવાન અને જોરેમંદ હોવાથી લોકો તેને જાંહાંગીર જંગીને નામે ઓળખતા હતા.

જાંહાંગીર જંગી માતર ૩૦ વરસની વએનો ગબરૂ નોજવાન હતો. તે જેટલો મગજે ચાલાક તેટલો દેખાવે શુંદર અને કદે કદાવર હતો. તેની ચાલચલણ ગંભીર પણ મીલનસાર હતી. તે ગરીબમા ગરીબ દોસત સાથ ભેલાતો હતો અને તોપણ પોતાનો ટેકાવ રાખી શકતો હતો. તે મશખેરો અને હસમુખો હતો, પણ પોતાને અથવા પારકાને અપમાન સાંખી શકતો નહી હતો. નબલાને હીમાએ તે બાંજુબળ બતાવાને તે તઈઆર હતો. તેને કસરતનો, સવારીનો અને ગાંએણનો ઘણો શોખ હતો. મા બાપ બાળપણમા મરણ પામેલાં હતાં અને તે એક મોટી પીડામાથી બચયો હતો. તે બાલ લગનની પીડા હતી, જેમાથી આજ સુધી તે કુમારો રહયો હતો અને પોતાને મનભાવતી મેહેબુબ મેળવવાને શકતીવાન હતો.

આવા એક દોસતને પોતાની સંફમા જોવાથી ધનજીશાહ અને તેના સઘળા "કંપનીઆરો" ખુશ થયા.

ધનજીશાહએ પોતાનો વજીફામા સરવે પહરોણાઓની એકસરખી મદારત અને માવજત કીધી. પોતાના આ પચરંગી પહરોણાઓને પોતાની મરજી અને એતેકાદ પરમાણે સાયે ઇઆ જુદા જુદા જમવાની છુટ મેળી હતી, પણ જુદા જમનારને માટે તરદુદ ઇઆ મોજ કાંઈ ઓછી નહી હતી.

જુદા જમે એવા પહરાણા અલબતાં બે હતા. એક પુણેમચંદ વકીલ અને બીજો લુકમાનજી હકીમ.

પુણેમચંદને પરગનેઆત સાથ જમવાની ખરેખરી છોટ હતી અને તેથી તેણે પોતાના ભટને હાથનું પકાવેલું ભોજન જુદું લીધું હતું.

લુકમાનજી મુસલમાન હતો તેને જુદું જમવાની જરૂર નહી હતી અને તે આ સઘલા દોસતો સાથ એક સુફરે બેઠો હતો.

બાકીના દોસતો પારસી હતા. તેઓમાં જાંહાંગીર જંગીને જુદદીન સાથ જમવાની મુલગી છોટ નહી હતી અને તેથી તે હીમતથી બેદેહેસત બેઠો હતો.

ધનજીશાહને છોટ હતી, પણ તે નામની અને દેખામની હતી. તેવણ સુરતમા શેઠીઆ ગણાતા હતા અને લોકોના માનના ભુખા હતા એટલે લોકોમાં પાકીજગી ઘણી બતાવતા હતા. પણ બાતેનમાં તેઓ પરગનેઆત સાથ જમનપરસાદ કરતા હતા અને આજ વજીફામા ઘણા ઈંગરેજ અમલદારોને જમાડવાની નોંધ હતી.

રૂસતમ આગા વગેરેને છોટ હતી, પણ ધનજીશાહ શેઠને છોટ હતી એટલાજ માટે અને જાંહાં તેવણ બનાવે તાંહાંજ તેઓ પણ છોટ બતાવતા હતા.

મીશટાન અને મસાલેદાર પકવાનોની શી મના ! તાડી અને મસાલેદાર બેવરાની લેહેજતની શી મના ! ધનજીશાહએ પોતાના ખાશ ખજુરાંની તાડી મંગાવી હતી.

પેહેલાં આ દોસનોની મીજલશના ટોલ ટપા હદમા હતા અને તે જાંહાંગીર જંગીની હાજરીની ખુબી હતી. પણ જેમ ગોલાબ અને ચંમેલીના મખવાશનો ફરમાસુ ગાલેલો બેવરો આસપાસ ફરવા લાગો અને જેમ તાડીની તાંસ તણાવા લાગી તેમ જાંહાંગીર જોનો કે હદ અને મરીઆદા પછવાડે પડતી હતી.

મજબ મશખરીનું મધીઅ મીઠું સઘલું લુકમાનજી હકીમપર હતું. તે સુરીઅની આસપાસ આ સઘલા મસત ગરેહોનું મંડળ ફરતું હતું. ગરેહો મસત તારે સુરી

અ વધારે મસત હોવો જોઇએ અને તેમજ હતું. લુકમાનજી
તાડીના બાંડાં પર બાંડાં ઉઠાવતાં ચકચુર થઈ ગયા હતા.

પણ તેને બાંડાં ઉઠાવાની ફરજ પાડવામાં આવી હતી.
તેને દારૂ અને તાડી પાવાનો સંપ થયો હતો. સઘલા સુ
રતી દોસતો તેને છાકટો કરવા બેઠા હતા અને તે ધારણામા
તેઓ ઘણે દરજે ફાવયા હતા. થોડો વખત જતાંમાં લુક
માનજી ટાટ થઈ ગયા હતા અને બીજા દોસતો
ખુશ લેહરમા ઉલરયા હતા.

લુકમાનજીની તારીફપર તારીફ કરવા, સલામતીપર
સલામતી લેવા અને તેને તરેહવાર રીત બેહેકાવાની યુક
તી આ કારણસર વાપરી હતી. એ સઘલા હોનરની કું
ચી વીકોજી વઈદના હાથમાં હતી અને તેણે ચાલાકીથી
એ ચાવી ચલાવી હતી. લુકમાનજી પોતાને વીદવાનમા
તથા સઘલી નવી શોધોના અભીઆશીમાં ખપાવાનાં ગુ
માનથી ઘણા ફસયા હતા અને તે ગુમાનનો વીકાજીએ હ
મણા ફાયદા ભરેલો ઉપયોગ કીધો.

લુકમાનજી પોતેજ એક કોપટું ઉઠાવીને બોલયા કે
"ભાઈઓ આદમજીના વખતની વાતો તો હવે બધી ભુ
લી જવાનો વખત આવો છે. દોસત વીકાજી તમને તો
ખબર હશે કે આજે વીજલીનો ખપ કેવો વધોછે. સામા
નને ઢોર ચઢાવામા વીજલીછે તો છે પણ મેં સાંભલુંછે કે
નાહના જીવડાઓ વીજલીથી નાચેછે."

"હા. પણ મેંતો સાંભલયુંછે હકીમજી કે વીજલીથી
માણુશની લાશમા પણ જીવ આવેછે."

"અને મારા વાંચામાં તે વાત આવીછે." તેમાનુ
કાંઇ મળે નહી. હકીમજીએ વાંચેલું નહી છતાં, દોલ જા
લવવા સારૂં અરાવી દીધું. પણ વીકાજી વઈદને વાત બે
હેકાવાને તેથી બની આવયું.

"વીકાજીભાઇ હુંનેતો વાંચવામા એવું આવું કે મુ
વાં આદમ વીજલીથી જીવતાં થાયછે."

હીઆં હકીમજીએ થોડી તાડી ટાંસી અને વીકાજી
થોડી નવી તાડી આગળ રેડી ચાલયો

"અરે તારે હકીમજી તમોને ખબર નથી. મેં લ
શકરી દવાખાંનામા ચાકરી કીધેલીછે અને તાંહાં મારા વડા
ડાકટર વાલશેડે નજરે જોએલી વાત મને કહીછે. હા, પણ
શું આ તાડી ફરમાસુ છે!"

"શું દોસત ડાકટર સાબના દીઠામા શું આવું!"
આમ કહીને હકીમજીએ વળી કોપતું ઉઠાવયું અને પીતાં
પીતાં બોલયા "તેઉ સાબે શું વીજલીથી જીવતું માણુશ
દીઠું!"

"માણસ? અરે મુરદું ને તેબી કોણનું? ખુનીનું,
પણ હકીમજી તમે થોબયા શું? વેકો આટલી તાડી પુરી
કરો."

"તમો કોઇ લેતા નહી ને મનેજ પાવોછો."

"કાંએ નહી કાંએ? હું તમારી સાથે લઉં છઉં.
વાંક ધનજીશાંહ શેઠનો છે. શેઠ લેવો, કાવલા બધા સાહેબો
ને તાડી નાખ, ઓ હો, આતો સીગનપોરનો માલ છે, હકી
મજી જરા તપાસી જુવો, આપણ બધા તપાસી જોઇએ."

બીજાઓએતો ખરેખર તપાસી જોઇ તારે હકીમજી સ
ઘળી ખલાસ કરીને વધારે તઇઆર બની રહયા અને વી
કાજીએ વાત આગળ ચલાવી.

"કેહેછે કે વીલાયતમાં એક ખુનીને ગએ વરસ ફાંસી
દીધો, તેની લાસ ઉપર વીજલીના ફીલસુફે તપાસ કીધી અ
ને તે મુદડું જીવતું થયું."

રૂસતમ આગાએ વચમાં ખોટી તાપસી પુરી. "એ
મેં વાંચેલુંછે. કેહે કેજે તે મુદડાંનો કાંન ફડફડયો, હાથ
હીલીઓ ને પગ ઉંચકાયો."

"એટલુંજ નહી પણ જે વીદવાન તપાસ કરતો હ
તો તેને કકડાવીને એક લાત જે જાહાડી કેની તે વીદવાં
નો ચાર વાર ઉડી ગયો. તાંહાંથી તે ખુની ઉઠયો તેવો પા
સે એક છુરી પડેલી હતી, તે લઇને દોડયો, ઘુમાવતો ઘુમા
વતો મોહલામાં દોડયો અને પછે તે કાંહાં નાહાઠો તે આ
જના દાહાડા ને કાલની ઘડી સુધી કોઇને ખબર નથી."

"ખરે ભાઈ વીકાજી આ બનાવ તમારા ડાકટર સા
આબના જોવામાં આવો?"

"નજરો નજર—ખોદાના બંદા હોવોતો માનજો,"

"પણ આતો હવે મોટી શોધ થઇ ને આદમજાતનું
ભલું થીઉં."

"અરે પણ હકીમજી આપણુને ભુખે મરવાનો વખ
ત આવયો. આપણ વઈદોનું કામ હવે વીજલી સારશે.
આપણુને દવા છોડીને વીજલીનો સાંચો વાપરવો પડશે.
મારો ડાકટર વાલશેડતો પોતાની સાથે લઇને ફરેછે."

"ઓ હો—તારેતો જરા આપણે દેખાડોતો બહુ
મેહરબાની".

"હા—હમણાં હીઆંજ મંગાવીને બતાઉ, મેં ઘણી
વાર તપાસેલોછે. ડાકટર વાલશેડ નદીના કીનારાપરજ રહે
લો છે, ને હું ચીઠી લખી મંગાઉં તો એક કલાકમા સાંચો
આવી લાગશે."

આમ કહીને વીકાજી થોડોવાર ખાંનાના સુફરા ઉપર
થી ઉઠી ગયો, પણ સાંચાની વાટ જોવા જેવી લુકમાનજીની
સુધ રહી નહી. પુણેમચંદ વકીલની ફરમાશથી જાંહાંગીર
જંગીએ એક મધુર ગીત ગાયું, તેટલાં બીજાઓએ લુકમાન
જીને એટલી તાડી પાઈ કે તેના પગ ઇઆ જબાં બેહુ લથ
રવા લાગાં, પણ જાંહાંગીરે એક ખેઆલ એવો ગાયો અને
રૂસતમ આગાએ તેનો એવો જવાબ આપયો, તે ઉપર સઘ
ળાનું ધેઆન રોકાઇ ગયું, તેવામાં લુકમાનજીએ ઉઠીને ચા
લવા માડયું. ધનજીશાહએ અસારત કરી વીકાજીનું ધેઆ
ન ખેંચયું પણ વીકાજીએ ઇસારત કીધી કે "અખાડા ક
રીને બેસી રહો, એને જવા દેવો, એનાથી જવાઈ શકાવા
નું નથી."

વીકાજીનું સઘળું ધેઆન લુકમાનજી ઉપરજ રહેલું
હતું. લુકમાનજી ઉઠયો તેવો ચાલવાની શકતી નહી હોવા
થી દેવાલને હાથ લગાડતો તથા ઠઠોસતો દરવાજા તરફ જ
તો હતો. તે રાંદેર આવેલો પોતાને ભુલી ગયો હતો અને
સુરત પોતાને ઘર જવા નીકલયો હતો, પણ ચલાય કોણથી
કે ચાલે. જે ઓરડામા જમતો હતો તેના બારણા પર જ
તાં તેણે એક એવોતો જબરો લપેરો ખાધો કે જો તેણે બાર
ણાનો આદગરો ધરી લીધો નહી હતેતો ઓરડાની અંદરજ

જીહીખાઇ જવા વના રેહતે નહી, પણ ઓરડામા અફડા તાં તે બચયો તારે ઉંબરના આંચકાથી તે ફસપો અને એક ઠોકડમાં તે એવો જીહીખાપો કે અડધો ઓટલા પર અને અડધો સીહીડીપર જઈ પડયો. પડતાંવાર તાડીની કેફની જુમ તેને પુરતી ચહડવાથી તે તદન બેસુધ હાલતમા પડી રહયો, પણ વીકાજી વઈદ જે બાહેરથી જાંહાંગીરના બેઆલ સાંભલવાનું ડોળ દેખાડતો હતો, પણ જેણે બારીકીથી લુકમાનજીનાં હીલચાલપર કાન રાખેલા હતા, તે આ પડવાનો અવાજ સાંભળતાં તરતજ ઓટલા આગળ દોડી ગયો અને મુદડાં જેવી હાલતમા લુકમાનજીને ઉંચકીને ઓટલાની એકબાજુએ એક ઓરડીમા બીછાના ઉપર સુવાડયો.

પણ લુકમાનજીને તેના છાકટપણાને માટે સજા કરવાં અને તેમાથી પોતે મજા મેળવવાનો વીકાજીએ રૂસતમ આગા તથા ધનજીશાહ સાથે સંપ કરયો. જેથી ધનજીશાહ ખાનાના સુફરા ઉપર પોતાના દોસતોને વાતે વલગાવી બેઠો અને વીકાજીએ રૂસતમ આગાની મદદથી પોતાની ધારણા પાર પાડી.

તેણે રૂસતમ પાસે થોહોક ગુલાલ અને કુંકું પાંણીમાં ભીનવી મંગાવયું અને જેમ આપણી બાનુઓ બારણા ઉપર ખરપટું કરેછે તેમ લુકમાનજીના ચેહેરાને, બરડાને તથા દીલ ઉપરના સઘળા પોશાકને આ મેલવણીમા લપેટી નાખયો. એ પછે રૂસતમ અને વીકાજી બંને જણ જાંણે કાંઇ બનયું નહીં હોય તેમ દોસતો વચે પાછા આવી બેઠા.

સઘળાઓને ઉંઘના જોંહોકા આવવાને હવે જાજો વીલમ નહી હતો. સાંજના કુસતી ખેલી તારથી તે અતાર સુધીમા આ દોસતોના મગજ ઉસકેરવાને કસું બાકી રહયું નહી હતું, માટે દોસતો પોતાના બીછાના ઉપર જવા સારૂં ઉઠયા, પણ તરત લુકમાનજી કાંહાંછે તે પુછવાની અરદેસરને સુધ આવી. અરદેસરને જોઈ પુણેમચંદ અને બીજાઓને પણ એજ સવાલ સુજ પડયો. વીકાજી અને રૂસતમ આગા પણ જાંણે કાંઈ જાણતા નહી હોય તેમ એજ પરપુછમા પડયા અને ધનજીશાહાએ પણ ઢોંગમા અનજાનપણું બતાવી પોતાના કાવલા બબરચીને બોલાવીયો તથા લુકમાનજી કાંહાં છે તેને પુછયું. કાવલો આ સઘળો વખત પાછલા ખંડમા બીજા ચાકરો સાથ રોકાયલો હતો, માટે એ બાબે કાવલાએબી કાન પર હાથ મેળયા, તારે ધનજીશાહએ જરા ઘબરાટનું ડોળ કરીને લુકમાનજીની શોધ કરવા કાવલાને ફરમાવયું. કાવલો ઓટલાગમ ગયો, પણ તે વામાતો જાનકી નામની ઘોડાવાળી "બાપરે, બાપરે" બુમ મારતી પોતાના શેઠ તરફ આવતી જણાઈ. તે બીહીકથી ઉજલી પુની જેવી થઈ હતી અને તેના હોટ સઘળા ફીકા થઈ ગયા હતા. તે આવતાંનેવાર ધનજીશાહને બુમ પાડી કેહેવા લાગી કે "મારી લાએબોરે મારી લાએબો, લુકમાનજી હકીમને મારી લાએબોછે, તે ઓરડીમા પઓરોછે ને આખું દીલ લોહીએ ખરડાઈ ગયુંછે."

આ છાકટા વઈદને મુદડાંની હાલતમા કુંકાંએ ખરડીને સુવાડવાના ઢોંગની મજાનો હવે વખત આવયો. ધનજીશાહ દોસતો સાથે જાનકીની બતાવેલી જગા ઉપર દોડી ગયો અને સઘળાઓએ જોયું કે લુકમાનજી તંદન બેહોશ પડેલો હતો અને ખરેખર લોહીમા ખરડાયલો હતો.

જાંનકીએ તરત તરક બાંધી અને જેઓ અનજાના હતા તેઓમાના ઘણાખરાઓએ ટેકો આપયો કે પેલા મોદીના મનજીએ તેને મારેલા મારથી આ પરીનામ નીપજયું.

જાનકી ઘબરાટમા બુમો પાડવા લાગી, અને ચાકરોથી મોટી ગડબડ થઈ ગઈ તે હીઆં સુધી કે ગામમા વટીક બુમ ચાલી કે લુકમાનજી હકીમને મનજીભાઈએ મારીનાખયોછે.

વીકાજીએ નાડી જોઈ સરવેને કહયું કે "હવે બોચારો થોહોજ વખત જીવશે." ધનજીશાહે પોતાના બંગલાપર બદનામી આવવાની ધાસતી બતાવી. પોલીસ પટેલને ખબર થવાથી તે પરપુછ કરવા આવયો, પણ ધનજીશાહનો ગામમા એટલો વગ હતો કે તેણે પોલીસ પટેલને સમજાવી, ઠગી અને તાડીનું એક ઘડીઉં આપી કાહાડયો.

આ ગડબડની વચે લુકમાનજીને જરા જરા સુધ આવવા લાગી. કોર વાલતાંજ તેની આંખ ઉંઘડી ગઈ અને જોયુંતો તે લોથપોથ પડેલો હતો અને ઘણાક જણ બતીઓ લઈ આસપાસ ઉભેલા હતા.

વીકાજી બોલી ઉઠયો કે "દોસતો તમો સઘળા જણ જરા અંદર જાઓ. ખોદાની કરમબખશેશથી દરદીમાં જરા હોશીઆરી આવેછે, તેને આ ભીડથી ઘબરાવવો નહી જોઈએ."

આ હુકમ મુજબ ધનજીશાહ અને રૂસતમ આગા સીવાએ સઘલાઓ બીજા ઓરડામા જઈ કચકચાટ અને વાતચીત કરવા લાગા.

લુકમાનજીમા હજી ઉઠવાની તાકાત નહી હતી. તેણે પડયો પડયો આંખ ઉંઘાડી પુછયું કે "અરે હું કાંહાં છઉં!"

વીકાજી તેને ઘબરાવા હાજર હતો. "ભાઈ તું તો મરણ પામયોછે અને તારી લાસ ઉપર હમણાજ જુરી ભરવાનીછે."

લુકમાનજીની કેફ હજી ઉતરી નહી હતી, તેણે જુમમાને જુમમા ઘબરાટથી પુછયું કે "શું હું મરી ગયો?"

વીકાજીએ ઘંભીરાઈથી જવાબ દીધો કે "હા તું મરી ગયોછે."

લુકમાનજીએં જરા હોશ લાવીને વીકાજીનેં ઓલખી કાહાડયો કે "તમે વીકાજી વઈદછો નહી?"

જાંણે આ સવાલ સાંભળયો નહી હોય તેમ વીકાજીએ અખાડા કરીને ધનજીશાહ સાથ વાત કરવા માંડી, "શેઠ જોયું કે, આ વીજલીની અસર જોઈ કે!"

"હા—ડાકટર. શું અજાએબ અસર છે?"

"પણ ધનજીશાહ શેઠ, હજીતો વીજલી બરાબર લાગી નથી. લાગશે તારે માલમ પડશે."

લુકમાનજી હવે વધારે ઘબરાયો અને અરધી કેફમા બોલયો "ધનજીશાહ શેઠ હું જીવતો છઉં."

"નહી હકીમજી, તમેતો મરી ગીએલાછો, એતો ડાકટર વીકાજીએ પોતાના વડા ડાકટર પાસથી જે વીજલીનો સાંચો મંગાવયો હતો તેની અસરથી તમો જરાવાર જીવતા થયાછો."

"અરે આ શું થઉં! ડાકટર હું મરી ગઓતો?"

"સાહેબ તમે 'ટેમપોરરી ઈનસાનીટી'મા આવેલાછો."

હકીમજી સમજતા મરે. જાંણે કોઈ વીદીઆનો બો

લ હોય તેમ વીકાજીએ ખોટો બોલ અરાવી દીધો અને હ કીમજી ધબરાયા.

"મારી હાલત ખરાબ જેવુંછું. અરે હું મરી જ વાને કેટલેક વખત થીઓ?"

"એક અઠવાડયું અને સાડા તરણ કલાક ઉપર. એતો વીજલીથી તમારૂં દીલ સલામત રહયુંછે."

ધનજીશાહ જરા દાહાયા થયા. "આફરીન ડાકટર, આફરીન તમારી વોદીઆ ઉપર, તમે પારસી ટોળાનું ના મ રાખયુંછે, પણ ડાકટર બીચારા લુકમાનને આટલા દા હાડા સલામત બચાવયો તારેતો એને તદનજ જીવતો કરવા ની કોશેશ કરો."

"ખોદા કરશેતો તેમખી થશે. હમણા જરા મુદડું જી વતું થયુંછે, તેટલાં મને સવાલ કરવા દેઓ. લુકમાનજી આ જરા પીઓતો, તમોને સવાદ લાગેછે?"

આમ કહી પાણીનું ટંબલર આપયું અને લુકમાન જીએ કયું કે પાણી જેવો સવાદ લાગેછે.

પણ વીકાજીએ ફેરવી મારયું "જોયું, ધનજીશાહ શે ઠ હજી બરાબર અસર થઈ નથી. દવાનો સવાદ એમને પાણી જેવો લાગેછે. હું ધારૂં છઉં કે હજી એવણને વધારે વીજલી લગાડવી જોઈએ."

વીકાજીની એસારત ઉપરથી ધનજીશાહે એક લોઢાંનો સલીઓ ગરમ કરી મંગાવયો અને ગરમ ગરમ લોઢું લુક માનજીને એક બે વાર લગાડયું કે તેણે બુમો પાડવા માડી.

"હવે લુકમાનજી જરા આ દવા ચાખી જુવો." આ મ કહી તેને ખરેખર દવા ચખાડી અને લુકમાનજીએ ક લ કીધું કે તે દવા હતી.

ધનજીશાહએ મોટી ખુશબખતીનું દોળ ઘાલયું. વી કાજીના અખતરાની કેવી ફતેહ થઈ! ધનજીશાહાએ તેને મુબારકબાદી આપી અને લુકમાનજી આ ઢોંગ સમજી શકે એવી સુધીમા હજી આવયો નહી હતો.

વીકાજીએ હજી કારસતાન આગળ ચલાવયાં "જાં હાં સુધી મુવેલું માણસ વીજલીથી ઉભું થાય અને ચાલે નહી તાંહાંસુધી અસર પુરતી ગણાય નહી. હકીમજી જ રા ઉઠશો."

હકીમજી ઉઠયા ખરા, પણ હજી તેના પગ લથરતા હતા અને તે પોતેજ બોલયો કે "મારામા ચાલવાની તાકાત નથી."

"કાંઈ ફકર ના કરો, હકીમજી તમે આટલુંબી ઉઠયા છો, એટલે હવે ગનીમત છે. હું સોગંદ ખાઈ કહું છઉં કે હવે તમો જીવતા થશો. હાલ તરતતો જરા ઉંઘાઓ, ત પાસી જોવાની વારૂં તમોને ઉંઘ આવેછે. તમે એને શેવ ટની ઉંઘ નો સમજતા. તમારી ઉંઘમા હું વીજલી ચાલુ રાખશ, તમે બેફીકર ઉંઘાજો."

છાકટા લુકમાને ઉંઘાવાની કોશેશ કીધી, વીકાજીએ ક હયું કે હું બસો વેર ગણી જાઉં તાંહાં સુધી આંખ ઉઘાડ તાના. લુકમાને તેમ કીધું અને પચાસ ગણયા નહી તેટ લામાતો આ વોહોરાજી સાહેબ ઘરાઘર ઘેરવા લાગા.

વીકાજી પોતાના દોલીઆ સોબતીઓ સાથ બાહેર આ વયો અને ઓરડાના બારણાને ચાવી દીધી. બાહેર દોસ તો તરેહવાર અટકલ કરતા ઉભેલા હતા તેઓ જાણવાથી ખુશી થયા કે લુકમાનજી તનદરોસત હાલતમાછે અને સા રીપઠે ઉંઘ કાહાડેછે અને તેઓની ધાસતી નરમ પડવાથી તેઓ પણ સારીપઠે ઉંઘાયા.

---

## પ્રકરણ ૧૧ મું.

સહવાર સુધીમાં લુકમાનજી પુર હોશીયારીમા આ વયો અને સઘલાઓને ઉઠવા આગમય પોતે ઉઠીને બારણું ઠોકવા પડયો. તેણે એકતો પોતાને કેદ થય લો જોયો, બીજુંતો પોતાના બદનને કુંકાંમાં લપટાયલું જો યું, તરીજુંતો બદન ઉપર દહજાડવાના દાઘ જોયા, એ સ ઘલી નીશાણી ઉપરથી આગલી રાતની તેની કંગાલ હાલ ત તેને યાદ આવી, તે ઘણાજ ગુસાથી બારણું અફાડવા પડી ગયો અને જે સઘલા દોસતોએ તેની આ પરમાણે મ શખરી કીધી તે બાબે ખોલાસો પુછવાને તઈઆર થયો હતો.

લુકમાનજી હકીમને સહવારના પોહોરમાં પોતાના ઘ રાકો સાચવવાં હતાં. તેણે રાતે ગમે એવો બેવડો ચહડા વેલો તોપણ સરેસતાના વખતે તેની આંખ ઉંઘડી ગઈ હતી અને તેને જલદી પોતાના ધંધા ઉપર રવાને થ વાની ઉતાવલ હતી.

એટલા માટે જારે તેણે બાહેર નીકલવા માટે બારણું ઠોકવા માંડયું તારે તે બમનો ગોસામા ચઢેલો હતો અને બમના જોસથી બારણું અફાડતો હતો.

પણ વલી તેણે વીચાર કીધો કે આ સઘલા દોશતો મજાખપર ચઢયાછે, માટે જો આ વખતે સારૂં તાણ કર શતો મને વધારેવાર હીઆં કેદ રાખશે માટે છુટો થવા સારૂં તેણે ખુસામતનો રાહ એખતીઆર કીધો. તે બોલ વા લાગો કે "દોસતો બારણું ઉંઘાડો, ધનજીશાહ શેઠ! બા રણું ઉંઘાડીને જરા જુવો તો ખરા હું કેવો જીવતો થઓ છઉં. ઓ! વીકાજી, તમારા અખતરાથી હું જીવો છઉં અને મારૂં હેશાન જાહેર કરવા સારૂં બાહેર આવા મા ગું છઉં. ઓ ખોદા! વીજલીએ મને જીવાડેછે. ઓ વીજલી, વીજલી, તારી અજબ કરાંમત છે. મને શખત આચકા લાગા, પણ હું સજીવન કેવો થઓ છઉં. યારો મને બાહાર કાંહડો."

બાહાર ઉભેલા દોસતોને આ ઉપરથી નવી રમુજ પે દા થઈ. વીકાજી અને રૂસતમ આગાએ દોસતોમા એવો વીચાર બેસાડયો કે "લુકમાનજી રાતના મુવેલો દીસતો હ તો, તેમાથી સજીવત થયો ખરો પણ બીચારો દેવાનો થયો છે." સઘલા દોસતો પણ સમજી શકયા નહી કે એ વી જલીની અને અખતરાની કેમ વાતો કરેછે? તેઓની ખા તરી થઈ કે પેલા મનજીના મારથી અને રાતની શરાબની મ સતીથી તેનુ ભેજું એઠવાઈ ગયુંછે અને મગજ ફરી ગયુંછે.

વીકાજીએ આ વેહેમનો લાભ લીધો, તે બુમ મારી પુછવા લાગો કે "કેમ વીજલીના દેવ! તમારી તબીઅત કેમ છે?"

લુકમાનજીએ વીચારયું કે હમણા જો ના કહીશ તો કાંઈ મારો રસતો થવાનો નથી, માટે પોતે જવાબ પણ તેવાજ આપવા લાગો. "વીકાજીભાઈ, હું વીજલીનો દેવ જ છઉં. વીજલી માતા સુંપર પરસન છે. વીજલીથી મારા દીલમા આવુંછે, પણ હવે મને બાહાર કાહાડો."

"પણ દેવજી તમે બાહેર નીકલી અમને હેરાન કરશો."

"ના હું તેમ ન કરૂં."
"અમોને ખાઈ જશો."
"ના હું ન ખાઉં."
"અમોને ગાલો દેશો."
"હું કસમ ખાઇ કબુલાત આપું છઉં કે તેવી મા
ઠી ચાલ ના ચલાઉં. હવે મુને બાહાર નીકાલો."
એવામા પુણેમચંદ વકીલ રૂસતમ આગા સાથે આ
વી પોંહોંચયો, રૂસતમે ધનજીશાહના હાથમા પઇસાની એક
ઠેલી મેળી, જે જોતાંજ વીકાજીએ બારણું ઉંઘાડી નાખયું.
લુકમાનજી ગુસાથી લાલ થયલો બાહેર નીકલયો, પણ
તે પોતાના બલતરા બોલવા જાયછે, તેવામા પેલી પઇસાની
ઠેલી ધનજીશાહાએ તેના હાથમા મેળી કહયું કે "લેઓ
હકીમજી તમારે લાએક કાંઇ નથી."
લુકમાનજીએ જોયું તો આ ઠેલી ઉપર આ પરમાણે
ચીઠી વલગાવેલી હતી—"બાંઈ ફાતમાબુ તે મરનાર લુકમા
નજી હકીમની વીધવા જોગ, આ રૂ૨૦૦ ની રકમ પોંહચે."!
આ ચીઠી જેટલી અજાએબ જેવી હતી તે કરતાં વ
ધારે અજાએબી લુકમાનજીને એમ ઉતપન થઇ કે "આ
ચીઠીમાંના અખશર મનજીભાઇ ઘેલા મોદીના હતા—તે કે
રાંદેર મગજનો મોદી કે જેણે એક દાહાડો આગમચ ભો
લા દોલાની ભુલને થકી બીચારા લુકમાનજીને શખત કોદરી
જીહીલાવી હતી.
તેની આ ભેદ ભરેલી ચીઠી કાંહાંથી આવી અને વ
ળી તેણે આ રૂપીઆ કાંહાંથી મોકલયા !
જારે લુકમાનજીને ઓરડીમા બંધ કરી તેના ઉપલા
મશખરા દોસતો બાહેર આવયા, તારે તેઓએ લુકમાનજીને
બેહેકાવા સારૂં કરેલાં સઘળાં ફેલથી પુણેમચંદ વકીલને વા
કેફ કીધો અને તેને અરજ કીધી કે આ ઓલીઆ હકીમ
ને કાંઇ મજબુત આકારમા તેની મશખરીનો બદલો વાળી
આપવો જોઇએ.
ધનજીશાહાએ એવી સુચના કીધી કે પુણેમચંદે વકીલ
તરીકે મનજીભાઇ પાસેથી તેના મારના બદલામા નાણા મે
ળવવાની તજવીજ કરવી. આ હેકમત પાર પડવાની વધારે
આશા એમ ઉતપન થઇ કે જે વેળાએ લુકમાનજી કુંકાંમા
ખરડાંયલો બેહોશી પડીને છાકટપણાના ફુંફારા મારતો હ
તો, અને તેને મરણ પામવાની બુમ આસપાસ ધભરાટ
સાથ ચાલી રહી હતી, તેજ વેળાએ ઘેલા મનજીનો એક નો
કર રાંદેરમા કાંઇ કામ સારૂં આવેલો પાછો પોતાના શેઠને
ઘર જતાં હીઆં થઇ ગયો હતો. તેણે ધનજીશાહની ઘો
ડાવાળી જાનકીનો ધભરાટ સાંભળી તે ઘરમા દોકીઉં કીધું
હતું અને તેના જાણવામા આવયું કે તેના શેઠ મનજીભાઇ
એ લુકમાનજીને શખત માર મારયો, તે મારની અસરથી
બીચારો એ હકીમ મરણ પામયોછે. આ વાત સાંભળતાંજ
તે નોકર મનજીભાઇને એ વાતથી વાકેફ કરવા ધસયો હતો
અને તે બનાવની ખબર ધનજીશાહના નોકરોએ આવીને
ધનજીશાહને કહી હતી.
એટલા માટે ધનજીશાહના દુશમન ઘેલા મોદી પાસેથી
નાણા ઓકાવી લુકમાનજી હકીમને લાલ કરવાની આ સા
રી તક હતી.
તે ઉપરથી પુણેમચંદ વકીલે ઘેલા મનજી જોગ એક
"નોટીસ" ઘડી કાહાડી. વકીલોના સરેસતા પરમાણે એ
નોટીસમાં ઘણી સંભાલથી લખેલું હતું. લુકમાનજી કાં
ઇ મરી ગયો નહી હતો અને તે મરી ગયોછે એવું "નોટી
સ" મા લખીઉંબી નહી હતું, તોપણ આ "નોટીસ"
એવી રીતે ઘડેલી હતી કે તેને વાંચતી વેલા મનજી એવુંજ
સમજે કે તેના મારથી લુકમાનજી મરી ગયોછે. તે નોટી
સ આ પરમાણે હતી.

"સાહેબ,
ગોઇપરાંમા રેહનાર કમતાલેના શેઠ લુકમાનજી હકીમ તરફ
તમોએ જે ઘાટકી ચાલ ચલાવી અને જેનું માઠું પરીનામ ધસીજ
દયા આંણવા જોગ આકારમા આજ રાતે નીપજયું છે, જેથી એ
આખરૂવાલા વઇદનું કુટુંબ મોટી ઊદાશીમા પડયું છે, તે તમારી
ચાલથી તમોને હવે શખત પશચાતાપ થવો જોઇએ. તમોએ શેઠ
લુકમાનજી તરફ મોટો અપરાધ કરયોછે અને એ અપરાધને માટે
તમો કેવી શખત શીખસાને લાએક થયાછો, તે તમો જાંણોછો.
તો પણ એ માહાં ભાએગના હકીમની કમનસીબ ઓરત તરફથી
તમોને લખી જણાઊ છઊં કે તમારા વાંકને માટે જો તમો વધુ ચ
રચા ઊઠાવા નહી ચાહાતા હોવો તો તતકાલ નાણાની એક મોટી
રકમ મોકલાવી, એ કમતાલેની બાઇ અને તેનુ કુટુંબ જે દુખ અ
ને ગમમા આવી પડયુંછે, તેનો પુરતો બદલો વાલવો, એજઅરજ."

જારે લુકમાનજી નીરદોશપણે બંધ ઓરડામા ઉંઘ કા
હાડતો હતો તારે રૂસતમ આગો ધનજીશાહના અછવા પર
સવાર થઇ આ "નોટીસ" પોંહોંચાડવા સુરત ગયો. તે
ણે મોડી રાતે મોદીના ઘરનો દરવાજો ઠોકયો, અને તેના
ઘરનો જે હેવાલ અમે આગળ આપયો છે, તે જે વાંચનારી
બાંનુઓને યાદ હશે તેઓને જણાવવાની કાંઇ જરૂર નથી
કે આ મોડી રાતે રૂસતમ આગાએ બારણું ઠોકવાથી મન
જીભાઇના ઘરમા કેવો ધભરાટ થવો જોઇએ.
પેહેલાંતો તેના પેલા જબરા કુતરાઓએ ભોંસવા માડયું
અને રૂસતમ આગો પાછો ગયો તાંહાં સુધી એ કુતરાઓ
ની ગડબડજ એક નબલાં માણસને ઘેલો કરે એવી હતી.

અલબતાં રૂસતમને એકાએક દાખલ થવાની રજા ન
હી મળી, પણ દરવાજે રાખેલો ભઇઆજી સીપાઈ રૂસતમ
ને ઓળખતો હતો, તે તેને દરવાજા પર ઉભો રાખી અંદર
શેઠને પુછવા ગયો
પોતાના માદા મીજાજી શેઠનો ગુસો ખેંચવાની ભીમ
સીંગ પરદેશી દર પલે વકી રાખતો હતો. મનજીભાઇ જે
વા મરડાતવાળાં માણસને મોડી રાતે ઉંઘમાથી ઉઠાડવો એ
થોડી ગાલ ખાવાનો ચોકસ રસનો હતો, પણ વળી જો ભીમ
સીંગ એ કામ નથી બજાવતો તો રૂસતમ આગા જેવા તાલી
મબાજથી કોદરી જીહીલવાની તેની પકી ખાતરી હતી.
પણ તેને એકજ દીલાસો હતો. ભીમસીંગની આ
ગમચ પેલા ચારપગીઆ ચોકીદારો—કુતરાંઓ એજ શેઠ
ને જગાડવા જોઇએ. પણ નહી—મંનજીભાઇ તેનીબી
આગમચ જાગતો હતો. વધારે બરાબર બોલીએતો તે રા
તના તેને ઉંઘજ આવી નહી હતી. પોતાનો મીજાજ ઠંડો
પડતાં, લુકમાનજીને મારવા સારૂં તેને ઘણોજ પસતાવો થ
યો હતો, પણ તેવામા વળી પેલા તેના નકરે રાંદેરથી આવી
ને જારથી તેને લુકમાનજીના મરણ પામવા વીશેની ખબ
ર કહી તારે તેને ઘણોજ ધભરાટ અને ફીકર પેદા થઇ હતી.

ાંસીની શીખસા ગેયા તેને દુરથી ધુંરકીને જોતી હતી, અને લુકમાનજીપર પહેલા ઘા અને જપેટા ઘણા બીહામ ના આકારમા તેની આગલ આવી ઉભા હતા. લુકમાન જી પોતે જાણે લુત થઈ તેની સામે આવીઓ હતો અને જાણે તેને કેહતો હતો કે "એ ઘાતકી મરદ મારી ઓ રત અને બચાંના શું હાલ ?" પોતાની બીમારી વચે આ બેએની વધવાથી મનજીભાઈના મગજની હાલત એટ ની કંગાલ થઈ હતી કે ઉંઘાવાનીતો વાતજ નહી હતી.

આવી હાલતમા જારે તેણે રૂસતમ આગાને આવી પોંહોંચવાની ખબર સાંભલી તારે તે દલગીરને બદલે ઓર ખુશી થયો, કેમકે લુકમાનજી કેમ મરણ પામશે અને શી હાલતે પોંહોંચયો તે બાબે વધારે તેહેકીક કરવાની હતી. તેણે એકદમ રૂસતમને પોતાના ઓરડામા બોલાવયો અને જો કે રૂસતમ તેના દુશમન ધનજીશાહનો સગો હતો, તો પણ તેની આગલ હવે મનજીભાઈ રડવા લાગો. રૂસતમ આગાએ ધીરજ આપી, પણ કહયું કે "લુકમાનજી સાથ ની સાહેબની મારામારી વીશે મારે કશી વાત કરવી નહી એવો મને હુકમ થયેછે, પણ હું માતર આ કાગજ લઈ આવયો છેઉં તે વાંચી જોવું."

આપણે આગલ કહયું છે કે મનજીની પુઠે "નોટીસો" ઘણી ફરતી હતી અને તેમને દુરની દુર રાખવા સારૂં મ નજીભાઈ ખામખા આ એકાંત ઘરમા કેદી જેવો રહયો હ તો. પણ આ વખતની "નોટીસ" લેતાં તે બીજાજ સ ઘલો ભુલી ગયો. તેણે ધ્રુજતે હાથે "નોટીસ" લીધી, વાં ચી અને જારે તે વાંચી રહયો તારે ઓર ખુશી થયો કે તે ને હાથે થયલાં ખુનની કાસર થોડાક પઈસામા પતેછે. તે ણે એકદમ, એક બોલ બોલવા વગર પસતાવા ભરેલો જ વાબ લખી આપયો અને રૂ૨૦૦ નું પડીકું વાલી આપયું અને રૂસતમ એક બોલ બોલવા વગર તે પડીકું લઈ ચાલ તો થયો અને રાંદેર આવી ધનજીશાહના હાથમા મેળયું.

આ નાણાની રકમ જોઈ લુકમાનજી હકીમ ખુશ થ ઈ ગયા. તેવણ ધનજીશાહ તથા વીકાજીને આગલી રાતના અપમાનોને માટે ગુસો જાહેર કરવાના હતા; તેને બદલે જારે તેણે મનજીના પોતાના જવાબમા વાંચયું કે "બેહેસતી લુકમાનજીને માર મારવા ખાતર હું ભા રી પસતાવામા પડેલો છઉં," તારે તેવણ ખુશ થઈ પોતાના દોસતોનું હેશાન માંનવા લાગા, પણ તેવણને એકજ અંદેશો હતો કે "મનજી મને બેહેસતી શાવાસતે કેહછે અને મારી ઓરતને વીધવા શાવાસતે કેહેછે ! રાતના હું ખરેખર મુવેલો હતો કે શું ! ને ખરેખર વીજલીથી જીવતો થયો કે શું ?"

અંતે ધનજીશાહે ભેદ ખોલીને રાતની સઘળી મશ ખરીનો હેવાલ જાહેર કીધો અને આંખ વીચીને દારૂ અને તાડી પીવા બાબે આ વઈદરાજને ઘણોક બોધ કીધો. લુક માનજીએ જારે પોતાના છાકટપણાને માટે માફ માગી, તા રે તેના મશખરા દોસતોએ પોતપોતાની મશખરીને માટે માફ માગી અને જારે સઘળાઓએ જાણયું કે રાતના લુક માનજી મરણ પામવાની બીના સંઘળી ગલત હતી અને મ નજીની મગરૂરી તથા મરડાટ નરમ પાડવાની તેથી અછી જોગવાઈ મળી હતી, તારે તે દોસતો પણ ખુશી થયા.

હવે પુણેમચંદ વકીલ, અરદેસર, લુકમાનજી અને બીજા દોસતો સહવારના પોહોરમા સુરત ગયા. ધનજીશાહ હવા ફેરફાર કરવાના એરાદાથી રાંદેરમાંજ રૂસતમ આગા સાથ રહયા.

દોસતોથી છુટા પડતી વેળા ધનજીશાહએ પુણેમચંદ આગળ ખાનગી રીતે પેલી ખાન બાહાદુરના ખેતાબ સંબં ધી પોતાની ઉમેદ તાજી કીધી. હજી પેલા ઉમરે હડવા વાળા બેહેરામશાહની હરીફાઈ હદે નહી એવી હતી, પણ પુણેમચંદ ધીરજ આપી ગયો કે "પેલા મનજીનો વગ બોદા કરશે તો હવે પાછો તમારી તરફ આવશે. દોલાની ભુલ થી તેને હાથોહાથ તમારી ફરીઆદીની નોટીસ પોંહોંચી તે. થી એ પેલાએ જોયુંછે કે તમે તેનાપર રીસે ભરાયાછો. વ ળી આજે મેં વચે પડીને તેના પાસેથી પઈસા મંગાવયા છે, તેથી તે નરમ પડયોછે. મારે હવે તે પોતાનીમેલે ઠે કાંણે આવશે અને બેહેરામશાહ તરફનો વગ કાહાડી ના ખી આપ તરફ પાછો વગ ચલાવાની તેને શીખામણ દેવા ને મને બની આવશે."

દોસતો સઘલા સહવારે છુટા પડયા, પણ પેલો દોસ ત બોલપાડવાલો જાંહાંગીર તો રાતનોજ છુટો પડયો હતો. જાંહાંગીર જંગીના સાવધ અને ગંભીર સવભાવને લુક માનજીની મશખરીઓ પસંદ આવતી નહી હતી. તેણે જારે જોયું કે વાત બેહકેછે, તારે રાતોરાતજ તે પોતાના ઘોડા પર સવાર થઈ પોતાના ગામ તરફ આવવા નીકલયો. જાં હાંગીર જંગી આગલ ચાલતાં કામનો થવો જોઈએ.

# તીરકામઠાં.



બાનુઓને બરની કશરતો, જેથી શરીરની સુખાકા રી વધે, અંગબલનુ કુવત વધે, બદનની ખુબસુરતી વધે અને વલી ફુરસતને વખત આનંદ, મોજ અને ગમત પ રાપત થાય તેવી કશરતો જે છેલા બે અંકોમા આપણે ત પાસી છે, તેમના કરતાં કોઈબી રીતે ઉતરતી આ તીરકા મઠાંની કશરત નથી. એ રમત ઓરત જાતને બરાબર છા જતી અને માફક આવતી છે અને જેમ "ડાંનસ" અ થવા જેમ સવારી તેમજ આ તીરકામઠાંની કશરત કુટ બોમા દાખલ થયલી આપણ જોવા ચાહાશું. એ કશર ત જેમ ઓરતો એકલી કરી શકેછે તેમજ મરદોની સંગા થે ભેગાં ટોલાંમાં મલીને પણ એ કશરત રમી શકાયછે. ઈ ગલંડના કરતાં સકાટલંડના લોકો એ કશરત વધારે રમે

છે. ઈંગરેજોમાંથી તેનો શોખ રફતે રફતે ઉતરતો જાયછે, પણ ઈંગરેજોમાં ઘણી ફાયદેમંદ ચીજો ઠાલી બીસની અને આલસાઈથી બગડેછે તેમજ આ બાબે પણ જાણવું. અંતરે મેદાનમાં કેટલીક ઈંગરેજ બાનુઓ તીરકામઠે રમતી માલમ પડેછે. આપણામાં પણ બાપ બેટી, બાઈ બેહેન અને વર બઈએર મલીને આ કશરત કાંએ નહી ખેલે તે અમે સમજી શકતા નથી.

તીરકામઠાંની અમસથી મન રીજવનારી રમત નથી પણ બદનને મેહેનતમા નાખનારી કશરત છે. માણસ જાતને લડાઈ ગાના ઇઆ શેકારગાના બીજા હોનરો સુજ પડયા તેની આગમચ જે પેહેલ વેહેલો હોનર માણસે શોધી કાહાડયો તે તીર મારવાનો છે. દરએક દેશમાં જંગલીઓ પણ તીર મારી જાણે છે અને કેટલાક લોકો એ હોનરમા વધારે માહેતગારી ધરાવેછે. પારસીઓના બાપદાદા એક વાર અછા તીરનદાજ હતા અને તેઓમા કેટલીક બાહાદુર સ્રીઓ તીરકામઠે લડતી હતી. તેમના તીર કમાન તેમના પોતાના બદન કરતાં લંબાઈએ વધારે આવતા હતા અને તોપણ તે ચાલાકીથી ઉંચકીને દુરથી ફેંકવાને તેઓ શકતીવાન હતા. તેઓના વખતમા બંદુક ઇઆ દારૂગોલો નહી હતા, મારે દુશમનને દુરથી મારવા સારૂં તીર કમાનજ ઉપયોગી હતાં. તલવાર, ગુરજ વગેરે તો નજદીકથી લડવાના હથીઆર હતાં. પણ આજના વખતમા તીરકામઠાંનો ઉપયોગ સુધરેલી પરજાઓ મધે માતર કશરત દાખલ રહયોછે.

તીરકામઠાંની કશરતથી આખાં બદનને મેહેનત પડેછે. એમા એવી રીતે પગ આગલ કાહાડીને તથા ઠેરવીને ઉભું રેહેવું પડેછે કે જો બરાબર નહી ઉભાં તો તીર છોડતાં આચકો લાગેછે અને તાકેલી નેમ જતી રેહેછે. કમાન ખેંચવાનુ પેદરપે જારી રેહેવાથી હાથના ગોટલાંને કશરત મલેછે. આ કશરતથી નજરની ચુંગાલ વધેછે અને બરાબર નેમ તાકવાના, દુરની ચાજ જોવાના શકતી વધેછે. આ કશરતથી વળી છાતી ખીલેછે, હોશીઆરી અને હીમત વધેછે તથા એવા જ બીજા ફાયદા થાયછે. આ કશરત ખોલલાં મેદાન મધે કરવાથી સહવારના સકારે ઉઠવાની, ઘરની બાહેર નીકલવાની, અને ખોલી હવામા ફરવાની ટેવ પડેછે. આ નીરદોશ કશરત જારે બીજાંઓની સાથે ખેલી હોય તારે એક બીજાંની હરીફાઈથી મગજ ઉસકેરાયછે અને આ ખો વખત ગમત લાગયા કરેછે.



આ કશરતને માટે જોઈતાં તીરકામઠાં મથાલે ચીતર મધે બતાવેલા આકારનાછે. તે ખચાંને ખેલવાના તીર મોટા કદનાં અને વધારે સારી બનાવટના જાંણવા. તેમાં નરમ લાકડાંને મરડીને તેની કમાન બનાવેછે, તેને બે છેડે મજબુત દોરી બાંધેછે, તે દોરીની વચે છુટો તીર આડો ધરેછે, પછે દોરીને ખેંચી કમાનને વધારે મરડેછે, જે પછે દોરી છોડી દેવાથી તે પાછી આગલી હાલતમાં જાયછે, પણ તેની સાથેનો તોર છુટોને દુર જાયછે. એક અછા તીરનદાજ મરદના તીરમાં ૫૪ રતલના જેટલું જોસ આવે છે. પણ ઓરતોના તીરમાં ઓછું જોસ હોયછે. કમાન પાંચથી છ ફીટ લાંબી હોયછે અને તેની લંબાઈ પરમાણે જ તેનાં સુતલી તથા તીર રાખવામા આવેછે. પાંચ ફીટની કમાનની દોરડી તેનાં વચોવચમાંથી ગણાતાં પાંચ ઈંચ કરતાં વધારે તફાવતે બાંધતા નથી, તેમજ લાંબામાં લાંબી કમાન અને તેની દોરી વચે પા અને ૬ ઈંચની વચેનો તફાવત જોઈએછે. ૫ ફીટની કમાનને માટે ૨૪ ઈંચ લાંબો તીર જોઈએછે, અને છ ફીટની કમાનમાં ૨૮ થી ૩૦ ઈંચ લાંબા તીર વગર કામ ચાલતું નથી.

આ કશરતમાં સઘલી મકસદ ચોકસ ઠરાવેલા તફાવત ઉપર ચોકસ જગામાં તીર ફેંકવાની રેહેછે. એટલા માટે ખોલલાં મેદાન મધે દુર કપડાંના મોટા પદડા મેલવામા આવેછે, તથા તેમાં ચોકસ પોહોલાઈના કુંદાલાં પાલેછે અને પછે ચોકસ કુંદાલાંમાં તીર ફેંકવો, તેની શરત તથા હરીફાઈ ચાલેછે, સઘલા રમનારાંઓ તે પદડાથી ઠરાવેલા તફાવતે ઉભાં રેહેછે. નવાં શીખાઉને માટે ૧૦૦ ફીટનો તફાવત પેહેલ વેહેલાં ઘણો કેહેવાયછે તથા "ટારગેટ" માં ૪ ફીટ પોહોલું કુંદાલું કરવું પડેછે. જેમ જેમ માહાવરો વધતો જાય તેમ તેમ તફાવત વધારવામા આવેછે અને કુંદાલું નાહાનુ કરવામા આવેછે. એ તફાવત ૩૦૦ થી ૪૦૦ ફીટ સુધી વધવા છતાં તાંહાંથી એક અણી અથવા ટોંચ ઉપર આબાદ તાર ફેંકી શકાયછે. કમાન ખેંચવા અને તીર ફેંકવાના નીઅમાત કાયદાઓ છે, જેની મતલબ એટલીજ છે કે કમાન ખેંચતી વખતે હાથને ઉંચે કે નીચે લઈ જવો નહી, પણ મકમ અને સીધો રાખવો; દોરીને એકદમ છોડી દેવી, પણ તે વખતે જરાબી જોંક લેવો નહી; કેમકે નેમ તીકવામા એક આચકો લાગાથી છુટતી વેલા જો તીર સેજ વાંકો છુટેછે, તો જતાં જતાંમાં તીકેલી જગાથી એકસો ફીટ આડો જઈ પડેછે.

આપણા માતબર તથા વચલે વાયેના કુટુંબોવાલી બાનુઓ જેઓ શેહેર બાહાર બાગ બગીચાઓમાં રેહેછે, જેઓને

આ કશરત ખેલવાને લાએક એકાંત અને ખોલી જગા ઘણી મલેછે, તેઓને પોતપોતાની એક ટોલી કરી આ કશરત ખેલવાની સારી તક છે. તેઓનો વખત ઘરના કામકાજ વગર આલસમાં જાયછે, તેમને થોહો વખત આ નીરદોશ રમતમા રોકવા જેવું સેહેલ બીજું કાંઈ નથી અને એમા હરકત કસી નથી. આ કશરત શીખાડે એવી ઈંગરેજ બાનુઓ આપણી વસ્તીમાથી ઘણી મલી આવશે અને એકવાર શીખવા પછે એ કશરતનો ગુણ આપણી શકતીવાલી બેહેનીઓને માલમ પડશે. બીજા ચીતરમાં આબરૂદાર અને કુલવંત સ્ત્રીઓ એક શુંદર મેદાનમાં તીરકામઠાની કશરત કરે છે. તેમનો દેખાવ તથા તેમની આસપાસનો દેખાવ, તે મેદાન તથા તે માહેલો મેહેલ કહી આપેછે કે આ સ્ત્રીઓ મોટે ઘરનીછે, અને મોટે ઘરનાં ઈંગરેજ બઈરાં કશરતમાં વખત ગુજારેતો મોટે ઘરની પારસી બાનુઓએ શા માટે ડરવું જોઈએ.

---

## બે માહા પાપીઓ.

ઈલાઈઝા બરેડા નામની એક હંગેરીઅન ઓરતે સતરમી સદીની સરૂવાતમા હજારો નાહાની છોકરીઓને કતલ કરી હતી. આ ઓરત પોતાના ધણીને ખુશી કરવા સારૂં ઘણા ભપકાદાર પોશાક પેહેરતી હતી અને અરધો દાહાડો પોતાના કપડાં પેહેરવામા અને બાલ હોરવામાં કાહાડતી. એક દાહાડો તેણીની દાસીએ તેના માથાંના બાલમા કાંઈ ખામી હોવાથી પોતાની બાઈને જણાવીયું. આ તેના કહાના બદલામા તેની શેઠાણીએ તેને એવીતો એક મુકી મારી કે તેણીની નસકોરી ફુટી ગઈ અને તેમાથી નીકલતી લોહીની સેરથી આ બાઈનું મોહો ખરડાયું. જારે તેણીના મોહોડાં પરથી લોહીના ટીપાં ધોઈ નાખીયાં તારે તેણીની ચાંમડી આગળ કરતાં સાફ અને ખુબસુરત દેખાવા લાગી. આ ઉપરથી ઈલાઈઝાબેઠે પોતાની ખુબસુરતી વધારવાને વાસતે પોતાનું મોહોડું અને આખુ ડીલ માનવીના લોહીથી ધોવાનો ઠેરાવ કીધો. આ તેણીના કામમા બે બુઢી ઓરતો અને ફીસકો નામના એક ચાકરે તેણીને મદદ કીધી. આ રાખ્શન પોતાના હાથમા આવેલાંઓને મારી નાખી તેઓના લોહીથી પાછલી રાતના ચાર વાગતે પોતાનું આંગ ધોતી હતી. આવી રીતે નાહયાથી તે આગળ કરતાં વધારે ખુબસુરત દેખાવા લાગી. ૧૬૦૪ મા તેણીના ખાવીંદના મરણ પછી બીજો વર મેલવવાની આશામા આવું દુશટ કામ કરવું જારી રાખીયું, ઘણીએક બેનશીબ છોકરીઓને ચાકરીની લાલચ આપી તેણીઓને મેહેલમા લઈ જઈ એક ભાખરામા બંધ કરવામાં આવતી. આ જગામાં તેઓને એવો માર મારવામાં આવતો હતો કે તેથી તેઓનું ડીલ સુજી આવતું. ઈલાઈઝાબેઠ ઘણીએક વખત પોતે આવો સીતમ તેઓપર પાડતી. વારેઘડીએ તેઓના લોહીથી ભીંજાએલાં કપડાં કહડાવતી અને પછે નીરદયપણું ચલાવતી હતી, જે ભાગો સુજાઈ ગયા હોય તે અસતોરા વડે કાપતી. કેટલીક વાર તો આ બચારાં સપડાએલાં નીરદોસોને કડકા કરીને બાલી નાખતી, છેલે આ કરપીણ ઓરતનું નીરદયપણું એટલુ વધીયું કે ગાડીમાં પોતાની પડોસમાં બેઠેલી ઓરતોને ટાંચનીઓ ભોકવા લાગી. એક વેલા તે માંદી પડી અને પોતાની આવી નીરદય ચાલ ચલાવી શકી નહી તારે એક વીકરાલ હેવાનની માફક પોતાની પાસ આવેલા એક માણસને કરડીયું. શઘલાં મલી તેણીએ ૬૫૦) છોકરીઓના ખુન કીધાં હતાં. તેમાંની ઘણીખરીઓને તરાચીટામાં, કે જાંહાં આવાં દુસટ કામને સારૂજ એક ભોએરૂં બનાવીડું હતું તાંહાં અને થોડાંઓને બીજે ઠેકાણે ઠાર કરવામાં આવી હતી. ખુન કરવું અને લોહી કાહાડવું એ તેણીની એક અગતની ટેવ થઈ પડી. પછી આવી ટેવ ઘણી વધી પડી અને પેલાં નીરદોશ બાલકોના માબાપોથી વધારે વાર ખમી ન શકાવાથી તેઓ આ ખુનની તલાશ કરવાં તેણીના મેહેલમાં જબરીથી દાખલ થયાં, અને ખુનની નીશાણ સોધી કાહાડી. પછે આ મુજી ખુનીઓની તલાશ થઈ તેમાં આ ચંડાલ રાંડને જનમસુધી બંદીખાનાની અને તેણીના મદદગારોને ગરદન મારવાની સજા થઈ.

આ ઉપર જણાવેલી રાખ્શનના ખુનો કરતાં વધારે ખુનખાર અને દુખદાયક કાંમો રીટઝના બંદીખાનાના રખેવાલ ગીલીસ ડી લેવેસે કીધાં હતાં. આ બંદીખાનાતી રખેવાલને તેના મમાવા જાન ડી કરેઓનના મરણ પછી મોહોટી દોલત મલી, કે જેની આવક વરસ દાહાડે રૂપીઆ ૧૨૦૦૦૦) ની હતી. દેખાઈતી રીતે આવી મોહોટી દોલત મલીયાથી આ મારશલનું મગજ ફરી ગયું, અને પોતાની ચાકરી છોડી દઈ ઘણીએક બદીમાં ગીરફતાર થયો. પોતાની પછવાડે ચાપલુસીઆ નોકરોનું એક નાહાનું જેવું લશકર રાખવા લાગો; પણ પોતાના અતલગીઆ અને માનીતા નોકરો સીવાએ બીજા સરવેને પોતાના નીચ ખવાસ અને દુશટ કામથી અનજાનીઆ રાખતો હતો. નાનટસ, કે જાંહાં એક રાજાના જેવા ભપકાથી તે રેહેતો હતો તાંહાં, અને બીજે ઠેકાણે એકને મોહોડેથી બીજાને મોહોડે એવી વાત ચાલવા લાગી કે આ મારશલ પોતાના બાહારના ભપકા અને પાકીજેહ છતાં એક બદીનો દેવછે. જારે તે ફરવા જતો તારે એવું કેહેવાતું હતું કે, જાંહાંથી તેનાં માણસો પસાર થતાં તાંહાંના નાના બાલકો ગુમ થતાં, જાંહાં તે પોતાનું મુકામ કરતો હતો તાંહાંના રેહેવાસીઓ પોતાના નાના બાલકોપર ઘણી ચોકસી રાખતાં હતાં, કે રખેને તેઓ ગુમ થઈ જાએ. એવું કેહેવામાં આવેછે કે તેના વીસવાસુ નોકરો નાના બચાંઓને ફુસલાવીને મેહેલમાં લઈ જતા હતા, અને એક વખત કોઈ પણ બચું એ મેહેલમાં ગયું કે તેની બાહાર આવવાની આસાજ છોડવી. આવી વાતો મુખીય કરીને મારચીકોસનો મેહેલ કે જે આ મારશલની આરાસતે રેહેવાની જગા હતી તે વીસે કેહેવામાં આવતી હતી. આ મેહેલની નજદીકના રેહેવાસીઓ કે જેઓના બાલકોને મારી નાખીયાં હતાં તેઓ, આ પાપીને સજા કરાવવા સારૂ ઘણી કોશેસ કરતાં હતાં અને છેલે તેઓની મેહેનતનું ફલ આ આવીયું કે ૧૪૪૦) માં મારચીકોલના મેહેલમાં આ કરપીનને પકડવામાં આવીયો, અને નાના બાલકોને મારી નાખવાનો અનીયાય તેનાપર મુકી તેની તપાસ એ

જ શેહેરમા થઇ. આ વાંક તેનીપર, તેના બે ચાકરો, હે
નરીએટ અને પોનટો, કે જેવોએ તેને આવા કામમાં મ
દદ કીધી હતી તેઓની સાખશીથી સાબેત થયો. આ ત
પાસની વેલા એવું સાબેત થયું કે, મારચીકોલના મેહેલના
એક ચોકસ ઓરડામાં પોતાના મલતીઆની મદદથી ની
રદોશ બાલકોને ધીમાં અને અતી વેદના ઉતપન કરે એ
વી રીતે મારી નાખવામાં આવતાં હતાં. કોઇ કોઇવાર તે
બાલકોને કાપતી વખતે જે લોહીની સેર નીકલી તેના
દીલપર પડતી હતી તારે ઘણોજ ખુશ મીજાજમાં પોતાના
કોચપર પડી રેહેતો હતો.. જારે આ ભઅંકાર કામ થઇ રે
હેતું અને તે બાલક મરણ પામતું અને તેના ચાકરો તેની
લાસને એક મોટી ભઠીમાં બાલી નાખતા અને લોહીથી ખ
રાબ થયેલી જગા ધોઇ નાખતા હતા તારે આ મારશલ, પો
તે જે કીધું તે સારૂં દલગીર થતો હતો અને કોઇ કોઇવાર
પોતાના આંગને અફાડતો અથવા ગુડણ પર પડી પોતાના
ગુનાહની તોબેશ કરતો હતો. જારે આ માહા પાપી મરદ
ઉપર ગુનાહ સાબીત થયો તારે તેણે પોતાનો વાંક કબુલ કીધો
અને કહ્યું કે "આ વાત ખરીછે કે કેટલીએક માતાઓના
બાળકોને મેં ચોરીયાં અને તેઓને મેં મારે હાતે મારી નાખી
યાં અથવા બીજાઓ પાસ તેઓને છરી અથવા બરછીથી
ગરદન મરાવીયાં અથવા હથોડાથી તેમના માથાંની ખોપરી
ચીરી નખાવી, જારે આવું કરવામા આવતું તારે મને બેહદ
ખુશાલી ઉપજતી હતી. આવાં કામ કરવાની ખાએસ આ
જ આઠ વરસ પર મને થઇ હતી. મારા મમાવાના મરણ
પછી તેની આખી દોલતનો હું વારેસ થયો તારે હું તેના
મેહેલમા જઇને રહો. તે મેહેલમા એક પુસતકખાંનું હતું
તેમા એક દાહાડો હું વાંચવા ગયો તાંહાં મને એક લાટીન
ચોપડી હાથ લાગી. તે ચોપડી હું ધારૂંછું કે શીઓતોની
અસ હતી, કે જેની અંદર રોમના પાહાદશાહા, લોકોપર
કેવી રીતના દુખો પાડતા હતા તેનું વરણન હતું. મેં, ટા
ઇબેરીઅસ, કારાકાલા અને બીજા સીઝરોની જનખુશ કર
નારી તવારીખો વાંચી, અને તેમાં તેઓ બાલકોને રીબાવી
રીબાવીને મારી નાખી કેવી મજાહા લેતા.હતા તે વાંચીયું.
આ વાત ઉપરથી તે શીઝરોને, આવા તેઓના કામમા હુ
રાવવાનો વીચાર કીધો, અને તેજ રાતના મારૂં કામ કરવુ
સરૂ કીધું."

એક વરસમા ૧૨૦) ખુન કીધાં એવું તેને કબુલ કીધું.
આ કરપીણ ડી રેટઝને ફાંસી દીધામા આવી. આ અજા
એબ ખવાસનું માણુસ, જે દરરોજ નાહાના બાલકોના જીવ
લેતો હતો તે દરરોજ દેવલમા ભકતી કરવા જતો હતો અને
જારે તેને ફાંસી દીધામા આવીયો તારે ફાંસીના લાકડાં આ
ગળ, જાંહાં તેને જોવાને એક મોહોટી ઠઠ મલી હતી તાંહાં
એક શુભાશીત ભાશાણ કરી સંભલાવીયું હતું. ક.

---

## કોહેલા દાંત.

માણુશજાતને થતાં દરદોમાં નજીવું અને ધાસતી વ
ગરનું પણ અતીઅંત દુખ ભરેલું અને કંટાલો ઉપજાવ
નારૂં દરદ દાંતનું છે. દાંતનુ દરદ ઘણી જાતનું છે, પણ તે
ની હેરાંનગતી અને પીડાકારી તો એક દાંતનો દરદીજ
જાંણેછે. તેનાથી ખવાતુ નથી એટલુંજ નહી, પણ પી
વાતું નથી અને વળી તેને દીસંના બેસવાનો કે રાતના
સુવાનો પણ કરાર નથી. તેના માથાં સુધી હલાકી પોંહોં
ચેછે, તેનો હાથ દાહાડો રાત દાચાંની ઉપર રેહછે અને
ઘણીવાર તે દુખ ખમવાના કરતાં દાંતનો દરદી જીવ આ
પવા ખુશી બતાવેછે. તે બુમ મારેછે અને તખલ તખલ
કરતો ફરેછે, પણ તેના જડબાંની અંદરની કલતર અને અં
કડાસાટ ચાંપતા ઉપાયો સીવાએ જતો નથી.

પણ આટલાં દુખ છતાં દાંતનુ દરદ નજીવુંછે અ
ને તે માણુશના પોતાના વાંકથી થાયછે. ઉપર કહયું તે
મ દાંતના દરદ ઘણી જાતના હોયછે, પણ જે દરદથી સ
ઉથી મોટી પીડા ભોગવવી પડેછે, જેથી દાંત ગોપા કલી
ને નીકલી પડેછે અને જેથી દાચું હીલવતાંબી દુખ થાય
છે, તે દરદ દાંત કોહોવાથી થાયછે અને દાંત કોહોવાનુ
કારણ માણુશની પોતાની ગફલત અને ખામી છે. દર
એક જડબાંમા બેહુ બાજુએથી એક નાહાનાં છીદરને રસ
તે એક નેસ દાખલ થાયછે, જે જડબાંની આરપાર દોડે
છે અને પોતાના મારગમાં દરએક દાંતને એકેક નાહાની
દાહાલ પોંહોંચાડેછે, અને પછે તે નેસ હોટમાં પેવસ
કરેછે. દરએક દાંતમાં આવેલી નેસની ઉપલી નાહાની દા
હાલથી દાંત જીવતો રેહછે, અને સલામત રેહછે.

પણ દાંત કોહોવાથી તે નેસ દાંતમાં ખોલલી થાયછે, અ
ને તેને હવા લાગાથી અથવા ખોરાકની કગરસો તથા બીજી ચી
જો લાગવાથી આ ભારી બુમ પડાવનારૂં દરદ પેદા થાયછે.
તનદરોસત હાલતમાં ઉપલી નેસ દાંતના હાડકાં તલે તથા
તે ઉપરનાં સુમારાં રોગાન તલે ઢંકાયલી રેહછે. પણ ખો
રાકમાં પરહેજી નહી રાખવાથી, મોહોડું સાફ નહી કરવા
થી અથવા દાતન બરાબર નહી કરવાથી દાંત કોહોવા
માડેછે. જડબાંના મુલમાંથી નહી પણ ઘણીખરો વ
ખત મથાલેથી સડવા માંડેછે, જેથી તેમા ખાડો પડેછે
અને તે ખાડો વધતો જઇ, આખો દાંત વચમાથી ખવા
તો જાયછે તે હીઆં સુધી કે તે તદન પોકલ થઇ આસપા
સની બાજુઓનુ ખાલી ખોખું રહી જાયછે. કોઇવાર
એ રીતે દાંત મથાલેથી કોહોતો નથી પણ બાજુએથી કો
હોવા માડેછે, જેથી તેના ઉપરની રોગાનની પોપડી ખરી
જાયછે, અને તેની તલેનો હાડકાંનો ખરબચડો ભાગ દેખાઇ
આવેછે.

મથાલેથી દાંત કોહીને ખાહો પડવા આગમચ તે મથા
લાંની વચોવચમા કાલો દાઘ પડેછે અને પછે તેમાં ના
કું પડેછે. તેમજ બાજુએથી કોહોવા આગમચ દાંતના
રંગમા ફેરફાર થાયછે. પેહેલાં તેનો સફેદ રંગ મેલો દેખા
યછે, પછે તે ફેરવાઇને રાખના રંગનો થાયછે અને પછે આ
ખો દાંત કાલો થઇ જાયછે. આ રીતે દાંત કોહોવાથી નેસ
મા અતીશય દરદ થાયછે અને એ નેસ સઘળા દાંતોની
નેસ સાથ મળેલીછે, માટે સઘળા દાંતોમા અકડસાટ માલ
મ પડેછે. ખાટી, મીઠી કે ખારી વસતુઓ દાંતને લગડાતી
નથી. ઠંડું પાણી લગડાતું નથી. એ સઘળી ચીજો લા
ગતાંજ દાંત કળી પડેછે.

એ રીતે દાંતને કોહોવાનું કારણ બેદરકારપણું છે. દાંતને સાફ રાખવા માટે દરરોજ દીસના અને રાતના દાતન કરવું જોઇએછે. તેમ નહી કરવાથી ખોરાકના સાકા તથા કચરો દાંતના ખાંચાઓમા ભરાઇ રહી કુલેછે તથા કોહેછે, જે કોહવાટ પારાને લાગેછે અને તેથી દાંતમા સડો પેસેછે. વળી દાંત ખવાઇ તથા કોહી જંવાનું મુખીઅ સાંધન ખટાસ છે. ઘણું ખાટું ખાધાથીજ દાંત કળેછે અને કોહેછે એટલુંજ નહી, ખાટા તેજાબો અને દવાઓથી દાંત કોહેછે એટલુંજ નહી, પણ ઘણું મીઠું ખાવા પીવાથી પણ ખટાસ પેદા થાયછે. અતીઘણી મીઠી ચીજો બદહજમી પેદા કરેછે અને તેથી થુકમા ખટાસ વધેછે તે દાંતને કોહોવાડેછે. ઘણી ઠંડી અથવા ઘણી ગરમ ચાહે, કૉફી, પાણી વગેરે પીવાની ટેવ રાખવાથી દાંત દોદરા થઇ કોહેછે. દરરોજ જે ખોરાક પુરતો અને તાજો લેવો જોઇએ તે જારે નહી મળે તારે પણ થતા રોગમા દાંતનું ખરી પડવું થાયછે.

આવી રીતે કોહેલા દાંતનો ખાડો પુરવો, જે ખાડાથી ઉપલી નેસ ઉઘાડી પડી ગઇ હોય તેને તાંહાં ઢાંકવી એ આ દુખ મટાડવાનો ઉપાય હોવો જોઇએ અને તે પરમાણે સડેલા દાંતો ઢાંકવા અથવા પુરવામા આવેછે. કોઈવાર લવંગનું તેલ અથવા વાટેલાં લવંગનું પાણી પારા તથા દાંતપર ચોપડવાથી દુખ નરમ પડેછે. કોઈવાર "લાડનમ"મા રૂ બોરીને દાંતપર દાબી રાખવાથી તેમાનું દુખ ઓછું થાયછે. કોઇવાર અફીણ અને કપુરને મેળવીને તેમાથી બનાવેલી એક ગોલી દાંતના ખાડા મધે દાબવામા આવેછે. કોઈવાર દાંત તરતનોજ કોહોવા માડયો હોય અને હજી ચાવવાની શકતી હોય તેટલાં સુંઠ અને અકલગરાના કકડા ચાવવાથી આ દુખ ઓછું થાયછે. "કલોરોફારમ" મા અથવા "સલફ્યુરીક ઇઠર" નામની દવામા ભીંજવેલો રૂ દાબવો અથવા "કરીઓસોટ" ના એક બે ટીપાં આ ખાડામાં નામવાં અથવા "કાસટીક" ની એક કરચ જેથી પેહેલાં આગ બલશે તે દાબવાથી પણ આ દરદ નરમ પડેછે.

પણ એ સઘલા થોડા વખતના ઉપાયોછે. એ ઉપાયોથી કાંઈ દાંત પુરાતો નથી, પણ તરત વેળા કરાર મળેછે. એ દુખ સદાનુ દુર કરવું હોયતો તેને સદાનો પુરવો જોઇએ. તેને પુરવા સારૂં તરેહવાર ચીજો વપરાયછે, પણ તે ઘણીખરી થોડા વખતમાં નીકલી જાયછે. રૂપાંની ભુકી અને પારાની મેળવણી ખાડામાં પુરવાથી અને અગત કરીને એક ભાગ સુનું, બે ભાગ રૂપું અને બે ભાગ કલાઇને પારા સાથ મેળવી નાખવાથી જે મેળવણી બનેછે તેથી ખાડો પુરવાથી ઘણી મનમાનતી અસર થાયછે. પેહેલાં સુનાં, રૂપાં અને કલાઈને ગરમ કરી તેનો લાહો બનાવા પછે, તેને કાનસે ઘસીને તેની ભુકી કરવામાં આવેછે; પછે તે ભુકીના જેટલો બારોબાર પારો લઇ તેમા હાથની હથેલીપર તે ભુકીને મસલવામાં આવેછે અને પછે તે આખી મેળવણીને ઈસપીરીટમાં ધોઇ સાફ કરવા પછે દાંતમાં સમાએ તેટલીને સલીએ કરીને દાબી આખો ખાડો પુરવામાં આવેછે.

સોનાવાલી મેળવણી દાબતાં ઘણું જોર કરવું પડેછે, પણ જો દાંત ઘણો કોહી ગયો હોયતો આ જોરમા તે ભાગી જવાની ધાસતી રેહછે. એવે વખતે સોનાને બદલે રૂપાં અને પારાની મેળવણી દાબવામાં આવેછે. પણ કોઈવાર દાંત એટલો સડી ગયલો હોયછે કે કસીબી રીતે ખાડો પુરવો બેજા છે. એવી હાલતમાં દાંતને તોડી પાડવો એજ મુખીઅ ઉપાય છે. તેને તોડી પાડવા પછેબી આ શીખસાથી સમજીને જે માણસ બરાબર જતન લીએ તેના બાકીના દાંત ઘણા વરશ સુધી ટકેછે.

---

# ગરીબ બીચારી બીલાડી.



આ ગરીબ, એકમારગી, રાંક, શરમાઉ અને બીહીકન પરાંણી ઉપર દુનીઆમાં માણશ જાતે કેટલી બધી બનાવટ કીધીછે. માણુશનું ગીબતખોર મોહડું માણુશને છોડતું નથી, એટલુંજ નહી પણ પસુ જાનવરને પણ છોડતું નથી. આપણા લોકોમાં એવો વેહેમછે કે, અગરજો આપણે બાહાર જતાં હોઇયે અને બીલાડી આડી ફરી જાએતો અપસગણ નડીયા સમજેછે. પણ કેટલાએક લોકો આ જાનવરને કેટલું માન આપતા તથા પરીત બતાવતા હતા તે નીચલી વાત ઉપરથી માલમ પડશે.

આ જાનવરને દેશેદેશમાં તાંહાંની જુદી જુદી રીત પરમાણે આદરમાન મલેછે. ઈજીપશીઅન લોકો આ જાનવરને એક દેવીની માફક પુજતા હતા અને એના મરણ પછી એની મમી કરતા અને ઘોરમાં ડાટતા હતા. અગરજો હીરોડોટસે જે લખીયુંછે તેપર ભરૂસો રાખીયેતો, એક વખત એક ઈજીપશીઅનના ઘરમાં આગ લાગી તારે પેહેલાં તે પોતાની બીલાડીને આગવાલા ઘરમાંથી બાહેર કાહાડી, પછી પોતાની બાયડી અને છોકરાંની તલાશ કરવા લગો. યુરોપનાં કેટલાએક ભાગમાં આથી ઉલટોજ રેવાજછે, તેઓ "સેંટ જોનસ ડે" ને દાહાડે એક બીલાડીને બાલી નાખેછે. બફુનનો એવો વીચારછે કે બીલાડી "એક નીમકહરામ અને એકલપેટું પરાણીછે." રોશું, કુતરાના કરતાં બીલાડીને વધારે પસંદ કરતો હતો, કારણકે બીલાડી પોતાની સવતંતરા જાલવી રાખેછે અને કુતરો માણુસની સેવા બજાવવામાં ખુશીથી સામેલ થાયેછે. પીટરારચ આ જાનવર ઉપર બહુ પીયાર કરતો હતો. મોહોમદને વાસતે એવું કેહેછે કે આ જાનવર ઉપર એવો પીયાર કરતો હતો કે, અગરજો તે કેયેબી સુતું હોયતો તેને સુવા દેતો હતો. કવીઓએ આ જાનવરની વખાનમાં કવીતાઓ જોડીછે અને ચીતારાઓએ પોતાની અકલ વાપરીછે. શવીટઝરલેનડ દેશમાં ગોડફરી માઈડ નામનો એક ચીતારો આ જાનવરના ચીતાર પાડવામાં વખનાઈ ગયોછે, તેણે આ જાનવરની તરેહેવાર રીતે સબી ઉતારીછે. ક.

---

# લંડનનો એક રસતો.



લંડનનો એક રસતો દુનીઆંની એક અજાએબી છે. સુધરાઈ અને ચટતી કળાથી એક શેહેર કેટલું ખીલેછે અને કેવા દરજાપર મટેછે, તેનું ગોપા સાંકલીઉં તે શેહેરનો રસતો છે, અને લંડનની વસતી, વીસતાર, દોલત, આબાદી, વેપાર, વેહેવાર, આવજાવ સઘલાંની હદ અને ફેલાવો લંડન શેહેરના એક રસતાની તપાસ ઉપરથી માલમ પડેછે. તે ઉપરની ભીડ, ગાડી ઘોડાનો મારો, રાહદારીઓની આવજાવ, ઉતાવલ, દોડાદોડી; વળી તે રસતાઓની બાંધણી, ગોઠવણ, રચના અને સોભા; તે ઉપરના ઘરો, મેહેલો, આફીસો, નીશાળો, ધરમખાતાંઓ, બેંકો, પેહડીઓ, દુકાંનો, બાગો વગેરેનો દેખાવ; અને તેમનો ખરચ, તથા તેમાં રેહેનારાઓની શંખયા, હાલત, ઈતીઆદી એ સઘળું આપણને લંડનની મોટાઈ તથા બુજરગી બતાવેછે. લખનારાઓ લંડનને દુનીઆં કેહેછે અને લંડનના એક રસતામાં તે ઘણીખરી દુનીઆં હલમળી રેહેછે.

મોટા ખરચે બાંધેલા પુલો, જેવાકે બે કરોર રૂપીઆને ખરચે બાંધેલો ૯૨૮ ફુટ લાંબો "લંડન બુરીડજ," અથવા એક કરોરને ખરચે બાંધેલો ૧૩૦૦ ફુટની લંબાઈનો "વાટરલુ બરીડજ" વગેરેને પડતા મેલીએ, તેમજ "તરાફલગાર" ના અને બીજા મીનારાઓ તથા ફુવારાઓ વાળા ચોકોને પણ પડતા મેળીએ અને ફક્ત શેહેરની વચેના રસતા અથવા મોહોલાનીજ તપાસ કરીએ તો પણ તેમાથી અભીઆસીના મગજને લાએક થોડો ખોરાક મળી આવશે નહી. લંડનમા રસતા, મોહોલા તથા ગલીઓ મળીને ૧૧૦૦૦ છે, જેમાના ૫૦૦૦ રસતાઓ ઉપર ગાડી ઘોડાના મારાને લીધે ફતરની લાદીઓ જહેલીછે અને ફક્ત તેમને બાંધવા પાછળ ૧૪ કરોર રૂપીઆનો ખરચ થયોછે તથા તેમની મરામત પાછળ દર વરસ ૧।। કરોર રૂપીઆ બેસેછે.

ફક્ત લાદીવાળા ૫૦૦૦ રસતાની એકંદર લંબાઈ ૨૦૦૦ માઈલની છે, અને સઘળા ૧૧૦૦૦ મારગોના વીસતારનો ખેઆલ મનમા બેસાડવાને આટલીજ બીના બસ છે કે એ સઘળા રસતાઓ જોઈ વલયો હોય એવો એક પણ રેહેવાસી લંડનમા મળી આવવો મુશકેલ છે અને લંડનમા ફરનારને શેહેરનો નકસો શીખવો પડેછે. આપણા નવા મોટા રસતાઓની પોહોલાઈ જોઈ આપણ અચરત થઈએ છઈએ, પણ વાંચનારી બાંનુઓ લંડનના મોટા રસતાઓની લંબાઈ પોહોલાઈ વીશે શું વીચારશે, જારે તેઓ જાણશે કે "નયુ રોડ" નામનો એકજ મોહલો ૩ માઈલ લાંબોને લાંબો સલંગ બાંધેલો છે, અને ૧ માઈલની લંબાઈના મોહલ્લાતો વધારે છે. તેમની સાધારણ પોહોલાઈ આસરે ૪૦ ફીટની ગણવામા આવેછે.

જે શેહેરમા ૩૦ લાખ માણશની વસતી છે, જે શેહેરમા દરરોજ ૧૭૫ જીવ મરેછે અને ૨૭૫ જીવ જનમેછે, અથવા બીજા બોલોમા બોલીએ તો જંહાંની વસતી એટલી મોટી છે કે એક એક આદમીને છુટુ ઉભું રાખી જો આખી વસતીની હાર કીધી હોયતો ૧૩૪૦ માઈલ લાંબી હાર થાય, તેવાં શેહેરની વસતીને માટે જો આ પરમાણે રસતા નહી હોયતો આવજાવ કરતાં લોકો ગુંગલાઈને મરવા વગર રેહે નહી. તેમજ વળી જે શેહેરમાં ૧૫૦૦ આમનીબસ એક મહીનામા ૩૦ લાખ માઈલની મુસાફરી કરે છે, ૭૫ લાખ ઉતારૂઓની લાવ લઈજાવ કરેછે, અને ૭।। લાખ રૂપીઆનો તો ફક્ત ગાડીનો છાપો ભરેછે; જે શેહેરમા "કયાબ" તથા બીજી ભાડુતી ગાડીઓ ૫૦૦૦ છે, અને ૧૫ લાખ રૂપીઆતો તેમના ફક્ત છાપાથી ઉપજે છે તથા નજદીક ૧ કરોર રૂપીઆની ભાડુતી ગાડીવાલાઓને કમાઈ થાયછે; વળી જે શેહેરમા આસરે ૧૨૦૦૦ ઘરધટ ગાડીઓ છે, અને સઘળી મલીને આસરે ૨૦૦૦૦ ફક્ત ઉતારૂઓનીજ ગાડીઓ દરરોજ દોડેછે, તેવાં શેહેરમા જો ઉપલા મોટા રસતા નહી હોયતો લોકો કચડાઈ જવા વના રેહે નહી.

લંડનના રસતાઓ ઉપરની ભીડ અનજાનાઓની છાતીને દંગ કરી નાખેછે. એક મુસાફર વીશે કેહેછે કે તે એક ઘરની બારીએથી એક ગીચ રસતાની ભીડ ઓછી થવાની રાહા જોતો બેઠો, પણ રાહા જોતાં તેનો આખો દાહાડો નીકળી જવા લાગો. તેણે વીચાર્યું કે જે ઠેકાણે લોકોની મોટી આવજાવ થાયછે તાંહાં કંઈ તમાસા હશે, પણ જારે તેણે જાણ્યું કે એ લોકોની આવજાવતો માતર કામ ધંધાને લગતી હતી, તારે તે બારી હેરત

રહ્યો અને ઉપલી ગણતરી કહી આપશે કે ખરેખર તે બી ડ મોટી જાતરા અથવા મેળા જેવી લાગવી જોઈએ. જાં હાં આપણા મુંબઈ શેહેર કરતાં ચાર ઘણી વસતી, જાંહાં ૩ લાખ ઘર અને જાંહાં દર વરસે ૫૦૦૦ નવાં ઘર બંધાતાં ને બંધાતાંજ તેવાં શેહેરમા રસતાઓ ઉપર દરરોજ જાતરાના જેવી ભીડ નહીં થાય એ માનવા જોગજ નથી.

એવું કેહેવાયછે કે દરરોજ ૩ લાખ માણસો પગે ચા લનારાંજ લંડનના રસતાઓ ઉપર નીકલેછે, અને ગાડીમા ફરનારાંઓતો જુદાં. એટલા માટે વસતીવાળા રસતાઓ ઉપર લોકો એકેકને અઠડેછે, ગાડીઓને ધીમે ધીમે દોડાવવી પડેછે અને રસતો ઓલંગી જતાં ગાડીઓની હારથી રાહા દારીઓને એટલું ખોટી થવું પડેછે કે હવેતો મોટા રસતા ઓલંગી જવા સારૂં પુલ બાંધવાનો ઉપાય સુજ પડયોછે.

આ બાબતને મથાલે મેલેલું ચીતર લંડન શેહેરના એક મોટા રસતાનુંછે. એ રસતો "હાઈડ પારક" નામ ના લંડનના મોટાં અને નામીચાં મેદાન આગળનો છે, જે મેદાનમા લોકો પુશકલ ફરવા જાયછે, તારે આ રસતા ઉપર ભીડ થાયછે. બાકીનો વખત તાંહાં જાજી ભીડ થતી નથી, પણ ભીડ શીવાએ બીજી કોઈ બાબતમા એ રસતો લંડન ના મોટા રસતાઓથી ઉતરતો નથી તેની સોભા ભારીછે. તે પોહોલો અને ફુસારે છે. ઉપલાં ચીતરમા આપણા દાવા હાથ ઉપર છેડેથી "હાઈડ પારક" નો શુંદર મેહેરાબરોકી દરવાજો અને કટેરા ચીતારયાછે, જેની પછે ઉંડો મોહલો આવેલો છે. જમના હાથ ઉપર હાઈડ પારકના દરવાજાની સામે એ ક મોટી ભાગળ ઉપર ઈંગલંડના પેહેલવાન વેલીંગટનનું ઘોડેસવાર બાવલું ગોઠવયુંછે. "હાઈડ પારક" માં સઘળા મોટા લોકો ફરવા આવેછે અને વાજંને દાહાડે ફકત ઘો ડેસવાર આવનારાં મરદ ઓરતોની શંખયા ૧૦૦૦ ની થ રા જાયછે.

## માણશની છાતીમાં ચાલતું ધમન અને ભઠી—ફેફસાં.



એક લુહાડની દુકાન વાંચના રી બાનુઓએ જોઈ હશે. તે લુ હાડ જે ધમન ચલાવેછે, કોલસો બાલેછે અને ભઠી સલગાવેછે, તે ને મલતો સાંચો તે બેહદ કરામ તના કીરતારે માણશની છાતીમાં મેલેલોછે અને પેટના જુદા જુદા અજાએબ જેવા સાંચાઓની વાં ચનારી બાનુઓને સમજ આપ વા પછે છાતીના સાંચા ઉપર આ વતાં છાતી મધેનુ આ ધમન અ ને ભઠી આપણું પેહેલું ધેઆન ખેંચેછે. આપણી છાતી મધે એ ધમન ઉંચકાયછે અને દબાયછે, તથા તે ધમન દબાવાથી છાતીમાં ગરમી પેદા થાયછે, કોલ સોઆપણાં બલેછે અને ચેવટે ધુમાડો પણ નીકલયા કરેછે. એક લુહાડ અરધો કલાક ધમન દાબતાં થાકી જાયછે. તે સાંચાથી ધમન ચલાવેછે તો રોજના ૧૦ કે ૧૨ કલાક ચલા વતો હશે. પણ માણશની છાતીમાનુ આ ધમન આખો દાહાડો ને આખી રાત ચાલેછે, તે જનમે તારથી તે મરે તાંહાંસુધી ચાલયા કરેછે. તે જરા થાકતું નથી, જરા થોભ તું નથી, પણ ધમન ચાલતું ને ચાલતુંજ છે, ભઠી સલગે લીને સલગેલીજ છે.

એ રીતે ચાલતા છાતીના સાંચાને આપણ ફેફસાં ક હીએ છઈએ. ફેફસાં તે માણશને હવા દમમા લેવાનાં યં તર છે. ફેફસાં બે છે. તે છાતીમા દાવી અને જમની બેહુ બાજુએ ગોઠવેલાં છે. મથાલેના ચીતરમાં એ બેહુ ફે ફસાં આપયાંછે, પણ તેમા એક બાજુએ તેનો બાહેરનો આ કાર તથા બીજામા તેનો અંદરનો દેખાવ ચીતારયોછે. મો હોમાથી જે હવા જાયછે તે એ યંતરમાં જાયછે, ગરમી જે પેદા થાયછે તે એજ યંતરમા થાયછે અને કોલસાનો બાફ જે નીકલેછે તે પણ એજ યંતરમાથી નીકલેછે. સુતેલાં કે સથીર બેઠેલાં માણશની છાતી જે ઉંચકાયછે અને દબાય છે તે આ ધમનના ઉંચકાવા તથા દબાવાથી થાયછે. એ ધમન ઉંચકાયછે તેવીજ આસરે ૧ પેંટ તાજી હવા મો હોડાંને રસતે તેમા દોડી જાયછે અને તે દબાયછે તેવીજ કોલસાની ભરેલી જેહેરી હવા બાહેર નીકલેછે. એ સદા ની ચાલતી કીરીઆને આપણ સવાસ અથવા દમ લેવો ક હીએ છઈએ. ગલાંમાની નડી અથવા હવા જવાની જે નલીનું બેઆન ગયા અંકમાં કરયુંછે, તે નલીનો એક છે ડો જેમ મોહોમાં તેમ બીજો છેડો ફેફસાંમાં છે. મથાલે આપેલાં ચીતરમાં એ ફેફસાંની ઉપર નડી પાડીછે. નડી નો નીચલો ઇઆને ફેફસાં તરફનો છેડો ફેફસાંમા જવા આ ગમચ તેની બે દાહાલ ફુટેછે અને પછે એકેક દાહાલ એકેક ફેફસાંમા દાખલ થાયછે.

ફેફસાંની બનાવટ તે અપરમપાર કીરતારની અજા એબ જેવી કારીગરી બતાવેછે. એ દરએક ફેફસાંનો આ કાર પડારોકી કોઠલી જેવો છે, અને દરએકનો વજન આ સરે ૧॥ રતલ થાયછે, પણ દાવાં કરતાં જમનાં ફેફસાંનું કદ અને વજન જરા વધારે હોયછે. એ બેહુ ફેફસાં એ કજ લીટીમાં બરાબર પાસે ગોઠવેલાં નથી પણ એકેકની લગાર આગલ પાછલ છે, તથા તેમની વચે "દીલ" નો સાંચો આવેલોછે, જેથી દીલ દાવી છાતીમા મુખીઅ કરીને ર હયુંછે અને દાવું ફેફસું તેની લગાર પાછલથી આવેલુ છે. આ ફેફસાં નરમ અને વાદલાંની મીશાલે છીદરવાલાં છે. એ ફેફસાં કાંઈ આખી એક ચામડી ઇઆ જાલીના બને લાં નથી, પણ જીની જીની કરચોને એકઠી કરીને બનાવ યુંછે તથા તેમાં અગણીત આંધરાં અને ખાંચાઓ રાખેલા છે. હીઆં ખોદાતાલાનુ દાહાપણ માલમ પડેછે. એકજ સપાટ ચામડીની ડેલી બનાવાથી તેમા જેટલી હવા સમા ઈ શકતે તેના કરતાં વધારે હવા સમાવાની જગા આ જી ના જીના દાણાની ડેલી બનાવાથી મળી આવીછે. એ દાં ણા પોકલછે તેમા તથા વલી દરએક દાના વચેની ખાલી જગા અને આંધરાંઓમાં હવા ભરાયછે. એકેક ફેફસાંમા

એવાં ૩૦ કરોડ દાંણા સમાવેલાછે અને તેથી આટલાં નાહાના ફેફસાંમાં હવાને માટે ૧૪૦૦ ફીટ જેટલી જગા મલેછે !!

હવે હવા દમમા જવાની નલી નડી જે બે ભાગમાં વેંહેંચાઈને બે ફેફસામાં જાયછે, તે એકેક ભાગ એકેક નલની મીશાલે તેમા દાખલ થતો નથી, પણ દાખલ થતાંજ એક ઝાહાડની મીશાલે તેની બીજી દાહાલી એકમાથી બે, બેમાથી ચાર, એ પ્રમાણે વેંહેંછે અને શેવટે મોટા નલમા થી બાલ જેવી બારીક નલીઓ થઈ જાયછે અને તે દરએક નલી ફેફસાંનાં દરએક બારીક છીદર સાથ જોડાયછે અને એ રીતે એકેએક કરચમાં હવા દાખલ થાય છે. આ નલીની બારીક વેંહેંચણી ઉપલાં ચીતરમા એક ફેફસાંનું બાહારનું પડ કાહાડી નાખીને દેખાડીછે. હવે ફેફસાંને લગતાં માસના લોચાઓ મુકેલાછે, અને દરએક દમ લેતી વેળા તે માસના લોચા સંકોચાયછે, તેજ પરમાણે વળી છાતી તલેનો પેટનો પડદો જે ઉપસેલોછે, તે પણ બેસી જાયછે અને એ રીતે છાતી પોહોલી થાયછે તથા ફેફસું ઉંચકાયછે કે તરત ઉપલા મોટા નલમા અને પછે તેનો તારીફ લાએક દાહાલીઓમા થઈને ફેફસાંના દરએક દાંણામા હવા જઈ એકઠી થાયછે. એ દરએક દાંણાનું પડ રેસમ કરતાંબી પાતલું હોયછે. બરોબર બોલીએતો એકેક ફેફસાંમા ૩૦ કરોડ જીણી જીણી કોથલીઓ હવાને એકઠી કરવા માટે ખોદાતાલાએ મેળીછે !

એ રીતે ધમનમા હવા ગીઆ પછે શું થાયછે ? ફેફસાંના ઉપલા એકેએક દાંણાના પાતલાં પડની ઉપર લોહીની ઘણી બારીક નેસો એક જાલની મીશાળે પંથરાયલી પડેલીછે. બદનમા તાજુ લોહી ફરી આવવાથી ગદલું અને કાલું થાયછે, તે લોહી "દીલ" માથી થઈને ફેફસાંના દાંણા ઉપરની આ બારીક નેસોમા આવેછે. હવે તે દાંણામા તાજી હવા ભરેલીછે તથા નેસોમા વાસી લોહી ભરેલુંછે અને તે નેસ તથા દાણા એકેકને લાગાથી અરસપરસ કેટલોક અજાએબ જેવો ફેરફાર અને આવજો માવજો બનેછે. મેલાં લોહીમા "કારબાન" ઈઆને કોલસાનો ભાગ છે તથા તાજી હવામા "આકસીજન" નામની કોલસાને બાલનારી હવાનું તતવ છે, અને જોકે આ બે વચે દાણા તથા નેસનું પડ છે, તો પણ દાણામાની "આકસીજન" (બાલનારી) હવા લોહીમાના "કારબાન" (કોલસાના ભાગ) સાથ મળી જાયછે અને આ રસાએણ સંજોગથી "કારબાંનીક આસીડ ગાસ" નામની જેહેરી હવા પેદા થાયછે અને જેમ તાજી હવા લેતા સારૂં ફેફસું ઉંચકાયછે, તેમ તે હવાના "આકસીજને" લોહીમાના કોલસા સાથ મળીને પેદા કરેલી આ જેહેરી હવા બાહેર કાહાડવાને તે ફેફસું તરત દબાયછે, જેથી તે હવા બાહેર નીકલી જાયછે.

એ રીતે તાજી હવાનું "આકસીજન" લોહીમા જવાથી તથા મેળાં લોહીનો "કારબોન" બાહેર નીકલવાથી લોહી સાફ થાયછે, જેમ જો ન થાય, જો "આકસીજન" દર પલેપલ માણસના દમમા ન જાય અથવા જો "કારબોન" બાહેર નહી નીકલેતો એક ઘડીબી માણસ જીવી શકે નહી, પણ ખોદાતાલાએ એવો સાંચો ગોઠવેલોછે કે તાજુ લોહી શરીરમા ફરી જે કચરાને લેતું આવેછે, તે ગદલું લોહી ફેફસાંમાં પલેપલ જાયછે, તાંહાં દર પલે ફેફસું ઉંચકાઈને તે લોહીને તાજી હવા પુગાડેછે, દર પલે તેથી લોહી ઉપલું કોલસાનું જેહેર નીકલી જવાથી સાફ થાયછે, એટલે એક હાથ ઉપર તરત સાફ થયલું લોહી તાંહાંથી જતું રહી બીજા મેળાં લોહીની જગા કરેછે તથા ફેફસું જેહેરી હવાને દુર કરી તરત બીજી તાજી હવા દમમા લેયછે.

હવે આ ફેફસું ઉંચકાયછે તથા દબાયછે તે ધમન છે એટલુંજ નહી પણ ફેફસાંના દાંના અને મેલાં લોહીની નેસ વચે જે ફેરફાર બનેછે તે કાંઈજ નહી પણ ભઠા જેવો છે. જેબી બલતું બલેછે તે કોલસાના ભાગને બાલનારી "આકસીજન" હવા લાગાથી બલેછે. ફેફસાંમાં પણ ગદલાં લોહીના કોલસાવાલા ભાગને આ બાલનારી હવા મલતાંવાર ગોયા તે કોલસો ફેફસામાં બલતો હોય તેમ ગરમી પેદા થાયછે અને પછે ધુમાડો નીકલતો હોય તેમ "કોલસાનો ભાગ" ખપીને ઉપલી જેહરી હવા બાહેર નીકલેછે. જો કે છાતીમાંની આ આગ અને બલતું દીસતું નથી, તોપણ એથી જે ગરમી પેદા થાયછે તે ગમે એવી ઠંડી હવા છતાં પારાની સીસીમાં ૧૦૦ અંસ જેટલી હોયછે અને એ ગરમી એટલી બધી હોયછે કે આપણા બદનમાંની એક આખા દાહાડાની ગરમી જો એકઠી થઈ શકેતો ૬૦ રતલ બરફ પોગલેજ નહી પણ તેનુ પાંણી ઉકલે અને તેમા કકલા પડે એવી ગણતરી કરવામા આવીછે, !!

## લોઢાંની ચઢતી કલાની કાહાની.

ઈંગલંડમાં લોટાંના કારખાનાએ હાલ બોહલો ઉદીઓગ અને આબાદાની નીપજાવીછે, પણ તેની એ સઘલી ચહડતી કલા કેટલા થોડા વખતની છે, કેટલા થોડા વખત અગાઉ લોટાંનો ઉદીઓગ ઈંગલંડમાં સઘલો બંધ પડી ગયો અને નાશ પામયો હતો તેનો ટુક હેવાલ "લોહડાં ઉપર લોહરાં" ના મથાલાં તલે આપણે તપાસયો હતો. હવે તે પડતા વખતમાથી લોઢાંની ચહતી કલા પાછી કેમ થઈ તેના થોડાક હેવાલ ઉપર આવીએ. આગલા હેવાલ ઉપરથી વાંચનારી બાનુઓને આટલુંતો યાદ હશે કે લોહાંના કારખાના બંધ પડવાનો સબબ એકે તે કારખાનાઓમાં લાકડું બાલતા હતા, પણ લાકડુ તે વખત ઉપર ઈંગલંડને તરેહવાર મોટા ખપની વસતુ હતી અને તેથી લુહાડની ભઠીમાં તેનો ખપ અટકાવાની જરૂર પડી હતી.

એ ઉપરથી ખોલલું દીસેછે કે અગરજો આ ભઠીમાં બાલવા માટે લાકડાંનો બીજો કોઈ બદલી મલી આવયો હશે તે વખતથીજ લોટાંનો ઉદીઓગ પાછો સજીવન થવો જોઈએ. લાકડાંનો તે બદલી અલબતાં કોલસો છે. બાલવાના કામમાં કોલસાનો ઉપયોગ ઈંગલંડમાં હાલ ગમે એટલો વધી ગયોછે, તોપણ જે વખત વીશે આપણુ લખીએ છઈએ તે વખતે કોલસાનો ઉપયોગ એટલો જાણો થયો નહી હતો. તેથી ઉલટું તે વખત ઉપર કોલસા વીશે લોકોમાં વેહેમ અને સક હતો. તેઓ સમજતા હતા કે ઘરમાં કોલસો બાલવાથી તનદરોસતીને નુકસાન પોહોંચેછે, અને કારખાનામા પણ એ ચીજને ધીકારવામા આવતી હતી. તોપણ વખત જતાં કોલસાની ખુબીઓ

વધારે પરસીધ થઈ. સાઇમન સરવાંટ નામના જરમને કોલશાથી લોઢુ ગાડવાની પેહેલ વેહેલી સનદ મેલવી પણ જેમ તે નીશફલ થયો તેમજ બીજા જરમનો પણ કેટલુંક શુધી નીશફલ થયા કીધા.

અંતે આ કામમા દડ દડલી નામના એક ઈંગરેજે ફતેહ મેલવી. તે લારડ દડલીનો દીકરો હતો. દડલી શેહેરમાં તેના બાપની ઘણી ભઠીઓ હતી અને તે ભાગી પડવાના અંત ઉપર હતી. પણ તેનીજ પડોશમા કોલસો ઘણો મલતો હતો, તાંહાં દડ દડલીએ ઘણીક તપાસ કીધા-પછે, જારે પોતાના બાપના કારખાના પોતાને સવાધીન થયાં તારે સને ૧૬૨૦ માં બાફની મારફતે તેણે કોલસાથી ભઠી ચલાવાની સનદ મેલવી અને તેની ફતેહ એ પાછલથી લોઢાંનાં પડી ભાગેલાં કારખાનાઓને એકજ મોટે આમકે ગતી આપી દીધી. દડ દડલીની શોધને પેહેલાં ઉતેજન મલયું નહી. એ પછે ઘણાં વરશ શુધી લાકડાં બાલવાનુ કામ જારી રહયું. પણ થોડાંક વરશ રહીને આબરાહામ ડારબી નામનો કારખાનાંવાલો હાલંડ દેશ જઈને નવી શોધ લઈ આવયો અને તેથી નવો ટેકો થયો.

ડારબીના વખતમાં ગરીબ લોકોના રાંધવાના વાસણો ઘણાખરાં ઓટેલાં લોઢાંનાં હતાં. તે વાસણો વટીક ઈંગલંડમા બનતાં નહી હતાં પણ ઉપલાં વલંદાઓના દેશથી આવતાં હતાં. એ ઉપરથી તેમની બનાવટ જોવાને ડારબી તે દેશ ગયો અને તેણે મોટી ખુબી એ જોઈ કે ડચ (વલંદા) લોકો "મોલડ" ને માટે મટોડીને બદલે સુકી રેતી વાપરતા હતા. તેણે ઇંગલંડ આવીને પોતાના કારખાનામા વલંદાઓની નકલ કીધી અને તેમાં તે ફાવી ગયો. તેણે પોતાની ભઠીમાં કોલસાનો ખપ કરવા માંડયો, પણ તેના મરણ પછે તેના દીકરાએ ખાનમાથી ખોધેલા કોલસાનો ખપ એટલો વધારી મેલયો કે લોઢાંનો અને ખાન ખોધવાનો ગોયા નવો ધંધોજ સજીવન થયો. કોલસાની ખાંનોમાથી પાંણીને બુમબાથી ખેંચી કાઢવાની જરૂર પડી, તેમ કરતાં બાફનાં સાંચાની શોધ થઈ અને એ સાંચાની શોધે જેમ કોલસાને ખોધવાનુ વધારે સવલ કરી આપયું તેમ લોઢાંનો ઉદયોગ વધતો ગયો.

ઉપલા આબરાહામ ડારબીના દીકરાએ કોલસો ખોધીને વાપરવા પછે, ડારબીનાજ એક જમાઈએ લોઢાંના પાટા ઉપર ગાડાં ચલાવી કોલસાની ખાંનોથી તે કારખાના સુધીના વેહેવારને નવો ટેકો આપયો તથા તારપછે ડારબીનાજ દીકરાના દીકરાએ પેહેલ વેહલો લોઢાંનો પુલ બાંધયો. એ તો લોઢાંનો તેની ખુદરતી હાલતમા ઉદયોગ વધયો, પણ લોઢાંના ધંધાને મોટો આસરો તીખાંની બનાવટ પછે થયો. એ તીખાંની શોધ જો કે ઈંગલંડમા થઈ, તોપણ તેમાંની સઘલી કીરતી એક પરદેશીને ઘટેછે. તે હંટસમાન નામનો એક ઘડીઆલી હતો. તે જરમન હતો, પણ ઈંગલંડમાં ધંધો ચલાવા આવયો હતો. તે ઘણો સમજુ અને ખબરદાર હોવાથી કાંઈ પણ સાંચો બગડતાં સરવે લોકો તેની પાસે સમરાવા આવતા, તે હીઆં સુધી કે નાજુકમાં નાજુક સાંચો જે શરીરનો સાંચો છે, તેની મરામતને માટે પણ તેઓ હંટસમાન પાસ જતાં હતાં! આ અરસામા તેને એક અડચણ નડતી હતી અને તે એકે તેના લોઢાંના હથીઆરો નરમ ઘણાં હતાં.

એ ઉપરથી તેને વધારે કઠણ લોઢું બનાવાની જરૂર પડી અને અંતે બીજી મેળવણીઓ કરીને લાંબી મુદતની મેહેનતે તેણે તીખું બનાવયું, પણ આ ધાતુનેબી ઈંગલંડે પેહેલાં આસરો આપયો નહી. શેફીલડનાં નામીચા કટલરોએ વાંધો ઉઠાવયો કે એવાં કઠણ લોઢાંને શું કરીએ! બીચારા હંટસમાનનું તીખું ઈંગલંડમાં નહી ખપવાથી તેના બીજાં દેશો ખાતે ઘરાકી શોધવાની ફરજ પડી, અને ફરાંસ દેશ મોટી ખુશીથી તેનું ઘરાક થયું. સાધારણ ખપમાં તીખું ખપાવાનું માન ફરાનસ દેશને ઘટેછે. ઈંગલંડના લોકોએ ફરેંચ હથીઆરોમાં તીખાંના મોતેબર ફાયદા જોયા તારે તેઓએ પોતાની મેળે એ ચીજનો ઉપયોગ કરવા માંડયો. તીખાંને લીધેજ લોઢાંનો ઉદયોગ વધયો, નામાંકીત વાટે બાફનો સાંચો બનાવયો ખરો, પણ ભારી કાંમોમાં એ સાંચો બનાવાને જોઈતી કઠણાઈની ધાતુ નહી હોવાથી એ માહા કીમતી સાંચો પણ પડતો રેહેવાની એક વખત ધાસતી હતી. સારાં ભાએગે તીખું બનવા પછે એ ધાસતી મટી ગઈ અને તીખાંએ તથા બાફના સાંચાએ મળીને લોઢાંની હાલની તમામ ચઢતી કળાનો પાયો નાખયો.

―0000―

## લોકો.



### આરબ લોકો.

આરબસતાંન દેશના રેહવાસીઓને આપણ આરબ લોકો કહીએ છઈએ. મુંબઈમા ઘોડાઓ લઈને ઘણા "આરબાઓ" આવેછે અને મોટા ધાબરી જેવા જબા પેહેરી તથા આખા કાન ઢાંકી નાખનારી તથા લાંબાં અને ઝુલતાં ફુમટાંઓની પાઘડી લપેટી સંતોક અને ફકીરાના તબેલામા તેઓની જે શંખયા નજરે પડેછે, તે ઉપરથી વાંચનારી બાંનુઓ તેમને ઘણાજ જંગલી વીચારશે, અને ખરેખર આરબ લોકો હાલ ઘણા જંગલી હાલતમા આવી ગયાછે; પણ આગળા વખતમા આરબોની એક બોહોલી, બાહાદુર અને કીરતીવાન પરજા થઈ ગઈછે. પેઆરી બાંનુઓ એટલુંજ યાદ કરો કે જેઓને તમો જંગલી ગણોછો તેઓજ

પારસીઓની ઈરાનની પાદશાહાતને ફતેહ કરનારા હતા. એ લોકો પોતાના દેશને "જેઝરા અલ આરબ" કેહેછે. "આરબ"શબદના તરેહવાર અરથ કરવામા આવેછે. એ બોલ શેમીટીક મુલનો છે અને કોઈ ધારેછે કે "આરાબાહ" ઈઆને "ઉજડ જમીન" ઉપરથી એ બોલ નીકલયોછે. બીજાઓ "એબર" અથવા "ભટકતા લોકો" માં એ નામનુ મુલ વીચારેછે, અને બીજા કેટલાકો વળી એમાં "આરેબ" ઈઆને "નીચે ઉતરવું" એ બોલ ઉકલાવેછે; કેમકે ઈરાન તરફના પેહેલાં સુધરેલાં દેશોને સુરજ એ દેશ તરફ આસમાનમાથી નીચે ઉતરતો અને અસ્ત પામતો દીસવાથી તેઓએ એ નામ આપયુંછે. ગમે તેમ કહો, પણ આરબ લોક મોટા થઈ ગયાછે. તેઓ ૧૫૦૦ માઈલ લાંબાં અને ૮૦૦ માઈલ પોહલાં દેશમાં ૧૦ લાખ ચોરસ માઈલના વીસતાર ઉપર વસેછે અને જો કે તેઓનો મુલક ઘણો બંધ પડેલોછે, તોપણ આજીખી તેમા સુધારો માનવામા આવેછે.

આરબ લોકોનો મુલક દુનીઆના ઘણા મોટા ભાગની યાદદાસતમા પવીતર છે. મહમદ પેગામબરે પોતાની દીન પેહલ વેહેલી એ લોકમા જાહેર કીધી અને પોતાના સાગરીદોને તે દીનના ફેલાવાને માટે દુનીઆમાં ચોમેર મોકલયા, એટલા માટે મુસલમાનોની આખી વસતીને આરબનો મુલક પવીતર છે. એટલુંજ નહી, પણ વળી યાહુદી તથા ખરીસટીઓની પણ તમામ વસતી આરબ લોકને યાદ કરેછે, કે જેઓના દેશને ખરીસટી ધરમ પોઠીમાં ઈસરાએલની જમીન તરીકે જણાવીછે, અને ઈસરાએલના નીકલી જવા પછે બનેલા મોટા બનાવોનુ સથળ આરબોની ભુમી જણાવીછે. એ મહમદીઆન તથા ખરીસટીઓથી દુનીઆની વસતીનો લગભગ પોણો ભાગ થાયછે; પણ આરબોનો પાડ એટલાંથીજ વલતો નથી. આપણુ સરવે જણ, આખી દુનીઆં, આજના વખતનુ આદમજાત કુલે એક લેખે આરબ લોકોને આભારી છઈએ અને તે વીદીઆ હોનરની બાબતમાં છે.

શાસતરો અને વીદીઆમા આરબ લોકો ઘણા પુરવીણ થઈ ગયાછે. જારે યુરોપ અને એશીઆખંડના મોટાં સુધરેલાં દેશોનો એલમ પડી ભાગો તારે આરબ લોકો એલમમાં ઘણા ખીલેલા માલમ પડયા, તેઓથી સઘલો એલમ જલવાઈ રહયો અને પાછલથી યુરોપમા તે પાછો સજીવન થયો, જાંહાંથી તે એલમ આપણુને તથા દુનીઆના બીજા ભાગોને મલતો જાયછે—તે સઘલું આરબોની મારફતે થયું છે. કેહેછે કે આરબોની તવારીખ, વીદીઆ અને ભાશાના ભંડોલ આગલ યુરોપનો હાલનો સઘલો સુધારો વટીક નજીવો છે. યુનાની લોકો માતર આરબોના નકલ કરનારા હતા, અને યુનાની લોકોનો લોભ એજ હતો કે આરબસતાન જઈ, તાંહાંનુ ગ્નાન ઉછીનુ લાવવું. નામાકીત પીઠાગોરાસ કાલડીઆના લશકરમાં ચાકરીએ ગયો હતો અને સોલન, પલેટો, વગેરે ફીલસુફ દાખલ આશકારા થવા આગમચ આરબસતાનમા શીખવા ગયા હતા.

યુનાનીઓ ઉપરથી રૂમીઓ શીખયા અને ઈંગરેજ વગેગેરે લોકો યુનાની તથા રૂમી ઉપરથી શીખેછે તેને બદલે હેક અરબીની મદદ લેવાને લખનારાઓ તેમને ભલામણ કરેછે. વારતાઓ તથા કાહાની કીસાઓ આરબ લોકથી નીકલેલા ગણાયછે. "અરેબીઅન નાઈટસ" અને "ટેલસ" ની વારતાઓ ઘણી બાંનુઓએ વાંચી હશે. એ વારતાઓના દુનીઆની સઘળી મોટી ભાશાઓમા તરજુમો થયોછે. તેના ઈંગરેજી અને ફરેંચ તરજુમાઓતો હજી ઘણા અધુરા ગણાયછે. એક અસલી લેખ ઉપરથી એ વારતાઓનો આખો તરજુમો ખરેસલું ખાતે તરણ જરમન ઉસતાદોએ ઘણીક સરેહ સાથ કરયોછે. એ તરજુમાના ૧૫ વાલમ થયાછે. તેમા જણાવા મુજબ મુલતાન શેહેરોઆરે પોતાની બાપડીઓ ઉપર બંદી મેળી હતી, પણ રાંણી શેહેરાજેદે બે વરશ અને નવ મહીના સુધી આ વારતાઓ ચાલુ રાખીને તે બંદી દુર કરાવી હતી.

વારતાઓ ઉપરાંત આરબ લોકોથી આપણુને બીજુ ઘણું મળયુંછે. આંકડા, ગણીત શાસ્ર, નજુમ, જોતીશ શાસ્ર, વઈદક શાસ્ર અને રસાએણ શાસ્ર આરબ લોકોએ વધારયુંછે; તે હીઆં સુધી કે યુરોપમા ચાલતી એ વીદીઆઓમા હજીભી ઘણાક શબદો આરબી ભાશાના છે. વળી નઉકા શાસ્ર અને વેપારને પણ આરબ લોકોએ ઘણી મદદ આપેલી છે. આરબી ભાશા મોટી અને ભરપુર છે. કોરાનની અંદર વાપરેલી ભાશાને "કુરીશ અરેબીક" કેહછે, પણ તે ઉપરાંત ૯ ઈઆ ૧૦ જુદી જુદી લહણમા હાલ અરેબીક ભાશા સાધારણ રીતે વપરાયછે તે જુદી છે. છેક પુરાતન અરબી ભાશા યુફરેટીસ નદી ઉપરના "કુફા" નામના ગામ ઉપરથી "કુફીક" કેહેવાતી હતી. હાલની અરેબીક ભાશામા તફાવત છે. એ ભાશા માતર ૧૦૦૦ વરશ ઉપર ઈસવી સને ૯૩૩ મા મોલાક નામના વીદવાનની બનાવેલી કેહેવાયછે.

એ ભાશામા મોલાકે પોતાને હાથે તરણવાર આખું કોરાન લખયું હતું. મલાઈ લોકો ભાશા જુદી બોલેછે, પણ તેઓ અરબીક હરફ લખેછે. આરબ લોકોમા ઘણા નામીમા ફીલસુફ થઈ ગયાછે. તેઓમા અલ ફરબી, બેન સીના, અલ ગજાલી, બેનબાની અને બેન રોશડ મુખોઅ ગણાયછે. એ ઉપરાંત તેઓમા ૮ કે ૧૦ મોટા અંક ગણીતના પંડીત થઇ ગયાછે, તથા ૪૦ થી ૫૦ મોટા ઈતીહાસ કરતાઓ થઈ ગયાછે. ટુકમા એલમ હોનરનો જારે તેઓમાં શોખ અને વજન હુતો, તારે તેઓમાં ઘણાં નામીઆં ગરંથો થયાંછે, જે ગરંથોનો હાલની ચાલુ વપરાતી ભાશાઓમા તરજુમો કરવાની ઘણી જરૂર વીચારવામા આવેછે.

લડાઈમા અને દલેરીમાં, રાજપાટ મેલવવાની ફતેહમંદીમાં આરબ લોકો ઉતરતા માલમ પડયા નથી. તેઓની તલવાર, કોરાન અને જુબાન યુરોપમા છેક સ્પેન દેશ સુધી, હીંદુસતાનમા ગંગાના કીનારા સુધી, ટારટારીના છેક ઉજડ પાહાડો સુધી અને આફરીકાના ભીતરસુધી પોંહોંચી વલી હતી. ઈસવી સનેની આગમયની તેઓની તવારીખ જાજી જણાયલી નથી. એટલુંજ દીસેછે કે હીમાએરના સાબી પાદશાહાતમાં મેરીબ નામનુ પાએતખત હતું, અને તાંહાં ૨૦૦૦ વરશ સુધી નજુમ તથા સેતારા

પરસતી ચાલુ હતી. ઈસવી સનેની ૩ જી સદીમા મારીબનો નાશ થયો. સને ૬૨૨ મા મહમદે પોતાની દીન જાહેર કરી આખાં આરબસતાનને વટલાવયું. સને ૬૪૨ મા આરબોએ ઈરાંન જીહોતી લીધું. સને ૬૭૫ માં બારબરી દેશ સુધી પેવસ.થઈ તેઓ આટલાનટીક મહાશાગરને કીનારે પુગા. સને ૭૧૭ મા એશીયા માઈનર પોંહોંચી ઈસટમબોલ વેરનો મુલક તેઓએ હાથ કરી લીધો. અને ૭૩૨ મા તેઓ સપેન દેશ ઉપર ફરી વલયા. તાર પછે તેઓનો સેતારો પડતો આવયો અને તેઓ ફના થઈ ગયા.

આરબ લોકોની હાલની હાલત જાજી જણાપલી નથી. તેઓનો ગરમ મુલક કોસટાઓ ઉપર પાહાડોથી ઢંકાયલો છે અને મુસાફરોને તાંહાં હજી ઘણી તપાસ કરવાની છે. આરબ લોકો એરીઅન ઓલાદના છે. તેઓ સોહામના, કદાવર અને મજબુત કાઠીનાછે. રીલી નામનો મુસાફર કેહુછે કે જંગલોની અંદર કેટલાક આરબો છેક ૨૦૦ વરસની ઉમર સુધી જીવેછે ! તેઓ લાંબા જભા અને કાંન ઢાંકી નાખે એવી પાઘડી પેહરે છે. તુરાંની ઓલાદના તારતારોને તેઓ એટલાજ મળતા છે કે એ આરબ લોકો



લટકતા છે. તેઓ ઘણાખરા તંબુમા રેહેછે, હુકા પીએછે અને વંજારની મદદથી વેહેવાર ચલાવેછે. એ વંજારમા ઉંટોની તથા અગત કરીને સાનશીની મોટી શંખયા હોયછે. એકેક આરબ ૪૦૦ થી ૫૦૦ ઉંટ અથવા સાનશી રાખેછે અને એકેક વંજારમા કોઈવાર ૪૦૦૦ ઉંટ હારેકટાર ચાલેછે. આ વનજારોનો દેખાવ કોઈ આખું ગામનું ગામ ચાલતું હોય એવો લાગેછે. આ બાબતની શેવટે એવી એક વંનજારનું ચીતર આપયુંછે.

જેમ ઉટ તેમજ ઘોડાના આરબ લોક આછા શોકીન છે. એ અમીરી ખવારાનું પરાંણી આજ હજારો વરસ થયાં આરબસતાંનમા પલાયું જાયછે, અને હજારો વરશના ચાલતા આવેલા મોટા ચરાધામા આરબોએ ઘોડા વીશે મેલવેલી અજમાશ સઉથી ચહડતી કીસમની છે. આરબસતાંનના જંગલોમા ઘોડાની વસતી ઘણી છે અને તેમને પકડવાને આરબ લોકો ઘણી ચાલાકી બતાવેછે. તેમને પકડી લાવવા પછે પાલવામા વળી આરબો એથી સરસ છે અને એક પાલેલા ઘોડા ઉપર તેઓ એટલો પેઆર રાખેછે કે ગોયા તે પોતાનુ એક ફરજંદજ હોય. જેમ ઉંટને આરબ લોકો "જંગલમાનુ વાહાણ" કેહેછે, તેમ ઘોડો "આરબની મગરૂરી" ગણાયછે. ઘોડો પણ તેટલાજ પેઆરથી પોતાના શેઠ સાથ વરતેછે અને ગોયા કબીલાને ભાઈ બેહેન સમજતો હોય તેમ નાહના બાલકોને પોતાની સાથ ખેલવા દેયછે. અરબી ઘોડાની તોખમ અને પેશાની ખુદરતથીજ ઉંચી છે. એક આરબ પોતાના ઉંચા ઘોડાની સવપના સરખી કીમત માગેછે અને અતીઘણી જરૂર સીવાએ તે કદી પોતાનુ જાનવર વેચતો નથી. તેની ઘોડીએ જારે જણયુ હોય તારે પોતાને તાંહાં એક બેટો જનમયો હોય એટલી બધી ખુશાલી તે કુટુંબમા પેદા થાયછે.

આરબસતાન દેશનો તરણ મોટા ભાગ કરેલા છે. એક ઉતર તરફનો "બેહર અલ તુર સેના" નામનો સેનાઈ પાહાડ તરફનો ભાગ, જાંહાં પેટરાનું અસલી શેહેર નાશ પામેલુંછે અને જાંહાં ઈસરાએલના મુસા વગેરેને લગતા બનાવો તથા જગાઓની નીશાંણોને હજી આરબ લોકો માન આપેછે. બીજો ભાગ "અલ હેજાજ" ઈઆને હાજીઓનો મુલક છે, જાંહાં મકા અને મદીનાના પવીતર શેહેરો તથા ઓરફતની કીરીઆનો પાહાડ આવેળોછે. એ ઠેકાંણે દર વરસ થતી મોટી હજની જાતરા આરબ લોકો વચે બનતો મોટામા મોટો બનાવછે, પણ એ હજને આરબ લોકથી અગત મળી નથી તેને અગત આપનારાં બાહેર દેશાવરોના લોકો છે અને તેથી આરબ લોકના હેવાલ સાથ એ હેવાલને ભેલી નાખવાનો જરૂર નથી. બરખારડટ નામનાં નામીચો મુસાફર જેનો હેવાલ અમારા ગયા એપરેલ મહીનાના અંકમા આપયોછે તેણે ઓરફતની કીરીઆને વખતે ૩૦૦૦ તંબુ, ૨૦૦૦૦ ઉંટ અને ૭૦૦૦૦ આદમીઓ ગણયાં હતાં, જે ૪૦ જુદી જુદી ભાશા બોલનારાં હતાં.

દેશની દખણમા તરીજો ભાગ યમનના નામથી ઓળખાયછે અને તાંહાં મખા, મશકત વગેરે શેહેરો છે. હીઆંની વસતી વધારે ઉદીઓગી, વધારે સંસારી તથા વધારે વેપારી વલાણ ધરાવનારીછે. કાફીની ખેતીવાડી ઉપર તેઓ ઘણું ધેઆન આપેછે અને ફલમાં અંજીર, કેલાં, નારંગી, સંતરા, તથા ગુંદમાં લોબાન, એલીઓ વગેરેનો પાક કરેછે. હીઆં સેના શેહેરમાં બે મોટા મેહેલો, ઘણાક બાગો, કુવાઓ અને ૪૦ હજાર આરબોની વસતી છે. મખામા ૫૦૦૦ આરબો વસેછે, જેઓ ખજુર વગેરે જીણસો ઉપરાંત ૧૦૦૦૦ ટન કાફીનો દર વરસે વેપાર કરેછે. એદનમાં ૪ હજાર માણશની વસતીછે, પણ તેમા પરદેશીઓનો મોટો ભાગ ભેલાયલો છે, એ શેહેર સાથ આરબસતાનના માહેલા વેપારીઓ વનજારથી મોટો વેપાર ચલાવેછે. મસકતના પણ ભેલ સેલ લોકોની સંખયા ૬૦ હજારની છે. બેરેહીનમા આરબો માછલીનો વેપાર કરેછે, જેથી વરસ દાહાડે ૧૫ લાખ રૂપીઆ ઉપજેછે. નેજદ શેહેરમા અબદુલ વાહાબે વાહાબી ટોલાનો પાયો નાખયોછે, કે જેઓ ઈસલામી ધરમમાં ઘણોક સુધારો કરનારામા ઠરવા માગેછે.



# મી૦ એ. એચ. લેઅરડ.

મોટાં રાજપાટ બાંધતાં ઘણો વીલમ લાગેછે અને ઘ
ણી કીરતી મળેછે. તેમને ફના થતાં તેટલો વખત લાગતો
નથી અને તેમા કીરતીબી વધતી નથી, પણ તેમને ફના થ
વા પછે હજારો વરસે મગજની કલપણાથી તેમને શોધી કા
હાડવાં તથા જેમ તે અસલ હતાં તેજ તેમને પાછાં તેમની
જગા ઉપર નહી પણ કાગળ ઉપર આબેહુબ ઉભાં કરવાં એ
કામ થોડી કીરતીનું નથી. એવી રીતે ફના થયલાં રાજયો,
મેહેલો, ઈમારતો, બાંધકામો તથા લેખોને તેમજ ફના થય
લાં લોકો, તેમની ભાશા, રીત રીતભાંતો અને કીરીઆ કર
મોને પાછાં સજીવન કરવાં, તે તેમને પાછાં બાંધવા અથવા
વસાવાના પરથમ કામ કરતાંબી વધારે કીરતી ભરેલું છે અ
ને એવી કીરતી પામનાર એક નરનુ ચીતર આજના અં
ક સાથ વાંચનારી બાનુઓને ભેટ કરીએ છઈએ.

મી૦ એ. એચ. લેઅરડ આજના જમાનાનો એક
મોટો મુસાફર અને શોધક છે. પણ તેણે સઘલી શોધ આ
પણ પારસીઓના અસલ વતન ઈરાંનની પડોશમાના આ
સીરીઆ તથા બાબેલાંનના અસલો રાજયોમા કીધીછે, કે
જે રાજયો ઈરાનની પાસે અને કેટલીકવાર ઈરાનને તાબે
હોવાથી મી૦ લેઅરડની શોધોએ ઈરાંનના રાજ ઉપર પણ
કેટલુંક અજવાલું નાખયુંછે તેથી એ ગરહસથ આપણાં
વધારે ધેઆનનો દાવો કરેછે. વળી એ મુસાફર હીંદુસ
તાનમા પણ મુસાફરી કરી ગયોછે, અને અતરેના લોકો
માં સારી પીછાણ ધરાવેછે. તે સાથે મી૦ લેઅરડ માતર
મુસાફરજ નથી. તે પારલામેંટમાં ઘણા વરશનો એક અ
ધીકારી અને ઈંગલંડનો એક રાજકુવારી છે, માટે એવા
એક ગરહસથના જનમારાનો થોડોક હેવાલ રદ નહી જશે
એવી આશા રાખીએ છઈએ.

આસટીન હેનરી લેઅરડ તા૦ ૫ મી મારચ ૧૮૧૭
ને દીને પારીસમા જનમયો હતો, તેની ઉમર હાલ ૫૫ વ
રશની થઈછે. તે ફરેંચ તોખમનો છે. તેના મા બાપ
ફરાનસમા "પરોટેસટંટ" પંથમાં હતાં, પણ એકવાર સ
રકારના હુકમથી પરોટેસટંટોને કાહાડી મેલવામા આવ
યા અને લેઅરડનુ કુટંબ ઈંગલંડ આવી રહયું. તેનો
બપાવો બરીસટલમાં પાદરી હતો અને મી૦ લેઅરડનો
બાપ પણ આબરૂદાર ગરહસથ હતો. તેણે પોતાની જવાં
નીમાં ધારાનો અભીઆસ ચલાવયો તથા એજ ધંધો પક
ડવા ધારયો હતો, પણ તેના મગજની વલાંણને એ અભી
આસ માફક નહી આવવાથી તે તેણે છોડી દીધો.
૧૮૩૯ માં ઈઆને પોતાની ૧૯ વરસની જવાન વ
એમા તે એક મીતર સાથ યુરોપની ઉતર તરફના
મુલકોમા મુસાફરીએ ગયો, જે પછે તે આલબેનીઆ અને
રૂમેલીઆ થઈને ટરકી દેશમા ઈસટમબોલ ખાતે ગયો અને
તાંહાં તેણે ઘણુંક સુધી લંડનના પતરોમા હેવાલો લખી
મોકલયા.

એકવાર એશીયાખંડમા પરોટાવા પછે એ ખંડના
દેશો બાબે તેને શોખ અને ઉલટ પેદા થઈ. કાનસટાનટી
નોપલથી તે એશીયાખંડના ઘણાક ભાગોમા મુસાફરી કરી
આવયો અને એ અરસામા મુસાફરીને માટે જરૂરના જે
ભાશા અરબીક અને ફારસી તે તેણે સેતાબ હાંસલ કી
ધી. તેની મુસાફરી આખાં ટરકી દેશમા, મીસરમા, અાર
બસતાનના ચોકસ ભાગ ઉપર ઈરાનમા અને હીંદુસતાનમા
થઈ. આ સઘળી મુસાફરી તેણે એકજ વખતે પાર પાડી
નહી, પણ વખતે વખત કાનસટાંનટી નોપલ જઈને પાછો
ફરતો અને નવાં મુલક જોતો હતો. અગતકરીને એશીયા
ટીક ટરકીની સરહદમા મંજલો કરતી વખતે જે શેહેરો ના
શ પામેલાં હોય તેમની જગા ઉપર તપાસ કરવાને મી૦ લે
અરડે વધારે ધેઆન રાખયું હતું અને તેમ કરતાં નીનીવી
તથા બાબીલોનની તે મોટી શોધોનો તેણે પાયો નાખયો કે જે
શોધોએ લેઅરડનું નામ યાદગાર અને આશકારા કીધુંછે.

તવારીખ અને દંતકથા મુજબ ફના થયલાં અસલી
શેહેરોમા શોધ કરવાની લેઅરડની ખાએશ અજાએબ જેવી
હતી. જે શેહેરો એટલાં ફના થયલાં કે તે ઉપર હજારો
વરસનું મટોડું ફરી વળેલું તથા જે ગોયા ખાખ અને
માટીમા દટાઈ ગયલાં, તેવાં શેહેરોની શોધને માટે ઉજડ જ
ગાઓમા ભટકવું અને વળી તેબી એવાં મુલકોમા કે જાં
હાં નહી હવા, પાંણી, ખોરાક કે રસતાનું સુખ અથવા જાં
હાં નહી સરકાર ઈઆ દેશીઓ તરફનું સુખ, પણ જાંહાં
ભુખમરો, રોગ અથવા લુટારાઓની ધાસતી, તેવા મુલકમા
નાશ પામેલાં શેહેરોની શોધમા ભટકવું હોયતો તેને માટે
સાધારણ માણસો કરતાં કાંઈ ઘણોજ ઓર તરેહનો શોખ
અને કોઈ જુદીજ તરેહની કાલજી જોઈએ. એવા શોખને
સાધારણ માણસો ઘેલાપણું કેહેશે, પણ જો મી૦ લેઅરડ
એટલી કાલજી નહી પકડી હોતતો આજે જમીનની અંદર
થી તેણે જે ગોયા એક અસલી જમાનો ઉભો કીધોછે તે ત
નાથી બનત નહી.

ટરકીમા ફરતાં ફરતાં મી૦ લેઅરડના સાંભળવામા
આવયું કે બોટા નામનો એક ફરેંચમેન ફરેંચ સરકારને
ખરચે કેટલુંક ખોધકામ ચલાવેછે અને તેને ઘણાક કીમતી
ફતરાઓ મળયાછે, તારે એજ કામમા પોતે પણ મંડી જ
વાનો તેને ઘણો લોભ પેદા થયો. પણ તેની પાસે
પઈસાની અને બીજી જોગવાઈ નહી હોવાથી કેટલોક વખ
ત સુધી તે અમસથો મુજાયા કીધો. અંતે તેણે ઈસત
મબોલ જઈ ઈંગરેજ સરકારના એલચી લારડ ઈસટરાટફર
ડ ડી. રેડકલીફની મુલાકાત લીધી તથા તેની મદદ માગી
અને તે ઉમરાવે પુરાતન નીમરાદમા ખોધકામ ચલાવા
ના ખરચમા અડધો ભાગ આપવાને કબુલ કીધુ. ૧૮૪૫
મા લેઅરડ મોસલ ગયો અને તાંહાં એકાંત જગામાથી જ
મીન ખોધવા માડી. હીઆંથી ઘણીક રંજ અને શકતી
ખેંચી બાંધકામ, નકસી, વગેરેના ઘણાક કીમતી નમુણા
ઓ તેણે શોધી કાહાડયા. તેણે મેહેલો તથા શેહેરો તથા લો
કો તથા કીલાઓ, તથા ઓજારો તથા વાસણો તથા પોશા
કો વગેરેના નમુણા શોધી કાહાડીયા.

મી૦ લેઅરડની આ સઘલી શોધથી લંડનના બરીટી
શ મીઉજીઅમનો એક આખો ઓરડો ભરાઈ ગયોછે. તે
ની શોધના મોટા મોટા પુસતકો અને ઘણા મોટા તથા
જોવા લાએક નકસાઓ બનયાછે અને તેનુ પરીનામ એ
નીપજીઉં કે આસીરીઅત શાનશાહાતની ગોયા આખી
તવારીખ તેની શોધ ઉપરથી મલી આવેછે. તેણે ઈમાર

તો તથા બીજી જગાઓના ભાગો શોધી કાહાડયા તથા તે ભાગો ગોઠવીને આખી ઈમારતો ચીતારી, તેણે લેખો ઉ કલાવયા, લાદીઓ વગેરેના નકસોની નકલો ઉતારી, તસ વીરોની સમજ ઉઠાડી અને તે સઘલું પોતાને વતન લઈ જઈ જેમ એક દટાઈ ગયલી કુર્નીઆંને જીવતી કીધી હોય તેમ યુફરેટીસ નદીના કીનારા ઉપરના આ જાહોજલાલી ભ રેલાં એક રાજને નવી હસતીમા આણ્યું.

મી૦ લેઅરડની આ સઘલી સેવાની કદર બુજવામા ઈંગરેજ સરકાર અને વીદવાનો પેહેલાં લગાર પછાત પડ યા, પણ પાછલથી તેને તરકીના એલચી ખાતાંમાં સરકારે હોધો આપયો અને ૧૮૫૨ માં પારકાં રાજયોના પરધાન ખાતાંમા તેને દાખલ કરયો. એ પછે તરતજ એલીસબરીં ના લોકોએ તેને પોતાની તરફથી પારલામેંટને માટે ચુંટી કાહાડયો અને લંડન શેહેર તરફથી તેને "ફરીડમ" નું માન આપવામા આવયું. તે વખત પછે મી૦ લેઅરડ ઉ ગમણ તરફના દેશોને લગતી રાજનીતી ઉપર ઘણું ધેઆન આપતો આવયોછે. જેબી હોધા ઉપરથી એ કામ નહી બને તેવા હોધા તેણે નાપાડયાછે અને સઘલી મલીને ચારવાર તેણે પોતાના સવતંતર વીચારને ખાતર પરધાન ટોલીમા મોટી પદવીઓ જતી મેલીછે. ૧૮૫૪ માં રૂશી આની લડાઈ જોવા સારૂં મી૦ લેઅરડ પોતે ગયો હતો અને કરાઈમીઆની લડાઈ સુધી તાંહાં રેહવાબાદ જારે પાછો ફરયો તારે ઈંગરેજી લશકરની હાલત બાબેની જોસ ભરી ભાંજગડમાં તેણે મોટો ભાગ લીધો હતો.

૧૮૫૭ મા પારલામેંટમાં તેને હોધો નહી મલવાથી અતરેના બલવાની વેલા મી૦ લેઅરડ હીંદુસતાન આવયો હતો અને બલવાના કારણો વીશે તેણે પોતે પરપુછ કીધી હતી. ૧૮૬૦ મા ઈંગલંડ જવા પછે સાઉઠવારકના લો કોએ તેને પારલામેંટને માટે ચુંટી કાહાડયો અને તાંહાં તેણે હીંદુસતાંન તરફ ઘણાજ મીતરાચારી ભરેલા તથા ના દર વીચારો આપયા હતા. તારબાદ તેને પરધાન ટોલીમા પાછો દાખલ કીધો હતો. પાસેના ચીતરમા મી૦ લેઅરડ ને પારલામેંટ મધે ભાશણ કરતો ચીતારયોછે.

## ઘરનો ગવરનર.

અંક ૧૧ મો.

### બજાર—તરકારી.

આપણી ઘર માંડનારી જવાન ઘરધનીઆંણીને જુદા જુદા ગોસતના ખોરાક બાબે ખબર આપવા પછે હવે થો ડીક તરકારીનું ગનાન આપણા એ ઘરના ગવરનરે જાણવું જોઈએ. તરકારી ખોરાકનો અગતનો ભાગ છે. પુશટી અ ને પાચણના જે સાંધનો ગોસતમા નથી તે જાહાડ પાણમાં છે, અને જેમ ગોસત તેમજ વનસપતી ખોરાકને માફકના માણશના દાંત ખોદાતાલાએ બનાવેલાછે.

પેહેલાં સઉથી સાધારણ તરકારી પરેટાથી શરૂ કરીએ તો તે બાબે જણાવવાજોગ જાજું નથી. એવી ખોરાકી મા તરકટ હોતું નથી, અને કોહેલો માલ પારખવાને આં ખ સીવાએ બીજા કસાંની જરૂર નથી. પરેટા ઘણી જાત ના આવેછે અને અલબતાં મામલેસરી પરેટા ઘણા સર સ ગણાયછે.

પરેટાને ઠારની સાંમે જાલવી રાખવા માટે ઈંગલંડ મા તરેહવાર ઉપાયો કામે લાગેછે. સુકી વખારમા નાખી તે ઉપર ઘાસનું પડ કરવાની કોઈવાર ભલામણ કરવામા આવેછે. એ ઉપરાંત તાજા પરેટાને જમીનમાં તરણ ચાર ફીટ ઉંડા ખાડામાં નાખી તેજ ખાડાનું મટોડુ પુરવા તથા તે મટોડાંને વધારે ઢગ વચોવચમાં થાય એવી રીતે પુરવા થી પણ પરેટા જલવાઈ રેહછે. જમીનની ઉપર પણ મટો ડાંના ઢગ કરી તેમા પરેટા રાખવામા આવેછે.

કોબીજ બે જાતની આવેછે. સફેદ કોબીજ ખાંનાસા થ ખાવાને વધારે સારી ગણાય છે. જે કોબીજમાં રતાસ આવેછે તે અચારને માટે ઘણી સારી છે. કોબીજ જલદી કોહેછે, માટે તાજીને તાજી પકાવી ખાવી જોઈએછે. ટાટ અને કડણ કરતાં નરમ ખાધેલી કોબીજ ગુણ કરેછે.

સલગમના મુલીઆંને એક જાતની માખી લાગુ પડે છે. પણ જે સલગમના પાતરાં ખલરાયલાં અને જાડાં હો યછે તેને વીશે જાણવું કે તે પાકને આ નુકસાન થયલું ન થી. સલગમમાં કોઈવાર ખરાબ ખેતીથી રોગ લાગેછે, જે વેળા તેનાં મુલીઆં ઉગવાને બદલે તે પર ગાંઠ બંધાયછે. તે પછે તેમા કીડો પાકેછે અને આ તરકારી કોહેવા માંડે છે. સલગમ સોજા ખરીદવામા કાંઈ ઘણી હોશીઆરી જોઈ તી નથી.

ગાજર ગુણગારી તરકારી છે. તેને ઉગતી વેળા આ સપાસનાં જાંખરાં કાહાડી નાખવા પર મેહેનત લીધેલી હો યછે તારે તે ઘણાં તાજાં ઉગેછે. તેમને સરદ રૂતમા જાલવી રાખવા માટે રેતી અને કોલસાની બારીક રાખના પડો મ ધે રાખવાનો ઉપાય ઘણો સારો ગણાયછે. ઉપરના પડ ની ચેના પડ કરતાં સાંકડાં કરવામા આવેછે.

મુલા ગાજરનેજ મળતા છે, જે કુમલા જોઈને ખરી દવામા આવેછે. તે ખોરાકને પચાવામા મદદ આપેછે. કાકરી ઘણી જાતની આવેછે. એક જાતની કાકરી જેને "નીપાલી" કેહછે તે ૧૨ રતલ સુધીના વજનની અને ૮ ઈંચ જાડી હોયછે. કાકરી ઠંડી છે, અને ખોરાક દાખલ સારી છે, પણ નબલા માદાના માણસે તે ખાવી નહી જોઈએ.

જેમ કાકરી તેમજ દોધી કુમલાં વધારે પસંદ કરવા જોગ છે. વેંગણ ઘણી જાતનાં હોયછે, પણ થોડાં બીઆં વાલી જાત ખોરાકને માટે વધારે પસંદ કરવાં જોઈએછે. વેંગણ ખોરાક દાખલ જાજા ગુણગારાં ગણાતાં નથી અને તેમાનાં બીઆં હરકત કરેછે. હલકી પણ માતબર માટીમા ઉગેલાં વેંગણ સરસ હોયછે.

ઉપલી તરકારી આપણી તરફજ જણાયલી છે. કંદ રોપાના જાડાં મુલીઆંછે. તેની જુદી જુદી જાત હીઆં ખપેછે, પણ યુરોપના દેશોમાં તે જણાયલો નથી. રતારા અને બીજા કંદોનો આટો કરી તેમની રોટી બનાવી શકા યછે અથવા તે પુડીંગમાં પણ માલેછે.

"બીટ રૂટ" નામની વેલાતી તરકારી આપણામા હ મણા જરાજરા દાખલ થવા માંડીછે અને તેનો ખપ વધેલો

સારો છે. એ તરકારી કંદ અથવા મુળીઆના ખોરાકના વરગની છે. તે એક મીઠો અને સવાદદાર કંદજ છે. એ તરકારી બે જાતની આવેછે. રાતો "બીટ રૂટ" બજારમાથી ઘણો ખરીદી લાવવાની ભલામણ કરાતી નથી. તે ખોરાક દાખલ સરસ છે, પણ ઘણો ખાવા જોગ નથી. સફેદ "બીટ રૂટ" નો ખપ વધારેછે.

સીંગો, જેમા પાપરી તથા ફરેંચબીન પણ ગણીછે તે મજબુત બાંધાના માણસોને માફક આવેછે. સીંગો સારીપઠે બાફવાથીજ ખાવા લાએક થાયછે. સીંગના લીલવા આટાના સરખા ગુણ ધરાવેછે અને આટા તરીકે ઘણા કામનાછે.

ભાજીઓ જેમ કેટલીક ખોરાક તરીકે તેમજ બીજી મસાલા અને મખવાશ તરીકે ઉપયોગી છે. તુલસીની ભાજી પણ વેંગણની મીસાલે પોચી અને ફળવંત માટીમા ઉગાડેલી સઉથી સરસ જાણવી. પણ તે સરસ તારે જાણવી કે જારે તેના પાક ઉપર કોઈ પણ ઝાહાડનો ઓથો પડયો નહી હોય, પણ વળી તેના પેહેલા દાહાડા પર તે જમીનની કીનારીએ ઓથામા જોઈએ. ભીણી જમીનમાં ઉગાડેલી આ ભાજીનું બીઉં સહેલું જાણવું.

વરીઆલી અને તેના પાતરાં ભારી અને ખટાસ વાળું ખાંતું હજમ કરવામાં મદદ આપેછે અને તે તેવી અતલબથી ખરીદેલી વરીઆલીની ભાજી ખપની છે. ફુદતાના મથાલાંનાં દાંખલાં તાજાં અને લીલાં તથા ૧ થી ૬ ઈંચની લંબાઈનાં થાય તારથી તે ખોરાકમા વાપરવા જોગ અને તોડવા જોગ ગણાયછે. અજમાની ભાજીના પાતરાં માવયાથી કાંદો વગેરે ખાવાનો વાસ મરેછે. અજમો તેમજ કોથમીર મસાલા તરીકે ઘણો ઉપયોગી છે.

---

## પરચુટણ બાબતો.

**એક રાખશી પનીર**—નયુયોરક અને કેનેડામા જે સંગરહસથાનો ભરાયાં હતાં તેમા એક રાખશી પનીર દેખાડયામા આવીયું હતું જેનું વજન ચાર હજાર રતલ હતું. તેને એક વખત મોનટરીસ શેહેરમા એક આગ ગાડીની મારફતે લઈ જવામા આવતું હતું તે વખતે એ આગ ગાડી પાટા પરથી ઉતરી ગઈ અને પેલું પનીર, એક પાટલાના જેવી આકારની ગાડીમા મુકેલું હતું તેમાંથી નીચે પડી ગયું અને તેના ટુકરે ટુકરા થઈ ગયા. આવા બનાવથી આ પનીરના માલેકને બહુ રીશ ચહડી અને રેલવે કુંપનીપર રૂ૪૦૦૦) ની ફરીઆદી માંડી પણ તેનો નીવેડો ઘેર મેલે આવીયો. ક.

---

ગાયના દુધની તપાસ કરવાથી એવું માલમ પડીયું છે કે, ગાય સવારના જે દુધ આપેછે તેમા માખનનો ભાગ સાંજના જે દુધ આપેછે તે કરતાંને વધારે હોયછે, અને ખાંડનો ભાગ બપોરના ઘણો હોયછે તે સાંજ થતાં ઓછો થતો જાએછે. ક.

---

**તમારી છુપી વાત** તમારીજ પાસ રાખજો, કારણ કે જે કોઈ પોતાની છુપી વાત જાહેર કરેછેતો તેની ઉપર તેની સતા રેહેતી નથી. જો તમારીજ છાતી તમારી છુપી વાત રાખી સકતી નથી, તો જે ધણીને તમારી છુપી વાત જાહેર કરો તે કેમ રાખી શકે?

દુનીઆં કદાચજ નગુણી હોયછે; અગરજો તેની ચાકરી ખરેખર કેમ કરવી તે જો આપણે જાણીયે.

દોસતોની ખુટછે એવી ફરીઆદ આખી દુનીઆં કરેછે, તોપણ દોસતો મેલવવા અને તેને સંભાલીને કેમ રાખવા વીશે જે અગતના ખવાસો જોઈયે તે સંગરી રાખવા કોઈ પણ ધણી પોતાને મેહેનત આપતું નથી. ક.

---

**ઘણું ખાનારાઓ લામબો વખત જીવતાં નથી**—આકરાતી લુખ જો કે સારી તનદરોસતીની નીશાન પણ એકસ દુખની ચેતવણીછે. કેટલાંએક બાદીની દેહેવાલાં માણસોને હમેસાં ભુખા હોય એવું લાગેછે. જારે તેવો ખાયછે તારે તેમને આરામ થાયછે અને જેવું તેવો ખાઈ રહા કે તેઓને એક જાતની એવી બેચેની થાયછે કે બાપદા મોહોત માંગેછે. સારી તનદરોસતી વાળાની લુખ એવી છે કે તેને થોડું ખાવા જણાવેછે. હજારો લોકો પોતે કેટલું ખાયછે તે ઉપર પોતાની તનદરોસતીનું માપ રાખેછે, અને દસમાથી નવ જણ ઘણું ખાવું એ પોતાની તનદરોસતીને સુધારવાની એક નીશાનછે એવું સમજી ખુશી થાયછે, પણ ચરબાનનો વધારો તેના પરમાણ પરમાણે દુખની ખરેખરી સાબેતીછે, અને તે દેખાડી આપેછે કે પાચન શકતી તેની ફરજ અદા કરતી નબલી થઈ જાએછે, અને તારબાદ રોગા થવાની અને લુખની વલણ વધતી જાએછે અને છેલે તે એક બેજા જેવી થઈ પડી મોહોત તેનો અંત લાવેછે. ક.

---

**ધણીઆંણી**—બાયડીનો પીયાર, સુકા જંગલમા ખીલતા ગોલાબની માફક, માણસ જાતના હંયાના વેરાન મેદાન પર પોતાની ખુશબો પાંથરેછે; અને જારે તેની આસપાસ સરવે ચીજ ગંભીર અને વેરાનછે તારે બીજા સરવે દેખાવોની ગેરહાજરીમા ઘણીજ જોસબરી રીતે બાહાર ખીલી નીકલેછે. ધણીયાંની કરતાં કોઈ પણ સ્ત્રીનો પીયાર કોઈ પણ ઠેકાણે વધારે જોસબરી રીતે સુંદર દેખાતો નથી. મા બાપ, ભાઈ ભાંડુ અને દોસતો પીયાર કરેછે પણ ધણીયાંનીનો પીયાર કાંઈ જુદીજ ખુબી ધરાવેછે. એક બેટી પોતાના મા બાપની અને એક બેહેન પોતાના ભાઈની સંભાલમા પોતાની આખી જીંદગી કાહાડે પણ આવું કરવાને જે લાગણીઓ તેણીને સીખવેછે તે લાગણીઓ એક ધણીયાંનીને પોતાના ધણીના સંકટ અને દુખના વખતમા તેની પછવાડે રેહેવાને સીખવેછે તેથી જુદીજછે. ખાસતીમા તેની સંભાલ રાખવી, ગરીબાઈમા ધીરજ આપવી અને શરમ અને બેઆબરૂના ઉંડા ગારમા તેની બાજુએ વગર ફરવે રેહેવું એ થાને બીજું સરસ શું છે? ક.

---

**પૈસા** એ એક સારો ચાકરછે પણ ઘણો ખરાબ શેઠ છે. એ માણસ જાતપર ગેરઈનસાફી કરેછે એવો અનીયાય એના પર મેળી શકાશે, કેમકે ઘણાજ થોડા માણસ ખોટા પઈસા કરેછે પણ પઈસા ઘણાક માણસોને ખોટા કરેછે. ક.

**સવાલ**—મુંબઇના પોલીસના વડા માજીસટરેટની ખુરસી હમણા હલકી કેમ થઇ પડીછે ?

જવાબ—કાંએકે તેની ખુરસી ઉપરથી બારટન (૧૨ ટન) ઓછા થયાછે.



## ઘરઘતુ નુસકાઓ.

**ઠંડીની ઋતમા ગરમી આપનારાં શરબતો**—૧. સારો અને ઊંચો "એલ" દારૂ એક પાંઇટ ભર લઇ થોડું ખમણેલું જાયફલ તથા થોડી ખાંડ નાખીને ઊકાલવો. એ પછી તરણ ઇંડાંને કાલવી તથા તેમા થોડો ઠંડો "એલ" નાખી, તેમા ઊપલો ઊકાલેલો "એલ" ધીમે ધીમે રેડતા જવું તથા તે ઉપર છારી નહી બંધાય એટલા માટે આ મેલવણીને કેટલોક વખત એક વાસણમાથી બીજાંમાં રેડયા કરવી. તારબાદ તેને ચુલાપર મેલી તે ધારો થાય તાંહાંવેર તેને હીલવ હીલવ કરવા બાદ એક ચમચો ભરી બરાંડી નાખી "ટોસટ" અથવા પાતલાં કેક સાથ તેને ગરમ ગરમ પીવો.

૨. બે બાટલી પોરટર અથવા "એલ" ને એક પેણામાં ઊકાલવા, પછે તેમાં અડધી પેંટ "રમ" દારૂ અને ાાા રતલ લોર શુગર નાખવી. આ મેલવણીને થોડીક મીનીટ સુધી ઊકાલવા પછે, તેને ચુહુલાપરથી ઊતારવી અને સાત ઇડાંની દાલ તથા સફેદીને આગમચથી અછી તરેહથી કાલવીને તેમા હુમેરવી. એ સઘલું એક બે મીનીટ સુધી કાલવવા પછે એક "પંચ બાઊલ" (કોરીનાં ઊંડાં વાસણ) મા નાખવું અને ટંબલર ભરીને પીવું.

૩. એક કહડાઇમાં તરણ બાટલી પાંણી નાખીને ચુહુલા પર ઊકાલવું. તે ઊકલે તેટલાં એ સઘલું ધારૂં થાય એટલા ચણાના આટાને એક પેંટ ઠંડાં પાંણીમા કાલવવો અને જારે ઊપલું પાંણી ઊકલે તારે આ આટા પર નાખીને ૨૦ દલેલાં મરીની ભુકી તેમા નાખવી. એ પછે જરા ધારૂં થાય તાંહાં સુધી સઘલું ઊકાલીને તેમાં ગમે એટલી ખાંડ, ાા પેંટ એલ, ૧ વાઇન ગલાસ ભર જીન, સાથે ગરમ કરીને હુમેરવું અને ગરમ ગરમ પીનામા લેવું.

૪. ૧ સેર દુધ અને ૧ સેર પાંણી મે પાંઊના થોડા પોપડા, જાવંતરીની એક કાતરી તથા સારી પઠે ખાંડ સાથ ઊકાલવું, તાર પછે આ મેલવણીને ૦૧ કલાક ઠરવા દીધા બાદ તે ગરમ ગરમ પીઇ જવું.

---

## રમુજે ફુરસત.

૧. હું દસધણો દસ, દસવાર કહેલો છઊં. મારૂં પેટ કાપી નાખુતા તમે મને કાહાડી મેલોછો, પણ પેટ સાથે હું હજારના પેટ ભરૂં છઊં.

૨. જાંહાં હું નથી તાંહાં ઓરડો નથી. ઓરડો મારામાં નથી મગર હું ઓરડામાં છું, પણ ઓરડામા છું તોપણ ઓરડાની બાહાર છું. હું ઓરડામાં જવાનો રસતો છઊં, પણ રસતો બંધ કરવાનો અટકાવ છઊં.

૩. મારા વગર દાહાડાની રાત થાયછે અને રાત તે દાહાડાના સરખીજછે. જમની કે ડાવી બાજુએથી હું એકસરખીજ વંચાઊં છઊં.

૪. દુનીઆમા એક એવી કઇ ચીજ છે જે સઊથી લાંબી છે, અને તોપણ સઊથી ટુકી છે, જે સઊથી ઊતાવલી છે, અને તોપણ સઊથી ધીમી છે; જે સઊથી વેંહેંચાઇ ગયલીછે અને તોપણ લાંબી સલગ છે; જે સઊથી નજીવી કીમતની ગણાયછે અને તોપણ સરવે તેને માટે રડે છે; જે નાહાનામાં નાહની ચીજને ગલી જાયછે અને તોપણ મોટાંમા મોટી ચીજને જીવ આપેછે ?

મોશીઊ વાલં

૫ ઊલટાવેલાં નામો.

૧ જમને જેની બેહન અ.
૨ કો સતરૂરામ બસોને.
૩ જદને હાચ્યકમ જોશે.
૪ રંજઅને ખર ધીસી આવંશ.
૫ બાજના ગ જ ઠ ણ દ અ મ ને હ.
૬ હાં જાં અરખ બને ખશરૂ સુસાલ.

---

### સંતોષ.

(દોહરા.)

હરિએ આપ્યું જે જેટલું, તેથી સંતોખાય;
અસંતોષિને સુખ નહી, કોઈ રીતે થાય. ૧.
બીજાનાં જોઇ સુણી, વસ્ત્રાભૂષણ ગ્રહ;
મા બાપો પાસે કદી, માગ નહી કરિ હઠ. ૨.
હોય ગજું નહિં તેમનૂં, ગજવૂં ખાલી હોય;
આપે કયાંથી બાપડા, સમજી ધરાઇ જોય. ૩.
જે સંતોષી નિત્યનો, તે સાચો ધનવાન;
લોભી ઇચ્છા જેહની, દરિદ્રિ તે તો માન. ૪.
હું દુખિયારો છઉં ખરે, થાયે મનમાં આમ;
અદકા દુખિયા જોઇને, સમાધાન તૂં પામ. ૫.

---

### કરજ.

(દોહરા.)

જનમ ઊધાર ન આણવી, ચડાવો ન હિસાબ;
કરજ કરીને ખરસતાં, ધખ્ખા ખાય ધબાબ. ૧.
આવકથી જાવક અધિક, કરજદારને થાય;
કરજદારને દુઃખ છે, બહુ બહુ તે પસ્તાય. ૨.
જો ચૂકાવીવ્યો વાયદો, રસ્તે આબરૂ લેય;
સાહુકાર જે માંગતો, શરમ ખીજિ શી કેહ. ૩.

---

### ધીરજ.

વિપત્તિ મૃત્યૂ આદિથી, સંકટમાં બહુ વાર;
ધીરજ રાખી સહન કર, કરશે પ્રભૂ નિવાર. ૧.
સંકટમાં બહુ ડગમગે, બાવરૂ મંન ધડક;
ધીરજવાન ડગે નહીં, જેમ સમુદ્ર ખડક. ૨.

(ન૦ ક૦)

---

મુંબઇ, દફતર આશકારા પરેસમાં બેહરામજી ફરદુનજીની કંપનીએ છાપીયું તથા પરગટ કીધુંછે. ઠા૦ કોટ:—બેહરામજી હોરમજજી સ્ત્રીટ, ના૦ ૬ તથા ૧૧.

# સ્ત્રીબોધ.

પુસ્તક ૧૫ મું. ડીસેમબર ૧૮૭૧ આંક ૧૨ મો.


## ભોળો દોલો

અથવા

## ભોળો ભલો—ભુંડાનો ભાઈ.

એક વારતા.

### પ્રકરણ ૧૨ મું.

દોલાને તેની માના ઘરમા આપણે લાંબો વખત થયો પડતો નાખ્યોછે. સીગનપોરવાળા શેઠીયા ધનજીશાહ સાથે, રૂસતમ આગા સાથે, લુકમાનજી હકીમ સાથે, મુનેમચંદ વકીલ સાથે, વીકાજી વઈદ સાથે અને જાંહાંગીર જંગી સાથે આપણો ઘણો વખત રોકાયોછે, પણ હવે તે કોલીઆ અને મશખેરા દોસતોની ટોલી શંહેરથી વીખરાઈ પડીને પોતપોતાને વગે જગે લાગીછે, તારે પેલો લુલથાપનો સરદાર દોલો જેની ભુલોથી આ સઘળું બનયું હતું, તેના ઘર તરફ એકવાર ફરી નજર પોંહોંચાડીએ.

રૂસતમ આગાના પંજામાથી નાહાઠો તેવો પોતાની માના ખાટલા તલે ભરાઈને પોતાની મા વીલરને તથા માસીની દીકરી રતનને બીહીવાડી મારયાં, તેનો ગુસો જોકે વીલરને ઘણો લાગો હતો, પણ અંતે તે દોલાની માતજ હતી અને "માની ગાળ તે ઘીની નાલ" એ કેહવત મુજબ વીલરના માર તથા ગાળો થોડાજ વખતની હતી.

દોલાએ આ સઘળો જુલમ મુંગે મોહડે ખમયો, તો જોકે તે સમજી નહી શકતો હતો કે "મારો વાંક શું થયો ?"

તાર પછે જે વખત ગયોછે તે વખતમાં સઘળું સમાધાન થઈ રેહયું, મા દીકરાં વચે સમજુતી થઈ, વીલર પોતાના નગીના બેટાને પાછી હીરા તરીકે હાંક મારતી થઈ અને તેને એક મોતી સમજીને મગરૂર રહી, અને આ ગામડીયાં કુટંબ વચે સંપ અને એખલાસ ચાલુ થતાં કાંઇ વખત લાગો.

પણ હવે દોલાનું શું કરવું !

એ તેની માતાના મગજમા એક મુશકેલી હતી.

દોલાનું શું કરવું ! વીલરને તે ગમે એવો વાહાલો હતો, તો પણ એતો હવે પાછો આવીને તે માનેજ માથે પડયો. ધનજીશાહ શેઠને તાંહાં તે પોતાના બેટાને નોકરીએ રખાવી આવી, પણ તાંહાંતો તે એવો ધુંટાળો કરીને પાછો ઘેર આવયો કે બીજીવાર તાંહાં નોકરી મળે એ નહી બને એવું હતું.

હાલ તરતતો ગોયા તે પોતાની માતાનીજ ચાકરીમા રહયો અને ખેતરની અંદર માનું કામ કરવા લાગો. વીલરના ખેતરમા એક ભાગ ઉપર ઘાસ સારૂં ઉગતું હતું અને તેથી વીલરને સારી ઘરાકી હતી. દોલો આ કામમા માને મદદ આપવા લાગો તથા દરરોજ ખાંધે કોઈતું મારીને ખેતરમા જવા લાગો.

પણ એવો દંન કોણનો કે જારે દોલાથી કાંઈ ભુલ થાય નહી ? ઘણા દીવસ થયાં ભુલાવા ભરેલાં ગોતાં ખાવાના પોતાના રાબેતામાથી મોકલો હતો. પણ તેમ કાંહાં સુધી ચાલવા કરે ? દોલાએ પારકાં લોકો વચે ઘણી હોશીઆરી અને અકલ બતાવી હતી, પણ હવે પોતાની માનીજ મીરાસ ઉપર એ ગુણી બેટાને કાંઇ મોટૂ કામ બજાવાનો વખત આવયો !

વીલરના ખેતર આગળ નાહના ખડકોની ઓશાળે ઢેકાં ઢરીઆં હતાં અને દોલાએ એક દાહાડે પોતાની અકલ એમ ચલાવી કે ઘાસ કાપીને એક ખડક ઉપર તેના પેંડો બાંધયો. અલબતાં ખડકની ઉપર ઘાસ એકઠું કરવાથી તે પેંડો ઘણો ઉંચો થયો અને વળી આસપાસ ઘાસ પડવાથી તલીએનો ખડક ઢંકાઈ ગયો, અને એ રીતે તે ઘાસનો પેંડો ઘણો મોટો ને શુંદર દીસવા લાગો.

વીલર આ પેંડો જોઇને ખુશ ખુશ થવા લાગી. તેના ખેતરમા જેટલું ઘાસ ઉગવું જોઇએ તેથી વધારે ઉગેછે એવો વીચાર આ પેંડાના દેખાવ ઉપરથી પેદા થયો, અને વીલરના મોહોમાથી વધાઈના શુખનોની કાંઇ હદ નહી રહી.

તે બોલી કે "ઓ હું મરૂંરે મારા બાપા, તારા હાત બહુ સબકતા દેખું, તારાં પગલાં બહુ પનોતાં દેખું, કેવું આએવો ને મારાં ખેતરમાં પાક બેવડો ઉતએરો. આહા ! મારા દોલાને હાથનો આ પેંડો કોઈ જોવારે ! આટલો ઉંચો પેંડોતો પાદશાહને તાંહાંબી નહી હશે."

હરખમા પડેલી વીલરને ખબર નહી હતી કે આ ગંજીની તલેતો ખડક હતો અને તેથી આ પેંડાનું કદ વધી ગયું હતું, બાકી તેમા ખરેખરૂં ઘાસતો સાધારણ ગંજીઓ કરતાં ઓછું હતું.

વીલર દોડતી પોતાના ઘરાકને તેડવા ગઈ અને બજા બોગા જેવું બીજું ઘરાક કોણ હતું ? બજો બોગો જે ભાહાંમા ઘણાં ઢોરોનો ધણી હતો અને તેથી જેને તાંહાં ઘાસનો ખપ ઘણો હતો.

આગળ એક વખત ઉપર દોલાએ જે ભેંસને નાલાંમા તેરવી નાખતાં મારી નાખેલી હતી, તે અલબતાં આ બજા બોગાની હતી, પણ તાર પછેતો બજો દોલા ઉપરનો પોતાનો ગુસો ભુલી ગયો હતો.

તાર પછેતો બજો બોગો વીલરના ઘરમા પાછો આવતો જતો થયો હતો અને જે દીને દોલો ચાકરી ઉપરથી નાહાસી આવીને માના ખાટલા તલે ભરાયો તે દીને તાડીના ઘડીયાં ટાંસીને વીલરને અને રતનને ભુતની અને ચોરોની ધાસતી આપી જનાર પણ બજો બોગો હતો.

વીલર હસતી અને બોલતી બજા બોગાને ઘાસની આ મોટી ઠરી આગળ તેડી લાવી. બજો આ મોટો જથો જોઈને કુરબાંન થઈ ગયો. તેણે એકદમ સાટું કીધું અને સઘળી કીમત તાંહાંને તાંહાંજ વીલરને ચુકવી આપી. વીલર દોલાને ગળે વલગીને ખુશી થતી ઘર આવી અને બજા એ ઘર જઈને ઘાસ ઉંચકી લાવવા સારૂં પોતાના માણસો તથા ગાડાંઓ મોકલયાં.

પણ માણસો ગાડાંમાં ઘાસ લાધે શું ? પેહેલોજ ભારો બાંધતાંમાં માલમ પડી આવયું કે આ પેંડો કાંઈ આખો નહી હતો અને તેની વચમાંતો ખડક આવેલો હતો. એક ગાડું માનમાનબી નહી ભરાયું અને માણસોની ખાતરી થઈ કે બીચારો બજો બોગો જબર ઠગાયોછે.

ગાડું ભરીને લઈ જતાં તેઓ વીલરના ઘરને રસતે ગયા. વીલર પોતાના આંગણામા બેસીને પહોશીઓની સાથે ગપ સપ ચલાવતી હતી, તેણીને બજાનો ગાડાંવાળો ટકોરમાં કેહતો ગયો કે "વીલર આજના તારાં ઘાહનું દલ બહુ મોટું હતું !" વીલર બીચારી ટકોર સમજી નહી, પણ સામી ખુશી થઈને "બોલી કે હા દીકરા, આખ્ખાં શુરતમા એવું ઘાસ નહી મળશે." ગાડાંવાળો હેવે એટલુંજ કહીને ગાડું હાંકી ગયો કે "ઘાહતો તુંએ એટલું બધું વેચું કે બજો બોગો તારે નામે રડતો હમણા આવી લાગહે."

આ ખરી બીનાને વીલર મશખરી સમજી, પણ ગાડાંવાલાના આ શબદોની મતલબ થોડા વખતમા તેણીને માલમ પેડી, જારે કે બજો બોગો પોતાને ઠગાયલો વીચારી હાંફતો હાંફતો આવી લાગો અને ઘાસની ગંજીમા ઠગાઈ કરવાનો વીલર પર બટો મેળી તેની સાથ વહડવા લાગો. વીલરે સરીઆમ કાનપર હાથ મેળયા. તે કસું જાણતી નહી હતી કે ઘાસમા શું ઠગાઈ થઈછે. તે બોલી કે "કોઈ પારકે હાતે આ ઠરી કીધી હોતતો હું ઠગાઇ માનત, પણ આ ગંજીતો મારા દોલાને પોતાને હાથે કરેલી હતી."

દોલાનું નામ સાંભળતાંજ બજો સમજીઓ કે આતો તેના હાથે ગોંદલ થયુંછે, માટે બજો લાગલો ઘરમા જાંહાં દોલો બેસીને સેલડી કાપતો હતો તાંહાં ગયો અને એક ધપો મારીને તેને પુછવા લાગો કે "કેમરે ઓ હજામ, તું મારી એક ભેંહને મારીને ધરાયલો નહી કે વળી ફતર પર ઘાહ ઢાંકીને તેમા મોટો પેંડો દેખાડી મને ઠગેલો ?"

"અરે બજા શેઠ હુંતો એક કીડીનેબી નહી ઠગું."

હીઆં વળી વીલરે ટેકો આપયો. "હા, હા, બજા મારો દીકરો કેહછે તે સાચુંછે."

આ જોઈને બજા બોગાનો પીતો ઉછલી આવયો. તે બોલયો કે "બેહ રાંડ ઠગ મુગી બેહ, મારા બધા પઈહા તુંએ ઠગીને લીધા."

"ને પઈસાને બદલે મારી પાસે જેટલો માલ હતો તેટલો આપેલો કેની ?"

"તું એ ઢોંગ કીફાથી હીખેલી ? ખડકની ઉપર ઘાહ મુકીને પછે ઘાહને બદલે ફતર વેચેલા."

"ભાઈ બજા એ ઘાહ બાંધવામા મારો હાથ નહી હતો. એ બધું કામ મેં દોલાને સોંપેલું."

હવે બજો વળી દોલા પર ધસયો. "ઓ ગધેડા ! તારાં મોહોડાં પર નાખછે કે ખુપરો ? તુને કંઇ હરમ નથી લાગતી ?"

"પણ બજા શેઠ મેં કીધેલું શું કે મને શરમ લાગે ?"

"કીધેલું હું ? હજીતો પુછેછે ? તુંએ દાનચોરી કીધી. લે હવે હું કેહે ?"

"મેં જે કીધેલું તે દાહાપણનું કામ છે. મેં બીજા સારાં મનખને જોઈને કીધેલું !"

"હારાં મનખ, એ બકેહ હું ? ખડક પર ઘાહ બાંધીઉ તે હારાં મનીખનું કામ કે ?"

"હા; સરકાર ખડકપર કીલલા બાંધેછે કેની ? તે સા વાસતે ? તે વધારે સોભે ને કોઈ લુટી નહી જાય. તેમ મેંબી ખડક પર ગંજી બાંધી."

દોલાના આ જવાબથી બજા બોગાને સઘળા ગુસા છતાં હસવું આવયું અને આવા મુરખ સાથ કાંહાં કામ પાડયું તે બાબે ફફડતો ચટકતો ચાલી ગયો.

દોલાની માને દોલાની આ નવી ભુલ ઉપર લગાર નારાજીતો ઉપજી ખરી, પણ વળી દોલાની આ ભુલથી વીલરનું ગજવું તાજું થયું અને ઘરબેઠાં નાણા ચાલી આવયાં તે માટે તેને મનમા ધીરજ અને ખુશી પેદા થયલી હતી. તો પણ તેણીએ દોલાને ધમકાવયો અને તે જવાને કબુલાત આપી કે ફરીથી ખડકની ઉપર ઘાસની ગંજી નહી ચહડાવવી.

---

## પ્રકરણ ૧૩ મું.

આ ભુલથી દોલાને ઘણી પશેમાની અને પસતાવો થયો, માટે બીજે દીને સહવારના ખેતર મધે કામ કરી બપોરનું ખાનું ખાવા પછે તે બજા બોગાને ઘર ગયો. બજાના ઘરમાથી દોલાને ખબર મળી કે બજોતો ભાઠાં અને રાંદેરની વચેનાં એક બીજાં ગામમા પોતાના પીઠાંમાં ગયો હતો.

તે ઠેકાણે બજાનું પીઠું પરખેઆત હતું. તે પીઠું ગામના એક ધોરી રસતા ઉપર આવેલું હતું અને તાંહાં જુદાં જુદાં ગામોમા જવાના રસતા મળેલા હતા, જેથી બજાના પીઠાંમાં ઘરાકી મોટી હતી. તે પીઠું પણ ઘરાકી પરમાણેનુંજ હતું. તે મોટું અને કુસાદે હતું, જાંહાં મુસાફરો ઉતારો વટીક લેતા હતા. તેઓને ખાવા પીવા ઉપરાંત સુવાની ગોઠવણ પણ આ પીઠાંના માળા ઉપર

બજાએ રાખેલી હતી તથા મુસાફરોને એક ગામથી બીજે ગામ લઇ જવા માટે બજો ગાડીઓને ભાડે ફેરવતો હતો. તેના તરણ ચાર માફા હતા અને ઉંચા તથા કદાવર સુરતી બલદોની ઘણીક જોડો હતી.

બજો જારે પોતાના ઘરમાં નહી મળયો તારે તેને આ પીઠામાં મળવા જવા સારૂં ભોલો દોલો પોતાને ગામથી નીકલયો. પોતાના સુરતી જોડાને ખડે વાલીને ધસારાબંધ ચાલતાં આસરે એક કલાકમાં તે બજાનાં પીઠાંમાં જઈ પોંહતો, જાંહાં બજાએ તેને ગઇ કાલના ગુસા છતાં પેઆરથી પોતાનાં પીઠાના બાજટ ઉપર બેસાડયો અને તેની સાથ ખુશીસે ઘણીક વાતો કીધી.

કાલના બનાવ વીશે દોલાએ ઘણી દલગીરી બતાવી. "બજા શેઠ માફ કરજો હું. મારી બહુ ભુલ થયલી ને મારી ભુલથી તમને ખોટ ગયલી, પણ યાદ રાખજો કે જારે હું ચાકરીએ રેહેવશ તારે મારા પગારમાંથી તમારાં નાણાં પાછાં વાલશ."

દોલાની આ ભોલાઇને માટે બજો ખુશહાલ થયો અને બોલયો "અરે કાંઈ નહી દોલા. મારા પઈહા વધારે ગયા, પણ બીચારી એક વીધવાને મળયા એટલે બહ. હું તુંને માફ કરૂં, ને ખોદા તારૂં ભલું કરહે. હવે બીજીવાર જારે હું ઘાહ લેવા જવાહ તારે રખે તારી કાંની-કોઇ હરકારની મીહાલે કીલલો બાંધતો હોય તેની હું હંભાલ લેવાહ."

આમ કહીને બજો કોઇ ઘરાકની વરદી લેવા માળા ઉપર જતો હતો, તેવામાં દોલાએ જાંણે કાંઇ ઘણું અગતનું કામ હોય તેમ તેને હાંક મારયો.

"શેઠ, બજા શેઠ."

"કેમ ભાઇ દોલા ?"

"મને એક વીચાર આવેછે".

"ઓ હો—તુંને હું વીચાર આવેલો !".

"હું ચાહુંછું કે મને એક માફો હાંકવાનો મળે".

"વારૂં—તેનું મને હું કેહ ?"

"તમારોજ એક માફો મને હાંકવા આપો"..

"ને મારા બલદનેબી મારી લાખવા આપું".

"નહી નહી, બજા શેઠ, આખાં શુરતમાં મારા જેવો કોઇ હાંકનાર નથી".

"તે ઓહે—પણ મારે તાંહાં તો કીકો ઘાંચી ને તેનો ભાઈ ભીખો ઘાંચી હાંકનાર પહેલા, જગા ખાલી નથી".

"વારૂં કાંઇ તબેલામા જગા હશે ?"

"કાંઈ જગા નથી. પણ તોએ જારે ખડકપર ઘાહ ચહડાવવું ઓહે તારે હું તને બોલાવાહ".

બીચારો દોલો નાસીપાસીથી પાછો ફરયો, તેની મતલબ જેમ બજા બોગા જોડે માફ માગવાની, તેમજ તેને તાંહાં ચાકરી માગવાની પણ હતી. તેને એટલી સમજ નહી હતી કે બજાનું કાંમ બગાડી નાખવા પછે બીજેજ દીને તેજ ધણી ચાકરી કેમ આપી શકે !

પોતાની નાઉમેદીપર વીચાર કરતાં દોલો પોતાના ગામ તરફ આવવા નીકલયો, પણ અરધે રસતે આવતાંજ અંધારૂં થયું. બજાની ચાકરીમાના બે ભાઈઓ કીકા તથા ભીખા ઘાંચી કેવા ભાગ્યેગસાલી છે, અને પોતે ચાકરી વનાં દુનીઆંમાં કેવો નકામો પડી રહયોછે, તેના વીચારમાં ને વીચારમાં દોલો આસમાન તરફ જોઇને રાતને વખતે રસતો કાપેછે તેવામાં દોલાના પગને એક થોકડ લાગી અને તેના આચકા સમેત તે તુટી પડયો.

ઉઠીને જોયછે તો તેણે એક આદમીને રસતાની બરોબર વચમાં પડેલો દીઠો અને તેથી દોલાની અચરતીનો પાર નહી રહયો. તેણે તે આદમીને હીલવીને ઉઠાડી જોયો, પણ તે ઉઠયો નહી. રાત એટલી અંધારી હતી કે તેનો ચેહરો દીસતો નહી હતો, પણ દોલાએ ધારયું કે રાતને વખતે કોઈ હીઆં આવી હાલતમા પડયોછે તારે તે સુવેલોજ હશે અને લુટારાઓએ તેને મારી નાખયો હશે.

આ આદમીની પાસે ઉભો રહી દોલો વીચાર કરેછે કે હવે એનું શું કરવું ! કોઈ પણ માણશનું ભલું થાય તેમ કરવું એવો ભોલા દોલાનો સવભાવ હતો. આ કમ તાલેના આદમીને રસતાપર એકલો મેળી જવાને દોલાને ધાસતી ઉપજી તેમજ તેને લઈ જવો કેમ તે તેને સુજ પડયું નહી.

પણ આ વીચારમા દોલો ઉભોછે તેવામા એક બીજી વધારે મોટી અડમણ આવી નડી. સાંમેથી મોટા બે બલદો જોડેલો એક માફો જોસથી દોડતો આવવા લાગો અને થોડા વખતમાં રસતા ઉપર પહેલું આ કંગાલ મુદદું જેને માટે ભોલો દોલો આટલો બેચેન થયો હતો તે માફા તલે કુચડાઈ જવા વના રેહશે નહી.

દોલાએ માફો ઉભો રાખવા માટે હાંકનારને મોટે સાદે બુમો પાડીને કહયું, પણ જેમ દોલો બુમ મારતો તેમ હાંકનાર તેની દરકાર ન કરતાં બલદોને પહરાંણી વધારે ને વધારે ભોકી તેમને જોરથી દોડાવતો.

અંતે માફો છેક નજદીક આવી લાગો અને હવે દોલાએ મજબુત ઉપાય લેવાનો વખત હતો. તે રસતાની વચોવચમા આડો થઈને ઉભો અને હાથ આડા કરીને તથા ધમકાવીને "સબુર ! ઉભો રેહે, સબુર ! ઉભો રેહે" એવી બુમો પાડવા લાગો.

દોલાના આ અવાજની સાથે માફાની અંદરથી એક પીસટોલનો અવાજ સંભળાયો અને એક દારૂથી ધકધકતી ગોલી દોલાના માંથા ઉપરથી પસાર થઇ.

તે માફામાં સુરત જીલાના કલેકટરનો સરેશતેદાર બેઠેલો હતો અને તે કાંઈ અગતના કામ ઉપર જતો હતો. જે રસતા ઉપર દોલાએ માફો અટકાવયો તે રસતા ઉપર ચોરાણું અને લુટાણું ઘણું ચાલતું હતું અને "સબુર, ઉભો રેહ" એવા તાકીદનાં અને ધમકીના બોલો તાંહાં ચોરોના મોહમાથીજ સાધારણ રીતે નીકલતા હતા. સરેશતેદારે ધારયું કે કાંઈ અગતના કારણસર માફો ઉભો રખાવવો હોયતો આસતેથી કેહેવામા આવે, પણ આતો ધમકાવીને ઉભો રાખવાની વાત હતી તારે તે વાટપાડાનુંજ કામ હોવું જોઇએ.

એટલા માટે વધારે તેહકીકને માટે થોભવા વના શરેસતેદારે ચોરોની બીહીકથી પોતાની પાસે ભરી રાખેલી બે બારની પીસટોલમાથી એકદમ એક ગોલી ફોડી, પણ સારાં ભાગ્યેગે તે ઘભરાટમાં નેમ ચુકી ગયો અને તેથી દોલો બચયો.

શરેસતેદારે બીજું બાર બાહાડયું, પણ એ વખતે

દોલો બુમ મારતો બલદીઆની તલે સંતાઈ ગયો હતો અને હાંકનાર પણ રખે ગોલી લાગે તેની ધાસતોથી વાંકો વલી અરધો બલદો ઉપર સુઈ ગયો.

આ હાલતમા દોલાનો ચેહેરો હાંકનારના મોહો સાંમે આવી જવાથી દોલાએ તરત તે ચેહરો પીછાંનીઓ. તેણે જોયું કે એતો પેલા બજા બોગાનો મારો હતો અને તે ઉપર કીકો ઘાંચી હાંકવા બેઠેલો હતો.

દોલાએ બુમ પાડી કે "કીકા, કીકા, સંભાળ મને મારવા નો દે."

કીકો ઘાંચી આ વખતે થોડી જંજાલમા પડેલો નહી હતો. એક ગમ દોલાની ગડબડથી અને બીજી ગમ પીસ ટોલના બારથી બલદીઆઓ ચોકીને એવી પછાડી જાહા ડવા પડયા હુતા કે કીકા ઘાંચીને બેસી હાંકવાની બેઠકના કકડા થવાની તથા તે ઉપરથી ઉડી જવાની તેને દર પલે ધાસતી હતી.

કીકો ખબરાટથી ખીજવાઈને બોલયો કે "ઇએ, ઇએ તું કોણ સે કોણ ? ને માંગેસ છું !" કીકો ઘાંચી સુરતી લાલીયાની જાતનો હતો, તે છ ને બદલે સ અને સ ને બદલે છ બોલતો હતો.

"અરે પણ છંભાલ, છંભાલ, ખછતો જા, તું કોણ સે કોણ ? કાંઇ બોલછે ?"

"અરે ભાઈ કીકા હું તો દોલો દેખુંરે".

"તું છું માગેછ ?"

"અરે એક જણનો જીવ બચાવાનોછે".

દોલો એટલો બીધેલો હતો કે આ જવાબ ઘણો આ હતે આપવાથી માફામાં બેઠેલા શરેસતેદારને એ જવાબ માંડેલો ફકત "જીવ" શબદ બરાબર સંભળાયો અને "જીવ બચાવા" ને બદલે જીવ મારવાનું સમજી તેણે ખાતરીથી માનયું કે "આ કોઈ વાટપાડો મારો જીવ માંગેછે".

દોલો બાહાર ઘબરાતો હતો, કીકો પોતાની બેઠકપર ઘભરાતો હતો અને હવે શરેસતેદાર માફાની અંદર ઘબરાવા લાગો. તે એક વાંણીઓ હતો, પણ લગાર બોબરો હતો અને તેની તોતરી જબાંનથી ર ને બદલે વ બોલતો હતો. બુમ પાડી બોલયો કે "અલેઆ ગાડીવંન તાદો જીવ લઇશ નહીતો જલદી હંકાલ".

"છાબ તમે છાંના અમથા બીહોસ. એતો મારો એક દોછ સે".

દોલો કીકાનો દોસત હોય તેથી શરેસતેદારે કાંઇ પોતાની વધારે સલામતી વીચારી નહી. "તાવા મીતવને તાવે ઘવ બોલાવ, વસતા વચે વાત કવવા ઉભો કે ? હંકાલ, જલદી હંકાલ".

પણ કીકાએ દોલા સાથ વાત જારી રાખી.

"દોલા કોણસે ? કીઆં માણછનો જીવ મરવા છુતેલો!"

"અરે યાર રસતાપર એક જણ મુદદું થઈને પડેલો ને તું માફો હાંકી જાયેતો ખચીત તેને મારી લાખવાનો."

"પણ તેતા મુવેલો મુંદદું સેજ તારે તેને વળી મારી કેમ લાખસ ?"

"હવે તેની કાંઇ પંચાત ? તું ઉતર ને તેને ઉંચક વા લાગ."

કીકો ઘાંચી ઉતરયો અને બેહુએ મળીને તે માણસને રસતાની વચેથી ઉંચકીને બાજુએ સુવાડયો.

કીકાએ સમજ પાડી કે આ આદમી કાંઈ મુવેલો નથી, પણ છાકટો થઈ પડેલોછે. તેણે અચરતી બતાવી કે આટલા આંચકા અને ગડબડ છતાં તે ઉઠતો કેમ નહી.

દોલાએ તેને ઉઠાડવા મારે ઘણાક આંચકા મારયા અને કીકો શું જુવેછે ? તે માણસ જરા હોશીયારીમા આવતો હતો તેવામા, કીકાએ બુમ પાડી કે "હાએ, હાએ, એતો મારો ભાઈ ભીખો દેખું ! ભીખા ભીખા, આ છું થીઉં ?"

ભીખાએ કેફમાને કેફમાં બે ચાર ગાલ દઈને પાછી ફેર વાલી. કીકાએ શમજ પાડી કે "છવારનો તે મારો હાંકવા ગયલો પાસો આવેલો નહી, તે હમે ધાછતીમાં હતાં કે છું થીઉં હોછે—તો આ તો રછતામાજ સાકતો થઈને પડેલો દેખું. ઓ ભગવાન, રખે હીઆ મરી જાય ? ભીખા ભીખા, તુંને કોઈએ મારીબારી લાખેઓ કે."

કીકો ઘાંચી રડવા લાગો અને તેમ તેમ માફામા બેઠેલા શરેસતેદાર સાહેબના ટાંકા ઢીલા થવા લાગા. તેણે ધારીઉં કે હાંકનારને લુટારાઓ મારેછે. તેણે ડોકીઉં બાહાર કાહાડીને વળી બુમ મારી કે "કેમ અલેયા હંકાલેછે કે નહી !"

"હાએ હાએ મારી લાખયોરે ! ઓ મારા ભાઈને મારી લાખયોરે ! ઓ કોઈ આવોરે ! ઓ છરેછતેદાર છાબ આવોરે."

શરેસતેદારથી બાહાર શું નીકલાય ? ઘબરાટમાં તેની પાઘડી છુટી ગઈ હતી.

તેણે માફામા બેઠા બેઠા પુછયું કે "અરે શું છે ? તાવા પોકાવ કેમ આવેછે ? અલેઆ કીકા વવેછે (રરેછે) કેમ ને ગાલી કાં નથી હંકાલતો ?"

"અરે છાબ આ રછતાપર એક જણને મારી લાખેલો."

"ચોવોએ માવેલો હશે."

"હાય, હાય, છાબ એ મુદડાંને તમારી છાથ ગાલીમાં લાખી લઈ જઈએ."

"શું ? અલયા શું બોલયો ? મને ને લાસને એક ગાલીમાં લઈ જવા માગેછે ?"

"પણ તારે છાબ મારા ભાઈને રછતામા મેળીને હું કેમ જાઉં."

"કોણ ? તાવો ભાઈ ? ને તાવા ભાઈની ને માવી પદવી તું એકજ ગણેછે કેમ ? ચલ વેહેલો ગાલી હંકાલ."

હવે શરેસતેદારે જોયું કે ચોરો તો કોઈ નથી, તારે માફામાથી ઉતરી આવવાને તેને હીમત થઈ.

પણ કીકા ઘાંચીએતો ભાઈને છોડીને ગાડી હાંકવાને ના પાડયું અને શરેસતેદારને જવાની ઉતાવલ હતી.

આવે વખતે દોલો કામે લાગી ગયો. તેને મારો હાંકવાની ખાએશ પણ હતી અને આવી તક કારે મળે ?

કીકાએ દોલાને અરજ કીધી કે ભાઈ તું આ છરેછતેદાર છાબને હંકાડી લઈ જા અને પસે તેને ઉતારી ગાલી પાસી લાવ એટલો વાર હું હીઆં ચોલુંછ ને તું ગાલી લાવછે તારે ભીખાને છાથે લઈ જવાછ."

દોલાએ પુછયું કે "આ શેઠ કાંહાં જવાનાછે ?"

કીકાએ જવાબ દીધો કે "અરે આપણા મોટા છેકને

તાંહાં. મોટા છેઠને બંગલે એને ઉતારી તું જલદી પાછો આવજે હં."

દોલાએ કબુલ કીધું. તે લાગલો માફાપર ચઢી બેઠો અને શરેસતેદાર બરાબર બેઠેલો નહી તેવામા દોલાએ ગાડી હાંકી દીધી. બીચારો શરેસતેદાર જેમતેમ ઘસડાતો રહયો અને દોલાની હાંકવાની ઝડપ એટલી બધી હતી, ઢેકાં, ટરીઆં, ખાડા, વગેરેમા આંખ વીચીને એવો મારો જીહીપલાવી દેતો કે આચકાથી શરેસતેદારના હાડકાં દોદરાં થઈ ગયાં અને તે અધમુવો થઈ ગયો. અંતે બલદીઆ થાકા તારેજ દોલાના હાથ પણ ધીમા થયા અને તેવામાં ઢેકાં ટરીયાંનો રસતો વતાવીને ગાડી એક સપાટ ખેતરમા દાખલ થઈ.

---

## પ્રકરણ ૧૪ મું.

આખે રસતે દોલો સરેસતેદારની પીસટોલથી એટલો બીયેલો હતો કે આ પોતીઆં પારેખ અમલદાર સાથે ગાડી હાંકતાં હાંકતાં તેને વાત કરવાની પણ હીમત થઈ નહી. તેણે આ તોતરા વાંણીઆ સાથ માતર થોડીજ વાત કીધી અને તે નીચે પરમાણે હતી.

"શેઠ આજે તમે મને મારી નાખયો હતે."

"તુને માવા હાથે માવતે ને તું મવી જતેસો તેમા માવો વાંક ઇચ્મા તકસીવ શી હતી? વસતાની ઉપવ ચોવો કેહે તે પવમાણે તેં મને ઉભો વેહેવા કહેવ્."

"હા સાહેબ, મેં તમોને ઉભા રેહવા કહેલું પણ ચોરો કહીને ઉભા રાખતા નથી, ઉભા રાખીને પછે કેહેછે, તારે મારામા અને ચોરમા ઘણો તફાવત છે."

"પણ વસતાપર વહીને તે આદમી શું કવતો હતો, અલેય્મા?"

"કાંઈ નહી કરતોતો, સાહાબ, પણ તે મુવેલો પહેલો હતો, પછે કીકા ઘાંચીએ તેને ઉડાડયો તારે તે જીવતો થયો. તે સાહાબ દારૂ પીને છાકરો થયલો હતો."

"પણ હાંકનાવે કહયું જે એ માવો ભાઈ થાય?"

"ખરૂં સાહાબ, ભાઈ થાય ને વળી તેબી હાંકનારજ થાય, સાહાબ. પણ એટલુંજ કે બલદને મારો કેથે ખોહી આવયો ને પોતે છાકરો થઈને રસતાપર ખોહોવાઈ ગયો."

આ વાત ચીત ચાલતાંમાંતો સરેસતેદાર માફામા તકીઆને અઢેલીને ઘરાંઘર ઘોરવા લાગા, અને રાંદેરમા ધનજીશાહ શેઠના વજીફાને દરવાજે મારો આવી પુગો તાંહાં સુધી દોલાએ પોતાના આ ભાડુતને ઉંઘમાંથી ઉડાડયો નહી.

આજે દોલાની મોટામા મોટી ભુલ થઈ.

આના જેવી ભુલ તેણે આજ સુધી નથી કીધી.

હવે પછેનીતો ખોદાને ખબર પણ શરેસતેદાર સાહેબવાલા મારાને દોલો ધનજીશાહ શેઠને ઘર હાંકી લાવયો એના જેવી મોટી છકર તેણે આજે પેહેલીજવાર ખાધી અને બીજા બધાંને છકર ખવાડી.

કીકા ઘાંચીએ જારે સરેસતેદાર સાહેબને "મોટા છેઠ" ને તાંહાં હંકાડી લઈ જવા દોલાને કહયું તારે સીગનપોરવાલા ધનજીશાહને તાંહાં નહી પણ ઘેલા મોદીના મનજીભાઈને તાંહાં લઈ જવા કહયું હતું અને તેને બદલે દોલો સરેસતેદારને ધનજીશાહના ઘરમાં લઈ ગયો.

વાંચનારી બાનુઓ જાણેછે કે જેમ ધનજીશાહ તેમજ મનજીભાઈ સુરતમાં આબરૂદાર, વગવાલા અને કુલવંત શેઠીયાઓ હતા. જો કે આગળ જણાવયું તેમ મનજીભાઈ ગરીબ થઈ ગયો હતો તોપણ ધનજીશાહ કરતાં વધારે નહી તો તેટલુંજ તેનુંબી નામ તેના બાપદાદાઓની આબરૂને લીધે જણાયલું હતું અને તેથી જેમ ધનજીશાહ તેમજ મનજીભાઈ પણ "મોટા શેઠ" ને નામે ઓળખાતા હતા. રાંદેર અને તેની આસપાસ વાલા ગામડીયાઓમાં ધનજીભાઈ "મોટા શેઠ" હતા—ભાઠાં અને તેની પડોશના ગામોમા મનજીભાઈ "મોટા શેઠ" હતા.

ભાઠાંની પડોશમાં મનજીભાઈનો એક વજીફો હતો અને જે વખતે આ સરેસતેદાર જવા નીકલયો હતો તે વખતે મનજીભાઈને તેની સાથ કામ હતું, માટે માગનારાઓના દોરથી પોતાની ઉંચી મેડી પર છુપાઈ રહેલો એ "મોટો શેઠ" આ સરેસતેદારને મળવા સારૂં પોતા ઉપરના સઘલા જાપતા છતાં રાતના અંધારા પડદામા પોતાનું મકાન છોડીને પોતાના ઉપલા વજીફામા ગયો હતો, જાંહાં તેણે આગમચથી સરેસતેદારને મળવાની ગોઠવણ કરેલી હતી અને તે ગોઠવણ મુજબ ભાઠાંમાં બજા બોગાનાં પીઠાંમાંથી મારો ભાડે કરીને સરેસતેદાર સાહેબ મનજીભાઈને મળવા સારૂં નીકલયા હતા.

એટલા માટે કીકા ઘાંચીએ મારો હાંકતાં હાંકતાં થોભીને રસતાની અધવચમાં પોતાના છાકટા ભાઈની સંભાલને માટે પોતાના પાટીયાંની બેઠક ઉપરથી ઉતરતાં મારાની અંદરના ભાડુતને જે "મોટા છેઠ" ને તાંહાં હાંકી લઈ જવા ભોલા દોલાને કહયું તેતો પોતાની તરફ વાલા મનજી શેઠ હતો પણ ભોલો દોલો તે "મોટા શેઠ" ને રાંદેર તરફ વાલા ધનજી શેઠ સમજીઓ અને તેથી બલદીઆઓને રાંદેરનાં રસતા ઉપર તે હંકાડી ગયો.

દરવાજા પર ગાડી ઉભી રાખીને દોલો મોટે સાદે દરવાજો ખખડાવા લાગો અને સરેસતેદાર જાગી ઉઠયા. તેનો આ હાંકનાર હાંક મારવાને બદલે બારણું કાંએ ખખડાવેછે તેની સરેસતેદારને સમજ પડી નહી, માટે પુછયું કે "અલેયા, પોકાવ માવીને કોઈને બોલાવને, બાવણું શા માટે અફાડેછે?"

"કાંઈ નહી સાહાબ. મારા અવાજ કરતાં બારણાનો ખખડાટ વધારે છે, ને તેથી ઉંઘાયલાં હશે તો આખું ઘર જાગી ઉઠશે."

કદાચ વાંચનારી બાનુઓ પુછશે કે ભોલો દોલો ભુલથી મનજીભાઈને બદલે ધનજીશાહના ઘર આગળ સરેશતેદારને લઈ આવયો તો તે શું સરેસતેદાર ઓળખી શકયો નહી?

નહી—ખરેખર નહી.

આ શરેસતેદાર સાહેબ સુરતથી ઘણા અનજાના હતા અને તેથી દોલાની ભુલ વચે ફસયા હતા.

આ સરેસતેદારનું નામ પાણાચંદ હતું. તે અમદાવાદનો રેહેવાસી હતો અને તરતનોજ સુરત ખાતે કલેકટર સાહેબની માકરીમા આવેલો હતો. તેણે ધનજીશાહ તથા મનજીભાઈનાં માતર નામ સાંભળેલાં હતાં, પણ તે બેહુ

"મોટા શેઠો" ને તેણે કદી જોયલા નહી હતા, કે નહી એ શેઠીયાઓ ઇચ્છા તેમના બેહદ રસાલાના માણસો આ પાણાચંદ શરેસતેદારને પીછાણતા હતા.

પાણાચંદ, અથવા દોલાની ભાશામાં બોલીએતો પોણાચંદ જોકે અમદાવાદી હતો, તોપણ મુંબઇમાં શીખેલો હતો અને તેથી તેની મગરૂરી તથા તકોબરીનોતો અંત નહી હતો. તે પોતાને એટલો શીખેલો તથા સુધરેલો સમજતો હતો કે બીજા સઘલા તેને મનસે જંગલી હતા અને એ જંગલી બોલ તેના મોહમાં ઘણો રમી રહયો હતો. તેને મનસે સુરત શેહેર જંગલી, હવા જંગલી, લોકો જંગલી, ભાશા જંગલી, રીતભાંત જંગલી, સંઘું જંગલી.

અને પોતાને એ સરવે વચે સુધરેલો દેખાડવા સારૂ પોતે ઓલખાઇ આવે તેવી રીતે ફરતો હતો. તેણે અંગરખો કાહાડીને દગલો, ધોતીઉં કાહાડીને પાટલુન પેહેરેલું હતું. ઘડીઆલની શાંકલીનો છેડો તે જુલાતો રાખતો હતો. રોગાનના બુટ, ઇસટાકીન, તથા હાથમાં લાકડી રાખતો હતો. ટુકમાં તે પોતાને જાંગલો સમજતો અને જાંગલો બનાવા ચાહતો હતો.

એવો આ વાંણીયાનો પનોતો પુત પાણાચંદ હતો. તેને રાતને વખતે મનજીભાઇનું ઘર શોધતો જવાની જરૂર એ હતી કે ખાંન બાહાદુરના ખેતાબની પેલી ઉમેદવારી, જેને વીશે એક હાથ ઉપર સીગનપોર વાલા ધનજીશાહ શેઠ અને બીજા હાથ ઉપર ઉમરે હઠવા વાલા બેહેરામશાહ શેઠ વચે હરીફાઇ ચાલતી હતી અને જેમાં પેલા મોદીના મનજીએ ધનજીશાહ તરફ દગલબાજ થઇ બેહેરામશાહ તરફ પોતાનો સઘલો વગ ચલાવયો હતો, તેના સંબંધમાં કાંઇક વાત કરવા સારૂં કલેકટરે પોતે પોતાના આ સરેશતેદારને મનજીભાઇ પાસ મોકલયો હતો.

પણ તે બીચારાને ખબર નહી હતી કે દોલાની ભુલથી તે મનજી શેઠને બદલે ધનજી શેઠને તાંહાં—પેહેલાના દુશમનનેજ તાંહાં ઘસડાઇ આવેલો હતો,

તે રાતનાં ધનજીશાહ પોતાના ઘરમા ભરૂચથી ભલા મણ પતર લઇને એક વાંણીયા પહરોણાની વકી રાખતો હતો. તેને માટે ધનજીશાહએ પોતાના વજીફામા એક જુદી કોટડી આરાસતે કરાવેલી હતી. પણ પોતાને આવવાના વખત ઉપરાંત તે આવયો નહી તારે એ યારબાજ શેઠીયો તેની રાહ જોવા બાદ જમવા બેઠો અને જારે ભોલો દોલો માફાની અંદર પાણાચંદને દોડાવી દરવાજા પર આવી ઉભો તારે તેનો તે જુનો શેઠ ખાઈ રહીને "ફ્રૂટ" વડે "મોહડું સમારતો" હતો.

દરવાજા પર ખખડાટ સાંભળી રૂસતમ આગાએ બાહેર આવી બારણું ઉંઘાડયું. તેની પેહેલી નજર અલબતાં દોલા ઉપર પડી, કે તરતજ પોતાનાં ભુલાચુકા જુના દોસતની પીછાંણત તરીકે તાલીમબાજ આગાએ તેનાં કોઠાંમા એક મુકી પેહેરાવી અને મુકી તે ગોયા સલામ હોય તેમ એ ફરજ અદા કરવા પછે પુછ્યું "કેમ ભાઇ કાંઇ તમુને આવવું પડયું? પેલી કુસતી રમવા પછે તું નાહાઠો તે પાછો ફરયોજ નહી."

"રૂસતમજી શેઠ, હુંતો આપણાં ધનજીશાહ શેઠના શાનમા એક ઓલથીને લાવતાર દેખું. જુવો આ સાહેબ શેઠને પુછેછે."

રૂસતમે વીચારયું કે પેલો જે વાંણીઓ આવનાર હતો તે આવપોછે. તે બોલયો કે "પધારીએ મેહરબાન, અંદર ચાલો સાહેબ. દોલા, શેઠનો શામાન અંદર લઇ આવ. સાહેબનું નામ હું ભુલી ગયો."

"પાણાચંદ" એવો પોતાનો જવાબ પાણાચંદે લગાર ભપકામાન વાલયો.

રૂસતમ તેને ધનજીશાહ શેઠ જાંહાં જમવા બેઠેલા હતા તાંહાં લઇ ગયો. તે મોજીલા અને ફુલા શેઠીયાએ ઉઠીને તેને "શેકહાંડ" કીધી, પણ પાણાચંદે તે "શેકહાંડ" ઘણી "જંગલી" વીચારી.

"સાહેબ, થાકી ગયલાછો. આ ખુરશીપર આરામ કરો. આપ જરા મેવો ચાખી જોશો ? આ જમરૂખ ઘણું મીઠું છે."

"વેહેવા દેવો, વેહવા દેવો, માફ કવો, મને જમરૂખની કાંઇ નવાઇ નથી."

રૂસતમ આગાએ પગથી તે માથાં સુધી આ પહરાંણા ઉપર નજર ફેરવી લીધી અને તેનીતો ઉપલા એકજ જવાબમા ખાતરી થઈ તથા ધનજીશાહને એસારત કરી જણાવી કે "આતો કોઇ નગીના છે. બોલતાંતો જીભ લપેરા ખાય છે અને તોપણ દમામ ને તોરતો સાહેબ ચલેબી જેવો છે."

મોટાં મનના ધનજીશાહએ એટલું જલદી એવું હલકું મત બાંધયું નહી. તેણે રૂસતમ આગાને એસારત કીધી કે એવી ચાલ નહી ચલાવવી.

પણ તાર પછે આ પહરાંણાના બીજાજ જવાબમા ધનજીશાહની ખાતરી થઇ. તેવણે પુછ્યું કે "કેમ સાહેબ! અમારાં સુરત શેહેર વીશે તમો શું ધારોછો ?"

"કાંઇ જાજું નહી. જંગલી બહું, મુંબઇને ના પોંહચે."

"વારૂ હીઆંના લોકો વીશે ખુરબી સાહેબ આપ શું મત ધરાવોછો ?"

"નબલા ત્મતીઅંત. નાકુવત ભારી, તેઓના વગમાં ગોયા શકતીજ નથી."

"સાંના વગમાં મેહેરબાન."

"અરે વગમાં એટલે કે નેસમાં કુવત નથી."

"અં હં ! રગમાં, રગમાં, હવે હું સમજીઓ. સાહેબ બેઅદબી માફ છે, પણ હીઆંના લોકો વધારે મીલનસાર અને નમનતાઇવાળા છે. અગરજો તમો કાંઇ માન ઇચ્છા ખેતાબ ધરાવતા હોવોતો એ લોકો તમારા ઉપર મરી ફીટશે."

હીઆં પાણાચંદ જરા હશયા તથા ખેતાબો મૈખશ વાતું ગોયા પોતાનું કામ હોય તેમ એક રાજાના સરખાં દોલથી બોલયા કે "ફીકર ના કરો ભાઇ, થોડા વખતમાં તમો જોશો કે તમારો દુશમન ઉંધો પડશે અને ખાન બાહાદુરના ખેતાબની શનદ આવી પોંહોંચશે."

"દુશમન ઉંધો પડશે ? કીઓ દુશમન ?"

"પેલો કમબખ્ત ધનજીશાહ. ખરૂં કહુ છઉં શેઠ મનજીભાઇ કે તમે ખાન બાહાદુરના ખેતાબ તમારા દોસત બેહેરામશાહને અપાવાને જે તજવીજ કરોછો તેમાં એ ધનજીશાહ એક મોટું હાડકુંછે."

હવે સઘળી સચાઇ અજવાળામા આવી. આ પોતીઆંદાસતો ધનજીશાહને કેયો મનજીભાઇ સમજેછે અને

ધનજીશાહનાતો હેતનો કકડો છે. ધનજીશાહને આ બીના
સઘળી ખોલલી જણાઈ નહી, પણ રૂસતમ આગો તરત
સઘળું ચેતી ગયો અને તેણે સમજ પાડી કે આતો ભોલા દો
લાની ભુલથી આ વાંણીઓ દુશમનનેજ તાંહાં આવી લાગોછે.

પાણાચંદ પોતાની કપડાંની ગાંસડી જોતો હતો તેવા
માં રૂસતમ આગો ધનજીશાહના કાનપર પડીને બોલયો કે
"એ હજામ શું ચાહે પીએછે! પણ શેઠ આતો સજડ શે
કાર આપણે હાથ લાગોછે, અને એનાથી આપણને જે મ
જાહા પડશે, તેની આગળ લુકમાનજી હકીમવાલી પેલી મ
જાહાખી હુટી જશે. મારૂં કહયું માનોતો તમે થોહો વખ
ત મંનજીભાઈજ બની જાવો અને ધનજીશાહના દુશમન
થાઓ. તેમ કરશુંતો એ મુજીઓ આપણી સાંમે થવા શું
શું કાળાં ઢોળાં ચલાવેછે તેનો બધો ભેદ આ વાંણીયાથી
આપણને માલમ પડશે."

ધનજીશાહે એ વાત કબુલ રાખી. તે બોલયો કે "પા
ણાચંદ શેઠ, આપે હમણા મારા તરફ જે સારા વીચારો
બતાવયા તેને માટે આપનો ઉપકાર માનવાની મારામા તા
કાત રહી નથી. તમારા કદમ અમારી ગરીબ જુપડીમાં
મુબારકછે. પેલો મુરખ ધનજીશાહ ફોકટ પતરાજી મારેછે;
અને બીજાઓ સાથના વેહેવારમાં પોતાને વધારે સાચવેછે,
પણ તમો જોશો કે હું કાંઈ ધનજીશાહ જેવો મુરખ નથી.
સેવક તમારો દાસ તમ સરખા મેહેરબાંનોની ફકત મીતરા
ચારીનોજ ભુખો છઉં. હું જારે ખાંન બાહાદુરનો ખેતાબ
મારા માતર એક દોશતને થકી માંગું છઉં, તારે ધનજીશા
હતો ખાન બાહાદુરનો ખેતાબ પોતે લેવા તપેલોછે."

"પણ તે પોતાની ઉમેદમાં વડતો વહી જશે. ધનજી
શાહનું ચાલવાનું શું છે? તે બેવકુફનેતો એક ઘડીની વચમાં
ઠેકાંણે પાડીશું. તેનો કાંઈ વગજ નથી લાગતો. તમાવા
દોસતનો દેહેવો પાવ જાંણજો. કલેકટવ સાબે તેને માટે
પુખત ઉપાયો કવી મેળયાછે, અને તે સઘલા ઉપાયો,તમને
જણાવા સારૂં મને હીઆં મોકલોછે."

"તમારાં પગળાં કોણને બારછે. હાલ તરતતો મુર
બી સુવાના ઓરડામાં પધારો અને આરામ લેવો."

"તાવેતો તમાવી મેહેવબાની. મુસાફવી કવતાં થાક
લાગીછે. વાસતે જવા આવામ લઈશું કેમકે વાત બહુ
ટુકીછે."

"વાત ટુકી કે લાંબી હોય તો શું ચીંતાછે! સહવારે
વાત કરીશું."

"વાત—વાત—દીવસ નહી પણ વાત"

"હું—હું—રાત—તમો સાહેબ રાત વીશે બોલોછો
કે ટુકીછે. ઠીકછે, સાહેબ અંદર પધારો."

પાણાચંદ અંદર સુવા ગયા અને ધનજીશાહ તથા
રૂસતમ આગો આ સજડ બીલુ હાથ લાગવા માટે ખુશી
થતા પોતપોતાના ઓરડામાં ગયા.

## હલેસાં.



તીરકામઠાંની રમત જે એક અગતની અને ઉપયો
ગી કશરત દાખલ ઈંગરેજ લોકમાં રમાયછે તેની થોડીક
સમજ ગયા અંકમાં આપવા પછે, હવે એક બીજી અગત
ની કશરત ઉપર આપણુ આવીએ છઈએ. તે હલેસાં મા
રવાની કશરત છે. એ કશરત તીરકામઠાંની કશરત કરતાં
વધારે ગમત આપનારી અને બદનની કશરતના તરેહવાર
લાભ સાચવનારી છે. એ કશરતને માટે પણ ખોલલી હ
વામાં જવાની ફરજ પડેછે. વળી એ કશરત પાંણીની સપા
ટી ઉપરજ થઈ શકવાને લીધે સાધારણ કશરતોથી તે જુદી
જ નવાઈ ધરાવેછે. આજારી અથવા નબલાં માણસોને દ
રીઆવમાં ફરવા જવાની ડાકટરો હંમેશ ભલામણ કરેછે.
મછવામા અથવા બંદરબોટમાં બેસીને જેબી વાંચનારાંઓ
ફરી આવયાં હશે તેઓને વધતી ભુખ, ચેહેરા ઉપરનો રતા
સ અને એવાજ બીજા આકારોમાં તે દરીઆઈ ખેપની રૂ
ડી અસર માલમ પડી હશે. એ અસર ફકત દરીઆમા
બેસી ફરવાની છે, પણ તારે પાંણીની સપાટી ઉપર મેહેન
ત કરવાથી, બદનને રગડવાથી કેટલું વધારે સુખ થાય તે
સેહેલથી વીચારી શકાશે.

સમુદર અથવા નદીની સપાટી ઉપરની વધારે નીરમ
લ અને સવછ હવામાં શરીરને રગડ આપવાની કશરત તે
હલેસાં છે. એ કશરતની મકસદ એવીછે કે પાંણીની ઉપ
ર એક મછવા અથવા બોટને ચલાવામાં નડતી પાંણીની
જ અડચણને બદનની મેહેનતથી મટાડવી અને તે અડ
ચણ વચેથી તે બારકસને ચલાવી લઈ જવું. સઢ અથવા
સાંચાથી પાંણીની એ અડચણ ઉપર માણસ ફાવયોછે; પણ
તેવી કલાનો હીઆં વીચારજ નથી. હાથ અને બદનની
મદદથી બારકસ હંકાડવાની કશરતને માટે બારકસોને ખા
શ ઢપના બનાવવામાં આવેછે તથા હલેસાંને પણ
ચોકસ કદ તથા આકાર પરમાણે બનાવામા આ
વેછે. એ સઘલી તપાસ સુધરેલા લોકોની હલેસાંની
કશરત મધે જોવામા આવેછે. આપણા દેશમાં અ
ને બીજાં મુલકોમાં હલેસાં મારવાનો હોનર ગોયા પેહે
લી વસતી સાથ પેદા થયોછે, પણ એકેક વાંસો અને તેને
જડેલી એકેક મોટી લોઢાંની ચમચ કરતાં વધારે કસી કળા
આપણા દેશી હોનર મધે જણાતી નથી.

ઈંગરેજ લોકોમાં કશરતને અરથે હલેસાં અને બાર
કસો કેવી રીતના બનાવામા આવેછે તેનો કાંઈક ખેઆલ
આ બાબતને મથાલે મેલેલાં ચીતર ઉપરથી આવશે. એ
બોટો લાકડાંની બનાવામા આવેછે. તે સાંકડી પ
ણ લાંબી હોયછે અને હીઆં આપણા માછીમારે,

ના કોટીપાં પણ એજ પરમાણે લંબુંચાં બનાવામાં તેઓએ વાપરેલી અકલ આપણને માલમ પડેછે. લાંબાં હોવાથી એ બારકસો મોજાની ઉપર ચહડી શકેછે તથા પાંણીના એક ઈઆ બીજા ઉછાલાની' તલેને તલેજ રેહુવાથી તેની ગતીમા ઘણો વધારો થાયછે. ઈંગરેજ હલેસાં મારનારાઓના કોટીપા આપણાં કોટીપા કરતાંબી વધારે લાંબા હોયછે. લંબુસું મગર ઈઆ સોસવાટ પાંણીપર જેવી રીતે પડી રેહછે તેનાં ગોયા નમુણા પરમાંણે આ બોટો બનાવેલી છે. હલેસાં પણ લાકડાંના બનાવેછે, પણ તે આપણા કોલીઓના હલેસાંની મીશાલે લાંમબી ચમચ ઈઆ તવાથાના આકારના બનાવતા નથી. તેના દાંડાની ઉપરથી ક્રીકેટ રમવાના બાટની મીશાલે વધારે પોહલો પણ લાંબો આકાર આપવામાં આવેછે. આ સઘલાં હલેસાંની મતલબ પાંણીને કાપવાની છે. જેમ ચાલતી વેળા આપણે હાથે કરીને હવાને કાપીએ છઈએ અને તેથી આપણથી બરાબર ચાલી શકાયછે અથવા જેમ પખશી પાંખે કરીને હવાને ખીસાડતું ખીસાડતું ઉડેછે, તેજ મીશાળે હલેસાં ચલાવનાર બોટમાં બેસીને જે બાજુએ બોટ લઈ જવી હોય તેની સાંમેની બાજુના પાંણીમા એક છેડે હલેસાં નાખી બીજે છેડે કાહાડેછે અને એમ કરયા કરીને પાંણીને કાપેછે. પાંણીમાં નાખવા પછે હલેસાંની બાજુ પોતાની મેળે ફેરવાયછે, જેથી પાંણી સફાઈથી કપાયછે અને તેમાં બારકસને રસતો મળેછે. હલેસાં સફાઇથી મારવાં પડેછે અને પાંણી ઉછાલવા વગર અથવા બદન ઈઆ હાથને આચકો આપવા વગર આશાંનીથી હલેસાં મારયાં હોય તોજ મછવો હંકાડવાનું કામ બરાબર રસતાસર થાયછે.

હલેશાંની કશરતથી બદનના ઘણાખરા ભાગોને કશરત મળેછે. બેસીને હલેસાં મારતાં પગને મજબુત ટેકવવો પડેછે, અને પછે હલેસાંને આગળ કાહાડતાં આખાં બદનને પગના ટેકાપર પાછલ લઈ જઇ સીધું કરવું પડેછે તેથી પગના ગોટલાં ઘણા મજબુત થાયછે. તેમજ વળી હલેસાં મારતી વેળા છાતી કાઢીને તરૂં બેસવું પડેછે તથા હલેસાં પાછળ જાય તારે બદનને આગળ કાહાડવું પડેછે તેથી બોચી, છાતી, બરેહો, ખભું, કમર, થાપો, વગેરે ભાગોના લોચાને ઘણી અછી હીલચાલ થાયછે અને તે સઘલા ભાગો ખીલેછે. છાતી પોહોલી થાયછે અને બેહુ બાજુએથી એકસરખી થાયછે. ખભાં ખીલેછે. જરા બેસવાથી બરડો ભરાઈ આવવાનું દુખ જતું રેહછે. છેલે હલેસાં મારવાથી હાથને જે કશરત થાયછે તે સઉથી મજબુત છે. પાંણીમાં હલેસાં ફરતાં ઘણું જોર માગેછે અને નબલાં માણશો થોડા વખતમાં થાકી જાયછે. આ મેહેનતથી ગોટલાં ઘણાજ મજબુત થાયછે. માછીઓ ઘણાજ કદાવર, ખીલેલા, અને ગંઠાયલા રેહછે તેનું કારણ માતર તેઓની આ ઉમદા કશરત છે. આ કશરતથી તેઓનો ઉઘરભાવ એટલો સુધરેછે કે તેઓનું ૧૨ વરસની વએનું એક બાલક ૧૮ અથવા ૨૦ વરશની ઉંમર જેટલું મોટું લાગેછે. માછીની ઓરતો હલેસાં મારવામાં સામેલ થાયછે. વધારે સુધરેલા લોકોમાં ઓરત જાતમાં એ કશરતનો માહાવેરો પડેલો નથી; પણ હમણાજ થોડુંક થયું બાંનુઓની હલેસાં મારવાની કલબો કરવાની કોશેશ યુરોપમાં ચાલુછે અને એ કશરત ઘટતા મલાહાજા તથા બંદોબસત સાથે ઘટતી હદ સુધી ઓરત જાત કાંએ નહી કરે તેનો કંશો શબબ જણાતો નથી.

―॥―

## "ટાઈફાઈડ" તાવ.

જે તાવનો મરજ ઈંગરેજી વઈદક શાસ્ત્રમાં "ટાઈફાઈડ" નામથી ઓલખાયછે, તે તાવ વીશે હમણા હમણા આપણા લોકોમાં ઘણો સાધારણ દર પેઠોછે. તેનો સબબ એછે કે એ તાવે હાલ એક એવા દરદીને બીછાના પર નાખયો હતો કે જેના તરફ 'આખી દુનીઆંનું ધેઆંન ખેંચાયું હતું અને જેને એ દુશટ મરજમાથી છુટો થવા કાજે આખી દુનીઆંએ ઈનતેજારી બતાવી હતી. આપણી માહા રાંણીનો ભરતાર પરીનસ આલબરટ એ તાવથી દસ વરસ ઉપર મરણ પામયો હતો અને તાર પછે હાલ આપણી માહ રાણીના વડા પુતર પરીનસ આફ વેલસ ઉપર એજ દુશટ તાવે ગલબો કરી તેની એવી હાલત લાવી નાખી કે જેથી એકવાર એ નામદાર શાહુજાદાની અને આપણા હવે પછેના રાજાની જીવવાની આશા નહી હતી અને હરઘડી તેના મરણની ધાસતી રાખવામા આવતી હતી. સારાં ભાગ્યે એ ધાસતી ખોટી પડીછે. પરીનસ આફ વેલસ આખી આલમના દુવા અને આસીરવાદ વચ્ચે સાજો થયોછે, પણ જે મરજ એ રીતે આપણી રાંણીના પાદશાહી કુટુંબનો દુશમન થઈ લાગોછે, તે મરજ વીશે એ બનાવથી લોકોનો ભય ઘણો વધયોછે.

તાવનો મરજ ઘણી જાતનો છે. "ટાઈફાઈડ" તાવ ૨૧ દાહાડા સુધી રેહેછે. પરીનસ આફ વેલસ સાજો થયો તે એટલી મુદત પછેજ સાજો થયોછે. એ ઉપરથી સાધારણ તાવ થોડો વખત જારી રેહેછે તો આપણા કેટલાક લોકો "ટાઈફાઈડ" તાવ આવવાની ધાસતી કરવા પડી જાયછે. પણ એ બાબે પેહેલાંતો એકજ ખોલાસો કરવાની જરૂર છે અને તે ખોલાસો આ સઘલી ધાંસતીને એકદમ દુર કરવા માટે બસ છે. તે એછે કે "ટાઈફાઈડ" તાવ કાંઈ આપણા દેશનો રોગ નથી. એ જાતનો તાવ આ દેશમા જણાયલોજ નથી. એ તાવ ઈંગલંડ અને તે તરફના બીજાં દેશોનીજ હવા સાથે જોડાયલો છે અને તાંહાંનાંજ લોકોને થાયછે. આપણા દેશમાં તાવનો મરજ તરેહવાર બુરા આકારમાં થાયછે અને ઘણાં ભોગ ઘસડી જાયછે, તે હીઆં સુધી કે મુંબઈમાંતો તાવ એક હંમેશનો ચાલુ રોગ થઇ લાગોછે. તોપણ આ સઘલા ફેલાવા વચ્ચે "ટાઈફાઈડ" તાવ કોઈજ વારે નજરે પડી હશે. એ રીતે "ટાઈફાઈડ" વીશેનો ભય દુર કરવા પછે, તેની થોડીક પીછાંણ કરવા સારૂં એ મરજની કાંઈક સમજ મેળવવાની હેકલ કોશેશ કરીએ.

વઈદક શાસ્ત્ર પોતાની હાલની હાલતમા એવું સમજાવેછે કે "ટાઈ ફાઈડ" તાવ એક જાતના જેહેરનું પરીનામ છે. તે જેહેર હવાની મારફતે બદનમાં જાયછે અને લોહીને મળેછે તથા તેને જેહરી બનાવે છે. એ રીતે જોતાં જે મીશાલે સીતલા અથવા ગોવરૂં હવાના જેહરથી થાયછે તેજ મીશાલે આ તાવનુ મુલ પણ હવાનું જેહેર છે. હવા

મધે એ જેહેર કેવી હાલતમા વસેછે અથવા બદનમાં કેવી હાલતમાં તે દાખલ થાયછે તે શોધી કાહાડવાને વીદીઆ હજી અશકત છે. પણ એ રોગ હવાનાં કોઈ જેહેરની અસર છે, એ વાતની સાબેતી એમ મળેછે કે એ રોગ એકજ વખતે જુદાં જુદાં આદમીને થાયછે, તથા સીતલા ઈઆ ગોવરાંની મીશાલે તે એક ઉપરથી બીજાને ઉડેછે. પરીનસ આફ વેલસને જારે આ તાવ આવયો તારે તેનીજ સાથના એક બીજા ઉમરાવ ઉપર તથા તે નામદારના ઘોડાવાલા ઉપર પણ એ મરજે હોમલો કીધો હતો, જેઓમાંનો છેલો મરણ પામયોછે. એ રીતે આ રોગ ઉડેછે, પણ તે સીતલાની મીશાલે નાહાની વયમા વધારે હોમલો કરેછે તથા ૧૫ કે ૨૦ વરસની ઉમર સુધી મુખીઅ કરીને થાયછે અને એ સ્લાજ માટે એ રોગના દરદીની આગળ ચાકરી કરવા માટે ઉમરે પોંહાંચેલા માણસોને રાખવાની ડાકટરો ભલામણ કરેછે.

"ટાઈફાઈડ" નું જેહેર ગલીચીથી ઉતપન થતું ધારવામા આવેછે. સંડાસ, ખાલકુવા અથવા મોરીની ગલીચીથી, નજીસ પાંણીના જભોલીઆં પડી રેહવાથી, ગલીચી જવાના ગટર, નલ ઈતીઆદી ખોલલા રાખવાથી એ જેહેર જનમ પાંમેછે અને હવામા ભેલાયછે. જે જગા ઉપર ઘણા માણસો સાથે રેહતાં હોય અને જાંહાં સફાઈ તથા સુઘડાઈને માટે બંદોબસત રાખેલા નહી હોય તાંહાં એ મરજ ઘણો જલદી પેદા થાયછે અને તેટલાજ માટે કેદખાનાઓમા, નીશાળોમા, લશકરની છાવણીમાં તથા એવીજ બીજી જગાઓ ઉપર એ મરજનો ફેલાવો વધારે માલમ પડેછે. એજ પરમાણે વળી કોહોવાટની દુરગંધી, વનસપતી, માછલી, વગેરે જીવડાઓના સડવાથી જે ગલીચી થાયછે તેમા પણ આ જેહેરના બીઆં સમાવેલાંછે. ખરાબ ખોરાક ખાનાર, ઘણો દારૂ પીનાર તથા જોસા વાલા આદમી ઉપર એ મરજ જલદી તરાપ મારેછે. એ તાવ વાલા દરદીના દમમાથી જેહેર નીકસેછે, તેમજ તેના જાહાડા વાટે જેહેર નીકલેછે અને તેની ગલીચીથી પણ એ મરજ ફેલાવો કરેછે.

આ જેહેર બદનમાં જવા પછે તેની અસર તરત માલમ પડતી નથી. ગોવરાંની મીશાલે તે માલમ પડતાં ૧૪ દાહાડા લગાડેછે. પણ તે માલમ પડવા પછે તે ઘણા ભયંકાર આકાર પકડેછે તથા પોતાના શેકારને ઘણી હેરાનગતી આપેછે. પેહેલાં આલસ લાગવી, ભુખનું ઓછું થવું, બેચેની ઉપજવી, માથું દુખવું, હાથ પગ કલવા, ચેહેરાનો રતાસ નીકલી જવો, એવી એવી અસરોથી એ રોગ શરૂ થાયછે. તારપછે તાહાડ વાગીને ધ્રુજરી લાગવા માંડેછે અને જરા જરા તાવ ભરાવા માંડેછે, તે વખતે પીસાબનો રંગ લાલ થાયછે અને તરસ બહુ લાગેછે. સાત આઠ દીવસ ગયા મછી પેટનો મરજ લાગુ પડેછે અને ઘણા દુખ સાથ પીલાં પેટ આવેછે, તે ઘણો બદબો મારેછે. એ શરૂઆતની નીશાણો પછે દરદનું જોર વધતું જાયછે. તે દરદીને માથાં, કમર તથા હાથ પગના દુખાવાપર નાખેછે. હોટમા ચીરા પડવાથી દુખ શરૂ થાયછે તે હોઠ ઉપર મેલ અને કાલો પરો બંધાવા સુધી વધેછે. ચાંમડી ઉપર જીણી જીણી લાલ ફુલીઓ ફુટયા કરેછે, નબલાઈ અતીઘણી વધી પડેછે, આવાજ બેસી જાયછે, આંખની કોકીઓ મોટી થાયછે. છેલે દરદીને બકારો લવારો થાયછે, તેના મગજની હાલત બગડેછે અને ભેજાંના તાપનો મીશાલે નાક, નખ, કપડાં વગેરે ટુપયા કરેછે, ચાલા કરેછે તથા સાહાવજ જેવો રેહછે. આ પાછલી નીશાનીઓ ઘણી ભય ભરેલીછે. જો મરજ સાજો થવાનો હોયતો ૨૦ દાહાડા પછે તાવ ઉતરવા માંડેછે અને દરદીને ૩૦ દાહાડામા આરામ થઈ રેહછે, નહી તો કે છેલે ઘણી નબલાઈ તથા દુખ વચ્ચે દરદી મરણ પામેછે.

આ દુશટ મરજના ઉપલા ટુંક હેવાલ ઉપરથી માલમ પડેછે કે એ દરદ ગમે એવું બુરૂં અને જીવલેણ છે, પણ તે માણસની પોતાની ગફલતનું પરીનામ છે. "ટાઈફાઈડ" તાવને દુર કરવા માટે એસાજો કારગત લાગતા નથી. પણ એ દરદ થવાની આગમચ તેને અટકાવવાનું માણસના હાથમા છે. જે ગલીચી અને નજીસાતમાં એ મરજ જનમ પામેછે તથા જેની સફાઈથી તે મરેછે, તે ગલીચીથી દુર રેહેવુ અને રેહેવાની જગાઓથી તે ગલીચીને દુર કરવી એટલે "ટાઈફાઈડ" તાવનું નામ નાબુદ કરવા બરાબર છે, અને વળી તાવ આવવા પછે સાજો કરવા કરતાં એ હજારો દરજે બેહેતરછે. તાવના બીજા મરજો ઉપર કુઈનીન એક અકસીર દવાછે. પણ "ટાઈફાઈડ" તાવ ઉપર એ દવા પણ લાઈલાજ થઈ પડેછે અને તેનું કશું ચાલતું નથી. એ મરજ સાજો કરવા માટે કાંઈ ખાશ દવાઓ નથી. તેણે ગલઓ કરવા પછે દરદીને ખોદાના વીસવાસ ઉપર અને તેની ખુદરતના આધાર ઉપર રાખી મેળવામા આવેછે અને દવા દારૂ જે આપવામા આવેછે તેની મતલબ કાંઈ તાવ કાહાડવાની નહી પણ એ તાવને રેહેવા છતાં તેના ઉપર ફાવવાની મતલબ હોયછે. આ તાવમાં દરદી જેમ વધારે નબલો થાય તેમ વધારે ઘાસતી રેહછે અને એટલા માટે આ મરજ વચ્ચે દરદીને સઘલી કઉતી આપનારી તથા બીજાં દરદો નહી થાય તેના સંભાલની દવાઓ આપવામા આવેછે. "પરીનસ આફ વેલસ" ને છેલો આ મરજ થયો તારે એવા શાહાજાદાના દરદનું કારણ પણ જેહેરી હવા માલમ પડીછે. તે નામદાર એક ઠેકાણે હવા ફેરફાર કરવા ગયો હતો, તાંહાં વાડા તથા ગટરોની હાલત ખરાબ માલમ પડીછે. એ નામદાર શાહજાદાની શુખાકારી પાછી થઈ તે માતર બારીક સંભાલ અને જતનથી થઈછે.

---

## ખરો પીયાર—પાપીને વાજબી સજા.

લારા હેઅરડ નામની એક ઘણીજ ખુબસુરત ઓરત લંનડન શેહેરમાં રેહેતી હતી. તે પોતે ખુબસુરત છતાં પોતાની ખુબસુરતી વધારવાને અનેક ઉપાયો કરતી હતી. તે ખુબસુરત હતી, પાસે ઘણા પઈસા હતા અને તેણીને કાંઈ દુખ થયું ન હતું તેથી આ દુનીઆમાં મારા જેવી ભાએગસાલી બીજી કોઈ ઓરત હસે નહી એવું તે સમજતી હતી. એક દાહાડો તેણીને એવી ખબર મલી કે તે ણીનો હાથ મેલવવાને જે બે જવાન સખસો ખાએસ રાખતા હતા તેમાનો એકજણ મરણ પામીયો અને બીજાને પેહેલાનું ખુન કરવાના વાંક સારૂ પકડવામાં આવીયો છે.

આ વાત તેણીને કોઈ કેહેતું હતું તે બીલકુલ માનતી ન હતી. પણ એક દાહાડો તેણીને એક બીજેજ રસ

તેથી ખબર મલી અને તે એકે, તેના પીયારા હેનરી- વાલેસ તરફથી એક કાગજ મલીયો. તે કાગજ નીચે પરમાણે હતો:—

"મારી પેઆરી, તું મને ધુનેગાર સમજસે નહી. તું એવું કબુલ કરશે નહી કે જે કામને સારૂ હાલ મને તક સીરવાર ઠેહરાવવામાં આવીયોછે તે મેં કીધુંછે, એવી મારી ખાતરીછે. સરવે લોકો કરતાં તુને વધારે રોશનછે કે, જે માણસને લોકો હમણા મરણ પાંમેલો સમજેછે તેની સાથ દુસમનાઈ કરવાને મને શું કારણ હતું. લોકો કેહેછે કે જાન લો અજાએબ રીતે ગુમ થઈ ગયો, તેને છેલો મેં જોયો હતો, અને તેની સાથ છેલી વાત મેં કીધી હતી, તે સીવાએ તેઓ પાસ બીજી શું દલીલછે કે જેથી મને ધુનેગાર ઠેહરાવી શકશે તે હું કહી શકતો નથી. આ થાને વધારે મારી સામે સાખશી નથી તેથી, માહારી વાહાલી તારે કાંઈ દલગીર થવું નહી અને આશા રાખુછું કે આ કાગજ મલીઆ પછી તરતજ હું પોતે તને આવીને મલસ અને મારા સારૂં તને જે દુખ પડીયું હશે તે દુર કરશ."

આ કાગજ, એક ઓરત, જેની ઉપર હેનરી વાલેસની આખી જીંદગાનીનું શુખ હતું તેપર, લખવામાં આવીયો હતો.

હવે લારા હેઝરડે, આ કાગજ, પોતાના મોહોપર જરા પણ ફેરફાર લાવવા વગર વાંચીયો અને પોતાની ગાડી જોડાવી તેમાં બેસીને વાલેસને મલવાને સારૂ બંદીખાનામાં ગઈ. પોતાનો ભપકો અકડ અને મગરૂરી બાહેર મેલી, ગંભીર પણ પીયારથી ભરેલા ચેહેરા સાથ, પોતાના આ અને પેલી જાહાનના સાથીની સામે ઉભી.

આ નાખુશ બનાવ વનવાનું તે પોતે કારણછે એવું તે સમજતી હતી. જે માણસનું ખુન કરવાને સારૂં તેણીના પીયારાને પકડવામાં આવીયોછે તે માણસ જબરીથી તેણીની સાથ નેકા કરવાને ચાહાતો હતો એવું તેણે કબુલ કીધું. પણ હવે તે પોતાને ઠપકો આપવા લાગી; કારણ કે અગરજો તેણે પેહેલેથીજ જાન લોને દુર કીધો હતે તો આવો બનાવ બનતેજ નહી.

આ બનાવથી લોકોના મનમાં, લારા અને વાલેસ કે જેની સાથ તે આગમજથી જોડાયલી હતી, તે વીશે હજારો વીચારો આવવા લાગા અને તેથીજ વાલેસને શક ઉપરથી લોનુ ખુન કરવાના વાંકસર પકડવામાં આવીયો.

આ ઓરતે પોતાની ભુલ જોઈ અને આ નાખુશ બનાવ બનીયો તે ન બને એવું કરવાને વાસતે કાંઈબી કરવું બાકી હોયતો તે કરવાને તઈઆર હતી. વાલેસ સાથ એકદમ પરણવાને તે તઈયાર થઈ કે જેથી તેની સામે જે કાંઈ બોહોતાન આવે તે રદ કરી લોકોને દેખાડે કે આ માણસ હજુર નીરઅપરાધી છે એવું તે માનેછે. આ નાખુશ બનાવનો બોજો તેણીના વાહાલાના સર ઉપર લોકોએ મેલીઓ હતો તે સઘલો પોતાના સર લેવાને તે તઈઆર થઈ અને તેના કારણમાં જણાવવા લાગી કે આ બનાવ તેણીની પોતાની બેવકુફાઈ અને માન મેલવવાની આશાથી થયો છે.

વાલેસની સામે જે શાખસી પડી તે એવી કીસમની હતી કે જેથી ઘણી તેના નીરઅપરાધીપણાપર દરૂઢ હોય તેની પણ ખાતરી કરી મંન ફેરવવાને બસ હતી.

જે માણસનું ખુન કરવા સારૂં તેને ઉભો કરવામાં આવીયો હતો તેની સાથ વાલેસને બોલાચાલી થઈ હતી એવું સરવે કોઈ જાણતા હતા. તેઓ એક દાહાડે એક કે કાણે મરાયા હતા. તાર પછી લોનું મુરદુ ઘણાક માઈલ દુરથી, માછલીઓએ ખાઈ નાખેલું અને નહી ઓળખાએ એવું કરી નાખેલું હાથ લાગું તાંહાંસુધી તેનું શું થયું તે કોઈ જાણતું ન હતું. વાલેસે કબુલ કીધું કે લો સાથ તેને દુસમનાઈ હતી અને એક વખત તેઓ મરાયા હતા. તેણે આવી જાહેર કીધું કે એક દાહાડો એક નદી કીનારે તેઓ સાથે મલીયા તાંહાં લોએ ઘણાક ખરાબ શબદો તેને કહા, તાંહાં તેઓ કેમ મરાયા તથા મરાતાં મરાતાં પાણીમાં પડીયા તે પણ જણાવીયું. વાલેસે આ વાત ખાતરીથી કહી કે નદીને બીજે કાંઠે લોને તરી બાહેર નીકલતો તેણે પોતે જોયો હતો.

જે જગા તેણે જણાવી તે જગાની તપાસ કરતાં માલમ પડીયું કે તાંહાં મારામારી થઈ હશે, પણ લો તરીને પેલે કાંઠે ગયો તેની કાંઈ પણ ઈધાણી જણાઈ નહી.

આતો ચોકસ હતું કે તેઓ મરાયા તાર પછી કોઈએ લોને જોયો ન હતો. તેનું મુરદું હાથ લાગું તે પણ એવું હતું કે ઓલખી શકાય નહી, પણ કપડાંપર લોનું નામ તથા તેમાથી બે તરણ કાગજના કડકા, જેપર લોએ કાંઈ લખીયું હતું, તેથી માતર ઓલખાતું હતું.

આ તપાસની વેલા કેટલાએક માણસોએ સાખસી આપી કે તેઓએ લો અને વાલેસને નદી કાંઠે જોયા હતા. અને તાર પછી વાલેસને, દુખ ભરીયા ચેહેરે એખલો પાછો જતાં જોયો હતો. એક માણસ તાંહાં જાહાડ કાપતો હતો તેણે કહું કે મેં, લો અને વાલેસને મરાતાં જોયા હતા. મરાતાં મરતાં તેઓ મારી નજરથી દુર ગયા તેથી તેઓ જાંહાં હોય તાંહાં જઈને જોવાની મારી ખાએશ થઈ. તાંહાં જઈને જોવુંછું તો વાલેસ એકલોજ હતો.

વાલેસ સીવા કોઈ પણ શખસે, લોને તરી પેલેપાર જતાં, જોયો ન હતો. કેટલાએક તો એવું ધારવા લાગા કે અગરજો તે પાણીમાં પડીયોબી હોય, તોપણ પાછો નીકલીયો નહી હશે. કેટલાએક એવું ધારવા લાગા કે તરીને પેલે કાંઠે તે ગયો નહી પણ તેના દુશમને પાણીમા દુબાડી મારીયો હશે.

હેનરી વાલેસ એકમારગી અને જરા તાતા સવભાવનો માણસ હતો. બીજા હાથ ઉપર લો મલતીયો, સરવે સાથ ઝડપમાં દોસતી કરે એવો અને ઘણાએક દોસતોવાલો હતો. લોના દોસતોએ આ કજીઓ ઉપાડી લીધો અને વાલેસને ઘણા ખરાબ સખુનો ઓચરવા લાગા.

વાલેસની તપાસ બે દાહાડા ચાલી, તે પઈસાવાલો હતો તેથી બારીસટરો રાખીયા હતા, જેઓએ બનતાં સુધી પોતાની હુસીઆરી વાપરી પણ છેલે તાબે થવું પડીયું. જુરીએ પોતાનું કામ ટુકમાં પતાવીયું, એટલે કે પોતાની જગા છોડીયા વગર વાલેસને ધુનેગાર ઠેહરાવીઓ.

વાલેસ આ સઘલી વખત, એક હીમતવાન માણસની માફક, તેનાપર જે તાનાજની ભરીયા સખુનો વપરાતા તે

મુગે મોહોડે ખમતો હતો; અને તે પરમાણે તેણે વધુ ખમીયું હોત પણ એક ઓરતની ભયંકાર ચીસ તેને કાને પડી-અને જે બાજુથી તે ચીસ આવી તે બાજુ પોતાની નજર ફેંકી અને તાંહાં શું જોય, કે તેની વાહાલી લારા, તેની સામે તગર તગર ટાંકતી હતી, તેના હોટ સફેદ બરફ જેવા હતા અને તે ફસડાઈ પડી હતી. આ દુખ ભરીયો અને શોક ઉતપન કરે એવો દેખાવ તેની નજરે પડીયો. જોકે તે એક હીમતવાન માણસની પેઠે તેનાપર પડતાં સરવે વીઘ્નો સહન કરતો તોપણ મોહોતનો દેવ તેને પોતાની વાહાલીથી છુટો પાડશે એટલુંજ તેના દીલમા લાગતું હતું.

આ પછી વાલેસને ફાંસી દેવાનો હુકમ થયો જે તેણે હીમતથી સાંભળીયો અને પછી પોતાના મનમાં બોલીયો—"ઓ મોહોત, ઓ મોહોત, તારી થંડી બગલમાં આવવાને માતર તરણ અઠવાડાયાં બાકીછે."

આ બનાવ પછી લારા કાંઈ મુગી બેઠી નહી. તેણે પોતાથી જે બનીયું તે કીધું અને એક અરજી ઉપર સરવે મલતીયાઓની સહી લઈ તે અરજી સરકારમાં પોતે લઈ ગઈ અને ફાંસી દેવાનું કામ થોડાં અઠવાડીયાં મુલતવી રખાવીયું. પછી બીજી કેટલીએક અરજીઓ કરી વાલેસને ફાંસીની સજામાંથી છોડવીને જનમ સુધી બંદીખાનાની શીખશા મેલવી.

લારા આ ખબર પોતાના વાહાલા પાસ પોતે જાતે લઈ ગઈ અને તે વાત તેને જણાવતાં તેના હાથમાં બેસુધ થઈ પડી. આ બનાવથી જેટલી લારા ખુસી હતી તેથી વધારે ખુશી વાલેસ થયો, કારણ કે મોહોતના મોહોમાંથી છોડવનાર તેનો ભલી અને હવે પછેની વાહાલી દીલદાર હતી. આ બનેની ખાતરી હતી કે વખત જતાં સરવે ભરમ ખુલો થશે અને ખરો ખુની જાહેરમાં આવશે, તારે તેઓ આ દુનીઆમાં સરવેથી સુખી જોડાં તરીકે સાથે રેહેસે.

લારાએ પોતાના આગલા ભપકાને તીયાગ કીધો અને સારા સારા કપડાં પેહેરવાનું મુકી દીધું, અને વાલેસનો છુટકારો થવા પછી એક ભલી ઓરત તરીકે કેમ વરતવું, તે સીખવા પછવાડે પોતાનો વખત ગુજારવા લાગી. તે પોતાના વાહાલાપર કાગળો લખતી તેમાં તેને હીંમત આપતી તથા તે પાક પરવરદેગારપર આશા રાખવા વીશે જાબજા લખતી હતી.

વાલેસ કોઈ કોઈવાર પીંજરામાં પડેલા સીંહની માફક ચીરડાતો હતો. કોઈવાર એક મગરૂર અને બાહાદુર માણસની માફક પોતાપર પડેલો ગજબ મુગે મોહોડે ખમતો હતો. કોઈવાર તે, આગમજ કોણ હતો અને હમણા કોણછે તે વીસે વીલાપ કરતો હતો.

લારા આ સરવે ફેરફારને બારીકીથી જોતી હતી પણ પોતાના વાહાલાને એ વીસે જરા પણ ખબર પાડતી ન હતી, પણ ઉલટી તેની હજુરમાં, તેને ખુશી કરવાને સારૂ હસતા મોહોડાથી આવતી અને ખુશીથી તેની સાથ વાતચીત કરતી.

લોકો આવા બનાવની વખતે હજારો બુટાઓ કાહાડેછે તેમ લારાને સારૂં બી થયું. તેઓ પુછવા લાગા કે આ માણસ, જે જીવતાં મોહોતના ઉંડા ખાડામાં પડેલોછે તેને સારૂ આ ઓરત, જે એક વખત સરવે ઓરતોમાં સરસ ગણાતી હતી, તેને પોતાનો ભપકો તીયાગ કરવાની શું ગરજ પડી?

આ વાતને થોડો વખત થયા પછી એવું માલમ પડીયું કે લારા, એક અનજાનતીયા માણસની સાથ, હાથમાં હાથ લઈ ફરતી જણાઈ અને પોતાનો આગલો ભપકો પાછો જારી કીધો, અને તેજ અનજાનીયો માણસ વારેઘડીએ તેણીના ઘરમાં જતો આવતો માલમ પડીયો. તે માણસ કોણ હશે તે જાણવાને સરવે કોઈની ખાયેશ થઈ.

આ અનજાનીયો માણસ એક ફરેનચમેન હતો, જેનું નામ જીરારડો કરી હતું. તે ઘણો પઈસાવાલો હતો. લોકો એવું ધારવા લાગા કે લારાને પોતાના વાહાલાની મદદે જતાં તેણે કાંઈ મદદ કીધી હશે તેથી લારા તેની દોસતી રાખતી હશે. આ ફરેનચમેન સાથ લારા ઘણી ખુશીથી ફરતી હતી અને બાલો તથા બીજી જગામાં તેની સાથ આમેજ થવાને ઘણી આતુર રેહેતી માલમ પડી, તે મરદને રાજી રાખવા સારાં સારાં કપડાં પેહેરવા લાગી. લારાનાં કરચલીવાલા જુલફો, જે વાલેસના બંદીખાનામાં પડવા પછી, તેણીની રૂપેરી ગરદનપર લટકતાં બંધ થયાં હતાં તે પાછાં જારી થયાં. ટુકમાં, લારા પાછી પોતાની આગલી હાલતપર ગઈ.

બેહેનો, તમો એવું ધારસો કે એક ઓરત જેણે પોતાના પીયારાને સારૂ ઉપર જણાવેલી રંજ ખેંચી તે તરણ વરસની ટુક મુદતમાં બેઈમાન થઈ જશે, અને પોતાના પીયારાને જાહેર કરશે કે તે એક બીજા મરદપર લોભાઈછે?

એક દાહાડો લારા અને જીરારડો એક અગાસીપર ઉભાં હતાં. બીજા દોસત આસનાવો એક ઓરડામાં બેસી વાતચીત કરતાં હતાં, તે વખતે જીરારડોએ લારાના કાનમાં કાંઈ કહ્યું તેથી લારા ચોંકી ઉઠી. આ બનાવ કેટલાંએક માણસોએ જોયો તથા પેલો ફરેનચમેનથી ઘભરાટમાં ચુપ થઈ ઉભો રહો. લારાને જરા હીમત આવી અને બોલી "સાહેબ, તમો જાણતા હશો કે હું પેલા વાલેશ સાથ લગનના પવીતર ગાઠમાં આગમજથી જોડાએલી છું."

"કોણ સાથ" જીરારડો બોલીયો "પેલા બંધવા અને ખુની વાલેસ સાથ!"

આ બનાવ પછી બધું સાંત થયું અને લારા હીમત ધરી જીરારડોના માથા સામે આંગલી કરીને બોલી "સાહેબ, તમોએ તો ખોટા બાલની ટોપી પેહેરીછે નહી?" આ વાત કોઈએ ધીઆનમાં લીધી નહી અને સરવે એક બીજા ઓરડામાં ગયાં. આ વખતે જીરારડોના હોટ બરફની મીસાલ સફેદ થઈ ગયા હતા. તેઓ ઓરડામાં આવીઆ પછી, એક જીહીતેલા સરદારની માફક પોતાના મોહોપર ખુશાલી લાવી લારા, જીરારડો પાસ ગઈ અને તેની ખોટા બાલની ટોપી અને દાહાડી મુછ કાહાડી નાખી, બોલી—

"અરે! આ હું શું જોઉંછું! અરે, એ કોણ?" આ વખતે એકેઅવાજે સરવે બોલી ઉઠીયાં, "અરે, એ તો પેલો જોન લો!"

આ બનાવથી લો એક જીવપર આવેલા માણસની માફક નફટ થઈ સરવેની સામે જોવા લાગો, અને બોલીયો "હવે હું કોઈનીબી દરકાર કરતો નથી અને બાપોકારથી જાહેર

કરૂછું કે, આ ઓરતના પીયારમાં હું ગીરફતારછું અને એનાજ સારૂં આ ખોટો પોશાક મેં આધીન કીધો હતો, અને હું પોતે જોન લો છું."

"ઓ પાક પરવરદીગાર તારી કેટલી કરમ બખશેસ, હજુર કાંઈ મોડું થયું નથી. એક ભલા માણસને અયોગીય સજામાંથી બનચાવવાને હજુર વખત રહોછે, અને તે સજા આ નીચ પાપી (લો) ના સરપર ઓ દાદાર, તું લાવ." આ પરમાણે લારા મોહોટા અવાજે તે પાક પરવરદેગારની તરફ મોહોડું કરીને બોલી.

બેહેનો, હવે આ વાતનો છેડો આપો. જાન લો કાંઈ ખરેખર પાણીમા ડુબી મુવો ન હતો પણ વાલેસે કહું તે પરમાણે તરીને પેલે પાર ગયો હતો. તે પાણીમાંથી બાહાર નીકલીયા પછે વેર લેવાના વીચારમાં નદી કાંઠે ભટકતો હતો તેવામાં તેના પગની સાથ એક મુવેલાં માણુસની લાસ અથડી. આ વખતે તેને એક વીચાર આયો કે વેર લેવાનો વખત આજછે. લોએ તે મુરડાંને પોતાના કપડાં પેહેરાવીયાં અને પાણીમાં પાછું ઢકેલી દીધું, તે એવી મતલબથી કે જારે તે પાછું બાહેર આવસે તારે તેના કપડાંની નીશાન ઉપરથી લોકો તેનુંજ (લોનુ) મુરદુછે એવું ધારશે, અને તે પરમાણે બનીયું. લોને પાછલથી માલમ પડીયું કે તેનું ખુન કરવાને સારૂ વાલેસને પકડવામાં આવીયોછે. આ બનાવથી તે મધન થયો અને તારબાદ ફરાનસમાં જઈ વસીયો. તાંહાં તેના છુપા જાસુસોથી ખબર મલી કે લારા પોતાનો આગલો ભપકો છોડી દઈ એકાંત રેહેછે. આ વાત સાંભલી, તે જે છટાથી ફરેંચ ભાશા બોલતો હતો તેની મદદથી તથા પોતાની ખોટી દાહાડી મુછ તથા માથાંના બાલથી લોકો તેને ઓલખશે નહી એવા વીચારથી આપણે જોયું તેમ તે પાછો લારા પાસ આવીયો.

લારા તેને આગમચથીજ ઓલખતી હતી તેથી સરવેને ભુલાવામાં નાખવા સારૂ તેની સાથ આવી અતી દોસતી બાંધી અને છેલે તેને સજાએ પોંહોંચાડી પોતાની આશામાં પાર પડી.

છેલે થોડા વખતમાં, વાલેસને જે બંદીખાનામાં નાખીયો હતો તાંહાંજ લોને નાખવામાં આવીયો, અને જે દાહાડે વાલેસ બંદીખાનેથી છુટો અને પોતાના સરપરથી ખુનની કાળી ટીળી ભુસી નાખી તેજ દીને લારા અને વાલેસના ઘણી ધુમધામથી લગન થયાં.

બેહેનો, આતો ખરો પીયાર, પેલી જાહાન તથા આ જાહાનનું ખરૂં શુખ અને જાવેદાન સુધી અમર રેહે એવી કીરતી.

ક.

———

# લંડનની એક ચીતરશાળા.



ઉપલું ચીતર લંડન શેહેરની એક ચીતરશાળાનું છે. ચીતરશાળા એ નામજ વાંચનારી બાનુઓને નવાઈ જેવું માલમ પડશે. ચીતરશાળા એટલે શું ? આપણી તરફ તો એવું કાંઈ નથી ? ચીતરશાળા તે ચીતરોનો અભીઆસ કરવા, ચીતરોનો શોખ પેદા કરવા, ચીતરોની નકલ કરવા, ચીતરોનો સંગરહ કરવાનું ઠેકાણું છે. આપણી તરફ એવું કાંઈ નથી તેનું કારણ એછે કે આપણા લોકોમાં ચીતરો પાછળ એટલો બધો શોખ નથી. પણ સુધરેલાં દેશોના રેહેવાસીઓ, આપણા યુરોપીઅન પડોશીઓ ચીતરોનો એટલો બધો શોખ રાખેછે કે તેને માટે લખો રૂપીઆની ઈમારતો બાંધેછે, તેમા લખો રૂપીઆનાં ચીતરો એકઠાં કરેછે, તેમા લખો માણસો જોવા જાયછે અને તેમા લખો રૂપીઆનો ખરચ ચાલેછે. આવી એક લંડન શેહેરની ચીતરશાળા ઉપલાં ચીતરમા ચીતારીછે અને લંડનની જેમ સઘલી બાબત અજાએબ જેવીછે, તેમજ આ ચીતરશાળાનો હેવાલ પણ અજાએબ જેવો અને ઈંગરેજોના ભારી શોખનો ચીતાર આપનારો છે..

આ ચીતરશાળાની ઈમારત લંડનના સઉથી શુંદર ભાગ ઉપર આવેલી છે. તે ભાગ "ટરાફલગાર સકુવેર" નામનો મોટો, કુસાદે અને રોણકદાર ચોક અથવા ચકલો છે. યુરોપીઅન શેહેરોની બાંધણીમા આવા ચકલા સઉથી સોભાએમાન ભાગ છે. પારીસમા એવા ચોકો ઘણા છે, જેમાં શુંદર સતંભો, મીનારાઓ તથા બાવલાંઓની વચે ફુંવારાઓ તથા કેઆરાઓ કરેલા હોયછે અને જેને ફરતી રોણકદાર હવેલીઓ બાંધેલી હોયછે. લંડન શેહેરની સઘલી રચના છતાં આવા ચોક તેમા માતર બે છે. તેમાનો આ "ટરાફલગારનો ચોક" સઉથી શુંદર છે. ઉપલાં ચીતરમાં એક બાજુએ મીનારા સરખું જે દેખાયછે તે ૧૫૦ ફુટ ઉંચો છે, તથા તેની ઉપર મરનાર દરીઆઈ સેનાપતી લારડ નેલસનનું ૧૮ ફુટ ઉંચું બાવલું મુકેલું છે. એ મીનારા પાછળ ૩ા લાખ કરતાં વધારે રૂપીઆ ખરચાયાછે, જે ખરચ ઈંગલંડના લોકોએ ઉધરાંણાથી આપયોછે અને તેમાં રૂશીયાના શાનશાહે રૂ૫૦૦૦ ભરયા હતા. ગોયા ચીતરશાળાની સાંમે આ મીનારો આવવાથી તેના તાકની ચારે બાજુએ લારડ નેલસનની હઈઆતીના ચાર નાદર ચીતરો કોતરયાંછે. એજ ચોકની બીજી બાજુઓ ઉપર જારજ રાજો, સર ચારલસ નેપીઅર અને જેની

ગસના બાવલાં મુકેલાંછે તથા ચાર બાજુના એ બાવલાંઓ ની વચે ચોકમાં બે શુંદર ફુવારાઓ ઉડેછે.

એ પરમાંણે લંડનનો જે સઉથી ખુશનુમા બાગ, જાંહાં રાજાઓના મેહેલ અથવા મોટા શરીમંતોના બગીચા બાંધવા જોઇએ, તાંહાં ચીતારાના હોનરને માટે લોકોએ આ મેહેલ બેનાએત કરયોછે, તારે એજ ઉપરથી એ હોનર બાબે તે લોકોનો શોખ કેવો જબરો હશે તે આપણને માલમ પડેછે. આ મેહેલ ઉપલાં ચીતરમાં ચોકના અગાશીરોકા કરેરાની પુછવાડે અને નેલસનના મીનારાની સાંમેજ આવેલોછે. તેની બાંધણી અતરેની ટાઉનહાલને મળતી આવેછે, પણ તફાવત એટલોજછે કે આ મેહેલને મથાલે હારેકટાર કરેરાની કંગઇ વચે છાપરાંને ટાંકી લીધુંછે તથા મેહેલની વચોવચમાં એક ગુમબજ સાથનો મીનારો બાંધેલોછે. એ મેહેલનું નામ "નચાશનલ ગાલેરી આફ આરટસ" કરીનેછે. તેના પેહેલા ઓટલા ઉપર આઠ સેભાઈતા થામવાઓ છે, અને બે બાજુએ ચચાર થાંભાના બીજા શોભીતા ઓટલા કાહાડેલાછે. તેની અંદર એક મોટું અને કુસાદે તથા બીજાં નાહનાં દીવાનખાંનાંઓ છે, જેમાં આખી દેવાલ ઉપર જમીનથી તે સીલીંગ સુધી પોંહાચે એમ ઘણાંજ તોફે કારીગરીના ૫૦૦ ચીતરો લટકાવયાંછે તથા જડી લીધાંછે. દીવાનખાંનાંની વચોવચમા એક "વાસ" અથવા કુંડું મુકેલુંછે, જે નેપોલીઅન બોનાપારટે ગ્રીટી લીધેલા સંગેમરમરના તરણ કકડાનું બનાવેલુંછે. તે ૧૬ ફીટ ઉંચું, ૧૦ ફીટ પોહલું અને ૨૦ ટનના વજનનું છે.

આ મોટાં દીવાનખાંનામા તરેહવાર કદ અને આકારની તસવીરો મેળવામા આવીછે. તેમાં જાંહાં જોઇએ તાંહાં નાહની મોટી રાજા રાંણીઓની તથા મોટાં માણસોની છબીઓ, ખુદરતી દેખાવોના ચીતરો, લોકોની જીંદગી, હીલચાલ તથા રીતભાત તથા બનાવોના ચીતારેલા નમુનાઓ વગેરે સરવેના ઘણાંજ શુંદર દેખાવો નજરે પડેછે. પાંણી સાથ મેળવેલા અને તેલ સાથ મેળવેલા રંગોથી તેમજ ભાંત ભાંતની સાહીઓથી ચીતારેલાં ઘણાંજ રોણકદાર ચીતરોનો હીઆં સંગરહ કરેલોછે. તેમા કેટલાંક ચીતરોના કદ ઘણાં મોટાં છે, તેમજ વળી જે કદમાં નાહાનાંછે તે ખુબસુરતીમા ઓછાં નથી. એ ચીતરો કાંઈ સાધારણ ચીતારાઓને હાથના નથી. આજના વખતના લાંડ સીઅરથી તે આગલા વખતના રફાએલ અને રોબન જેવા નામાંકીત ચીતારાઓના ચીતરો આ જગોએ એકઠાં કીધાંછે. જારે તેમના તરફ જોઇએ છઇએ તારે કેટલીકવારતો તે ચીતર જેવાં લાગતાંજ નથી, પણ ગોયા ખરેખરો દેખાવજ જોતા હોઇએ, ગોયા ખરેખરો બનાવજ બનતો હોય તેમ આ ચીતરો જોતી વેળા આપણને લાગેછે. માણસનું એક બીલસનુ મગજ ખુદરતની કેવી નાદર નકલ કરી શકેછે તે આ ચીતરોમા જોઇએ છઇએ, એટલુંજ નહી પણ આપણ એ વુંબી જોઇએછે કે એજ મગજમા માંતર જીવ મેળવાની શકતી નથી, બાકી સોભા અને ખુબસુરતી બનાવામાંતો ગોયા એ મગજ ખુદ ખુદરત કરતાંબી આગળ ગયુંછે અને જેવા નમુના ખુદરતમાં નહી તેવા નમુના જાણે માણસનું ભેજું બનાવી શકેછે.

પણ આ ચીતર સંગરહ કેટલો નામીઓ હશે તે બાબે જારે આ ચીતરશાળા મધેના ચીતરોની કીમત જાંણીએ છઇએ તારે આપણને ખરેખરો ખેઆલ આવેછે. જે ચીતરોના મેહેલ પાછળ લખો રૂપીઆ ખરચાયાછે, તેમાંના ચીતરો લખો રૂપીઆના હોય તારેજ તે મેહેલને છાજે અને આ નાશનલ ગાલેરીમા તેમજ જોઇએ છઇએ. વાંચનારી બાનુઓ એકેક ચીતરની કીમત શું વીચારશે ! એક શુંદર આરસી રૂ૫) કે ૧૦) ની કીમતે આપણે વેચાતી લાવીએ છઇએ તો તેમાંની ખુબસુરતી ઉપર આપણ મધન થઈએ છઇએ અને તેથી આખો ઓરડો બીરાજી નીકળેછે, પણ હજારો અને લાખોની કીમતના જે ચીતરો આ ગાલેરીમા મેળયાંછે તે કેવાં શુંદર, અને સુસોભીત હોવાં જોઈએ. આ ચીતરશાળામા રૂ૧૦૦૦ થી ઓછી કીમતનું ચીતરતો એક નથી, અને અધલાખ અથવા લાખની કીમતના ચીતરો ઘણાં છે. એકજ ગરહસથે આ ખાતાંને ૩૮ ચીતરોનો એક સટ વેચાતો આપયોછે, જેની કીમત ૫ાા લાખ રૂપીઆનીછે. સર જારજ બોમંટે ભેટ મોકલેલાં ચીતર ૧૬ ચીતરો ૭ાા લાખ રૂપીઆ કરતાં વધારે કીમતનાછે. ઈરાનના પાદશાહ દારાંની છાવણીનુ એક ચીતર આ ચીતરસંગરહમાં છે, તે ઇટલીથી નજદીક ૧ાા લાખ રૂપીઆ ખરચીને લાવવામા આવયુંછે. એ ઉપરાંત ૨૫૦૦૦ થી ૫૦૦૦૦ રૂપીઆની કીમતના ચીતરોનીતો જાણેકે આ ઠેકાણે કસી નવાઇજ નથી. આ ચીતરશાળામા ચીતરો ખરીદ કરવાનો ખરચતો એકકોરે રહયો, પણ ચાતર સંભાલ રાખવા અને કારોબાર ચલાવાનો બીજો સાધારણ ખરચ દર વરશે ૧૦૦૦૦ રૂપીઆ થાયછે અને તેમા દર વરશ પાંચ લાખ માણસ, ઈઆને મુંબઈની પોણી વસતી જેટલું લોક દર વરશે જોવા આવેછે !

---

# શરીરની અંદર ચાલતું ઘડીઆલ—દીલ.



માણશની છાતીમા ફેફસાં પછે જે અગતનો સાંચો આપણું ધેઆન ખેંચેછે તે દીલ અથવા અંતકરણ છે. દીલ બોલ સાધારણ રીતે આપણ આખાં શરીરને માટે વાપરીએ છઇએ, પણ બરાબર રીતે જેને દીલ કહીએ છઇએ તે છાતીમાં ડાવી ઓરદુએ ગોઠવેલું યંતર છે. જારે એક

જણ દીલના જુસાની વાત કરેછે તારે તે છાતી પર હાથ મેળીને બતાવેછે. જારે તે અંતકરણની લાગણી વીશે બોલે છે તારે પણ તેનો હાથ છાતી ઉપર જાયછે. હવે ખરાં દીલનાં જોસા અને અંતકરણની શીખાંમણો, જે સાંચા વીશે આપણ બોલીએ છઈએ તે સાંચા સાથ કાંઈ સંબંધ ધરાવે છે કે નહી તે આપણ જાંણતા નથી, પણ તેથી એ "દીલ" નો સાંચો ઓછો કીમતી અથવા થોડો અજાએબ જેવો નથી.

છાતીમાં જે બાજુએ ધપકારો સંભળાયછે તે બાજુએ દીલ છે. દીલ તે છાતીનું ગોયા ઘડીયાલ છે. તેમાથી ટક ધક, ટક ધક, અવાજ એક ઘડીઆલની મીશાલે ની કલપાજ કરેછે. રાતનાં કે દીસના, જાગતાં કે ઉંઘાતાં, ઉઠતાં, બેસતાં કે કામ કરતાં સઘલી વખત આ ઘડીયાલની ટકોરીઓ ચાલુજ છે અને તે દીલની ટકોરીઓ છે. જેમ ઘડીયાલની એકેક ટકોરી વચે એકજસરખો અંતર છે, તેમજ દીલની ટકોરીઓ એકસરખાજ વખતે વાગયા કરેછે. એ ધપકારો દર મીનીટે ૭૦ થી ૭૫ સુધી થાયછે, અને એ વાત જાંણવા પછે ઘડીયાલની ગેરહાજરીમાં એ ધપકારા ઉપરથી ગોયા વખતની ગણતરી ઘઈ શકે એવુંછે. માંણશ પોતાની કારીગરીથી બનાવેલાં એક ઘડીયાલ ઉપર મગરૂરીથી જોતો હશે, પણ આ દીલનું ઘડીયાલ કોઈ મોટાં ચકરો ઈઆ ગુચવણ ભરેલા સાંચા વગર, ખુદરતના હાથે એક વખતે જે કુંચી અપાયલી છે તેજ કુંચીએ જીંદગીના છેલા દમ સુધી ચાલયું જાયછે.

પણ આ ઘડીયાલનું કામ વખત આપવાનું નથી. તે ઘડીઆલજ નથી. તેનુ કામ વધારે મોટું છે. તે કામ લોહીને ફેરવવાનું તથા દોડાવાનું છે એ કામ અતી અગતનું છે. એ કામ ખુદ જીંદગીને ચલાવાનું છે. એકેક ધપકારે લોહીનો નીઅમીત ગોટ દીલમાંથી નીકલેછે અને તેને એકેક આચકે તે બદનમા ફરેછે. એ કામમાં જો જરા હરકત થઈ, દીલનાં સાંચાને જો જરા અલપલ આવી, લોહીને ચલાવાનું જો એક પલવાર અટકયું તો તેમા તતકાલ મોહોત છે. એ દીલનો સાંચો પણ શરીરના બીજા સાંચાઓની મીશાલે દરદોને આધીન છે. પણ એ સાંચાનાં દરદો ખરેખર જીવના જમ છે, તે જીવ લેણ છે, અને તેથી અતીઅંત ધાસતી ભરેલાં છે. દીલના દરદો ઘણી જાતના છે, પણ વઈદક શાસ્ત્ર તેના ઉપાયો કરવામાં ઘણે દરજે લાઈલાજ થાયછે. એ દરદ દગાખોર છે. તનદરોસત માણશને ઘડીની વચમા અચબુચ તે મારી નાખે છે. એવો નાજુક, પણ એવો કીમતી અને એવો કામનો દીલનો સાંચો છે.

એ દીલ આપણી છાતીમાં બે ફેફસાંની વચે દાવી બાજુ ઉપર આવેલું છે. ઉપલાં ચીતરમાં રમવાના કારડ માહેલા "બુરના" એકાના આકારની જે કોઠલી દેખાયછે તે દીલ છે. બુરના એકામાં તેનું દીચકું નીચે અને અણી ઉપર હોયછે, દીલમાં પોહોલો ભાગ ઉપર અને નીચે છે અથવા એક બુરના એકાને ઉંધોવાલીને મેલયો હોય તેમ એ દીલ ગોઠવેલું છે. બરડાના કાંડાના જમણી તરફના ૩ હાડકાં આગલથી દીલનો પોહોલો ભાગ લાગેલો છે, તેનો સાંકડો અથવા અણીવાલો ભાગ છાતીની દાવી ગમની ૫ મી અને ૬ ઠી પાંસલીને લગતાં કુમલાં હાડકાંની વચે આવેલો છે અને દાવી ધાઈ અથવા થાંનથી આસરે ૧॥ ઈંચ હેઠલ તેનો ધપકારો થાયછે. ઉપલાં ચીતરમાં દીલની આસપાસનાં દાહાલ પાખરાં તેને લગતી તથા તેમા લોહીની લાવ લઈજાવ કરનાર જુદી જુદી નેસો જાંણવી.

એ નેસોને રસતે દીલ લોહીને કેમ મોકલેછે, તે જાંણવા આગમચ દીલની બનાવટ જાણવી જોઈએ છે. આ દીલ માસના ઘણાક અગણીત સાકાંઓને એકઠા કરીને બનાવેલું છે. "વઈદક ગ્નાન" કેહેછે તેમ તેનુ કદ હાથની એક મુઠી જેટલું લાગેછે. તે ઉપલાથી નીચલા છેડા સુધી આસરે ૫ ઈંચ લાંબુ છે, ઉપરનાં પોહોલા ભાગમા આસરે ૩॥ ઈંચ પોહોલું છે અને તેની જાડાઈ ૨॥ ઈંચની છે. મરદ ઓરતનાં દીલમાં વજનનો ફરક છે. મરદનું દીલ આસરે ૦॥। રતલ તથા ઓરતનું દીલ આસરે ૦॥ રતલ વજનમા થાયછે. તે અંદરથી પોકલ છે, પણ તેની વચોવચમાં એક સીધું પડ છે, જેથી અંદરથી તેના બે ભાગ થયાછે તથા એ દરએક ભાગમા વલી એકેક પડ આવવાથી આખાં દીલના ચાર ભાગ થાયછે. એ ભાગોને દીલની અંદરના "ઓરડા" કેહછે.

આ ચારે ઓરડાની વચે આવજાવનુ એકેક નાકું છે, અને વલી તે નાકાંની ઉપર એકેક ઢાંકણ કરેલું છે. એ ઓરડાઓના બારણાં એવી રીતે બનાવેલાં છે કે તે અંદરથી ઉઘડેછે, પણ બંધ થયા પછે તે ઉપર બાહેરનું ગમે એટલું જોર થવા છતાં તે ઉંઘડતું નથી. દીલની આ આખી દેવાલની અંદર ફરતું એક ચામડીનું પતલું અને નાજુક અસતર છે, જેને દીલની અંદરનો પદડો કેહછે. એ સઘલી અંદરની ગોઠવણ થઈ. બાહેરથી એટલીજ ગોઠવણ કરેલીછે કે આખાં દીલની આસપાસ એક મજબુત અને જાડો પદડો ફરી વલયોછે. તે સફેદ રંગનો છે, અને તે એક બંધીઆર કોઠલી જેવો છે. આ પદડાની કોઠલી દીલની આસપાસ લપેટેલી નથી, પણ છુટી છે, અને તેમાં એક જાતનો રસ પેદા કરયોછે, તે રસની અંદર દીલને રમતું મેલયું છે, કે જેથી તેના ધપકારા તથા કામકાજ વચે તે બાહેરથી ઘસાય નહી. આ કોથલી વચે જો કે દીલ છુટું છે, તોપણ ફરતું નથી. દીલનું ફરવું, અથવા ઉલટાઈ જવું અથવા ખીસી જવું, એ દીલના જુદાં જુદાં દરદોમા ગણાયછે.

આ અગતનો સાંચો કેમ કામ કરેછે તે તપાસીએ. દીલની ડાબી બાજુના ઓરડામાં રાતું લોહી અને જમની બાજુના ઓરડામા કાલું લોહી હોયછે. શરીરમા ફરવા નીકલવા આગમચ લોહી રાતું હોય છે. તે શરીરમા ફરતીવેલા દરએક ભાગને પોશણકારક તતવ પોહોંચાડી તે ભાગની ગલીચી તથા બગડેલા તતવથી તે મેલું અને ગદલું થઈ પાછું આવેછે તેથી કાલું થાયછે. હવે ઉપલાં ચીતરની મદદ લઈએ. તે કાલું લોહી (A અને B) મોટી બલુ નેસોને રસતે દીલની જમની બાજુએ (C) ઓરડામા દાખલ થાયછે. લોહી દાખલ થતાંજ તે ઓરડાની

દેવાલ જે માસના સાકાથી બનેલીછે, તે માસના સાકા સંકોચાયછે અને તંગ થાયછે, તથા તે ઓરડાનું બારણું તરત ઉંઘડી જાયછે તેથી તે કાલું લોહી, એજ બાજુના બીજા (D) ઓરડામાં હંડસેલાયછે. લોહી તાંહાં જવા પછે તે બારણું પાછું બંધ થઈ જાયછે અને તે બીજા (D) ઓરડામાથી લોહી ખાલી થાય નહી તથા તાંહાંસુધી એ બારણું કદી પાછું ઉંઘડતું નથી. જેવો (D) ઓરડો ખાલા થયો કે તરત બારણું ઉંઘડેછે, અને ઉપલા (C) ઓરડામાં તરતનુંજ જમાં થાયલું લોહી નીચલા (D) ઓરડામાં જાયછે. એ રીતે બારણું ઉંઘાડ ઢાંક થયા કરેછે અને દર વેલા ગોટ ગોટ લોહી જયા કરેછે.

કાલું લોહી આ (D) ઓરડામાથી બીજા પાસેના ઓરડામા જતું નથી પણ હીઆંથી તે મથાલેની નલી (E) માં જાયછે. એ નલીના બે ફાંટા છે, એક આગલ અને એક પાછળ તે બેહુ ફાંટાઓમાંથી કાલું લોહી બારીક નેસોની જાલ (F F) માં ફેલાઈ જાયછે. ગયા અંકમાં ફેફસાંનો જે હેવાલ આપયોછે, તેમાં નેશોની એ જાલ આપણે ફેફસાંમા પંથરાયલો જોઈછે. હીઆં કાલું લોહી પોંહોંચયા પછે ફેફસાંમાં આવતી તાજી હવાથી એ લોહી સાફ થાયછે અને તેથી તેનો રંગ પણ બદલાઈને પાછો લાલ થાયછે, તાંહાંથી એ સાફ થયલું લોહી દીલ તરફ પાછું ફરેછે અને હવે દીલનાં જમનાં ભાગ ઉપરનાં પેહેલા ઓરડા (G) માં તથા તેમાથી બીજા ઓરડા (H) માં હડસેલાયછે. એ કામ પણ પાસેનાજ ઓરડાની મીશાલે માસના સાકા સંકોચાવાથી બને છે. હવે એજ ભાગની સાથ મોટો નલ અથવા એક ધોરી નેસ (I) લાગેલીછે એ નેસ આ સાફ થયલાં લાલ લોહીને પાછું બદનમા લઈ જાયછે. તેનો ઉપલો છેડો સરીરના ઉપલા ભાગમાં તથા નીચલો છેડો નીચલા ભાગમાં જુદી જુદી નલીઓમાં લોહીને વેંહેંચી આપેછે.

આ રીતે ફરવા નીકલેલાં લાલ લોહીને બદનના સઘલા ભાગોમાં ફરીને બલુ નેસને રસતે દીલના જમના ભાગમાં પાછું આવતાં ૧૫ મીનીટ લાગેછે અને એ રીતે લોહી સઘલો વખત ફરયા કરેછે. દીલનો ધપકારો જે સંભલાયછે, તે તેનાં માસના સાકા તંગ અથવા ટીલા થતી વેળા દીલની અણી છાતી સાથ અકડેછે અને એવી દરએક સંકોચાતી વેળા એકેક ધપકારો થાયછે. સઘલા ઓરડાઓ એકજ વખતે સંકોચાયછે અને તોપણ જુદું જુદું લોહી જુદી જુદી જગામાં મોકલેછે. દરએક ધપકારા સાથે બે આંઉંસ લોહી દોડેછે, અને દર મીનીટના ૭૨ ધપકારાથી તે જથો ૧૪૬ આંઉંસનો થાયછે. એ રીતે દીલ દર કલાકે ૪૫૦ પેંટ લોહી દોડાવેછે, અને આખા દાહાડાનું તેનું કામ ગણીએતો ૧૧૦૦૦ પેંટ લોહીને ફેરવવાનું તે કામ થવા જાયછે. લોહીને એક ચકરાવો લેતાં આસરે ૧૧૦ સેકંડ લાગેછે, અને તેથી ૨૪ કલાકમાં તેના ૫૪૦ ચકરાવા થાયછે. આ સઘલું કામ એક મુઠી જેટલાં દીલથી થાયછે.

---

# લોકો.



## ટરક લોકો.

આરબ લોકોની થોડી મુલાકાત લેવા પછે હવે આપણ ટરકી દેશના રેહેનારા ટરક લોકો તરફ નજર કરીએ. આફગાંનીસતાંનથી તે અરેબીઆ સુધી જે લોકોની આપણે તપાસ લીધીછે, તે સરવે વચે મહમદીઆન દોર આપણા દીઠામાં આવયોછે; પણ હવે આપણ એવા લોકો વચે આવયા છઈએ કે જાંહાં વડામા વડા અને સુધરેલામા સુધરેલા મહમદીઆનો રેહેછે; જાંહાં એ લોકોની સઉથી ચહડતી સથીતીની હદ જોવાને બની આવેછે. ટરકી દેશની મુસલમાંન શાંનશાહાત ઉપર સઘલી ઈસલામી આલમ માનની નજરથી જુવેછે. ઈરાંનનો શાહ, કાબુલનો મીર, ટારટારનો ખાંન, આરબનો ઓમાંન જોકે ટરકીના સુલતાનથી સવતંતર છે, તોપણ તેના ચહડતા દસતને માન આપેછે. લોકોની તપાસ લેતા લેતા હવે આપણ એવા લોકો વચે આવયા છઈએ કે જેઓ એશીયાખંડના પુરાચીન અને યુરોપખંડના અરવાચીન ખંડોની વચે વસેછે; જેઓ પેહેલા ખંડના અસલ અને પાછલા ખંડના નકલ વીચારોમા વસેછે; જેઓ એશીયાની પડતી અને યુરોપની ચહડતી વચે વસેછે; જેઓ એશીયાના પાછલા જંગલીપણા તથા યુરોપના પાછલા સુધારાનાં બે સાંમાંસાંમી દબાંણ વચે વસેછે.



હાલનો ટરક અડધા સુધરેલા અડધા વેહેમી એક મુસલમાનનો નમુનોછે. તેના એક હાથમાં હુકો, આવસ, કેફ અને નીશાની નીશાંણ બતાવેછે, તેના બીજા હાથમાં સમશેહેર, હીમત, કળા અને લડાઈની નીશાણ છે. એશીયાખંડના અસલ રેવાજોને તેણે જાલવી રાખયાછે તેમજ યુરોપખંડના કેટલાક સુધારાઓ તેણે દાખલ કરયાછે. તોપણ એશીયાટીક ઢપછપ હજી તેમાં ઘણી વધારે રહીછે અને યુરોપીઅન રાજયો વચે આ એકપુરૂં એશીયાટીક રાજ બચી રહયું છે. યુરોપની સરહદની અંદર ગોયા એશીયા ઘુસી ગયોછે. ટરક લોકોનું અસલ રેહેઠાણતો એશીયાટીક ટરકી હતું. ૧૩ મી સદીની અધવચ સુધી માતર એશીયા માઈનરના પોતાના મુલકમાથી તેઓનો રાજા એરટોગરલ યુરોપ તરફ આવયો તથા ફરીજીઆ તથા બીડીનીઆના મુલકો જીતીને તેમા તેણે રેહેઠાણ કરયું. હીઆં તેનો બેટો ઓસમાન અથવા ઓથમાંન કેળવાઈને મોટો થયો. તેણે ૧૪ મી સદીની શરૂઆતમાં લડાઈઓ ચલાવી

ને ટરકીનું રાજ વધારયું તથા એ રાજને "આટોમન શાંનશાહાત" નું જે નામ મલયુંછે તે આ "આથમન" રાજા ઉપરથી છે. તરીજા પેહેલવાન અમુરાદે આડરીઆનોપોલ જીહીતી લઈને યુરોપમાં પગ પેસાડયો, તથા કાનસટાનટીનોપલ શેહેર સને ૧૪૫૩ માં ટરક લોકોના હાથમા આવયું. સને ૧૫૧૭ માં સુલતાંન સલીમ ૧ લાએ મીસરને જીહીતી લઈ આફરીકામાં પણ કાબુ મેળવયો અને તે પછેના બે સુલતાંનો "દબદબાવાલા સુલેમાને" અને સલીમ ૨ જાએ તીઉનીસ તથા તરીપોલીના ખુશનોમા શેહેરોને એ રાજમા લીધાં.

તારપછેથી જેમ સઘલી જગોએ તેમ હીંઆં એકની એક હાલતમાં પડી રેહેવાને.લીધે ટરક ઘણો પછાત પડી ગયોછે. યુરોપના બીજાં મુલકો સુધરયાં તારે તે નબલો, વેહેમી અને અપટ રહયોછે. દરએક નવા સુલતાંનને તખતે બેસતી વખતે ઈસટમબોલ ખાતે યુબની નામીચી મસજીદમાં તે સુલતાનની આસપાસ બે ધારની એક તલવાર ફેરવવાની કીરીયા થાયછે, જે તલવાર ટરકના રાજનો પાયો નાખનાર ઓઠમનથી પોતાના વારસોને મલતી આવીછે. પણ એ સઘલી કીરીયા નામનીજ છે. એક પછે એક થતો સુલતાંન ઓઠમનની તલવાર લીએછે, પણ તેના લખશણ લેતો નથી. મરનાર લારડ પામરસટનની ભાશામા ટરકીનું રાજ "યુરોપનો આજારી માણસ" ગણાયછે. તે મરેહાલ થઈ રહયુંછે, પણ યુરોપીઅન રાજયોની દયાથીજ તે જીવેછે. ઘણા યુરોપીઅન રાજયો એવા એક પડોસીને પોતાની નજદીક રાખવાને ના પાડેછે. તેઓ પુછેછે કે આપણા સુધરેલા મુલકમાં આવાં એક અસલી ફાહાશીનના જંગલી રાજની શી જરૂર છે. પણ ટરકના સારાં ભાગ્યેગ કે યુરોપના રાજયો પોતેજ એકેક વચે હસદ અને અદેખાઈ ધરાવેછે. તેઓ પોતેજ એકકથી ચહડતા થવા અને ફાવી જવાનો લોભ રાખેછે. એટલા માટે એકેકનો મરડાટ ભાંજવાને, આ હરીફો વચે સમાધાની રાખવાને, રાજયોના બલ સમતોલ રાખવાને તેઓએ ટરક લોકોના રાજને વચમાં એક ઓઠું કરી રાખયુંછે અને તેથી તેને સલામત જાલવી રાખવાને યુરોપના રાજયોને પોતાનાં લાભને અરથે અગત પડીછે. વળી ટરક લોકોની સલતનત એશીયાખંડ ઉપર અને અગત કરીને હીંદુસતાન ઉપર ઉતરી આવવાનાં મારગ આગળજ આવેલીછે અને હીંદુસતાંન ઘણા લોભી રાજાઓને લલચાવે. માટે તેના મારગ ઉપરના આ મુલકને સલામત રાખવું એ ઈંગરેજના ફાયદાનું ગણવામાં આવે છે. માણસની મતલબ પરમાણે વખત કેવો બદલાયોછે કે ખરીસટીઓનો પવીતર દેશ ટરક લોકોના હાથમાં હોવાને ખાતર આગળ જાંહાં ખરીસટીઓ તેમના સાથ વરસના વરશો સુધી જાયુકની અને ખોંટેલી લડાઈ ચલાવતા હતા, તાંહાં આજે તેઓને મદદ તથા ટેકો આપીને સલામત બચાવી રાખેછે!

ઈરાંન અને આરબસતાનના લોકોને આપણી પોતાનીજ એરીઅન જાતના આપણે જોયાછે. પણ ટરક લોકો આપણી એ જાતથી ઉતરતી બીજી ઈઆને તુરાંની જાતવાલા છે અને તેથીજ ઉપલાંજ લોકો કરતાં તંન અને મનની શકતીમાં તેઓ ઉતરતા છે. ટરક તે અસલ ટારટારની ઓલાદનાંછે તેઓની ખાશીએત ભરવાડી અને ખેડુતને મલતી છે. તથા આદતે તેઓ ભટકતાછે. પણ પોતાથી રાજ સથાપવાથી, એક ઠેકાણે રેહેવાથી, દોલતથી અને લગનથી તેઓની આદતો ઘણી સુધરા છે. અસલ ટારટારના ભટકતા ખવાશ એશીયાટીક ટરકોમા લગાર વધારે જણાયછે. પણ યુરોપીઅન ટરક લોકો પોતાને "ટરક" કેહેવાને ધીકારથી ના પાડેછે. એ બોલને તેઓ જંગલી વીચારેછે અને પોતાને ઓટોમાન અથવા ઓસમાનલી કેહેછે. યુરોપીઅન ટરકીની વસતી ૧॥ કરોર માણશની છે, પણ તેમાં ટરક લોકોની વસતી ૨૫ લાખનીબી નથી. એશીયાટીક ટરકીમાં એ લોકો ઘણાખરા વસેછે, પણ પાહાડી ભાગ ઉપર વસનારા ભટકતા ટરકોમાન તથા બીજાઓ સાવાએ સુધ ટરક લોકો ઘણાખરા એશીયા માઈનરમા વસેછે, જાંહાં તેઓની હાલત ઘણી કંગાલ છે. યુરોપીઅન ટરક લોકો ઘણાખરા ઈસટમબોલ અને તેની આસપાસના પરગણાઓમા વસેછે અને તેઓની હાલત સાથ, યુરોપના સંબંધમા આવવા પછે તેઓ કેટલા સુધરયા તે સાથ આપણને કામછે. ટરક લોકોના ચેહેરા બીજા તુરાનીઓ કરતાં વધારે સોહાંમના થયા છે અને યુરોપની આબોહવાથી તેઓના દેખાવમા ફેરફાર થયોછે. તેઓ મધ્યંમ કદનાં, સારા ઘટમ તથા ચેહેરાના અને મોજીલા છે. પાસે એક ટરક ઓરતનું ચીતર આપીએ છઈએ. મરદ ટરક લોકોનો પોશાક, ઉપલાં ચીતરામાં બતાવવા મુજબ, ઢીલો, લાંબો અને ફરાગાત છે.



તેઓ મોટા જભા પેહેરેછે, પોહલા પાયજાની લેગોઓ પેહરેછે. પગમાં ખડેવાલેલા જોડા પેહરેછે, અને માથે પાઘડી લપેટેછે. આ બાબતને મથાલે જે ટરક લોકો ચીતારયાછે તે મોટા સોદાગર લોકો છે. તેઓનો પોશાક ઘણો કીમતી અને ભપકાદાર હોયછે. તેઓના મોટા જભા તમામ ચીકણ અને વણતથી ભરેલા, કસબી અથવા રંગ બેરંગી કીનખાબ અને બીજા મોઘાં કપડના હોયછે. જભાની હેઠલ દગલા સરીખું પેહેરણ હોયછે અને તે ઉપર કમરબંદ બાંધેછે. ટરક ઓરતો પણ દગલો પેહરેછે, જેના ઉપર કમર બાંધેછે, તથા વળી એક બીજો ટુકો જભો દીલપર ઓરવેછે. તેઓના બાલ છુટા હોયછે તથા માથાં ઉપર હંમેશાં એક કપડું નાખેછે, જે વટે બેગાના મરદોના દેખતાં તેઓ મોહડું ઢાંકી દીએછે. પણ આ ચીતરમા દેખાડવા મુજબ જારે તેઓ માથાં ઉપરથી પદડો ખસેડેછે, તારે ઘણું કરીને નાજુક, નખરાંબાજ, અને મરોરદાર ગરદનવાલો તથા ગોલ હુંઢી, અનીઆરાં નાંક અને ભમરા સરખી આંખવાલો શુંદર ચેહેરો બતાવેછે, કે જે ચેહેરાની ખુબસુરતીપર કવીની કલમો ઘણીવાર કામે લાગેલીછે. આ ખુબસુરત નાજનીનો ઉપર આપણી સુધરેલી આંખ પરમાણે જે જાસતી ગુજરેછે તે એજકે તેઓને જનાનખાનાઓમાં બંધ રાખવામાં આવે છે તથા એકેક મરદ ઘણી બઈરીઓ કરેછે, પણ તે છતાં આ ટરકીશ ઓરતો ઘણું સુખ ભોગવેછે. તેઓના જના

નખાનામા દુનીઆંની દરએક મોજ અને સુખ દાખલ ક
રેલુંછે. જનાનખાનાંની બાહેર એ બીબીઓ ખુશનુમા બા
ગોમાં ફરેછે અને જનાનાની અંદર સાટીનના પડદા તથા
મખમલના ગાદી તકીઆ ઉપર તેઓ એશ આરામ કરેછે.
તેઓના દીવાનખાનાઓમાં ખુરસી ટેબલ અથવા કોચો નહી
હોવાથી, આપણ તાજુબ થઇશું કે તેઓ કેમ બેસતાં હશે.
પણ તેઓના આખાં દીવાનખાનામાં બીછાવેલા સુમારા
ગાલીચા તથા પોચા ગાદી તકીઆ એટલા લલચાવનારા
હોયછે કે આપણે કોચ તથા ખુરસી ટેબલોને ભુલી જઇએ
અને એક ખુરસી ઉપર અકડીને બેસવા કરતાં આ બીસ
તરા ઉપર ગમે તેમ લેટવાનું મન થવા વીના રેહેજ નહી.
ટરકીશ મરદ ઓરતનાં એક પેઆર કરતાં જોડાંનું ચીતર
હેઠલ આપીએ છઇએ અને આંપણને એવું લાગેછે કે જાં
ણે જનાનખાનાંનાં દુખો છતાં જો દીલ મળયાં હોયતો સુખ
પણ ભેલાયલાંછે. આ ચીતરમાં ટરકીશ પોશાક લગાર જુ
દો છે, તેની સમજ એકે પાછળથી તવંગર યુરોપીઅન ટ
રક લોકોએ પોતાના ઉપલા પોશાકમાં ઘણો સુધારો કરયોછે
અને પાઘડીને બદલે ટોપી તથા ઢીલા જભાને બદલે તંગ
પોશાક પેહેરવા માડયોછે.



ટરક લોકોના ઘરો નીચાં, લાકડાં તથા ઈંતરડીએ બાં
ધેલાં અને બાહેરથી રંગેલાં હોયછે. તેઓની ઈમારતની
બાંધણી મુસલમાન ટપની છે. ઘુંમજના જેવા મેહેરાબ,
ગોલ ઘુંમજ તથા ઉંચા મીનારા, એ તેઓની મોટી ઈમાર
તોની મુખીઅ ખુબી છે. પાદશાહ તથા ઉમરાવોના મેહેલ
મોટા અને ઘણી જગા રોકનારા છે. તેમના ઘરોની અંદ
ર લાકડાંનો સામાન ઘણો થોડો હોયછે. વેપાર, ધંધો, તે
મજ ખાવા, બેસવા, ઉંઘવાનું સઘળું કામ જમીન ઉપર થા
યછે. પલાવ અને મેવો તેઓનો મુખીઅ ખોરાક છે. શર
બત અને કાફીના તેઓ ઘણા શોકીન છે. સેતરંજ અને
ગંજીફો તેઓની મુખીઅ રમતછે. હુકાનું તો સરવેને વી
અસણ લાગેલું છે. બાગ અને ફુવારા દરએક મોટાં ઘરમા
હોયછે, તથા ફરવા હરવાની મોજ ટરક લોકોને ઘણી ભાવેછે.
તેઓના મોટાં જાહેર હમામખાનાં, જાંહાં સરવે લોકો જુદી
જુદી ગરમીના પાંણીમા નાહીને પછે મજેથી આરામ કરેછે
અને બદન પર ચમપી કરાવેછે, તે હમામખાંના આખાં યુરો
પમા મશહુર છે. તેમજ તેઓના કાવાખાંનાઓ જાંહાં કા
ફીનું એક કપ પીતાં સાથે હજામત થાયછે તથા તરેહવાર ગામ
ગપાટા મળી આવેછે તેની પણ પારીસમા અને બીજાં યુરોપી
અન શેહેરોમા અછો નકલ કરવામા આવીછે. આ સઘલી
મોજમજાહને લીધે ટરક લોકોમા આલસ વધારે અને ઉદીઓ
ગ ઓછો છે. તેઓનો એક સારો ભાગ ખેતીવાડી કરેછે
અને અનાજ તથા મેવો સારો ઉગાડેછે. બંદરો ખાતે ઘ
ણાખરા ટરક લોકો વેપાર ચલાવેછે. કેટલાક ટરક લોકો ઉં
ચો દારૂ ગાલેછે અને ટરકીશ વાઈનં તથા મોસેલ યુરોપીઅ
ન પીનારાઓમા વખનાયછે. પણ ટરક લોકોનો સઉથી ના
દર હોનર ગાલીચા બનાવાનો છે, જેમાં તેઓએં ઘણી ના
મદારી મેળવીછે. આટલું છતાં ટરક લોકો આલસુ, મોજી
લા અને ઘણા જારભાવી પરજા દાખલ ગણી શકાશે. સઘ
લી મોજ છતાં તેઓ છાકટા ઇઆ દુરગુણી નથી. ખાવા
પીવામા તેઓ ઘણો અંદાજો રાખેછે અને તેટલાજ માટે
તેઓ શરીરે સુખી વધારે છે. જો કે તેઓ આલસુ છે તો
પણ લડાઈના મેદાનોમા તેઓએ બાધુરી બતાવીછે. જો કે
તેઓ બેદરકાર છે, અને તેથી જલદી ઉસકેરાતા નથી, પણ
એકવાર ઉસકેરાવા પછે તેઓ ઘણાં ઘાતકી થઇ જાયછે.
તેઓનો ખુદરતી સ્વભાવ મીલનસાર અને માયાળુપણાનો
છે. તેઓ સાચવટથી અને ઈમાનદારીથી અછી પહરોણા
ગત કરેછે. તેઓ જાંનવર ઉપર ઘણી માયા કરેછે. પકડા
યલાં પખશીઓને ફકત છુટાં કરવા સારૂં તેઓ ખરીદેછે.
કુતરાં તથા બીલાડીઓને માટે પકાવેલું ખાનુ ટરક લોકો
ના મોહોલાઓમા વેચાવા આવેછે અને તેનો ઘણો ખ
પ થાય છે.

ટરક લોકોની ભાશા અરબીકને મળતી છે, પણ તે
મા અરેબીક કરતાં કેટલાક વધારે અખશરો છે, તથા તે
માં પારકી ભાશાઓના શબદો વધારે ભેલાયા છે. ટરકીશ
ભાશા બોલવી સેહેલ છે, પણ વાંચવે લખવે મુશકેલ છે, કે
મકે લખતી વેલા એ ભાશામાંથી સઘલા સવરોને કાહાડી ના
ખેછે તથા કસો ટાંપ વગર લખાણ કરવામા આવેછે. ટર
ક ભાશામાં કવીતાનાં, તવારીખના, તરજુમા કરેલા તેમજ
અસલ પુસતકોની સારી શંખયા છે, જેમાના કેટલાંક હા
થના લખેલાં અને કેટલાંક છાપેલાં છે. ટરકી દેશમા પેહેલ
વેહેલું છાપાખાનુ સને ૧૭૨૮ માં નીકલયું હતું. તે વ
ખતે હજારો મુનશીઓનું સારા અખશરે લખવાના હોનર
થી ગુજરાન ચાલતું હતું, તે સઘલા આ છાપાખાંનાની
સાંમે થયા હતા. તે લોકોનો ધંધો બંધ નહી પડે એટલા
માટે સરકારે એવો હુકમ આપયો કે કોરાંન તથા ધરમને
લગતાં સઘલાં પુસતકોનો ફેલાવો હાથે લખીનેજ કરવો, તે
છાપવાં નહી, પણ બીજાં પુસતકો છાપવાં. આ હુકમને લીધે
ટરકીશ ભાશામા ૨૮ વરશે માતર ૧૮ કેતાબો અને તેમની
૧૬॥ હજાર નકલો છપાઈ. તાર પછે ૨૭ વરશ સુ
ધી એ હોનર તદન પડતો રહયો, પણ સને ૧૭૮૩ માં
સુલતાંન અબદુલ હામદે તેને પાછો સજીવન કરયો. તેણે
વધારે સારાં દીબાં કરાવયાં. "માંનીટીઉર" નામનું સર
કારી વરતમાન પતર પેહેલ વેહેલું ટરકી દેશ ખાંને ૧૮૩૨
માં સથાપવામા આવયું. એ પતર યુરોપીઅન અધીપતી
ચલાવેછે. એ ઉપરાંત ટરકી દેશમાં બીજાં કેટલાંક વરત
માન પતરો નીકલેછે, જેઓનાં વાંચનાર જોકે થોડા છે.

તોપણ કાવાખાંનાઓમાં અને બીજી જાહેર જગાઓમા તે ઘણા ખપેછે.

ટરક લોકોનો ધરમ મહમદી છે. તેઓ ધરમ ઉપર ઘણા ચુસત છે અને સઘલી પરહેજી, અપવાસ, અને બીજી મનાઈ સત એકીનથી પાલેછે. રમજાંન મહીનાના રોજા તેઓ એટલી મજબુતીથી પાલેછે કે યુરોપીઅન મુસાફરો ઘણી અચરતી બતાવી ગયાછે. અગત કરીને જારે રમજાનનો મહીનો હુનાલામા પડેછે, તારે એક પાણીનો ગોટ પીવાનીબી મના હોવાથી લોકો ભુખે અને પેઆસ ઘણુ દુખ સોસેછે. એક મુસાફર કેહછે કે "ખલાસીઓને તેમના હલેસાંના ટેકા ઉપર લગભગ બેશુધ હાલતમા પડેલા મેં જોયાછે, પણ મેં એકબી એવો નથી જોયો કે જેણે આ અપવાસ તોડયો હોય." સુરજ અસત પામવાની ઘણી આતુરતાથી રાહ જોવામા આવેછે અને દરરોજ રોજા ખોલવાને વખતે તોપ મારીને લોકોને ખબર આપવામા આવેછે, તેજ વખતે આખા દાહડાના ભુખાં સરવે લોકો ખાવાપીવા તુટી પડેછે અને જેમ દાહાડો અપવાસમાં તેમ આખી રાત મોજમાં ગુજારવામા આવેછે. આ વખતનો ટરકીના શેહેરોનો રાતનો દેખાવ અજાએબ જેવો થઈ પડેછે. રસતાઓમાં મોટી ભીડ થાયછે અને કાવાખાનાઓ ભરાઈ જાયછે. મસજીદો, જે એકેક શેહેરમા બસો તરણસો હોયછે તે સઘલી ઉઘડેછે અને તે મ મોટી રોશની કરવામા આવેછે. દરએક મસજીદમાં મુ ર કરેલા ઘણાક અમલદારો હોયછે. ઈમામ, શેખ અ ખુએતબ લોકો દર જુમાં (સુકરવાર) ને દીને નમાજ કરે . બંદગીના બાંગીને "મુએજમ" કેહેછે. કોરા વાંચનારનું નામ "વરખુનદેના" છે; મરશીઆ ણારને "નાઅત શુરને" કેહેછે. "રેવાબ" તે દરબા છે. આશીરવાદનો બોલ "ઇશઅલા" છે, તથા તોબા ા બોલ "ઓસતફર અલા" છે. અજાએબીનો બોલ અલા કરીમ" તથા શંતોશનો બોલ "શોકરે અલા" છે. પા સઘલી રીતે ટરક લોકો, ખરીસટી યુરોપની હદમાં ઈસ ામી મજહબ જાલવવાને કેટલા શકતીવાનછે અને બીજા સલમાનોને કેટલા મળતા આવેછે તે એ મજહબવાલા મારા વાંચનારાઓને ઘણું જાણવાજોગ છે. ટરક લોકોના એક ધરમગુરૂની તસવીર પાસે આપીછે. તેઓ ઘણા કીમતી અને ઉંચા પોશાકમાં ભપકાથી ફરેછે. પણ મહમદીઆન ધરમની જાહોજલાલી તથા દમામતો ઈસટમબોલમા થાયછે. દર જુમાને દીને સુલતાન મસજીદમાં નીમાજ કરવા જાયછે. ઈસટમબોલ શેહેરમા એવી શાનશાહી મસજીદ સાત છે. ઈસટમબોલ શેહેરનો આગલો રોમન શાનશાહ કાનસટાનટાઈન, જેના ઉપરથી એ શેહેરને કાનસટાનટીનોપલ નામ આપેલું છે, તેણે સેંટ સોફાયા નામનું દેવલ બંધાવયું હતું, જેને રોમન સાનશાહ જસટીનીઅને ફરીથી બંધાવયું હતું, તે દેવલની ટરક લોકોએ મોટી મસજીદ બનાવી છે. તે એક મોટી ચોરસ ઈમારત છે, જે ઉપર એક મ પટો ઘુંબજ અને શુંદર કલસ છે. એ ઈમારતમા ટરક લોકોએ ફેરફાર એટલોજ કરયોછે કે તેને ચાર ખુણે ચા શુંદર મીનારા ઉભા કીધાછે. ઘુંબજની અંદર "જમી અને બેહેશતનું નુર તે અલા છે" એવા શબદો કોરાનમથી મોટા સોનેરી હરફે દબદબા સાથે લખેઆછે અને રમજાનની રાતે એ હરફો ઉપર ઘણી રોશનીનો ગોયા એક રીઆવ ચલાવામા આવેછે. પણ જે મસજીદમા શાનશાહ જાયછે તે સુલતાન આહામદને નામની છે. તે દરીઆવનકીનારા ઉપર આવેલીછે અને સુલતાન બોટની મારફતે જાયછે. ઈસટમબોલના બારાંમાં આસરે ૮૦૦૦૦ બોટો ફરેછે અને તેમાની કેટલીક ઘણી શુંદર કારીગરીની છે. પણ સુલતાનની બોટ સઉથી સરસ છે. તે ઉપર સોનેરી ઘોર ચહડાવેલો છે, તથા તેને તરેહવાર રંગથી રંગી છે. તેને પડાણ આગળ મોરનો આકાર આપયોછે, જાંહાં પાદશાહનો સમશેહેર બરદાર બેસેછે. સુલતાંનની બેઠક એક સોભીતાં છતર હેઠલ હોયછે, તાંહાંબી અને બીજી સઘલી બોટોમાં બેઠક સઘલી ઉંચા ગાદી તકી આની છે અને સુલતાનની સાથે તેના બાડીગારડ રેહે છે. પોતાના વજીરો તથા ઉમરાવો સાથે નીમાજ કરવા સારૂં ભપકાદાર પોશાક અને સણગારથી જારે સુલતાંન દર શુકરવારે નીકલેછે તારે ભપકાદાર ખલાસીઓ સાથનું બોટોનુ સરઘસ ઘણું જોવા લાએક થઇ પડેછે. પણ વલી શેહેરમાં વડો શેખ અને મુલાં પણ પોતાના રસાલા સાથ જડાવદાર ઘોડાઓ ઉપર બેસીને મસજીદમાં જાયછે, તારે પણ મહમદીઆન ધરમ ઘણી જાહોજલાલીમાં દીપી નીકલે છે.



જુમાંને દીને બપોરના નીમાજે જવાની ફરજ સુલતાનને માથે નાખીછે અને માદગી શીવાએ બીજાં કોઈપણ બાંહાંને તેનાથી ગેરહાજર રેહવાતું નથી. સુલતાંનનો મોટામા મોટો ખેતાબ "શાહોનો શાહ" છે. એ ઉપરાંત "ખોદાનો નબી", "પેગામબરનો વારસ", "મુસલમાંનોનો ધરમ બાપ", "દુનીઆનો આસરો", "ખોદાનો છાંયો" અને "માંણસને કાપનાર તથા લોહી પીનાર" એવા ખેતાબોથી સુલતાનને હાંક મારવામા આવેછે. છેલો ખેતાબ ઘણો નવાઈ જેવો છે. આગલ દરરોજ ચઉદ માંણસોને કસું કારણ બતાવા વગર કતલ કરવાનો સુલતાંનને હક હતો, તે ઉપરથી આ ખેતાબ ચાલયો છે. ૧૮૩૩ માં જે જગા ઉપર રૂશીયા સાથ સુલતાંનને કોલકરાર થયા હતા, તે જગાને "અંકીઆર સકેલેસી" ઈઆને "લોહી પીનારનો દાદર" એવું નામ આપેલું છે. ટરક લોકોના રેવાજ પરમાણે સુલતાંનની છોકરી પોતાના મરદ, ફરજંદને તખત આપી શકતી નથી. ટરક લોકોના કેટલાક રેવાજ યુરોપીઅનોથી નવાઈ જેવી રીતે ઉલટા છે. માંથું ખોરવાનો ટરકોનો રેવાજ છે, પણ યુરોપીઅનોમાં તે એક શીખસા છે. યુરોપીઅનો પાદશાહ આગલ હાથ ખોલા રાખેછે, ટરક લોકો હાથે પદાંન કરેછે. પેહેલાઓ માથું ખોલું રાખવામા અને બીજાઓ પગ ખોલા રાખવામા માન સમજે છે. પેહેલાઓમાં મરદો સાદા તથા ઓરતો ભપકાદાર કપડાં પે

તોપણ કાવાખાંનાઓમાં અને બીજી જાહેર જગાઓમા તે ઘણા ખપેછે.

ટરક લોકોનો ધરમ મહમદી છે. તેઓ ધરમ ઉપર ઘણા ચુસત છે અને સઘલી પરહેજી, અપવાસ, અને બીજી મનાઈ સત એકીનથી પાલેછે. રમજાન મહીનાના રોજા તેઓ એટલી મજબુતીથી પાલેછે કે યુરોપીઅન મુસાફરો ઘણી અચરતી બતાવી ગયાછે. અગત કરીને જારે રમજાનનો મહીનો હુનાલામા પડેછે, તારે એક પાણીનો ગોટ પીવાનીબી મના હોવાથી લોકો ભુખે અને પેઆસ ઘણુ દુખ સોસેછે. એક મુસાફર કેહછે કે "ખલાસીઓને તેમના હલેસાંના ટેકા ઉપર લગભગ બેશુધ હાલતમા પડેલા મેં જોયાછે, પણ મેં એકબી એવો નથી જોયો કે જેણે આ અપવાસ તોડયો હોય." સુરજ અસત પામવાની ઘણી આતુરતાથી રાહ જોવામા આવેછે અને દરરોજ રોજા ખોલવાને વખતે તોપ મારીને લોકોને ખબર આપવામા આવેછે, તેજ વખતે આખા દાહડાના ભુખાં સરવે લોકો ખાવાપીવા તુટી પડેછે અને જેમ દાહાડો અપવાસમાં તેમ આખી રાત મોજમાં ગુજારવામા આવેછે. આ વખતનો ટરકીના શેહેરોનો રાતનો દેખાવ અજાએબ જેવો થઈ પડેછે. રસતાઓમાં મોટી ભીડ થાયછે અને કાવાખાનાઓ ભરાઈ જાયછે. મસજીદો, જે એકેક શેહેરમા બસો તરણસો હોયછે તે સઘલી ઉઘડેછે અને તે મધે મોટી રોશની કરવામા આવેછે. દરએક મસજીદમાં મુકરર કરેલા ઘણાક અમલદારો હોયછે. ઈમામ, શેખ અને ધુએતખ લોકો દર જુમાં (સુકરવાર) ને દીને નમાજ કરેછે. બંદગીના બાંગીને "મુએજ્જન" કેહેછે. કોરાન વાંચનારનું નામ "વરખુનદેના" છે; મરશીઆ ગાણારને "નાઅત શુરને" કેહેછે. "રેવાબ" તે દરબાન છે. આશીરવાદનો બોલ "ઈશઅલા" છે, તથા તોબાનો બોલ "એસતફર અલા" છે. અજાએબીનો બોલ "અલા કરીમ" તથા શંતોશનો બોલ "શોકરે અલા" છે. આ સઘલી રીતે ટરક લોકો, ખરીસટી યુરોપની હદમાં ઈસલામી મજહબ જાલવવાને કેટલા શક્તીવાનછે અને બીજા મુસલમાનોને કેટલા મળતા આવેછે તે એ મજહબવાલા અમારા વાંચનારાઓને ઘણું જાણવાજોગ છે. ટરક લોકોના એક ધરમગુરૂની તસવીર પાસે આપીછે. તેઓ ઘણા કીમતી અને ઉંચા પોશાકમાં ભપકાથી ફરેછે. પણ મહમદીઆન ધરમની જાહોજલાલી તથા દમામતો ઈસટમબોલમા થાયછે. દર જુમાને દીને સુલતાન મસજીદમાં નીમાજ કરવા જાયછે. ઈસટમબોલ શેહેરમા એવી શાનશાહી મસજીદ સાત છે. ઈસટમબોલ શેહેરનો આગલો રોમન શાનશાહ કાનસટાનટાઈન, જેના ઉપરથી એ શેહેરને કાનસટાનટીનોપલ નામ આપેલું છે, તેણે સેંટ સોફાયા નામનું દેવલ બંધાવયું હતું, જેને રોમન સાનશાહ જસટીનીઅને ફરીથી બંધાવયું હતું, તે દેવલની ટરક લોકોએ મોટી મસજીદ બનાવી છે. તે એક મોટી ચોરસ ઈમારત છે, જે ઉપર એક મોટો ઘુંમજ અને શુંદર કલસ છે. એ ઈમારતમા ટરક લોકોએ ફેરફાર એટલોજ કરયોછે કે તેને ચાર ખુણે ચાર શુંદર મીનારા ઉભા કીધાછે. ઘુંમજની અંદર "જમીન અને બેહેશતનું નુર તે અલા છે" એવા શબદો કોરાનમાંથી મોટા સોનેરી હરફે દબદબા સાથે લખેઆછે અને રમજાનની રાતે એ હરફો ઉપર ઘણી રોશનીનો ગોયા એક દરીઆવ ચલાવામા આવેછે. પણ જે મસજીદમા શાનશાહ જાયછે તે સુલતાન આહામદને નામની છે. તે દરીઆવના કીનારા ઉપર આવેલીછે અને સુલતાન બોટની મારફતે જાયછે. ઈસટમબોલના બારાંમાં આસરે ૮૦૦૦૦ બોટો ફરેછે અને તેમાની કેટલીક ઘણી શુંદર કારીગરીની છે. પણ સુલતાનની બોટ સઉથી સરસ છે. તે ઉપર સોનેરી ધોર ચહડાવેલો છે, તથા તેને તરેહવાર રંગથી રંગી છે. તેને પડાણ આગળ મોરનો આકાર આપયોછે, જાંહાં પાદશાહનો સમશેહેર બરદાર બેસેછે. સુલતાંનની બેઠક એક સોનીતાં છતર હેઠલ હોયછે, તાંહાંબી અને બીજી સઘલી બોટોમાં બેઠક સઘલી ઉંચા ગાદી તકીઆની છે અને સુલતાનની સાથે તેના બાડીગારડ રેહેછે. પોતાના વજીરો તથા ઉમરાવો સાથે નીમાજ કરવા સારૂં ભપકાદાર પોશાક અને સણગારથી જારે સુલતાંન દર શુકરવારે નીકલેછે તારે ભપકાદાર ખલાસીઓ સાથનું બોટોનુ સરઘસ ઘણું જોવા લાએક થઈ પડેછે. પણ વલી શેહેરમાં વડો ગોખ અને મુલાં પણ પોતાના રસાલા સાથ જડાવદાર ઘોડાઓ ઉપર બેસીને મસજીદમાં જાયછે, તારે પણ મહમદીઆન ધરમ ઘણી જાહોજલાલીમાં દીપી નીકલે છે.



જુમાને દીને બપોરના નીમાજે જવાની ફરજ સુલતાનને મથે નાખીછે અને માદગી શીવાએ બીજા કોઈપણ બાંહાંને તેનાથી ગેરહાજર રેહવાનું નથી. સુલતાંનનો મોટામા મોટો ખેતાબ "શાહોનો શાહ" છે. એ ઉપરાંત "ખોદાનો તખી", "પેગામબરનો વારસ", "મુસલમાંનોનો ધરમ બાપ", "દુનીઆનો આસરો", "ખોદાનો છાંયો" અને "માંણસને કાપનાર તથા લોહી પીનાર" એવા ખેતાબોથી સુલતાનને હાંક મારવામા આવેછે. છેલો ખેતાબ ઘણો નવાઈ જેવો છે. આગલ દરરોજ ચઉદ માંણસોને કસું કારણ બતાવા વગર કતલ કરવાનો સુલતાંનને હક હતો, તે ઉપરથી આ ખેતાબ ચાલયો છે. ૧૮૩૩ માં જે જગા ઉપર રૂશીયા સાથ સુલતાંનને કોલકરાર થયા હતા, તે જગાને "અંકીઆર સકેલેસી" ઈઆને "લોહી પીનારનો દાદર" એવું નામ આપેલું છે. ટરક લોકોના રેવાજ પરમાણે સુલતાંનની છોકરી પોતાના મરદ, ફરજંદને તખત આપી શકતી નથી. ટરક લોકોના કેટલાક રેવાજ યુરોપીઅનોથી નવાઈ જેવી રીતે ઉલટા છે. માંથું બોરવાનો ટરકોનો રેવાજ છે, પણ યુરોપીઅનોમાં તે એક શીખસા છે. યુરોપીઅનો પાદશાહ આગલ હાથ ખોલા રાખેછે, ટરક લોકો હાથે પદાંન કરેછે. પેહેલાઓ માથું ખોલું રાખવામા અને બીજાઓ પગ ખોલા રાખવામા માન સમજે છે. પેહેલાઓમાં મરદો સાદા તથા ઓરતો ભપકાદાર કપડાં પે

હેરે છે, ટરક લોકોમા ઓરતના કપડાં સાદાં અને મરદના
ઉંચાં હોયછે. પેહેલાઓ દેવાલને રંગેછે તથા સીલીંગને સ
ફેદ રાખેછે, છેલાંઓ દેવાલને સફેદ તથા સીલીંગને રંગીન
બનાવે છે. પેહેલાઓમાં ચાકર પાસથી શેઠ સરટીફીકેટ મા
ગેછે, પણ ટરક લોકોમાં તો ચાકર શેઠની ચાલચલણ વીશે
સરટીફીકેટ પુછેછે! ટરકોમાં ધીરધારનો વીસવાસ નહી
હોવા ઉપર ઈંગરેજો હસે છે; ટરક લોકો ઈંગરેજનાં મોટાં
દેવાં ઉપર હસે છે. ઈંગરેજો જાહેર રમતોને પસંદ કરે છે;
ટરક લોકો ઘરની રમતોને પસંદ કરે છે.

---

# એક ગરીબનું ઝુપડું.

વાંચનારી બાનુઓ, પાસેના સફા ઉપર નજર પોંહોં
ચાડો. તાંહાં એક ગરીબ પણ સુખી ઝુપડાંની અંદરનો
દેખાવ તમારી નજર આગલ ધરીએ છઈએ. તવંગરોને
ઘરનો દમામ અને ભપકો, પેઆરી બાંનુઓ, આપણે ઘ
ણો જોયોછે. ખાલી ટેહેકરાઈ અને પતરાજીના મોટા ખ
રચોની ઠાલી વડાઇ આપણે ઘણી જોઇછે. રોશનીની ભ
ભુક વચે દીપી નીકલેલા બાગો, ઝુમરો અને હાંડી આર
સીથી સણગારેલા ઓરડાઓ, મોંઘાં મીશટાંણો અને ઉંચાં
દારૂઓથી ખોચોખીચ ભરેલી ટેબલો આપણે ઘણી જોઈ
છે. 'સલામતીઓના, "હુરરે," નોબતના આવાજ, ફતેહ
ના પોકાર, નગારાંનાં રાગ, અને રામશગરોના શરોદ સઉ
જોઇને આપણ ધરાયાં છઈએ. એ જોઇને આપણા દીલમા
થોડી દયા, થોડો ગુસો, થોડો ધીકાર પેદા થયોછે. જેઓને
દોલત વાપરતાં આવડતી નથી તેવાઓના હાથમા ખોદાએ
પઈસા મેલ્યાછે, જેનાં બેખબરાઈથી બીચારાં ગરીબોના હક
નું નાણું ગેરમારગે જાયછે. તેવાઓને પઈસાની કદર હોતી
નથી. તે આલસુઓને, ખુસાંમતીઆઓને ફકત ઈંદરીની
મોજ આપવામાં ઘણી દોલત વેરેછે અથવા પોતાની વડાઇ
લેવા માટે આખાં ગામને પોતા તરફ લોભાવેછે, અથવા પો
તાની મતલબ કાહાડવા માટે વગ ઈઆ શકતીવાલાઓને
રાજી રાખેછે, પણ આ સઘલા દોલ દમામમાં ઘણું પોલું,
ઘણું ખાલી, ઘણું ફાંની, ઘણું બે ઘડીનું, આપણે જોયુંછે.
આપણે જોયુંછે કે એવા પરપોટા તો ઘણા દીપી નીકલેછે,
પણ પોતાના વખતે ફુટી જાયછે.

પણ હવે વાંચનારી બાનુંઓ આ ગરીબના ઝુપડાં ત
રફ નજર કરો. તેમાં દોસતોની એક મંડલી મલીછે. હ
મણાંજ સઘલા જમી ઉઠયાછે અને ખાધા પછેની રમત ત
થા ગામગપાટામા સઘલા રોકાયાછે. પેહેલાં તે ઝુપડું જુવો.
તેમાં ભપકો નથી, પણ કર્સી તંગી ઈઆ શંકટ નથી. દુખ,
ફીકર, ધાસતી તો દોલતમંદોનેછે. વાંહાંણ ડુબી જવાની,
મીલકત બલીજવાની, દાગીનો ભાગી જવાની, સામાન લુટાઈ
જવાની, ઘોડા મરી જવાની તનદરોસતી બગડી જવાની ચીંતા
તો પેલા તવંગરને છે. પણ હીંઆં છે શું કે લુટારાઓ લુ
ટી લેશે? હીઆંતો લુટારાના પગલાં આવશેજ નહી. તે પેહે
લી ધાડ પેલા મેહેલ ઉપર પાડશે. આ ઝુપડાંમાં ગરીબાઇ છે,
પણ કંગાલીએતપણું નથી એટલે બસ છે. સામાન મુકવાની,
બેસવા ઉઠવાની, ખાવા પીવાની જગા છે એટલે બસ છે.
હાંડી ઝુમર નથી, પણ દીવાના ટંબલર છે એટલે બસ છે.
કબટો, ચીફોનીઅરો, અંન પીઅર ટેબલો નથી, પણ અભ
ડાઈ અને ઓરણો, ખુંટી અને ખીલાછે એટલે બસ છે.
ગરજતો સરેછે? ભુખતો મરે છે? દુખતો નાહાસેછે? સુખ
તો મળેછે? પેટતો ભરાય છે? ઉંઘતો આવેછે? મોજતો પડે
છે? વળી હસવાનું, વાતચીત કરવાનું, નાચવા કુદવાનું,
ગાવા બજાવાનું તો થાયછે? વધારે શું જોઇએ? પઈસાવાલો
મેહેલમાં રહીને એથી વધારે શું મોજ ભોગવેછે? પઈસાના
ઢગલાને તે કાંઈ ખાતોતો નથી? મખમલના તકીઆને તે
કાંઈ ખાંધે બાંધતોતો નથી? કપડાંની આખી ચોરને તે એક
ઠી પેહેરતોતો નથી? આખા મેહેલને તે કાંઈ હોઢતો ઈઆ
પાંથરતોતો નથી? તારે આ ગરીબ ઝુપડાંમાં અને તવંગર
ના મેહેલ તથા ભપકામાં શું ફેર રહયો?

વળી નેક બાંનુઓ આ ઝુપડાંમાંના માણસો તરફ જુ
વો. સઘલા ખાઇ પીને તર થઈ બેઠા છે. જમણી બાજુએ
વધયાં સધીઆં ખાંનાંના વાસણને અબરૂ વાલી એક કુતરા
ને પણ પોતાનું પેટ તર કરવાને બનેછે. પેલું લુછું બાલ
ક પોતાના બુટ કાહાડીને હરૂસેથી ચાલીને કબટ આગળ
ગયોછે તથા કેકની એક કાતરી સેરવી કાહાડીને ખાવા જાય
છે તથા બીજો કુતરો કેવા વીસવાસથી તેનાગમ જોયછે ત
થા તેમા ભાગ માગેછે અને તે ભાગ આપવાને ના પાડી હા
થ ઉંચો કરનાર આ લુચાં બાલકને ધમકી આપેછે. ઓરડા
ને પેલે છેડે ઘરનો વડો છોકરો પાઠ કરતો બેઠોછે. આજની
મેજબાંનીની ગડબડમાં તે પોતાનો પાઠ કરતાં ભુલી ગયોછે,
માટે પોતાના મા બાપની એ આશા, આ ઝુપડાંનો એ મોભ
અને આધાર, હવે પછેનો કોઇ વાટ અથવા જાનસન ખુણા
મા ફાંણસની આગળ બેસી તથા પોતાની કેતાબ છેક આં
ખની આગળ લઈ પોતાનો અધુરો ધડો પુરો કરેછે. પણ
વળી ઓરડાને છેલે છેડે નજર કરો. તાંહાં બારણું ઉંઘાડી
ને તથા હાથમાં એક દારૂની સીસી લઈને મોટામાએ ઓ
રડામાં દાખલ થાયછે. તેવણ મેહેમાનોની ખીજમતમાં ગો
થા અટવાઈ ગયાંછે. પોતાના વરને, દીકરાને તથા તેમના
દોસતોને એટલું બધું ખવાડયું, કે પછવાડે બાજટપર
બધું ખાંણું એમનુએમ વધયું છે, રોસટનો કકડો, અ
ને ફરૂટતો કોઈથી ખવાયું નથી; તેમજ તેવણે તેમને એટ
લો શરાબ પાયોછે કે હજીતો ડીકાનટર ભરેલીછે અને વળી
ટેબલની પાસેજ ટોપલીમા સીસીઓ છે, તે જાંણે થોડું હો
ય તેમ મોટાંમાએ હજી બીજું લાવેછે.

પણ આ ગરીબના ઝુપડાં સઉથી શંતોશકાર દેખાવ
એ ગરીબોના ચેહરા છે. કેવા સુખી, અને આસુદેહ, કેવા
સાદા અને સાચા, કેવા આતુર અને ભોલા એ ચેહરા છે!
મોટાબાવા એક અછા વાંચનાર હોવાથી, તેવણ જમી રેહ
વા પછે આંખમાં ચસમો ઘાલીને તથા એક વાત કાહાડીને
વાંચવા બેઠાછે. વાંચતાં વાંચતાં એક એસારો એવો આવ
યોછે કે જે મોટાબાવા સમજતા નથી અને તેથી બરાબર વાં
ચી શકતા નથી. તેવણ પોતાનું મોકડું પસવારતા વીચાર
કરેછે કે એ શું હશે? સઘલાઓ વીચારમાં પડયાછે. પણ
બાવાનો બેટો સાંમેજ બેઠોછે, તેને સમજ પડીછે અને ખુ

બ ઉલટમા આવીને સમજાવેછે. વાત ઘણી ભય ભરેલીછે. ગામમાં કોઇને લુટવા ઉપરથી એ વાત નીકલીછે, સઘલાઓ ના ચેહેરા રંગ થઇ ગયાછે, પણ મોટાખાવાં, જેવણ મસમા માંથી નહી પણ, આપણા દોસત શેઠ નવરોનજી ફરદુનજી ની ખીશાલે મસમાની ઉપરથી ટીકિછે, તેવણુનાં ચેહેરો જેમ ધેઆનથી સાંભળવાની નીશાણુ બતાવેછે તેમજ ખુશાલી ભે લી તાજુબી પણ બતાવેછે કે "આજે છોકરાઓ બાપોનાં કરતાં હુશીઆર નીકલયાછે." પેલું બીજું ટોલું કાંઇ એ કસરખી રમતમા મશગુલ થયુંછે. પણ જાંહાં જોઇએ તાં હાં સાદાઈ નજરે પડેછે. હીઆં ખુસામતતો નથી; સઘલા એકસરખા છે અને તરને ફર મોહડાંપર કહી દીએ છે. હીઆં બાહેરથી હસંતા પણ અંદરથી છુરી રાખતા ચેહેરાતો નથી; સઘલા એકેક સાથ તરાતરીપર આવેછે પણ તોબી એકેકને ચાહેછે તથા મદદ આપેછે. હીઆં મોટાને ખાખણ લગાડનારો અને ગરીબને દુખ લગાડનારો તવંગર તથા ગરીબ વચે તફાવતતો નથી; સઘલા સાથે બેઠાછે; સઘ લા એકજ વાંઢી ખાયછે અને એકજ દારૂ પીએછે. ખરે ખર, વાંચનારી બાનુંઓ, જો તમો સુખને જોવા માંગતાં હો વો, તનદરોસતી જોવા માંગતાં હોવો, સાદાઇ, ભોલાપણું, અને નીરદોશપણું જોવા માગતાં હોવોતો તવંગરના મેહેલ માં નહી પણ ગરીબના ઝુપડાંમાંથી તમોને મળશે.

# ઘરનો ગવરનર.

અંક ૧૨ મો.

### બજાર—પરચુટણ.

ખોરાક અને તરકારીની ખબર રાખવા ઉપરાંત ઘર ચલાવનાર ઘરધણીએ બજારના બીજા ઘણા સોદાની માહેત ગારી મેલવવી જોઇએ. તેવા થોડાક પરચુટણ માલનો ત પાસ લઇ, ઘરના ગવરનરનું મથાલું આ અંકમા સમાપ ત કરીશું.

આરોરૂટ બચાં તથા માંદાંઓને માટે અકસીર ખોરા ક છે. પણ તેમાં દગો સેહેલથી થઇ શકેછે અને પીછાણ વો મુશકેલ છે, તેથી એ જીણસમા જેટલો દગો થાયછે, તેટ લો બીજા કસામા થતો નથી. પણ બારીક તપાસ ઉપરથી ખરાથી ખોટો આરોરૂટ માલમ પડી આવેછે અને તેની વીગત આ પરમાણે છે.

ખરો આરોરૂટ લગાર ઘેરા સફેદ રંગનો હોયછે અ ને આંગલાંમાં દાબતાં તે લગાર કકરો લાગેછે અને બારીક કડકડ અવાજ કરીને કચડાયછે તથા વલી આંગલાંનો તેમાં ખાડો પડી રેહેછે. તેમાં સવાદ ઇઆ વાસ કાંઇજ નથી અને ઉકલતાં પાંણીમાં ભીજવતાંબી તે એજ ગુણ ધરાવેછે.

દગાથી બનાવેલા આરોરૂટમાં ઘણી રીતની ઠગાઇ થા યછે. ઘણુ કરીને પરેટાનો આટો અને સાબુચોખાનો આટો સરખે ભાગે મેલવામા આવેછે. ખરા આરોરૂટ ક રતાં આનો રંગ વધારે સફેદ હોયછે, તેમાં ચલકતી કરચો દેડતી ફરેછે, હાથને ઘણો નરમ લાગેછે, અને તેમા કાંઇ પરેટાનો સવાદ તથા વાસ હોયછે. બંધ કેનીસટરોના ક રતાં આરોરૂટ ખોલલો ખરીદ કરવામા વધારે ફાયદો હોયછે.

સાબુચોખા જેમ સફેદ, સોજા અને મોટા દાણાના હોય તેમ તે વધારે પસંદ કરવાની ભલામણ કરવામાં આ વેછે. "પરલસેગો" ની જાતના સાબુચોખા વધારે ગુણગા રા છે. ટાપીઓકા જેની કાંજી તથા બીજી ખોરાકી બનેછે, તેને પણ જેમ બને તેમ મોટો જોઇને પસંદ કરવામા આવેછે.

ચાહેની ખરીદી કરતાં સંભાલ રાખવાનું ઘણું છે. એ જીણશની અંદર અતીઘણો દગો થાયછે. કાલી ચાહે માં બીજા પાલાના પાતરાં ભેલે છે, અથવા વપરાયલી ઇઆ રદ પહેલી ચાહેને ફરીથી બનાવે છે, અને તેને રંગ તથા ખવાશ આપવાને તેમ સુકાં પાંતરાંની સપાટીને સારી દેખા ડવાને તેને બીજી ચીજો સાથ ભેલે છે.

લીલી (ગરીન) ચાહેમાં પણ ઘણી જાતનો દગો થાય છે, એ ચાહેનો લીલો રંગ તેના પાતરાંને તરીજી વાર ભું જતી વેલા ચહડે છે. પણ બજારોમાં કાલી તથા ખરાબ ચાહેને જુદી જુદી જાતનો રંગ આપવાનો દગો ઘણી વાર પકડાયો છે. આ રંગ મોટી ચીજ દેખાડનાર કાચની મા રફતે, અથવા એક બે પાતરાંને છરીથી ઘસવાથી, અથવા પાં ણીમા ભીંજવીને રંગ ઓગારવાથી માલમ પડી આવે છે. આવી રીતના દગા યુરોપના બજારોમા ઘણા મોટા પાયા ઉપર ચાલે છે.

# પરચુટણ બાબતો.

**અજમાશ**—દુખમાંથી છુટવું એજ પોતે શુખછે પણ તે જાણવાને સારૂં દરએક જણે દુખ ખમીયું હશે. ક.

---

**ઉંચામા ઉંચી આફીસ**—આખી પુરથવીમાં સરવે થી ઉંતચાઇએ રેહેવાની જગા પીરૂમાં એનકો મારકોની પો સટ આફીસછે જે દરીઆની સપાટીથી નજદીક ૧૬૦૦૦) ફીટ ઉંચીછે. ક.

---

**પીઆર**—પીઆરથી આપણું હઇડું એક સોહામણો અને ફલવંત બાગ થાયછે. સુરજના કીરણથી તે પરકાશેછે, અને મીઠી ખુશબો બાહેર પાથરેછે. પણ તે વગર આપણું હઇડું શુવરથી ભરેલું વેરાન જંગલછે. ક.

---

**તનદરોસતીની ચાર કુંચી**—એક જાણીતો વઇદ એ વું કેહેછે કે, રોશટ કીધેલું ગાએનું ગોસ, મનની સફાઇ, ઠંડાં પાણીથી નાહાવું, પરીતી પાતર અને સોહામણી ઓ રત કોઇબી માણસને ઘણોખરો તનદરોસત, પઇસાવાલો અને ડાયો કરેછે. ક.

---

**દુખ ખમનાર ખાસડું**—અગરજો તમારી કોઇ ચુ ગલી કરતું હોય અને હેરાન કરતું હોયતો તમારે સબુરી પ કડવી જોયે અને તમારા બુટનો દાખલો લેવો જોયે કે જને દરરોજ કારૂ કરેછે તોપણ ઘણોજ સફાઇથી જહલક આપેછે અને તમારા બરસના દરએક ઘસારા સુગે મોહોડે ખમો યા કરેછે. ક.

**સુરજની તસવીર**—ફોટોગરાફીની મદદથી સુરજના કીરણે કરીને તસવીર લેવાના હોનરથી વાંચનારી બાંનુઓ વાકેફ છે, પણ સુરજના કીરણથી સુરજની પોતાની તસવીર લેવા બાબે તેઓએ કદાચજ સાંભળયું હશે. પણ એ વાત નવી નથી. સુરજનાં કીરણથી દરએક દુનીઆઈ ચીજની તસવીર લઈએ, તારે સુરજને પોતાને વીદીઆ શી રીતે ભુલી જાંય ! આજ ચાર પાંચ વરશ થયાં આસમાનમાં અવલોકન કરનારી "આબસરવેટરીઓ" મધે સુરજના ફોટોગરાફ લેવાનું કામ ધુમધોકાર ચાલેછે, જેથી સુરજના દરરોજના દેખાવની આબેહુબ નકલ રેહછે અને તેથી એ આતશી ગોલા ઉપર દરરોજ થતા ફેરફાર, તેના ધાબાં, તેમના આકાર, તેમની ફેરબદલી તથા વધતા ઓછા પરકાશ બાબે નકી શોધો કરવાપર જોતીશોને નવું ઉતેજન મળયું છે.

---

**પરવારતો કેવો હોય !** આતો ચોકસજછે કે, જે માણસ વારેઘડીએ બીજાઓને ઠપકો આપવા નીકલે તે પોતે સમજુ હોતો નથી. કારણકે પોતાને કાંઈ કામ ન હોવાથી બીજાઓની સાથ છેડતી કાહીયા કરેછે. જેવોને પોતાને માન હોયછે તેવો બીજાઓના માનની અદેખાઈ કરતા નથી. ફ.

---

**છોકરાઓને બે બોલ**—કોણને માન આપવામાં આવેછે ? જે છોકરો કે જે સારી રીતે ચાલતો હોય, જે ઉદીયોગી, ઈમાનદાર અને દરએક ચીજમાં આધીન હોય, જે પોતાના બાપને દરએક રીતે માન આપવાની કોશેસ કરતો હોય અને તેના દરએક ફરમાનને તાબેદાર હોય; જે બીજા નાહાનાં છોકરાંઓને ચાહાતો હોય; જે વડા આદમીઓને માન આપતો હોય; જે કોઈવારથી સંકટમાં આવતો નથી અને પોતાના દોસત સાથ મરાતો નથી; જે દરરોજ અકલ અને ગનીયાનમાં પોતાનો સુધારો કરવાને એક પણ તક હાથથી જવા દેતો નથી; જે બીજાઓના ભલાને સારૂં દરએક સારૂં કામ કરવાની કોશેસ કરીયા કરેછે તે. કોઈ બી છોકરો દેખાડો કે જે પોતાના માબાપને તાબે હોય, જે ઉદીયોગી હોય, જે વડાઓને માન આપતો હોય, જેનો સવભાવ મીલનસાર, ગનીઆન મેલવવાને આતુર અને બીજાનું ભલું કરવાને ખંતી હોય તેને જો માન ન મલતું હોયતો અને સરવે પીયાર કરતાં ન હોયતો હીમતથી કહીયે કે આ દુનીયાંમાં સચાઈ નથી. છોકરાઓ, ઉપર જે કહું છે તે યાદ રાખજો અને બીજા સરવે તમને માન આપશે. અને જારે તમો મોહોટા થશો તારે સરવેને ઉપીયોગી થશો. ફ.

---

**પેટેગોનીયામાં મુરદાઓને દાટવાની રીત**—એ દેશના અસલી રેહેવાસીના મરણની વેલા એક અજાએબ જાતની કીરીયા થાયેછે. તે મરનારનું માસ જેમ બને તેમ તેના હાડકાંથી છુટું પાડવામાં આવેછે. અને પછી તે હાડકાં, નેતર અથવા ડાંખલીઓને વણીને તે પર ઉનચે ટાંગવામાં આવેછે કે વરસાદ અને સુરજના તાપથી શફેદ થાય. આ તેનાં માસને હાડકાં ઉપરથી છુટું પાડવાનું કમકમાટ ભરેલું કામ સરવેથી સરસ ઓરતને સોંપવામાં આવેછે. આ કામ જારે કરવામાં આવેછે તારે કેટલાએક દેશીઓ ચામડાંની લાંબી કામલો ઓઢી અને ચેહેરા મેસથી કાલા કરી જે જગામાં તે મુરદું રાખીયું હોયછે તાંહાં ભુત અથવા દેવ આવે નહી એવી મતલબથી તેની આસપાસ, લાંબા બાંમબુઓ હાથમાં લઈ, ગંભીર ગાયણો ગાતા જાયેછે, અને જમીન ઠોકતા જાયછે. વળી મરનારના જો ઘોડાઓ હોયછે તો તેમાથી એક રાખી બાકીના શરવેને મારી નાખેછે કે જેથી તે મરનાર બીજી દુનીઆમાં તેપર સવાર થઈને જાય. પછી એક વરસ રહી તે સરવે હાડકાંને એક ચાંમડામાં એકઠાં કરી તે બાકી રહેલા ઘોડાપર લાધી કોઈ ઘણીજ દુરની જગા, કે જાંહાં તે મરનારના સગાં વાહાલાંને દાટવામાં આવીયાં હોય, તાંહાં લઈ જાયેછે. તારબાદ તે મરનારનાં સરવે હાડકાં તેનાં સાંધા પરમાંણે ગોઠવવામાં આવેછે, અને તેને સુતલીથી બાંધી લેછે. આ ખોખાંને, એક ચોરસ ખાડામાં, કે જેની અંદર ઘણાં સારાં કપડાં પાથરવામાં આવેછે અને તેની ઉપર દાના, પીછા શીવાએ બીજી ઘણીક ચીજો મુકી તેની ઉપર મુકવામાં આવેછે. મરનારના હથીઆરો તેની સાથેજ દાટવામાં આવેછે; અને તેની ઘોરની આસપાસ લાકડીના પગ ઉપર મુવેલા ઘોડા ઉભા કરવામાં આવેછે. કોઈ કોઈવાર ઘોરની ઉપર પથરનો ગરકો કરવામાં આવેછે. ફ.

---

**જાહેર ખબર—વેચવાનોછે**—બાંનુઓના સોલે સણગારનો કીમતી માલ—"કોઈ દાહાડે જોયલોબી નહી"; "લોઢાંની આગબોટમાં આવેલો", તેની વીગત—

સુકાયલા હોટની દવા—હસતા ચેહેરાના ફાટેલા હોટ.

પમરતું પોમેટમ—દાહાપણ.

સારીમા સંતાડવાની ખુશબો—મલાહાજો.

ગાલપર લગાડવાનો ગોલાબ—પરીતી.

ચેહેરાને તાજો રાખવાનો ઠંડો મલમ—સહવારના સકારે ઉઠવાની ટેવ.

સુરતી કાંસકી—તાજીમ તવાજો.

ઉપલો માલ જેને જોઈએ તેઓને સીબોધમાંથી વગર ખરચે મલશી.

---

## રમુજે ફુરસત.

૨. જાને હું પાતલો અને નાંજુક છું,
નથી માહારા શરીરમાં કંઈ હાડકાં,
પણ ચાંમડાંનાં પડમાં હું લપટાએલોછું,
શીખવુંછું તમને લાએકી કાએદા. ૧.

હું શફેદ છું તેમજ કાલો પણ છું,
જીનદગી છે ઘણી ટુંકી મારી,
પણ જમાનાઓ તક હું જીવુંછું,
અગર રાખો તમે જતન કરી. ૨.

પીછાનેછે તેમનો પેયારો હું છું,
કાજાં બદનથી આપુંછું દાહપણ,
ગરીબ યા તવંગરનાં ઘરમાં હું છું,
ન રાખતો પાલનારમાં કશી ખાંપણ. ૩.

હીમત અને દાહપણ બહુ હું ધરાંઉછું,
કરે જે શેવા બીથીઆર માહરી,
ઓહધે એલમે તેમને ચહડાંઉછું,
રાખે જે મગજમાં યાદગારી માહરી. ૪

મદદ તમને હું કરી શકુછું,
જો નોકદાર શલીનો ઊપીયોગ એક કરો,
કયો તમારા હાતને હું ખાતરીથી કહુછું,
નાહશથે દલીનદર તમારૂં બંને શરતનો ધોરો. ૫

૨. કેટલીએક લેંશ તરણ રશતે વેંહચાઈ ગઈ ને શાત ત લાવમાં પાંણી પીઇને નવ જાહાડ તલે વીશાંમો લીધો. હવે કહો બેકની ઓ કે દરએક રશને કેટલી લેંશ ગઈ. દર ૧ તલાવમાં કેટલી લેં શે પાંણી પીધું અને દર ૧ જાહાડ હેથે કેટલી લેંશ બેઠી?

૩. તાંકી વાલો ૫તર તાંકે,
ઊપર બેસે પાંએ રે.
તે ૫તરમાં એવું શાત નહી,
કે તાંકી વારાને ખાએરે.

૪. પાંટી પાંટી માલન વીને,
તે પાંટીમાં જીવ રે.
જે કારણથી પાંટી વીને,
તે શો ૫તર હીનરે.

## ખોલાસો ગઈ વેલાનો.

૧. હજાર—હર.
૨. બારણું.
૩. આંખ. eye.
૪. ઉવા.
૫. ૧—બેજન અને મનીજેહ.
 ૨—રૂસતમ અને સોહરાબ.
 ૩—જમશેદ અને જોહાક.
 ૪—શીયાવખશ અને ૫રંધીજ.
 ૫—હજમબાદ અને ઠમણનાજ.
 ૬—જાંહાંબખશ અને ગુલરૂખશાર.

=0000=

## ઈરાંનીઓ ઊપરનો ગજબ.

(હરિગીત વૃત્ત.)

આજ કાલ શો પડયો કાળ, દેશ ઈરાન આંહિં રે;
પૂર્વ વતંન રે તમ્હારૂં, યશસ્વિ પારસિ બાઇરે. ૧.
ચતૂર વર્ષ થયાં આજ પણ, દેશમાં વૃષ્ટિ નાંહિં રે;
ઝાડ પ્રાણી મનુષ્ય કોટિ, સુકાએ બહુ તાંહિં રે. ૨.
શો ગજબ ક્યાંનિ ટોળા પ્રતિ, ગુજરે આજ મ્હોટરે;
ક્ષુધા તૃષા રોગે થાયે, નાશ નહિં કંઈ છોટરે. ૩.
કુમળાં બાળક રત્ન સર્ખાં, દધિમાં ભોગ થાયરે;
અબળા શીલ સ્થાણિ કેરા, અરર જીવ જાયરે. ૪.
વળુ માબાપ રઝળે બાળ, પડે ગાંડાં થાઇરે;
પ્રદેશ આવિ ડુસકે રુવે, બેલી નથી કોઇરે. ૫.
બળહીણ થઇ યુવાન મર્દો, મતો આવે આંહિં રે;
ક્યો ક્હેર કાળે કાળો, જોડો નથી કાંહિં રે. ૬.
રસ્તે લુટાતાં સર્વે ભમતાં, મર્તાં આવે આમરે;
સ્વદેશતણો ત્યાગ કરિને, આપો લોક ધામરે. ૭.
રે ઉઠો પારસિઓ તમે, લાવિ હૃદયે રહેમરે;
કાળ રિપૂથિ હમજાતિઓ, મર્વા દેઓ કેમરે; ૮.
નિરાશ્રિત રંક મર્તા પેખિ, સહૂ લો ઉગારિરે;
તન મન ધને ધર્મ કેરી, બિડો હામ વિચારિરે. ૯.

(દોહરા.)

સકલ શેઠીઆઓ સહુ, સમજો ચતુરસુજાણ;
ટળવળતા ઈરાનિને, આપો જીવતદાન. ૧૦.
દીન હીન ભૂખે મરે, થાયે બહુ હેરાન;
જાતિભાઇયો આપણા, આપો જીવતદાન ૧૧.
જનો વખાના મારથી, મરે થઇ બેભાન;
ટહાડ તડકામાં ખરે, આપો જીવતદાન. ૧૨.
વના મા બાપ કકલે, બાળક રે નાદાન;
દુઃખ દેખી તેઓતણું, આપો જીવતદાન ૧૩.
શત્રુ થઇ નવ બેસવૂ, ધરવિ વાત એ કાન;
પિગળાવી લાવી દયા, આપો જીવતદાન. ૧૪.
સુજતાની આફતસ્હું, રૂઠયું રે અસમાન;
ઉગારવા તેથી ખરે, આપો જીવતદાન. ૧૫.
દયા દાન મનુષ્યપ્રતી, એજ ધર્મ ફરમાન,
લક્ષ પૂર્વક ધરી અને, આપો જીવતદાન. ૧૬.
સદ પારસિયો આ સમે, દેખાડો અભિમાન;
જાતિ ભાઈ રક્ષણ અર્થ, આપો જીવતદાન. ૧૭.
ઈશ્વર તમ મનમાં વસો, કેકે નોશિરવાન;
ધરમ ધુરંધર ક્યાનિયો, આપો જીવતદાન. ૧૮.

ગણદેવી, ફેબ્રુઆરી ૧૮૭૨.

નસરવાનજી દ્દરતમજી સિપા

—o—

## ભણવા વિષે.

(પદ—રાગ સોરઠ)

"રે જગનાથા, કાજ તું સાર"—એ રાગ.

રે જન[1] પ્યારાં, માન વધાર. ટેક.

વિદ્યા સાગર પાર વિનામાં,
સૂખ તરંતાં મોટૂં; રે જન પ્યારાં૦ ૧.
વિદ્યા ધામે[2] બ્રહ્મ વસેછે,
સદ ભણી તે જો તૂં; રે જન પ્યારાં૦ ૨.
વિદ્યા વૃક્ષે[3] નીતીફળ ઉગે,
ચાખનિ સંધિ ન ખો તૂં, રે જન પ્યારાં૦ ૩
વિદ્યા આરી[4] વ્હેમ શત્રુનૂં,
વહેરે બેટે મોટૂં; રે જન પ્યારાં૦ ૪.
વિદ્યા ભાવે[5] બહુ દુખ ભોગે,
કચડાઈ જન રોતૂં; રે જન પ્યારાં૦ ૫.
વિદ્યા લાવે લાભ ઘણા જો;
અરદે બેક નહિં ખોટૂં; રે જન પ્યારાં૦ ૬.

અરદેસી

---

૧ મનુષ્ય (પછી નર હોવો કે નારી.) ૨ ઘર. ૩ ૪ કરવત. ૫ વિદ્યાને અભાવે (વિદ્યાની ગેરહાજરીથી.)

---

મુંબઈ, દફતર આશકારા પરેસમાં બેહરામજી ફરદુન કંપનીએ છાપીયું તથા પરગટ કીધુંછે. હો૦ કોટ:—મેહર હોરમજજી સ્ત્રીટ, ના૦ ૯ તથા ૧૧.